॥ श्रीवटपतये नमः ॥



सदाचारेण संयुक्तं पूर्वाचार्यानुवर्तिनम् ।
श्रीजीवरामनामानं गुरुं वन्दे पुनः पुनः ॥

(पं. मायरामकृतस्तवनम्)

શ્રીમદ્ પયઃસર (દુવરેજ) સ્થિત શ્રીવટપતિ પીઠાધીશ્વર

**મહંત મહારાજ શ્રીજીવરામદાસજી ગુરૂ શ્રીરઘુવરદાસજી મહારાજ**

મું. દુવરેજ

જન્મ સંવત્ ૧૯૫૫ કાર્તિકશુદીપ્રતિપદા.

# આદિ શબ્દ

"तितीर्षुर्दुस्तरं मोहादुडुपेनास्मि सागरम्"

વિદ્વદ્વર્ય વેદાન્તતીર્થ પંડિતજી શ્રીમાયારામજી વિરચિત "શ્રી સત્પુરુષચરિત્ર પ્રકાશ" ગ્રન્થના આદિ શબ્દમાં મારે જે કહેવાનું છે તેના બે વિભાગ પાડવામાં આવ્યા છે —

**૧ સન્ત અને સન્તજીવન**

**૨ ગ્રન્થ અને ગ્રન્થવિવેચન**

સૌરાષ્ટ્ર વીરોની ભૂમિ છે એથી અધિક એ દેવોની પ્રિય ભૂમિ છે, સૌરાષ્ટ્ર રૂધિર રંગ્યો લાગે એથી અધિકતર એ સન્તરંગી છે. સૌરાષ્ટ્ર એનાં પંચરત્નોમાંનાં પ્રસિદ્ધ સરિતાઓનાં નીર કરતાં મહાત્માઓનાં જ્ઞાન નીરથી વધુ પુનિત છે સૌરાષ્ટ્રનો સ્થૂલ દેહ વિવિધ રંગી છે, પણ એથીયે વધુ ઉજ્જ્વલ એનો અક્ષર દેહ—આત્મ વિભૂતિ છે.

દેવોનાં ઉપવન જેવું સુન્દર સૌરાષ્ટ્ર માત્ર દેહનાં સૌન્દર્યે જ દીપતું હોત અને આત્મ-જ્યોત વિહોણું હોત તો એ પુનિત સતીનાં શીલસૌન્દર્ય જેવું ન રહેત પણ અપ્સરાનાં માદક રૂપ જેવું હોત. સૈકાઓ થયાં સૌરાષ્ટ્ર પુનિત ને પ્રાણવાન રહ્યું હોય તો એના સંતોના આત્મ પ્રભાવે.

સૌરાષ્ટ્રમાં માનવીના ભોગ માટે તલસતા એટલા મેડી કિલ્લાઓ નથી જેટલી યોગીઓની ગુફાઓ, ભોંયરા ને સંત આશ્રમો છે. સૌરાષ્ટ્ર તો યોગીઓનું પ્રિય ધામ—પિયર છે; એટલે જ આર્યાવર્તનાં ખૂણે ખાંચરેથી પણ યોગીઓએ પધારી સૌરાષ્ટ્રને સન્ત કુંજ બનાવી પાવન કર્યું છે; યોગેશ્વર કૃષ્ણચંદ્રને પણ મથુરાની માયા મૂકાવી સૌરાષ્ટ્રે આકર્ષ્યા અને ભગવાને સૌરાષ્ટ્રને અપનાવી દ્વારિકાને જગતનું મહાતીર્થ કરી સ્થાપ્યું. ભગવાનનાં દેહોત્સર્ગનું પુણ્યતીર્થ પ્રભાસપાટણે સૌરાષ્ટ્રને તીરેજ શોભે છે આમ પ્રભુ પનોતા સૌરાષ્ટ્રના પાદ ધોતો સાગર સદૈવ બ્રહ્મનાદ જેવું કાળનાથે મહાકાળનું ઘોર ગંભીર ગીત ગાયા જ કરે છે.

ભગવાન મહાવીરને પણ જન્મભોમ બિહારનાં વિહારે શાન્તિ ન થઇ એટલે દૂર સુદૂર આવેલ સ્વર્ગખંડસમા સૌરાષ્ટ્રમાં પધારી સિદ્ધક્ષેત્ર શત્રુંજયને જૈનોનું મહાતીર્થ બનાવ્યું.

ભગવાન બુદ્ધનાં આદેશભીના દેવપ્રિય અશોકે સૌરાષ્ટ્રની દેવભોમને ધર્માજ્ઞાઓની વ્યવસ્થા કરતી વખતે નથી વિસર્યો એની સાક્ષી સમો ધર્માજ્ઞાઓનો શિલાલેખ અદ્યાપિ જીર્ણ દુર્ગ જુનાગઢને દીપાવી રહ્યો છે.

શ્રી સહજાનંદ સ્વામીજીને છપૈયામાં જે સિદ્ધિઓ અલભ્ય લાગી તે સૌરાષ્ટ્રમાં લોએજની જ્ઞાનવાવ ઉપર સહજ સુલભ થઇ.

ઝાલાઓ મખવાન અલટંકના ક્ષત્રીય છે. એમનું માર્કંડેય ગોત્ર, યજુર્વેદ, માધ્યંદિની શાખા અને ભાર્ગવ, ઔરવ અને જામદગ્નિ એ પ્રવરત્રય છે.

યોગરાજજીનાં ધર્મપત્ની મહારાણી ગંગાદેવી યથાનામા તથા ગુણા જેવાં પરમ પુનિત અને સતી હતાં. એમનીજ કુખે સાં. ૧૬૬૮ માં આ સંત શિરોમણી સામતસિંહજીનો જન્મ થયો જે આગળ જતાં 'ષટપ્રજ્ઞ' ને નામે ગુજરાત ને કચ્છ કાઠિયાવાડમાં પ્રસિદ્ધ થયા.

યોગરાજજી અને મહારાણી ગંગાદેવીએ યૌવનને ઉંબરે પગ મૂકતાંજ સંયમના સ્વાંગ સજેલ. એમનું પરિણીત જીવન આદર્શ હતું. યોગરાજજી યોગમાં ખૂબ આગળ વધેલ હતા. અને મહારાણી ગંગાદેવીએ ખૂબ ભકિત પરાયણ હતાં. ભગવાન્ નળેશ્વર એમના ઉપાસ્ય દેવ હતા. મહારાણી ગંગાદેવીએ ભગવાન્ નળેશ્વરની ઘણો લાંબો વખત ઉપાસના કરેલ. એકવખત શ્રાવણ માસમાં ગંગા દેવી નળેશ્વરના ઘુમ્મટ નીચે પૂજા પાઠ આદિ કાર્યથી પરવારી સુતાં હતાં. ત્યારે એમને સ્વપ્ન આવ્યું કે એમને પેટ એક દૈવી પુરૂપ અવતરશે કે જે મહાન્ સંત થશે. મહારાણીને એ અરસામાંજ ગર્ભ રહ્યો.

આજ આષાઢની પૂર્ણિમા હતી. વરસાદનાં અમી વર્ષણથી સૃષ્ટિ આખીમાં પ્રાણ ને તેજ વિલસતાં હતાં. વરસાદ હમણાજ વરસી રહ્યો હતો. ને પૃથ્વીમાંથી મધુર પરિમલ ચારે દિશાએ પ્રસરતો હતો. વનરાજીમાં સ્નાન કરી ઉઠેલ સુંદરી જેવાં રૂપ ને તાજગી હતાં. પૃથ્વીનું રૂપ આજે અજોડ હતું. કોઇ શ્રીમન્તીની સ્ત્રી જેવો પ્રાણનો થનગનાટ એ અનુભવી રહી હતી. મોરની કેકાથી જગત સંગીતમય હતું. વરસાદે જગતની તૃષા હમણાંજ છીપાવી હતી. જાણે જગત્ની જ્ઞાન તૃષા છીપાવનાર કોઇ સંતનાં આવાગમનની આગાહી આપતો ન હોય! સંતના પ્રસવ કાળને પક્ષીઓ પોતાના કલરવથી વધાવી રહ્યા હતા. પુષ્પોનાં પરાગ અને પરિમલે વાતાવરણ સભર ભર્યું હતું. સમીર મન્દ ને સુવાસિત હતો. મધ્યાહ્ન પણ એનો સહજ ધર્મ ભૂલી ઉષા જેવી શીતળતા પાથરી રહ્યો હતો. સૃષ્ટિએ એના જન્મથી આજ સુધીમાં કોઇકજવાર અનુભવેલ એવું રૂપ, તાઝગી ને શાન્તિ એ આજ જ્યારે અનુભવી રહી હતી ત્યારે અભિજીત નક્ષત્રમાં યોગરાજજીના રાજભુવનમાં કુમાર સામતસિંહજીના જન્મની મંગલ વધાઇ ફરી વળી એ સમયે યોગરાજજીએ અનેક ગાયો ને સુવર્ણનાં દાન કર્યાં. કવિઓએ પ્રશસ્તિ ગાઇ બ્રાહ્મણ તથા સાધુઓએ મંગળ આશીર્વચન કહ્યાં. અને આખાએ રાજ્યમાં મહાન્ ને મંગળ ઉત્સવ થઇ રહ્યો.

સામતસિંહજીથી નાના ભાઇ આંબાજીનો જન્મ સં. ૧૬૭૧ માં થયો..ત્યાર પછી અજયસિંહજી, મેંગલજી અને મેળાજીના જન્મ થયા અને સૌથી નાનાં બેન ચમ્પાબાઇનો જન્મ થયો. સામતસિંહજીની દેહકલા દ્વિતીયાના ચંદ્રની કળા પેઠે દિવસે દિવસે વધવા લાગી.

સં. ૧૬૬૮ ની સાલ હતી. એકવાર કુમાર સામતસિંહજી અને આંબાજી મૃગયા માટે નિકળ્યા. ઉનાળાનો પ્રખર તાપ બન્ને સુકોમળ ભાઇઓને અકળાવી રહ્યો હતો. પંથ અતિ લાંબો કર્યા છતાં કાંઇ શિકાર મળ્યો નહીં, ત્યારે પાણીની તૃષાથી આકુળવ્યાકુળ થતાં બન્ને ભાઇ નળેશ્વરનાં વનમાં ઝિલ્લકા સરસ્વતીના કાંઠે આવ્યા. મહાત્માશ્રી યાદવસ્વામીનું આશ્રમ

અહીંથી બહુ નજીક હતું એટલે આ સ્થળે કણ્વના આશ્રમ પેઠે **'विश्रब्धं हरिणाश्चरन्ति'** હરિણ અને પ્રાણી માત્ર નિર્ભય થઇ વિચરતાં હતાં. બન્ને ભાઇઓ પાણી પીવા ઝિલ્લકા સરસ્વતીને તીરે આવ્યા ત્યાં સામે કાંઠે મૃગને સ્વસ્થ અને નિર્ભય ચિત્તે પાણી પીતો જોઇ બાણવડે વિંધી નાખી એનો પ્રાણ લીધો.

મહાત્મા શ્રીયાદવસ્વામી સરસ્વતીના ઉત્તર કિનારે આ વખતે મધ્યાહ્ન સંધ્યાપાસના કરી જપ કરતા હતા. તેમને આ બે ક્ષત્રીય કુમારોનું આ નિંદ્યકૃત્ય જોઇ બહુ દુઃખ થયું તેથી મરેલ મૃગને મૃતસંજીવન મંત્રનો ઉચ્ચાર કરી જળ છાંટી તેમણે સજીવન કર્યો.

મહાનુભાવ યાદવ સ્વામીનો આ અદ્‌ભૂત પ્રતાપ જોઇ બન્ને ભાઇઓના અંતરમાં ભારે પરિતાપ થયો એટલે બન્ને ભાઇ લજ્જાથી નત મસ્તકે યાદવ સ્વામીના પગમાં પડયા અને પાપમય સંસારમાંથી તરવા ત્યાગ જેવું બીજું એકે સાધન નથી એમ માની દીક્ષા આપવા ગદ્‌ગદ્ કંઠે યાચના કરી અને પોતાનાં આયુધ ત્યાંજ ભાંગીને ફેંકી દીધાં. મહાત્માના પુનિત સ્પર્શથી બન્ને ભાઇઓની પાપવાસના આમ એક ક્ષણમાં ક્ષય પામે છે અને પ્રબળ ત્યાગ વૃત્તિ જન્મી બન્ને કુમારોએ પોતાની સ્વામીજીને પીછાન આપી અને પોતાના દુષ્કૃત્ય માટે બહુજ પશ્ચાતાપ કરી સ્વામીજીના વરદ હસ્તે દીક્ષિત થઇ અભય થવા ફરી ફરી નમ્ર હૃદયે પ્રાર્થના કરી સ્વામીજીનાં દિલમાં બન્ને સુકુમાર કુમારોની પ્રાર્થનાથી અનુકંપા પ્રગટે છે તેથી તેમનાં માતા પિતાની આજ્ઞા લઇ આવ્યા બાદ સં. ૧૬૮૬ ના ભાદરવા શુદિ ૫ ના રોજ વિધિપૂર્વક નૈષ્ઠિક બ્રહ્મચર્યની દીક્ષા આપેલ પોતાના બન્ને કુમારોના દીક્ષાની પ્રસંગે મહારાજા યોગરાજજી તરફથી નળેશ્વરની આસપાસનો પ્રદેશ નળેશ્વરનાં આશ્રમનાં નિર્વાહ માટે અર્પણ થયો. અને ત્યાં ભવિષ્યમાં કોઇએ શિકાર ન કરવો એવી રાજઆજ્ઞા લખાણી છે. સ્વામીજીએ બન્ને ભાઇઓનાં નામ સ્વસંપ્રદાયાનુસાર ષટપ્રજ્ઞચૈતન્ય અને અમરપ્રસાદચૈતન્ય એવાં રાખ્યાં. સામતસિંહજીનું નામ ષટ્પ્રજ્ઞ રાખવાનું કારણ એ હતું કે તેમની બુદ્ધિ શમઆદિ ષટ્સંપત્તિઓમાં નિમગ્ન હતી.

ઋષિ પંચમીને દિવસે યાદવ સ્વામીએ બન્ને ભાઇઓને દીક્ષા આપી આશીર્વચન ઉચ્ચાર્યું કે આ ઝીલ્લકા સરસ્વતીમાં ભાદરવા શુદિ ૫ ના રોજ જે કોઇ ત્રણ વખત સ્નાન કરી ત્રણ દિવસ જાગરણ કરશે તે ભૂત પ્રેત વિગેરેની બાધાથી મુકત થશે.

સ્વામીજીએ તેમને અદ્વૈત સંપ્રદાય અનુસાર એક કાષાયવસ્ત્ર, રૂદ્રાક્ષની માળા અને લલાટમાં ભસ્મ આદિનું ત્રિપુંડ પ્રસાદી રૂપે આપી દીક્ષિત કર્યા. સગુણ બ્રહ્મની ઉપાસના માટે શ્રી ષટ્પ્રજ્ઞજીની ઇચ્છાનુસાર નિર્ગુણ બ્રહ્મ ઉપદેશ પૂર્વક શ્રી રામ તત્વનો ઉપદેશ કરી રામચંદ્ર મંત્રની મહત્તા તેમને કહી સંભળાવી ભગવાન રામચંદ્રમાં તેમની દૃઢઆસ્થા કરાવી.

સમય જતાં મહારાજા યોગરાજજી સ્વર્ગવાસી થયા અને તેમના ત્રીજા કુમાર અને ષટ્પ્રજ્ઞ સ્વામીના નાનાભાઇ અજયસિંહજી (અજાજી) ઝીંઝુવાડાની ગાદીએ આવ્યા. અજાજીને મૃગયાનો બહુ શોખ હતો તેથી વખતો વખત નળેશ્વરના નજીકના પ્રદેશમાં ધર્માજ્ઞા વિરૂદ્ધ પોતે શિકાર કરતાં સ્વામીજીએ ઘણીવાર આમ ન કરવા સમજાવ્યા છતાં પોતે વિનાશ

કાળે વિપરીત બુદ્ધિઃ અનુસાર પોતાની હઠ ન મૂકી ત્યારે એકવાર ષટપ્રજ્ઞસ્વામીએ એમને કહ્યું કે તમે આપણા પિતાશ્રી યોગરાજજી મહારાજની રાજઆજ્ઞા લોપી કુળ ધર્મ વિરૂદ્ધ આશ્રમ નજીક શીકાર કરો છો તો તમે ક્ષત્રીય ધર્મથી પતિત થશો આમ કહી ગુરૂ તથા પોતે ત્યાંથી ચાલી નિકળ્યા ને પયઃસર–દુધરેજ પધાર્યા.

× × × +

દિવસો ગયા તેમ તેમ અજાજી પોતાનાં દુષ્કૃત્યોમાં ઉન્મત્ત બન્યા. એવામાં હળવદના મહારાજા રાજસાહેબ શ્રીચંદ્રસિંહજી અંબાજીની યાત્રાએ જતાં રસ્તામાં ઝીંઝુવાડામાં અજાજીના મહેમાન થયા અને અજાજીને સાથે લઇ આગળ યાત્રાએ પધાર્યા. ત્યાંથી વળતાં અંબાજી નજીક અજાજી ભૂલા પડી મહારાજા રાજસાહેબથી જુદા પડી ગયા અને રસ્તામાં કોળીનાં ઘરનું અજાણથી પાણી પીધું. આ વાત પોતેજ મહારાજા ચંદ્રસિંહજીને જાહેર કરી એટલે તેઓએ અજાજીને જન સમુદાય વચ્ચે પ્રાયશ્ચિત કરવા કહ્યું પણ અજાજીને આ વાત અપમાનજનક લાગવાથી મહારાજા ચંદ્રસિંહજીનું અજાજીએ સામું અપમાન કર્યું તેથી મહારાજાએ અજાજીને કેદ કરી તેમની ઝીંઝુવાડા ચોવીશી ખાલસા કરી. ભાવિ મિથ્યા થતું નથી. કેટલાએક વર્ષો બાદ મહારાજાએ અજાજીને નજર કેદમાંથી મુક્ત કર્યા. અજાજીએ કટોસણ વિગેરેનાં પિલવૈ ઠાકોરોની મદદથી પોતાની ઝીંઝુવાડા ચોવીશી કબજે કરી અને ઠરાવ મુજબ ગાદી મળ્યા પછી કટોસણના પિલવૈ ઠાકોરની કન્યા પરણ્યા ત્યારથી અજાજી અને તેના વંશજો કોળી ઠાકરડા તરીકે ઓળખાવા લાગ્યા. તેઓનો સંબંધ ઝાલા ક્ષત્રીઓથી ભિન્ન થયો. આમ ભાવિપ્રાબલ્યથી અજાજીનો કોળી ઠાકરડાઓથી સંબંધ થયો અને એમના વંશજો રાહાણી અને મેરાણીનાં નામે અદ્યાપિ ઓળખાય છે તેમજ ઝીંઝુવાડાનો ગીરાસ ખાય છે.

× × + +

યાદવસ્વામીનાં નિર્વાણ પછી ષટ્પ્રજ્ઞસ્વામી અને અમરપ્રસાદજી યાત્રાર્થે ભારતનું પર્યટન કરતાં કરતાં મોક્ષપુરી અયોધ્યામાં પધાર્યા. ષટ્પ્રજ્ઞસ્વામીની ભગવાન્ રામચંદ્રમાં અચળ નિષ્ઠા હતી એટલે એમને અયોધ્યામાં પગ મૂકતાંજ અપૂર્વ આનંદ થયો. અને રામધૂનમાં અનેક દિવસો વિતાડયા.

ચૈત્રમાસ હતો. ઋતુરાજ વસંતને ભગવાન રામચંદ્રના ચરણ કમલની રજથી પુનીત અયોધ્યા પૂરીથી વિખુટા પડવું વસમું લાગતું હોય તેમ અયોધ્યા આસપાસનાં પ્રદેશમાં વસન્તનું સમ્રાજ્ય હજુ પણ જામ્યું હતું. પતિત પાવની ભગવતી સરયુનો જળ પ્રવાહ ભગવાન રામનાં વિયોગે કૃશાંગી સીતા જેવો અતિ નાજુક મંદમંદ અવાજ કરતો વહી-રહ્યો હતો. નવમીનો ચંદ્ર અયોધ્યા અને સરયૂ ઉપર ભગવાન રામની કૃપા જેવો કૌમુદી અભિષેક કરીરહ્યો હતો. રાત્રીના બાર વાગવા આવ્યા હતા ભગવાન રામચંદ્ર સદેહે સર્વ અયોધ્યાવાસીઓને સ્વર્ગમાં લઇ ગયેલ તેમ આજ પણ સ્વર્ગોત્સુક આખી અયોધ્યા નગરી ભગવાન રામનાં ધ્યાનમાં મગ્ન હોય એમ સુતી હતી. કોઇ વિરહિણી સ્ત્રી રાત્રીભરનાં જાગરણ પછી જંપી જાય એમ સરયૂનાં જળને જળચર બન્ને જંપી ગયાં હતાં. બ્રહ્માંડભરને કોઇ અપૂર્વ શાન્તિ આવરી રહી હતી ત્યારે સ્વામીષટ્પ્રજ્ઞ અને અમરપ્રસાદજી આ શાન્તિનાં અમૃત પીતાં રામઘાટ ઉપર સુતા હતા સરયૂ મૈયા એના ખોળામાં સુતેલ આ બે બાળકો જેવા સંતોને જળસીકર છાંટી શાન્તિ આપી પોઢાડી રહી હતી. ષટ્પ્રજ્ઞસ્વામી રામધૂનમાંજ સમાધિસ્થ દશામાં નિદ્રાધીન થયા. ત્યાં

ભકતવત્સલ ભગવાન રામચન્દ્રે ષટ્પ્રજ્ઞસ્વામીની અનુપમ ભક્તિ જોઇ તેમના ઉપર પ્રસન્ન થઇ પોતાનાં વાસ્તવિક સ્વરૂપનો તેમને ઉપદેશ કરેછે અને જેમ ભગવાને ત્રિલોચન ભકતનું છાપરૂં છાયું, ભકત નામદેવના હાથોહાથ દુધ પીધું ચિત્રકુટમાં બાળસ્વરૂપ લઇ ભકતશિરોમણિ તુલસીદાસજીનું ચંદન લીધું તેમ પરમ રામભકત ષટપ્રજ્ઞસ્વામી ઉપર કૃપા કરી બટુક રૂપ ગ્રહણ કરી પોતાના વરદ હસ્તે ભગવાન રામચંદ્રસ્વામીજીના લલાટમાં ઉર્ધ્વ ત્રિપુંડ્ર કર્યું અને ગળામાં તુળસીની માળા પહેરાવી આશીર્વાદ આપ્યો અને અંતર્ધ્યાન થયા.

× + + +

સં. ૧૬૯૮ની સાલ હતી. ભારત વર્ષની યાત્રા પુરી કરી સ્વામીજી દુધરેજ પધાર્યા. પોતાના દાદા ગુરૂ રઘુનાથસ્વામીએ સ્થાપેલ આશ્રમમાં રહેવા લાગ્યા સ્વામીજીએ એક દિવસ વડવાઇનો એક કટકો જમીનમાં રોપ્યો અને ગામમાંથી આયરોની સુકુમાર કુમારિકાઓ જે દરરોજ સવારમાં સ્વામીજીને દુધ પાવા આવતી તે દુધ પોતે ન પીતાં કુમારિકાઓને પોતે રોપેલ વડવાઇને પાવા આજ્ઞા કરી. ભાવિક કુમારિકાઓ શ્રદ્ધાથી એ આજ્ઞાનું પાલન કરતી. આમ કૈંક દુધનાં સીંચનથી, કૈંક એ મધુર ને ભોળી બાળાઓના હૃદયના ભાવથી અને સૌથી વિશેષ તો એ યોગીન્દ્રના આત્મ પ્રભાવે એ વડવાઇમાંથી ફાગણ વદી પ્રતિપદાના રોજ અંકુરનાં દર્શન થયાં. કાળ જતાં એમાંથી મહાન વડવૃક્ષ થયું કે જેનાં પાન અનેક ભાવિક ભકતોએ સુવર્ણનાં જોયાની દંત કથા સાક્ષી પૂરે છે.

ત્રણ ત્રણ સૈકાના ઇતિહાસનું સાક્ષીભૂત આ વડવૃક્ષ હજુયે ઉભું છે અને આ વડવૃક્ષના સ્મરણદ્વારા એ મહાનુભાવ યોગીન્દ્રની સ્મૃતિ અમર રાખવા આ ધામને લોકો "વડવાળા"નું ધામ કહે છે. અને અંકુરનાં પ્રથમ જન્મની ફાગણ વદી પ્રતિપદાની તિથિએ આજ પણ આ ધામમાં મહોત્સવ ઉજવાય છે.

× × × ×

આમ ષટ્પ્રજ્ઞ મહારાજ આખું જીવન ભક્તિ, ઉપદેશ અને યાત્રામાં વિતાડી સં. ૧૭૮૬ ચૈત્રી ૦)) ના રોજ નિર્વાણ પામ્યા. એમણે સમાધિસ્થ થતાં પહેલાં જપ માટે જે બેરખો પોતાની પાસે અનેક વર્ષોથી રાખેલ તે તેમના શિષ્ય લબ્ધરામજીને આપ્યો અને કહ્યું કે જેને હડકાયું કુતરૂં કરડે તેને આ બેરખો છાશમાં બોળી તે છાશ પાઇ દેશો તો હડકવાનું ઝેર નડશે નહીં. ત્યાર પછી તો પૃથ્વીદેવીએ ભગવાન્ સવિતાનારાયણની બસેંહ બસેંહ પ્રદક્ષિણા કર્યા છતાં પણ એ બેરખાનો પ્રભાવ આજ પણ એવોને એવો છે અને હડકવાનાં અનેક દર્દીઓને એ આશીર્વાદ સમાન છે. આમ આવા એક મહાનુભાવ સંતની જીવનકલા સંકેલાઇ ગઇ છતાં એમની જીવન સુવાસ તો ચારેકોર ફોરી રહી છે. એમના સમાધિસ્થાનની યાત્રાએ દર વર્ષે એક લાખ જેટલા ભાવિક યાત્રાળુઓ આજ પણ આવે છે. એ સંતની જીવન—ચંદ્રિકાએ રાહ ભૂલેલાં અનેકના રાહમાં મંગલ જ્યોતિ પાથરી એમને જીવનનો ખરો રાહ બતાવ્યો છે અને આ મહાનુભાવ સંતને નામે અનેક ભાવિક નરનારીઓ આ અસાર સંસારને તરી ગયાં છે. એમના ભાણ સાહેબ જેવા અનેક સમર્થ અનુયાયીઓએ ભકત પરંપરાને સજીવ ને સનાતન રાખી છે. એવા મહાનુભાવ સંતને હજારો વંદન કરી પ્રાર્થીએ કેઃ—

**असदो मा सद् गमय । तमसो मा ज्योतिर्गमय । मृत्योर्मामृतंगमय ॥**

× × × ×

# ગ્રન્થ અને ગ્રન્થવિવેચન.

હિન્દુધર્મ સનાતન ધર્મ કહેવાય છે એ એની પરિવર્તન શીલતાને આભારી છે. હિન્દુ ધર્મે અનેક સંસ્કરણ, પલટા કે પરિવર્તન આધાં છે અને એ રીતે યુગે યુગે ધર્મનું સંસ્કરણ પ્રખર ધર્માચાર્યોને હાથે થતું રહ્યું છે. એટલેજ એનાં તત્ત્વો ખાબોચીયાંના નીર જેવાં મેલાં કે જીવનહીન નથી થયાં પણ મહાસ્રોતનાં અખંડ ને અસ્ખલિત વહેતાં જળ જેવાં પ્રાણવાન ને સજીવ રહ્યાં છે. યુગે યુગે થતાં આવાં અનેક પરિવર્તનોએ હિન્દુધર્મને નવો પ્રાણ આપ્યો છે અને તેનો તેજો વધ થતો અટકાવ્યો છે. હિન્દુધર્મ આમ સંસ્કરણોદ્વારાજ સનાતન યૌવન જેવું નવજીવન મેળવી પોતે સજીવ રહી યુગો થયાં પૃથ્વીની માનવ મેદિનીનાં અતિ મોટા સમુદાયને પ્રાણ ને પ્રેરણા આપી રહેલ છે. પરિવર્તન એટલે વિચ્છેદ નહીં પણ વિકાસ છે. રૂઢીચુસ્ત લોકસમાજે છતાં આદિ કાળથી આવાં જીવનદાયી પરિવર્તનો-સંસ્કરણોને તીરસ્કાર્યાની ઇતિહાસ સાક્ષી પૂરે છે. જુના કરારથી ( Old Testament ) ચીઢા થયેલ જ્યુ લોકો નવા કરાર ( New Testament ) ના પ્રકાશને ન ઝીલી-જીરવી શક્યા એટલેજ સંત ઇશુએ પોતાની આસ્થા ને શ્રદ્ધા વધઃસ્તંભ ઉપર આત્મસમર્પણ કરી સિદ્ધ કરી. આમ વિશ્વનો ક્રમ ચાલશે ત્યાં સુધી પરિવર્તનો થયાજ કરશે. અને આવાં જીવનદાયી અને શુદ્ધિકર પરિવર્તનોને જે ધર્મ પચાવી પોતાનાં કરી લેશે તેજ ધર્મ સનાતન રહેશે. આવાં પરિવર્તનોને પોતાનાં કરી પચાવી લેવાં એ હિન્દુધર્મની પ્રકૃતિ છે એટલેજ એ સનાતન છે અને તેથીજ તે સનાતન ધર્મ કહેવાય છે.

પુરૂષ અને પ્રકૃતિ-સ્ત્રી અને પુરૂષ અન્યોન્યનાં બાધક નહીં પણ પૂરક છે. હિન્દુ સંસ્કૃતિમાં પણ બહારથી જુદા જુદા દેખાતા ધર્મોએ ભારતની ધાર્મિક સંસ્કૃતિની અખંડ એકતાને પોષવાનોજ પ્રયત્ન કર્યો છે. જુદી જુદી વિચારશ્રેણીદ્વારા આચાર્યોએ **एकमेवअद्वि-तीयम्** જેવી ધર્મની ભારતમાં અખંડ વહેતી આવેલ ધર્મભાવનાનેજ મૂર્તિમંત કરવા પ્રયાસ કર્યો છે અને એ વિવિધ પ્રયત્નોએજ હિન્દુ ધર્મને સનાતન વસન્ત પેઠે નવપલ્લવિત રાખ્યો છે. આમ આવા પ્રયત્નોએજ ભારતીય સંસ્કૃતિના જાહ્નવી જેવા મહા સ્રોતને અખંડ ને અસ્ખલિત વહેતો રાખ્યો છે. પૂજ્ય પંડિતજીનો આ પ્રયાસ એ એવું સંસ્કરણ કે પરિશોધનજ છે.

ગુરૂ શિષ્યના સંવાદદ્વારા કે પ્રશ્નોત્તરદ્વારા ગૂઢ જ્ઞાનના ગહન વિષયને સુગમ કરવાના પ્રયત્નરૂપ અનેક ગ્રન્થો સુવિદિત છે જેમાં શ્રીમદ્ ભાગવત, ભગદ્ ગીતા, યોગવાશિષ્ઠ પ્રભૃતિ અનેક સદ્ગ્રન્થોનો સમાવેશ થાય છે. વેદાન્તતીર્થ પંડિત માયારામજીનો ઉપરોક્ત ગ્રંથ આવીજ શૈલી ઉપર રચાયો છે. બૌદ્ધ સાહિત્યમાં પણ સુત્તનિપાત આદિ આ શૈલીનાં ઉદાહરણરૂપ ઘણા ગ્રન્થો છે અને જનસમાજને તે વધુ રૂચિકર ને માર્ગદર્શક નિવડયા છે. સાંપ્રત ધાર્મિક સાહિત્યમાં પણ આ પ્રથા નવી નથી. શ્રી સહજાનંદસ્વામીજીનું વચનામૃત તથા એ સંપ્રદાયનું સત્સંગજીવન, સત્સંગભૂષણ આદિ ગ્રન્થો આ પદ્ધતિએજ યોજાયેલા છે.

"**धर्मस्य तत्त्वं निहितं गुहायाम्**" પેઠે ધર્મનાં લોક કલ્યાણકારી તત્ત્વને બહુ કાળ સુધી સંસ્કૃત ભાષાની લોહ સૃંખલામાં જડી રાખવામાં એ તત્ત્વ જડ થતું જાય છે એ ભાન સાથેજ શ્રી સહજાનંદ સ્વામીએ પોતે અવગત કરેલ જ્ઞાન લોકભાષામાં ગુંથી પ્રાકૃત જન સમાજને માટે ધર્મનાં દ્વાર ખુલ્લાં મૂકયાં. સામાન્ય જનતા ઉપરને શ્રીજીમહારાજનો આ નાનોસુનો ઉપકાર નથી.

વેદાન્તતીર્થ પંડિત માયારામજી સંસ્કૃતના પ્રખર વિદ્વાન્ અને કવિ હોવા છતાં આવા જ્ઞાનગંભીર ગ્રન્થને સંસ્કૃતમાં ગુંથવાનો એમણે મોહ નથી રાખ્યો એ એમના નિર્મોહને અમારાં હજારો વંદન હો! ભગવાન બુદ્ધે પણ તેમના સમયમાં જ્ઞાનને લોકભોગ્ય કરવા પ્રયત્ન કરેલ; પણ એથીયે વિશેષ જ્ઞાનનાં દ્વાર સમસ્ત જનતા માટે ખુલ્લાં કરવાની આજે અનિવાર્ય જરૂર છે. પ્રજા જીવનની નાડનાં પંડિત માયારામજી જેવા કુશળ ચિકિત્સકે આ વાતની અગત્યતા પ્રીછી આ ગ્રન્થને લોકભોગ્ય કરવાને આદર્શ પ્રયત્ન કર્યો છે.

ભારતમાં યુરોપ જેવો સામ્રાજ્ય સ્થાપવાનો મોહ કદિ જન્મ્યો નથી, અને એથીજ ભારતે સામ્રાજ્યવાદનાં અનિષ્ટો ચાખ્યાં નથી; છતાં ભારતમાં કોઇ સામ્રાજ્ય હોય તો તે એનું અનાહત ધર્મચક્ર–ધાર્મિક સામ્રાજ્ય છે. ભારતીય ભૂગોળ ઉપરથી પ્રાન્તીયતા ભલે ભાસે પણ ભારતનું વિશાળ હૃદય તો ધર્મનાં એકજ તાને સદા સર્વદા તાલ આપી રહ્યું છે. સાગરની સપાટી ઉપરનાં વિચિક્ષોભ જેમ એનાં અંતરમાં–ઉદરમાં ક્ષોભ જગાડી શકતા નથી તેમ ભૌગોલિક પ્રાન્તીયતા ભારતના ભવ્ય આત્માને વિભકત કે પાંગળો નથી બનાવી શકી. જેમ ભારતનું ધર્મચક્ર સમસ્ત ભારતમાં એક ને અખંડ વહે છે તેમ એની ધર્મભાષા આધુનિક અર્થમાં એની રાષ્ટ્રભાષા પણ સદૈવ એકજ રહી છે એ ભવ્ય સત્યને પીછાની પૂજ્ય પંડિતજીએ આ **પરમ લોકહિતકારિ** ગ્રન્થને હિન્દી સુરસ કવિતામાં ગુંથાવી સંકુચિત પ્રાન્તીય ભાવનાને બદલે પોતાની વિશાળ રાષ્ટ્રીયતાનું જ્વલંત દૃષ્ટાંત પૂરૂં પાડયું છે અને એવી રીતે આ ગ્રન્થ ગૂજરાત ભોગ્યજ રાખી સંતોષ ન માનતાં રાષ્ટ્રભાષા હિન્દી જાણનાર તમામ સમધર્મીઓને માટે સુલભ કર્યો છે. રાષ્ટ્રીય અસ્મિતાના આ યુગમાં પંડિતજીનો આ મહદ્ લોકોપકાર છે.

સર્વ કોઇ ઉપરછલા વાચકને આ ગ્રન્થ સાંપ્રદાયિક લાગે એ વાત નિર્વિવાદ છે. અને ઘણાને સાંપ્રદાયિક ગ્રન્થોની અતિ સુગ હોય છે. એવા વાચકોને મારી નમ્ર પ્રાર્થના છે કે આ ગ્રંથને સાંપ્રદાયિક દષ્ટિએ વાંચવાની જરૂર નથી. પંડિત માયારામજીનાં હૃદય ઔદાર્ય જેટલોજ વિશાળ આ ગ્રન્થનો વિષય છે. આ ગ્રન્થ યોજનામાં પંડિતજીનો કોઈ નવીન સંપ્રદાય કે મત સ્થાપવાનો ઇરાદો નથી છતાં પંડિતજીનો કોઇ સંપ્રદાય—સિદ્ધાન્ત હોય તો તે તેમનો પરમ-પ્રિય અદ્વૈતવાદનો સિદ્ધાન્તજ છે કે જેને સર્વમત શિરોમણિ સ્થાપવાનો તેમનો આ ભગીરથ પ્રયાસ છે. એટલે આ ગ્રન્થને સાંપ્રદાયિક માની એને ન અવગણતાં આ ગ્રન્થમાં જ્યાં જ્યાં શ્રી નીલકંઠ સ્વામી, રઘુનાથપુરી, યાદવ સ્વામી કે ષટ્પ્રજ્ઞજીનાં નામ આવે ત્યાં ત્યાં વાચક પોતાના પરમપૂજ્ય ગુરૂનાં નામ કલ્પી લઇ ગ્રન્થાવલોકન કરી જશે તો જીવન રસાયન જેવા આ ગ્રન્થમાં પીરસાયેલ જ્ઞાનામૃતનો રસાસ્વાદ માણશે. હરકોઇ વાચક આ ગ્રન્થના પચીસે

મયૂખોને ધીરજથી વાંચી જઇ પચાવવા યત્નશીલ થશે તો સનાતન ધર્મના સર્વ સિદ્ધાન્તોનું સબળ, ભવ્ય ને પ્રાણવાન નિરૂપણ આ ગ્રન્થમાં જોશે એ નિર્વિવાદ સત્ય છે.

હરકોઇ વાચકને માત્ર આ ગ્રન્થની મયૂખવાર વિષય સૂચિજ વાંચી જવાથી ખાત્રી થશે કે આ સર્વગ્રાહ્ય ગ્રન્થમાં ધર્મનાં વિશાળ અંગો પૈકી પ્રાયઃ ઘણા મહત્વનાં અંગોનું સુંદર નિરૂપણ કરવામાં આવ્યું છે; અને તે નિરૂપણ પણ કેટલું સરલ છતાં ભવ્ય! કોઇ પણ મયૂખ માંહેનું નિરૂપણ—પ્રતિપાદન આપણે વાંચતા હોઇએ ત્યારે કોઇ સમર્થ પંડિતનો વાણી પ્રવાહ જ્ઞાનામૃત પીરસી રહ્યો છે એમ લાગ્યા વિના રહેતું નથી. પંડિતજીનું નિરૂપણ એટલું સબળ ને પ્રાણવાન છે, એમની દલીલ એટલી પ્રબળ ને હૃદયવેધી—હૃદયંગમ છે, એમની કલ્પના એટલી વેગવતી ને ભાવભીની છે કે હરકોઇ સહૃદયવાચકનાં હૃદયદ્વાર ખોલી તેમાં પ્રવેશી તેના અંતરાત્માને આર્દ્ર ને દ્રવિત કર્યા વિના નહીં રહે.

પંડિત માયારામજીનાં જીવનથી પરિચિત સૌ એમને 'અજાતશત્રુ' કહે છે. વ્યવહારમાં શત્રુ ન કલ્પવા સહેલ છે પણ મારાપણાની મહોરથી અંકિત થયેલ સંપ્રદાય કે સિદ્ધાન્તના નિરૂપણમાં પરધર્મીઓ કે પરધર્મો પ્રત્યે અંતરમાં પણ વિદ્વેષને બદલે ઉંડી સમભાવના રાખનાર વિદ્વાનો કોઇ વિરલાજ હોય છે. પંડિતજી આવા વિરલ ને ધન્ય પુરૂષ છે. એમની આ સમભાવના દશમા મયૂખમાં બૌદ્ધ ને જૈનમતોનાં નિરૂપણમાં આપણે જોઇ શકીએ છીએ. અન્ય ધર્મો પ્રત્યેનો એમનો આદર ને વિનય ખરેખર અનુકરણીય છે.

પંડિતજીને લોક માનસનો ઉંડો અભ્યાસ છે અને તેથી લોકરૂચિને તેઓ હંમેશાં પારખી શક્યા છે. એમનો આ જ્ઞાનગંભીર ગ્રન્થ સાવ રસહીન ને શુષ્ક થઇ જાય એમ એમાં પ્રચૂર જ્ઞાનજ પીરસ્યું નથી પણ વસન્તની નવપલ્લવિત વનરાજીમાં પ્રકૃતિ દેવી જેમ પુષ્પો ને મંજરીનાં મોહક ભરત ભરે તેમ ઘણાખરા મયૂખોમાં છૂટાં છવાયાં ભારતની યાત્રાનાં તીર્થ ધામોનાં ભવ્ય ને સુન્દર વર્ણનો ગુંથી વાચકનો શ્રમ હળવો કરી બીજા મયૂખમાં પ્રવેશવા પંડિતજી વાચકને તત્પર કરે છે. ઓગણીશમો મયૂખ આ વાતની સાક્ષી પૂરે છે.

કવિકુલમણિ કાલિદાસ રઘુવંશોમાં પુષ્પક વિમાનની સાથે વાચકની રસ દષ્ટિને આકર્ષી લંકાથી અયોધ્યા સુધીનો પ્રવાસ કરાવે છે. મેઘદૂતમાં રસાર્દ્ર વાચકને યક્ષનો સમસુખદુઃખી બનાવી એને રામગિરિથી કુબેરની અલકા સુધીનો આહ્લાદક પ્રવાસ કરાવે છે તેમ પંડિતજી આ ગ્રન્થમાં સ્થળે સ્થળે ભારતનાં પુણ્ય તીર્થોનું ભકતની દૃષ્ટિએ ભવ્ય ને ભાવભીનું દર્શન કરાવે છે. યૂરોપની પ્રવાસ પોથીઓ જેવાં આ સ્થૂલ વર્ણનો નથી પણ પંડિતજીએ સ્વયં ભકિતનમ્ર હૃદયે ભારતનાં જે જે તીર્થોમાં પર્યટન કર્યું છે તે તે તીર્થોની તેમના પરમ શ્રદ્ધાળુ ને કોમળ આત્મા ઉપર જે જે મધુર છાપ પડી છે તેનું હૃદયંગમ ચિત્ર વાચક પાસે પોતે સફળ રીતે રજુ કર્યું છે. પંડિતજી વાચકના હૃદયમાં આહ્લાદ સાથે કોઇ અવનવી શ્રદ્ધાનું સીંચન કરે છે. સ્વાનુભવ વિના તીર્થ ધામોનું આવું સજીવ અને સુરેખ ચિત્ર પંડિતજી કદાચ ન દોરી શકયા હોત. આ યાત્રાચિત્રમાં તેમની ઉંડી આસ્થા ને શ્રદ્ધા કોઈ અનેરી ભાત પાડે છે.

ભગવાન રામભદ્રનાં સીતાવિરહનાં કરૂણ વિલાપો '**ग्रावापि रोदति**' જડ પાષાણને પણ રોવડાવેલ તેમ પંડિતજીનાં આ ભક્તિ પૂરિત ચિત્રો અભક્તને પણ આર્દ્ર—અતિ આર્દ્ર કરી મૂકે છે.

કેટલાંક યાત્રા ચિત્રોના રંગ આજની વીશમી સદીની આંખને જુઠા—ઉપટી ગયેલા લાગશે પણ તેમાં વાચકે કલ્પનાનો આશ્રય લીધા વિના છુટકોજ નથી. આજના દીનહીન ભારતની દશા ઉપરથી ભવ્ય ને જાજ્વલ્યમાન પ્રાચીન **शस्यश्यामला** ભારતની કલ્પના આવવી કઠિન અતિ કઠિન છે,

વનરાજીમંડિત દુગ્ધસરનું પંડિતજીએ નવમા મયૂખમાં જે આહ્લાદક ચિત્ર દોર્યું છે તે તેની વર્તમાન દશાનું નથી પણ સોળમી સત્તરમી સદીનું છે કે જે દિવસે જેમ સારાયે ભારતની દેહશ્રી અપ્રતિમ અને અજોડ હતી તેમ દુગ્ધસર (દુધરેજ) ની દેહકલાયે આલેખાયી છે એથીયે વધુ સુન્દર ને સુરમ્ય હોય તો તે વાત કલ્પનાતીત નથી.

આજના જડવાદી યુગમાં મનુષ્યે જીવનની અનેકવિધ જરૂરીઆતો વધારી મૂકી પોતાની જાતને ભોગ વિલાસ અને વાસનાનો ગુલામ બનાવી મૂક્યો છે. અને આ અનેક રંગી વાસનાઓની તૃપ્તિનાં સાધનોની શોધમાં જ્યારે મનુષ્યની આવરદા ટુંકી—અતિ ટુંકી લાગે છે ત્યારે મનુષ્યને તત્ત્વજ્ઞાનના લાંબા ગ્રન્થો વાંચવા—વિચારવાનો સમયજ રહ્યો નથી એટલેજ મહા કાવ્યોની જગ્યા ઉર્મી ગીતોએ લીધી છે; કાદમ્બરી જેવી ભવ્ય ચિત્રગાથાઓની જગ્યા ટચુકડી—ટુંકી વાર્તાઓએ લીધી છે. આમ આ વીશમીસદીની જીવનભક્ષી ધડમથલમાં મનુષ્યને લાંબી વિચારણાનો અવકાશજ નથી. આવા સમયમા માત્ર સાતસો પાનાનાં અને ખરી રીતે કહીએ તો હીન્દી કવિતા બાદ કરતાં માત્ર બસેંહ પાનાનાજ ગ્રન્થમાં પંડિતજીએ ભારતના સર્વ ધર્મોનું તુલનાત્મક દ્રષ્ટિએ જે સરલ છતાં સર્વ ગ્રાહી વર્ણન કર્યું છે અને સાથોસાથ વૈદિક ધર્મના અનેક સંપ્રદાયોનું અને ષટ્દર્શનોનું જે તલસ્પર્શી અને સચોટ નિરૂપણ કર્યું છે તે વાચકને આશ્ચર્યચકિત કરી મૂકે છે. આમ આટલા બધા વિશાળ ને વિવિધ પ્રશ્નોનું આટલું નાનું છતાં આવું સુરેખ ચિત્ર દોરવાની પંડિતજીની કળા નિપુણતા ખરેખર ધન્યવાદને પાત્ર છે. અનેક બૃહદ્ ગ્રંથોનું આટલા નાના ગ્રંથમાં આવું સરલ નિરૂપણ ને દોહન થયાનું આજસુધીમાં અમારી જાણમાં નથી. હિન્દુધર્મનાં મૂળતત્વો જાણવા ઇચ્છનાર કોઇપણ સામાન્ય અભ્યાસીને આ એકજ ગ્રંથ પૂરતો છે છતાં વધુ અભ્યાસ માટેનાં બીજાં સાધનો તરફ અંગુલિ નિર્દેશ કરવાનું પણ પંડિતજી ચૂકયા નથી. આમ આ ગ્રન્થ તત્વજ્ઞાનના અભ્યાસીને માર્ગ દર્શિકા જેવો છે. ટુંકામાં કોઇપણ પ્રાણવાન રાષ્ટ્રીય વિદ્યાપીઠ પંડિતજીને તેમના આ ગ્રન્થ (Thesis) માટે Ph. D. 'તત્વજ્ઞાન વિશારદ'ની ઉપાધિથી નવાજ્યા વિના ન રહેત.

અનેક મતોનાં સુન્દર નિરૂપણ ઉપરાંત દક્ષિણનાં વીરશૈવ લોકભાષામાં લિંગાયતોનાં માહેશ્વર મતનું નિરૂપણ કરી ગુજરાતની જનતા ઉપર પંડિતજીએ ખરેખર ઉપકાર કર્યો છે. કારણ કે ગુજરાત કે ઉત્તર ભારતની સામાન્ય જનતા શાંકર મધ્વ કે વલ્લભ મતથી સુપરિચિત હોવા છતાં વીરશૈવ—માહેશ્વર મત સંબંધી બહુજ જુજ જાણે છે અગર કશુંજ નથી જાણતી.

વાચક! તેં આટલી ધીરજ રાખી છે તો આ ગ્રન્થનું મયૂખવાર અવલોકન પણ જરૂરનું છે કારણ કે તે વિના આપણું દર્શન—અવલોકન અધુરૂંજ લાગશે.

# મયૂખાવલોકન

પ્રારંભમાં પંડિતજીએ ગ્રન્થનો ઉપક્રમ બતાવી પ્રથમ મયૂખમાં ભગવાન શંકરાચાર્ય પહેલાના ગુરૂઓની પરંપરા વર્ણવી છે.

બીજા મયૂખમાં ભગવાન શંકરાચાર્યનું પાવનકારી ચરિત્ર આપ્યું છે તેમનો કાલ નિર્ણય, તેમનું અદ્‌ભૂત જીવન ચરિત્ર, તેમની માતૃભક્તિ, તેમનો દિગ્વિજય, મઠોની સ્થાપના, કેવલા દ્વૈતની વિજયઘોષણા આદિ અનેક પ્રસંગો 'શંકર મન્દાર સૌરભ' આદિ ગ્રન્થો ઉપરથી સંશોધન કરી તારવી એવા તો સુન્દર રીતે આલેખ્યા છે કે આ મયૂખ ફરી ફરી વાંચ્યા છતાં તૃપ્તિજ થતી નથી.

ભગવાન શંકરાચાર્યનાં જીવનમાં ચાંડાલ સાથેનાં સંવાદનો જે પ્રસંગ આ મયૂખમાં વર્ણવ્યો છે તેથી ચાંડાલો—અસ્પૃશ્યો પ્રતિનું પંડિતજીનું ઔદાર્ય પ્રગટ થાય છે. પંડિતજી ચુસ્ત સનાતની હોવા છતાં શ્લોક ૪૫ થી ૫૮ સુધીનો સંવાદ આ જીવનકલામાં ગુંથી પોતે 'ગાંધી માનસનાં' આદર્શનો ગર્ભીત સ્વીકાર કર્યો છે અને આ રીતે ગાંધી વિચારણાની પુષ્ટિનું એક સબળ પ્રમાણ શોધી આપ્યું છે. ચાંડાલો પ્રતિ પોતાનું આવું વિચાર ઔદાર્ય ન હોત તો કથામાંથી આ પ્રસંગ સ્હેજે ઉડાડી શકાત. પંડિતજીનાં ઉદાર માનસની કદર નવ યુગની પ્રજા જરૂર કરશે.

ત્રિજા મયૂખમાં ભારતની સંસ્કૃતિના રક્ષકસમા ચાર મઠોની ચારે દિશાએ સ્થાપના અને એકેક શિષ્યને એકેક મઠની સોંપણી એ હકીકત છે.

ચોથા મયૂખમાં વેદ અને તેનાં અંગ ઉપાંગો અને શાખાઓ વિગેરેની સવિસ્તર માહીતી આપી છે કે જે સામાન્ય જનતાને બહુજ માર્ગ દર્શક નિવડશે.

પાંચમા મયૂખમાં યજ્ઞ દાન અને તપનું સુન્દર નિરૂપણ કર્યું છે.

છઠ્ઠા મયૂખમાં ધર્મસ્વરૂપનું તથા ખાસ કરીને વર્ણાશ્રમ ધર્મનું અચ્છું નિરૂપણ કર્યું છે.

સાતમા મયૂખમાં ભક્તિ અને તેના પ્રકાર વિગેરેનું સુન્દર વર્ણન છે.

આઠમા મયૂખમાં ભક્તના લક્ષણો અનેક વિધ પ્રમાણો આપી સમજાવ્યાં છે. આમાં શ્રીમદ્‌-ભાગવતમાં ૧૧મા સ્કંધમાં આપેલ પ્રમાણો તથા ગીતાના ૧૨મા અધ્યાયમાં ભગવાને ભક્તનાં જે લક્ષણો કહ્યાં છે તેનું દોહન કર્યું છે.

નવમા મયૂખમાં ઝંઝાવાટ ( હાલનાં ઝીંઝુવાડા )નું તીર્થમહાત્મ્ય એવી તો સુન્દર રીતે વર્ણવ્યું છે કે એ પ્રદેશમાં વિચરવા મન ઉત્સુક થઈ જાય છે. પછી દુગ્ધસર ( હાલનું દુધરેજ )નું વર્ણન આવે છે. એની આસપાસની વનરાજી, એનું અજોડ સૃષ્ટિસૌન્દર્ય, ઉમૈ-યાનાં જલતરંગ, ઉષા અને સન્ધ્યાના સુવર્ણ રંગોનું પ્રતિબિમ્બ ઝીલતું, પક્ષીઓના કલરવે સદાય કલ્લોલતું, કમલમુગ્ધ મધુકરોથી સદૈવ ગુંજતું ને ઉર્મી તરંગોથી સદાય ઉલ્લસતું એનું વિશાળ સરોવર—પયઃસર કે જેમાં વિહાર કરવા અપ્સરાઓ પણ સદાય ઉત્સુક રહેતી

એવા એવા આ સ્થળનાં અનેક સૌન્દર્યો અને આ સ્થળની અપૂર્વ શાન્તિથી આકર્ષાઇ નીલ-કંઠસ્વામી રઘુનાથપુરીને અહીંજ આશ્રમ કરી રહેવા આજ્ઞા આપે છે અર્થાત્ આજનાં રિદ્ધિવંતા 'વટનાથ' નાં ધામની ઉત્પત્તિની કલ્પનાનો પ્રથમ અંકુર અહીંઆજ ફુટે છે.

પરંતુ આજ તો નથી એ ઉમૈયાનાં જલતરંગ કે નથી સરોવરની એ શાન્તિ. આજતો છે માત્ર પ્રખર તાપમાં જાણે તપશ્ચર્યા કરતું હોય એવું એકલું ને અટલું દુધરેજ નથી. એ સૌન્દર્ય કે નથી એ વનરાજીનું નામનિશાન. આજ તો શાન્તિવાચ્છુ કોઇ યાત્રી અહીં આવી ચડે તો '**ते हि नो दिवसा गताः**' કહી પથે પડે.

અહીંથી પંડિતજી આપણને સૌરાષ્ટ્રનાં અન્ય તીર્થધામોમાં ફેરવી ઉત્તર કાશીમાં લઇ જાય છે. અહીં કોઈ વ્યસની યતિની દુર્દશા જોઇ ગુરૂ નિલકંઠસ્વામી રઘુનાથપુરીને વ્યસ-નોથી દૂર રહેવા આજ્ઞા કરે છે. આ આજ્ઞાનું ઉત્તરોત્તર આજ સુધી 'વટનાથની' શિષ્ય પરંપરામાં દઢ પાલન થતું આવે છે, અંતમાં ધાર્મિક ગ્રન્થો જેવા કે પુરાણ સ્મૃતિ આદિનું સવિસ્તર વિવેચન આપ્યું છે.

દશમા મયૂખમાં વેદભિન્ન દર્શનનોનું અર્થાત્ ચાર્વાક, બુદ્ધ અને જૈન સિદ્ધાન્તોનું નિરૂપણ કરી એ ધર્મોનો સારો પરિચય કરાવ્યો છે. જૈન મત બૌદ્ધ મત કરતાં વેદ ધર્મને વધુ નજીક છે. કારણ કે આપણી પેઠે જૈનો પણ બૌદ્ધોનો શૂન્યવાદ ન સ્વીકારતાં આત્માને અમર-સનાતન માનેછે.

અગ્યારમા મયૂખમાં ગુરૂ આજ્ઞાનુસાર રઘુનાથપુરી દુધરેજમાં આશ્રમ સ્થાપે છે ને ત્યાં નિવાસ કરે છે. ગુરૂ પુર્ણિમાના પ્રસંગે ગુરૂપૂજનનો શાસ્ત્રોકત વિધિ પણ બતાવ્યો છે. ચાતુ-ર્માસ કરવા એક સંત મંડળી દુધરેજમાં આવે છે તેમની સમક્ષ રઘુનાથપુરી ષડ્દર્શન ઉપર પ્રવચન કરેછે. જેમાં બારથી સોળ સુધીના મયૂખોનો સમાવેશ થાયછે. ન્યાય. વૈશેષિક, સાંખ્ય, યોગ, પૂર્વમિમાંસા અને ઉત્તરમિમાંસાને ષડ્દર્શન કહે છે. આ છમાંનાં ત્રણ દર્શનો ન્યાય, વૈશેષિક અને પૂર્વમિમાંસા કૈંક અનાત્મવાદીઓ જેવાં છે જ્યારે સાંખ્ય, યોગ અને ઉત્તર મિમાંસા-અદ્વૈત સિદ્ધાન્ત એ ત્રણ અધ્યાત્મવાદી છે અને અનુક્રમે એ ત્રણમાં અધ્યાત્મવાદ વિશેષને વિશેષ ખીલતો ગયો છે.

આ ષડ્દર્શનના દૃષ્ટાપ્રણેતા ઋષિવરો નીચે મુજબ છેઃ—

૧ ન્યાયદર્શનના પ્રણેતા ભગવાન ગૌતમ છે જેમણે બ્રહ્માંડમાં સોળ પદાર્થોનું અસ્તિત્વ માની તેને અનેક પ્રમાણોથી સિદ્ધ કર્યું છે. તેઓ દંડ કારણ્યમા થયા અને તેમના પવિત્ર તપ મહિમાથી પતીત પાવની ભગવતી ગોદાવરી ઉત્પન્ન થયાં છે.

૨ વૈશેષિક દર્શનના પ્રણેતા ભગવાન કણાદ ( જેઓ ધાન્યનાં ખેતરોમાંથી ત્રણ ત્રણવાર સલો થઇ ગયા પછી ધાન્યનાં જે જુજ કણ રહે તે ગોતી તેના ઉપર પોતાનો નિર્વાહ ચલાવતા ) ભગવાન ગૌતમ પછી થયા છે. તેમણે જગતમાં છ પદાર્થોજ કલ્પ્યા છે. પણ ભગવાન કણાદનાં આ વૈશેષિક દર્શન ઉપરના વ્યાખ્યાકારોએ ભગવાન કણાદનાં

સૂત્ર " **द्रव्य गुण कर्म सामान्य विशेष समवायानां षण्णां पदार्थानां साधर्म्य वैधर्म्य तत्त्वज्ञानं, निःश्रेयस हेतुः ॥**

માંછ પદાર્થો કહેલા છે, પરંતુ વ્યાખ્યાકારો એ સાતમો અભાવ પદાર્થ કલ્પી સાત પદાર્થો માનેલા છે અને તેમણે ભગવાન ગૌતમનાં પૂર્વોક્ત સોળ પદાર્થોનો આ સાત પદાર્થોમાં અન્તર્ભાવ—સમાવેશ થઈ જાય છે એમ પ્રતિપાદન કર્યું છે. આ સિદ્ધન્ત નવીન નૈયાયિકોને પણ માન્ય છે.

આમ ન્યાય અને વૈશેષિક દર્શનનું સુંદર નિરૂપણ બારમા મયૂખમાં કરવામાં આવ્યું છે કે જેનાં પરિશીલનથી અધિકારી બન્ને દર્શનોમાં ઉંડો પ્રવેશ કરી શકે છે.

ભગવાન કણાદ ગંગા અને યમુનાનાં મધ્ય પ્રદેશમાં થઇ ગયા

૩ સાંખ્ય દર્શનનાં પ્રણેતા ભગવાન કપિલ દેવ છે. તેઓનું જન્મસ્થાન સિદ્ધપુર ક્ષેત્ર છે અને તેમનું નિર્વાણ સ્થાન ગંગાસાગર કલકતાથી ૪૦ માઇલ દૂર જ્યાં ભગવતી ગંગા મૈયા સાગરને મળે છે ત્યાં છે. ભગવાન કપિલ ને ગૌતમ વિના પ્રાયઃ બધા મહર્ષિઓ હરદ્વારથી પ્રયાગ સુધીનાં પ્રદેશમાંજ થઇ ગયા છે.

ગીતાનો સાંખ્ય યોગ આ સાંખ્ય દર્શનથી સાવ જુદોછે. ગીતાનો સાંખ્યયોગ એટલે અદ્વૈતજ્ઞાન નિષ્ઠા છે ત્યારે સાંખ્યદર્શનમાં પુરૂષ અને પ્રકૃતિનું સુંદર નિરૂપણ છે. ભગવાન કપિલે પુરૂષનાં મુકત અને અમુકત એવા બે ભેદ કહેલા છે. જૈનદર્શનમાં પણ જીવનાં મુકતામુકત ભાવથી બે પ્રકાર કહેલા છે,

કપિલદેવ અમુકતને શુભ અશુભ ફળનાં ભોકતા માનેછે અને પ્રકૃતિને અનાદિ, અનંતા તથા જગતકર્ત્રી માને છે અને તેને સત્ત્વ, રજ અને તમઃ સ્વરૂપા કહેલી છે. આ પ્રકૃતિ અને પુરૂષનાં ભિન્ન ભિન્ન વિવેકથી સાંખ્યકારે મોક્ષ થવાનું કહ્યું છે.

નૈયાયિકો પોતાનાં મન્તવ્ય વિષયોને પદાર્થો કહે છે ત્યારે સાંખ્યવાદીઓ પોતાનાં મંતવ્ય વિષયોને તત્ત્વો કહે છે. પણ નૈયાયિકોનો પદાર્થ વિચાર સાંખ્યવાદીઓનાં તત્ત્વ વિચારથી બહુ સ્થૂલ છે અર્થાત્ સાંખ્ય સિદ્ધાન્તનો અધ્યાત્મવાદની સાથે જેવો નિકટનો સંબંધ છે તેવો નૈયાયિકોનો—તાર્કિક સિદ્ધાન્તનો નિકટ સંબંધ નથી. નૈયાયિકોનો પદાર્થ વિચાર હાલનાં પાશ્ચાત્ય **Science** જડ વિજ્ઞાન વિચાર જેવો છે.

આ સાંખ્ય દર્શનનું તેરમા મયૂખમાં અચ્છું નિરૂપણ વાચક જોઇ શકશે.

૪ યોગદર્શનનાં પ્રણેતા ભગવાન પતંજલિછે. તેમનો જન્મ હરદ્વારથી ઉપરનાં ગોનર્દિય પ્રદેશમાં થએલ અને તેઓ શેષનાં અવતાર છે. તેમણે ચરક નામનો આયુર્વેદિક ગ્રન્થ લખી ત્વક્‌દોષ, ભગવાન પાણીનીનાં વ્યાકરણ ઉપર મહાભાષ્ય લખી વાગ્દોષ, અને યોગદર્શન લખી મનોદોષને દૂર કર્યા છે. એમની અપૂર્વ મેધાને આપણાં વંદન હો. યોગ એટલે ચિત્તનો નિરોધ અને તેનાં સંપ્રજ્ઞાત અને અસંપ્રજ્ઞાત એવા બે પ્રકાર છે.

ચૌદમાં મયૂખમાં આપેલ યોગનું સુંદર નિરૂપણ મુમુક્ષુઓને યોગમાર્ગદર્શક થઇ પડશે એ વાત નિર્વિવાદ છે.

૫ પૂર્વમિમાંસાના પ્રણેતા ભગવાન જૈમિનિ છે. જૈમિનિ ભગવાન વેદ વ્યાસના શિષ્ય છે. પૂર્વમિમાંસાના બાર અધ્યાય છે જેમાં યજ્ઞાદિ કર્મોનું નિરૂપણ કરવામાં આવ્યું છે. પૂર્વમિમાંસા અને ગીતાનાં કર્મયોગમાં ઘણું સામ્ય છે, છતાં ગીતાનો કર્મયોગ એ નિષ્કામ કર્મયોગ છે. જ્યારે પૂર્વમિમાંસામાં કહેલ યોગ સકામ અને નિષ્કામ બન્ને જાતનાં કર્મોનો નિર્દેશ કરે છે. પૂર્વમિમાંસાપ્રતિપાદિત પદાર્થોનાં સમ્યગ્જ્ઞાન માટે પંદરમા મયૂખનું પરિશીલન આવશ્યક છે.

૬ ઉત્તર મિમાંસાના પ્રણેતા ભગવાન વેદવ્યાસ છે. ઉત્તર મિમાંસાને બ્રહ્મસૂત્ર, વેદાન્તદર્શન, કે બ્રહ્મમિમાંસા પણ કહે છે. આમાં ચાર અધ્યાય છે. પ્રથમ અધ્યાયમાં ઉપનિષદ્‌નાં વાકયો બ્રહ્મપ્રતિપાદક છે એમ સિદ્ધ કર્યું છે. બીજા અધ્યાયમાં સાંખ્ય, યોગ, ન્યાયાદનાં વિરોધાંશનું ખંડન કરી પોતાના અદ્વૈત સિદ્ધાન્તરૂપ બ્રહ્મવાદનું મંડન કર્યું છે. ત્રીજા અધ્યાયમાં બ્રહ્મ સાક્ષાત્કાર માટે જોઇતાં સાધનોનું ભવ્ય નિરૂપણ કરવામાં આવ્યું છે અને ચોથા અધ્યાયમાં બ્રહ્મવિદ્યાનાં ફળરૂપ મોક્ષનું કથન કરવામાં આવ્યું છે.

આ રીતે સોળમા મયૂખમાં વેદાન્ત શાસ્ત્રના કેટલાક પદાર્થોનું નિરૂપણ કરવામાં આવ્યું છે કે જેનાં પારશીલનથી ઉત્તર મિમાંસામાં ઉંડો પ્રવેશ થઇ શકે છે. આમ ૧૨ થી ૧૬ સુધીના પાંચ મયૂખો આ ગ્રન્થનાં સત્ત્વરૂપ—હૃદયરૂપ હોઇ મુમુક્ષોઓ માટે બહુજ મનનીય છે.

સોરઠીસંત મહાનુભાવ ષટપ્રજ્ઞ અને અમરપ્રસાદજીની બાલચર્યા, વૈરાગ્યની ઉત્પત્તિ અને દીક્ષા ગ્રહણ આદિ પ્રસંગો સત્તરમા મયૂખને શોભાવે છે. તદુપરાંત રામતત્વનું અપૂર્વ માહાત્મ્ય ઉપનિષદ્‌, શ્રુતિ, સ્મૃત્તિ, પુરાણ, ઇતિહાસાદિનાં અનેક સબળ પ્રમાણોથી સિદ્ધ કર્યું છે. રામનામની આ અપૂર્વ મહત્તા શ્રવણ કરતાં તૃપ્તિજ થતી નથી.

વૈદિક સર્વ સંપ્રદાયોનો સમભાવે જેને તુલનાત્મક અભ્યાસ કરવો હોય તેને માટે અઢારમો મયૂખ ઉપકારક અને આવશ્યક છે. એમાં હિન્દુ ધર્મના ભિન્ન ભિન્ન સર્વ સંપ્રદાયોનું પૃથક્ પૃથક્ યથાયોગ્ય નિરૂપણ છે. અંતમાં પંડિતજીએ પોતાના પરમપ્રિય અદ્વૈત મતનું ભવ્ય અને પ્રાણવાન નિરૂપણ કરી તેને સર્વમત શિરોમણિ સ્થાપ્યો છે. હરકોઇ વાચક પંડિતજીની પ્રબળ અને વેગવતી દલિલોના પ્રવાહમાં તણાઇ બુદ્ધિપૂર્વક પંડિતજીનાં મંતવ્યનો સ્વીકાર કર્યા વિના રહી શકતો નથી આ મયૂખમાં પ્રથમ શ્રી રામાનુજાચાર્યના વિશિષ્ઠાદ્વૈત પછી શ્રી મધ્વાચાર્યના દ્વૈતવાદ, શ્રી વલ્લભાચાર્યના શુદ્ધાદ્વૈત અને છેવટ વીરશૈવના માહેશ્વર સિદ્ધાન્તનું નિરૂપણ કરવામાં આવ્યું છે. ગુજરાતના શૈવો શિવ ઉપાસક હોવાનું માનતાં છતાં તેઓ ચુસ્ત શૈવ નથી એવી ખાત્રી પંડિતજીના માહેશ્વર સિદ્ધાન્તને અવલોકયા પછી થયા વિના રહેતી નથી. પરમ શૈવ તો કર્ણાટક આન્ધ્ર, તામિલ અને મલબાર અર્થાત્ દક્ષિણમાં વસતા અને વીર શૈવો—લોકભાષામા લીંગાયતોને નામે ઓળખાતા લોકોજ છે. ગુજરાતની જનતા જે પ્રાયઃ માહેશ્વર સિદ્ધાન્તથી અપરિચિત છે તેઓને આ નિરૂપણનાં વાચનથી ઘણું નવું જાણવાનું મળશે.

ઓગણીશમો મયખ ભારતનાં યાત્રાધામોની સુંદર માર્ગોપદેશિકા Guide જેવો છે. તેમાં ભારતના પ્રાયઃ તમામ તીર્થોનું વર્ણન છે. ષટપ્રજ્ઞસ્વામીજીનું અયોધ્યા જવું અને રામઘાટ ઉપર તેમને ભગવાન રામચંદ્રનાં સ્વહસ્તે ઉર્ધ્વતિલક ને તુળસીમાળા મળવાનો પ્રસંગ પંડિતજીએ પોતાના સંપ્રદાયનાં સમર્થનમાં બહુજ સુન્દર અને સફળ રીતે યોજ્યો છે.

વીશમા મયૂખમાં દુધરેજમાં વડવાઇનું રોપણ અને સંતસમાગમ આદિ અનેક પ્રસંગોનું વર્ણન અને ભકિતનું નિરૂપણ કરાવામાં આવ્યું છે.

એકવીશમા મયૂખમાં અદ્વૈત સંપ્રદાય અનુસાર વેદાન્ત તત્વનું નિરૂપણ કરવામાં આવ્યું છે. અઢારમા મયૂખના અંતમાં અદ્વૈત સિદ્ધાન્તનું નિરૂપણ છે. આ મયુખમાં શાંકર અદ્વૈત સિદ્ધાન્તનું ક્રમશર નિરૂપણ કરવામાં આવ્યું છે કે જે કેવલાદ્વૈતના સર્વ સિદ્ધાન્તો સમજવાની કુંચી રૂપ છે.

બાવીશમા મયૂખમાં રેવતાદ્રિ આદિ તીર્થોનું વર્ણન છે. અને તેવીશમા મયુખમાં લબ્ધ રામનો મેળાપ ને દીક્ષા, ભાણુસાહેબનું મિલન અને ભેંસાણમાં રામદાસને સજીવન કરવા અમર પ્રસાદનાં આત્મસમર્પણનો અતિ કરુણ પ્રસંગ આદિ પ્રસંગો છે. રામલક્ષ્મણ જેવા સંસાર પક્ષે સહોદર બન્ધુઓની આ બેલડી ત્યાગમાં પણ વિખુટી નથી પડતી. પણ કાળ જ્યારે એ બેલડીને વિખુટી પાડે છે ત્યારે કવિશ્રીની અમર પંકિતઃ—**"काल कहालकों कोन निवारे"** [દ્વિતીય મયૂખ] જીભ ઉપર રમી રહે છે.

ચોવીસમા મયૂખમાં શિષ્યોનાં દીક્ષા પ્રસંગ, સ્ત્રીઓના ધર્મોનો ઉપદેશ તેમજ ખારેશ્વરના પ્રાગટયનું વર્ણન છે.

પચીશમો મયૂખ આ ગ્રન્થના મયૂખોમાં શિરોમણિ મયૂખ છે. કારણ કે જીવનલીલા સંકેલાતાં સુધીમાં મનુષ્ય કે સંત, જ્ઞાની કે ભકત જેની પ્રાપ્તિ માટે અનેકવિધ પ્રયત્નો કરે છે તે જીવનમુકિતનું આમાં ભવ્ય અને અપૂર્વ નિરૂપણ કરવામાં આવ્યું છે. ષટપ્રજ્ઞસ્વામીની જીવનલીલાની સમાપ્તિ સાથે આ ગ્રન્થ પણ સમાપ્ત થાય છે. જીવનમુકિત એ જીવનનું પરમ પણ અંતિમ ધ્યેય છે તેમ ગ્રન્થના અંતમાં જ્ઞાનની સાત ભૂમિકાઓ અને જીવનમુકિતનો વિષય વાંચી મુમુક્ષુ વાચક જીવનમુકિતનો અપૂર્વ આનન્દ અનુભવતો હોય એવા દૃઢ ભાન સાથે ગ્રન્થ સમાપ્ત થાય છે. અને જીવનમુકતિનો આનંદ પચીશે મયૂખોનો વાચકનો શ્રમ ઉતારી એને કોઇ દિવ્ય સૃષ્ટિમાં વિહાર કરાવે છે કે જ્યાંથી ઘડીક તો આ સંસારી ધડમથલમાં પડવાજ મન ના પાડે છે.

ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

॥ श्रीवटपतये नमः ॥



( આ ગ્રંથના સંગ્રહકર્તા )

શ્રીમાન્ વેદાન્તશિરોમણિ.

પંડિત માયારામજી વેદાન્તતીર્થ:

# ગ્રન્થકાર.

"શ્રી સત્પુરૂષચરિત્ર પ્રકાશ"ના લેખક વેદાન્તતીર્થ પંડિતજી શ્રી માયારામજીનો પરિચય અત્રે આપવો અસ્થાને નહીંજ ગણાય. એમનો વિનય એટલો જબ્બર છે કે આ આખા ગ્રન્થમાં એમણે પોતાના સંબંધે એક શબ્દ પણ ઉચ્ચાર્યો નથી એટલે વાચકને એમનાં સંબંધે કંઇક જાણવાની જીજ્ઞાસા થયા વિના રહેજ નહીં. હું તો એમનો સ્વલ્પ પરિચય આપવાજ પ્રયત્ન કરીશ.

પંડિતજી બહુ કુમળીવયે–બાલ્યાવસ્થામાંજ વટનાથના ધામમાં નૈષ્ટિક બ્રહ્મચારીની દીક્ષા પામ્યા. સોળવર્ષની ઉંમરે સ્વ. સ્વામીજી શ્રીપરમાનંદજીની પ્રેરણાથીતેઓ સંસ્કૃત અભ્યાસ માટે અમદાવાદ ગયા અને ત્યાં પ્રેમ દરવાજા પાસેનાં લાલાભગતના ક્ષેત્રમાં રહેતા મહાત્મા સરયુદાસજી પાસે થોડા માસ રહી અભ્યાસ શરૂ કર્યો. ત્યાંથી ઉપડી વડોદરા પાસેનાં શેરખી ગામે વંદનીય રવિરામસ્વામીનાં ધામમાં રહી શ્રી રાધિકાદાસજી મહારાજ પાસે મહાત્મા તુલસીદાસજી રચિત 'રામચરિત માનસ'નો તેમણે અચ્છો અભ્યાસ કર્યો.ત્યાંથી ફરી અમદાવાદ આવી મહાત્મા સરયુદાસજીના આશ્રય નીચે મહામહોપાધ્યાય રામકૃષ્ણ શાસ્ત્રીજી પાસે સિદ્ધાન્ત કૌમુદીનો અભ્યાસ પુરો કર્યો. આગળ અભ્યાસ માટે ભારતીય સંસ્કૃતિ અને વિદ્યાનાં ધામ વારાણસી (કાશી) જવા તેમનું મન ઉત્સુક થતાં ત્યાં ગયા પ્રારંભમાં તેમણે ગોપાલ મંદિરમાં વૈય્યાકરણકેસરી પૂજ્ય શ્રીરામશાસ્ત્રીજી પાસે અને અંતમાં વ્યાકરણાચાર્ય ત્રિવેદી–તિવારી શ્રી હરિનારાયણજી પાસે વ્યાકરણનો સ્વાધ્યાય પૂરો કર્યો. ત્યારબાદ ન્યાયશાસ્ત્રનો અભ્યાસ શ્રીમાન શાસ્ત્રીજી અંબાનદજી તથા મહામહોપાધ્યાય શ્રી વામાચરણ ભટ્ટાચાર્યજી વિગેરે પાસે પૂર્ણ કર્યો. પંડિતજીનાં જ્ઞાનતૃષાતુર આત્માની તૃષા વ્યાકરણ ને ન્યાયનાં શુષ્ક અભ્યાસથી ન છીપી. બ્રહ્મસાક્ષાત્કાર માટે ઝંખતો આત્મા વિવાદ પટુતાથી સંતોષાય ખરો? વેદાન્તદર્શન વિના એમની ઝંખના મટે એમ નહોતું. ન્યાય વિશારદ શ્રી અચ્યુતશર્મા તથા ભારતીય સંસ્કૃતિના પ્રતિનિધિ સમા પ્રાતઃસ્મરણીય સ્વર્ગસ્થ લક્ષ્મણ શાસ્ત્રીજી (મહામહોપાધ્યાય)નાં ચરણે વેદાન્ત શાસ્ત્રનો અભ્યાસ એમણે પરિપૂર્ણ કર્યો. સ્વ. લક્ષ્મણ શાસ્ત્રીજી વારાણસીની વિદ્વદ્ મંડળીના કિરીટરૂપ હતા. અખિલ ભારત વર્ષે હમણાંજ એમની જયન્તિ ઉજવી એમનો સ્મારક ગ્રન્થ પણ પ્રગટ કર્યો છે. સદેહે એ મહાનુભાવનાં દર્શન ન પામ્યા હોય એવા હતભાગ્ય અનેકને એમનાં જ્ઞાનદેહનાં દર્શન આ સ્મારક ગ્રન્થમાં થશે આ ગ્રન્થ સંસ્કૃત હિન્દી અને ગુજરાતી આદિ ભાષાના લેખોથી અલંકૃત છે. પાશ્ચાત્ય કોઇ પણ પ્રવાસી મોક્ષપુરી કાશીમાં આવે તો સ્વ. લક્ષ્મણ શાસ્ત્રીજીનાં દર્શન કરવાનું સદ્‌ભાગ્ય નજ ચૂકે. આવા ધન્યનામ શાસ્ત્રીજીના ચરણે બેસી વેદાન્ત શાસ્ત્રનો અભ્યાસ કરવાનું સૌભાગ્ય પંડિતજી માયારામજીને મળ્યું છે. ફિલસુફ પ્લેટોએ કહ્યું છે કે મહાત્માઓ વાણીથી શીખવે એથી સહસ્ત્રગણું મૌનથી શીખવે છે. આમ સ્વ. લક્ષ્મણશાસ્ત્રીજીની વિદ્વત્તાએ પંડિતજીને જે શીખવ્યું હશે એથી અનેકધા અધિકાંશે પંડિતજી આ મહાનુભાવનાં જીવંત સંપર્ક, સમાગમ અને સેવાથી, અન્યથા અલભ્ય, એવું કંઇક પામ્યા છે. પંડિતજી આજ પણ સ્વર્ગસ્થ લક્ષ્મણ શાસ્ત્રીજીના ગુણાનુવાદ કરતાં કદિ થાકતા નથી.

પંડિતજીનું જીવન ઘડતર સ્વાશ્રયનાં આદર્શ રૂપ છે. બાળપણથીજ વિદ્યા પ્રત્યેનો એમનો ઉંડો અનુરાગ એમને અધ્યયન માટે દૂર દૂર ઘસડી ગયો. અમદાવાદ, શેરખી અને વારાણસીમાં કિશોર અવસ્થામાં એકાકી અને અસહાય માર્ગ કાપવો એ બહુ કઠિન–કપરૂં છે, પણ પંડિત-જીએ તો જીવનનું લક્ષ્ય નક્કી કરી ત્યાં પહોંચવા જેજે કઠોર તપશ્ચર્યાઓ કરવી પડે તે તે તમામ કરવાનો દૃઢ સંકલ્પ કરી લીધો હતો. આવા દૃઢસંકલ્પ આત્માઓને કઇ સિદ્ધિઓ નથી વરતી ? કાશીનો મંગલ મઠ પંડિતજીની આ કઠોર તપશ્ચર્યાઓનો સાક્ષી છે. અમે પણ સને ૧૯૧૨–૧૩માં આ મંગલમઠમાં વસતા વિદ્યાર્થીઓનું સાદું જીવન ને કઠોર તપશ્ચર્યાઓ નજરો નજર જોયાં છે. ગુરૂદેવને ચરણે સ્વાધ્યાય કરવો, ગુરૂદેવની ભક્તિ ભાવે સેવા કરવી, દાનધર્મ ઉપર નભતાં અન્નક્ષેત્રોમાં એક ટંક જમી આવી, ફાટી તુટી ચટાઇ ઉપર રાત્રીનાં બાર કે બએ વાગતાં સુધી સિદ્ધાન્તકૌમુદીની કઠિન ફક્કિકાઓ કે ન્યાયશાસ્ત્રનાં અટપટાં સૂત્રો ગોખતાં ગોખતાં આંખ મીંચાઇ જાય તો બે ઘડી શ્વાનનિદ્રા લઈ લેવી ને ફરી પાછા ઝીણા ટમટમતા તેલનાં કોડીઆની સાક્ષીએ સાધના કર્યે જવી આટલોજ ત્યાંના વિદ્યાર્થી જીવનનો નિત્ય વ્યવહાર હોય છે. પંડિતજીએ પણ આવી આવી અનેકવિધ કઠોર તપશ્ચર્યાઓ કરી છે. અને કોઇની આવી ઘોર તપશ્ચર્યા વિફલ જાય આમ પંડિતજીએ કલકત્તા અને નવ દ્વીપની વેદાન્તતીર્થ અને વેદાન્ત શિરોમણિની પરીક્ષાઓ ઉત્તીર્ણ કરી.

અધ્યયન પૂરૂં કર્યા પછી ભારતીય સંસ્કૃતિના પ્રતિક જેવા ભારતીય વિદ્વાનોનો સમા-ગમ કરવા, તેમનાં પૃથક્ પૃથક્ મંતવ્યો જાણવા અને તેમને મળવા પંડિતજીને જીજ્ઞાસા થઇ. આથી પંડિતજીએ આખા ભારતવર્ષની યાત્રા કરી. ભારતનો એક પણ પ્રાન્ત કે યાત્રા ધામ એવું નથી કે જેનો પંડિતજીને પૂરો પરિચય ન હોય. આ પર્યટન દરમ્યાન પંડિતજીએ અનેક પ્રખર વિદ્વાનો, જ્ઞાનીઓ, ભક્તો અને સંતોનો સમાગમ કર્યો. હરદ્વાર પાસેના પ્રદેશમાં આજ પણ નિવસતા અનેક જીવનમુક્ત સંતોનો એમણે સમાગમ કર્યો છે. આમ પંડિતજી જીવન-મુક્તની વ્યાખ્યા કે લક્ષણો શીખી બેસી નથી રહ્યા પણ એમણે તો જીવનમુક્ત દશા પામેલ અનેક મહાનુભાવોનો જીવંત પરિચય કર્યો છે. અને તેવા જીવનમુક્ત સંતોનાં જીવનનો રંગ પંડિતજીને પૂરે પૂરો ચડયો છે.

પંડિતજી જેમનાં નિકટ સમાગમમાં આવ્યા હોય એવા ભારતીય વિદ્વાનોમાં ત્રિવેન્દ્રમનાં ભારત ભૂષણ મહામહોપાધ્યાય ગણપતિ શાસ્ત્રીજી તથા વિશ્વેશ્વર શાસ્ત્રી છે. મહા કવિ ભાસે કવિકુલમણિ કાલિદાસને પ્રેરણાનાં અમી પાયાં છે. આ મહા કવિ ભાસ વિદ્વાનોની કલ્પનામાં ઝાંખા ઝાંખા સજીવ હોવા છતાં એનો એક પણ ગ્રન્થ હમણાં સુધી લભ્ય નહોતો. મહાકવિ ભાસનું એનાં ગ્રન્થો નાટકો દ્વારા જગતને પ્રત્યક્ષ દર્શન કરાવવાનો સુયશ મહામહોપાધ્યાય ગણપતિ શાસ્ત્રીજીને ઘટે છે. મહાકવિ ભાસનાં અનેક નાટકોની હસ્ત પ્રતો દક્ષિણમાંથી તામીલ ને તેલુગુ લિપીમાંથી મેળવી, તાલ પત્રોની અનેક ભિન્ન ભિન્ન અને જીર્ણ પ્રતોમાંથી સંશોધન કરી પ્રમાણભૂત પ્રતો પ્રગટ કરી ભારતીય સંસ્કૃતિને ચરણે એમણે મહામૂલો અર્ઘ્ય આપ્યો છે.

આવા સમર્થ વિદ્વાન્‌ના નિકટ પરિચયનો લાભ પંડિતજી પામ્યા છે. કાંજીવરમના વિખ્યાત પંડિત પ્રતિવાદીભયંકર શ્રી અનંતાચાર્યજી, તથા ત્રિપતિ ( તિરૂપતિ )નાં વિદ્વાન્ મહામહોપાધ્યાય દેશિકાચાર્ય અને ચિંદમ્બરંના વિદ્વદ્વર્ય મહામહોપાધ્યાય દંડપાણિદીક્ષિત શાસ્ત્રી વિગેરેના નિકટ પરિચયમાં પંડિતજી ખૂબ આવેલા છે.

આવા આવા પ્રૌઢ વિદ્વાનોની સંગતિ પંડિતજીમાં અનેકધા ફલવતી થઇ છે. પંડિતજીની સૌમ્ય ને પ્રસન્ન મુખમુદ્રામાં અને એમના લલાટે રમતી તેજ પ્રભામાં જોનારને જણાયા વિના રહેશે નહીં કે એમણે શુષ્ક જ્ઞાનનો ભાર વેંઢાર્યો નથી પણ જ્ઞાનથી એમનો આત્મા ખરેખર રંગાયો છે.

પંડિતજીની મંગલ વાણી સદાય સૌનું કલ્યાણજ ઉચ્ચારે છે, એમનું પવિત્ર માનસ સૌનું શુભજ ચિન્તવે છે અને એમની હરેક ક્રિયા જગત શ્રેયની અભિવૃદ્ધિ માટેજ હોય છે. તેઓએ રચેલું શ્રીવટપત્યષ્ટક અને તેની દીપિકા નામની વ્યાખ્યા વાંચતાં તે માંહેના પ્રથમ દ્વિતીય અને અષ્ટમ શ્લોકની વ્યાખ્યામાં પોતે ઉંચું શાસ્ત્રીય રહસ્ય રેડી પોતાના અપ્રતિમ પાંડિત્યનો પરિચય આપ્યો છે. તેમજ સપ્તમ શ્લોક તથા તેની વ્યાખ્યાથી હરિહરનો અપૂર્વ અભેદ પ્રતિપાદિત કરી ભેદાતીત ઇશ્વરમાં પોતાની અદ્વિતીય નિષ્ઠા બતાવી છે. આવા અભયાત્મા જ્યાં જ્યાં વીચરે છે ત્યાં ત્યાં શુભ, શ્રેય અને કલ્યાણની મધુર સુવાસ પમરી રહે છે. આવા ધન્યાત્મના સમાગમથી અમે અમારી જાતને કૃતકૃત્ય માનીએ છીએ. આવા અભયાત્માને અમારા હાર્દિક વંદન હો! મહા કવિ ભવભૂતિએ કહ્યું છે કે:—

**सत्संगजानि निधनान्यपि तारयन्ति ॥**

× × × ×

# કવિ અને કવિતા

'શ્રીસત્પુરૂષચરિત્રપ્રકાશ' ને હિન્દી કવિતામાં ગુંથનાર જામનગર નિવાસી રા. કેશવલાલ શ્યામજી કવિ છે. તેઓ હિન્દી અને સંસ્કૃતના પણ સારા અભ્યાસી છે. એમની ગુજરાતી કવિતા પ્રાસાદિક છે પણ એમની હિન્દી કવિતાયે પ્રસાદ ને રસવાળી છે.

તેઓ આજ સુધી બહુજ પરિમિત પ્રદેશમાં જાણીતા હતા, કારણ કે આજસુધી જામનગર કે એવાં બીજા કેટલાક રાજ્યોના રાજ્યાશ્રિત કવિ તરીકે માત્ર રાજસભાનાં દ્વારમાં અને બહુતો રાજધાનીના દરવાજામાંજ એમની કીર્તિનો વિહાર હતો.

કવિઓ જન્મથીજ શરમાળ પંખી જેવા હોય છે. ચંડુલ ઉંચે—અતિ ઉંચે અદૃશ્ય રહીનેજ ગાય છે. મેના કે પરભૃતોને આમ્રની ઘેરી ઘટાઓમાંજ ગીત ગાવાં ગમે છે. આમ કવિઓ પણ એકાંતપ્રિય હોઇ એમના આત્માને અતિ પ્રચારથી ક્ષોભ થાય છે. આથીજ એમણે કે એમની કવિતાએ આજસુધી સારા સૌરાષ્ટ્રને રસમય નહોતો કર્યો. પણ આજ

પંડિત શ્રી માયારામજી સંગ્રહિત આ સત્પુરૂષચરિત્રપ્રકાશ જેવા જ્ઞાન ગંભીર ગ્રન્થને સુરસ હિન્દી કવિતામાં ગુંથી પોતે રાજકવિ સાથે રાષ્ટ્ર કવિ થાય છે. રાજસભા રંજન કવિ સાથે રાષ્ટ્ર કવિ–લોક ભોગ્ય કવિ થાય છે. અને હરકોઇ કવિનું વિદ્વદ્‌ભોગ્ય સાથે લોક ભોગ્ય થવું એ પરમ ભાગ્ય છે. કારણકે રાજકવિ એ મહા કવિ નથી પણ લોક કવિ–રાષ્ટ્ર કવિ એજ મહાકવિ છે અને એથીજ આદિ કવિ નૃસિંહ, મીરાં અને પ્રેમાનંદ આજ પણ લોક માનસમાં અમર છે.

રા. કેશવલાલ ભાઇની કવિતા રસાત્મક, પદ લાલિત્યવાળી અને પ્રાસાદિક છે. એમની કવિતામાં ખૂબ વેગ અને પ્રવાહ છે અને એટલેજ તત્વજ્ઞાનના કઠીન વિષયને પણ કવિ લોકભોગ્ય અને હૃદયંગમ કરી શક્યા છે. ધ્વજદંડ વિના જેમ ભૂમિ ઉપર પડેલ રાષ્ટ્રધ્વજને લોકો જોઇ શકતા નથી તેમ આવી હૃદયંગમ કવિતાના વાહન વિના ફિલસુફીનું ગહનજ્ઞાન લોકોના હૃદયમાં પ્રવેશવા પામતું નથી. કવિશ્રીની કવિતાદ્વારા તો સામાન્ય જનતા પણ આ જ્ઞાનામૃતનો રસાસ્વાદ માણી શકશે. આવી સરલ અને સુમધુર હિન્દી કવિતાદ્વારા તો તેમણે એકલા ગુજરાતીઓનેજ નહીં પણ હીન્દી ભાષીઓને પણ ઋણી કર્યા છે. કવિની હીન્દી કવિતા વાંચતાં મહાત્માશ્રી તુલસીદાસજીની રામાયણના પ્રાસાદિક દોહા ચોપાઇઓની ભવ્ય સ્મૃતિ થઇ આવે છે. એમની કેટલીક કડીઓ તો ચિરકાલ સુધી સ્મૃતિમાં ગુંજી રહે છે.

કવિએ લોક માનસને દૃષ્ટિમાં રાખી સરલ પણ પ્રાસાદિક દોહા ચોપાઇ સોરઠા છપ્પય હરિગીત પદ્ધરી આદિ વિવિધ છંદોમાં કવિતાના સ્રોતને વહેતો મુકયો છે કે જેના સતત પ્રવાહમાં ભકત અને અભકત સૌ સહેજે તણાય છે અને રસબોળ થઇ જાય છે. ભકતો દ્રવીભૂત થશે તો અભકતો રસાસ્વાદહીન તો નહીંજ રહે. આમ કવિની કવિતા ફલવતી થાય છે. એટલુંજ નહિં પણ એમની કવિતા ઉંડા તત્વજ્ઞાનમાં અવગાહન કરાવતી હોઇ કવિ બમણા કૃતાર્થ થયા છે. કારણ કે ભકત કવિઓએ ગાયું છે કે જે કવિતામાં ઇશ્વરના ગુણાનુવાદ નથી તે કવિતા ગમે તેટલી રસાર્દ્ર અને લલિત હોય છતાં વાંઝણીજ છે.

રસજ્ઞ વિવેચકે અધીર વાચકને વધુ રોકી વિશેષ અધીરો કરવો એ ઇષ્ટ નથી. એનું કાર્ય તો નાટકના સૂત્રધાર પેઠે નાટકની સુન્દર વસ્તુનો માત્ર અંગુલીનિર્દેશ કરી ખસી જવાનું છે. અને હું તો વિવેચકને સ્થાનેય બેસવા નથી માગતો. મારૂં કાર્ય તો આ ગ્રન્થમાં મને જે જે વસ્તુ સુન્દર લાગી તેના રસાસ્વાદમાં મારી સાથે મારા જેવા સમાનધર્મીઓને સમભાગી કરવા એટલુંજ છે. પ્રિય વાચક! આ ગ્રન્થમાંહેની એક પણ રત્ન કણિકાનો હું તને સાચો પરિચય કરાવી શકયો હઇશ તો મારો શ્રમ સફળ માનીશ. (અસ્તુ.)

જગત્ કલ્યાણ માટે આપણે સાથેજ પ્રાર્થીએ કેઃ—

**स्वस्ति प्रजाभ्यः परिपालयन्ताम् न्यायेन मार्गेण महीं महीशाः**
**गो ब्राह्मणेभ्यो शुभमस्तु नित्यम् लोकाः समस्ताः सुखिनो भवन्तु ॥**
**ૐ शान्तिः शान्तिः शान्तिः**

દુધરેજ (પયઃસર)
કાર્તિક કૃષ્ણત્રયોદશી
સંવત ૧૯૮૯

**વિજયશંકર ત્રિભુવન ત્રિવેદી**

॥ श्रीचरटपतये नमः ॥

(अय च गुरुपरम्परास्थः श्लोकः ५१)

शुभविद्याविनोदेन जनोपकृतिकारकम् ।

रघुवरं निजैः सेव्यं गुरुं वन्दे पुनः पुनः ॥

શ્રીમદ્ પરમકારૂણિકાગ્રગણ્ય પૂજ્યચરણ શ્રીરઘુવીરદાસજીમહારાજ

જન્મ સંવત ૧૯૨૬ શ્રાવણ વદ ૮ (કૃષ્ણજન્માષ્ટમી)

નિર્વાણ સંવત ૧૯૮૦ શ્રાવણ વદ ૮ (કૃષ્ણજન્માષ્ટમી)

ॐ

# અર્પણ પત્રિકા.

" श्रीमद्रघुवरगुरुवरो विजयते "

शुभविद्याविनोदेन, जनोपकृतिकारकम्
रघुवरं निजैः सेव्यं, गुरुं वन्दे पुनः पुनः ॥ १ ॥

માધુર્યલાવણ્યવાત્સલ્યૌદાર્યાદ્યગણિતગુણગણવિશિષ્ટ, સ્વકીયસુજનજનમનઃપુષ્પ-પુષ્પિતપુષ્પાંજલિસમર્ચિતચરણ, અપરિમિતદીનહીનજનોદ્ધારક, પ્રાતઃસ્મરણીય, સ્વનામધન્ય, શ્રીમદ્‌પૂજ્યચરણશ્રીગંગારામગુરૂવરચરણકંજમકરંદમધુકર, અખિ-લભારતવર્ષીયસાધુસમાજમધ્યલબ્ધપ્રતિષ્ઠ, સંપ્રાપ્તાપરિમિતાખંડપ્રૌઢ-પ્રતાપ, સ્વર્ગીય, શ્રીપયઃસરસ્થશ્રીવટપતિપીઠાધીશ્વર શ્રીમન્મહંત મહા-રાજશ્રી ૧૦૮ શ્રીરઘુવરદાસજી મહારાજશ્રી! શ્રીનારાયણમૂલક સ્વકીય ગુરૂપરંપરાપ્રવિષ્ટ શ્રીષટ્‌પ્રજ્ઞગુરૂવરચરિત્રને આપશ્રીના મુખારવિન્દથી શ્રવણ કરેલ તેનો યથામતિ નિબન્ધ (શ્રીસત્પુ-રૂષચરિત્રપ્રકાશ)રૂપે સંગ્રહ કરી "ત્વદીયં વસ્તુ ગોવિન્દ તુભ્યમેવ સમર્પિતમ્" આ ન્યાયથી આ ગ્રન્થ આપશ્રીનેજ સમર્પવો ઉચિત છે કારણ કે તેના યથાર્થ પરીક્ષક આપશ્રીજ છો એમ સમજી સંપ્રતિ મદીય માનસ-ધ્યાનવિષયમૂર્તિરૂપ આપ પૂજ્યશ્રીના અભયવરદ કરકમલમાં બદ્ધાંજલિપૂર્વક સાદર સમર્પું છું.

—: સમર્પક :—

ત્વત્તોબહૂપકૃતઃ ભવદીયપરમકૃપેચ્છુકઃ
પં. વેદાન્તશિરોમણિઃ માયારામઃ વેદાન્તતીર્થઃ



# અભિપ્રાય પત્ર

## મહામહોપાધ્યાય શ્રી હાથીભાઇ શાસ્ત્રીજી તરફથી—

પંડિત માયારામજી નિર્મિત 'સત્પુરૂષચરિત્ર પ્રકાશ'ના કેટલાએક પ્રસંગો મેં વાંચ્યા, લૌકિક શબ્દોને પણ પાણિનિતંત્રસિદ્ધ દર્શાવવા પંડિતજીએ ઠીક પરિશ્રમ લીધો છે.

યદ્યપિ ગુરૂપરમ્પરા ઠેઠ શ્રી નારાયણથી માંડી ભગવાન્ શ્રીશંકરાચાર્ય સુધી તે પછી પણ સ્વામીનીલકંઠ તથા તેમના શિષ્ય યાદવ કે જે ત્રિવેદી મોઢ બ્રાહ્મણ હતા ત્યાં સુધી તો બ્રાહ્મણ પારમ્પરી રહી જણાય છે તદનંતર બ્રાહ્મણેતરવર્ણની પરંપરા પ્રતીત થાય છે. પણ બ્રહ્મનિષ્ઠ તથા બ્રહ્મશ્રોત્રિય વિશેષણ તો પંડિતજીએ બધાયને મોકળે હાથે અર્પવાનું ઔદાર્ય વાપર્યું છે.(આ વાકય વિનોદને માટેછે.)

ગુરૂ શિષ્યના પ્રશ્નપ્રતિવચનરૂપે વચમાં દાર્શનિક તત્વ નિરૂપણ તથા ભકિત ભેદ પ્રદર્શન સાથે નામ માહાત્મ્ય કથનનો પણ અવસર લીધો છે.

વચે વચે તીર્થ માહાત્મ્યાદિકને પણ સ્થાન આપીને અંતમાં ભગવાન પૂજ્યપાદ શ્રીશંકરાચાર્ય પરિગૃહીત વ્યાસ તાત્પર્યવિષયીભુત કેવલાદ્વૈત સિદ્ધાંતને રામાનુજ, માધ્વ, વાલ્લભ પ્રભૃતિ સિદ્ધાંતોના શિરોમણિરૂપે સ્થાપી ગ્રંથને ગુણગરિમા આપવામાં પ્રયત્નનું સાફલ્ય સંપાદન કર્યું છે.

પંડિત માયારામજીએ સંકલિત વિષયોને કવિતારૂપે ગ્રથિત કરવામાં કવિરાજ કેશવલાલ શ્યામજીએ પોતે ભલે ગુરૂકૃપાલબ્ધ વિભૂતિદ્વારા લીલામાત્રથી રચના કરી હોય તો પણ આપણે કહી શકીએ કે જે શ્રમ લીધો છે તે વાંચનાર મર્મજ્ઞના હૃદયમાં શ્રીરામભકત ગુસાંઇજીની કવિતાના પ્રતિબિંબનું ભાન કરાવે તેવી છે સં. ૧૯૮૯ શ્રાવણ વદિ ૬ સોમે તા. ૨૨-૮-૧૯૩૨

શાસ્ત્રી હાથીભાઈ હરિશંકર—જામનગર

૨

## શાસ્ત્રીજી વેદાન્તાચાર્ય ત્ર્યંબકરામજી તરફથી—

વેદાંતતીર્થ પંડિતશ્રી માયારામજી સંકલિત "સત્પુરૂષચરિત્ર પ્રકાશ" નામનો ગ્રન્થ અભિપ્રાયાર્થ મારી પાસે આવ્યો. મેં આપાતતઃ જોયો. વેદાંત જેવા અત્યંત કિલષ્ટ વિષયની સંકલના ગુરૂશિષ્યના પ્રશ્નોત્તરરૂપે ભૃગુ અને વરૂણ, નચિકેતા અને યમ વિગેરેનાં આખ્યાનોથી ઉપનિષદોમાં પણ પ્રસિદ્ધ છે, એ પ્રથા પંડિતજીએ વસ્તુ સૂચન માટે સ્વીકારી બધાં દર્શનોનો ભાષામાં સારસંગ્રહ કર્યો છે એવું પુસ્તકને અથ ઇતિ જોનારને જણાયા વિના રહેશે નહિ.

કોઇપણ દર્શન સિદ્ધાન્તની ખાસ નિંદા કર્યા સિવાય શાંકર અદ્વૈત મતનું પાંડિત્યપૂર્ણ ગૌરવ પ્રકટ કર્યું છે. સંસ્કૃતભાષા ન જાણતા મુમુક્ષુઓને શ્રવણ મનનને યોગ્ય દાર્શનિક ભાષાના ગ્રન્થોમાં આ ગ્રન્થ અત્યુત્તમ લેખાય.

આ ગ્રન્થની ભાષા કવિતા કેશવલાલ કવિની ભાવપૂર્ણ અને સરસ હોવાથી હૃદયને આનંદ આપે છે. વિશેષ આવા મોટા પુસ્તમાં લોકોપકારાર્થે જે અનેક વિષયોનો સંગ્રહ કર્યો છે તે પ્રયાસ માટે પંડિતજીને ધન્યવાદ ઘટે છે.

ત્ર્યમ્બકરામ શાસ્ત્રી

૩

## શાસ્ત્રીજી શ્રી હરિલાલ કાલિદાસભાઇ તરફથી—

વે. શા. સં. શ્રીમાન્ વેદાંતતીર્થ પંડિત માયારામજી!

આપે રચેલ "શ્રી સત્પુરૂષચરિત્ર પ્રકાશ"ના પ્રથમ ભાગના ૨૫ અંકોનું અવલોકન કરતાં સ્પષ્ટ રીતે જાણવામાં આવે છે કે આપે ઘણો પરિશ્રમ લઇ આ ગ્રંથ રચવાથી આપના સર્વતોમુખ પાંડિત્યનો પરિચય કરાવ્યો છે. હિંદી ભાષામાં ગુર્જર અનુવાદ સાથે દર્શન, સ્મૃતિ વગેરેના રહસ્યને સમજાવનારા ગ્રંથોમાં આપના આ ગ્રંથનુ સ્થાન હમેશને માટે ઉંચું રહેશે. આ ગ્રંથનું અધ્યયન કરનારને થોડે આયાસે ઘણાં શાસ્ત્રોનો બોધ થશે એ નિર્વિવાદ છે. ગૌતમ, કણાદ વગેરે દર્શનકારોનાં તથા શંકરાચાર્ય રામાનુજ વગેરે આચાર્યોના મતોનું ઘણી ઝીણવટથી દિગ્દર્શન કરાવવામાં આવ્યું છે. લોકોમાં આપના આ ગ્રંથનો પ્રચાર બોહોળો થઇ આપના પરિશ્રમને સર્વથા સફળતા મળે એવી આશા રાખું છું.

જામનગર તા. ૨૨-૮-૩૨ શાસ્ત્રી હરિલાલ કાલિદાસ.



# ઉપકૃતિ સ્મરણ

श्रीषट्प्रज्ञगुरुपादपद्मेभ्यो नमः

भव एव वटः प्रोक्तस्तत्पतिः परमेश्वरः ।
तमेव नौमि देवेशं श्रीशं वटपतिं प्रभुम् ॥ १ ॥

અનાદ્યનન્તૈશ્વર્યવિશિષ્ટ શ્રીહરિરચિતામિતવૈભવગૃહ ત્રિભુવનમાં સ્વકીયાભ્યુદયવિષયક પ્રયત્નશીલ કોઇ પણ મનુષ્ય અન્યકૃતોપકૃતિનિરપેક્ષ બની ઐહિક કિંવા પારલૌકિક સ્વોદય-હેતુભૂત કાર્ય કરવાને સમર્થ થતો નથી. શ્રૌત કર્મ બોધક નિબંધોપદિષ્ટ દર્શ પૌર્ણમાસ-યાગને પરમ પ્રાધાન્ય હોવા છતાં પણ પ્રયાજાદિ નિરપેક્ષ સ્વર્ગાદિ ફળ આપવામાં સર્વથા અસમર્થજ બને છે, કિંતુ પ્રયાજાદિ સાપેક્ષ દર્શ પૌર્ણમાસાદિપ્રધાન યાગ સ્વર્ગાદિ ફલોને આપે છે. કેટલાંક કાર્ય લૌકિક સહાયતા વિના સિદ્ધ થાય છે, પરંતુ ત્યાં પણ સર્વ કાર્ય પ્રતિ સાધારણ સહાયકરૂપ પરમેશ્વર હોવાથી તે પરમેશ્વરને પૂર્વોક્ત કાર્યમાં સહાયક કલ્પવા ઉચિત છે અર્થાત્ અન્યકૃતોપકૃતિ વિના કોઇ પણ મનુષ્ય ઐહિક કિંવા આમુષ્મિક ફલહેતુભૂત ક્રિયા-તતિને કરી શકતો નથી. આ પ્રાણીમાત્રને માટે સાધારણ નિયમ છે તો પછી હું અલ્પ શ્રુત અન્ય સહાય નિરપેક્ષ બની "શ્રીસત્પુરૂષચરિત્રપ્રકાશ" નામક ગ્રન્થસંગ્રહરૂપ કાર્ય સંપાદન કરવામાં સમર્થ કેમ થઇ શકું?

શ્રી પયઃસર (દુધરેજ)સ્થ શ્રીવટપતિ પીઠના પૂર્વાચાર્યોની પરંપરા અર્થાત્ શ્રીનારાયણથી અત્યારે બિરાજતા મહંત મહારાજ સુધીની પરંપરાના સંગ્રહરૂપ કાર્ય કરવું તે બહુજ કઠિન છે. પૂર્વોક્ત આચાર્ય પરંપરાપ્રવિષ્ઠ આચાર્યોનાં ચરિત્રો પ્રથમ શ્રી રત્નદાસજી મહારાજશ્રીએ સ્વકીય ગુરૂશ્રી લબ્ધરામ મહારાજશ્રીથી શ્રવણ કરી દિગ્દર્શન રૂપ સંગ્રહ કરેલ તે સંગ્રહ પૂર્વના મહંત મહારાજોએ સ્વકીય ગુરૂપરંપરાથી શ્રવણ કર્યાં હતાં તેને સાણંદ ગ્રામનિવાસી શ્રી પૂર્વ કાલિક પંડિતજી શ્રીમોતીરામજી જમનાદાસજી મહારાજે સંક્ષેપથી "શ્રી ભક્તિ કલ્પતરુ" નામક નિબંધમાં પ્રગટ કરેલાં છે, પરંતુ તે અત્યંત સંક્ષિપ્ત હોવાથી પૂર્વાચાર્યોનાં ચરિત્રોને અત્યારના મહાનુભાવ મહાત્માઓ સંપૂર્ણ રીતે જાણવાને શક્તિમાન્ થતા નથી. મારી પણ એજ દશા હતી. પરંતુ હું કાશીથી અધ્યયન સમાપ્ત કરી દુધરેજ આવ્યો ત્યારે એક વખત શ્રીદુધરેજમાં શ્રીગુરૂ પૂર્ણમાસી એટલે આષાઢ શુકલ પૂર્ણમાસી કે જે શ્રીષટ્પ્રજ્ઞસ્વામીજીની જયંતિનો તેમજ

ગુરૂપૂજનનો દિવસ હતો તે દિવસે શ્રીષટ્પ્રજ્ઞસ્વામીજીનો જયંતિમહોત્સવ ઉજવવા માટે સર્વ મહાત્માઓની એક સભા થઇ હતી જેમાં પરમકૃપાળુ પૂજ્ય મહંત મહારાજશ્રી ૧૦૮ શ્રી રઘુવરદાસજી મહારાજ પ્રધાન આસન ઉપર બિરાજમાન હતા અને એજ સભામાં પૂજ્યપાદ શ્રી જાનકીદાસજી મહારાજ, બુદ્ધિશાળી શ્રી વિષ્ણુદાસજી મહારાજ, કુંતલપુરવાળા પૂજ્ય કેશવસ્વામી, નવાં સુરજ દેવળના પૂજ્ય મહંત શ્રી ભગવાનદાસજી મહારાજ, તેમજ પરમજ્ઞાની સરયૂદાસજી મહારાજ, શ્રીરામચંદ્રજીના પરમ ભક્ત હીરાદાસજી મહારાજ, તેમજ પૂજ્ય પંડિત ગોવિન્દરામજી મહારાજ, અયોધ્યાદાસજી મહારાજ, અને શ્રીવસનદાસજી મહારાજ વિગેરે અનેક સત્પુરૂષો પ્રસન્નતા પૂર્વક યથાયોગ્ય સ્થાનપર બિરાજમાન થયા હતા. એ વખતે ઉક્ત સભા દિવ્ય પુરૂષોથી અત્યંત શોભાયમાન બની હતી. એ સમયે મારા મનમાં અનંત આશયવાળો એક સંકલ્પ ઉદ્ભવ પામ્યો તે એ જે આ દુધરેજ સ્થાનમાં જે યતીવર્યો પૂર્વકાળમાં શ્રેષ્ઠ પ્રકારે પૂજ્ય થયા એ સર્વનાં ઉદાર ચરિત્ર પૂજ્ય આચાર્ય શ્રીરઘુવરદાસજી મહારાજના મુખથી શ્રવણ કરીએં. જો કે "ભક્તિ કલ્પતરૂ" નામક ગ્રન્થ મેં વાંચ્યો હતો છતાં તેથી વિશેષ જાણવાની મારા મનમાં ઇચ્છા થઇ અને તેથી ગુરૂવર્ય શ્રી રઘુવરદાસજી મહારાજના ચરણનું શરણ મેં ગ્રહણ કર્યું અને પૂછ્યું કે હે સદ્ગુરો, આ આપણી સંસ્થામાં જે જ્ઞાની મહાત્માઓ પૂર્વકાળમાં થયા એમનાં શુભ ચરિત્રો હું આ સંતજનોની સભા સમક્ષ શ્રવણ કરવા ઇચ્છું છું અને તે સર્વ ચરિત્રો હે ગુરૂવર્ય! આપ સ્વમુખથી આત્મીય જનોને યથાર્થ કહેવાને સમર્થ છો.

જે ચરિત્રો ભક્તિ અને જ્ઞાનથી પર્ણ હોઇ ભવિષ્યમાં થનારા ગુણવાન્ સંત મહંતો તેનું શ્રવણ કરી ભક્તિ અને જ્ઞાનથી પૂર્ણ બની કૃતાર્થ થશે. આ રીતની મારી સવિનય પ્રાર્થના શ્રવણ કરી સૌમ્ય આકૃતિવાળા ગુરૂશ્રી રઘુવરદાસજી મહારાજ બોલ્યા જે હે પંડિત માયારામ! તમારો આ પ્રશ્ન ઉચિત છે અને લોકકલ્યાણ અર્થેજ છે. જેનાં પ્રવચનથી સર્વને સુખ પ્રાપ્ત થશે અને સત્સંગનો લાભ થશે. આ શુભ સંસ્થાના સંચાલક ધર્મનું પરિપાલન કરનારા જે જે મહાત્માઓ થયા એમનાં ચરિત્રો મુક્તિ આપનારાં છે તે સર્વ હું તમોને કહું છું તેમાં શ્રી વટપતિ પ્રભુ મને સહાયતા આપે એમ ઇચ્છું છું. આ સત્પુરૂષચરિત્ર કહેવાને સમર્થ તો એજ બને કે જેની સદ્ગુરૂના ચરણમાં પ્રીતિ હોય, કારણકે સદ્ગત સદ્ગુરૂઓનાં ચરિત્રો અગાધ છે તે ગુરૂચરણમાં રતિવાળા પૂજ્ય શ્રીરત્નદાસજી મહારાજે મેળવ્યાં અને તે પછીના સત્પુરૂષોએ પ્રસન્ન મનથી પોતપોતાના ગુરૂ મુખથી શ્રવણ કર્યાં, આ રીતે અર્થાત ગુરૂ પરંપરાદ્વારા ગુરૂ ગંગારામજી મહારાજે શ્રવણ કર્યાં અને તેઓશ્રીએ મારા સર્વના પૂજ્ય મહંત શ્રી ગોવિન્દરામજી મહારાજને તથા મને કહ્યાં.

સુખના ધામરૂપ એ આદિ ગુરૂજનોનાં ઉદાર ચરિત્રો હું મારી બુદ્ધિ અનુસાર તમોને કહું છું. આવી રીતે બોલી ગુરૂ રઘુવરદાસજી મહારાજે કેટલાક દિવસ પર્યન્ત સંત સભામાં કથારૂપે સંભળાવ્યાં જે મેં સ્વસ્થ ચિત્તે સાંભળ્યાં હતાં. ત્યારપછી પૂજ્ય શ્રીરઘુવરદાસજી મહા-રાજશ્રીના વૈકુણ્ઠવાસ પછી થોડાં વર્ષો વિત્યા બાદ પૂર્વોક્ત ગુરૂ પૂર્ણમાસીના ઉત્સવ ઉપર ભગવત્ નામ સ્મરણ તથા સત્સંગ માટે સભા મળી હતી. તે સભામાં પ્રધાન આસને પૂજ્યપાદ મહંત મહારાજ શ્રી જીવરામદાસજી, મહારાજ બિરાજ્યા હતા તેમજ શ્રીમાન્ કોઠારીજી, ચતુર-દાસજી મહારાજ તથા પૂજ્યપાદ સ્વામીજી શ્રીપરમાનંદજી મહારાજ, તથા પૂજ્યપાદશ્રી નવાંસુરજ દેવળના મહંત શ્રી ભગવાનદાસજી મહારાજ, તથા બાવાજી શ્રી આત્મારામજી મહારાજ, તથા બાવાજી શ્રી દામોદરદાસજી મહારાજ, તથા બાવાજી વૈદ્યરાજ શ્રી મણિરામજી, મહારાજ, તથા બાવાજી શ્રી વસનદાસજી મહારાજ, તથા બાવાજી સૂરસંતોકદાસજી મહારાજ, તથા બાવાજી શ્રી વીરદાસજી મહારાજ, તથા શ્રીમાન્ કામદાર કરશનજીભાઇ તથા શ્રીમાન્ કામદાર ગિરિજાશંકર ભાઇ તથા શ્રીમાન્ શીલદાસજી, તથા સંત શ્યામદાસજી, તથા સંત રામચરણદાસજી, સંત વિજ-યરામદાસજી, સંત રાણીદાસજી, સંત બ્રહ્મચારીજી દ્વારકાંદાસજી, સંત માખણદાસજી, સંત કાળી-દાસજી, સંત મનોહરદાસજી, સંત ખોડીદાસજી, સંત ઝીણારામજી, સંત નટવરદાસજી, સંત અમ-રદાસજી, સંત નરોત્તમદાસજી, સંત કનીરામજી, સંત નથુરામજી, સંત ખીમદાસજી, સંત માયારામજી, સંત કાશીરામજી, સંત રામદાસજી, ગવૈયા સંત ઝવેરદાસજી, સંત સૂરરામદાસજી, સંત સૂર અક્કલદાસજી, સંત સૂર વાલદાસજી, સંત સૂર સીતારામદાસજી, સંત સૂર હરગોવિંદદાસજી, સંત પ્રયાગદાસજી, સંત કવિ હરિદાસજી, સંત ભગવતીદાસજી, સંત સરસ્વતીદાસજી, સંત દ્વિતીય ખીમ-દાસજી, સંત માવદાસજી, સંત ગરીબદાસજી, સંત નાગરદાસજી, સંત બંસીદાસજી, સંત રાજારામજી, સંત સુંદરદાસજી, સંત ઓંકારદાસજી, અને સંત મોહનદાસજી આદિ સંતો બિરાજ્યા હતા તેમજ પૂજ્ય મહંતશ્રી જીવરામદાસજી મહારાજના શિષ્યો તે સભામાં હતા કે જેઓનાં નામો સંત દયાળદાસજી, સંત ગોપાળદાસજી, સંત ગોમતીદાસજી, સંત રામદાસજી, તથા સંત વ્રજ-મોહનદાસજી, સંત પ્રીતમદાસજી. સંત મનમોહનદાસજી, સંત મગનીરામજી, સંત લક્ષ્મીદાસજી, સંત ત્રિભુવનદાસજી, સંત કનીરામજી, સંત જેઠીરામજી, સંત સૂર કાનદાસજી, સંત વેણીરામજી, સંત વાલદાસજી, સંત હરિદાસજી, સંત હિમદાસજી, સંત હીરાદાસજી, સંત હરિવલ્લભદાસજી, સંત જગજીવનદાસજી, સંત હરજીવનદાસજી, સંત ગણેશદાસજી, સંત જીવણદાસજી, સંત જેરામદાસજી, સંત રામરત્નદાસજી, સંત પુરૂષોત્તમદાસજી, સંત રાઘવદાસજી, સંત અભયરામજી, સંત વિઠ્ઠલદાસજી. સંત સંતદાસજી, તેમજ ધોળકાના સંત હરગોવિંદદાસજી, દ્વારકાદાસજી ઇત્યાદિ સર્વ મહાત્માઓ સહિત સભા શોભતી હતી અને તે સભામાં ધાર્મિક ઉપદેશ તથા ભગવન્ નામ સ્મરણ થયા

કરતું હતું ત્યારે આ સભાસ્થ સર્વ મહાત્માઓના મનમાં સંકલ્પ થયો કે આપણા પૂર્વાચાર્યનાં એટલે શ્રીનારાયણથી પૂજ્ય મહારાજ શ્રી જીવરામદાસજી મહારાજ પર્યન્તના સર્વ આચાર્યોનાં ચરિત્રોનો સંગ્રહ કરી એક નિબંધ રચાય તો બહુ સારૂં એમ વિચારી મહાત્માઓએ તે કાર્ય કરવા માટે મને આજ્ઞા કરી અને કહ્યું કે પૂજ્યપાદ મહારાજ શ્રી રઘુવરદાસજી મહારાજશ્રીના મુખથી તમોએ પૂર્વાચાર્યોનાં ચરિત્રો શ્રવણ કર્યાં છે તે ચરિત્રોનો સંગ્રહ કરી એક નિબંધ લખો સર્વ મહાત્માઓની આ આજ્ઞાને મેં પ્રેમથી પાલન કરવાનો નિશ્ચય કર્યો અને ત્યારથી તુરતજ "સત્પુરૂષચરિત્રપ્રકાશ" નામક ગ્રન્થમાં રહેલાં ચરિત્રોનો સંગ્રહ કરવો શરૂ કર્યો અને તેના પૂર્વ તથા ઉત્તર એવા બે વિભાગ રાખ્યા પૂર્વવિભાગમાં શ્રી ષટ્પ્રજ્ઞ સ્વામીજીનાં ચરિત્ર પર્યન્ત અને ઉત્તરવિભાગમાં શ્રીલબ્ધરામ સ્વામીથી શ્રીજીવરામદાસજી મહારાજનાં ચરિત્ર પર્યન્ત ચરિત્રનો સંગ્રહ કરેલો છે. સંગ્રહ કરતી વખતે શ્રીમાન્ વૈદ્યરાજ શ્રીમણિરામજી મહારાજે આ ચરિત્રો લખવાના કાર્યમાં બહુજ ઉત્સાહ દેખાડી મને સહાયતા આપેલી છે. તેમજ ઝંઝાવાટસ્થ તીર્થો સંબંધી કેટલુંએક વૃત્તાન્ત બ્રહ્મચારી શ્રીદ્વારકાદાસજીથી પ્રાપ્ત થએલું છે પૂજ્યપાદ મહંત મહારાજશ્રી ૧૦૮ શ્રી જીવરામદાસજી મહારાજ તેમજ શ્રી કોઠારી શ્રીચતુરદાસજી મહારાજે આ ગ્રન્થના સંગ્રહ વખતે બહુજ ઉત્સાહ દેખાડી વખતો વખત કેટલાક મહાત્માઓનાં ખાસ ચરિત્રો લખાવવામાં ઘણી મદદ કરેલી છે. પૂજ્યપાદ સ્વામીજી શ્રીપરમાનંદજી મહારાજ તથા નવાંસુરજ દેવળના પૂજ્યપાદ મહંત મહારાજ શ્રી ૧૦૮ શ્રી ભગવાનદાસજી મહારાજ તથા ત્યાંના લઘુ મહંતશ્રી ત્રીકમદાસજી મહારાજે પોતપોતાના ઉત્તમ અભિપ્રાયોવડે ગ્રન્થ લખાતી વખતે બહુજ પ્રોત્સાહ આપેલ છે.

આ સંગ્રહની ચિત્તાકર્ષક પરમ રમણીય પદ લાલિત્યયુક્ત પદોવાળી, દોહા, ચોપાઇ, સોરઠા, છપ્પય, કુંડલીઆ, હરિગીત, પદ્ધરી પ્રભૃતિ અનેક ઉત્તમ કવિતા કરી શ્રી જામનગર (નૂતનપુરી)ના પરમ સુહૃદહૃદય કવિરત્ન અદ્વૈતનિષ્ઠાપરાયણ, બ્રહ્મભટ્ટ શ્રીશ્યામભટ્ટ જયસિંહ કવિરાજશ્રીના સુપુત્ર, નિખિલકવિકુલકંજદિવાકર કવિરત્ન શ્રીમાન્ રા. રા. કેશવલાલભાઇએ શોભામાં વૃદ્ધિ કરી છે કારણ કે તેઓની કવિતામાં ચિત્તાકર્ષક પ્રસાદગુણ સ્વભાવથીજ રહેલ છે કે જેનાથી આ ગ્રન્થ સારી રીતે શોભશે એમ આશા રાખું છું. તેમજ વેદાન્ત શાસ્ત્રીજી શ્રીમાન્ શ્રીરૂપરામજીએ પણ પરમ આદરપૂર્વક આ ગ્રન્થની ઉત્તમ ભાવગાંભીર્યવાળી, અને સરલ પદોવાળી ગુર્જર ગિરામાં સાક્ષર તથા પ્રાકૃત પુરૂષોને આનંદ આપનારી "સરલા" નામક ગુજરાતી ટીકાદ્વારા ગ્રન્થને સારી રીતે સુશોભિત કરેલ છે તેમજ શ્રીજામનગરસ્થ શ્રી આનન્દ ગુરૂપીઠાધીશ્વર પૂજ્યચરણ, બ્રહ્મનિષ્ઠ બ્રહ્મશ્રોત્રીય મહારાજશ્રી ૧૦૮ શ્રી રામપ્રસાદજી

મહારાજશ્રીના આશ્રયનીચે **શ્રી** "અન્નદગુરૂ" સ્થાનમાં રહી આ ગ્રન્થનું સંપાદન કાર્ય કર્યું છે એ વખતે મને નેત્રદોષ હોવાથી નીચેની યોગ્ય વ્યક્તિઓએ મને પુસ્તક લખવામાં બહુજ સહાય કરી છે ચિ. પ્રિયભાઇ શાન્તિપ્રસાદજી તથા દ્વિવેદી કામદાર શ્રી છોટાલાલભાઇ તથા ચિ. ભાઇ પંડિત અંબાશંકરજી તથા ચિ. ભાઇ વ્રજમોહનદાસજી તથા ભાયાવદરના ઠક્કર શ્રીમાન્ કલ્યાણજીભાઇ વિગેરેએ આ ગ્રન્થને લખવા વાંચવામાં બહુજ મદદ કરી છે તેમાં પણ પ્રકૃત ગ્રન્થસ્થ સર્વ ટીપ્પણો તો ચિ. પ્રિયભાઇ શાન્તિપ્રસાદજીએજ લખી ઘણી મદદ કરી છે તથા દિવ્યધામ શ્રી દુધરેજના શ્રી દાલભ્ય ગોત્રીય સ્વર્ગીય સુહૃદહૃદય માનનીય કામદાર શ્રી રા. રા. ત્રિભુવન કુંવરજી ત્રિવેદીના સુપુત્ર પરમ રમણીય અનેક શુભગુણગણવિશિષ્ટ ઉદારચેતા પ્રિયાત્મબન્ધુ રા. રા. કામદાર શ્રી વિજયશંકરભાઇએ આ ગ્રન્થના પ્રત્યેક મયૂખ વૃત્તિ વિષયોને સપ્રેમ વાંચી ગ્રન્થ પ્રતિ તેમજ મારા પ્રતિ ઉત્તમ સદ્‌ભાવ દેખાડી આ ગ્રન્થની પ્રશસ્ત ભાષા યુક્ત "ભૂમિકા" (આદિશબ્દ)ને સ્વકીય બહુમૂલ્ય સમય સમર્પી લખેલી છે તેમજ કચ્છ કાઠીઆવાડ ગુર્જરધરાધીશ્વરાર્ચિતચરણકંજ પદવાક્યપ્રમાણપારંગત સર્વતંત્રસ્વતંત્ર મહામહોપાધ્યાય પરમકૃપાળુ શાસ્ત્રીજી શ્રી પૂજ્યચરણ વેદમૂર્તિ હાથીભાઇ હરિશંકરભાઇ. ઔદાર્ય માધુર્યાદિ અનેક સદ્‌ગુણગણવિશિષ્ટ, પરોપકાર પરાયણ, વેદમૂર્તિ, ઉભય મીમાંસાપારંગત **શ્રી** જામનગર (નૂતનપુર) રાજકીય સંસ્કૃત પ્રધાન વિદ્યાલયના પ્રધાનાધ્યાપક વેદાન્તાચાર્ય ભટ્ટ શ્રી ત્ર્યમ્બકરામ શાસ્ત્રીજી અને જામનગર હાઇસ્કુલના સંસ્કૃત વિષયના પ્રધાનાધ્યાપક શાસ્ત્રીજી શ્રી હરિલાલ કાળીદાસભાઇ વિગેરે મહાનુભાવોએ સ્વકીય અમૂલ્ય સમય સમર્પી આ ગ્રન્થનું તત્ તત્ સ્થલે નિરીક્ષણ કરી સ્વકીય અભિપ્રાય પ્રદર્શન દ્વારા તેઓશ્રીથી પણ હું અનુગ્રહીત થયો છું તેમજ જામનગર ( નૂતનપુર ) આશાપુરા રોડ ઉપર આવેલા શ્રી જૈન ભાસ્કરોદય પ્રીન્ટીંગ પ્રેસના અધ્યક્ષ રા. રા. ભાઇ શ્રી બાલચંદ હીરાલાલભાઇ તથા રા. રા. ભાઈ શ્રી જેસંગભાઇ હીરાલાલ ભાઇ આ બન્ને મહાનુભાવોએ બહુ ઉત્સાહ પૂર્વક કાર્ય કરેલ છે પૂર્વોક્ત સર્વ મહોદય મહાશયો ( પૂજ્ય મહંત શ્રી પૂજ્ય કોઠારિજી, સર્વ સંત મંડલ, સુહૃદ કામદારગણ, કવિરત્ન, અને પૂજ્ય શાસ્ત્રી ગણ, આદિએ સ્વકીય બહુમૂલ્ય સમય સમર્પી પ્રતિ ગ્રન્થ વિષયક કાર્યમાં સહાય કરેલ છે તે માટે એઓશ્રીઓનો શુભચિન્તન પૂર્વક સ્નેહ સહિત હાર્દિક અત્યુપકાર માનું છું.

**નિવેદક—ભવદીય કૃપાકાંક્ષી.**

**પં. માયારામ વેદાન્તતીર્થ**

# પ્રાર્થના પત્ર.

આ ગ્રન્થમાં કોઇ કોઇ સ્થળે અક્ષરાશુદ્ધિ, પદાશુદ્ધિ, પદાર્થાશુદ્ધિ આદિ કાવ્ય દોષો તેમજ દૃષ્ટિદોષથી પ્રુફ સુધારવામાં પણ અનેક દોષો રહી ગયા હશે કારણ કે મનુષ્ય અલ્પજ્ઞ હોવાથી તેનું કર્તવ્ય સર્વથા વિશુદ્ધ હોયજ નહિ. માટે પરમકૃપાળુ મહાશયો ક્ષમાપ્રદાન કરશે એવી આશા રાખું છું. કેમકે ક્ષમા એ સજ્જનોનું ભૂષણ છે.

લી. ભવદીય કૃપાકાંક્ષી.

પંડિત માયારામ વેદાન્તતીર્થ

## વિશેષ સૂચના

શ્રી રૂગનાથ સ્વામીજી પ્રભૃતિ મહાત્માઓનાં નામો

૧ શ્રી રઘુનાથપુરીજી, શ્રી રઘુનાથદાસજી, શ્રી રઘુરામજી, શ્રી રઘુસ્વામી, શ્રી રઘુવર
૨ શ્રી યાદવસ્વામી, શ્રી યાદવપુરી, શ્રી યદુરામજી, શ્રી યાદવદાસજી, શ્રી યદુમહારાજ
૩ શ્રીષટ્પ્રજ્ઞસ્વામી, શ્રીષષ્ઠમદાસજી, શ્રીછઠ્ઠાબાવાજી, શ્રીષષ્ઠસ્વામીજી, શ્રીષષ્ઠમહારાજ



આ ગ્રંથનો બીજો વિભાગ.

થોડા વખતમાં

છપાઇ બહાર પડશે.



श्री महागणपतये नमः । श्रीमहाविष्णुवटपतये नमः

श्री षट्पञ्चगुरुपादपद्मेभ्यो नमः

## अथ श्री पयःसरः ( दुधरेज ) पीठस्थदेवतास्तोत्र प्रारंभः ॥

પ્રથમ મન્દિરમાં બિરાજેલા શ્રી લક્ષ્મીનારાયણ પ્રભુની વંદના

शिखरिणी.

गदापाणिं गोपं व्रजजनसुबन्धुं विषहरं ।
चिदानन्दं कौन्तेयजनरणशूरं मुनिनुतम् ॥
यशोदानन्दं त्वां धृतनवसुकञ्जं गजपतिम् ।
रमानाथं वन्दे प्रणतपरिपालं यदुपतिम् ॥

गदापाणिं ગદા જેના હસ્તમાં છે એવા, गोपं, ગોરક્ષક, व्रजजन सुबन्धुं, વ્રજવાસીઓના બન્ધુ, विषहरं, જન્મમરણરૂપી વિષના હરનાર

चिदानन्दं, સચ્ચિદાનંદરૂપ, कौन्तेयजनरणशूरं, કુન્તિપુત્રોના રણમાં શુરવીર, मुनिनुतम्, નારદાદિ મુનિઓથી વન્દન કરાએલા यशोदानन्दं, યશોદાને આનન્દ આપનાર, धृतनवसुकञ्जं, નવીન કમળ જેના હસ્તમાં છે गजपतिम् ગજારૂઢ એવા, प्रणतपरिपालं, પીડિતજનોનું પાલન કરનાર यदुपतिम्, યદુકુળના સ્વામી त्वां, તમને रमानाथं, લક્ષ્મીના સ્વામીને वन्दे, હું વન્દુ છું.

श्रीकृष्णविश्वाधिपतेरमेश, तवास्तिवामेरमणीयकाया ।
लक्ष्मीसुदात्रीसुमनोरमासा, मन्दप्रहास्येनसदासुपायात् ॥

श्रीकृष्णविश्वाधिपतेरमेश, હે શ્રીકૃષ્ણ હે વિશ્વના સ્વામી હે રમાનાથ तव, તમારા વામે વામ ભાગમાં रमणीयकाया, રમણીય છે દેહ જેનો એવાં लक्ष्मी-सुदात्री, સર્વપ્રકારની લક્ષ્મીને આપવાવાળાં सुमनोरमासा, મનને હરણ કરે એવા શ્રી લક્ષ્મીજી मन्दप्रहास्येन, મન્દ હાસ્ય વડે सदा, નિરંતર सुपायात् ભક્તોનું સારી રીતે રક્ષણ કરો.

બીજા મંદિરમાં બિરાજેલા શ્રી વટપતિપ્રભુની વંદના

शिखरिणी

धनुर्बाणंपाणौ शिरसिमुकुटं श्रीवटपति ।
भुंजेसव्येवेणुं मुनिमननरूपं धरति यः ॥
सदाध्येयंसिद्धैरमरपतिनाथं भुवनपं ।
भजे तं देवंगोपतनयशरण्यं तुरगिणम् ॥

श्रीवटपतिः શ્રી વટપતિપ્રભુ કે જેઓએ धनुर्बाणं ધનુષ અને બાણને पाणौ હાથમાં शिरसि,—મસ્તક ઉપર, मुकुटं મુકુટને भुजेसव्येवेणुं જમણા હાથમાં મુરલી અને તે मुनिमननरूपं, મુનિઓને મનન કરવા જેવી મુરલી જમણા હાથમાં धरति, ધારણ કરે છે, यः, જે તે सिद्धैः સિદ્ધ પુરૂષો વડે सदाध्येयं, સદાધ્યાન કરવા યોગ્ય अमरपतिनाथं, દેવતાઓના રાજા જે ઇન્દ્ર તેના સ્વામી भुवनपं ત્રણે ભુવનનું રક્ષણ કરનારા गोपतनयशरण्यं, ગોપ બાળકોના આશ્રયભૂત तुरगिणम् ઘોડાઉપર બેઠેલા એવા तं તે વટપતિ देवं દેવને भजे હું ભજું છું વટપતિ શબ્દનો અર્થ નીચેના શ્લોકથી જણાશે.

शिखरिणी

प्रधानं वै मूलं भववटतरोर्लोकसुभृतो ।
महत्तत्वं स्कन्धोऽहमितिगदितः कोटरनिभः ॥
सुशाखाभूतानि प्रचुरविषयाः पर्णसदृशा ।
फले दुःखादुःखे स जयतु निदानं वटपतिः॥

સંસારરૂપી વટવૃક્ષનું મૂળ પ્રધાન (પ્રકૃતિ) છે તે વટવૃક્ષનું સ્કંધ ( શાખા-મૂળ ) પ્રકૃતિથી ઉત્પન્ન થએલ મહત્તત્વ છે અને તે મહત્તત્વથી ઉત્પન્ન થએલ છે જે અહંકાર તે કોટર સદૃશ છે આકાશાદિ પંચભૂતો તે સંસારરૂપી વટવૃક્ષની શાખાઓ છે શબ્દાદિ વિષયો પાંદડાંરૂપ છે આ વટવૃક્ષનાં ફળ સુખ અને દુઃખ છે આ વટવૃક્ષનું અધિષ્ઠાન કારણ પરમ વંદનીય શ્રીવટપતિ વિજય પામે છે.

ત્રીજા મંદિરમાં શ્રી રામચન્દ્રપ્રભુની વંદના

सुसीतासंयुक्तं पवनजसुसेव्यं सुरनुतम् ।
शिवारामध्यानं निजसुखदसौमित्रिसहितं ॥

सबर्याध्यातं वै विमलमनसा राघवपतिम् ।
नमामि श्रीरामं श्रुतिगणविरामं भवनिधौ ॥

सुसीतासंयुक्तं, શ્રીજાનકીથી યુક્ત, पवनजसुसेव्यं, હનુમાનજીથી સેવાકરાયેલા, सुरनुतम् દેવતાઓથી નમન કરાએલા शिवारामध्यानं, શિવની આરામ અવસ્થામાં શિવના ધ્યાનરૂપ કિંવા શિવમાં વિરામરૂપ ધ્યાન છે જેનું એવા निजसुखदसौमित्रिसहितम् પોતાને સુખ દેવાવાળા લક્ષ્મણજીથી યુક્ત विमलमनसा, પાપ રહિત મન વડે शबर्याध्यातं શબરીથી ધ્યાન કરાએલા राघवपतिम् રઘુકુળના પતિ भवनिधौ સંસાર સાગરમાં श्रुतिगणविरामं, વેદનું વિરામ સ્થાન એવા श्रीरामं શ્રીરામચન્દ્રપ્રભુને नमामि હું નમન કરૂં છું.

ચતુર્થ મંદિરમાં બિરાજેલા શ્રી ષટ્પ્રજ્ઞસ્વામીજી તથા શ્રીગંગારામ ગુરૂમહારાજનું વંદન

षट्प्रज्ञस्वामीवन्दनम्

महाज्ञानागारं सुकृतजनसारं भवहरम् ।
सुशान्तंदान्तंवैजनजनिकृतान्तंशमनदं ॥
गुरुंश्रीषट्प्रज्ञं निजजनसुसेव्यं यतिवरम् ।
मुदावन्देनित्यं निखिलजनमान्यं हितकरम् ॥

महाज्ञानागारं, પરમ પવિત્ર વેદજ્ઞાનના ભંડાર રૂપ, सुकृतजनसारं, પુણ્યવાન પુરૂષોને તત્વરૂપ, भवहम् સદુપદેશ દ્વારાજન્મ મરણરૂપ સંસારને હરનાર सुशान्तं શાંત दान्तं, દમનશીલ जनजनिकृतान्तं, મુમુક્ષુઓના જન્મને હરનાર शमनदं, મુમુક્ષુઓને મનોનિગ્રહ કરાવનાર यतिवरम्, વિરક્તોમાં શ્રેષ્ઠ जिनजनसुसेव्यं પોતાનાશિષ્યોથી સારી રીતે સેવાયેલા निखिलजनमान्यं, સર્વપુરૂષોને પૂજ્ય हितकरं, સર્વને મોક્ષરૂપ હિત આપનાર એવા गुरुं श्रीषट्प्रज्ञं ગુરૂશ્રીષટ્પ્રજ્ઞને नित्यं હમેશાં मुदा, આનન્દથી वन्दे હું નમસ્કાર કરૂં છું

श्रीगङ्गाराम गुरुप्रार्थना

नरैः पूज्यं सौम्यं सततसुसुखं त्वां गुरुवरम् ।
महोदारज्ञानं गुणिगणसुमान्यं जगति तं ॥

महागंम्भीरं वायशरणशरण्यं जननुतं ।
गुरुं गंगारामं मननमपिवन्दे गुरुविदाम् ॥

नरैः, મુમુક્ષુ મનુષ્યોથી पूज्यं, પૂજ્ય सौम्यं, ઉત્તમ સ્વભાવવાળા, सतत-सुसुखं, હમેશાં સુખરૂપ गुरुवरं, મહાન્ પુરૂષોમાં શ્રેષ્ઠ महोदारज्ञानं, વિશુધ્ધ જ્ઞાનવાળા जगति, જગતમાં गुणिगणसुमान्यं, ગુણી સમુદાયથી માન્ય એવા महागंम्भीरं ઉત્તમ ગંભીરતાવાળા, अशरणशरण्यं, અશરણ પુરૂષોનાં શરણરૂપ जननुतं, મનુષ્યોથી પ્રણામ કરાએલા गुरुविदाम् ગુરૂતત્વને જાણનારા પુરૂષોને मननम् મનનરૂપ त्वां તે गुरुंगङ्गारामं, ગુરૂશ્રી ગંગારામજી મહારાજને अपि, પણ वन्दे, નમસ્કાર કરૂં છું

પાંચમા મન્દિરમાં બિરાજેલા શ્રીમહાદેવ પ્રભુની વંદના.

अये गौरीस्वामिन् शशधरसुमौलिं विषधरं ।
भवाधारं लोके, परमममृतं वै मृगधरम् ॥
सुनन्दीशं शम्भुं, श्रुतिमननबुद्धं पशुपतिं ।
सदा त्वां वन्दे धारयममनस्त्वच्चरणयोः ॥

शशधरं, ચન્દ્રને ધારણ કરનાર सुमौलिं, સારી જટાવાળા, विषधरं, કણ્ઠમાં ઝેર ધારણ કરનાર भवाधारं, સંસારના અધિષ્ઠાન રૂપ लोके લોકમાં परमं, પરમ अमृतं અમૃત સમાન मृगधरम् એક હાથમાં મૃગને ધારણ કરનાર सुनन्दीशं નન્દીના ઇશ્વર शम्भु મહાદેવને કલ્યાણની ભુમિરૂપ श्रुतिमननबुद्धं શ્રુતિઓના મનનથી જણાએલા पशुपतिं અજ્ઞાની જીવરૂપ પશુઓના સ્વામી अयेगौरीस्वामिन् હે ગૌરીનાથ सदा નિરંતર त्वां, તમને वन्दे, નમસ્કાર કરૂં છું. मम, મારૂં मनस् મન त्वच्चरणयोः, તમારા ચરણોમાં धारय, રખાવો.

મંદિરનાં દ્વાર ઉપર બિરાજેલા શ્રી ગણપતિ મહારાજનું વન્દન

गजास्यं देवं श्री शिवसुतनयं सर्व शुभदम् ।
सुसिद्धयाद्यैः सेव्यं मुनिमनसिरम्यसुसुखदम् ॥
सदा विघ्नेशंत्वां प्रणतजनपालं यतिनुतं ।
नमामि श्री सौम्यं दुरितदमनं श्री गणपतिम् ॥

गजास्यं, હાથીના જેવા મુખવાળા, देवं, પ્રકાશરૂપ श्रीशिवसुतनयं, શ્રી મહાદેવના સુપુત્ર सर्वशुभदम्, સર્વ કલ્યાણને આપનારા, सुसिध्ध्याद्यैः, રિદ્ધિસિદ્ધિ આદિથી सेव्यं, સેવાયેલા मुनिमनसि, મુનીઓના મનમાં रम्यं, રમણીયરૂપથી રહેનારા सुसुखदम्, મોક્ષરૂપ સારાં સુખને આપનારા सदा, હંમેશાં विघ्नेशं, વિઘ્નોના નાશ દ્વારા વિઘ્નોના સ્વામી प्रणतजनपालं, દુઃખી જનોનું પાલન કરનારા यतिनुतं, યતિઓથી પ્રણામ કરાએલા दुरितदमनं, પાપોનું દમન કરનારા श्रीसौम्यं અત્યંત શોભાથી ભદ્રસ્વરૂપ श्रीगणपतिम् શ્રીગણપતિ દેવ એવા त्वां, તમને नमामि નમસ્કાર કરૂં છું.

મંદિરના દ્વાર ઉપર બિરાજેલા શ્રી મારૂતિ મહારાજનું વન્દન

महोत्साहं वीरं दशरथसुनूवानरवरं ।
महाभीमं लंकापतिसुतहरं दुष्टदमकम् ॥
सुपुच्छास्त्राघातेन विदलितशत्रुं पवनजं ।
सदा वन्दे सीताऽभयदहनुमन्तंसुबलदम् ॥

महोत्साहं, મોટા ઉત્સાહવાળા वीरं શુરવીર दशरथसुनूवानरवरं શ્રીદશરથરાજાના પુત્ર જે રામચંદ્રજી તેમના વાનરોમાં શ્રેષ્ઠ વાનર महाभीमं મહાપરાક્રમ શાળી लङ्कापतिसुतहरं, લંકાપતિ રાવણના પુત્ર અક્ષયકુમારને મારનાર दुष्टदमकम् દુષ્ટોનું દમનકરનાર सुपुच्छास्त्राघातेन, ઉત્તમપુંછડારૂપી અસ્ત્રના પ્રહાર વડે विदलितशत्रुं શત્રુનું મર્દન કરનાર सुबलदम् સારા બળને દેવાવાળા सीताऽभयदम् શ્રીસીતાજીને અભય દેવાવાળા पवनजं પવનથી ઉત્પન્ન થયેલા અર્થાત્ પવન પુત્ર हनुमन्तं, હનુમાનજીને सदा નિત્ય वन्दे નમસ્કાર કરૂં છું.

શ્રી તુલસીજીની પ્રાર્થના.

अनुष्टुप्.

नमामि तुलसीं देवीं यमत्रासविनाशिनीम् ।
विष्णुचरणनिर्मग्नां हरिसम्बन्धबोधिनीम् ॥

यमत्रासविनाशिनीम्, યમરાજનો જે ત્રાસ તે ત્રાસનો વિનાશ કરનારાં विष्णुचरणनिर्मग्नां, શ્રીવિષ્ણુ ભગવાનનાં ચરણમાં પ્રેમવાળાં, हरिसम्बन्धबोधिनीम् શ્રીહરિના સંબંધને જણાવનારાં तुलसीं શ્રીતુલસી देवीं દેવીને नमामि હું નમન કરૂં છું.

વાસુકિનાગની વન્દના.

वासुकिर्हिभवारामो लब्धरामसुपूजितः ।
अहीशोऽवतुमांनित्यं, भ्रमन्तंवायितस्ततः ॥

भवारामः શ્રીભગવાન્ મહાદેવને વિષે આનંદ કરતા लब्धरामसुपूजितः શ્રી લબ્ધરામજી મહારાજથી પૂજન કરાયેલા इतस्ततः આડાઅવળા भ्रमन्तं, ફરતા એવા मां મને अहीशः સર્પોના સ્વામી वासुकिः વાસુકિ ભગવાન્ नित्यं હંમેશાં अवतु રક્ષો

શ્રીવટ પ્રાર્થના.

प्रयागेऽस्थानंवै सुरनरसुपूज्यं तरुवरम् ।
महारम्येशम्भोः श्रवणनिलयं नीलशिखरे ॥
सुसिक्तं षट्प्रज्ञैरमलपयसा साधुसदनम् ।
पुराणं त्वां वन्दे वटगणपतिं योगिसुखदम्॥

प्रयागेऽस्थानं, પ્રયાગમાં अकारोवासुदेवः અકાર અર્થાત્ જે વાસુદેવ પ્રભુ તેના સ્થાનરૂપ सुरनरसुपूज्यं,દેવતાઓ અને મનુષ્યો વડે સારી રીતે પૂજાયેલ तरुवरम् વૃક્ષોમાંશ્રેષ્ઠ महारम्ये, ઘણા સુંદર नीलशिखरे, નીલગિરિના શિખરઉપર शम्भोः, મહાદેવના श्रवणनिलयं શ્રવણના સ્થાન રૂપ અને षट्प्रज्ञैः, શ્રીષટ્પ્રજ્ઞ મહારાજ વડે अमलपयसा सुसिक्तं,નિર્મળ દુધ વડે કરીને સારી રીતે સિંચન કરાએલ साधुसदनम् સાધુના ઘરરૂપ योगिसुखदम्, યોગીઓને સુખ દેનાર पुराणं, ઘણા જુના કાળના वट गणपतिं, વટ સમુહના પતિ એવા त्वां, તમને वन्दे, હું નમસ્કાર કરૂં છું.

અજયપાલ પ્રાર્થના.

अनुष्टुप्

आदिपालसुवीरेशो, गोदुःखस्य प्रभञ्जकः ।
अव्याज्जनान्सदा देवो, घोरे हि रणसङ्कटे ॥

वीरेशः સારા વીરોના ઇશ્વર એવા आदिपाल, અજયપાલ गोदुःखस्य, ગાયોનાં દુઃખનો प्रभञ्जकः, નાશ કરનાર घोरे, ભયંકર એવા रणसङ्कटे, રણસંગ્રામનાં

સંકટોમાં સદા, હુમેશાં देवः, તે અજયપાલ દેવ, जनान् મનુષ્યોનું अव्यात्, રક્ષણ કરો.

અર્કેશ્વર (આકડેશ્વર) મહાદેવની પ્રાર્થના.

शूलपाणिमुमानाथं, सुरमुन्यादिसेवितम् ।
भक्तदैन्यहरं देवं, वन्देऽर्केशं हरिप्रियम् ॥

शूलपाणिम् ત્રિશુળ છે હાથમાં જેમ એવા उमानाथं, પાર્વતીજીના સ્વામી सुरमुन्यादिसेवितम्, દેવતાઓથી તથા મુનિઓથી સારી રીતે સેવાયેલા भक्तदैन्यहरं પોતાના જે ભક્તો તેઓની દીનતાને હરનાર हरिप्रियम्, વિષ્ણુ ભગવાનને પ્રિય એવા अर्केशं અર્કથી ઉદ્બોધિત એવા ભગવાન્ અર્કેશ્વર (આકડેશ્વર) देवं, દેવને वन्दे, હું વન્દન કરૂં છું.

શ્રી શક્તિ દેવતાની પ્રાર્થના.

त्रिपुरसुन्दरीं देवीं, दैत्यानीकविनाशिनीम् ।
आद्यशक्तिमहंवन्देऽभयदांसुमनोहराम् ॥

दैत्यानीकविनाशिनीम्, રાક્ષસોના સમુહનો નાશ કરનાર अभयदां, અભયદાન આપનાર सुमनोहराम्, સારીરીતે મનને હરણ કરનારાં आद्यशक्तिं આદિ શક્તિ त्रिपुरसुन्दरीं, ત્રણે પુરોમાં સુંદર એવાં देवीं, માતાને अहं હું वन्दे, નમસ્કાર કરૂં છું.

फलश्रुतिः

पूर्वोक्तं देवतास्तोत्रं, पठति श्रद्धया पुमान् ।
स मुच्यते महापापै–र्व्याधिभिर्नहि बाध्यते ॥

પૂર્વોક્ત દેવતાઓનાં સ્તોત્રનો જે મનુષ્ય શ્રદ્ધાથી પાઠ કરે છે તે મનુષ્ય મહાન્ પાપોથી મુક્ત થાય છે અને તેને વ્યાધિઓ બાધ કરતા નથી.

इति श्रीवेदान्ततीर्थपण्डितमायारामविरचित
श्रीपयःसरपीठस्थदेवतास्तोत्रं
समाप्तम्

श्रीमहागणपतये नमः । श्रीवटेशो विजयतेतराम् । श्रीषट्प्रज्ञमुनये नमः ।

## अथ श्रीवटनाथाष्टोत्तरशतनामस्तोत्रप्रारंभः

### ॥ अथ ध्यानम् ॥

स्वाभेदेन सुचिन्तयन्ति मुनयो ध्यायन्ति योगीश्वराः ।
प्राप्तुं सर्वसुखं नराः प्रतिदिनं स्तुन्वन्ति यं प्राकृताः ॥
सद्भक्ताः प्रभजंति तत्परतया भक्त्या च साक्षात्कृते ॥
श्री षट्प्रज्ञनुतः स वै वटपतिर्देयात्सदा मंगलम् ॥ १ ॥

अनुष्टुप्

ॐ ईश्वरो माधवो रामो, धर्माध्यक्षो महाप्रभुः ।
अनघो वामनः कृष्णः प्रजापतिः प्रजाभवः ॥ १ ॥
अमृत्युः सन्धिमान् सत्यश्चाजो हंसो महाबलः ।
वैकुण्ठः प्रणवो वीरः सर्वदर्शी मनोहरः ॥ २ ॥
लक्ष्मीवान् विक्षरः कालो जीतक्रोधः पुरातनः ।
वासुदेवो महातेजाः सत्यसन्धः प्रशान्तिदः ॥ ॥ ३ ॥
लोकबन्धुरमानी च सत्यमेधा महानिधिः ।
सुलोचनो महाकर्मा चतुर्बाहुर्दुरारिहा ॥ ४ ॥
धनुर्धरः सहस्रार्चिर्योगीशः सर्वकामदः ।
सर्वसहो विशुद्धात्मा शतानन्दस्त्रयाश्रयः ॥ ५ ॥
वटनाथस्त्रिलोकात्मा केशवः शोकनाशनः ।
सत्यकीर्तिरनिर्देशः सतां गतिर्महाद्युतिः ॥ ६ ॥
जनार्दनो महादेवो भूतिकरो भवेश्वरः ।
भवकर्ता भवप्राणो भवभीतिप्रभञ्जकः ॥ ७ ॥

धूमकेतुर्महामूर्तिः कालकालो महाशिवः ।
श्रीशो भद्रश्च योगीशो भूतेशो भूतपावनः ॥ ८ ॥
शङ्खपाणिर्मुकुन्दश्च देवदेवो नरोत्तमः ।
लोकहेतुर्हुतप्रियो ग्रहगणो ग्रहेश्वरः ॥ ९ ॥
मङ्गलकर इन्द्रेशः मंगलं मंगलायुधः ।
रावणारिश्च कामारिः कामता तो हि शङ्करः ॥ १० ॥
भीमकर्मा रवी राहुर्गणनाथो महीधरः ।
हिरण्यतनुसंकाशो विश्वयोनिर्हरिर्हरः ॥ ११ ॥
भक्तधनः सहस्रांशुरादिदेवो धनेश्वरः ।
साधुनाथः कृतज्ञश्च सर्वाभीष्टफलप्रदः ॥ १२ ॥
भक्तप्रियः प्रमोदश्च सूर्यायुतविकाशकः ।
अन्तर्यामी च भूमा वै विभुर्वेदविदोमिति ॥ १३ ॥
अष्टोत्तरशतं नाम्नां मायारामकृतं शुभम् ।
प्रीत्यर्थं हि वटेशस्य नित्यं पाठं करोति यः ॥ १४ ॥
सर्वसिद्धिर्भवेत्तस्य ज्ञानमाप्नोति शाश्वतम् ।
न विद्यते भयं लोकेऽपुनर्भवो भविष्यति ॥ १५ ॥

इतिश्री वेदान्ततीर्थपण्डितमायारामविरचित
श्रीवटेश्वराष्टोत्तरशतनामस्तोत्रंसमाप्तम् ॥

ॐ शान्तिः! शान्तिः!! शान्तिः!!!



श्री महागणपतये नमः ॥

श्री महाविष्णुवटपतये नमः । श्री षट्प्रज्ञमुनये नमः ॥

## ॥ अथ श्रीवटपत्यष्टकप्रारंभः ॥

छन्दः शिखरिणी

भवं सृष्ट्वा देवः स्वयमिह निविष्टो भवमुखे ।
सहस्रास्यो भूत्वा, फलमनुभवञ्छास्त्यविकृतः॥
परं देवैः सेव्यं रसमुपनिषद्वेद्यममितं ।
नमामि श्रीनाथं भवभयहरं श्रीवटपतिम् ॥ १ ॥

देवः જે ભગવાન્ भवंसृष्ट्वा, સંસારને સરજીને स्वयम् પોતે इह આ भवमुखे સંસારમાં निविष्टः અન્તર્યામિરૂપે પ્રવિષ્ટ થયા. सहस्रास्योभूत्वा, તેજ પરમેશ્વર ઉપાધિ વડે કર્તૃ ભોક્તૃ રૂપે કલ્પાઇ હજારો મુખવાળા થઇ फलम् સુખ દુઃખ રૂપ ફળને अनुभवन्, અનુભવ કરતા જીવરૂપ પ્રમાતાનું अविकृतः, પરમેશ્વર રૂપે शास्ति, શાસન કરે છે અને તેજ પરમેશ્વર પરં સર્વોત્કૃષ્ટ બની देवैः દેવતાઓ વડે सेव्यम्, સેવાએલા रसम्, સર્વ પદાર્થોમાં રસ રૂપે બની રહેલા અને उपनिषद्वेद्यम्, ઉપનિષદ્‌થી વૃત્તિવ્યાપ્તિ દ્વારા જાણી શકાય તેવા अमितम्, અપરિમિત श्रीनाथम् લક્ષ્મીનાસ્વામી भवभयहरम् સંસારના જીવોનાં જન્મ મરણને હરનાર, श्रीवटपतिम् શ્રીવટપતિ પ્રભુને नमामि, હું નમસ્કાર કરૂં છું

चिदानन्दं सत्यं जगदुदयरक्षालयकरं ।
यदज्ञानाच्छुक्तौ रजतमिव विश्वं विलसितम् ॥
पुनर्यद्विज्ञानं भ्रमहरमभेदं तमनघं ।
नमामि श्रीनाथं भवभयहरं श्रीवटपतिम् ॥

चिदानन्दंसत्यम्, સચ્ચિદ્ અને આનંદરૂપ जगदुदयरक्षालयकरम्, જગદુત્પત્તિ સ્થિતિ અને લયના કર્તા यदज्ञानात्, જેના અજ્ઞાન થકી शुक्तौ, છીપમાં रजतम्, રૂપાની इव, માફક विश्वम्, જગત્ विलसितम् પ્રતીત થાય છે पुनः વળી यद्विज्ञानम् જેનું વિજ્ઞાન भ्रमहरम्, જગદ્રૂપી ભ્રાન્તિને દૂરકરનાર છે અને પોતે अभेदम् એક રૂપ એવા अनघम् માયારહિત છે तम्, તે વટપતિ ભગવાનને હું नमामि નમન કરૂં છું

पुराणोयोदेवो निवसति वटेशस्तनुभृतां ।
हृदम्भोजे द्रष्टा विदितमहिमा सौख्यसदनम् ।
तमाराध्यं सिद्धैः सुरमनुजसंसेवितपदं ।
नमामि श्रीनाथं भवभयहरं श्रीवटपतिम् ॥

देवः તે પ્રભુ पुराणः, જુના એવા અર્થાત્ સૃષ્ટિના આદિરૂપ यः જે तनुभृताम् દેહધારિઓના हृदम्भोजे, હૃદયકમળમાં द्रष्टा, દૃષ્ટા રૂપે वटेशः વટનાથ निवसति વસે છે અને विदितमहिमा શ્રુતિદ્વારાવિદિત છે મહિમા જેનો सौख्यसदनम् અને સુખના ઘરરૂપ सिद्धैः સિદ્ધોવડે आराध्यम् આરાધ્ય એવા सुरमनुजसंसे-वितपदम् દેવતાઓ અને મનુષ્યોથી સેવિત છે ચરણો જેના એવા तम् તે વટપતિ પ્રભુને હું नमामि નમસ્કાર કરૂં છું

महामोहागारेऽतिविपदि भवाब्धौ निपतितो ।
न पश्यामि त्वत्तोऽन्यदिह शरणं मे सुखकरम् ॥
दयासिन्धो मामुद्धर सपदि तस्माच्छरणदं ॥
नमामि श्रीनाथं भवभयहरं श्रीवटपतिम् ॥ ४ ॥

महामोहागारे મહા અજ્ઞાનની ખાણ રૂપ अतिविपदि અતિ દુઃખમય भवाब्धौ, સંસાર સમુદ્રમાં, निपतितः પડેલો હું તમારાથી ભિન્ન કોઈ પણ इह આ સંસારમાં मे મારૂં शरणम् આશ્રય सुखकरम् સુખ આપનાર न નથી पश्यामि જોતો दयासिन्धो હે દયાના સમુદ્ર तस्मात् તેટલા માટે सपदि જલ્દી माम् મને उद्धर ઉદ્ધારો शरणदम् શરણને આપનાર એવા આપ વટપતિ પ્રભુને સ્થાન नमामि નમસ્કાર કરૂં છું.

असारे संसारे विकृतिनिलये क्लेशबहुले ।
रुचिं बध्नन्त्यज्ञाः सुखमधुलवायान्तविरसे ॥
त्वमेवास्मिन्सारो जगति तमहं त्वां रसघनं ।
नमामि श्रीनाथं भवभयहरं श्रीवटपतिम् ॥

असारे સાર રહિત संसारे સંસારમાં विकृतिनिलये વિકારના ગૃહરૂપ क्लेश-बहुले અપાર ક્લેશવાળા અને सुखमधुलवायान्तविरसे અલ્પ સુખને લીધે અન્તમાં વિરસરૂપ જગતમાં अज्ञाः અજ્ઞાની જીવો रुचिम् પ્રીતિ बध्नन्ति બાંધે છે

जगति, સંસારમાં त्वमेव, આપજ सारः સારરૂપ છો માટે अहम् હું भवभयहरं સંસારનો ભયહરનાર रसघनम् આનન્દ રસરૂપ त्वां તમને नमामि નમસ્કાર કરૂં છું

कदाऽहं मोक्ष्येऽस्मान्निबिडितमसो बन्धनगृहात् ।
प्रभो संसारात्त्वच्छ्रवणमननध्यानरहितः ॥
न योगं साङ्ख्यं वा कमपि सदुपायश्च कलये ।
नमामि श्रीनाथं भवभयहरं श्रीवटपतिम् ॥ ६ ॥

अस्मात् આ निबिडितमसः સઘન અંધકારવાળા बन्धनगृहात् संसारात् સંસાર રૂપ બન્ધન ગૃહથી अहं હું कदा ક્યારે मोक्ष्ये મુક્ત થઇશ, કારણ કે प्रभो હે પ્રભુ त्वच्छ्रवण मननध्यानरहितः આપવિષયક શ્રવણ મનન અને ધ્યાન રહિત છું વળી सांख्यं જ્ઞાન योगं યોગ અથવા कमपि કોઇપણ सदुपायश्च સારાઉપાયને न कलये નથી જાણતો માટે શ્રી વટપતિ મોક્ષપદ આપને હું नमामि નમસ્કાર કરૂં છું.

निराकारं स्वामिञ्जयतु तव रूपं श्रुतिनुत ।
महं तु त्वां मन्ये करचरणयुक्तं गुणनिधिम् ॥
शिवेशः श्रीशो वा भवतु न भिदा यत्र तमहं ॥
नमामि श्रीनाथं भवभयहरं श्रीवटपतिम् ॥

स्वामिन् હે નાથ तव, તમારૂં श्रुतिनुतं શ્રુતિઓથી નમસ્કાર કરાયેલ એવું रूपं રૂપ जयतु જય પામો गुणनिधिं કૃપાળુ વાત્સલ્યાદિ ગુણવાળા करचरणयुक्तं હસ્ત ચરણવાળા अहं હું तु તો त्वां તમને એવા मन्ये માનું છું शिवेशः આપ શિવા જે પાર્વતી તેમના ઇશ હો वा અથવા श्रीशः લક્ષ્મીના ઇશ હો यत्र જે બન્નેમાં भिदा ભેદ न નથી અર્થાત્ હરિહર રૂપે એક એવા तं તે ( આપ ) श्रीवटपतिं વટપતિને अहं હું नमामि નમસ્કાર કરૂં છું.

जडे दृश्ये दुःखे निपुणमतिहेये च जगति ।
मृषारूपे पुंसां सदिति सुखमादेयमिति धीः ॥
यदस्तित्वानन्दप्रतिफलनमूला तममृतं ।
नमामि श्रीनाथं भवभयहरं श्रवटपतिम् ॥

जडे અચેતનરૂપ दृश्ये દ્રશ્યમાન दुःखे દુઃખ રૂપ निपुणमतिहेये સત્પુરૂ-ષોથી ત્યાજ્ય मृषारूपे મિથ્યારૂપ जगति જગતમાં पुंसाम् પુરૂષોની सत् સંસાર સાચો છે इति એવી રીતની धीः બુદ્ધિ જે છે તે आदेयं प्रायः सुखं સુખને દેખે છે यत् જે વિષય સુખમાં આનન્દ છે તે ચૈતન્યનો આનન્દ છે પણ ઉપાધિ વડે प्रतिफलनमूला પ્રતિફલન રુપવાળી બુદ્ધિ દેખાય છે માટે अमृतं આનન્દ રુપ तं તે વટપતિ પ્રભુને હું નમસ્કાર કરું છું

वसंततिलका.

**विभातु तन्नाथ मदीयमानसे त्वदीयरूपं सुमनोहरं विभो ।**
**अजादिदेवैरपि यस्य चिन्तनं स्वचित्तशुद्ध्यै सततं विधीयते॥९॥**

પોતાના અંતઃકરણની શુદ્ધિ માટે બ્રહ્માદિ દેવોથી સેવાયેલું એવું આપ-શ્રીનું સુમનોહર સ્વરૂપ મારા હૃદયમાં બિરાજો

शालिनी.

**मायारामप्रोक्तमेतत्सुरम्यं श्रीशस्तोत्रंश्रीवटेशाष्टकाख्यम् ।**
**अस्तु श्रीशस्तेन तुष्टः स्तुवद्भयो दिश्याच्छ्रेयः शाश्वतं स्वाश्रितेभ्यः**

આ સુંદર શ્રી વટેશાષ્ટક એટલે વટપતિનું સ્તોત્ર માયારામ પંડિત વડે રચાયેલું છે તે સ્તૌત્ર વડે શ્રી વટપતિ પ્રસન્ન થાઓ અને પોતાને શરણે આવે-લાઓનું નિરંતર કલ્યાણ કરો

**तत्वज्ञानप्रदं भक्तिवैराग्यपरिवर्धनम्**
**पठितव्यमिदं नित्यं स्तोत्रं श्रीपतितुष्टिदम् ॥**

આ સ્તોત્ર-ભણવાથી તત્વજ્ઞાન, ભક્તિ અને વૈરાગ્યને વધારનારૂં છે એટલા માટે આ સ્તોત્રનો હમેશાં પાઠ કરવો જોઇએ.

**व्याधिकाले च मोहान्ध्ये विपत्तौ श्रद्धया पठेत् ।**
**य इदं स भयान्मुक्तः सुखमक्षय्यमश्नुते ॥**

વ્યાધિકાળમાં, મોહાન્ધ સમયે અને વિપત્તિમાં જે શ્રધ્ધાથી આનો પાઠ કરશે તે ભયથી મુક્ત થશે અને અક્ષય સુખને પામશે

**इति श्रीवेदान्ततीर्थ पण्डितमायारामविरचित**
**श्रीवटपतिस्तोत्रम् संपूर्णम्.**

।। श्री महागणपतये नमः । श्री वटपतये नमः।।

श्री षट्प्रज्ञगुरुपादपद्मेभ्यो नमः

# श्री मदाचार्यपरंपरा

शार्दूलविक्रीडितम्

स्वाभेदेन सुचिन्तयन्ति मुनयो ध्यायन्ति योगीश्वराः ।
प्राप्तुं सर्वसुखं नराः प्रतिदिनं स्तुन्वन्ति यं प्राकृताः ॥
सद्भक्ताः प्रभजन्ति तत्परतया भक्त्याच साक्षात्कृते ।
श्रीषट्प्रज्ञनुतः स वै वटपतिर्दैयात्सदामङ्गलम् ॥

વશિષ્ઠવામદેવાદિ મુનિગણો જેનું સ્વાભેદથી ચિન્તન કરેછે,યોગીઓ જેમનું ધ્યાન ધરે છે, પ્રાકૃત પુરૂષો સર્વ સુખની પ્રાપ્તિ માટે પ્રતિદિન જેમનું સ્તવન કરે છે અને સદ્ભકતો સાક્ષાત્કાર કરવા તત્પર થઇ જેને ભજે છે એવા અને શ્રી ષટ્પ્રજ્ઞ સ્વામીએ પ્રણામ કરાએલા એ પરમ કારૂણિક ભગવાન્ વટપતિ નિરંતર મંગલ આપો

अनुष्टुप्

भवजोऽस्तुसुभव्याय सदा सिद्धिकरः सताम्।
शिवाङ्कस्थशिवाङ्कस्थः पितृभालेन्दुलुब्धधीः ॥

ભગવાન્ મહેશ્વરના અંકમાં બિરાજેલાં જે પાર્વતીજી અને એ પૂજ્ય પરમેશ્વરી પાર્વતીજીના ખોળામાં બેઠેલા બાળ ગણેશ કે જેમની બુધ્ધિ પિતા શંકરના લલાટમાં રહેલ ચંદ્ર લેવાને માટે મુગ્ધ બનેલી છે અર્થાત્ એ ચંદ્ર પોતાના હાથમાં લેવા જેઓ ચેષ્ટા કરે છે, જે સત્પુરૂષોને કલ્યાણ આપનાર છે તે ગણાધિરાજ આ ગ્રંથની નિર્વિઘ્ને સમાપ્તિ કરનાર બનો.

विद्यागुरुवन्दनम्

श्रीमदच्युतशर्माणं सर्वविद्याविनोदिनम् ।
विद्यागुरुमहं वन्दे मायारामःकृपेच्छुकः ॥

સદ્ગુરૂની કૃપાને ચાહનારો હું માયારામ સમગ્ર વિદ્યાર્થી શિષ્યોને વિનોદ આપનાર ધીમાન્ ન્યાયવિશારદ અચ્યુતશર્મા નામના ગુરૂને ચરણે વન્દન કરૂં છું

**ज्ञानाम्भोधिश्च षट्प्रज्ञं, सद्गुरुं मुक्तिदायकम् ।**
**माधवं रघुवीरञ्च । प्रणमामि पुनः पुनः ॥ ४ ॥**

જ્ઞાનના સાગર રૂપ અને મુકિતને આપનારા સદ્ગુરૂ શ્રી ષટ્પ્રજ્ઞસ્વામી, માધવસ્વામી અને રઘુવીર સ્વામીને હું વારંવાર વંદન કરૂં છું

**श्रीनारायणमूला हि, पूर्वाचार्यपरंपरा ।**
**पूर्वश्रुता च पापघ्ना, मायारामेण सूच्यते ॥ ५ ॥**

જેમાં શ્રી નારાયણ પ્રભુ મૂળ અર્થાત્ પ્રથમ છે એવી પૂર્વ આચાર્યોની પરંપરા કે જે મેં ( માયારામે ) પૂર્વ પુરૂષોથી શ્રવણ કરેલી છે તે મારા વડે કહેવાય છે

**विश्वाधारं रमानाथं, क्षीरार्णवकृतासनम् ।**
**नारायणमहं वन्दे, सदा ब्रह्मादिसेवितम् ॥ ६ ॥**

વિશ્વના આધાર રૂપ, લક્ષ્મીના પતિ અને ક્ષીરસમુદ્રમાં જેનું આસન છે એવા અને બ્રહ્માદિ દેવોથી સેવાએલા શ્રી નારાયણ ગુરૂને હું વંદન કરૂં છું

**देवाग्रजं नरैः सेव्यं, जनानाञ्च पितामहम् ।**
**श्रीवशिष्ठादिभिर्वन्द्यं, विधिं वन्दे पुनः पुनः ॥ ७ ॥**

દેવ સમુદાયમાં પ્રથમ જન્મ પામેલા, પ્રાણી માત્રને સેવન કરવા યોગ્ય, મનુષ્યોના પિતામહ અને શ્રી વશિષ્ઠ આદિ મુનિઓએ વંદન કરાએલા બ્રહ્માજીને હું વારંવાર વંદન કરૂં છું

**मुनीनां च महामान्यं, रघूणां चोपदेशकम् ।**
**शक्त्याद्यर्च्यं वशिष्ठं वै, गुरुं वन्दे पुनः पुनः ॥ ८ ॥**

મુનિઓના સમુદાયમાં મહાન્ માન પામેલા, રઘુવંશને સદુપદેશ દેનારા અને શકિત આદિ મુનીઓએ સેવાએલા શ્રી વશિષ્ઠ ગુરૂને હું વારંવાર વંદન કરૂં છું.

**विद्यानिधिं सदा सौम्यं, दयावन्तं महामुनिम् ।**

पराशरनतं शक्तिं, गुरुं वन्दे पुनः पुनः ॥ ९ ॥

વિદ્યાના ભંડાર, સદા સૌમ્ય, દયાળુ અને પરાશરથી નમન કરાએલા મહા-મુનિ ગુરૂ શક્તિને હું વારંવાર વંદન કરૂં છું.

ज्ञानयोगपरं देवं मुनिव्यासनतं विभुम् ।
श्रीपराशरनामानं गुरुं वन्दे पुनः पुनः ॥ १० ॥

જ્ઞાન અને યોગમાં તત્પર, દેવસ્વરૂપ અને શ્રી વ્યાસ મુનિએ નમન કરાયેલા શ્રી પરાશર નામના ગુરૂને હું વારંવાર વંદન કરૂં છું

वेदवाक्यविभक्तारं शुकतातं तपोनिधिम् ।
श्रीशुकाभिनतं व्यासं, गुरुं वन्दे पुनः पुनः ॥ ११ ॥

વેદોનાં વાકયોનો વિભાગ કરનાર, શુકદેવજીના પિતા, તપના ભંડાર અને શ્રી શુક આદિ મુનિઓએ નમન કરાએલા ગુરૂ વ્યાસજીને હું વારંવાર વંદન કરૂં છું.

महासत्वनिधिं देवं, संसारार्णवपारगम् ।
गौडपादनतं सेव्यं, शुकं वन्दे पुनः पुनः ॥ १२ ॥

મહાન્ સત્વના ભંડાર રૂપ, દેવ સ્વરૂપ, સંસાર સમુદ્રનો પાર પામેલા અને ગૌડપાદ નામના શિષ્યે નમન કરાએલા સેવા કરવા યોગ્ય ગુરૂ શુકદેવજીને હું વારંવાર વંદન કરૂં છું

केवलाद्वैतसिद्धान्ते, सर्वसिद्धान्तदर्शकम् ।
गोविन्दसेव्यं गौडाख्यं, गुरुं वन्दे पुनः पुनः॥ १३ ॥

કેવલાદ્વૈત સિદ્ધાંતમાં સમગ્ર સિદ્ધાંતના દર્શક અને ગોવિંદ નામના શિષ્યથી સેવન કરાએલા શ્રી ગૌડપાદ નામના ગુરૂને હું વારંવાર વંદન કરૂં છું

साक्षाद् गोविन्दरुपं श्रीशंकराचार्यसेवितम् ।
श्रीगोविन्दं महात्मानं, गुरुं वन्दे पुनः पुनः ॥ १४ ॥

સાક્ષાત્ શ્રીકૃષ્ણ સ્વરૂપ અને શ્રીશંકરાચાર્યે સેવન કરાયેલા મહાત્મા શ્રી ગોવિંદ નામના ગુરુને હું વારંવાર વંદન કરૂં છું.

वेदार्थदर्शकं भद्रं, श्रीसुरेश्वरसेवितम् ।
शंकराचार्यनामानं, गुरुं वन्दे पुनः पुनः ॥ १५ ॥

વેદના અર્થોને બતાવનારા, કલ્યાણ રૂપ અને શ્રી સુરેશ્વર આદિ શિષ્યોથી સેવન કરાએલા શ્રી શંકરાચાર્ય નામના ગુરૂને હું વારંવાર વંદન કરૂં છું.

धीवासनापरित्यागाच्चित्तं यस्य सुनिर्मलम् ।
महाप्रज्ञं सुरेशाख्यं, गुरुं वन्दे पुनः पुनः ॥ १६ ॥

બુદ્ધિપૂર્વક વાસનાના પરિત્યાગથી જેનું ચિત્ત નિર્મળ બનેલું છે એવા મહાન્ બુદ્ધિશાળી સુરેશ્વર નામના ગુરૂને હું વારંવાર વંદન કરૂં છું.

सर्वदा यस्य चित्तं वै, स्वरुपानन्दतत्परम् ।
नतं सत्येन सर्वज्ञं, गुरुं वन्दे पुनः पुनः ॥ १७ ॥

જેનું ચિત્ત નિરંતર સ્વરૂપના આનંદમાં તત્પર રહેલું છે એવા અને સત્ય નામના શિષ્યથી નમન કરાએલા સર્વજ્ઞ ગુરૂને હું વારંવાર વન્દન કરૂં છું.

संसारमेव निःसारं, दृष्ट्वा यातं विमुक्तताम् ।
ज्ञानानन्दनतं सत्यं, गुरुं वन्दे पुनः पुनः ॥ १८ ॥

સંસારને તદ્દન નિઃસાર ( સાર રહિત ) જોઇ જેઓ વિમુક્ત ( મોક્ષ ) દશાને પ્રાપ્ત થયા અને જ્ઞાનાનંદનામના શિષ્યે નમન કરાએલા ગુરુ સત્યાનંદ-પુરીને હું વારંવાર વંદન કરૂં છું

विश्वोपाधिविनिर्मुक्तं, निर्भयानन्दसेवितम् ।
श्रीज्ञानानन्दनामानं, गुरुं वन्दे पुनः पुनः ॥ १९ ॥

સમગ્ર ઉપાધિથી મુકત બનેલા અને નિર્ભયાનન્દ નામના શિષ્યે સેવન કરાએલાં શ્રી જ્ઞાનાનન્દ નામના ગુરુને હું વારંવાર વન્દન કરૂં છું.

वेदान्तशास्त्रनिष्णातं, जन्मदुःखविनाशकम् ।
निर्भयानंदनामानं, गुरुं वन्दे पुनः पुनः ॥ २० ॥

વેદાન્ત શાસ્ત્રમાં નિષ્ણાત ( પારંગત )થએલા અને જન્મથી થતાં દુઃખનો નાશ કરનારા શ્રી નિર્ભયાનંદ નામના ગુરૂને હું વારંવાર વંદન કરૂં છું.

स्वस्वरुपविनिर्मग्नं, शिष्यक्लेशविदारकम् ।
सुखानन्दमहात्मानं, गुरुं वन्दे पुनः पुनः ॥ २१ ॥

પોતાના સ્વરૂપમાં મગ્ન રહેનારા અને શિષ્યોના સાંસારિક ક્લેશોનો નાશ કરનારા મહાત્મા સુખાનન્દ ગુરૂને હું વારંવાર પ્રણામ કરૂં છું.

सार्वभौमाभयानन्दं, त्यक्तभीतिं मनोहरम् ।
अभयानन्दनामानं, गुरुं वन्दे पुनः पुनः ॥ २२ ॥

સકલ સૃષ્ટિમાં અભય અને આનંદ રૂપ, જેઓએ ભય માત્રનો ત્યાગ કરેલો એવા મનોહર ( સુંદર ) અભયાનન્દ નામના ગુરૂને હું વારંવાર વંદન કરૂં છું,

स्वतः प्रतीत आनन्दो, यस्य चित्ते सुखावहः ।
तं देवं सहजानन्दं, गुरुं वन्दे पुनः पुनः॥ २३ ॥

જેઓના ચિત્તમાં સુખને વહન કરનાર આનંદ પોતાની મેળે થયો તે દેવ સ્વરૂપ સહજાનંદ ગુરૂને હું વારંવાર વંદન કરૂં છું.

श्रुतिश्रवणमात्रेणाऽवरणं येन भञ्जितम् ।
श्रुत्यानन्दमहात्मानं, गुरुं वन्दे पुनः पुनः ॥ २४ ॥

શ્રુતિના શ્રવણ માત્રથી જગતનું આવરણ જેઓએ છિન્ન ભિન્ન કરી નાખ્યું એ મહાત્મા શ્રુત્યાનન્દ નામના ગુરૂને હું વારંવાર વંદન કરૂં છું.

वेदादिषु सदा रक्तं, ज्ञानयोगे च तत्परम् ।
तं ज्ञानाढ्यं शिवानन्दं, गुरुं वन्दे पुनः पुनः॥ २५ ॥

વેદ આદિમાં પ્રીતિવાળા બની જેમણે જ્ઞાન અને યોગ બન્ને સિદ્ધ કર્યાં એ જ્ઞાની ગુરૂ શિવાનન્દનાં ચરણ વંદન કરવા યોગ્ય છે.

यस्य चित्ते न विक्षेपो, जातः संतापकारकः ।
सच्चिदानन्दनामानं, गुरुं वन्दे पुनः पुनः ॥ २६ ॥

જેના ચિત્તમાં સંતાપને ઉત્પન્ન કરનાર વિક્ષેપ થયો નહિ એ સચ્ચિદાનન્દ નામના ગુરૂને હું વારંવાર વંદન કરૂં છું.

ध्यानिनां च सदा श्रेष्ठं, सर्वभूतहिते रतम् ।
नित्यानन्दं यतीद्रं तं, गुरुं वन्दे पुनः पुनः ॥ २७ ॥

ધ્યાની (સ્વરૂપનું ધ્યાન કરનાર) જનોમાં નિરંતર શ્રેષ્ઠ અને પ્રાણી માત્રનું હિત કરવામાં પ્રીતિ વાળા, યોગીયોના ઇન્દ્ર ગુરુ નિત્યાનન્દને હું વારંવાર વંદન કરૂં છું.

शिष्यवृन्दैः सदा पूज्यं, ब्रह्मध्यानपरायणम् ।
श्रीमन्नारायणानन्दं, गुरुं वन्दे पुनः पुनः ॥ २८ ॥

એ નિત્યાનંદ ગુરુના શિષ્ય બ્રહ્મના ધ્યાનમાં તત્પર અને નિરન્તર શિષ્યોના સમુદાયથી સેવન કરાએલા એવા નારાયણાનન્દ નામના ગુરુને હું વારંવાર વંદન કરૂં છું.

येन पूर्णं जगत् सर्वं, पूर्णानन्देन पूरितम् ।
पूर्णानन्दमहात्मानं, गुरुं वन्दे पुनः पुनः ॥ २९ ॥

જેમણે સર્વ જગતને પૂર્ણઆનંદથી પરિપૂર્ણ કર્યું તે મહાત્મા પૂર્ણાનન્દ ગુરુને હું વારંવાર વંદન કરૂં છું જેઓ નારાયણાનંદના શિષ્ય થયા.

अनन्तेषु च लोकेषु, योऽनंतत्वेन वर्तते ।
अनन्तानन्दनामानं, गुरुं वन्दे पुनः पुनः ॥ ३० ॥

અનંત ( ઘણા ) લોકોમાં જેઓ અનંત ( અવિનાશી )પણે રહેલા હતા એવા અનંતાનન્દ નામના ગુરૂ ( પૂર્ણાનન્દના શિષ્ય)ને હું વારંવાર વંદન કરૂં છું.

श्रुत्यादिसिद्धतत्वज्ञं, सर्वतंत्रस्वतंत्रकम् ।
जीवात्मानन्दनामानं, गुरुं वन्दे पुनः पुनः ॥ ३१ ॥

શ્રુતિ આદિથી સિદ્ધ થયેલ તત્વ ( બ્રહ્મ )ને જાણનારા અને સર્વતન્ત્ર (શાસ્ત્ર)માં સ્વતન્ત્ર એવા જીવાત્માનંદ નામના ગુરૂને હું વારંવાર વંદન કરૂં છું.

यतिलक्षणसंयुक्तं, मानमोहविवर्जितम् ।
महान्तं केशवानन्दं, गुरुं वन्दे पुनः पुनः ॥ ३२ ॥

એ જીવાત્માનંદના શિષ્ય યતિઓનાં લક્ષણથી યુક્ત અને માન તથા મોહથી રહિત મહાત્મા કેશવાનન્દ નામના ગુરૂને હું વારંવાર વન્દન કરૂં છું.

**वशीभूतो हि देवेशो, यस्य भक्त्या रमाधवः ।**
**पूज्यं तं माधवानन्दं, गुरुं वन्दे पुनः पुनः ॥ ३३ ॥**

જેઓની ભક્તિથી દેવતાઓના ઇશ્વર શ્રી વિષ્ણુ પરમાત્મા વશ થયા એ પૂજ્ય ગુરૂ માધવાનન્દ ( શ્રી કેશવાનન્દના શિષ્ય )ને હું વારંવાર વંદન કરૂં છું.

**चिन्तयन्तं धियात्मानं, सदा संत्यक्तवासनम् ।**
**श्रीजगन्नाथनामानं, गुरुं वन्दे पुनः पुनः ॥ ३४ ॥**

ઉત્તમ બુદ્ધિથી આત્માનું ચિન્તન કરતા અને જેઓએ વાસનાનો નિરન્તર ત્યાગ કરેલો છે એવા શ્રી જગન્નાથ નામના ગુરુ ( શ્રી માધવાનન્દના શિષ્ય)ને હું વારંવાર વન્દન કરૂં છું.

**आचार्यगणमान्यं वै, ब्रह्मानन्दविदां वरम् ।**
**श्रीपद्मनाभनामानं, गुरुं वन्दे पुनः पुनः ॥ ३५ ॥**

એ જગન્નાથ ગુરૂના શિષ્ય આચાર્ય સમુદાયમાં માન્ય અને બ્રહ્માનંદને જાણનારાઓમાં શ્રેષ્ઠ શ્રીપદ્મનાભ નામના ગુરૂને હું વારંવાર વંદન કરૂં છું. કાશીમાં શ્રી કબીરજી ( શ્રીરામ કબીરજી ) સ્વામીજીને શ્રી રામ ભક્તિમાં નિષ્ઠા હોવાથી પદ્મનાભ સ્વામી તેઓને ગુરુ માનતા અને ઘણી વખતે તેઓ પદ્મનાભ સ્વામિજી પોતાને રામ કબીર તરીકે પણ ઓળખાવતા

**श्री नीलकण्ठरुपं हि, नीलकण्ठयतीश्वरम् ।**
**ज्ञानाकरं दयासिन्धुं, गुरुं वन्दे पुनः पुनः ॥ ३६ ॥**

શ્રીશંકર સ્વરુપ, જ્ઞાનના ભંડાર રૂપ અને દયાના સાગરરૂપ ગુરૂ શ્રીનીલકંઠ યતીશ્વર ( પદ્મનાભજીના શિષ્ય )ને હું વારંવાર વંદન કરૂં છું. નીલકંઠ સ્વામીજીની સગુણ બ્રહ્મ શ્રીરામમાં અપૂર્વ નિષ્ઠા હતી જેથી તેઓ રામભક્ત વૈષ્ણવોમાં પ્રેમ રાખતા અને ઘણી વખત વૈષ્ણવો તેને નીલકંઠદાસજી કહીને પણ બોલાવતા હતા.

**निखिलज्ञाननिष्णातं, रघुनाथरतिप्रियम् ।**
**रघुनाथाभिधानं तं, गुरुं वन्दे पुनः पुनः ॥ ३७ ॥**

સર્વ વિદ્યાનિષ્ણાત અને ભગવાન્ શ્રીરામમાં પ્રીતિવાળા એવા શ્રીરઘુનાથ નામક ગુરૂને હું વારંવાર વન્દન કરૂં છું.

**सुमनसमहात्मानं, शान्तिकरं महोदयम् ।**
**सदयं यादवाचार्यं, गुरुं वन्दे पुनः पुनः ॥ ३८ ॥**

પવિત્ર અંતઃકરણવાળા, મહાત્મા, સદુપદેશથી શિષ્યોને શાન્તિ કરી મહાનુદય કરનાર, દયાવાળા શ્રીયાદવાચાર્ય ગુરૂને હું વારંવાર વંદન કરૂં છું. શ્રીયાદવસ્વામી સુધી સર્વ સન્યાસી પરંપરા છે અને શ્રીષટ્પ્રજ્ઞસ્વામીજીથી નૈષ્ઠિક બ્રહ્મચારી પરંપરા છે

શ્રીમદાચાર્ય ષટ્પ્રજ્ઞગુરૂવન્દનમ્

**सर्वविद्यानिधानं त्वां, क्लेशानाञ्चविनाशकम् ।**
**श्रीषट्प्रज्ञं महाचार्यं, गुरुं वन्दे पुनः पुनः ॥ ३९ ॥**

નિખિલ સદુપદેશથી અવિદ્યાદિ પંચ કલેશોના નાશક, વિદ્યાના ઘરરૂપ અને ઉત્તમ આચાર્ય એવા. ગુરુ શ્રી ષટ્પ્રજ્ઞ મહારાજને હું વારંવાર નમસ્કાર કરૂં છું.

શ્રીમદાચાર્ય લબ્ધરામગુરુવન્દનમ્

**लब्धो रामो हि येन श्री, लब्धरामः स उच्यते ।**
**लब्धरामं सुभक्तेशं, गुरुं वन्दे पुनः पुनः ॥ ४० ॥**

પરાભક્તિથી પ્રાપ્ત કરેલ છે શ્રીરામચંદ્રપ્રભુને જેણે એવા અને મુમુક્ષુઓના સ્વામી શ્રીલબ્ધરામગુરૂને હું વારંવાર વંદન કરૂં છું.

શ્રીમદાચાર્ય રત્નગુરૂવન્દનમ્

**दैशिकानां सदारत्नं, सर्वस्वामिगुणाश्रयम् ।**
**अभयदञ्च रत्नाख्यं, गुरुं वन्दे पुनः पुनः ॥ ४१ ॥**

બ્રહ્મનિષ્ઠ અને બ્રહ્મશ્રોત્રીય કે જે દૈશિકોના ઉત્તમ ગુણો છે તે ગુણોથી યુક્ત હોવાથી સત્પુરૂષોમાં રત્ન રૂપ અને કૃપાળુતા, વાત્સલ્ય, અકારણ સ્નેહાદિ સ્વામી ગુણોથી યુક્ત અને શરણાગત મુમુક્ષુઓને સદુપદેશથી અભય આપનાર શ્રીરત્ન ગુરૂને હું વંદન કરૂં છું.

શ્રીમદાચાર્ય માનગુરૂવન્દનમ

मान्यानां हि महामान्यं, ज्ञानयोगप्रदायकम्।
मानदं मानदासाख्यं, गुरुं वन्दे पुनः पुनः ॥ ४२ ॥

માન્ય પુરૂષોમાં મહા માનનીય અને મુમુક્ષુઓને જ્ઞાન તથા યોગનો ઉપદેશ આપનાર, સર્વને માન આપનારા શ્રીમાનદાસ ગુરુને હું વારંવાર વંદન કરૂં છું.

શ્રીમદાચાર્ય કૃષ્ણગુરૂવન્દનમ

सुशिष्याभयदातारं, जनसन्तापहारकम् ।
श्रीकृष्णोपमकृष्णाख्यं, गुरुं वन्दे पुनः पुनः ॥ ४३ ॥

મુમુક્ષુ શિષ્યોને અભય આપનારા, સદુપદેશથી મનુષ્યોના સંતાપને હરણ કરનાર શ્રી કૃષ્ણરૂપ કૃષ્ણદાસ ગુરુને હું વારંવાર વન્દું છું.

શ્રીમદાચાર્યોદ્ધવગુરુવન્દનમ્

भक्तियोगसुरक्तं वै, रामनामपरायणम् ।
श्रीमदुद्धवनामानं, गुरुं वन्दे पुनः पुनः ॥ ४४ ॥

ભક્તિ તથા યોગથી યુક્ત અને ભગવન્ નામ સ્મરણમાં તત્પર એવા શોભાયુક્ત ઉદ્ધવ ગુરૂને હું વારંવાર વંદન કરૂં છું.

શ્રીમદાચાર્ય ગોકુલગુરૂવંદનમ

गुर्वाज्ञापालकं धीरं, गुरुचरणचिन्तकम् ।
गोकुलाख्यं महामान्यं, गुरुं वन्दे पुनः पुनः ॥ ४५ ॥

ગુરુ આજ્ઞાનું પાલન કરનારા, ધૈર્યશાળી, અને ગુરૂચરણચિન્તક એવા શ્રીગોકુલ નામના ગુરૂને હું વારંવાર વંદન કરૂં છું.

શ્રીમદાચાર્યમેઘીદાસગુરૂવન્દનમ

गोसेवासक्तचित्तं वै, मेघिदाससुयोगिनम् ।
धर्ममेघसमाधिस्थं, गुरुं वन्दे पुनः पुनः ॥ ४६ ॥

ગાયોની સેવામાં આસક્ત છે ચિત્ત જેઓનું એવા અને જ્ઞાન તથા યોગમાં નિષ્ઠાવાળા ધર્મમેઘાખ્ય સમાધિથી યુક્ત શ્રીમેઘીદાસનામક ગુરૂને હું વારંવાર વન્દન કરૂં છું.

શ્રીમદાચાર્ય જમનાદાસગુરૂવન્દનમ્

**कर्मयोगसुचित्तं वै, हरिसेवापरायणम् ।**
**दैशिकं यमुनादासं, गुरुं वन्दे पुनः पुनः ॥ ४७ ॥**

નિત્ય, નૈમિત્તિક અને ભગવત્સ્મરણાદિ રૂપ સાધારણ પ્રાયશ્ચિત્ત રૂપ કર્મ યોગથી યુક્ત હોઇ મલદોષ જેણે દૂર કર્યોછે તેમજ ભગવદુપાસનાથી વિક્ષેપ દોષ જેણે દૂર કર્યો છે એવા દેશિક શ્રીયમુનાદાસ ગુરૂને હું વારંવાર વન્દુ છું.

શ્રીમદાચાર્યગંગારામગુરુવન્દનમ

**सुदिव्यदेशकर्तारं, परोपकृतितत्परम् ।**
**श्रीगङ्गारामनामानं, गुरुं वन्दे पुनः पुनः ॥ ४८ ॥**

સગુણ બ્રહ્મ હરિહરના પરમ અભેદોપાસક, દિવ્ય ધામ બનાવનાર અર્થાત્ ત્રિવિધ કાર્ય કર્તા, દેવમંદિર સાધુમંદિર અને સાધુઓ તથા મંદિરના અભિરક્ષણાર્થ અક્ષય પૃથ્વીને પ્રાપ્ત કરનાર તેમજ પરોપકાર એજ જેઓની વૃત્તિછે એવા અને

येन केन प्रकारेण, यस्य कस्यापि देहिनः ।
सन्तोषंजनयेद्राम, तदेवेश्वरपूजनम् ॥

ભગવાન્ વશિષ્ઠ શ્રીરામચંદ્રજી પ્રતિ કહે છે કે કોઇ પણ પ્રકારથી પ્રાણીઓને સંતોષ પમાડવો તેજ ઇશ્વર પૂજન ગણાય છે આ નિયમનું પાલન કરનાર શ્રીગંગા-રામગુરૂને હું વારંવાર વન્દન કરૂં છું.

શ્રીમદાચાર્ય ગોવિન્દરામગુરુવન્દનમ્

**श्रीराम एव देवेशः, यस्य मनसि राजते ।**
**गोविन्दाख्यं महात्मानं, गुरुं वन्दे पुनः पुनः ॥ ५० ॥**

સર્વ દેવોના ઇશ્વર શ્રીરામચંદ્રપ્રભુ જેના મનમાં નિરંતર બિરાજે છે અર્થાત્ દેવેન્દ્ર શ્રીરામચન્દ્રપ્રભુનું નિરંતર સ્મરણ જેના હૃદયમાં થયા કરે છે એવા મહાપુરૂષ શ્રીગોવિન્દરામગુરુને હું વારંવાર વન્દું છું

શ્રીમદાચાર્ય રઘુવરગુરૂવન્દનમ્

**शुभविद्याविनोदेन, जनोपकृतिकारकम् ।**
**रघुवरं निजैः सेव्यं, गुरुं वन्दे पुनः पुनः ॥ ५१ ॥**

નીતિવિદ્યા, ગાનવિદ્યા, જ્ઞાન વિદ્યા આદિ અનેક શુભવિદ્યાઓના સદુપદેશથી મનુષ્યોના ઉપકારને કરનાર એવા અને સ્વકીય પવિત્ર મુમુક્ષુ શિષ્યોથી નિરંતર પરિસેવિત શ્રી રઘુવર ગુરૂને હું વારંવાર વન્દું છું.

શ્રી મહાચાર્ય જીવરામગુરૂવન્દનમ

सदाचारेण संयुक्तं, पूर्वाचार्यानुवर्तिनम् ।
श्रीजीवरामनामानं, गुरुं वन्दे पुनः पुनः ॥ ५२ ॥

વેદ વંદિત સત્પુરૂષોમાં જે નિત્ય નૈમિત્તિકાદિ સત્ કર્માચાર હોય છે તેવા પવિત્ર સદાચારથી યુકત અને પૂર્વાચાર્ય પ્રદર્શિત હરિહરાભેદ બોધક વાક્ય પરિશીલન કરી તદનુસાર કર્તવ્યપરાયણ પ્રસન્નવદન શ્રી જીવરામ ગુરૂને હું વારંવાર વન્દુ છું.

फलश्रुतिः

मायारामकृतैषा वै, शुभा गुरुपरम्परा ।
तां पठेद्यो नरो नित्यं, लभते स परां गतिम् ॥ ५३ ॥

વેદાન્તતીર્થ પંડિત માયારામકૃત આદ્યગુરુ નારાયણથી શ્રીજીવરામ ગુરુ સુધીની જે શુભ આચાર્ય પરંપરા તેનો જે મનુષ્ય પ્રતિદિન પાઠ કરશે તે ઉત્તમ ગતિને પામશે.

॥ इति श्रीवेदान्ततीर्थ पण्डित मायाराम विरचित
पूर्वाचार्यपरम्परा समाप्ता ॥





॥ श्रीगणेशाय नमः ॥

॥ श्रीमहाविष्णुवटपतये नमः ॥

॥ श्रीषट्प्रज्ञमुनये नमः ॥

## ॥ अथ श्रीपूर्वाचार्यगुरुदीक्षित गुरु शिष्य परंपरा ॥

अनुष्टुप्

पद्कञ्जनतिं कृत्वा, माधवरघुवीरयोः ।
वटपतिञ्च षट्प्रज्ञं, प्रणम्य च पुनः पुनः ॥ १ ॥
श्रीनारायणमूला हि, पूर्वाचार्यपरम्परा ।
पूर्वश्रुता च पापघ्ना, मायारामेण सूच्यते ॥ २ ॥
विश्वाधारं रमानाथं, क्षीरार्णवकृतासनम् ।
नारायणमहं वन्दे, सदा ब्रह्मादिसेवितम् ॥ ३ ॥
देवाग्रजं नरैः सेव्यं, जनानां च पितामहम् ।
श्रीवशिष्ठादिभिर्वन्द्यं, विधिं वन्दे पुनः पुनः ॥ ४ ॥
मुनीनाञ्च महामान्यं, रघूणां चोपदेशकम् ।
शक्त्याद्यर्च्यं वशिष्ठं वै, गुरुं वन्दे पुनः पुनः ॥ ५ ॥
विद्यानिधिं सदा सौम्यं, दयावन्तं महामुनिम् ।
पराशरनतं शक्तिं, गुरुं वन्दे पुनः पुनः ॥ ६ ॥
ज्ञानयोगपरं देवं, मुनिव्यासनतं विभुम् ।
श्री पराशरनामानं, गुरुं वन्दे पुनः पुनः ॥ ७ ॥
वेदवाक्यविभक्तारं, शुकतातं तपोनिधिम् ।
श्रीशुकादिनतं व्यासं, गुरुं वन्दे पुनः पुनः ॥ ८ ॥

महासत्वनिधिं देवं, संसारार्णवपारगम् ।
गौडपादनतं सेव्यं, शुकं वन्दे पुनः पुनः ॥ ९ ॥
कैवलाद्वैतसिद्धान्ते, सर्वसिद्धान्तदर्शकम् ।
गोविन्दसेव्यंगौडाख्यं, गुरुं वन्दे पुनः पुनः ॥ १० ॥
साक्षाद् गोविन्दरूपं श्रीशंकराचार्यसेवितम् ।
श्रीगोविन्दं महात्मानं, गुरुं वन्दे पुनः पुनः ॥ ११ ॥
वेदार्थदर्शकं भद्रं, श्रीसुरेश्वरसेवितम् ।
शंकराचार्यनामानं, गुरुं वन्दे पुनः पुनः ॥ १२ ॥
धीवासनापरित्यागाच्चित्तं, यस्य सुनिर्मलम् ।
महाप्रज्ञं सुरेशाख्यं, गुरुं वन्दे पुनः पुनः ॥ १३ ॥
सर्वदा यस्य चित्तं वै, स्वरुपानन्दतत्परम् ।
नतं सत्येन सर्वज्ञं, गुरुं वन्दे पुनः पुनः ॥ १४ ॥
संसारमेव निःसारं, दृष्ट्वा यातं विमुक्तताम् ।
ज्ञानानन्दनतं सत्यं, गुरुं वन्दे पुनः पुनः ॥ १५ ॥
विश्वोपाधिविनिर्मुक्तं, निर्भयानन्दसेवितम् ।
ज्ञानानन्दनामानं, गुरुं वन्दे पुनः पुनः ॥ १६ ॥
वेदान्तशास्त्रनिष्णातं, जन्मदुःखविनाशकम् ।
निर्भयानन्दनामानं, गुरुं वन्दे पुनः पुनः ॥ १७ ॥
स्वस्वरुपविनिर्मग्नं, शिष्यक्लेशविदारकम् ।
सुखानन्दमहात्मानं, गुरुं वन्दे पुनः पुनः ॥ १८ ॥
सार्वभौमाभयानन्दं, त्यक्तभीतिं मनोहरम् ।

अभयानन्दनामानं, गुरुं वन्दे पुनः पुनः ॥ १९ ॥
स्वतः प्रतीत आनन्दो, यस्य चित्ते सुखावहः ।
तं देवं सहजानन्दं, गुरुं वन्दे पुनः पुनः ॥ २० ॥
श्रुतिश्रवणमात्रेणाऽवरणं येन भञ्जितम् ।
श्रुत्यानन्दमहात्मानं, गुरुं वन्दे पुनः पुनः ॥ २१ ॥
वेदादिषु सदारक्तं, ज्ञानयोगे च तत्परं ।
तं ज्ञानाढ्यं शिवानन्दं, गुरुं वन्दे पुनः पुनः ॥ २२ ॥
यस्य चित्ते न विक्षेपो, जातः संतापकारकः ।
सच्चिदानन्दनामानं, गुरुं वन्दे पुनः पुनः ॥ २३ ॥
ध्यानिनाञ्च सदा श्रेष्ठं, सर्वभूतहिते रतम् ।
नित्यानन्दयतीन्द्रं तं, गुरुं वन्दे पुनः पुनः ॥ २४ ॥
शिष्यवृन्दैः सदा पूज्यं, ब्रह्मध्यानपरायणम् ।
श्रीमन्नारायणानन्दं, गुरुं वन्दे पुनः पुनः ॥ २५ ॥
येन पूर्णं जगत् सर्वं, पूर्णानन्देन पूरितम् ।
पूर्णानन्दमहात्मानं, गुरुं वन्दे पुनः पुनः ॥ २६ ॥
श्रुत्यादिसिद्धतत्त्वज्ञं, सर्वतंत्रस्वतंत्रकम् ।
जीवात्मानन्दनामानं, गुरुं वन्दे पुनः पुनः ॥ २७ ॥
यतिलक्षणसंयुक्तं, मानमोहविवार्जितम् ।
महान्तं केशवानन्दं, गुरुं वन्दे पुनः पुनः ॥ २८ ॥
वशीभूतो हि देवेशो, यस्य भक्त्या रमाधवः ।
पूज्यं तं माधवानन्दं, गुरुं वन्दे पुनः पुनः ॥ २९ ॥

चिन्तयन्तं धियात्मानं, सदा संत्यक्तवासनम् ।
श्रीजगन्नाथनामानं, गुरुं वन्दे पुनः पुनः ॥ ३० ॥
आचार्यगणमान्यं वै, ब्रह्मानन्दविदांवरम् ।
श्रीपद्मनाभनामानं, गुरुं वन्दे पुनः पुनः ॥ ३१ ॥
निखिलज्ञाननिष्णातं, रघुनाथरतिप्रियम् ।
रघुनाथाभिधानं तं, गुरुं वन्दे पुनः पुनः ॥ ३२ ॥
सुमनसमहात्मानं, शान्तिकरं महोदयम् ।
सदयं यादवाचार्यं, गुरुं वन्दे पुनः पुनः ॥ ३३ ॥
सर्वविद्यानिधानं त्वां, क्लेशानाञ्च विनाशनम् ।
श्रीषट्प्रज्ञं महाचार्यं, गुरुं वन्दे पुनः पुनः ॥ ३४ ॥
लब्धो रामो हि येन श्री लब्धरामः स उच्यते ।
लब्धरामं सुभक्तेशं, गुरुं वन्दे पुनः पुनः ॥ ३५ ॥
दैशिकानां सदारत्नं, सर्वस्वामिगुणाश्रयम् ।
अभयदञ्च रत्नाख्यं, गुरुं वन्दे पुनः पुनः ॥ ३६ ॥
मान्यानां हि महामान्यं, ज्ञानयोगप्रदायकम् ।
मानदं मानदासाख्यं, गुरुं वन्दे पुनः पुनः ॥ ३७ ॥
सुशिष्याभयदातारं, जनसन्तापहारकम् ।
श्रीकृष्णोपमकृष्णाख्यं, गुरुं वन्दे पुनः पुनः ॥ ३८ ॥
गोसेवासक्तचित्तं वै, मेघिदाससुयोगिनम् ।
धर्ममेघसमाधिस्थं, गुरुं वन्दे पुनः पुनः ॥ ३९ ॥

गोसेवासक्तचित्तं वै, मेघिदाससुयोगिनम् ।
धर्ममेघसमाधिस्थं, गुरुं वन्दे पुनः पुनः ॥ ४० ॥
सुदिव्यदेशकर्तारं, परोपकृतितत्परम् ।
श्रीगङ्गारामनामानं, गुरुं वन्दे पुनः पुनः ॥ ४१ ॥
शुभविद्याविनोदेन, जनोपकृतिकारकम् ।
रघुवरं निजैः सेव्यं, गुरुं वन्दे पुनः पुनः ॥ ४२ ॥
सदाचारेण संयुक्तं, पूर्वाचार्यानुवर्तिनम् ।
श्री जीवरामनामानं, गुरुं वन्दे पुनः पुनः ॥ ४३ ॥

फलश्रुतिः

मायारामकृतैषा वै, शुभा गुरुपरंपरा ।
तां पठेद्यो नरो नित्यं, लभते स परांगतिम् ॥ ४४ ॥

इति श्रीमद्वेदान्ततीर्थ पंडित मायाराम विरचित
पूर्वाचार्य गुरु दीक्षित गुरु शिष्य
परंपरा समाप्ता.



# શ્રી સત્પુરૂષચરિત્રપ્રકાશ વિષયાનુક્રમણિકા.

## મયૂખ ત્રીજો.

## મયૂખ ચોથે.



## મયૂખ પાંચમો.



## મયૂખ છઠ્ઠો



## મયૂખ સાતમો

## મયૂખ આઠમો.



## મયૂખ નવમો

## મયૂખ દશમો

## મયૂખ અગીઆરમો



## મયૂખ બારમો.

## મયૂખ તેરમો.



## મયૂખ ચૌદમો.

## મયૂખ પંદરમો.

## મયૂખ સોળમો.



## મયૂખ સત્તરમો.

## મયૂખ અઢારમો.

## મયૂખ ઓગણીશમો.

## મયૂખ વીશમો.

## મયૂખ એકવીશમો.

## મયૂખ બાવીશમો.



## મયૂખ ત્રેવીશમો.

## મયૂખ ચોવીશમો.



## મયૂખ પચીશમો.

શ્રી સત્પુરૂષચરિત્રની વિષયાનુક્રમણિકા



# अथ श्रीसत्पुरुषचरित्रप्रकाशे शुद्धिपत्रम्.

| पृष्ठाङ्क. | पंक्ति. | अशुद्ध. | शुद्ध. |
|---|---|---|---|
| ४ | ८ | શ્રીરઘુવરદાસજી | શ્રીરઘુવરદાસજી |
| ४ | २२ | વાચ્યો | વાંચ્યો |
| ५ | ४ | મે | મેં |
| ५ | ७ | એમના | એમનાં |
| ६ | १४ | સદ્ગુરૂઓના | સદ્ગુરૂઓનાં |
| ८ | १३ | सुचिन्तयान्त | सुचिन्तयन्ति |
| ८ | १७ | વશિષ્ટ | વશિષ્ઠ |
| १२ | २७ | समवर्तताऽग्रे | समवर्तताऽग्रे |
| १७ | १३ | ( જોનાર ) | ( બતાવનાર ) |
| १७ | २० | વિદ્વાનો | વિદ્વાનો |
| १९ | १० | संगृहीत | संग्रहीत ( દરેક મયૂખને અંતે સુધારી વાંચવું. |
| २१ | १६ | वसंत | ग्रीषम |
| २१ | २१ | वसंत | ग्रीष्म |
| २५ | १४ | अकुलानि | अकुलानी |
| २७ | १२ | ઘણાં એ | ઘણાંએ |
| २९ | २१ | गाम | ग्राम |
| ३२ | ६ | જેવા | જેવાં |
| ३३ | ३ | तामे | तामें |
| ३३ | ६ | મદિરા જેમ | મદિરામાં જેમ |
| ३४ | २२ | जागर्ति | जागर्ति |
| ३४ | २३ | महेन्द्रजाल | महेन्द्रजाले |
| ३५ | ७ | ચાંડલ | ચાંડાલ |
| ३५ | २६ | अन्त्योऽयमिति | अन्त्यजोऽयमिति |
| ४६ | ८ | મહાવાક્ય | મહાવાક્ય છે |

| पृष्टाङ्क. | पंक्ति. | अशुद्ध. | शुद्ध. |
| --- | --- | --- | --- |
| ४६ | ८ | આમ્નાય | આ આમ્નાય |
| ४६ | ૯ | (વેદ ધર્મનું રક્ષણ કરનાર) | વેદધર્મનું રક્ષણ કરનાર |
| ४७ | २० | વિરાજમાન્ | વિરાજમાન |
| ६२ | ४ | સ્વરૂપનું ધ્યાન કરનાર | ( સ્વરૂપનું ધ્યાન કરનાર ) |
| ६२ | २० | આવ્યા ન | આવ્યા અને |
| ६२ | २५ | શિષ્યોન | શિષ્યોના |
| ६३ | १५ | નારાયણનન્દના | નારાયણાનન્દના |
| ६४ | ११ | તત્ત્વ ને | તત્ત્વને |
| ६५ | १८ | ચિંતન કરતા | ચિન્તન કરનાર |
| ६६ | २५ | નિષ્ટા | નિષ્ઠા |
| ६८ | १६ | બ્રાહ્મણે | બ્રાહ્મણ |
| ७८ | ४ | यों शास्त्र | यों सब शास्त्र |
| ७९ | ३ | कहो | कहों |
| १०५ | २७ | कणाद्वचनम् | व्यासवचनम् |
| १०९ | ९ | દશ રૂપ | દશ |
| ११२ | २० | प्रजातं तु | प्रजातन्तुं |
| ११२ | २० | भूत्यैर्न | भूत्यै न |
| ११२ | २१ | कर्माभ्यां | कर्मभ्यां |
| ११३ | २ | जग जगवन्द्य | जगवन्द्य |
| ११४ | २० | ઉત્તમ | અતિથિ |
| ११५ | २ | पुत्रात्पत्ति | पुत्रोत्पत्ति |
| ११६ | ६६ | કલયુગ | કલિયુગ |
| ११८ | २८ | प्रादुर्ज्ञानाय | प्राहुर्ज्ञानाय |
| १२४ | १३ | માયા ( લક્ષ્મી ) ના પતિ | અને તે શ્રીકૃષ્ણ માયાના પ |
| १३३ | २४ | रतिर्हास्ये | रतिर्दास्ये |
| १३८ | ५ | સસારના | સંસારના |
| १३९ | १६ | नित्य | नृत्य |

| पृष्टाङ्क. | पंक्ति. | अशुद्ध. | शुद्ध. |
|---|---|---|---|
| ૧૪૪ | ૨૩ | એવા | એવે। |
| १४७ | २२ | १ यो न | २ योन |
| १४७ | २४ | २ समःशास्त्रौ | ३ समः शास्त्रौ |
| ૧૫૨ | ૨૪ | પ્રત્યય | ધાતુ |
| ૧૫૩ | ૧૨ | ટાપ | ટાપ્ |
| १६० | २४ | चाभ्वादि | च भ्वादि |
| १७६ | २४ | किशि | किहि |
| १८५ | ४ | शास्त्रके | अंगके |
| ૧૮૫ | ૬ | એંગોનાં | અંગોનાં |
| ૧૯૨ | ૬ | મહાટેવ | મહાદેવ |
| ૧૯૨ | ૨૦ | જેન | જેના |
| १९३ | १३ | अपरोश्चार्वाकः | अपरश्चार्वाकः |
| १९३ | १३ | समेत्यक्रयुः | समेत्य ब्रूयुः |
| १९३ | १४ | इन्द्रियाणात्मेति | इन्द्रियाण्यात्मेति |
| १९३ | १७ | श्रुतेः मनसि | श्रुतेर्मनसि |
| १९४ | २८ | फलदायकाः | फलदायिकाः |
| ૧૯૫ | ૫ | બૌધ્ધ નામના | બૌદ્ધના |
| ૧૯૫ | ૧૧ | શિષ્ય | શિષ્ય હતે। |
| १९६ | १६ | सौत्रंतिक | सौत्रांतिक |
| १९६ | १६ | योगाचारी | योगाचारि |
| ૧૯૯ | ૬ | સર્વ શૂન્ય છે એમ તેઓ સિધ્ધ છેકરે | સર્વ શૂન્ય છે એમ તેઓ કહે છે |
| १९९ | २ | वीशीर्यन्ते | विशीर्यन्ते |
| ૨૦૨ | ૩ | અનુમાથી | અનુમાનથી |
| २०३ | ३ | संक्षेप्तो | संक्षेपतो |

| पृष्टांक. | पंक्ति. | अशुद्ध. | शुद्ध. |
|---|---|---|---|
| २०३ | ८ | आवारणाभावः | आवरणाभावः |
| २०३ | १३ | च अष्टविधम् | चाष्टविधम् |
| २०७ | १३ | विद्य | विध |
| ૨૦૯ | ૧૨ | ગુરૂયે કહ્યું હતુ | તે એ છે |
| ૨૧૦ | ૧૨ | દુગ્ધસર તીર્થ | દુગ્ધસર તીર્થ |
| ૨૧૪ | ૧ | દિવસે | દિવસો |
| २१७ | ७ | सतशोधक | सतबोधक |
| ૨૧૯ | ૧૫ | પદલોકને | પરલોકને |
| २२८ | २३ | धुमस्त | घूमस्तत्र |
| २२९ | ११ | प्रूक्षकको | प्रेक्षककों |
| २३० | ६ | परमार्श | परामर्श |
| २३१ | २० | अनुमति | अनुमिति |
| ૨૩૨ | ૧૮ | ભિધ્ન | ભિન્ન |
| ૨૩૨ | ૧૯ | તો પણ | તે |
| २३२ | २३ | व्यापकीभूताभाव । | व्यापकीभूताभावप्रति-योगित्वं व्यतिरेकत्वम् |
| २३२ | २६ | उदाहरणं | दाहरणं |
| २३३ | १८ | हेत्वभाव | हेतु अभाव |
| ૨૩૩ | ૨૦ | હેત્વાભાવ | હેત્વભાવ |
| ૨૩૪ | ૩ | સાધ્યાભાવનો | સાધ્યાભાવનો જે |
| ૨૩૪ | ૩ | વ્યાપકીભૂતાભાવ | વ્યાપકીભૂતાભાવ તેની જે |
| ૨૩૬ | ૩ | લક્ષણા | વૃત્તિ |
| २३६ | १८ | आत्मा | आत्म |
| ૨૪૧ | ૧૨ | સવ્યભિચારી | સવ્યભિચાર |
| २४१ | १४ | साध्यभाव अग्निरुप यह | साध्याभाव निरग्निरूप |

[1]गंगाको नीर अरु मद्य ज्योंहि ।
द्विज देह-देह चाण्डाल त्योंहि ॥
प्रतिबिम्ब सूर्यको तामे एक ।
यों साक्षीको भी कीजें विवेक ॥ ५१ ॥

જેમ ગંગાનું જળ અને મદિરા તેમ બ્રાહ્મણનું શરીર અને ચાંડાલનો દેહ છે. ગંગાજળ અને મદિરાજેમ સૂર્યનું પ્રતિબિમ્બ એકજ હોય છે તેમ સર્વશરીરમાં પણ સાક્ષી એકજ છે એવો વિવેક બુદ્ધિથી વિચાર કરી જુઓ.

यह देह होत मिथ्या गृहस्थ ।
आत्मा सदैव निजतंत्र स्वस्थ ॥
चाण्डाल विप्रको भेद व्यर्थ ।
तनमें ममत्व अतिही अनर्थ ॥ ५२ ॥

આ દેહ મિથ્યા છે અને આત્મા અજ્ઞાનથી ગૃહસ્થ આદિ બને છે, તે આત્મા જ્ઞાન દ્રષ્ટિથી શુદ્ધ સ્વતંત્ર અને સ્વસ્થ ( પોતામાંજ સ્થિતિવાળો ) છે, દેહમાં ચાંડાલ અને બ્રાહ્મણનો ભેદ વ્યર્થ છે,શરીરમાં મમત્વ (મ્હારાપણું) એ અત્યંત અનર્થ છે.

[2]मैं विप्र और चाण्डाल अन्य ।
यह वृथा वाक्य है मोहजन्य ॥
अपवित्र और मैं हों पवित्र ।
भवदीय वेष वर्तन विचित्र ॥ ५३ ॥

હું બ્રાહ્મણ અને આ બીજો ચાંડાલ એ મોહથી ઉત્પન્ન થએલું વાક્ય વૃથા છે,બીજા અંપવિત્ર અને હું પવિત્ર એમ માનનાર હે યતિ! તમારો વેષ અને વર્તન વિચિત્ર જણાય છે, કારણ કે તમે અદ્વૈત બ્રહ્મનો બોધ આપવા આ વેષ (સન્યસ્ત) ધારણ કરેલ છે અને મને કહ્યું જે " હે ચાંડાલ ! દૂર હો " આ તમારૂં વર્તન કોઈ રીતે યોગ્ય નથી.

१ ब्राह्मणश्वपचभेदविचारः, प्रत्यगात्मनि कथं तव युक्तः ॥
बिम्बिताम्बरमणौ सुरनद्या, मन्तरं किमपि चास्ति सुरायां ॥
२ शुचिर्द्विजोऽहंश्वपच व्रजेति, मिथ्याग्रहस्ते मुनिवर्य कोऽयं ॥
सन्तं शरीरेष्वशरीरमेक, मुपेक्षपूर्णं पुरुषं पुराणम् ॥

[1]तन आदि अन्तयुत है अनित्य ।
अव्यक्त विस्मृतिमय अचिन्त्य ॥
करिकर्णलोल अरु मोह सोह ।
तामें ममत्व वह मति विमोह ॥५४॥

વળી શરીર આદિ સર્વ નાશવંત છે, અનિત્ય છે, અવ્યક્ત ( અસ્પષ્ટ ), વિસ્મૃતિમય (ભુલી જવાય તેવાં) અચિન્ત્ય (ચિન્તન ન થઇ શકે તેવાં) હાથીના કાનની માફક ચપળ (ચલાયમાન) અને મોહને લઇ સુશોભિત જણાય તેવાં છે. એવા દેહ આદિમાં મમતા રાખવી એ કેવળ બુદ્ધિનો ભ્રમ છે.

[2]विद्या विमुक्तिकी प्राप्त कीन ।
मायाकी जालमें भये लीन ॥
जन संग्रहादि इच्छा अनन्त ।
संपन्न आप कहलात संत ॥ ५५ ॥

હે યતિ! તમે બ્રહ્મવિદ્યાને પ્રાપ્ત કરી માયાની જાળમાં લીન થયા, આ ઉપરથી મને એમ લાગે છે જે લોક પ્રતિષ્ઠા આદિ અનંત ઇચ્છાઓયુક્ત છતાં આપ સત્પુરૂષ ગણાવા ચાહો છો,

[3]इतनो उचारि धृतिके सुधाम ।
प्रभु विश्वनाथ पाये विराम ॥
चाण्डाल अंग लखि आत्मज्योत ॥
आचार्य चित्त आश्चर्य होत ॥ ५६ ॥

---

१ अचिन्त्यमव्यक्तमनन्तमाद्यं, विस्मर्णरूपं विमलं विमोहात् ।
कलेवरेऽस्मिन् करिकर्णलोला, कृतिर्न्यहंता कथमाविरास्ते ।

२ विद्यामवाप्यापि विमुक्तिपथ्यां, नागृर्ति तुच्छा जनसंग्रहेच्छा ।
अहो महान्तोऽपि महेन्द्र जाले, मज्जन्ति मायाविवरस्य तस्य ।

३ इत्युदीर्य वचनं विरतेऽस्मिन्, सत्यवाक् तदनु विप्रतिपन्नः ।
अत्युदारचरितोंऽत्यजमेनं, प्रत्युवाच स च विस्मितचेतः ।

આટલું બોલી ધૈર્યના ઉત્તમ ધામ ( ઘર ) રૂપ પ્રભુ વિશ્વનાથ વિરામ ( વિશ્રાન્તિ ) પામ્યા. ચાંડાલના અંગમાં આત્મજ્યોતિ ( આત્મજ્ઞાનનો પ્રકાશ. ) જોઇ આચાર્યના હૃદયમાં આશ્ચર્ય ઉત્પન્ન થયું.

दोहा.

घरिभर शंकर स्तब्ध है, बोले बचन विनीत ।
[1]अन्त्यज बुद्धिकों कहत, अन्त्यज आप उचित ॥ ५७ ॥

ઘડીભર શંકરાચાર્ય સ્તબ્ધ ( સજ્જડ ) બની ગયા અને ચાંડલ વેષધારી શ્રી વિશ્વનાથ પ્રત્યે વિવેક ભરેલાં વચન કહેવા લાગ્યા જે આપ અન્ત્યજ બુદ્ધિને અન્ત્યજ જેવી કહોછો એ યોગ્ય છે

देहधारीमें श्रेष्ठ तुम, आये द्रगपथ आज ।
सत्य तुम्हारे वचन सब, तुम्ही संत शिरताज ॥ ५८ ॥

દેહધારીઓમાં શ્રેષ્ઠ એવા આપ આજે મારી નજરે આવ્યા,આપનાં સર્વ વચન સત્ય છે, આપજ સત્પુરૂષોના શિરોમણિ છો.

चोपाई

जिनकों श्रुति अरु स्मृति सब जानत ।
बहुरि जितेंद्रिय पुरुष बखानत ॥
ब्रह्मबुद्धि हियमें द्रढ भासे ।
जासों भवको भेद विनासे ॥ ५९ ॥

જેને શ્રુતિ અને સ્મૃતિ સર્વ જાણે છે, જિતેન્દ્રિય પુરૂષો જેની પ્રશંસા કરે છે, જેના હૃદયમાં દ્રઢ બ્રહ્મબુદ્ધિ પ્રકાશે છે અને જેનાથી સંસારનો ભેદ નાશ પામે છે.

देखत सर्वात्मा मति जाकी ।
जाति जगतमें उत्तम ताकी ॥
मेरी द्रढ निष्ठा है ऐसी ।
द्विज अन्त्यजकी गणना कैसी ॥ ६० ॥

---

[1] सत्यमेव भवता यदिदानीं । प्रत्युवादि तनुभृत् श्वपचस्तत ॥
अन्त्योऽयमिति संप्रति बुद्धि । मन्त्यजामिवहि चात्मविदस्ते ॥

જેની બુદ્ધિ પ્રાણીમાત્રને આત્મસ્વરૂપ જુએ છે, તે જગત્માં ઉત્તમ છે. એવી મારી દૃઢ નિષ્ઠા છે. આત્મ દૃષ્ટિએ બ્રાહ્મણ અને ચાંડાલની ગણના તે વળી કેવી? જે સ્વસ્વરૂપને જાણનારા હોય તે ચાંડાલ અથવા બ્રાહ્મણ સર્વોત્કૃષ્ટ ગણાય છે.

जो चेतन है अज हरि हरमें ।
सो चेतन है पामर नरमें ॥
जो चेतन है लघु कीटनमें ।
वो चेतन है मेरे तनमें ॥ ६१ ॥

જે ચૈતન્ય બ્રહ્મા, વિષ્ણુ અને શંકરમાં છે તે ચૈતન્ય પામર નરમાં પણ છે, જે ચૈતન્ય ન્હાના કીડામાં છે. તે ચૈતન્ય મ્હારા શરીરમાં છે.

द्रश्यमात्र जो मिथ्या जाने ।
वो अन्त्यजकों गुरु हम मानें ॥
पुनित प्रबोध अवस्था पाई ।
सर्वग ब्रह्म लखत सुखदाई ॥ ६२ ॥

જે દ્રશ્ય માત્રને મિથ્યા જાણેછે એ અન્ત્યજને હું ગુરૂ માનું છું. જે પવિત્ર એવી પ્રબોધ અવસ્થાને પામી સર્વમાં સુખરૂપ બ્રહ્મને જુએ છે, અને

मायातीत भयो मन जाको ।
सागर शम दम ओर क्षमाको ॥
उच्च नीच जाति जनु कोऊ ।
है हमरे गुरूवर नर सोऊ ॥ ६३ ॥

જેનું મન માયાથી રહિત થયું હોય. તેમજ જે શમ દમ અને ક્ષમાનો સાગર હોય તેની જાતિ ઉચ્ચ કે નીચ ગમે તે હો, પરંતુ તે મનુષ્ય મારા ગુરૂવર છે.

दोहा

शंकरकों अद्वितीय यति, विश्वनाथ पहिचानि ।
छिनमें अन्तर्हित भये, गयउ गंग यति ज्ञानी ॥ ६४ ॥

શ્રીશંકરાચાર્યને અદ્વિતીય યતિ જાણી શ્રીવિશ્વનાથ પ્રભુ એજ ક્ષણે અદ્રશ્ય થયા અને જ્ઞાનપૂર્ણ યતિ શ્રીશંકરાચાર્ય ગંગા તરફ ગયા.

एक समय द्राविडके वासी ।
विप्र सनन्दन सेवत काशी ॥
रागी भये आचार्य चरनके ।
भाव निहारन उनके मनके ॥ ६५ ॥

એક સમય દ્રાવિડ દેશના નિવાસી સનન્દન નામના બ્રાહ્મણ કાશીમાં નિવાસ કરી રહ્યા હતા તે શ્રી આચાર્ય ચરણમાં પ્રીતિવાળા થયા, એમના મનનો ભાવ જોવા માટે

श्रीशंकर गङ्गा बिच जाकें ।
स्नान करत निधि ज्ञानसुधाके ॥
सन्मुख तट थे विप्र सनन्दन ।
उन प्रति बोले शिव अयि नन्दन ॥६६॥

જ્ઞાન અમૃતના નિધિ (ભંડાર) શ્રીશંકરાચાર્ય ગંગાના મધ્ય ભાગમાં જઈ સ્નાન કરવા લાગ્યા, સામે કિનારે બ્રાહ્મણ સનંદન બેઠા હતા તેના પ્રત્યે શંકર બોલ્યા જે હે પુત્ર !

" इत आवहु " यह बचन सुनतही ।
कूद परे जलमें द्विज द्रुतही ॥
चिन्ता कीन्ही न प्रानगमनकी ।
भक्ति द्रढ अस भाविक जनकी ॥ ६७ ॥

"અહીં આવો" આ વચન સાંભળતાંજ બ્રાહ્મણ સનંદન એકદમ પાણીમાં પડ્યા, તેણે પ્રાણ જવાની ચિન્તા ન કરી. ભાવિક પુરૂષની આવી ભક્તિ

देखि विचार करत अस शंकर ।
है गो यह त्रय लोक शिवंकर ॥
जल अगाधसों भीति न पायो ।
बानी सुनतेही ढिग आयो ॥ ६८ ॥

જોઇ ગુરૂ શંકરાચાર્ય વિચાર કરવા લાગ્યા જે આ પ્રાણી(સનંદન)જગતનું કલ્યાણ કરનાર થશે એમ જણાય છે. જે ગંગાનાં અગાધ જળથી જરાએ ભય પામ્યો નહિ અને મ્હારૂં વચન સાંભળતાંજ પાસે આવી પહોંચ્યો.

गङ्गानेभी नांहि डुबायो ।
कंज सुमन सम द्विज अपनायो ॥
भक्ति सनन्दनकी अति भारी ।
शंकरकों लगि परम हि प्यारी ॥ ६९ ॥

ગંગાજીએ પણ એને ડુબાડ્યો નહિ અને કમળનાં પુષ્પની પેઠે એને પોતાના ખોળામાં લઇ લીધો. આ પ્રમાણે સનંદનની મહાન્ ભક્તિ શ્રીશંકરાચાર્યને અતિ પ્રિય લાગી.

तब सेवकपें करुना कीन्ही ।
इच्छित दीक्षा उनकों दीन्ही ॥
पद्मपाद ऐसी शुभ संज्ञा ।
अरपि विलोकि यथोचित प्रज्ञा ॥ ७० ॥

ત્યારે એ સેવક ઉપર પોતે કૃપા કરી અને એમની ઇચ્છા મુજબ દીક્ષા આપી અર્થાત્ એમને પોતાના શિષ્ય બનાવ્યા અને યથાયોગ્ય બુદ્ધિ જોઇ તેમને "પદ્મપાદ" એવું નામ આપ્યું.

दोहा

चले बद्रिकाश्रम प्रति, शंभु शिष्य ले संग ।
नारायणके दरसको, पाये सरस प्रसंग ॥ ७१ ॥

એ શિષ્યને સાથે લઈ શ્રીશંકરાચાર્ય બદ્રિકાશ્રમ તરફ પધાર્યા અને ત્યાં શ્રીબદ્રિનારાયણનાં દર્શનનો સરસ પ્રસંગ પામ્યા.

शिवने लखि अति शान्तिमय, रम्य भूमिको रंग;
ज्योतिर्मठ स्थाप्यो जहां, वहत ज्ञानमय गंग ॥ ७२ ॥

શ્રીશંકરાચાર્યે અત્યંત શાન્તિમય એ ભૂમિનો રમણીય રંગ જોઇ ત્યાં જ્યોતિર્મઠની સ્થાપના કરી કે જ્યાં આજ પર્યન્ત જ્ઞાનગંગા વહે છે.

योंहि आत्मउपदेशरुप, करतहि उत्तम कार्य;
पावन क्षेत्र प्रयागमें, आ पहुचे आचार्य ॥ ७३ ॥

આવીજ રીતે આત્મજ્ઞાનના ઉપદેશરૂપી ઉત્તમ કાર્ય કરતા કરતા આચાર્ય શ્રી પવિત્ર પ્રયાગ નામના ક્ષેત્રમાં આવી પહોચ્યા.

कर्ममार्गस्थापक वहां, भट्ट कुमारिल नाम ।
मिले आइ आचार्यकों, सविनय करत प्रणाम ॥ ७४ ॥

ત્યાં કુમારિલ નામના ભટ્ટાચાર્ય કે જેઓ કર્મમાર્ગના સ્થાપક હતા, તેઓ શ્રી શંકરાચાર્યને આવી મળ્યા અને સવિનય પ્રણામ કર્યા.

उनसें कछु आचार्यने, लियो दियो निज ज्ञान;
बहुरि मंडन मिश्रके, बहुबिध सुने बखान ॥ ७५ ॥

એ કુમારિલભટ્ટાચાર્ય સાથે મળી આચાર્ય શ્રીશંકરગુરૂએ પરસ્પર શાસ્ત્રીય જ્ઞાનચર્ચા કરી. ત્યારબાદ મંડનમિશ્રની કુમારિલભટ્ટાચાર્ય તેમજ અન્ય લોકદ્વારા અનેક રીતે પ્રશંસા સાંભળી.

हरिगीत

पंडित सुमंडन मिश्र जो देवी सरस्वतीके पति ।
शास्त्रार्थहित शंकर गये उनके वहां मंडितमति ॥
सन्मान पाये आश्रमोचित फिर सरस्वतीने कही ।
होवे पराजित पति हमारे–आप गुरु उनके सही ॥७६॥

સુશોભિત મતિવાળા શ્રી શંકરાચાર્ય શાસ્ત્રાર્થ કરવામાટે સરસ્વતીદેવીના પતિ પંડિત મંડનમિશ્રને ઘેર ગયા, ત્યાં પોતાના આશ્રમને યોગ્ય સન્માન પામ્યા; સન્માન આપનાર પંડિત મંડનમિશ્રનાં સ્ત્રી સરસ્વતી દેવીએ કહ્યું જે જો મ્હારા પતિ આપ સાથે શાસ્ત્રાર્થ કરતાં પરાજય પામે તો આનંદપૂર્વક આપ એના ગુરૂ થઈ ચુકયા.

यदि आप उनसें हो पराजित शिष्यपद धारन करो ।
अद्वैतमतकों दे तिलाञ्जलि कर्म पथपें अनुसरो ॥
यों कह सरस्वतीने उभयके कंठ माला सुमनकी ।
पहिनाइ शीश चढाइ चंदन फिर सुनाई स्वमनकी ॥ ७७ ॥

અને જો આપ એમનાથી પરાજય પામો તો ગુરૂ મટી એમના શિષ્યપદને ધારણ કરો અને અદ્વૈત મતને તિલાંજલિ આપી કર્મમાર્ગને અનુસરો ( સ્વીકારો )

આમ કહી દેવી સરસ્વતીએ બન્નેના કંઠમા પુષ્પની માળા પહેરાવી અને બેઉને મસ્તકે ચંદન ચઢાવ્યા બાદ ફરી પોતાનાં મનની વાત કહી.

जाके गलेमें कुसुममाला प्रथमही कुम्हलायगी ।
शास्त्रार्थमध्य प्रसिद्ध उनकी हार होइ गिनायगी॥
शंकर रु मंडनमिश्र सतीके वचनसों सम्मत भये ।
निज मत द्रढावन हित लगावत सुदृढ तर्क नये नये॥७८॥

જેના ગળામાં પુષ્પમાળા પહેલાં કરમાશે તેની શાસ્ત્રાર્થમાં હાર થએલી ગણાશે, આવાં સતીનાં વચનથી શંકરાચાર્ય અને મંડનમિશ્ર બન્ને સમ્મત થયા. બાદ બન્ને પંડિતો પોતપોતાનો મત દ્રઢ કરવામાટે નવા નવા તર્ક બોલવા લાગ્યા.

दोहा

माला मंडनमिश्रके, कंठ गई कुम्हलाइ;
श्री शंकर आचार्यकी, भई जीत मनभाइ ॥ ७९ ॥

શાસ્ત્રાર્થ કરતાં મંડનમિશ્રના કંઠમાં પુષ્પમાળા કરમાઇ ગઇ અને શ્રીશંકરાચાર્યનો મનમાન્યોવિજય થયો.

कर्ममार्ग खंडन भयो, मंडनमिश्र सुजान;
शिष्य शंकराचार्यके, भये ग्रही निज ज्ञान ॥ ८० ॥

કર્મમાર્ગનું ખંડન થયું એ સારી રીતે સમજી મંડનમિશ્ર આત્મજ્ઞાનને ગ્રહણ કરી શ્રીશંકરાચાર્યના શિષ્ય થયા.

निज आश्रम दीक्षित किये, निरखि चित्त निष्काम;
शंकरने वह शिष्यको, रख्यो सुरेश्वर नाम ॥ ८१ ॥

એમનું નિષ્કામ ચિત્ત જોઈ શ્રી શંકરાચાર્યે પોતાનાં સન્યસ્ત આશ્રમની દીક્ષા આપી તેમનું સુરેશ્વર એવું નામ રાખ્યું.

चोपाई

पद्म सुरेश्वर शिष्य सुलच्छन ।
सह ले शिव विचरे दिशि दच्छन ॥
श्रीगोकर्ण तीर्थपें गयऊ ।
द्विज बालक इक वहँ स्थित भयऊ॥८२॥

પદ્મપાદ અને સુરેશ્વર નામના ઉત્તમ લક્ષણવાળા બે શિષ્યોને સાથે લઈ શ્રી શંકરાચાર્ય દક્ષિણ દિશા તરફ ચાલી શ્રી ગોકર્ણ તીર્થ ગયા, ત્યાં એક બ્રાહ્મણનો બાળક મૌન થયેલો હતો,

जो आजन्म मौनपन पायो।
शब्दोच्चारन मुख न सुहायो॥
उनकों तात उठाइ करनमें।
धरत भयो आचार्य चरनमें ॥८३॥

જે જન્મથી લઇ મુનિ હતો અને જેના મુખથી શબ્દનો ઉચ્ચાર સરખો થયો ન હતો, એના પિતાએ પોતાના હાથથી ઉઠાવી એ બાળકને શ્રી શંકરાચાર્યના ચરણમાં મુકયો.

शिवपद्को महिमा मंगलप्रद।
पायो मूक सुवाचा अनहद॥
श्रुति सिद्धान्त कहन तब लाग्यो।
जनु सदेह वैदिकपथ जाग्यो ॥८४॥

શંકરના ચરણનો મંગલદાયક મહિમા એવો હતો કે જેને લઇ એ મુંગો બાળક હદ વગરની ઉત્તમ વાણીને બોલવા લાગ્યો અને તેજ વખતે શ્રુતિ સિદ્ધાન્ત કહેવા લાગ્યો. જાણે દેહધારી વૈદિક (વેદાન્ત) માર્ગ જાગૃત થયો હોય નહિ શું !

द्रढ पाखण्ड मतनको द्रोही।
शिष्य भयो शंकरको सोही॥
हस्तामलक सुसंज्ञा पाई।
सेवत शंकरपद सुखदाई ॥८५॥

પાખંડ મતનો દ્રઢતાથી દ્રોહ કરનાર એ મુંગો બાળક વાચા પામી શ્રી શંકરાચાર્યનો શિષ્ય થયો અને હસ્તામલક એવું નામ ધારણ કરી શ્રી શંકરના ચરણની સુખદાયક સેવા કરવા લગ્યો.

इतनेमें सती देवी शयनवश।
स्मरन करत सुतको सुनिकें यश॥

जो शंकर शीघ्रहि गृह आवे ।
तो विमुक्ति मेरो जिय पावे ॥८६॥

એ સમયમાં માતા સતી દેવી મંદવાડને લીધે પથારીવશ થઇ ગયાં અને પુત્રની સત્કીર્તિ સાંભળી તેમનું સ્મરણ કરવા લાગ્યાં, કે જો મ્હારો પુત્ર શંકર જલ્દી ઘેર આવે તો મને સંતોષ થાય

शिवके मनभी द्रुत यह आयो ।
जननी मृत्यु समय नियरायो ॥
विद्युत् सम वह वोहि घटीमें ।
आ पहुंचे शंकर कालटीमें ॥ ८७ ॥

શ્રી શંકરાચાર્યના મનમાં પણ જલ્દી એમ ઉગી આવ્યું જે માતાનો મૃત્યુ કાળ હવે નજીક આવ્યો છે. આમ જાણી તેઓ વીજળીને વેગે (યોગબળથી) કાલટી નામના પોતાના જન્મ સ્થાનમાં આવી પહોચ્યા.

माताने सुतका मुख देखा ।
लाभ जीवनका अनुपम लेखा ॥
शंकरने कछु सेवा कीन्ही ।
माताकी शुभ आशिष लीन्ही ॥ ८८ ॥

માતા સતી દેવીએ પુત્રનું મુખ જોયું અને જીવનનો અનુપમ લાભ લીધો. શ્રીશંકરાચાર્યે સેવા કરી માતાની ભલી આશિષ મેળવી.

मरन शरन पाये महतारी ।
शंकरने पुर बात प्रसारी ॥
पूर्वाश्रमके बन्धु न आये ।
ओर हि ज्यों त्यों शब्द सुनाये ॥ ८९ ॥

માતા સતી દેવી મરણને શરણ થયાં, શ્રી શંકરાચાર્યે કાલટી નગરમાં એ વાતનો પ્રચાર કર્યો, પૂર્વાશ્રમના બન્ધુવર્ગમાંથી કોઇ પણ એ વખતે આવ્યા નહિ અને નિંદા કરવા લાગ્યા.

पहिले वह बोले तुँ पतित है।
बिन वय यह आश्रम अनुचित है॥
तब उनप्रति शंकर प्रभु बोले।
खलमतिकों असमय किहि खोले॥ ९०॥

પ્રથમ તેઓ શંકરસ્વામીને કહેવા લાગ્યા જે તું પતિત છે, યોગ્ય અવસ્થાને પ્રાપ્ત થયા વિના આ આશ્રમ તને અયોગ્ય છે. ત્યારે એ બન્ધુવર્ગ પ્રતિ સમર્થ શંકરાચાર્ય બોલ્યા જે તમારી ખલમતિનું મારાં માતુશ્રીનાં અવસાન વખતે પ્રદર્શન શામાટે કરો છો?

तीव्र विरक्त भयो मन जाको।
क्रमिकाश्रमकी जरुर न ताकों॥
चाहे इतनी वय हो उनकी।
भक्ति करत वह नर निर्गुनकी॥ ९१॥

જેના મનમાં તીવ્ર વૈરાગ્ય ઉત્પન્ન થયો તેને પછી ક્રમિક સન્યાસ લેવાની જરૂર નથી, તીવ્ર વૈરાગ્યવાન્ પુરૂષની ગમે તેટલી અવસ્થા હોય, છતાં તે સન્યાસ લઈ શકે છે

सुखपूर्वक होवत सन्यासी।
आप हि होत अजर अविनाशी॥
सविनय शंकरने समुझाये।
तदपि न कोउ मृतक ढिग आये॥ ९२॥

અને તે સન્યાસ ગ્રહણ કરી જરાદિ વિકાર રહિત આત્માનુભવને પ્રાપ્ત કરી શકે છે. આરીતે વિનયપૂર્વક શ્રીશંકરાચાર્યે પોતાના બન્ધુ જનોને સમજાવ્યા, છતાં કોઈ માતાનાં શબ નજીક આવ્યા નહિ.

यों आचार्य किये अपमानित।
शंकरसों भये वह सब शापित॥
जब तुम कालके मुंह परोगे।
श्वास त्रटित भय सहित मरोगे॥ ९३॥

આ રીતે બન્ધુજનોએ આચાર્યનું જ્યારે અપમાન કર્યું ત્યારે શ્રી શંકર સ્વામીએ તેઓને એવો શાપ આપ્યો કે જ્યારે તમો મરશો ત્યારે

गृह आंगन बिच अखिल जरोगे ।
बान्धव सब अनुपस्थित होगे ॥
यों सक्रोध सुनी शिव बानी ।
मातुल पक्षहुके सब प्रानी ॥ ९३ ॥

ઘરના આંગણાં વચ્ચે તમોને બાળશે અને તમારા બન્ધુવર્ગ તે વખતે નહિ હોય. આ રીતે શંકરાચાર્યની સક્રોધ ( ક્રોધેભરેલી ) વાણી સાંભળી માતુલ પક્ષનાં સર્વ મનુષ્યો

परे चरन लखि शिव प्रभुताकों ।
चहन लगे अपराध क्षमाकों ॥
द्रुत सहाय उन सबने दीन्ही ।
दहन क्रिया जननीकी कीन्ही ॥ ९४ ॥

શ્રી શંકરાચાર્યની પ્રભુતા જોઇ તેમને પગે પડ્યા અને અપરાધની ક્ષમા ચાહવા લાગ્યા. એ મોસાળ પક્ષનાં સર્વ મનુષ્યોએ શંકર ગુરૂને સહાયતા આપી અને માતા સતી દેવીની દહન ક્રિયા કરી.

अन्त्येष्टितें स्वस्थ भये जब ।
बोले शंकर शंकरहित तब ॥
कालटीमें यति कोउ न आवे ।
यह निषेध हम सत्य सुनावें ॥ ९५ ॥

જ્યારે અંત્યેષ્ટિ ક્રિયા કરી શંકર નિવૃત્ત થયા ત્યારે શંકારહિત બોલ્યા જે આ કાલટી પુરીમાં કોઇ યતિએ આવવું નહિ એમ હું આજ્ઞા કરૂં છું.

मातुमरन जन बन्धु बुराई ।
चिद्घन आनन्द देत दुराई ॥
ह्वै स्वरूप स्थित चित्त शमनकों ।
शिव विचरे गिरि शृंगगमनकों ॥ ९६ ॥

માતાનું મરણ અને બન્ધુજન ( પિત્રાઇ ભાઇઓ ) ની બુરાઈ ચિદ્દઘન આનન્દને ઢાંકી દે એમ વિચારી શ્રીશંકરાચાર્ય સ્વરૂપમાં સ્થિત થઇ ચિત્તની શાન્તિને માટે શૃંગ ગિરિ તરફ ચાલી નિકળ્યા.

स्थाप्यो मठ वह स्थल अति सुन्दर ।
महादेवको विरचि सुमन्दिर ॥
भोग नाम शिवलिङ्ग बनायो ।
पुनित योग मन्दिर पधरायो ॥ ९७ ॥

એ સ્થળે અત્યન્ત સુંદર એક મઠ સ્થાપ્યો, ત્યાં મહાદેવનું મન્દિર બંધાવ્યું અને ભોગ નામના શિવલિંગની ઉત્તમ યોગ જોઈ પ્રતિષ્ઠા કરી.

चंद्रमौलि विभु चन्दन चर्चित ।
सोहत शिव आचार्य समर्चित ॥
मठ मन्दिरकी व्यवस्था कारन ।
पुनि विशुद्ध निजबोध प्रचारन ॥ ९८ ॥

એ ચંદનથી ચર્ચિત (ચર્ચાએલા) અને શ્રી શંકરાચાર્યે શ્રેષ્ઠ પ્રકારે સેવન કરાએલા શ્રી ચન્દ્રમૌલિ મહાદેવ અદ્યાપિ વિરાજમાન્ છે. એ મઠ અને મન્દિરની વ્યવસ્થામાટે તેમજ વિશુદ્ધ આત્મજ્ઞાનના પ્રચાર માટે

पृथ्वीधराभिध शिष्य सुरेश्वर ।
गुरुसों नियत भये गुनसागर ॥
उन मठके यति पुरी अरु भारती ।
अभिधा अन्त सुहात सरस्वती ॥ ९९ ॥

પૃથ્વીધર જેમનું ઉપનામ છે એવા ગુણના સાગર શ્રીસુરેશ્વર નામના શિષ્ય ગુરૂ તરફથી નિમાયા. એ શૃંગેરી મઠના યતિના નામને અંતે પુરી ભારતી અને સરસ્વતી વિશેષણ હોય છે

सम्प्रदाय भुरिवार सुहावे ।
श्रीरामेश्वर क्षेत्र कहावे ॥
देव वराह शक्ति कामाक्षी ।
ब्रह्मचारी चेतन शिवकांक्षी ॥ १०० ॥

એ મઠના યતિઓનો સમ્પ્રદાય ભુરીવાર, ક્ષેત્ર રામેશ્વર, દેવ વરાહ, શક્તિ કામાક્ષી અને બ્રહ્મચારી ચેતન નામના-શિવને ચાહનારા હોય છે

तीर्थ तुङ्गभद्रा अघहारी ।
वेद् कृष्ण यजु मंगलकारी ॥
वाक्य " अहं ब्रह्माऽस्मि " विदित है
धर्माम्नाय सुवेद् विहित है ॥ १०१ ॥

પાપને નાશ કરનાર તુંગભદ્રા નામે તીર્થ છે, મંગલ કરનાર કૃષ્ણ યજુર્વેદ અને "અહં બ્રહ્માઽસ્મિ ( હું બ્રહ્મ છું ) આ મહા વાક્ય આમ્નાય ( વેદ ધર્મનું રક્ષણ કરનાર ) છે.

द्क्षिण मठ गिरि शृंग मनोरम ।
देत सुबोध सुरेश्वर उत्तम ॥
जाके द्रस दुरित सब नासे ।
वोही प्रधानाचार्य विकासे ॥ १०२ ॥

એ દક્ષિણદિશામાં શૃંગગિરિ ( શૃંગેરી ) નામનો મનોહર મઠ કે જ્યાં શ્રીસુરેશ્વર ઉત્તમ રીતે પ્રાણીઓને સદ્બોધ આપે છે અને જેનાં દર્શનથી સમગ્ર પાપ નાશ પામે છે એ સુરેશ્વર પ્રધાનાચાર્ય બનાયા.

दोहा

श्री रघुवीर श्री माधवजु, गुरु प्रसाद्कों पाइ ।
भई मयूख समाप्ति यह, मुद् मंगलतें छाइ ॥

इति श्रीवेदान्ततीर्थ पंडित मायाराम संग्रहीत श्रीसत्पुरुष
चरित्रप्रकाशे शृंगगिरिस्थ द्क्षिण महाम्नाय
परिष्ठापनं नाम द्वितीयो मयूखः ॥

॥ श्रीगणेशाय नमः ॥

## ॥ अथ तृतीयो मयूखः ॥



दोहा

इस बिध वैदिक बोधसों, टार्यो अखिल अनर्थ ।
अवनीमें आचार्यवर, शंकर भये समर्थ ॥ १ ॥

આ રીતે વેદાન્તના બોધથી જગતમાં થતો તમામ અનર્થ ટાળ્યો અને સમર્થ એવા શંકરાચાર્ય આચાર્યોમાં શ્રેષ્ઠ થયા.

चोपाई

बिचरे यतिवर बहुरि वहांसें ।
पश्चिममें निजज्ञान प्रकाशे ॥
अनुपम द्वारामतीमें आये, ।
दरस द्वारिकाधीशके पाये ॥ २ ॥

ત્યારબાદ યતિઓમાં ઉત્તમ શ્રી શંકરાચાર્ય ત્યાંથી રવાના થઇ આત્મજ્ઞાનનો પ્રચાર કરવામાટે પશ્ચિમ દિશામાં પધાર્યા અને અનુપમ એવી દ્વારામતી (દ્વારિકા) નગરીમાં આવ્યા અને શ્રી દ્વારિકાધીશનાં દર્શન પામ્યા.

स्थाप्यो मठ अद्यापि सुहावत ।
स्थान शारदापीठ कहावत ॥
लखि आश्रमके योग्य अवस्था ।
विश्वरूपकों सोंपि व्यवस्था ॥ ३ ॥

ત્યાં એક મઠની સ્થાપના કરી કે જે આજ પર્યન્ત વિરાજમાન્ છે, એ સ્થાન શારદાપીઠ કહેવાય છે. આશ્રમ સાચવી શકે એવી અવસ્થા જોઈ ઉક્ત આશ્રમની વ્યવસ્થા કરવાનું કાર્ય વિશ્વરૂપ નામના શિષ્યને સોંપ્યું.

उन मठके यति तीर्थ रु आश्रम ।
अभिधा अन्त कहावे उत्तम ॥
सम्प्रदाय कीटवार सुहावे ।
क्षेत्र द्वारिका यति मनभावे ॥ ४ ॥

એ મઠના યતિઓ નામને અંતે ઉત્તમ પ્રકારે તીર્થ અને આશ્રમ એ રીતે કહેવાય છે, સમ્પ્રદાય કીટવાર અને યતિઓનાં મનને ગમે તેવું ક્ષેત્ર દ્વારિકા ગણાય છે.

श्रीसिद्धेश्वर देव बखानत ।
शक्ति भद्रकाली सब जानत ॥
तीर्थ गोमती जहँ अभिरामा ।
ब्रह्मचारी है स्वरुप सुनामा ॥ ५ ॥

દેવ શ્રી સિદ્ધેશ્વર કે જેની સર્વ સ્તુતિ કરે છે, શક્તિ ભદ્રકાલી છે એમ સહુકોઇ જાણે છે, જ્યાં ગોમતી સુંદર તીર્થ ગણાય છે અને સ્વરૂપ નામના બ્રહ્મચારી કહેવાય છે.

वेद साम महावाक्य तत्त्वमसि ।
पश्चिम आम्नायकी संज्ञा लसि ॥
तदनन्तर गुरु संत सहारे ॥
पूर्वोत्तरकी ओर सिधारे ॥ ६ ॥

સામ વેદ, મહાવાકય તત્ત્વમસિ (તે તું છે.) અને એ મઠ પશ્ચિમ આમ્નાયની સંજ્ઞા ધારણ કરી શોભે છે. ત્યારબાદ ગુરૂ શ્રી શંકરાચાર્ય સન્યાસીઓને સાથે લઇ પૂર્વોત્તર ( પૂર્વ અને ઉત્તર દિશાના મધ્યવિભાગ ) તરફ સિધાવ્યા.

देत सुबोध मुमुक्षु जननकों ।
कथा सुनावत सेवक गनकों ॥
शिष्य एक आनंदगिरि नामक ।
गुरु शंकरके आंगिक सेवक ॥ ७ ॥

મુમુક્ષુ (મુક્તિની ઇચ્છાવાળા) જનોને સદ્બોધ આપતા અને સેવક સમુદાયને કથા શ્રવણ કરાવતા પૂર્વોત્તરમાં જ્યારે પધાર્યા ત્યારે ગુરૂ શંકરાચાર્યના એક આનંદગિરિ નામે અંગત (પોતાનું કામકાજ કરનાર) સેવક સાથે હતા.

इक दिन ले गुरुके परिधानन ।
गयउ नदी तटपें प्रक्षालन ॥
सेवक ओर श्रवण हित आये ।
कथारंभ बिन मन मुरझाये ॥ ८ ॥

એ આનંદગિરિ એક દિવસે ગુરૂના વસ્ત્રો લઇ નદી કિનારે ધોવા ગયા અને પાછળથી શ્રવણનો સમય થતાં સેવક (શ્રોતાજનો) કથા સાંભળવા આવ્યા. પરંતુ ગુરૂ તરફથી કથાનો આરંભ ન થતાં મનમાં મુંઝાવા લાગ્યા.

कहन लगे गुरु शंकरकों सब ।
कथारंभकरुना कीजें अब ॥
तब शंकर बोले बिन आनंद ।
आवत नहि व्याख्यामें आनन्द ॥ ९ ॥

અને શંકર ગુરૂને કહેવા લાગ્યા જે હવે કથાનો આરંભ કરવાની કૃપા થવી જોઇએ. ત્યારે શંકરાચાર્ય બોલ્યા જે આનંદગિરિ વિના વ્યાખ્યા (કથા કથન) માં આનંદ આવતો નથી.

फिर वह विद्याके अभिमानी ।
बोलत अरस परस अस बानी ॥
आनँदगिरि है प्रानी निरक्षर ।
कहा जाने वेदान्त श्रवण वर ॥१०॥

ત્યારે પાછા વિદ્યાના અભિમાની ઉક્ત સેવક જનો અંદર અંદર એકબીજા બોલવા લાગ્યા જે આનંદગિરિ નિરક્ષર (મૂર્ખ–અભણ) માણસ છે, એ આ ઉત્તમ એવા વેદાન્તના શ્રવણમાં શું સમજે ?

पंडित जाको पार न पाये ।
क्या फल सो मतिमन्द सुनाये ॥

गुरुवर उनकी राह निहारे ।
आजु कथा नहि भाग्य हमारे ॥११॥

જેનો પંડિત જનો પાર પામ્યા નથી એ વેદાન્તનું મંદબુદ્ધિવાળા મનુષ્યને શ્રવણ કરાવવાથી શું ફળ ? ગુરૂ શ્રેષ્ઠ શંકર એમની (આનંદ ગિરિની) રાહ જુએ છે, જેથી આજે અમારા ભાગ્યમાં કથા શ્રવણ લખેલું નથી.

यों श्रोताके तर्क वितर्कन ।
समुझि लगे शंकर मन शोचन ॥
आनँदगिरि प्रिय शिष्य है मेरा ।
उनका किय परिहास घनेरा ॥१२॥

શ્રોતાજનોના આવા તર્ક વિતર્કને જાણી શ્રી શંકરાચાર્ય મનમાં વિચારવા લાગ્યા જે આનંદગિરિ મ્હારો પ્રિય શિષ્ય છે, આ લોકોએ એનો ઘણોજ પરિહાસ (મશ્કરી) કરેલ છે.

अब यह सब लज्जित हो कैसें ।
कर विचार अगनित उर ऐसे ॥
द्रुत हि योगबल अमित दिखायो ।
बुद्धि तीव्र आनंदगिरि पायो ॥ १३ ॥

હવે આ સર્વ જનો શી રીતે લજ્જિત થાય એવા અંતઃકરણમાં અનેક વિચાર કરી શ્રી શંકરાચાર્યે આપવગરનું યોગબળ બતાવ્યું, જેને લઇ નિરક્ષર કહેવાતા આનંદગિરિ તીવ્ર બુદ્ધિને પ્રાપ્ત થયા.

आश्रमप्रति वह आन लगे जब ।
गाथा वेदकी गान लगे तब ॥
तोटक छन्द अमन्द सुनावत ।
जो अद्वय मतवाद द्रढावत ॥ १४ ॥

જ્યારે તે ગુરૂનાં વસ્ત્રો ધોઈ આશ્રમ તરફ આવવા લાગ્યા ત્યારે વેદની ગાથા ગાતા એકી સાથે તોટક છન્દ સંભળાવવા લાગ્યા, કે જે છન્દો અદ્વયમત (વેદાન્તમત) ના વાદને દ્રઢાવનારા હુતા.

सुनि सब जन पाये विस्मय अति ।
किस बिध पायो मूढ प्रबल मति ॥
शिव जानत सर्वान्तर्यामी ।
आनंदगिरि भये तोटक स्वामी ॥ १५ ॥

એ છન્દો સાંભળતાંજ આનંદગિરિની મશ્કરી કરનારા શ્રોતાજનો અત્યંત વિસ્મય પામ્યા જે આ મૂઢ કેવી રીતે મહાન્ બુદ્ધિને પામ્યો? સર્વના અન્તર્યામી શ્રી શંકર ગુરૂ બધી વાત જાણતા હતા, એજ આનંદગિરિ ગુરૂ કૃપાએ તોટકસ્વામી થયા.

उत्तरमें जो ज्योतिर्मठ किय ।
सो तोटककों शंकरने दिय ॥
वह मठके यति गिरि अरु पर्वत ।
सागर नाम धरत वैदिक मत ॥ १६ ॥

શ્રીશંકર ગુરૂએ ઉત્તરમાં જે જ્યોતિર્મઠની સ્થાપના કરી તે મઠ તોટકસ્વામીને સુપ્રીત કર્યો ( આપ્યો ). એ મઠના યતિઓ ગિરિ, પર્વત અને સાગર નામને છેડે ધારણ કરે છે અને વૈદિક (વેદાન્ત) મતને અનુસરે છે.

सम्प्रदाय वर आनंदवारू ।
क्षेत्र बद्रिकाश्रम अति चारू ॥
नारायण प्रभु देव निरञ्जन ।
पुण्यागिरि शक्ति अघगञ्जन ॥ १७ ॥

એમનો સમ્પ્રદાય આનંદવાર, અત્યંત સુન્દર એવું ક્ષેત્ર બદ્રિકાશ્રમ, નિરંજન એવા દેવ-પ્રભુ નારાયણ અને પાપનો નાશ કરનારી શકિત પુણ્યાગિરિ.

तीर्थ अलकनन्दा शुभ तामें ।
ब्रह्मचारी आनन्दसु जामें ॥
वेद अथर्व ब्रह्म अयमात्मा ।
महावाक्य मानत सुमहात्मा ॥ १८ ॥

એ મઠમાં ઉત્તમ એવું તીર્થ અલકનન્દા, બ્રહ્મચારી આનંદ, વેદ અથર્વ અને મહાવાક્ય "અયમાત્મા બ્રહ્મ" ( આ આત્મા બ્રહ્મ છે. ) જેને સર્વ મહાત્માઓ માન્ય ( માનવા યોગ્ય ) જાણે છે.

दोहा

शिष्य शंकराचार्यके, तोटक ज्ञाननिधान ।
भये उत्तराम्नायके, प्रभु आचार्य प्रधान ॥ १९ ॥

જ્ઞાનના ભંડારરૂપ તોટક સ્વામી શ્રી શંકરાચાર્યના શિષ્ય ઉત્તર આમ્નાયના મુખ્ય અને સમર્થ આચાર્ય થયા.

चोपाई

तदनन्तर गुरु शंकर प्यारे ।
जगन्नाथ पुरी ओर पधारे ॥
पहुंच वहां लखिकें अति पावन ।
किय जगदीश दरस मनभावन ॥ २० ॥

ત્યારબાદ લોકોમાં પ્રીતિપાત્ર બનેલા ગુરૂ શંકરાચાર્ય જગન્નાથપુરી તરફ પધાર્યા અને ત્યાં પહોંચી અત્યંત પવિત્ર [illegible]નને રૂચે તેવા શ્રી જગદીશનાં દર્શન કર્યાં.

फिर वह स्थलपें श्रीविमलापीठ ।
नाम महद् निर्मित कीन्हो मठ ॥
पद्मपाद बैठे गुरु आसन ।
करत निरन्तर ब्रह्म उपासन ॥ २१ ॥

વળી એ સ્થળે શ્રી વિમલાપીઠ નામનો મહાન્ મઠ બંધાવ્યો, ત્યાં ગુરૂના આસનપર શ્રી પદ્મપાદ નામના શિષ્ય બિરાજમાન થયા અને નિરન્તર બ્રહ્મની ઉપાસના કરવા લાગ્યા.

वन अरण्य यति नाम ह्वां रहे ।
सम्प्रदाय पुनि भोगवार है ॥

जगन्नाथ शुभ क्षेत्र सुघट है ।
श्रीपुरुषोत्तम देव प्रकट है ॥ २२ ॥

એ મઠના યતિઓ નામને છેડે વન અને અરણ્ય કહેવાય છે, તેમનો સમ્પ્રદાય ભોગવાર, ઉત્તમ અને સુંદર એવું ક્ષેત્ર જગન્નાથ, પ્રસિદ્ધ દેવ શ્રી પુરૂષોત્તમ,

शक्ति विमलादेवी सराहों ।
तीर्थ महोदधिकों चित्त चाहों ॥
पुनि प्रकाश नामक ब्रह्मचारी।
श्रीऋग्वेद पठन ऋजहारी ॥ २३ ॥

વખાણવા યોગ્ય શક્તિ વિમલાદેવી, તીર્થ મહોદધિ છે અને એ મઠના બ્રહ્મચારીના નામને છેડે પ્રકાશ તેમજ વેદ ઋગ્વેદ કે જે અજ્ઞાન રૂપી રોગનો નાશ કરનાર છે.

श्रवणप्रिय " ब्रह्म प्रज्ञानम् "
महावाक्य है मुक्तिनिदानम् ॥
यों वैदिक पन्थको उजियारो ।
पूर्वाम्नाय भयो जग प्यारो ॥ २४ ॥

મુક્તિનાં કારણરૂપ અને શ્રવણ(કાન)ને પ્રિય લાગે એવું મહાવાકય "પ્રજ્ઞાનં બ્રહ્મ" (પ્રજ્ઞાન એજ બ્રહ્મ છે.) આ રીતે વૈદિક મતને ઉજવળ કરનારો પૂર્વામ્નાય જગતમાં પ્રેમપાત્ર થયો.

दोहा

इसबिध श्रीआचार्यने, करन सुधर्म प्रचार ।
कलियुगमें स्थापित किये, चारों दिशि मठ चार ॥ २५ ॥

આ રીતે શ્રી શંકરાચાર્યે સારી રીતે સનાતન ધર્મનો પ્રચાર કરવા માટે કલિયુગની અંદર ચારે દિશામાં ચાર મઠની સ્થાપના કરી.

जासों मत अद्वैतकी, भई वृद्धि मनभाइ ।
ह्वै गतबल पाखंडमत, लहत दशा दुःखदाइ ॥२६ ॥

જેને લઈ અદ્વૈત ( વેદાન્ત ) મતની મનમાની વૃદ્ધિ થઇ અને પાખંડમત બળવગરનો બની નષ્ટ થયો.

**श्रीशंकर आचार्यने, विरचे ग्रन्थ विशेष ।**

**जामें मत अद्वैतको । अनुपम है उपदेश ॥ २७ ॥**

શ્રી શંકરાચાર્યે ઘણા ગ્રન્થોની રચના કરી જેમાં અદ્વૈત મતનો અનુપમ ઉપદેશ છે.

**ब्रह्मसूत्र भ्रान्तिहरन, कलिमलकाष्ठकृशानु ।**

**भगवद्गीताभाष्य है, भ्रमतमनाशक भानु ॥ २८ ॥**

કલિ [ કલિયુગ ] ના મળરૂપી કાષ્ઠ [ લાકડાં ] ને બાળનાર અગ્નિ જેવો અને ભ્રાન્તિને હરનાર બ્રહ્મસૂત્રભાષ્ય નામે ગ્રંથ તથા ભ્રમરૂપી અન્ધકારનો નાશ કરનાર સૂર્ય સમાન પ્રકાશક શ્રીભગવદ્ગીતાભાષ્ય શ્રી શંકરાચાર્યે રચેલ છે.

**दशोपनिषदादिकनकी, व्याख्या जो यति आस्य ।**

**प्रसिद्ध उनकी पृथ्वीमें, संज्ञा शांकरभाष्य ॥ २९ ॥**

દશ ઉપનિષદ્ આદિની વ્યાખ્યા કે જે યતિઓને મોઢે છે એ વ્યાખ્યાની પ્રસિદ્ધપણે આ પૃથ્વીમાં શાંકરભાષ્ય એવી સંજ્ઞા છે.

चोपाई

**क्षेत्र सुभग श्रीकेदारेश्वर ।**

**बसत भये अन्तिम वहाँ शंकर ॥**

**बरस बतीस अवस्था होई ।**

**तब समाधि पाये शिव सोई ॥ ३० ॥**

શ્રી શંકરાચાર્ય અંતિમ (છેલ્લી) અવસ્થાએ સુંદર શ્રી કેદારેશ્વર ક્ષેત્રમાં નિવાસ કરી રહ્યા હતા. જ્યારે બત્રીશ વર્ષની અવસ્થા થઇ ત્યારે શિવસ્વરૂપ એ શંકર ગુરૂ સમાધિસ્થ થયા અર્થાત્ સ્વસ્વરૂપમાં લીન થયા.

**उनके मुख्य शिष्य महा पंडित ।**

**करत भये वैदिक मत मंडित ॥**

**एकसों एक चढत मतिबलमें ।**

**बढत सुरेशाचार्य सकलमें ॥ ३१ ॥**

તેઓના મુખ્ય શિષ્ય મહાન્ પંડિત શ્રી સુરેશ્વરાચાર્ય વૈદિક મતનું મંડ કરવા લાગ્યા, શ્રી શંકરાચાર્યના ચારે શિષ્યો બુદ્ધિબળમાં એક એકથી ચઢ હતા, છતાંએ સુરેશ્વરાચાર્ય સહુથી બુદ્ધિબળમાં વધી જતા.

वह सब धर्म सनातन त्राता ।
विध विध ग्रन्थनके निर्माता ॥
पाये मान महान महीमें ।
कथा यथाश्रुत लिखन चही में ॥ ३२ ॥

શ્રી શંકરાચાર્યના એ ચારે શિષ્યો સનાતન ધર્મનું રક્ષણ કરનારા અ વિવિધ પ્રકારના ગ્રન્થોનું નિર્માણ (રચના) કરનારા થયા. તેમજ વિશ્વમાં મહા માનને પ્રાપ્ત થયા. આ વિષયની કથા જેવી રીતે મેં સાંભળીછે તેવી રીતે લખી

अनुष्टुप्

धीवासनापरित्यागा–च्चित्तं यस्य सुनिर्मलम् ।
महाप्रज्ञं सुरेशाख्यं, गुरुं वन्दे पुनः पुनः ॥ १५ ॥

બુદ્ધિપૂર્વક વાસનાના પરિત્યાગથી જેનું ચિત્ત નિર્મળ બનેલું છે એ મહાન્ બુદ્ધિશાળી સુરેશ્વર નામના ગુરૂને હું વારંવાર વંદન કરૂં છું.

दोहा.

चित्त वासना त्यागसों, विमल भयो बिन देर ।
सुज्ञ सुरेशाचार्यके, वन्दों पद बहु बेर ॥ ३३ ॥

તૃષ્ણાના ત્યાગથી ત્વરિત જેમનું ચિત્ત વિમળ બન્યુંછે એવા સુ સુરેશાચાર્યના ચરણને હું વારંવાર વંદું છું.

चोपाई

मान्य सुरेश्वर महद मुनीके ।
शिष्य भये सर्वज्ञ उन्हीके ॥
जिसने ग्रन्थ महद मन भायो ।
"शारीरिक संक्षेप" बनायो ॥ ३४ ॥

લોકમાન્ય મહામુનિ સુરેશ્વરાચાર્યના સર્વજ્ઞ મુનિ નામે શિષ્ય થયા જેઓએ સંક્ષેપ શારીરિક નામનો મહા મનોહર ગ્રન્થ બનાવ્યો.

अनुष्टुप्.

सर्वदा यस्य चित्तं वै, स्वरूपानन्दतत्परम् ॥
नतं सत्येन सर्वज्ञं, गुरुं वन्दे पुनः पुनः ॥ १६ ॥

જેનું ચિત્ત નિરંતર સ્વરૂપના આનંદમાં તત્પર રહેતું એવા અને સત્ય નામના શિષ્યથી નમન કરાએલા સર્વજ્ઞ ગુરૂને હું વારંવાર વંદન કરૂં છું.

दोहा.

जो स्वरूप आनन्दमें, रहे सदा तल्लीन ।
सत्यार्चित सर्वज्ञके, वन्दों पद मदहीन ॥ ३५ ॥

જે નિરન્તર સ્વરૂપ (બ્રહ્મ-આત્મા) આનંદમાં તલ્લીન રહ્યા અને સત્ય નામના શિષ્યે જેમનું અર્ચન ( પૂજન ) કર્યું એવા સર્વજ્ઞ મુનિના ચરણને હું મદ ( અભિમાન) રહિત બની વંદન કરૂં છું.

सत्यानन्दपुरी भये, उनके शिष्य सुजान ।
जो असार संसारसों, मुक्त विरक्त महान ॥ ३६ ॥

એ સર્વજ્ઞ મુનિના શિષ્ય સત્યાનન્દપુરી મહા જ્ઞાની થયા, જેઓ અસાર સંસારથી મુકત અને મહાન્ વિરકત [ વૈરાગ્યવાન્ ] હતા.

अनुष्टुप

संसारमेव निःसारं, दृष्ट्वा यातं विमुक्तताम् ।
ज्ञानानन्दनतं सत्यं, गुरुं वन्दे पुनः पुनः ॥ १७ ॥

સંસારને તદ્દન નિઃસાર [ સારરહિત ] જોઇ જેઓ વિમુક્ત [મોક્ષ] દશાને પ્રાપ્ત થયા અને જ્ઞાનાનન્દ નામના શિષ્યે નમન કરાએલા ગુરૂ સત્યાનન્દપુરીને હું વારંવાર વંદન કરૂં છું.

दोहा

शिष्य सुज्ञानानन्द जिहि, अभिवंदत अहनिश ।
सद्गुरु सत्यानन्द पद, सदा नमाऊं शीश ॥ ३७ ॥

જ્ઞાનાનન્દ નામનાં ઉત્તમ શિષ્ય નિરંતર જેમને અભિવંદન કરે છે એવા સદ્ગુરૂ સત્યાનન્દના ચરણમાં હું હમેશાં મસ્તક નમાવું છું.

अनुष्टुप्

**विश्वोपाधिविनिर्मुक्तं, निर्भयानन्दसेवितम् ।**
**श्रीज्ञानानन्दनामानं, गुरुं वन्दे पुनः पुनः ॥ १८ ॥**

સમગ્ર ઉપાધિથી મુક્ત બનેલા અને નિર્ભયાનન્દ નામના શિષ્યે સેવન કરાએલા શ્રી જ્ઞાનાનન્દ નામના ગુરૂને હું વારંવાર વંદન કરૂં છું.

दोहा

**विश्वोपाधिविमुक्त जो, देखत नहि दुःखद्वन्द्व ।**
**निर्भयनत गुरु ज्ञानके, वन्दों चरन अमन्द ॥ ३८ ॥**

સાંસારિક ઉપાધિથી વિમુક્ત બની જે સુખદુઃખનાં દ્વન્દ્વ ( જોડા ) જોતા-નથી એવા અને નિર્ભય નામના શિષ્ય જેમને નમન કરે છે એવા ગુરૂ જ્ઞાનાનન્દના ચરણમાં ઉત્સાહપૂર્વક હું નમન કરૂં છું.

हरिगीत

**जो परम पावन तुङ्गभद्राके पुलिन अभिराममें ।**
**नगरी सु किष्कंधा समीप गुनशाली हेम्पी ग्राममें ॥**
**आश्रम बनाई आत्मचिन्तनमें सदा तत्पर भये ।**
**आनन्द निर्भय शिष्य उनके भ्रान्तिहर यतिवर भये ॥३९॥**

જેઓ પરમપવિત્ર તુંગભદ્રા નદીને સુંદર કિનારે કિષ્કંધા નગરીની સમીપે ગુણથી સુશોભિત હેમ્પી નામના ગામમાં આશ્રમ બનાવી આત્મ ( સ્વરૂપ ) ચિન્તનમાં સદા તત્પર થયા એ જ્ઞાનાનન્દ ગુરૂના શિષ્ય નિર્ભયાનન્દ ભ્રાન્તિને હરનારા અને યોગીઓમાં શ્રેષ્ટ થયા.

अनुष्टुप्

**वेदान्तशास्त्रनिष्णातं, जन्मदुःखविनाशकम् ॥**
**निर्भयानन्दनामानं, गुरुं वन्दे पुनः पुनः ॥ १९ ॥**

વેદાન્ત શાસ્ત્રમાં નિષ્ણાત ( પારંગત ) થએલા અને જન્મથી થતાં દુઃખનો નાશ કરનારા શ્રી નિર્ભયાનન્દ નામના ગુરૂને હું વારંવાર વંદન કરૂં છું.

हरिगीत.

वेदान्तके सब शास्त्रमें जो परम पारंगत भये ।
पुनि जन्मदुःख विनाश कारन दासकों उध्धृत भये ॥
या बिध गुरु आनन्द निर्भय अभयपदकों पागये ।
जाके सुखानन्द नाम शिष्य निजानुभव सुखसों छये ॥४०॥

વેદાન્ત સંબંધી સમગ્ર શાસ્ત્રોમાં જેઓ અત્યંત પારંગત (પાર પહોંચેલા) થયા અને જન્મમરણાદિથી થતાં દુઃખનો વિનાશ કરવા માટે પોતે જ્ઞાનમય બની દાસજનોનો ઉદ્ધાર કરવા લાગ્યા. એવી રીતે ગુરૂ નિર્ભયાનન્દ અભય પદ(બ્રહ્મપદ)ને પ્રાપ્ત થયા, જેના સુખાનંદ નામના શિષ્ય આત્મ અનુભવના સુખથી સંપન્ન બન્યા.

दोहा

जाके पद सेवत भये, सुखानन्द सुखधाम ।
गुरु निर्भयानन्दकों, प्रतिदिन करों प्रणाम ॥ ४१ ॥

સુખના નિવાસરૂપ સુખાનન્દ નામના શિષ્ય જેમની સેવા કરતા હતા એ ગુરૂ નિર્ભયાનન્દને હું નિરન્તર પ્રણામ કરૂં છું.

अनुष्टुप्

स्वस्वरूपविनिर्मग्नं, शिष्यक्लेशविदारकम् ।
सुखानन्दमहात्मानं, गुरुं वन्दे पुनः पुनः ॥ २० ॥

પોતાના સ્વરૂપમાં મગ્ન રહેનારા અને શિષ્યોના સાંસારિક કલેશોનો નાશ કરનારા મહાત્મા સુખાનન્દ ગુરૂને હું વારંવાર પ્રણામ કરૂં છું.

हरिगीत

निजरूपचिन्तनमें निरन्तर मग्न जाको मन रह्यो ।
दे सदुपदेश सदा जिन्होंने दास जनको दुःख दह्यो॥
तजि राग द्वेष विरागसों यतिवेष अति उज्वल कियो।
वन्दों सुखानँदके चरन जा शरन अभयानँद लियो॥ ४२ ॥

જેઓનું મન સ્વરૂપ ચિન્તનમાં સદા મગ્ન રહ્યું, જેઓએ નિરંતર સદ્બોધ આપી દાસજનોનાં દુઃખોને દહન કર્યાં અને રાગદ્વેષનો ત્યાગ કરી વૈરાગ્યથી યતિના વેષને અત્યંત ઉજ્વળ કર્યો એવા ગુરૂ સુખાનંદના ચરણમાં હું વંદન કરૂં છું, જેમનું શરણ અભયાનન્દે લીધેલું છે.

अनुष्टुप्.

सार्वभौमाभयानन्दं, त्यक्तभीतिं मनोहरम् ।
अभयानन्दनामानं, गुरुं वन्दे पुनः पुनः ॥ २१ ॥

સકલ સૃષ્ટિમાં અભય અને આનંદરૂપ, જેઓએ ભયમાત્રનો ત્યાગ કરેલો છે એવા મનોહર (સુંદર) અભયાનન્દ નામના ગુરૂને હું વારંવાર વંદન કરૂં છું.

हरिगीत

सब भूमिमें जो अभय अरु आनन्दकों देखत भये ।
पाये न भय पुनि काहुसों निजरूप जग लेखत भये ॥
सुन्दर शरीर स्वभाव सुन्दर योगी अभयानन्दको ।
आश्रय ग्रहों वन्दन सहित उनके चरन अरविन्दको ॥ ४३ ॥

સર્વ ભૂમિમાં જેઓ અભય અને આનંદનેજ જોતા હતા, પોતે કોઈથી ભય પામ્યા નહિ, સમગ્ર સૃષ્ટિને આત્મ સ્વરૂપ (પોતાનું રૂપ) જોતા હતા, જેઓનું શરીર સુન્દર અને સ્વભાવ પણ સારો હતો એવા યોગી અભયાનન્દના ચરણકમલનો વંદન પૂર્વક આશ્રય ગ્રહણ કરૂં છું.

अनुष्टुप्

स्वतः प्रतीत आनन्दो, यस्य चित्ते सुखावहः ।
तं देवं सहजानन्दं, गुरुं वन्दे पुनः पुनः ॥ २२ ॥

જેઓના ચિત્તમાં સુખને વહન કરનાર આનંદ પોતાની મેળે પ્રકટ થયો તે દેવસ્વરૂપ સહજાનન્દ ગુરૂને હું વારંવાર વંદન કરૂં છું.

दोहा

जाके चित्तमें आपही, होत प्रमोद प्रतीत ।
वन्दों सहजानन्दके, पद जलजात पुनित ॥ ४४ ॥

જેઓના ચિત્તમાં પોતાની મેળે પ્રમોદ (આનંદ) પ્રતીત (સ્પષ્ટ) થાય છે એ અભયાનન્દના શિષ્ય સહજાનન્દના પવિત્ર પદ કમલને હું વંદન કરૂં છું.

अनुष्टुप्.

श्रुतिश्रवणमात्रेणाऽवरणं येन भञ्जितम् ।
श्रुत्यानन्दमहात्मानं, गुरुं वन्दे पुनः पुनः ॥ २३ ॥

શ્રુતિના શ્રવણ માત્રથી જગતનું આવરણ જેઓએ છિન્નભિન્ન કરી નાખ્યું એ મહાત્મા શ્રુત્યાનન્દ નામના ગુરૂને હું વારંવાર વન્દન કરૂં છું.

दोहा

मात्र श्रुतिके श्रवणसों, कियो आवरण भंग ।
अविरत आत्मानंदको, अंग चढायो रंग ॥ ४५ ॥

જેઓએ માત્ર શ્રુતિના શ્રવણથી આવરણ(અજ્ઞાન)નો ભંગ કરી અંગઉપર નિરંતર આત્માનન્દનો રંગ ચઢાવ્યો.

महामान्य जगमें भये, अनुपम धरिकें ओज ।
वह गुरु श्रुत्यानन्दके, वन्दों चरन सरोज ॥ ४६ ॥

અને જેઓ ઉપમા ન આપી શકાય એવું તેજ ધારણ કરી વિશ્વમાં મહાન્ પુરૂષ તરીકે માન્ય થયા એ ગુરૂ શ્રુત્યાનન્દનાં ચરણ કમલને હું વંદન કરૂં છું.

अनुष्टुप्

वेदादिषु सदा रक्तं, ज्ञानयोगे च तत्परम् ।
तं ज्ञानाढ्यं शिवानन्दं, गुरुं वन्दे पुनः पुनः ॥ २४ ॥

વેદ આદિના પઠન પાઠનમાં સદા પ્રીતિવાળા, જ્ઞાન અને યોગમાં હમેશાં તત્પર રહેનારા, જ્ઞાનને લઇ વખાણવા યોગ્ય એ શિવાનંદ ( શ્રુત્યાનન્દના શિષ્ય ) ગુરૂને વારંવાર વન્દન કરૂં છું.

दोहा.

रागी बनि वेदादिमें, साध्यो ज्ञान रु योग ।
शिवानन्द गुरु ज्ञानीके, पद है वन्दन जोग ॥ ४७ ॥

વેદ આદિમાં પ્રીતિવાળા બની જેમણે જ્ઞાન અને યોગ બન્ને સિદ્ધ કર્યાં એ જ્ઞાની ગુરૂ શિવાનન્દનાં ચરણ વંદન કરવા યોગ્ય છે.

हरिगीत.

वह शिष्य श्रुत्यानन्द गुरुके मल्लिकार्जुन प्रति गये ।
कृष्णानदीके तट बनाई मठ वहां निवसत भये ॥
प्रिय शिष्य सच्चित्पुरी सुनिष्ठा ब्रह्मकी जाके हिये ।
नागेश घुष्मेश्वर रु त्र्यंबक आदि तीर्थ जिन्है किये ॥ ४८ ॥

શ્રુત્યાનન્દ ગુરૂના શિષ્ય એ શિવાનંદ મહારાજ મલ્લિકાર્જુન તરફ ગયા અને કૃષ્ણા નદીને કિનારે મઠ બનાવી ત્યાં નિવાસ કર્યો, એમના પ્રિય શિષ્ય સચ્ચિત્પુરીનામે થયા, જેમના હૃદયમાં ઉત્તમ પ્રકારની બ્રહ્મનિષ્ઠા હતી અને જેઓએ નાગેશ્વર, ઘુષ્મેશ્વર અને ત્ર્યંબકેશ્વર આદિ તીર્થયાત્રા કરી.

पुनि भगवती रेवाजिके तट क्षेत्र शुभ ॐकारमें ।
कछु समय वास कियो सुखद स्थल जानि वह संसारमें ।
फिर ब्रह्मपुरी अरु विष्णुपुरीमें दिन व्यतीत करन लगे ।
कावेरी रेवा संगमसु अवशिष्ट श्वास भरन लगे ॥ ४९ ॥

વળી ભગવતી રેવાજીને કિનારે ૐકાર નામના ઉત્તમ ક્ષેત્રમાં થોડો વખત નિવાસ કર્યો, અને સંસારમાં એ સ્થલને સુખદાયક જાણ્યું, ત્યાંથી બ્રહ્મપુરી અને વિષ્ણુપુરીમાં જીવનના દિવસો વ્યતીત કરી છેલ્લું જીવન કાવેરી અને રેવાજીના શ્રેષ્ઠ સંગમ ઉપર રહી વીતાવ્યું.

अनुष्टुप्

यस्य चित्ते न विक्षेपो, जातः संतापकारकः ।
सच्चिदानन्दनामानं, गुरुं वन्दे पुनः पुनः ॥ २५ ॥

જેના ચિત્તમાં સંતાપને ઉત્પન્ન કરનાર વિક્ષેપ થયો નહિ, એ સચ્ચિદાનન્દ નામના ગુરૂને હું વારંવાર વંદન કરૂં છું.

दोहा

जाके मन त्रयतापकर, शान्त भयो विक्षेप ।
गुरु सच्चिदानन्द वह, नमन योग्य निर्लेप ॥ ५० ॥

જેમના મનમાં ત્રયતાપ (અધ્યાત્મ અધિદૈવ અધિભૂત)ને ઉપજાવનાર વિક્ષેપ શાન્ત થયો હતો અને જેઓ વિશ્વના વ્યવહારથી લેપાયમાન ન્હોતા થયા એ ગુરૂ સચ્ચિદાનન્દ નમન કરવા યોગ્ય છે.

सद्गुरु सच्चितके भये, शिष्य सुनित्यानन्द ।
गंगा ब्रह्मज्ञानकी, जा मुख वही अमन्द ॥ ५१ ॥

સદ્ગુરૂ સચ્ચિદાનંદના નિત્યાનન્દ નામે ઉત્તમ શિષ્ય થયા, જેના મુખથી બ્રહ્મજ્ઞાનની ગંગા અસ્ખલિતપણે વહેતી હતી.

अनुष्टुप्

ध्यानिनां च सदा श्रेष्ठं, सर्वभूतहिते रतम् ।
नित्यानन्दयतीन्द्रं तं, गुरुं वन्दे पुनः पुनः ॥ २६ ॥

ધ્યાની સ્વરૂપનું ધ્યાન કરનાર જનોમાં નિરંતર શ્રેષ્ઠ અને પ્રાણીમાત્રનું હિત કરવામાં પ્રીતિવાળા યોગીઓના ઇન્દ્ર ગુરૂ નિત્યાનન્દને હું વારંવાર વંદન કરૂં છુ.

हरिगीत

अतिश्रेष्ठ यतिगनमें चहत हित सकल जनको दिनप्रति ।
निजध्यानमें निमग्न मन अरु मलरहित जाकी मति ॥
निष्काम नित्यानन्द गुरुकों नमन में निशदिन करों ।
पुनि ध्यान उनके पुनित चरन सरोजको धृतिसों धरों ॥५२॥

યોગીઓના સમુદાયમાં અતિ શ્રેષ્ઠ, પ્રાણીમાત્રનું પ્રતિદિન હિત ચાહનારા, જેમનું મન આત્મસ્વરૂપનું ધ્યાન ધરવામાં મગ્ન રહેતું. જેઓની બુદ્ધિ નિર્મળ હતી અને જેઓ સકલ કામના રહિત હતા એવા નિત્યાનન્દ ગુરૂને હું નિરંતર નમન કરૂં છું અને એમના પવિત્ર ચરણકમલનું ધૈર્યપૂર્વક ધ્યાન ધરૂં છું.

जो चित्रकूट प्रयाग आदि तीर्थमें विचरत भये ।
वहाँसें बहुरि वाराणसीमें दर्शहित विचरत भये ॥
महादेव केदारेश आगें सुभग मठ स्थापित कियो ।
स्थिरता लही वह शिवपुरीमें अमित जनको हित कियो ॥५३॥

જેઓ ચિત્રકુટ અને પ્રયાગ આદિ તીર્થમાં ફર્યા અને ત્યાંથી દર્શનને માટે કાશીમાં આવ્યાને મહાદેવ શ્રીકેદારેશ્વર પાસે સુંદર મઠ સ્થાપી શ્રીવિશ્વનાથની નગરીમાં સ્થિર થઇ રહ્યા અને જેઓએ ઘણાં મનુષ્યોનું કલ્યાણ કર્યું.

अनुष्टुप्

शिष्यवृन्दैः सदा पूज्यं, ब्रह्मध्यानपरायणम् ।
श्रीमन्नारायणानन्दं, गुरुं वन्दे पुनः पुनः ॥ २७ ॥

એ નિત્યાનન્દ ગુરૂના શિષ્ય બ્રહ્મના ધ્યાનમાં તત્પર અને નિરંતર શિષ્યોના સમુદાયથી સેવન કરાએલા એવા નારાયણાનન્દ નામના ગુરૂને હું વારંવાર વન્દન કરૂં છું.

दोहा

**सेवत जाकों शिष्य गन, धरत ब्रह्मको ध्यान ।**
**नारायण गुरु पद नमन, नरतनु मुक्तिनिदान ॥५४॥**

શિષ્ય સમૂહ જેમની સેવા કરે છે અને જેઓ આત્મસ્વરૂપનું ધ્યાન ધરે છે એવા નારાયણાનન્દ ગુરૂના ચરણમાં નમન કરવું એ મનુષ્ય શરીરને મુક્તિના હેતુરૂપ છે.

**जिन्है जगत निस्तारको, पावन कियो प्रबन्ध ।**
**श्रीनारायणवृत्ति शुभ, नामक लिख्यो निबन्ध ॥ ५५ ॥**

જેમણે જગત્‌ના નિસ્તાર (મુક્તિ) નો પવિત્ર પ્રબંધ કર્યો અને ઉપનિષદ્‌ની ટીકા શ્રી નારાયણવૃત્તિ જેનું નામ છે એવો શ્રેષ્ઠ ગ્રંથ લખ્યો છે.

अनुष्टुप्

**येन पूर्णं जगत् सर्वं, पूर्णानन्देन पूरितम् ।**
**पूर्णानन्दमहात्मानं, गरुं वन्दे पुनः पुनः ॥ २८ ॥**

જેમણે સર્વ જગત્‌ને પૂર્ણ આનન્દથી પરિપૂર્ણ કર્યું તે મહાત્મા પૂર્ણાનન્દ ગુરૂને હું વારંવાર વંદન કરૂં છું. જેઓ નારાયણનન્દના શિષ્ય થયા.

**अनन्तेषु च लोकेषु, योऽनंतत्त्वेन वर्तते ।**
**अनन्तानन्दनामानं, गुरुं वन्दे पुनः पुनः॥ २९ ॥**

અનન્ત (ઘણા) લોકોમાં જેઓ અનન્ત (અવિનાશીપણે) રહેલા હતા એવા અનન્તાનન્દ નામના ગુરૂ ( પૂર્ણાનન્દના શિષ્ય ) ને હું વારંવાર વંદન કરૂં છું.

दोहा

**जो अनन्त यह लोकमें, विचरे होइ अनंत ।**
**चरन अनन्तानन्दके, वन्दनीय विलसंत ॥ ५६ ॥**

જેઓ અનન્ત લોકમાં અનંતપણે વિચર્યા એ ગુરૂ અનન્તાનન્દનાં ચરણ વંદન કરવા યોગ્ય છે.

**जिन्है ब्रह्म आनंदसों, पूर्यो जगत अमीत ।**
**वह गुरु पूर्णानन्दके, वन्दों चरन सप्रीत ॥ ५७ ॥**

જેઓએ બ્રહ્માનન્દથી પ્રસિદ્ધ રીતે જગતને પરિપૂર્ણ કર્યું એ પૂર્ણાનન્દ ગુરૂનાં વિશુદ્ધ ચરણોમાં હું વંદન કરૂં છું.

अनुष्टुप्

श्रुत्यादि सिद्धतत्त्वज्ञं, सर्वतंत्रस्वतंत्रकम् ।
जीवात्मानन्दनामानं, गुरुं वन्दे पुनः पुनः ॥ ३० ॥

શ્રુતિ આદિથી સિદ્ધ થએલ તત્વ (બ્રહ્મ)ને જાણનારા અને સર્વ તંત્ર (શાસ્ત્ર) માં સ્વતંત્ર એવા જીવાત્માનન્દ નામના ગુરૂને હું વારંવાર વંદન કરૂં છું.

दोहा

सिद्ध तत्त्व श्रुति आदिके, जानत जो यतिराज ।
स्वतंत्र सबही तंत्रमें, सदा रहे सुख साज ॥ ५८ ॥

જે યોગિરાજ શ્રુતિઆદિનાં પ્રસિદ્ધ તત્વ ને જાણી સર્વ શાસ્ત્રમાં સ્વતંત્રપણે જ્ઞાનસુખને સજ્જ કરી રહ્યા હતા.

सो जीवात्मानन्द गुरु, गंभीर गुनके ग्राम ।
ताके चरन सरोजमें, प्रतिदिन करों प्रणाम ॥ ५९ ॥

ગંભીર અને શુભ ગુણના સમૂહને ધારણ કરનાર એવા જીવાત્માનન્દ ગુરૂના ચરણકમલમાં હું પ્રતિદિન પ્રણામ કરૂં છું.

अनुष्टुप्

यतिलक्षणसंयुक्तं, मानमोहविवर्जितम् ।
महान्तं केशवानन्दं, गुरुं वन्दे पुनः पुनः ॥ ३१ ॥

એ જીવાત્માનન્દના શિષ્ય યતિઓનાં લક્ષણથી યુક્ત અને માન તથા મોહથી રહિત મહાત્મા કેશવાનન્દ નામના ગુરૂને હું વારંવાર વન્દન કરૂં છું.

हरिगीत

संपूर्ण यतिके लक्षणोंसें पूर्णता जिसने लही ।
पुनि मान मत्सर मोह दंभादिक कछु जामें नहीं ॥
आनन्द केशव नाम जाको जपत संत प्रभातमें ।
वन्दन करें हम विनय सह उनके चरनजलजातमें ॥ ६० ॥

યતિઓના લક્ષણોથી સંપૂર્ણ બની જેઓએ પૂર્ણતા પ્રાપ્ત કરી અને માન, મત્સર, મોહ તથા દંભ આદિ કંઈપણ જેમનામાં હતાં નહિ, જેમનું કેશવાનન્દ એવું નામ સંતજનો પ્રભાતમાં જપે છે એમના ચરણકમલમાં વિનયપૂર્વક અમે વન્દન કરીએ છીએ.

अनुष्टुप्

वशीभूतो हि देवेशो, यस्य भक्त्या रमाधवः ।
पूज्यं तं माधवानन्दं, गुरुं वन्दे पुनः पुनः ॥ ३२ ॥

જેઓની ભક્તિથી દેવતાઓના ઇશ્વર શ્રી વિષ્ણુ પરમાત્મા વશ થયા તે પૂજ્ય ગુરૂ માધવાનન્દ ( શ્રી કેશવાનન્દના શિષ્ય ) ને હું વારંવાર વંદન કરૂં છું.

दोहा

पराभक्तिसों वश किये, जिन्है विष्णु जगदीश ।
यही माधवानन्दके, चरन नमाउं शीश ॥ ६१ ॥

જેમણે પરા નામની ભકિતથી જગતના ઇશ્વર શ્રી વિષ્ણુભગવાનને વશ કર્યા એ માધવાનન્દના ચરણમાં હું મસ્તક નમાવું છું.

अनुष्टुप्.

चिन्तयन्सुधियात्मानं, सदा संत्यक्तवासनम् ।
श्रीजगन्नाथनामानं, गुरुं वन्दे पुनः पुनः ॥ ३३ ॥

ઉત્તમ બુદ્ધિથી આત્માનું ચિન્તન કરતા અને જેઓએ વાસનાનો નિરંતર ત્યાગ કરેલો છે એવા શ્રી જગન્નાથ નામના ગુરૂ ( શ્રી માધવાનન્દના શિષ્ય ) ને હું વારંવાર વંદન કરૂં છું

दोहा

उत्तम मतिसों जो करत, निजचिन्तन दिनरात ।
विगततृष्ण जगनाथके, नमों चरन जलजात ॥ ६२ ॥

ઉત્તમ બુદ્ધિથી નિરંતર જેઓએ આત્મચિન્તન કર્યું એવા તૃષ્ણારહિત ગુરૂ જગન્નાથને હું વારંવાર વન્દન કરૂં છું.

गङ्गातट विचरत भये, गये तीर्थ हरिद्वार ।
कछुक दिनन वह स्थल वसे, परम बढाई प्यार ॥ ६३ ॥

એ જગન્નાથ ગુરૂ ગંગાને કિનારે વિચરણ કરી શ્રી હરિદ્વાર નામના તીર્થ-સ્થાનમાં ગયા અને ત્યાં પરમપ્રેમપૂર્વક થોડો વખત નિવાસ કરી રહ્યા.

यतिवर उत्तरकाशीमें, पुनि आये सह प्रेम ।
स्थापी वहां श्रीज्ञानमठ, कियो विश्वको क्षेम ॥ ६४ ॥

યતિઓમાં શ્રેષ્ઠ શ્રી જગન્નાથગુરૂ હરિદ્વારથી પ્રેમસહિત ઉત્તર કાશીમાં પધાર્યા અને ત્યાં શ્રીજ્ઞાનમઠની સ્થાપના કરી તેઓએ લોકકલ્યાણ કર્યું.

अनुष्टुप्

आचार्यगणमान्यं वै, ब्रह्मानन्दविदां वरम् ।
श्रीपद्मनाभनामानं, गुरुं वन्दे पुनः पुनः ॥ ३४ ॥

એ જગન્નાથ ગુરૂના શિષ્ય આચાર્ય સમુદાયમાં માન્ય અને બ્રહ્મ આનંદને જાણનારાઓમાં શ્રેષ્ઠ શ્રી પદ્મનાભ નામના ગુરૂને હું વારંવાર વન્દન કરૂં છું. કાશીમાં શ્રી કબીરજી (શ્રીરામ કબીરજી) સ્વામીજીને શ્રીરામ ભક્તિમાં નિષ્ઠા હોવાથી પદ્મનાભસ્વામી તેઓને ગુરૂ માનતા અને ઘણી વખત તેઓ પદ્મના-ભસ્વામીજી પોતાને રામકબીર તરીકે પણ ઓળખાવતા.

दोहा.

मानत जिहि आचार्यगन, लखि श्रेष्ठ ब्रह्मज्ञ ।
पद्मनाभगुरुके चरन, करों नमन मुदमग्न ॥ ६५ ॥

જેઓને બ્રહ્મજ્ઞાનીઓમાં શ્રેષ્ઠ સમજી આચાર્ય સમુદાય માન આપે છે એ પદ્મનાભ ગુરૂના ચરણમાં આનંદમગ્ન બની હું નમન કરૂં છું.

अनुष्टुप्.

श्रीनीलकण्ठरूपं हि, नीलकण्ठयतीश्वरम् ।
ज्ञानाकरं दयासिन्धुं, गुरुं वन्दे पुनः पुनः ॥ ३५ ॥

શ્રી શંકર સ્વરૂપ, જ્ઞાનના ભંડારરૂપ અને દયાના સાગરરૂપ ગુરૂ શ્રી નીલકંઠ યતીશ્વર (પદ્મનાભજીના શિષ્ય) ને હું વારંવાર વંદન કરૂં છું. આ નીલકંઠસ્વામીજીની સગુણ બ્રહ્મશ્રીરામમાં અપૂર્વ નિષ્ઠાહતી જેથી તેઓ રામ-ભક્ત વૈષ્ણવોમાં પ્રેમ રાખતા અને ઘણીવખત વૈષ્ણવો તેને નીલકંઠદાસજી કહીને પણ બોલાવતા.

दोहा

नीलकण्ठ यतिवर भये, सदय ज्ञानी शिवरूप ।
जो गुरुके पद्नमनसों, आनँद मिले अनुप ॥ ६६ ॥

યતિઓમાં શ્રેષ્ઠ નીલકંઠસ્વામી દયાળુ અને જ્ઞાની શંકર સમાન થયા. જે ગુરૂના ચરણમાં નમન કરવાથી ઉપમા ન આપી શકાય એવો આનંદ મળે છે.

या बिध नित्यानन्द्सों, नारायण तुक नाम ।
परंपरा गुरुशिष्यकी, सुनत होत सुखधाम ॥ ६७ ॥

આ રીતે ગુરૂ નિત્યાનન્દથી નારાયણ સુધીનાં નામ કે જે ગુરૂ શિષ્યની પરંપરારૂપ છે તે સાંભળતાં મહાન્ સુખ થાય છે.

श्रीरघुवीर श्रीमाधवजु, गुरु प्रसाद्कों पाइ ।
भई मयूखसमाप्ति यह, मुद मङ्गलतें छाइ ॥

॥ इतिश्रीमद्वेदान्ततीर्थ पण्डित मायाराम संगृहीत
श्रीसत्पुरुषचरित्रप्रकाशे श्रीसुरेश्वराचार्यादि
गुरुचरित्रवर्णनं नाम तृतीयो मयूखः समाप्तः ॥



नारायणसों याहि बिध, नीलकण्ठ तक नाम ।
परंपरा गुरु शिष्यकी, सुनत होत सुखधाम ॥ ६७ ॥

આ રીતે નારાયણથી નીલકંઠસ્વામી સુધીનાં નામ ગુરૂ શિષ્યની પરંપરારૂપ છે, જેનું શ્રવણ કરતાં મહાન્ સુખ થાય છે.

☞ ઉપરના ૬૭ મા દોહાને બદલે આ દોહો વાંચવો.

॥ श्रीगणेशाय नमः ॥

## ॥ अथ चतुर्थो मयूखः ॥



पद्धरी

श्रीनीलकण्ठ स्वामी सुजान ।
थे ब्रह्मनिष्ठ अरु भाग्यवान ॥
परमार्थवृत्ति जाकी अगाध ।
यश विश्वबिच प्रसर्यो अबाध ॥ १ ॥

શ્રીનીલકંઠસ્વામી ઉત્તમ જ્ઞાની, બ્રહ્મનિષ્ઠ અને ભાગ્યશાળી હતા, જેમની પરમાર્થવૃત્તિ અગાધ હતી અને જેમનો વિશુદ્ધ યશ વિશ્વમાં પ્રસર્યો હતો.

वह समय एक सुधरासु ग्राम ।
वहाँके निवासी रघुनाथ नाम ॥
थे विप्र पर्वती गौडजाति ।
कर प्रभु प्रार्थना दिन रु राति ॥ २ ॥

એ સમયે એક શ્રેષ્ઠ ધરાસુ ગામના નિવાસી પર્વતી ગૌડ જાતિના રઘુનાથનામે બ્રાહ્મણે રાત અને દિવસ પ્રભુની પ્રાર્થના કરી

यों कहत आप मनसों हि आप ।
है पूर्वपूण्य मेरे अमाप ॥
संसार मोहे भासत असार ।
मिथ्या कुटुम्ब परिवार प्यार ॥ ३ ॥

પોતાના મનમાં એમ કહેવા લાગ્યા જે મારા પૂર્વ જન્મનાં પુણ્ય અમાપ છે, મને આ સંસાર અસાર જણાય છે, કુટુમ્બ અને પરિવારનો સ્નેહ પણ મિથ્યા લાગે છે.

धनधाम आदि तजिकें सबाम ।
कब लहों गङ्गतटपें विराम ॥
प्रभुकी अपार करुनाकों पाउँ ।
पुनि ब्रह्मनिष्ठ गुरु शरन जाउँ ॥ ४ ॥

મારે ધન, ગૃહ અને સ્ત્રી આદિ વસ્તુઓનો ત્યાગ કરી ગંગાને કિનારે ક્યારે વિરામ લહું? પ્રભુની અપાર કરૂણાને ક્યારે પ્રાપ્ત થાઉં? અને બ્રહ્મનિષ્ઠ ગુરૂને શરણે જાઉં?

निरपेक्ष गाउँ हरिगुन अगाध ।
कब मिले काल ऐसो अबाध ? ॥
इतनो बिचारि किय वृत्ति स्वच्छ ।
प्रभुने दिखाइ करुना प्रतच्छ ॥ ५ ॥

અપેક્ષા (કામના-ઈચ્છા) રહિત બની શ્રી હરિના ગુણ ગાઉં એવો અબાધ (બાધા વગરનો) સમય ક્યારે મળે? આટલો વિચાર કરી વિપ્ર રઘુનાથે મનોવૃત્તિને નિર્મળ બનાવી તેટલામાં પ્રભુએ પ્રત્યક્ષ કરૂણા બતાવી.

श्रीनीलकण्ठ गुरु शुद्ध चित्त ।
पश्चिम दिशाकी यात्रा निमित्त ॥
ज्योतिर्मठादि तीर्थोंके स्थान ।
विचरत मुमुक्षु रघुनाथ जान ॥ ६ ॥

વિશુદ્ધ ચિત્તવાળા શ્રી નીલકંઠ ગુરૂ પશ્ચિમ દિશાની યાત્રા નિમિત્તે જ્યોતિર્મઠ આદિ તીર્થસ્થાનમાં વિચરણ કરતા વિપ્ર રઘુનાથને મુમુક્ષુ(મુક્તિની ઇચ્છાવાળા)જાણી

आये यतीन्द्र वहँ सहहुलास ।
बोले सुवत्स ! हो नहि उदास ॥
निजरूपमें हि निष्ठा द्रढाइ ।
हो मुक्त ब्रह्मको ज्ञान पाइ ॥ ७ ॥

યતિઓના ઇન્દ્ર શ્રી નીલકંઠસ્વામી ત્યાં આનંદથી પધાર્યા અને બોલ્યા કે હે પુત્ર! ઉદાસ ન થા, આત્મસ્વરૂપમાં નિષ્ઠા (શ્રદ્ધા) ને દ્રઢ કરી, બ્રહ્મજ્ઞાનને પામી મુક્ત થા

यह सकल शब्द पीयुष समान ।
जब परे विप्र रघुनाथ कान ॥
तब नीलकण्ठके पुनित पाय ।
वह परे दण्ड सम शिर नँवाय ॥ ८ ॥

આ અમૃત સરખા સર્વ શબ્દો જ્યારે વિપ્ર રઘુનાથને કાને પડ્યા ત્યારે તે મસ્તક નમાવી દંડની માફક નીલકંઠસ્વામીના પવિત્ર ચરણમાં પડી ગયા.

गुरु नीलकण्ठ परम हि कृपाल ।
निज पन विचारिकें प्रणतपाल ॥
ग्रहि हाथ भक्त रघुनाथ हेत ।
आशीश युक्त उपदेश देत ॥ ९ ॥

પરમ કૃપાળુ ગુરૂ નીલકંઠ પોતાનું પ્રણતપાલ ( નમન કરનારનું પાલન કરવાનું ) પણ ( બિરદ-સ્વભાવ ) વિચારી વિપ્ર રઘુનાથની બાંહ્ય ગ્રહી આશીશ યુક્ત ઉપદેશ આપવા લાગ્યા.

दोहा

तब सविनय यह प्रार्थना, करत भये रघुनाथ ।
दीक्षा गुरुवर दीजियें, सदा रहों प्रभुसाथ ॥ १० ॥

ત્યારે રઘુનાથ વિનયપૂર્વક પ્રાર્થના કરવા લાગ્યા જે હે ગુરૂવર ! મને દીક્ષા આપો કે જેથી હું હમેશાં આપની સાથે રહું.

निरखि भाव रघुनाथको, नीलकण्ठ यतिराज ।
देत भये दीक्षा सविधि, जनु भवसिन्धु जहाज ॥ ११ ॥

વિપ્ર રઘુનાથનો સદ્ભાવ જોઈ યોગીરાજ નીલકંઠસ્વામીએ તેમને વિધિપૂર્વક દીક્ષા આપી. જાણે ભવસાગરથી તારનાર વહાણ ન હોય? તેમ રઘુનાથને તારવા નીલકંઠસ્વામી તત્પર થયા.

रख्यो नाम रघुनाथपुरी, उनको शिष्य बनाइ ।
पवित्र पुष्कर क्षेत्रमें, ठहरे दोनों आइ ॥ १२ ॥

એમને શિષ્ય બનાવી રઘુનાથપુરી એવું નામ રાખ્યું અને બન્ને પવિત્ર પુષ્કર ક્ષેત્રમાં આવી થોડા સમય રહ્યા.

सावित्री ब्रह्मादिके, किये सुदर्शन प्राप्त ।
यात्रा पुष्कर क्षेत्रकी, या बिध कीन्ही समाप्त ॥ १३ ॥

ત્યાં સાવિત્રી અને બ્રહ્મા આદિનાં ઉત્તમ દર્શન પ્રાપ્ત કરી પુષ્કર ક્ષેત્રની યાત્રા સમાપ્ત કરી.

गये बहुरि अर्बुदगिरि, चिन्तत उभय स्वरूप ।
रहे वहां कछु दिनन लखि, योग्य स्थान अनुप ॥ १४ ॥

ત્યાંથી બન્ને સ્વરૂપનું ચિન્તન કરતા આબુ ગિરિની યાત્રાએ ગયા, એ સ્થાન ઉપમાન આપી શકાય એવું અને ધ્યાનને યોગ્ય જાણી થોડા દિવસ ત્યાં રહ્યા.

आइ सिद्धपुर फिर कियो, सरस्वतीमें स्नान ।
मुनिवर कर्दमको वहां, आश्रम लख्यो महान ॥ १५ ॥

ત્યાંથી સિદ્ધપુર આવી સરસ્વતીમાં સ્નાન કર્યું અને એ સ્થળે મુનિવર કર્દમનું મહાન્ આશ્રમ જોયું.

कपिल देव प्रभुके किये, दर्शन उचित प्रकार ।
बिन्दु सरोवर स्नानसों, आनँद लेत अपार ॥ १६ ॥

ભગવાન્ કપિલ દેવનાં બન્નેએ યથાવિધિ દર્શન કર્યાં, અને બિન્દુ સરોવરમાં સ્નાન કરી અપાર આનન્દને પ્રાપ્ત કર્યો.

माधव प्रभुके मनहरन, दर्शन पाये दोउ ।
मातृ गया यह क्षेत्रकों, जानत है सब कोउ ॥ १७ ॥

મનોહર માધવ પ્રભુ ( શ્રી વિષ્ણુ ભગવાન્ ) નાં બન્નેએ દર્શન કર્યાં. આ સિદ્ધપુર ક્ષેત્રને માતૃ ગયા (જ્યાં માતાનું ગયા શ્રાદ્ધ થાય છે.) નામના સ્થલ તરીકે સર્વ કોઈ જાણે છે.

चोपाई

कर्दम ऋषि वहाँके हि निवासी ।
देवहुती सती पति रति प्यासी ॥

उनके गर्भ कपिल गुन सागर ।

पाये जन्म यतिवर नागर ॥ १८ ॥

ઋષિરાજ કર્દમ ત્યાંનાજ નિવાસી હતા, પતિ પ્રેમની પ્યાસી દેવહુતી નામે એમનાં પત્ની મહાન્ સતી હતાં, એમના ગર્ભમાં ગુણના સાગર કપિલ ભગવાન્ કે જે યતિવરોમાં અગ્રગણ્ય છે તેઓ જન્મ પામ્યા.

सांख्य शास्त्र आचार्य भये वह ।

क्षेत्र सिद्धपुर अति पावन यह ॥

एक समय रघुपुरी कर जोरी ।

गुरु आगें करि विनय बहोरी ॥ १९ ॥

એ કપિલ મુની સાંખ્ય શાસ્ત્રના આચાર્ય થયા, એ અત્યંત પવિત્ર સિદ્ધપુર ક્ષેત્રમાં એક સમયે રઘુનાથપુરી ગુરૂ નીલકંઠસ્વામી સન્મુખ હાથ જોડી અતિ વિનયપૂર્વક

कहत वेदको अर्थ कहा है? ।

प्रश्न करन अस मो मन चाहे ॥

कितने वेद मर्म कहा वामें ।

कहहु कृपा कर जगहित जामें ॥ २० ॥

કહેવા લાગ્યા જે વેદનો અર્થ શું છે? આ રીતે પ્રશ્ન કરવા મારૂં મન ઇચ્છા રાખે છે, જે પ્રશ્નમાં જગતનું હિત સમાએલું છે. એ વેદ કેટલા છે? અને તેમાં શું તાત્પર્ય છે તે કૃપા કરી કહો.

सुनि प्रिय शिष्यकी सविनय बानी ।

नीलकण्ठ बोले गुरु ज्ञानी ॥

प्रश्न उचित रघुनाथ तिहारो ।

वेद ब्रह्म है इष्ट हमारो ॥ २१ ॥

પ્રિય શિષ્ય રઘુનાથની વિનય ભરેલી વાણી સાંભળી મહાન્ જ્ઞાની નીલકંઠસ્વામી બોલ્યા જે હે રઘુનાથ! તમે કરેલ પ્રશ્ન યોગ્ય છે, વેદ એજ બ્રહ્મ છે, અને તે અમારા ઇષ્ટ દેવ છે.

उनको अर्थ स्पष्ट समझाऊं ।
तेरे मनकी भ्रान्ति मिटाऊं ॥
धर्म[1] अर्थ त्यों काम रु मुक्ति ।
वर्ग चतुष्टय ज्ञानकी उक्ति ॥ २२ ॥

એ વેદનો અર્થ તમને સ્પષ્ટ સમજાવું છું અને તમારા મનની ભ્રાન્તિ ટાળું છું. ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારનું જ્ઞાન જેનાથી થાય તેનું નામ વેદ છે.

जो हरिसोंहि सुन्यो ब्रह्माने ।
पंडित पढि निजरूप पिछाने ॥
जासों भ्रान्ति भस्म हो जावे ।
पार विरल नर उनको पावे ॥ २३ ॥

જે વેદો ઈશ્વર પાસેથી બ્રહ્માએ સાંભળ્યા, જેનો અભ્યાસ કરી પંડિત પોતાનાં સ્વરૂપને પિછાણે છે અને જેનાં જ્ઞાનથી ભ્રાન્તિ ભસ્મ થઇ જાય છે તે વેદનો પાર કોઈ વિરલા નર પામે છે.

वेद पुरुषकृत कबहु न जानो ।
हरि मुखवाक्यस्वरूप पिछानो ॥
उनके[2] भेद उभय सामान्य हि ।
मंत्र रु ब्राह्मण मुनिवर मान्य हि ॥ २४ ॥

વેદ પુરૂષે રચેલા છે એમ કદીપણ જાણશો નહિ, એ તો ઇશ્વરના મુખથી નીકળેલ વાક્યસ્વરૂપ જાણવાં. એ વેદના સામાન્ય રીતે મુનિવરે માન્ય કરેલા મંત્ર અને બ્રાહ્મણ એવા બે ભેદ છે.

वेद संहिता सो मंत्रात्मक ।
पुनि व्याख्या वह ब्राह्मण आत्मक ॥
मात्र संहिता वेद सुहावे ।
ब्राह्मण भाग न वेद कहावे ॥ २५ ॥

---

१ विद्यन्ते ज्ञाप्यन्ते धर्मार्थकाममोक्षा अनेनेति वेदः ।

२ मन्त्रब्राह्मणयोर्वेद नामधेयम् ।

વેદોની સંહિતા છે તે મંત્રાત્મક છે અને વિધિ પ્રદર્શક જે વેદ તે બ્રાહ્મણાત્મક છે. "કેવળ સંહિતાજ વેદરૂપે છે અને બ્રાહ્મણભાગને વેદ કહી શકાય નહિ"

यदि ऐसा कहेवे जन कोऊ ।
अघटित कथन समझ बिन सोऊ ॥
वेद नाम वह उभय लहत है ।
कात्यायन भगवान कहत है ॥ २६ ॥

એમ જો કોઇ મનુષ્ય કહે તો તે કહેવું અઘટિત અને સમજ્યા વિનાનું છે. મંત્રભાગ અને બ્રાહ્મણભાગ એ બન્નેનું નામ વેદ છે એમ ભગવાન્ કાત્યાયન કહે છે.

श्रद्धायुत जन वेद उभयकों ।
जानि करत है प्राप्त विजयकों ॥
तब रघुनाथ कहत गुरु आगें ।
वेद भेद सुनि पुनि भ्रम जागे ॥ २७ ॥

શ્રદ્ધાયુક્ત મનુષ્ય મંત્રભાગ અને બ્રાહ્મણભાગ એ બન્નેને વેદ સમજી વિજયને પ્રાપ્ત કરે છે. જ્યારે ગુરૂ નીલકંઠમહારાજે એ રીતે વેદની વ્યાખ્યા કરી ત્યારે રઘુનાથપુરી ગુરૂને કહેવા લાગ્યા જે હે પ્રભો! વેદના ભેદ સાંભળી પાછી મને શંકા થાય છે કે

भेदक धर्म कोनसे भासे ।
जासों द्वयबिधि वेद प्रकाशे ॥
सेवककी विनति सुनि लीजें ।
समाधान करुना करि कीजें ॥ २८ ॥

એવા ભેદક ધર્મ કયા છે? કે જેને લીધે વેદ બે પ્રકારે પ્રકાશમાન થાય છે. સેવકની વિનતિ સાંભળી શંકાનું સમાધાન કૃપા કરી કરવું જોઇએ.

नीलकंठ बोले यतिनायक ।
सुनहु शिष्य! वर्णन सुखदायक॥
मंत्रविभाग स्वरूप मनोहारी ।
जा विच सुभग ऋचा सुखकारी ॥ २९ ॥

ત્યારે યતિઓના અગ્રણી નીલકંઠસ્વામી બોલ્યા જે હે શિષ્ય ! સુખને દેનારૂં વેદનું વર્ણન શ્રવણ કર. વેદના બે વિભાગમાંથી મંત્રવિભાગનું સ્વરૂપ સુંદર છે, જેમાં સારી અને સુખદેનારી ઋચાઓ છે.

स्वर वर्णादि पठन पाठन क्रम ।
कालत्रयमें सम बिन संभ्रम ॥
होवे नहि न्यूनाधिक कबही ।
मंत्र भाग सो व्यापक सबही ॥ ३० ॥

તેમાં સ્વર અને વર્ણ આદિ ભણવા ભણાવવાનો ક્રમ ત્રણે કાળમાં સંશય વિના એક સરખો છે, એ કદિપણ ઓછો કે અધિક થતો નથી, એ મંત્રવિભાગ સર્વ સ્થળે એક રૂપે છે.

जो प्रयोग वैदिक प्रचलित हो ।
उनके समवेतार्थ ललित हो ॥
स्मारक शब्द अलौकिक ताके ।
मंत्रभाग तारक जनताके ॥ ३१ ॥

જે પ્રયોગ ( યજ્ઞાદિ ) જગતમાં વૈદિક રીતિ પ્રમાણે પ્રચલિત છે, અને તેના જે સુંદર સમવેતાર્થ ( સાંકેતિકાર્થ )ના સ્મારકમંત્રો છે તે અલૌકિક મંત્રો જન સમુદાયને તારનાર છે.

दोहा

उपाख्यान विनियोगकों, प्रकटत ब्राह्मणभाग ।
मन्त्र रु ब्राह्मण मध्य है, इतनो मात्र विभाग ॥ ३२ ॥

બ્રાહ્મણભાગ ઉપાખ્યાન અને વિનિયોગને પ્રકટ કરે છે. મંત્રભાગ અને બ્રાહ્મણભાગમાં માત્ર એટલોજ ભેદ છે.

मन्त्रभाग जो संहिता, वोही समुझत वेद ।
ऐसे पंडितमन्यकों, लखि उपजतहै खेद ॥ ३३ ॥

મંત્રભાગ જે સંહિતા એનેજ વેદ સમજનારા એવા પંડિતમન્ય (મૂર્ખ છતાં પોતાને પંડિત માનનારા) મનુષ્યને જોઈ નીલકંઠસ્વામી રઘુનાથપુરી પ્રતિ કહે છે જે હે શિષ્ય ! મને ખેદ થાય છે.

ब्राह्मणभाग पुराणके, समान जानत वोहि ।
हास्यास्पद यह बातसों, आवत हांसी मोहि ॥ ३४ ॥

અને એવા મનુષ્યો બ્રાહ્મણભાગને પુરાણ સમાન જાણે છે, આ હાસ્યના સ્થાનરૂપ વાતથી મને હસવું આવે છે.

बहुरि मिश्रित मंत्रतें, कहुँ ब्राह्मण द्रग आत ।
आशुपल्लव आम्रके, ज्यों तोरणमें पात ॥ ३५ ॥

બ્રાહ્મણ ભાગમાં કોઇક સ્થળે મંત્ર ભાગથી બ્રાહ્મણ ભાગ મિશ્રિત નજરે આવે છે, જેમ તોરણમાં આશુપલ્લવથી આંબાનાં પાન મિશ્રિત હોય છે.

नामधेय निषेध विधि, अर्थवाद उर धार ।
या बिध ब्राह्मणभागके, प्रसिद्ध चार प्रकार ॥ ३६ ॥

હે શિષ્ય! નામધેય, નિષેધ, વિધિ અને અર્થવાદ એ રીતે બ્રાહ્મણ ભાગના ચાર ભેદ પ્રસિદ્ધ છે તે તમે હૃદયમાં ધારણ કરો.

कथन देवता आदिको, जामें सुभग सुहात ।
वैदिक ब्राह्मणवाक्य वह, नामधेय कहलात ॥ ३७ ॥

જેમાં ઇન્દ્રાદિક દેવતાઓ તથા યજ્ઞાદિઓનાં નામ આવતાં હોય તે વૈદિક "નામધેય" બ્રાહ્મણ વાક્ય કહેવાય છે.

"निषेधमुख जो वाक्य सो, निषिद्ध ब्राह्मण नाम ।
कर्मबोध जहँ फलजनक, सो विधिवाक्य ललाम ॥३८॥

જે વાક્ય નિષેધ કરનાર હોય તેનું નામ "નિષેધ" બ્રાહ્મણ વાક્ય અને જે વાક્યમાં ફળને આપનાર કર્મનો બોધ હોય તે "વિધિ" બ્રાહ્મણ વાક્ય ગણાય છે.

जो फल अथवा कर्मके, बहुविध करे बखान ।
अर्थवाद ब्राह्मण वही, समुझत वाक्य सुजान ॥ ३९ ॥

જે વાક્ય ફળ અથવા કર્મની અનેક પ્રકારે પ્રશંસા કરે તેને સુજ્ઞ પુરૂષો "અર્થવાદ" નામનું બ્રાહ્મણ વાક્ય સમજે છે.

मंत्र भागमें संहिता,-रूप भेद है चार ।
यजुः साम ऋग्वेद अरु, श्रेष्ठ अथर्वण सार ॥ ४० ॥

વેદમાં સંહિતારૂપ જે મંત્રભાગ છે તેના ચાર ભેદ છે ૧ યજુર્વેદ, સામવેદ, ૩ ઋગ્વેદ અને ૪ અથર્વ; જેમાં ઉત્તમોત્તમ સાર સમાએલો છે.

**यदपि श्रुति स्मृतिमें बहुत, स्थल ऋग् यजु अरु साम ।**
**विदित लिखी वेदत्रयी, नांहि अथर्वण नाम ॥ ४१ ॥**

જો કે શ્રુતિ અને સ્મૃતિઓમાં ઘણી જગોએ ઋગ્વેદ, યજુર્વેદ અને સામવેદ એમ પ્રસિદ્ધ રીતે વેદ ત્રયીનો ( વેદ ત્રણ છે એમ ) ઉલ્લેખ કરેલો છે, કોઈ સ્થળે અથર્વ વેદનું નામ પણ નથી.

**चरण[1]व्यूहादिक बडे, जो है वैदिक ग्रन्थ ।**
**तामें नाम अथर्वको, गिनत सबैं गुनवंत ॥ ४२ ॥**

પરંતુ ચરણવ્યૂહ આદિ જે મહાન્ વૈદિક ગ્રન્થો છે તેમાં અથર્વણ વેદનું નામ છે, જેને લઈ ગુણવાન્ પુરૂષો તેની વેદમાં ગણના કરે છે.

**मुनि पतञ्जलि व्याकरण, भाष्यकार भगवंत ।**
**" चत्वारो वेदा " इति, कहत भाष्यके अन्त ॥ ४३ ॥**

પાણિનીયવ્યાકરણનું ભાષ્ય કરનારા ભગવાન્ પતંજલિ મુનિ " ચત્વારો વેદાઃ" (વેદ ચાર છે) એમ ભાષ્યમાં કહે છે.

**या विध कितने ओरभी, प्रमाण देखि प्रसिद्ध ।**
**वेद चतुष्टय विश्वमें, सदा होत हैं सिद्ध ॥ ४४ ॥**

આ રીતનાં બીજાં પણ કેટલાંએક પ્રસિદ્ધ પ્રમાણ જોઇ સંસારમાં વેદ ચાર છે એમ હમેશાં સિદ્ધ થાય છે.

हरिगीत

**फिरभी[2] पतञ्जलि व्याकरणके ग्रन्थमेंही लिखत है ।**
**जहँ वेद शाखाओंकी गणनाको प्रसंग सुदिखत है ॥**
**शत एकपें इक वेद यजुकी सामकी जु सहस्र है ।**
**ऋग्वेदकी शाखा इकीस अथर्वकी नव ही कहे ॥ ४५ ॥**

---

१ "चत्वारो वेदा विज्ञाता भवन्ति । इति ( चरणव्यूहे )
२ शब्दस्य प्रयोगविषये महान् सप्त द्वीपा वसुमती त्रयो लोकाश्चत्वारो वेदाः ॥
( इति व्याकरणमहाभाष्ये )

વળી પણ પતંજલિ મુનિ વ્યાકરણ ભાષ્યમાં વેદની શાખાઓની ગણનાના-પ્રસંગમાં લખે છે કે યજુર્વેદની એકસો ને એક શાખા,સામવેદની એક હજારશાખા, ઋગ્વેદની એકવીશ શાખા અને અથર્વ વેદની માત્ર નવજ શાખા કહે છે

शाखा विशिष्ट अथर्व यों शास्त्र सिद्ध सुवेद है।
गणना श्रुति स्मृतिमें कही शाखाहि नवका भेद है॥
पुनि ग्रन्थचरण व्यूहमें शाखा इकीश ऋगकी सुनी।
इक सहसपें शतपञ्च ऐसी मन्त्रकी गणना गिनी ॥ ४६ ॥

આ રીતે નવ શાખાવાળો જે અથર્વ વેદ છે તે શાસ્ત્રોથી સિદ્ધ છે, ચરણ-વ્યૂહાદિગ્રંથોમાં નવશાખાની ગણના કરી છે અને વળી તેજ ગ્રન્થમાં ઋગ્વેદની એકવીશ શાખા કહી છે અને તેની ઋચાઓની ગણના એક હજાર પાંચસો ને એંશી છે.

ऋग्वेद्की शाखा परंतु पञ्च अब उपलब्ध है।
इक शाकला दूजी बाष्कला तिय आश्वलायन यों कहे।
शांखायना चौथी मनोहर माण्डुका पञ्चम सही॥
शाखा अवर ऋग्वेद्की ग्रन्थान्तरोंमें लस रही ॥ ४७ ॥

પરંતુ અત્યારે તો ઋગ્વેદની પાંચજ શાખા ઉપલબ્ધ છે, તેનાં નામો નીચે મુજબ છે ૧–શાકલા–૨–બાષ્કલા–૩–આશ્વલાયના–૪–શાંખાયના અને–૫–માંડુકા. આ ઉપરાંત બીજી શાખાઓ પણ ગ્રન્થાન્તરમાં છે.

ज्यों ऐतरेयी कौषीतकी ओ शैषिरी पैंगी कही।
उन आदि स्थान कितेकमें उपलब्ध श्रमसों हो रही॥
इक सहस सतरह सूक्त त्यों द्वय सहसपें षट् वर्ग है।
अध्याय चौसठ अष्ट अष्टक दश सुमण्डल भर्ग है ॥ ४८ ॥

જેમકે એતરેયી, કૌષીતકી, શૈષિરી અને પૈંગી ઇત્યાદિ શાખાઓ કેટલેક સ્થળે શ્રમથી પ્રાપ્ત થએલ છે. એ ઋગ્વેદમાં એકહજાર ને સત્તર સૂક્ત, બે હજાર અને છ વર્ગ, ચોસઠ અધ્યાય, આઠ અષ્ટક અને દશ મંડલ છે.

फिर सूक्तके त्रय भेदमें ऋषि देवता अरु छन्द है ।
हे शिष्य रघु! ऋग्वेद भेद समाप्त यों सुखकन्द है ॥
अब भेद वेद सुयजुरके सुन गुन सहित तुजकों कहो ।
द्वय भांति शुक्ल रु कृष्ण जाके स्मरणसों अब अघ दहों ॥४९॥

વળી ઋષિ, દેવતા, અને છન્દ એ ત્રણ ભેદના સૂક્ત ત્રણ પ્રકારનાં છે. હે શિષ્ય રઘુનાથપુરી! આ રીતે ઋગ્વેદના ભેદો કહ્યા. હવે યજુર્વેદના ભેદો તમને કહું છું તે શ્રવણ કરો, એ યજુર્વેદ બે પ્રકારનો છે ૧ શુકલ યજુર્વેદ અને ૨ કૃષ્ણ યજુર્વેદ. જેનાં સ્મરણથી સર્વ પાપ બળી જાય છે.

शाखा शतोपरि एक यजुकी कहत मात्र पतञ्जलि ।
पें ग्रन्थ चरण[1]व्यूहमें छय्याशीकी संख्या मिली ॥
बहु समयसों उच्छिन्न ह्वै गइ नामभी मिलते नहीं ॥
उपलब्ध अब जो है उन्हीकी या बिधा अभिधा कही ॥ ५० ॥

યજુર્વેદની એકસો ને એક શાખા છે એમ પતંજલિ મુનિ કહે છે, પરંતુ ચરણવ્યૂહનામના ગ્રંથમાં છય્યાશીની સંખ્યા મળે છે, યજુર્વેદની કેટલીએક શાખાઓ ઘણા સમય થયાં નષ્ટ થઈ ગઈ છે, જેનાં નામ પણ મળતાં નથી. વિદ્યમાન સમયમાં જે પ્રાપ્ત થઇ શકે છે તેનાં નામ નીચે મુજબ છે.

दोहा

चरका ह्वरका अरु कठा, प्राच्यकठा अभिधान ।
बहुरि कापीष्ठलकठा, चारयणीया जान ॥ ५१ ॥

૧ ચરકા, ૨ હ્વરકા, ૩ કઠા, ૪ પ્રાચ્યકઠા. ૫ કાપીષ્ઠલકઠા, ૬ ચારયણીયા,

मैत्रायणीया नाम त्यों, ओपमन्यवा अन्य ।
पातांडनीया पावनी, श्वेताश्वतरी धन्य ॥ ५२ ॥

૭ મૈત્રાયણીયા, ૮ ઓપમન્યવા, ૯ પાતાંડનીયા, ૧૦ શ્વેતાશ્વતરીયા

वारतंतवीया विदित, शुचिबाक्य अरु शब्द ।
यजुर्वेद शाखा यही, एकादश उपलब्ध ॥ ५३ ॥

અને ૧૧ વારતંતવીયા, આ રીતે યજુર્વેદની અગ્યાર શાખાઓ મળે છે

---

१ यजुर्वेदस्य षडसीति भेदा भवन्ति ( इति चरणव्यूहे )

पूछत गुरुकों शिष्य फिर, करि सह विनय प्रणाम ।
यजुर्वेदके क्यों भये, शुक्ल कृष्ण द्वय नाम ॥ ५४ ॥

ત્યારે ફરી શિષ્ય રઘુનાથપુરી ગુરૂ નીલકંઠસ્વામીને વિનયપૂર્વક પ્રણામ કરી પૂછે છે જે હે ગુરૂ! યજુર્વેદનાં શુકલ અને કૃષ્ણ એવાં બે નામ કેમ પડયાં?

यह शंकाको कीजियें, समाधान अब आप ।
बोले तब गुरु नीलकँठ, जाकी बुद्धि अनाप ॥ ५५ ॥

આ શંકાનું હવે આપ સમાધાન કરો ત્યારે જેની અમાપ બુદ્ધિ છે એવા ગુરૂ નીલકંઠ બોલ્યા કે.

जो प्राचीन मुनीशने, प्रवचन कियो पुनित ।
उनको आश्रय ले कहों, सुनहु शिष्य! शुभ रीत ॥ ५६ ॥

જે રીતે આ શંકાનું સમાધાન પ્રાચીન મુનીશ્વરો કરીગયા છે તેજ હું તમોને કહું છું તે હે શિષ્ય! સારી રીતે તમે શ્રવણ કરો.

चोपाई

एक समय वैशंपायन गुनि ।
यजुर्वेद आचार्य महामुनि ॥
ब्राह्म्यमुहूर्त्त हि स्नानमनोरथ ।
प्रातःकाल चले गंगापथ ॥ ५७ ॥

એક સમયે મહા ગુણવાન્ યજુર્વેદના આચાર્ય મહામુનિ શ્રી વૈશંપાયન પ્રાતઃકાળે બ્રાહ્મ્ય મુહૂર્તમાં સ્નાનનો મનોરથ કરી ગંગાજીને માર્ગે ચાલ્યા જતા હતા.

क्षितिपें तमका राज्य छयाथा ।
इक बालक मग सुप्त भयाथा ॥
सो देखा नहि वह मुनिवरने ।
चरन परा उनपें क्या बरनें ॥ ५८ ॥

તે વખતે બહુજ અંધારૂં હતું અને તે માર્ગમાં એક બાળક સૂતેલ હતું, મુનીશ્વર વૈશંપાયન અંધકારને લઇ એ બાળકને જોઇ શકયા નહિ અને ચાલતાં એ બાળક ઉપર પોતાનો પગ પડ્યો.

वह लघु बालक वोहि घरीमें ।
पहुच गया यमकी नगरीमें ॥
हत्या बालकी मुनि शिर आई ।
बोले वह ऋषिवर बिलखाई ॥ ५९ ॥

એ ન્હાનું બાળક એજ ઘડિએ યમપુરીમાં પહોચી ગયું અને મુનિરાજ વૈશંપાયનને બાળહત્યા લાગી તે ઋષિવર ખેદપૂર્વક બોલ્યા જે

यह हत्यापरिहारके कारन ।
वृत प्राजापत्य सु अघतारन ॥
होवे तब ही मुक्ति हमारी ।
शास्त्रकार यों कहत पुकारी ॥ ६० ॥

આ બાલહત્યાના નિવારણને માટે પ્રાજાપત્ય નામનું વૃત છે અને તેનાથી આ પાપ નષ્ટ થઇ શકે છે એમ શાસ્ત્રકારો કહે છે.

इसबिध शोचत आश्रम आये ।
शिष्यनकों निजपास बुलाये ।
बालमरन वृत्तान्त सुनायो ॥
वृत निदेश उन सबने पायो ॥ ६१ ॥

મુનિ વૈશંપાયન આ રીતે વિચાર કરતા કરતા પોતાને આશ્રમે પધાર્યા અને સર્વ શિષ્યોને પોતાની પાસે બોલાવ્યા, એ સહુને તેઓએ બાલમરણનું વૃત્તાન્ત સંભળાવ્યું અને એ પાપથી મુક્ત થવા માટે પ્રાજાપત્ય વૃત્ત કરવું જોઇએ એવો શાસ્ત્ર સિદ્ધાન્ત કહી બતાવ્યો.

शिष्य गुरुकों कहत भये हम ।
प्राजापत्य सुवृत्त यथाक्रम ॥
आचरि करिहें आपकों अर्पन ।
पावे हत्यापाप विसर्जन ॥ ६२ ॥

ત્યારે શિષ્યો ગુરૂને કહેવા લાગ્યા જે અમે ક્રમપુરઃ સર પ્રાજાપત્ય વૃત્ત કરી આપને અર્પણ કરશું અને તેથી બાલહત્યાનું પાપ નષ્ટ થશે.

उन हित हम सबने यह चीना ।
प्राजापत्य साठ शत तीना ॥
एक एक वृत्त करि गुरु कारन ।
करिहैं हत्यादोष निवारन ॥ ६३ ॥

એટલામાટે અમે સહુએ એવો નિશ્ચય કર્યો છે કે એક એક જણે ગુરૂના હિતમાટે ત્રણસો સાઠ પ્રાજાપત્ય કરી પ્રાજાપત્ય વૃત્ત પૂર્ણ કરવું કે જેથી હત્યા દોષનું નિવારણ કરી શકાય.

शिष्यनकी श्रद्धा अस जानी ।
गुरु "तथाऽस्तु" बोले मृदु बानी ॥
तब इक याज्ञवल्क्य अभिमानी ।
शिष्य कहत गुरु! हो तुम ज्ञानी ॥ ६४ ॥

શિષ્યોની આવી શ્રદ્ધા જાણીને ગુરૂ વૈશંપાયન"તથાઽસ્તુ" એમ કોમલ વાણી બોલ્યા, ત્યારે એક યાજ્ઞવલ્કય નામના શિષ્ય કહેવા લાગ્યા જે હે ગુરૂ!

प्राजापत्य सविधि मनमाने ।
यह सब पामर कहा कर जाने ॥
आज्ञा हो गुरुकी यह अवसर ।
आचरिहों वृत विधि पुरःसर ॥ ६५ ॥

આ સહુ પામર જ્ઞાનરહિત વિદ્યાર્થીઓ આપના મનને રૂચે તેવા વિધિપુર. સર પ્રાજાપત્ય વૃત્તને શું કરી જાણે? અર્થાત્ નહિજ કરી શકે, માટે જો ગુરૂની આજ્ઞા હોય તો આ સમયે હું એકલોજ ઉક્ત વૃત્ત કરૂં.

याज्ञवाल्क्यकी गर्वकथा सुनि ।
कुपित भये वैशंपायन मुनि ॥
उनप्रति बोले मूर्खराज शठ ।
द्विज अपमान कियो तें करि हठ ॥ ६६ ॥

આ રીતે યાજ્ઞવલ્કયની ગર્વ ભરેલી વાત સાંભળી મુનિ વૈશંપાયન કોપાયમાન થઈ તેને કહેવા લાગ્યા જે હે મૂર્ખ! તેં બ્રાહ્મણોનું અપમાન કર્યું છે.

बात असह्य कही हम आगें।
जो सुनि क्रोध अनल उर जागे ॥
पाप किया तुमने महा भारी ।
विद्या हमकों देहु हमारी ॥ ६७ ॥

સહન ન થઈ શકે એવી વાત તેં મારા પાસે કહી, જે સાંભળી અમારા હૃદયમાં ક્રોધાગ્નિ જાગૃત થયો છે. તેં આ મહાન્ પાપ કર્યું છે, માટે અમે તને જે વિદ્યા આપી છે તે તું પાછી આપ,

श्रवण करी यों गुरु आज्ञाको ।
वमन कियो उसने विद्याको ॥
शिष्य अवर वैशंपायनके ।
ग्रहत भये वह तीतर बनकें ॥६८ ॥

આ રીતે ગુરૂની આજ્ઞાનું શ્રવણ કરી યાજ્ઞવલ્કયે વિદ્યાનું વમન કર્યું અને વૈશંપાયનના બીજા શિષ્યોએ તેતર બની એ વિદ્યાનું ગ્રહણ કર્યું.

यह द्विज उत्तम विद्या पाये ।
कृष्ण यजुर्वेदीय कहाये ॥
देश आन्ध्र अरु द्राविडतकमें ॥
बसत वही बहु कर्णाटकमें ॥ ६९ ॥

આ બ્રાહ્મણો ઉત્તમ વિદ્યાને પ્રાપ્ત થયા અને કૃષ્ણ યજુર્વેદીય બ્રાહ્મણ કહેવાયા, તેઓ આન્ધ્ર અને દ્રાવિડ પ્રદેશમાં નિવાસ કરેછે અને તેમાંના ઘણુખરા કર્ણાટક દેશમાં પણ રહે છે.

याज्ञवल्क्य विह्वल बिन साधन ।
करन लगे रविको आराधन ॥
है प्रसन्न उनपें करुनाकर ।
विद्या वेदकी देत विभाकर ॥ ७० ॥

ગુરૂના કોપથી વિદ્યા રહિત બનેલા યાજ્ઞવલ્કયે સાધન રહિત વિહ્‌વળ બની સૂર્ય દેવનું આરાધન કર્યું અને દયાસિન્ધુ સૂર્યનારાયણે તેનાપર પ્રસન્ન થઇ વેદ વિદ્યા અર્પણ કરી.

याज्ञवल्क्य पुनि विद्या पाये।
शुक्लयजुर्वेदीय कहाये॥
काण्वा माध्यंदिनी जाबाला।
त्यों हि बुधेया आदि विशाला॥ ७१॥

યાજ્ઞવલ્કય સૂર્યદેવની કૃપાથી ફરી વેદ વિદ્યાને પામ્યા અને તે વેદ શુકલ યજુર્વેદ કહેવાયો. કાણ્વા, માધ્યન્દિની, જાબાલા અને બુધેયા આદિ

शाखा शुक्ल यजुकी सोहत।
केसें भइ मुनिवर सो बरनत॥
अब प्रमाण सुन शुक्ल यजुको।
मत रघुनाथ! कहों बुधहूको॥ ७२॥

શાખાઓ યજુર્વેદની છે. હે રઘુનાથ! હવે શુકલ યજુર્વેદનું પ્રમાણ શ્રવણ કરો.

चरणव्यूह ग्रन्थ अवगत है।
मंत्र सहस इकपें नव शतहै॥
प्रश्न तिहारो पुनि चित्त लाऊं।
सामवेदको विषय सुनाऊं॥ ७३॥

ચરણવ્યૂહ ગ્રન્થમાં યજુર્વેદના એક હજાર અને નવસો મંત્ર છે. પૂર્વે કહ્યા પ્રમાણે તે જાણશો. હવે સામવેદનો વિષય તમોને સંભળાવું છું.

जाकी ऋचा सब गानमयी है।
संगीत विद्यासों हि छयी है॥
यह विद्या द्राविडी द्विज जानत।
जाकों पण्डित सकल प्रमानत॥ ७४॥

જેની ઋચાઓનું ગાન થાય છે અને સંગીત વિદ્યાથી ગવાયેલ જે ગાન ઉત્તમ હોય છે. એ વિદ્યા દ્રાવિડ દેશના બ્રાહ્મણો વિશેષ કરી જાણે છે, અને જેને અન્ય દેશના સમગ્ર પંડિત પ્રમાણરૂપ ગણે છે.

शाखा सामकी एक सहस है ।
छिन्न भिन्न अब वह विधिवश है ॥
बुन्दरूप ज्यों होवे अब्धि ।
वर्तमान यों भइ उपलब्धि ॥ ७५ ॥

આ સામવેદની એક હુજાર શાખાછે,પરંતુ તે દૈવયોગે હાલ નષ્ટ થઈ ગઇ છે. વર્તમાન સમયમાં એની ઉપલબ્ધિ એવી છે કે જેમ સાગર બુન્દરૂપે બની જાય, તેમ હુજારો શાખા છતાં સામવેદની થોડી ઘણી શાખાઓ મળી શકે છે.

राणायनीया नाम प्रथम है ।
सात्यमुग्री अभिधा अनुक्रम है ॥
कापोला महाकापोला अरु ।
लांगलिका पुनि ध्यान बिच धरु ॥ ७६ ॥

તે શાખાઓનાં નામ ૧ રાણાયનીયા ૨ સાત્યમુગ્રી, ૩ કાપોલા, ૪ મહાકાપોલા અને ૫ લાંગલિકા છે. હે રઘુનાથ! એમ તમે જાણશો.

शार्दूला इत्यादिक शाखा ।
सुप्रसिद्ध है यों बुध भाखा ॥
यह शाखाओंके द्विज शत है ।
पूर्वोत्तरकी ओर रहत है ॥ ७७ ॥

તેમજ બીજી શાર્દૂલા આદિ સામવેદની શાખા સુપ્રસિદ્ધ છે એમ વિદ્વાન્ લોકો કહે છે. આ શાખાઓના સેંકડો બ્રાહ્મણ છે અને તે પૂર્વ અને ઉત્તર તરફ રહે છે.

वेद अथर्वण है लघु सबमें ।
उनकी बात कहों कछु अब में ॥
पैत्रीव्यादि विषय विद्याकों ।
प्रकटत बहुधा वर्णन जाको ॥ ७८ ॥

હે શિષ્ય રઘુનાથ! અથર્વ વેદ ચારે વેદમાં ન્હાનો છે એનું વૃત્તાન્ત હવે તમને કહું છું, જેમાં ઘણેભાગે પૈતૃવ્ય વિદ્યાનું વર્ણન છે.

शाखा नव उनकी जग सोहे ।
तामें अब उपलब्धसु जो है ॥
उनके शुभ अभिधान सुनाऊं ।
पुनि कछु समय विश्रान्ति पाऊं ॥ ७९ ॥

એ અથર્વ વેદની નવ શાખા છે તેમાં હાલ જે ઉપલબ્ધ(મળી શકે એવી) છે તેનાં શુભ નામ તમોને કહી પછીથી વિરામ લઈશ.

प्रथम पैपलादा कही पावनी ।
शौनकीया है द्वितीय सुहावनी ॥
तीसरी दामोदा इत्यादि ।
वेद अथर्वणकी सु प्रसादी ॥ ८० ॥

અથર્વવેદની ઉત્તમ શાખાઓ પૈપલાદા, શૌનકીયા અને દામોદા ઈત્યાદિ હાલ પ્રસિદ્ધ છે.

दोहा

शाखा चारों वेदकी, कही विश्वविख्यात ।
इतने उनके उपनिषद्द, पूर्ण प्रसिद्धि पात ॥ ८१ ॥

આ રીતે ચારે વેદોની જગપ્રસિદ્ધ શાખાઓ હે રઘુનાથ! મેં તમોને કહી તેટલાંજ વેદનાં ઉપનિષદ્દ છે.

श्रीरघुवीर श्रीमाधवजु, गुरुप्रसादकों पाइ ।
भई मयूख समाप्ति यह, मुद मंगलतें छाइ ॥

इति श्रीमद्वेदान्ततीर्थ पण्डित मायाराम संगृहीत
श्रीसत्पुरुषचरित्रप्रकाशे वेदविभाग
वर्णनं नाम चतुर्थो मयूखः समाप्तः ॥



॥ श्रीगणेशाय नमः ॥

# अथ पञ्चमो मयूखः

पद्धरी

दिन अन्यकाल प्रात हि लखात ।
करि नित्यकर्म निवृत्ति पात ॥
श्रीकपिलदेवके स्थान पास ।
सरबिन्दु कूलपें धरि हुलास ॥ १ ॥

બીજે દિવસે પ્રાતઃકાલ પ્રકટ થતાં ગુરૂ નીલકંઠસ્વામી નિત્યકર્મ કરી નિવૃત્ત થયા અને શ્રી ભગવાન્ કપિલ દેવના સ્થાન પાસે બિન્દુ સરોવરના કિનારા ઉપર આનંદ પૂર્વક

गुरु नीलकण्ठ आसन लगाइ ।
बैठे यथेच्छ वह समय पाइ ॥
रघुनाथ आइ गुरुपदसरोज ।
वंदत विलोकि अप्रतिम ओज ॥ २ ॥

પદ્માસનથી બિરાજમાન હતા. આ સમયે રઘુનાથપુરી ત્યાં આવ્યા અને તેઓએ ગુરૂનું અપ્રતિમ તેજ જોઈ સ્તવન કરી

सह विनय होइकें भावलीन ।
साष्टांग दण्डवत् प्रणति कीन्ह ॥
गुरु शिष्य शान्तिको करत पाठ ।
गुरु नील नीर रघुनाथ काठ ॥ ३ ॥

સદ્‌ભાવપૂર્વક ગુરૂ નીલકંઠના ચરણમાં વિનય સહિત સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા. ત્યારબાદ ગુરૂ શિષ્ય બન્ને શાન્તિ સૂક્તોનો પાઠ કરવા લાગ્યા. જેમ કાષ્ઠને તારવાનો પાણીનો સ્વભાવ છે તેમ અહીં શિષ્ય રઘુનાથને ગુરૂ નીલકંઠ જલ રૂપે તારનારા થયા.

किय प्रश्न शिष्यने गुरु समक्ष ।
भगवन्! स्वनिष्ठ जन जो है दक्ष ॥
निष्काम कर्म उनहीके काज, ।
है इष्ट या न वह कहहु आज ॥ ४ ॥

શિષ્ય રઘુનાથે ગુરૂ આગળ પ્રશ્ન કર્યો જે હે ભગવન્! જે વિદ્વાન્ આત્મનિષ્ઠ છે તેને માટે નિષ્કામ કર્મ ઇષ્ટ છે કે નહિ અર્થાત્ તેઓએ નિષ્કામ કર્મ કરવાં કે કેમ? તે આજે કૃપા કરી કહો.

जन आत्मनिष्ठ फल कर्मजात ।
पावत न क्यों कि इच्छत न तात! ॥
तो फिर सुकर्म फलभोगी कोन? ।
यह श्रवण काज है तृषित श्रोन ॥ ५ ॥

આત્મનિષ્ઠ પુરૂષ કર્મથી ઉત્પન્ન થતાં ફળને પામતો નથી, કારણકે હે પૂજ્ય! તેવો પુરૂષ કર્મફળની ઇચ્છા રાખતો નથી, તો પછી સત્કર્મનાં ફળનો ભોક્તા કોણ થાય છે એ સાંભળવા મારા શ્રવણ આજે તૃષિત થયા છે.

कर्तव्य कर्म तप यज्ञ दान ।
करना सकाम है उचित या न? ॥
अथवा है श्रेष्ठ निष्काम कर्म ।
कहियें स्वनिष्ठ जन धर्म मर्म ॥ ६ ॥

તપ, યજ્ઞ અને દાન એ કર્મ કરવા યોગ્ય છે તે સકામ કરવાં શ્રેષ્ઠ છે? કે નિષ્કામ કરવાં એ શ્રેષ્ઠ છે? હે ગુરૂ! આત્મનિષ્ઠ જનોના ધર્મનું રહસ્ય કહેવા કૃપા કરો.

चोपाई.

शिष्य वचन सुनि स्मर हरभोले ।
नीलकण्ठ गुरु सत्वर बोले ॥
प्रिय रघु! प्रश्न उचित है तेरो ।
जामें जगजन श्रेय घनेरो ॥ ७ ॥

શિષ્ય રઘુનાથનાં આવાં વચન શ્રવણ કરી, ભોળા શંભુનું સ્મરણ કરી ગુરૂ નીલકંઠસ્વામી તુરત બોલ્યા જે હે પ્રિય શિષ્ય રઘુનાથ! તમારો પ્રશ્ન યોગ્ય છે, જેમાં જગત્‌ના લોકોનું ઘણું કલ્યાણ સમાએલું છે.

आनँदयुत अब उनको उत्तर ।
सुनहु शिष्य रघुनाथ! सविस्तर ॥
आत्मनिष्ठ जन फल इच्छासों ।
कर्म करे न करावहि कासों ॥ ८ ॥

આનંદયુક્ત એ પ્રશ્નનો સવિસ્તર ઉત્તર આપું છું તે હે શિષ્ય રઘુનાથ! તમે શ્રવણ કરો. આત્મનિષ્ઠ પુરૂષ ફળની ઇચ્છાથી કર્મ કરતો નથી અને કોઇ પાસે કર્મ કરાવતો પણ નથી,

अज्ञ करे अनुकरन निहारी ।
यासों कृति वह करत विचारी॥
कर्म सकल निष्काम करे भल ।
वृत्ति सकाम जलाइ निजानल ॥ ९ ॥

પરંતુ અજ્ઞાની લોકો પોતાને કર્મ કરતો જોઈ તેનું અનુકરણ કરે એટલામાટે આત્મનિષ્ઠ મનુષ્ય શ્રેષ્ઠાચાર પાલન માટે સત્કર્મ કરેછે અને તેના સર્વ કર્મ નિષ્કામ હોય છે, તેવા પુરૂષો સકામ વૃત્તિને પ્રથમથીજ આત્મજ્ઞાનરૂપી અગ્નિમાં બાળી ભસ્મ કરી દે છે.

आत्मनिष्ठ प्रारब्ध करमकों ।
भोगी लहतहैं मुक्ति धरमकों ॥
ऐसे ज्ञानी कोउ अनजाने ।
कर्म अशुभ यदि कुछभी ठाने ॥ १० ॥

આત્મનિષ્ઠ પુરૂષો પ્રારબ્ધ કર્મને ભોગવી મોક્ષને પ્રાપ્ત થાય છે અને તે કોઇ અજાણપણે કદાચ અશુભ કર્મ કરે

उनका फल निन्दक शिर आवे ।
शुभकृतिको फल सेवक पावे ॥

आत्मनिष्ठ जन शुद्ध सदाही ।
होत ज्ञानगंगा अवगाही ॥ ११ ॥

તો એનું ફળ નિન્દા કરનારને મળે છે અને એ આત્મનિષ્ઠની શુભ કૃતિનું ફળ સેવક પામે છે. શુભ કે અશુભ કર્મનાં ફળનો ભોક્તા આત્મનિષ્ઠ હોતો નથી, તે તો નિરંતર શુદ્ધજ હોય છે.

यज्ञ दान तप कर्म पुनित है ।
जामें सर्व जननको हित है ॥
पापीभी यह कर्म त्रयतें ।
पावन होत दुरितके क्षयतें ॥ १२ ॥

યજ્ઞ, દાન અને તપ એ કર્મ પવિત્ર છે, જેનું આચરણ કરવાથી પ્રાણીમાત્રનું કલ્યાણ થાય છે. પાપી જનો પણ એ ત્રણ પ્રકારનાં કર્મ કરવાથી પાપનો ક્ષય કરી પાવન થાય છે.

यज्ञ दान तप त्याग न लायक ।
कर्मत्रय सबकों सुखदायक ॥
पावनकों अति पुनित करत है ।
[1] गीतामें यों हरि उचरत है ॥ १३ ॥

યજ્ઞ, દાન અને તપનો ત્યાગ કરવો યોગ્ય નથી; એ ત્રણે કર્મ પ્રાણીમાત્રને સુખ આપનારાં છે એમ શ્રીમદ્દભગવદ્દગીતામાં શ્રીકૃષ્ણ પરમાત્મા કહે છે. ઉક્ત યજ્ઞાદિ ત્રણે કર્મ પાપીને જ્યારે પાવન કરે છે ત્યારે પવિત્ર હોય તેને તો અતિ પવિત્ર કરે છે.

यज्ञ दान तप त्रिपुटी कहावे ।
सत्त्व रजस् तम संगम पावे ॥
तब इक त्रिविध बने त्रय नवधा ।
भेद कहों फिर उनके बहुधा ॥ १४ ॥

---

१ यज्ञदानतपः कर्म, न त्याज्यं कार्यमेव तत् ।
यज्ञो दानं तपश्चैव, पावनानि मनीषिणाम् ॥

હે શિષ્ય રઘુનાથ! યજ્ઞ, દાન અને તપ એ ત્રણ કર્મ છે તે સત્વગુણ, રજોગુણ અને તમોગુણથી પ્રત્યેક કર્મ ત્રણ ત્રણ પ્રકારનાં હોય છે તેના પણ અનેક ભેદો હવે પછી કહીશ.

यज्ञ नाम जो कर्म अखेदा ।
भये बहुरि उनके त्रय भेदा ॥
कर्मयज्ञ अरु यज्ञ उपासन ।
ज्ञानयज्ञ है जन्म विनाशन ॥ १५ ॥

યજ્ઞ નામનું જે કર્મ છે તે સત્વ, રજસ્ અને તમના ભેદથી અનેક પ્રકારનું છે; તેમાં કર્મયજ્ઞ, ઉપાસનાયજ્ઞ અને જન્મ મરણનો નાશ કરનાર જ્ઞાનયજ્ઞ એ રીતથી યજ્ઞકર્મ ફરી ત્રણ પ્રકારનું છે

तामें कर्मयज्ञ षट्विध है ।
निम्न लिखित अभिधान प्रसिद्ध है ॥
एक नित्य दूजो नैमित्तिक ।
तृतीय काम्य चौथा आध्यात्मिक ॥ १६ ॥

તેમાં કર્મયજ્ઞ છ પ્રકારનો છે અને તેનાં નામ નીચે મુજબ સુપ્રસિદ્ધ છે. ૧ નિત્ય, ૨ નૈમિત્તિક, ૩ કામ્ય, ૪ આધ્યાત્મિક,

पञ्चम आधिदैव प्रमानों ।
आधिभूत छट्ठा यों जानों ॥
सन्ध्यावन्दन आदि सुहावत ।
कर्म सकल वह नित्य कहावत ॥ १७ ॥

૫ આધિદૈવ, અને ૬ આધિભૂત આરીતે કર્મયજ્ઞ છ પ્રકારનો છે એમ હું જાણું છું અને તેને પ્રમાણરૂપ ગણું છું. હે શિષ્ય! સન્ધ્યાવન્દન આદિ જે કર્મ છે તે સર્વ "નિત્ય" નામનાં કર્મ કહેવાય છે.

कर्म तीर्थयात्रादिक जो है ।
नैमित्तिक वह जन मन मोहे ॥
पुत्र इष्टि आदि आचरना ।
काम्य कर्म वह बुधने बरना ॥ १८ ॥

તીર્થયાત્રા તથા શ્રાદ્ધ આદિ જે કર્મ છે તે "નૈમિત્તિક" કર્મ અને પુત્ર આદિની પ્રાપ્તિ અર્થે ઇષ્ટિ આદિનું આચરણ કરવું તે "કામ્ય" કર્મ કહેવાય છે એમ વિદ્વાન્ લોકો વર્ણન કરી ગયા છે.

मन संयम आदिक जो देखे ।
कर्म वही आध्यात्मिक लेखे ॥
वास्तु यजन आदि सुविहित है ।
आधिदैव वह कर्म विदित है ॥ १९ ॥

મનઃસંયમ આદિ જે કર્મ છે તે આધ્યાત્મિક કર્મ કહેવાય છે અને વાસ્તુ-યજન વગેરે જે કર્મ છે તે આધિદૈવ નામે પ્રસિદ્ધ છે.

परउपकार आदि कृति प्यारी ।
आधिभूत संज्ञक है सारी ॥
इसबिध कर्मयज्ञ षट्धा है ।
बात सिद्ध यह शास्त्र सराहे ॥ २० ॥

પરઉપકાર આદિ જે સુંદર કૃતિ છે તે સર્વનું આધિભૂત એવું નામ છે. આ રીતે કર્મયજ્ઞ છ પ્રકારનો છે એ સિદ્ધ થએલી વાતને શાસ્ત્ર પણ અનુમોદન આપે છે.

सत्त्व रजस् तम त्रय गुन पाई ।
अष्टादशविध वह है जाई ॥
सुनु उपासना यज्ञ प्रकारा ।
अयि रघु! हो प्रिय शिष्य हमारा ॥ २१ ॥

એ છ પ્રકારનો કર્મયજ્ઞ સત્વ, રજસ્ અને તમ એ ત્રણ ગુણને પ્રાપ્ત થઇ અઢાર પ્રકારનો થાય છે. હવે ઉપાસના યજ્ઞના ભેદ શ્રવણ કરો. હે રઘુનાથ! તમે મારા પ્રિય શિષ્ય છો.

निर्गुण सगुण रु लीलाविग्रह ।
ऋषि सुर पितृ सभी एक हि यह ॥

क्षुद्रदेवको होत उपासन।
वह प्रकार पञ्चम गुरुशासन ॥ २२ ॥

૧ નિર્ગુણ ઉપાસન, ૨ સગુણ ઉપાસન, ૩ લીલાવિગ્રહ ઉપાસન, ૪ ઋષિ, દેવ અને પિતૃ આદિનું ઉપાસન અને ૫ ક્ષુદ્ર દેવનું ઉપાસન એમ ગુરૂ આજ્ઞાથી ઉપાસના યજ્ઞના પાંચ પ્રકાર છે.

ब्रह्मउपासन निर्गुण भासे।
ब्राह्मोपासन सगुण प्रकाशे ॥
ब्रह्मा हरि हर देव सुहावे।
वोहि सगुण परिब्रह्म कहावे ॥ २३ ॥

નિર્ગુણ બ્રહ્મની ઉપાસના તે નિર્ગુણ ઉપાસના અને સગુણ બ્રહ્મની ઉપાસના તે સગુણ ઉપાસના ગણાય છે. બ્રહ્મા, વિષ્ણુ અને શંકર એ સગુણ બ્રહ્મ કહેવાય છે.

रामकृष्ण आदि अवतारा।
लीलाविग्रह भवनिस्तारा ॥
उनकी भक्ति सुशक्ति विकासन।
लीलाविग्रह नाम उपासन ॥ २४ ॥

રામ તથા કૃષ્ણ આદિ જે અવતાર છે તે ભક્તજનોને ભવસિન્ધુથી તારનાર લીલાવિગ્રહ (લીલાથી બ્રહ્મે ધારણ કરેલ શરીર) છે, એની ભક્તિ મોક્ષનો ઉત્તમ રીતે વિકાસ કરનારી બને છે અને તે લીલાવિગ્રહ (અવતાર) ઉપાસના કહેવાય છે.

ऋषि सुर पितृ उपासन जो है।
वह ऋषि आदि उपासन सोहे ॥
क्षुद्र देवको जो आराधन।
वही क्षुद्र देवादि उपासन ॥ २५ ॥

ઋષિ, દેવ અને પિતૃ આદિનું જે ઉપાસન તે ઋષિઆદિનું ઉપાસન ગણાય છે અને ક્ષુદ્ર દેવની જે આરાધના કરવી તે ક્ષુદ્ર દેવ આદિનું ઉપાસન કહેવાય છે.

साधनपद्धति नामक ग्रन्था।
उनमें ओर दिखावत पन्था ॥

मंत्रयोग हठयोग अखेदा ।
राजयोग लययोग सुभेदा ॥ २६ ॥

હે શિષ્ય રઘુનાથ! ઉપાસના યજ્ઞના ઉક્ત ભેદો મેં તમોને કહ્યા, તેમાં સાધનપદ્ધતિ નામનો ગ્રન્થ છે તેમાં ઉપાસનાના ચાર ભેદો કહેલા છે ૧ મંત્રયોગ, ૨ હઠયોગ, ૩ રાજયોગ, ૪ લયયોગ,

दोहा

यों उपासनायज्ञके, पावन चार प्रकार ।
पाये पहिले पक्षमें, आगें भेद अढार ॥ २७ ॥

એ રીતે ઉપાસના યજ્ઞના ચાર પ્રકાર એક પક્ષમાં પ્રાપ્ત થયા અને આગળ અઢાર ભેદ કહી ગયા.

साधनपद्धतिगदित जो, भेद हठादिक चार ।
सत्त्व रजस् तमसों बने, द्वादश गुन अनुसार ॥ २८ ॥

સાધનપદ્ધતિ ગ્રન્થમાં જે હઠયોગ આદિ ચાર ભેદ કહ્યા તે સત્ત્વગુણ રજોગુણ અને તમોગુણના અનુસરણથી બાર પ્રકારના બને છે.

कह्यो पञ्चविध प्रथम जो, यज्ञ उपासन इष्ट ।
प्रकार उनके पञ्चदश, करत सुत्रिगुण बलीष्ट ॥ २९ ॥

પહેલાં ભક્તોને ઇચ્છિત એવો ઉપાસના યજ્ઞ જે પાંચ પ્રકારનો કહ્યો ( નિર્ગુણ ઉપાસન આદિ ) તેને બળવાન્ એવા સત્ત્વ આદિ ત્રણ ગુણ પંદર પ્રકારનો બનાવે છે.

ज्ञानयज्ञके भेद अब, सुनहु शिष्य सुखधाम ।
श्रवण मनन ओ तृतीयका, निदध्यास है नाम ॥ ३० ॥

હે શિષ્ય! હવે સુખના ધામ (ગૃહ) રૂપ જ્ઞાનયજ્ઞના ભેદ શ્રવણ કરો. તે ૧ શ્રવણ, ૨ મનન અને ૩ નિદધ્યાસ આ નામથી ત્રણ પ્રકારનો છે

पुनि सत्त्वादिक गुननसों, भये स्पष्ट नव भेद ।
जो उर गत अज्ञानको, करत सदा उच्छेद ॥ ३१ ॥

જ્ઞાનયજ્ઞના શ્રવણ આદિ ત્રણ ભેદ સત્વ આદિ ત્રણ ગુણને લઇ સ્પષ્ટપણે નવ પ્રકારના થાય છે, જે મનુષ્યના હૃદયમાં રહેલ અજ્ઞાનનો નિરન્તર ઉચ્છેદ (નાશ) કરનારા છે.

चोपाई

भये कर्मके भेद अठारा ।
उपासना दशपञ्च प्रकारा ॥
गिने ज्ञान नवधा सब कोऊ ।
यज्ञभेद चालीशपें दोऊ ॥ ३२ ॥

હે શિષ્ય ! આ પ્રમાણે કર્મયજ્ઞના અઢાર ભેદ, ઉપાસનાયજ્ઞના પંદર ભેદ અને જ્ઞાનયજ્ઞના નવ ભેદ મળી કર્મયજ્ઞના બેતાલીશ ભેદ થયા.

कर्म मुमुक्षु करत यदृच्छा ।
राखत नहि उर फलकी इच्छा ॥
अब सुनु दान कर्म दुःखहारी ।
त्रयविध पंडित कहत पुकारी ॥ ३३ ॥

હે શિષ્ય રઘુનાથ ! યજ્ઞ, દાન અને તપ એ ત્રણ પ્રકારનાં કર્મ કહ્યાં તેમાં યજ્ઞના પ્રકાર સર્વ મેં કહી સંભળાવ્યા. ઉક્ત કર્મ મુમુક્ષુ (મુક્તિની ઇચ્છાવાળો) ભગવત્ પ્રીત્યર્થે કરે છે, પરંતુ મનમાં તેનાં ફળની ઇચ્છા રાખતો નથી. હવે દુઃખને હરનારૂં દાન નામનું કર્મ તમને કહું છું તે શ્રવણ કરો. પંડિત જનો તે દાનકર્મ ત્રણ પ્રકારનું કહે છે.

अभय ब्रह्मविद्या अरु आर्थिक ।
जन उत्तमकी कृति है आह्निक ॥
भीतिसों जन काहु छुडावे ।
अभयदान यह स्पष्ट कहावे ॥ ३४ ॥

૧ અભયદાન, ૨ બ્રહ્મવિદ્યાદાન, અને ૩ અર્થ (ધન) દાન. તેમાં કોઇ માણસને ભયથી છોડાવવો તે અભયદાન કહેવાય છે.

विद्याहित दीक्षादिक जो है ।
दान ब्रह्मविद्याभिध सो है ॥
देना निर्धन देखि धरा धन ।
अर्थदान वह शुभ यश साधन ॥ ३५ ॥

મુમુક્ષુ આદિને નિઃસ્વાર્થપણે બ્રહ્મોપદેશાદિનું દાન આપવું તે વિદ્યાદાન કહેવાય છે. તેમજ દીક્ષાદિ દાનને પણ વિદ્યાદાન કહે છે. નિર્ધન જોઇ પૃથ્વી અથવા ધન આદિ આપવું તે અર્થદાન ગણાય છે.

पुनि सत्त्वादिकसों नवधा वह ।
सब प्रानीकों बनत सुखावह ॥
देश काल अरु पात्र विचारी ।
होवे फिर जो बिन उपकारी ॥ ३६ ॥

એ અર્થદાન સત્ત્વ, રજસ્ અને તમ એ ત્રણ ગુણ યુક્ત બનવાથી નવ પ્રકારનું થાય છે. ઉત્તમ દેશ, ઉત્તમ કાળ અને ઉત્તમ પાત્રનો વિચાર કરી અને ફરી જેને દાન આપવાનું હોય તે મનુષ્યે આપણા ઉપર કોઈ વખત ઉપકાર ન કર્યો હોય

देनेका देवे उनकोंही ।
[1]सात्विक दान कहावत वोही ॥
प्रतिउपकारकी जामें आशा ।
पुनि फलका उद्देश प्रकाशा ॥ ३७ ॥

એવા પુરૂષને આપવાનું આપવું તે સાત્વિક દાન ગણાય છે અને જેમાં પ્રતિ ઉપકારની આશા હોય અર્થાત્ આ માણસને દાન આપવાથી તે અમારૂં આટલું કામ કરી આપશે અને

दिया जाय बहु देर लगाई ।
राजस्[2] दान कहत यदुराई ॥
देश काल दोनों अनपावन ।
पात्र न होय जहां मन भावन ॥ ३८ ॥

દેતાં દેતાં ઘણા સમયને વ્યતીત કરવો એ દાન રાજસ્ કહેવાય છે એમ ગીતામાં શ્રીકૃષ્ણ પરમાત્મા કહે છે. અને જ્યાં દેશ તથા કાળ બન્ને અપવિત્ર હોય તેમ પાત્ર પણ મનને રૂચે તેવું ન હોય

---

१ दातव्यमिति यद्दानं, दीयतेऽनुपकारिणे ।
देशे काले च पात्रे च, तद्दानं सात्त्विकं स्मृतम् ॥

२ यत्तु प्रत्युपकारार्थं, फलमुद्दिश्य वा पुनः ।
दीयते च परिक्लीष्टं, तद्राजसमुदाहृतम् ॥
[ इति गीतायाम् ]

सत्कृति स्तवन रहित जो देना ।
तामस[1] दान लजावत नैना ॥
दान[2] सुपात्र निहारी देवे ।
वो धन लाभ अधिक नित लेवे ॥ ३९ ॥

તેમ સત્કાર વિના અર્થાત્ અપમાન પૂર્વક અને સ્તુતિ રહિત જે આપવું તે તામસ દાન ગણાય છે જે પુરૂષ સુપાત્ર જોઇ દાન આપે છે તે ધનનો હમેશાં અધિક લાભ લે છે.

धनसों पुण्य करे मनमाना ।
सुगम पुण्यसों सुरपुर जाना ॥
बेर बेर वह धनकों पावत ।
धनतें पुनि वह दानी कहावत ॥ ४० ॥

એ ધનથી મનમાન્યું પુણ્ય કરે છે, જે પુણ્યથી સ્વર્ગની પ્રાપ્તિ સુગમ બને છે. એ રીતે દાન કરનાર મનુષ્ય વારંવાર ધનને પામે છે અને તે મહાદાની કહેવાય છે.

दान[3] कुपात्रनकों जो देवे ।
सो दरिद्रता निशदिन सेवे ॥
जब दाता दारिद्कों पावे ।
तब उनके कर अघ हो जावे ॥ ४१ ॥

જે મનુષ્ય કુપાત્રને દાન આપે છે તે નિરન્તર દરિદ્રતાનું સેવન કરે છે અર્થાત્ તેને દારિદ્રય પ્રાપ્ત થાય છે. જ્યારે દાતા દારિદ્રયને પામે છે ત્યારે તેને હાથે પાપ થવાનો સંભવ રહે છે.

---

१ अदेशकाले यद्दान-मपात्रेभ्यश्च दीयते ।
असत्कृतमवज्ञातं, तत्तामसमुदाहृतम् ॥ इति गीतायाम् ॥
२ सुपात्रदानाद्धि भवेद्धनाढ्यो, धनप्रभावेण करोति पुण्यम् ।
पुण्यप्रभावेण दिवं प्रयाति, पुनर्धनाढ्यो पुनरेव भोगी ॥
३ नास्ति दानात्परं मित्र-मिह लोके परत्र च ।
कुपात्रे किन्तु यद्दत्तं, दहत्यासप्तमं कुलम् ॥ [अत्रिसंहितायाम्]

अघ प्रभावसों नर्क परतहै ।
बेर बेर दारिद्र धरतहै ॥
वही रोगवश होइ मरतहै ।
शास्त्र बात यह सिद्ध करतहै ॥ ४२ ॥

પાપના પ્રભાવથી તે માણસ નર્કમાં પડે છે તેમજ વારંવાર દરિદ્રતાને ધારણ કરે છે અને એજ દારિદ્રયથી રોગી બની મૃત્યુવશ થાય છે.

अन्नक्षेत्र मन्दिर विद्याको ।
छात्रालय श्रृंगार क्षमाको ॥
कूप तडाग आदि जनकाजा ।
जाके दानजनित सुखसाजा ॥ ४३ ॥

અન્નક્ષેત્ર, વિદ્યામન્દિર, છાત્રાલય, કુવા અને તળાવ આદિ જનસમાજને અર્થે સુખનાં સાધન જે દાતાનાં દાનથી ઉત્પન્ન થયેલાં હોય

सो नर जगमें अनुप सुहावे ।
पितृ सहित परमोदय पावे ॥
देवे भक्तिरहितकों दानी ।
वहे नाली गङ्गाका पानी ॥ ४४ ॥

તે મનુષ્ય જગતમાં સર્વોત્તમ બની શોભે છે અને પોતાના પિતૃગણ સહિત પરમ ઉદયને પ્રાપ્ત થાય છે. જે દાતા ભક્તિરહિત મનુષ્યને દાન આપેછે તે જેમ ખાળમાં ગંગાનું પાણી પવિત્ર છતાં અપવિત્ર બની જાયછે તેમ નકામું બનેછે.

बीज[1] क्षारभूमिमें बोवे ।
उनका फल कुछभी नहि होवे ॥
त्रुटित पात्रमें पय भर राखे ।
वह पायसको स्वाद न चाखे ॥ ४५ ॥

---

१ ऊषरेवापितं बीजं, भिन्नभाण्डेषु गोदुहम् ॥
हुतं भस्मनि हव्यं च, मूर्खे दानं मृषा स्मृतम् ॥
[ व्याससंहितायाम् ]

ખારી જમીનમાં બીજ બોવાથી કંઇ પણ ફળ પ્રકટ થતું નથી, ફુટેલાં વાસણમાં જે મનુષ્ય દૂધ ભરી રાખે તે કદીપણ દૂધપાકના સ્વાદને ચાખી શકતો નથી.

भस्म बिच घृत आहुति जैसें।
खलकों दान अफल है वैसें॥
देना दान कुपात्र पिछानी।
बात निषिद्ध कहत सब ज्ञानी॥ ४६॥

જેમ રાખમાં ઘી રેડવાથી કંઇ ફળ નથી તેમ ખળ પુરૂષને દાન આપવું નિષ્ફળ છે. કુપાત્ર જાણ્યા છતાં તેને કંઇ આપવું એ વાતને જ્ઞાની જનો વખોડે છે,

किन्तु वह हो अति दुःखिआरा।
अन्न वस्त्र कछु जलकी धारा॥
उन हित इतना दान उचित है।
दाताको भूषण अरु हित है॥ ४७॥

પરંતુ એવો કોઈ કુપાત્ર અત્યંત દુઃખી અવસ્થામાં હોય તો તેને અન્ન, વસ્ત્ર અને જલ એટલું દાન આપવું યોગ્ય છે. એ પ્રકારનું દાન દાતાના ભૂષણરૂપ અને હિતકારક છે.

दोहा

तप नामक जो कर्म है, उनके तीन प्रकार।
शारीर त्यों वाङ्मय अरु, मानस श्रुति अनुसार॥ ४८॥

તપ નામનું જે કર્મ છે તેના શાસ્ત્ર અનુસાર ત્રણ પ્રકાર છે ૧ શારીર, ૨ વાણીમય અને ૩ માનસ.

चोपाई

देव[1] द्विज गुरु प्राज्ञ समर्चन।
ब्रह्मचर्य मृदुता पावनपन॥

---

१ देवद्विजगुरुप्राज्ञ–पूजनं शौचमार्जवम्।
ब्रह्मचर्यमहिंसा च, शारीरं तप उच्यते॥
[इति गीतायाम्]

ओर अहिंसा जहँ द्रग आवे ।
वोही तप शारीर कहावे ॥ ४९ ॥

તેમાં દેવ, બ્રાહ્મણ, ગુરૂ અને વિદ્વાનનું પૂજન; બ્રહ્મચર્ય, કોમળતા, પવિત્ર-પણું અને અહિંસા જ્યાં જોવામાં આવે તે શારીરતપ કહેવાય છે અર્થાત્ એ તપરૂપી કર્મ શારીરિક છે.

सत्य[1] प्रिय त्यों जनहितकारी ।
सुनत देत उद्वेग निवारी ॥
जासों कष्ट न पावे कोऊ ।
ऐसा वाक्य विमल जो होऊ ॥ ५० ॥

સત્ય, પ્રિય, પ્રાણીમાત્રનું હિત કરનાર અને જેનું શ્રવણ કરતાં ઉદ્વેગ ન થાય તેમજ જેનાથી કોઇ પણ કષ્ટ ન પામે એવું જે નિર્મળ વાક્ય હોય તે અને

बहुधा वेदशास्त्रपरिशीलन ।
वाङ्मय तप वह कहत सुशीलन ॥
मन प्रसन्नता सौम्य सुभाऊ ।
मौन आत्मविनियमन गिनाऊं ॥ ५१ ॥

ઘણેભાગે વેદશાસ્ત્રનો પાઠ કરવો એ સર્વને સુશીલ પુરૂષો વાણીમય તપ કહે છે. હે શિષ્ય! મનની પ્રસન્નતા, શાન્તસ્વભાવ, મૌન, આત્મનિગ્રહ અને

भाव विशुद्धि बने अति भारी ।
मानस[2] तप वह कहत मुरारि ॥
तपभी पूर्व कर्मकी न्यांई ।
सत्त्वादिक गुन संगति पाई ॥ ५२ ॥

---

१ अनुद्वेगकरं वाक्यं, सत्यं प्रियहितं च यत् ।
स्वाध्यायाभ्यसनं चैव, वाङ्मयं तप उच्यते ॥

२ मनः प्रसादः सौम्यत्वं, मौनमात्मविनिग्रहः ।
भावसंशुद्धिरित्येत-त्तपो मानसमुच्यते ॥ [इति गीतायाम्]

ભાવની અત્યન્ત શુદ્ધિ એ સર્વ માનસ તપ છે એમ શ્રી કૃષ્ણ પરમાત્મા ગીતામાં કહે છે. તપ નામનું કર્મ પણ પૂર્વે કહેવાઈ ગએલા યજ્ઞ આદિ કર્મની માફક સત્ત્વ આદિ ત્રણ ગુણનો સંગ પામી

नवको अंक अशंक धरत है ।
प्रभु प्रीत्यर्थ मुमुक्षु करत है ॥
यज्ञादिक कृति वेदविहित है ।
उनको त्याग सदा अनुचित है ॥ ५२ ॥

એ રીતે સત્વાદિ ગુણોના ભેદથી તપ નવ પ્રકારનું છે અને મુમુક્ષુ જનો એ યજ્ઞ આદિ કર્મો પ્રભુ પ્રીત્યર્થ કરે છે. યજ્ઞ આદિ કર્મ વેદમાં પણ કહેલાં છે માટે તેનો ત્યાગ કરવો કોઇ કાળે યોગ્ય નથી.

दोहा

श्रीरघुवर श्रीमाधवजु, गुरुप्रसादकों पाइ ।
भई मयूख समाप्ति यह, मुद मंगलतें छाइ ॥

इति श्रीमद्वेदान्ततीर्थ पण्डित मायारामसंगृहीत
श्रीसत्पुरुषचरित्रप्रकाशो यज्ञदानतपोनिरूपणं
नाम पञ्चमो मयूखः समाप्तः ॥



॥ श्रीगणेशाय नमः ॥

## अथ षष्ठो मयूखः

दोहा.

**तदनन्तर रजनीसमय, सुमिरी आत्माराम ।**
**गुरु शिष्य आनन्दसों, लेत भये आराम ॥ १ ॥**

ત્યારબાદ રાત્રીને વખતે આત્મારૂપી રામ ( બ્રહ્મ ) નું સ્મરણ કરી ગુરૂ નીલકંઠસ્વામી અને શિષ્ય રઘુનાથપુરી બન્નેએ વિશ્રાન્તિ લીધી.

**बहुरि ब्राह्म्यमुहूर्त्तमें, जागृत ह्वै यतिराज ।**
**प्रातःसन्ध्या आदिको, करन लगे शुभ काज ॥ २ ॥**

અને પાછા બીજે દિવસે બ્રાહ્મ્યમુહૂર્ત્તમાં યતિરાજ શ્રીનીલકંઠ ગુરૂ જાગૃત થઇ પ્રાતઃકાળનાં નિત્ય કર્મમાં તત્પર થયા.

**भये निवृत्त जब नित्यसों, नीलकण्ठ गुरुराइ ।**
**तब बैठे पूर्वाभिमुख, आसन पद्म लगाइ ॥ ३ ॥**

અને ઉક્ત નિત્યકર્મથી જ્યારે નિવૃત્ત બન્યા ત્યારે તેઓ પૂર્વાભિમુખ પદ્માસનથી બિરાજમાન થયા.

**रघुपुरीने गुरु चरनमें, किय साष्टांग प्रणाम ।**
**पुनि पूछ्यो संसारमें, कोन वस्तु सुखधाम ॥ ४ ॥**

ત્યારે રઘુનાથપુરીએ ગુરૂના ચરણમાં સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી પૂછ્યુ જે હે ગુરૂ ! આ સંસારમાં કયો પદાર્થ સુખરૂપ છે ?

**जाके पालनसों बने, सुप्रतिष्ठ यह लोक ।**
**मिले मोक्ष परलोकमें, ऐसी वस्तु अशोक ॥ ५ ॥**

કે જેનું પાલન કરવાથી અર્થાત્ જે પદાર્થના સેવનથી આ લોકમાં સારી પ્રતિષ્ઠા મળે અને પરલોકમાં પણ મુક્તિની પ્રાપ્તિ થાય એવી શોક રહિત વસ્તુ

अमित कृपा करिकें कहहु, समज जाउँ मैं स्पष्ट ।
गुरु वचनामृतपानसों, कटे दासके कष्ट ॥ ६ ॥

અમાપ કૃપા કરીને કહો જે હું સ્પષ્ટપણે સમજી શકું અને ગુરૂશ્રીનાં વચનરૂપી અમૃતના પાનથી સેવકનાં કષ્ટ નાશ પામે.

करे कोन गुरु आप बिन, दूर सकल सन्देह ।
बोले तब गुरु मुदित ह्वै, सुनहु शिष्य गुनगेह ॥ ७ ॥

હે સદ્‌ગુરૂ! આપ વિના સમગ્ર સંદેહને દૂર કોણ કરે? આ રીતે શિષ્યનાં વચન સાંભળી ગુરૂ નીલકંઠસ્વામી આનંદથી બોલ્યા જે હે ગુણવાન્ શિષ્ય! સાંભળો.

चोपाई.

जो पदार्थ तुं जानन चाहे ।
वो जगहितकर सुज्ञ सराहे ॥
मति अनुसार विवेचन करिहों ।
शंका सकल तिहारी हरिहों ॥ ८ ॥

જે પદાર્થ તમે જાણવા ઇચ્છો છો તે જગતનાં પ્રાણીમાત્રનું હિત કરનાર છે અને તેની સુજ્ઞ પુરૂષો પ્રશંસા કરે છે. એ પદાર્થનું હું મારી બુદ્ધિ અનુસાર વિવેચન કરીશ અને તમારી શંકાને ટાળીશ.

सुयश बढावनी लोकप्रतिष्ठा ।
मुक्तिदायिनी ब्रह्मकी निष्ठा ॥
जासों होवत सिद्ध सदाही ।
वह पदार्थ इक धर्म बडा ही ॥ ९ ॥

હે શિષ્ય! સુયશમાં વૃદ્ધિ કરનારી લોક પ્રતિષ્ઠા અને મુક્તિ આપનારી બ્રહ્મ નિષ્ઠા એ બન્ને જેનાથી સિદ્ધ થાય છે તે એક મહાન્ "ધર્મ" નામનો પદાર્થ છે.

उभय लोकमें उन्नतिप्रद है ।
मोक्षप्राप्तिको हेतु महद है ॥

धर्म नाम उनका अति नीका ।
सुनु मत श्रेष्ठ कणाद[1] मुनीका ॥ १० ॥

આ લોક અને પરલોકમાં ઉન્નતિ આપનાર અને મોક્ષ પ્રાપ્તિના મહાન્ કારણરૂપ જે પદાર્થ છે તેનું "ધર્મ" એવું સુન્દર નામ છે તેનું લક્ષણ મુનીશ્વર કણાદે કહ્યું છે.

वैशेषिक दर्शन अभिधाना ।
ग्रन्थ गये लिखि वो भगवाना ॥
प्रारंभिक व्याख्या ग्रहि तासों ।
कहों शिष्य रघु! सुनु श्रद्धासों ॥ ११ ॥

એ સમર્થ કણાદ મુની વૈશેષિકદર્શન નામનો ગ્રન્થ રચી ગયા છે, તેના સૂત્રનો આશ્રય લઇ હું તમને કહું છું તે હે શિષ્ય રઘુનાથ! શ્રદ્ધાપૂર્વક સાંભળો.

जासों यह जगमें हो उन्नति ।
लोकोत्तर कल्याण मिले अति ॥
वह पदार्थ शुभ धर्म कहावे ।
जाको सेवन दुरित जरावे ॥ १२ ॥

જેને લઇ આ જગતમાં તથા પરલોકમાં સુખ મળે અને મોક્ષ પ્રાપ્તિ પણ થાય એવો ધર્મ નામે એક શુભ પદાર્થ છે, જેનું સેવન પાપને નષ્ટ કરનારૂં છે.

बहुरि व्यास[2] प्रभुकी सुनु बानी ।
धर्म वही जो धारत प्रानी ॥
जिसने यह ब्रह्माण्ड धरा है ।
धर्म वही पीयूष झरा है ॥ १३ ॥

१ यतोऽभ्युदयनिःश्रेयससंसिद्धिः स धर्मः ॥ [ इति कणादसूत्रम् ]
२ धारणाद्धर्ममित्याहुर्धर्मो धारयते प्रजाः ।
यत् स्याद्धारणसंयुक्तं, स धर्म इति निश्चयः ॥[ इतिश्रीव्यासवचनात् ]

વળી વ્યાસ ભગવાન્ કહે છે કે "ધર્મ" એ કે જેને પ્રાણી ધારણ કરે, જેણે આ સકલ બ્રહ્માંડને ધારણ કર્યું છે એજ ધર્મ કહેવાય છે અને તે અમૃતના ઝરણ રૂપ છે.

सावधान[1] बनि जो जन सेवे ।
उन्नति मुक्ति उभय वह लेवे ॥
जाने धर्म अधर्मकी शक्ति ।
ऐसी इक मानवकी व्यक्ति ॥ १४ ॥

તેનું સાવધાન બની જે મનુષ્ય સેવન કરે છે તે આ લોકમાં ઉન્નતિ અને પરલોકમાં મુક્તિ એ બન્નેને મેળવી શકે છે, ધર્મ અને અધર્મ એ ઉભયની શક્તિ સમજી શકે એવી એક મનુષ્યનીજ જાતિ છે.

मानवदेह[2] रहित जो प्रानी ।
बुद्धिहीन त्यों है अज्ञानी ॥
धर्माधर्म मर्म नहि जाने ।
बिन विवेक वह जीव प्रमाने ॥ १५ ॥

મનુષ્ય દેહ વિનાનાં જે પ્રાણીઓ છે તે બુદ્ધિરહિત અને અજ્ઞાનમય છે, તેઓ ધર્મ કે અધર્મના તાત્પર્યને જાણતા નથી, કારણ કે તેવા જીવો વિવેક વગરના છે.

मानवतनु[3] उपभोग विहीना ।
यदि चाण्डाल जातिगत हीना ॥

---

१ उन्नतिं निखिला जीवा, धर्मेणैव क्रमादिह ।
विद्धानाः सावधाना, लभन्तेऽन्ते परं पदम् ॥

२ मानुषेषु महाराज, धर्माधर्मौ प्रवर्ततः ।
न तथाऽन्येषु भूतेषु, मनुष्यरहितेष्विह ॥ [इति व्यासवचनम्]

३ उपभोगैरपि त्यक्तं, नात्मानं सादयेन्नरः ।
चांडालत्वेऽपि मानुष्यं, सर्वथा तात शोभनम् ॥
इमं योनिमहं प्राप्य, पृथिव्यां जगतीपते, ।
आत्मा वै शक्यते त्रातुं, कर्मभिः शुभलक्षणैः ॥ इति कणाद वचनम् ॥

तदपि श्रेष्ठ मानवतनु वोही ।
भक्ति मुक्तिको साधन सोही ॥ १६ ॥

સાંસારિક ભોગોથી રહિત મનુષ્યદેહ યદિ ચાંડાલ જાતિગત હોય તોપણ તે મનુષ્યદેહ ઉત્તમ છે, કારણકે એજ દેહ ભક્તિ અને મુક્તિ બન્નેનાં સાધનરૂપછે.

पावन होइ सुयश जग छावत ।
शुभ कृतिसों गति शुभ ही पावत ॥
मनुज देह बिन योनि अनेका ।
वामें है नहि आत्मविवेका ॥ १७ ॥

મનુષ્ય પવિત્ર બની જગત્માં સુયશ ફેલાવે છે અને શુભ કર્મથી શુભ ગતિને પામે છે, મનુષ્ય દેહ સિવાય અનેક યોનિ છે, પરંતુ તેમાં આત્મવિવેકનો અભાવ હોય છે.

पाइ मनुज योनि शुभ कृतिसों ।
रक्षत है आत्मा जन धृतिसों ॥
धर्म एक साधारण नामा ।
द्वितीय असाधारण अभिरामा ॥ १८ ॥

મનુષ્ય ઉત્તમ કર્મથી નરયોનિને પ્રાપ્ત થઈ ધૈર્યપૂર્વક આત્મોદય કરે છે. હે શિષ્ય રઘુનાથ! મેં ધર્મનામે જે સુખરૂપ પદાર્થ કહ્યો તેના ભેદ નીચે મુજબ છે. એક સાધારણ ધર્મ, બીજો અસાધારણ ધર્મ.

वर्ण धर्म धर्म सु आश्रमके ।
दोउ असाधारण वह क्रमके ॥
वही असाधारण तुम जानो ।
इस बिध भेद अनेक प्रमानो ॥ १९ ॥

અસાધારણ ધર્મ બે પ્રકારનો છે, એક વર્ણ ધર્મ–બીજો આશ્રમ ધર્મ આવી રીતે ધર્મો અનેક પ્રકારના છે.

धृति क्षमा दम आदिक जोहे ।
मनु उपदिष्ट धर्म दश सोहे ॥

मनुज मात्रकों है सो सुखकर ।
वही साधारण धर्म सु दुःखहर ॥ २० ॥

ધૃતિ, ક્ષમા, દમ, અસ્તેય, શૌચ, ઇન્દ્રિયનિગ્રહ, ધી, વિદ્યા, સત્ય અને અક્રોધ એ દશ ધર્મનો મનુ ભગવાને ઉપદેશ કરેલો છે; આ ધર્મો મનુષ્ય માત્રને સુખ આપવાવાળા છે. આનું નામ સાધારણ ધર્મ કહેવાય છે.

योंभी धर्म अनेक प्रकारा ।
जासों सुख पावत जग सारा ॥
वर्ण चार है ब्राह्मण आदिक ।
उनके धर्म कहों स्वाभाविक ॥ २१ ॥

એ રીતે પણ ધર્મના અનેક પ્રકાર છે, જેના સેવનથી સમસ્ત જગત્ સુખને પામે છે. હે શિષ્ય રઘુનાથ ! મનુષ્ય યોનિમાં બ્રાહ્મણ આદિ ચાર વર્ણ છે તેના સ્વાભાવિક ધર્મ તમોને કહું છું.

वेदादिकको पठन पढाना ।
यज्ञादिक करना रु कराना ॥
देना लेना दान निरन्तर ।
शम[1] दम तप अरु शौच अनन्तर ॥ २२ ॥

વેદ આદિનું ભણવું અને ભણાવવું, યજ્ઞ આદિનું કરવું અને કરાવવું, નિરન્તર દાન દેવું અને લેવું; શમ, દમ, તપ શૌચ ( પવિત્રતા )

सहन शीलता मृदुता छाजे ।
ज्ञान संग विज्ञान विराजे ॥
आस्तिकता पुनि अमल जहां है ।
विप्र वर्णका धर्म वहां है ॥ २३ ॥

સહનશીલપણું, મૃદુતા, જ્ઞાનની સાથે વિજ્ઞાન (તત્વજ્ઞાન) અને આસ્તિકપણું ઇત્યાદિ બ્રાહ્મણવર્ણના સ્વાભાવિક ધર્મ છે.

पढना वेद यजनका करना ।
देना दान शौर्य उर धरना ॥

१ शमोदमस्तपः शौचं, क्षांतिरार्जवमेव च ।
ज्ञानं विज्ञानमास्तिक्यं, ब्रह्मकर्म स्वभावजम् ॥ [इति गीतायाम्]

तेज धैर्य चतुराइ दिखावे ।
रनमें पद पीछा न हठावे ॥ २४ ॥

વેદ ભણવા, યજ્ઞ કરવા, દાન દેવું, શૌર્યને ધારણ કરવું, તેજ, ધૈર્ય, ચતુરાઈ, રણસંગ્રામમાં પગને પાછો ન હઠાવવો

ईश्वरभाव हटे ना हियके ।
वर्णधर्म या बिध क्षत्रियके[1] ॥
वेद अध्ययन यजन रु देना ।
कृषि वाणिज्यलाभ पुनि लेना ॥ २५ ॥

અને ઐશ્વર્ય-મહત્તા વગેરે ક્ષત્રિયવર્ણ ધર્મ છે. અને વેદાધ્યયન, યજ્ઞ કરવો, દાન દેવું અને ખેતી તથા વેપારથી જીવન ચલાવવું

करना संतसुरभिका पालन ।
वैश्यधर्म[2] यह पापप्रजालन ॥
ब्राह्मण क्षत्रिय वैश्यकी सेवा ।
देना दान सु तजि अहमेवा ॥ २६ ॥

તેમજ સંત અને ગાયનું પાલન કરવું ઈત્યાદિ વૈશ્યવર્ણના ધર્મો છે. બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય એ ત્રણે વર્ણની સેવા કરવી અને અહંકાર તજી દાન દેવું,

शूद्र[3] धर्म स्वाभाविक ठाना ।
वर्ण धर्म जगहितकर जाना ।
चतुर्वर्णपें जब आपत्ति ॥
होवे तब निर्वाह प्रवृत्ति ॥ २७ ॥

---

१ शौर्यं तेजो धृतिर्दाक्ष्यं, युद्धे चाप्यपलायनम् ।
दानमीश्वरभावश्च, क्षात्रं कर्म स्वभावजम् ॥
२ कृषिगोरक्ष्यवाणिज्यं, वैश्यकर्मस्वभावजम् ।
३ परिचर्यात्मकं कर्म, शूद्रस्यापि स्वभावजम् ॥ [ इति गीतायाम् ]

ઉપર પ્રમાણે શુદ્ર વર્ણના સ્વાભાવિક ધર્મ કહેલા છે. આરીતે વર્ણધર્મ જગતનું હિત કરનાર છે. ચારે વર્ણ ઉપર જ્યારે આપત્તિ આવે ત્યારે પોતાના નિર્વાહ અર્થે શું કામ કરવું

किस बिध होनी उचितपन पावे ।
सो मनु निज स्मृति गाइ सुनावे ॥
जीवनहेतुभूत दश वृत्ति ।
सुन रघु ! अब उनकी प्रतिपत्ति ॥ २८ ॥

આ વિષયને શ્રીમનુ ભગવાન્ પોતાની સ્મૃતિમાં કહી ગયેલ છે અને તે મનુષ્ય જીવનના હેતુરૂપ દશ રૂપ છે તેને હું કહું છું તે હે શિષ્ય રઘુનાથ ! શ્રવણ કરો.

विद्या[1] शिल्प दास्य शुभ लक्षण ।
कृषि व्यापार धेनुका रक्षण ॥
धृति भिक्षा सेवक बन जाना ।
व्याजु धन ले काम चलाना ॥ २९ ॥

૧ વિદ્યા, ૨ શિલ્પ (કારીગરી), ૩ દાસ્ય (કોઈના નોકર થઈ રહેવું), ૪ કૃષિ ( ખેતી ), ૫ વ્યાપાર, ૬ ગાયોનું રક્ષણ કરવું અર્થાત્ ગાયો રાખી તેના દૂધ આદિમાંથી ભરણ પોષણ કરવું, ૭ ધૈર્ય, ૮ ભિક્ષા, ૯ સેવક બનવું (મજુરીથી નિર્વાહ કરવો)અને ૧૦ વ્યાજે પૈસા લઈ કઇ કામ ચલાવવું.

विपद् काल जन योंहि वितावे ।
वह कालोचित धर्म कहावे ॥
आश्रमधर्म सुनाउँ यथाक्रम ।
जो टारे मतिका सब विभ्रम ॥ ३० ॥

१ विद्या शिल्पं भृत्यं सेवा गोरक्ष्यं विपणी कृषि
धृ॑ति भैक्ष्यं कुशीदं दश जीवनहेतवः ॥ [ इति मनुस्मृतौ ]

ઉપર કહેલી પ્રવૃત્તિથી મનુષ્યે આપત્તિ કાળને વ્યતીત કરવો એ કાલોચિત ધર્મ કહેવાયછે.હવે હે શિષ્ય રઘુનાથ! તમોને ક્રમપુર:સર આશ્રમ ધર્મ સંભળાવું છું કે જેથી બુદ્ધિમાં થતો આશ્રમ ધર્મ વિષયક સંભ્રમ ટળી જશે.

दोहा

ब्रह्मचर्य आश्रम प्रथम, पुनि गृहस्थ पहिचान ।
वानप्रस्थ सन्यस्त यों, चारोंके अभिधान ॥ ३१ ॥

આશ્રમમાં પહેલું બ્રહ્મચર્ય, બીજું ગૃહસ્થ, ત્રીજું વાનપ્રસ્થ અને ચોથું સન્યસ્ત એમ ચારે આશ્રમનાં નામ જાણવાં.

ब्राह्मण क्षत्रिय वैश्यकों, ब्रह्मचर्य अधिकार ।
पुनि उनकों उपनयनको, होत उचित संस्कार ॥ ३२ ॥

તેમાં બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય એ ત્રણ વર્ણને બ્રહ્મચર્ય ધર્મ ધારણ કરવાનો અધિકાર છે અને એ ત્રણે વર્ણને ઉપનયન ( જનોઇ ) આદિ યોગ્ય સંસ્કાર કરવાનું કહેલું છે.

षट् रु अष्ट दश वर्ष तक, संस्कृति गणना श्रेष्ठ ।
मध्यम द्वादश षोडश हि, सब जन करत यथेष्ट ॥ ३३ ॥

એ ઉપનયનના સંસ્કારમાટે છ, આઠ અને દશ વર્ષની ગણના શ્રેષ્ઠ છે અર્થાત્ એટલાં વર્ષની અવસ્થા જનોઇ આદિ સંસ્કાર માટે શ્રેષ્ઠ ગણાયછે અને બાર તથા સોળમે વર્ષે ઉક્ત સંસ્કાર મધ્યમ ગણાય છે, પણ શાસ્ત્ર દૃષ્ટિથી જે ઈષ્ટ પક્ષ હોય તેને ત્રિવર્ણ સત્પુરૂષો ગ્રહણ કરે છે.

यथाकाल उपनयनकी, संस्कृति ले सहुलास ।
जाना फिर आचार्य ढिग, करन वेद अभ्यास ॥ ३४ ॥

એ રીતે સમયોચિત ઉપનયન સંસ્કાર આનન્દપૂર્વક પ્રાપ્ત કરી વેદનો અભ્યાસ કરવામાટે આચાર્ય ( ગુરૂ ) પાસે જવું.

शास्त्रकार अभ्यासके, कहत सु पञ्च प्रकार ॥
पढना इक आचार्यसों, पुनि निजतंत्र विचार ॥ ३५ ॥

એ અભ્યાસના શાસ્ત્રકાર ( વિદ્વાન્ જનો )પાંચ પ્રકાર કહે છે. ૧ આચાર્ય પાસે ભણવું. ૨ ફરી જે ભણ્યા હોઈએ તેનો સ્વતંત્રપણે વિચાર કરવો.

आवर्तन उनको बहुरि, वो है तृतीय प्रकार ।
चौथा चिन्तन शास्त्रका, होत तर्क अनुसार ॥ ३६ ॥

અને તેનું ફરી આવર્તન (ભણ્યા હોઇએ તેને ફરી વાંચવું) એ ત્રીજો પ્રકાર છે. ૪ પોતાના તર્ક અનુસાર શાસ્ત્રનું ચિન્તન કરવું (વિચારવું) એ અભ્યાસનો ચોથો પ્રકાર છે.

यों हि पढाना अन्यकों, पञ्चम भेद प्रमाण।
ब्रह्मचारीभी द्विविधहै, नैष्ठिक उपकुर्वाण ॥ ३७ ॥

એવીજ રીતે બીજાને ભણાવવું એ અભ્યાસનો પાંચમો ભેદ છે. હે શિષ્ય રઘુનાથ! બ્રહ્મચારી પણ બે પ્રકારના હોય છે. એક નૈષ્ઠિક અને બીજો ઉપકુર્વાણ.

जो जीवितपर्यन्त जन, निवसत गुरुके धाम।
ब्रह्मचर्य पालन करे, नैष्ठिक उनको नाम ॥ ३८ ॥

જે મનુષ્ય જીવિત પર્યન્ત (જ્યાં સુધી જીવે ત્યાં સુધી) ગુરૂને ઘેર રહે અને બ્રહ્મચર્યનું પાલન કરે તેનું નામ "નૈષ્ઠિક" બ્રહ્મચારી કહેવાય છે.

यथा समय आचार्य ढिग, करत सु विद्याभ्यास।
स्नातक गुरु आदेश ग्रहि, निवसे गृह सहुलास ॥ ३९ ॥

અને જે મનુષ્ય આચાર્ય પાસે યથા સમય (ભણવામાં જેટલો સમય લાગે તેટલા સમય પર્યન્ત) સારી રીતે વિદ્યાનો અભ્યાસ કરે અને સ્નાતક બની ગુરૂની આજ્ઞા મેળવી પોતાને ઘેર જઇ ગૃહસ્થાશ્રમી બને

वही ब्रह्मचारी सदा, उपकुर्वाण कहात।
अन्तिम गुरु उपदेशकों, पाइ आत्मगृह जात ॥ ४० ॥

એ "ઉપકુર્વાણ" નામનો બ્રહ્મચારી કહેવાય છે અને તે વિદ્યાભ્યાસને અંતે ગુરૂ પાસેથી ઉપદેશ મેળવી પોતાને ઘેર જાય છે.

अन्तेवासिन नामको, अन्तिम गुरु उपदेश।
धर्ममूल द्वयलोकमें, हितकर होत अशेष ॥ ४१ ॥

ગુરૂ પાસે વિદ્યાધ્યયન કરનાર અન્તેવાસી વિદ્યાર્થીને ગુરૂનો અન્તિમ ઉપદેશ ઉભય લોકમાં સર્વ પ્રકારે હિત કરનાર હોય છે.

अन्तेवासी शिष्य जो, पावत गुरुसों[1] बोध ।
सो अब मैं तुमकों कहों, शास्त्रनकी कर शोध ॥ ४२ ॥

હે રઘુનાથ! એ અન્તેવાસી શિષ્ય ગુરૂથી જે બોધને પ્રાપ્ત કરે છે તે બોધવાક્ય શાસ્ત્રની શોધ કરી હું તમને કહું છું.

छन्द–मोतीदाम

सदा[2] वद् सत्य रु आचर धर्म ।
प्रमाद् बिना पढ जानि सुमर्म ॥
धनादिकसों गुरु सेव सुधीर ।
बढावहु वंशविभूति प्रवीर ॥ ४३ ॥

નિરંતર સત્ય બોલ, ધર્મનું આચરણ કર, મર્મને જાણી પ્રમાદ વિના વિદ્યાભ્યાસ કર, ધન આદિથી ધૈર્યપૂર્વક ગુરૂની સેવા કર અને વંશની વૃદ્ધિ કર.

प्रचारहु वाचन पाठ प्रसाद् ।
न सत्यहुसों कर लेश प्रमाद् ॥
पिता जननी गुरु पूजक होउ ।
रिझावहु त्यों अतिथि सब कोउ ॥ ४४ ॥

વેદાદિનું પ્રવચન કરજે, સત્યથી લેશ પણ પ્રમાદ ન કરજે, પિતા માતા અને ગુરૂને દેવ માનજે અને જે કોઇ અતિથિ (મિજમાન) ઘેર આવે તેને પ્રસન્ન કરજે.

---

१ वेदमनुच्याचार्योऽन्तेवासिनमनुशास्ति ।

२ सत्यं वद, धर्मं चर, स्वाध्यायान्मामप्रमदः आचार्याय प्रियं धनमाहृत्य प्रजातंतु मा व्यवच्छेत्सीः सत्यान्न प्रमदितव्यम्, भूत्यैन प्रमदितव्यम् स्वाध्याय प्रवचनाभ्यां न प्रमदितव्यम्, देवपितृकर्माभ्यां न प्रमदितव्यम्, मातृदेवो भव, पितृदेवो भव, आचार्यदेवो भव, अतिथिदेवो भव, यान्यनवद्यानि कर्माणि तानि सेवितव्यानि नो इतराणि यान्यस्माकं सुचरितानि तानि त्वयोपास्यानि नो इतराणि॥

चरित्र अचारजके जु अनिन्द्य ।
समाचर हो गुनतें जग जगवन्द्य ॥
न आचर निन्दित वर्तन लेश ।
यही विध ले गुरुको उपदेश ॥ ४५ ॥

આચાર્ય (ગુરૂ) નાં સ્તુતિ લાયક જે ચરિત્રો હોય તે પ્રમાણે વર્તન રાખી સદ્‌ગુણથી વિશ્વમાં વન્દન યોગ્ય બનજે, લેશ પણ ગુરૂનાં નિન્દિત (નિન્દા યોગ્ય) વર્તનનું આચરણ કરીશ નહિ. આ પ્રમાણે ગુરૂનો ઉપદેશ ગ્રહણ કરી

पढी ब्रह्म यों उपहीकुरबाण ।
करे निज मन्दिर ओर प्रयाण ॥
विवाहित होइ करे यजनादि ।
बने पुनि श्रेष्ठ गृहस्थ सुवादी ॥ ४६ ॥

વેદ ભણી ઉપકુર્વાણ નામનો બ્રહ્મચારી પોતાને ઘેર આવી વિવાહ કરી યજ્ઞ આદિ શુભ કર્મો કરે અને પછી ઉત્તમ વાણીવાળો ગૃહસ્થ બને.

बने सुरके ऋणसों वह मुक्त ।
प्रजा उपजाइ सु धर्म सँयुक्त ॥
स्वपत्नी बिना सब मात समान ।
गिने गृहवासी सुबुद्धिनिधान ॥ ४७ ॥

આવી રીતે ઉત્તમ બુદ્ધિવાળો ગૃહસ્થ ધર્મયુક્ત પ્રજાને ઉત્પન્ન કરી દેવ-ઋણથી મુક્ત થાય અને પોતાની પત્ની સિવાય દરેક સ્ત્રીઓને પોતાની માતા સમાન ગણે.

मनुष्य महर्षि रु देव महान ।
गवादि समर्चन श्रेयनिदान ॥
गृहस्थनके गृह पञ्चहि ठोर ।
निहारतहैं हम हिंसन जोर ॥ ४८ ॥

મહાપુરૂષ, મહર્ષિ, દેવ અને ગાય આદિનું પૂજન ગૃહસ્થને માટે કલ્યાણના હેતુરૂપ છે. ગૃહસ્થના ઘરમાં પાંચ જગોએ હિંસાની પ્રબળતા છે.

चुल्ही[1] अरु पेषणी खण्डिनी नाम ।
रु मार्जनी त्यों जलकुंभन धाम ॥
बने इतने स्थल हिंसन काज ।
सुयज्ञ हने इतने अघसाज ॥ ४९ ॥

૧ ચુલો, ૨ ઘંટી, ૩ ખાંડણી, ૪ સાવેણી, અને ૫ પાણીઆરૂં આટલાં સ્થલમાં હિંસા થાય છે; એ હિંસાથી થતાં પાપનું નિવારણ પંચ યજ્ઞ કરી શકે છે.

दोहा.

अग्निहोम आदि सविध, यजन देवको जान ।
भूत यज्ञ ताकों कहे, जो देवे बलिदान ॥ ५० ॥

એ યજ્ઞના પાંચ પ્રકાર છે ૧ વિધિપુરઃસર અગ્નિ હોત્રઆદિ દેવયજ્ઞ જાણવો, ૨ જે બલિદાન વગેરે અપાય છે તેને ભૂત યજ્ઞ કહે છે,

तर्पण आदि पितृको, पावन यज्ञ प्रमाण ।
वेदादिकको पठन वह, ब्रह्मयज्ञ पहिचान ॥ ५१ ॥

૩ તર્પણ આદિ પવિત્ર પિતૃયજ્ઞ કહેવાય છે, ૪ વેદ આદિનું પઠન (પાઠ કરવો) તે બ્રહ્મયજ્ઞ જાણવો અને

मानव यज्ञ सुमनुजकों, करिबो अन्न प्रदान ।
पञ्चयज्ञ गृहवासीकों, अर्पत मुक्ति महान ॥ ५२ ॥

૫ ઉત્તમ મનુષ્યને અન્નદાન આપવું તે માનવયજ્ઞ ગણાય છે. એ રીતના પાંચે યજ્ઞ ગૃહસ્થને પાપથી મુક્ત કરે છે.

---

१ पञ्चसूना गृहस्थस्य, चुल्ही पेषण्युपस्करः ।
खण्डनी चोदकुम्भश्च । बध्यते यास्तु वाहयन् ॥ १ ॥
तासां क्रमेण सर्वासां । निष्कृत्यर्थं महर्षिभिः ।
पञ्चक्लृप्ता महायज्ञाः, प्रत्यहं गृहमेधिनः ॥ २ ॥

अथ पञ्चयज्ञाः—देवयज्ञो भूतयज्ञः पितृयज्ञो ब्रह्मयज्ञो मनुष्ययज्ञ इति तानेतान् यज्ञान्नहरहः कुर्वीत ॥

चोपाई.

निजपत्नीसों पुत्रोत्पत्ति ।
होवे फिर उपरामकी वृत्ति ॥
जब सुत योग्य अवस्था पावे ।
गृहको भार समस्त उठावे ॥ ५३ ॥

પોતાની સ્ત્રીથી પુત્રની ઉત્પત્તિ થયા પછી ઉપરામવૃત્તિવાળો ( સાંસારિક વ્યવહારથી નિવૃત્તિવાળો)થઈ જ્યારે પુત્ર યોગ્ય અવસ્થાને પ્રાપ્ત થાય અને ઘરનો સમગ્ર ભાર ઉપાડે

तब उनकों सब अर्पण करिकें ।
गावे गुन गृहवासी हरिके ॥
वानप्रस्थ बनि वनमें रहेवे ।
पुनि वह शुद्ध तपोवृत लेवे ॥ ५४ ॥

ત્યારે તેને ઘરબાર વગેરે અર્પણ કરી ગૃહસ્થ શ્રીહરિના ગુણ ગાય અને વાનપ્રસ્થ આશ્રમને ધારણ કરી વનમાં રહે અને વિશુદ્ધ તપોવૃત્તનું સેવન કરે.

वानप्रस्थ हित वास सुबनको ।
भोजन केवल फल पत्रनको ॥
वल्कल आदि पुनित परिधाना ।
जीवन पापविमुक्त बिताना ॥ ५५ ॥

વાનપ્રસ્થને માટે વનમાં રહેવાનું અને ફળ તથા પર્ણ ( પાંદડા ) આદિનું ભોજન કરવાનું, વલ્કલ ( ઝાડની છાલ ) આદિ પવિત્ર વસ્ત્ર પહેરવાનાં, નિષ્પાપ જીવન વિતાવવાનું અને

प्राजापत्य आदि वृत्त पालन ।
शास्त्रनिदेश यही अघजालन ॥
वृत्ति यों जब होवे स्वस्था ।
पावे पुनि परिपाक अवस्था ॥ ५६ ॥

પ્રાજાપત્ય આદિ વ્રતનું પાલન કરવુ એવી શાસ્ત્રની આજ્ઞા છે અને તે પાપને નષ્ટ કરનારી છે. આ રીતે જ્યારે મનોવૃત્તિ સમાહિત થાય અને તે પરિપાક અવસ્થાને પામે

तब सन्यस्ताश्रम सुखकारी ।
ग्रही होवे जन आत्मविहारी ॥
इतना कह गुरु मौन धरत है ।
शंका तहँ रघुनाथ करत है ॥ ५७ ॥

ત્યારે મનુષ્ય સુખદાયક સન્યસ્ત આશ્રમને ગ્રહણ કરી આત્મસ્વરૂપ ચિન્તન કરનારો બને. આટલું કહી ગુરૂ નીલકંઠસ્વામીએ મૌન ધારણ કર્યું ત્યાં શિષ્ય રઘુનાથપુરી શંકા કરે છે.

भगवन्! कलिवर्ज्य[1] प्रकरणमें ।
वार्ता ऐसी आइ श्रवणमें ॥
पञ्चकर्म कलिमें यतिनायक ।
बनत नहीं कबहु फलदायक ॥ ५८ ॥

હે ભગવન્! હે યતીઓના અગ્રણી! કલિવર્જ્ય પ્રકરણમાં એવી વાત સાંભળવામાં આવી છે જે " કલયુગમાં કરેલાં પાંચ કર્મ કદી પણ ફળ આપવા વાળાં બનતાં નથી "

दोहा

अग्निहोत्र मधुपर्क अरु, गोहिंसा सन्यस्त ।
देवरतें सुतप्राप्ति यह, कलिमें वर्ज्य समस्त ॥ ५९ ॥

૧ અગ્નિહોત્ર, ૨ મધુપર્ક, ૩ ગાયની હિંસા, ૪ સન્યસ્ત અને ૫ દેરથી પુત્રની ઉત્પત્તિ એ પાંચે કલિયુગમાં વર્જ્ય ( ત્યાગ કરવા યોગ્ય ) છે.

तो आज्ञा क्यों करत हो, वानप्रस्थके अन्त ।
गुरु! सन्यस्तग्रहणकी, समजावहु यतिकन्त ॥ ६० ॥

---

१ अग्निहोत्रं गवालम्भं, संन्यासपलपैत्रिकम् ॥
देवराच्च सुतोत्पत्तिः, कलौ पञ्च विवर्जयेत् ॥

તો પછી હે ગુરૂ! વાનપ્રસ્થ સન્યસ્ત ગ્રહણ કરવાની આજ્ઞા આપ કેમ કરો છો? એ હે યતીઓના રાજા! મને કૃપા કરી સમજાવો.

**शिष्य वचन सुनिकें कहत । गुरुवर दीनदयाल ।**

**सत्य कह्यो सन्यस्त है, वर्जित कलिके काल ॥॥ ६० ॥**

શિષ્ય રઘુનાથનાં આવાં વચન શ્રવણ કરી દીનદયાળુ ગુરૂ શ્રેષ્ઠ નીલકંઠ-સ્વામી બોલ્યા જે હે શિષ્ય ! સન્યસ્ત કલિયુગમાં વર્જિત છે એ વાત તમે સાચી કહી.

**पें देवल[1] मुनिने लिखी, निजस्मृतिमें जो बात ।**

**श्रद्धासों वह श्रवण कर, टरि है संशय तात ॥ ६१ ॥**

પરંતુ દેવલ મુનિએ પોતાની સ્મૃતિમાં જે વાત લખેલી છે તે શ્રદ્ધાપૂર્વક શ્રવણ કરો. હે શિષ્ય ! જેના શ્રવણથી ત્હમારી શંકા ટળી જશે.

चोपाई.

**जबतक विप्र आदि द्रग आवे ।**
**क्षितिमें वर्णविभाग सुहावे ॥**
**तोलों अग्निहोत्री सन्यासी ।**
**होवे मुक्तिहेतु गृहवासी ॥ ६२ ॥**

હે શિષ્ય રઘુનાથ! દેવલ સ્મૃતિમાં કહેલું છે જે જ્યાં સુધી પૃથ્વીમાં બ્રાહ્મણ આદિ વર્ણ વિભાગ નજરે આવે ત્યાં સુધી ગૃહસ્થ મુક્તિને માટે અગ્નિહોત્રી અને સન્યાસી આ કલિકાલમાં પણ થઈ શકે છે.

**सन्यासी सब होत चतुर्विध ।**
**कुटीचक बहूदक त्यों हंसाभिध ॥**
**परम हंस यति है अतिपावन ।**
**जाकों नहि जग आवन जावन ॥ ६३ ॥**

---

१ यावद्वर्णविभागोऽस्ति, यावद्वेदः प्रवर्तते ।
सन्यासमग्निहोत्रं च, तावत् कुर्यात् कलौ युगे ॥

એ સન્યાસી ચાર પ્રકારના હોય છે. ૧ કુટીચક, ૨ બહૂદક, ૩ હંસ અને ૪ પરમહંસ, તેમાં પરમહંસ સન્યાસી અત્યંત પવિત્ર ગણાય છે. એ જ્ઞાનીઓને સંસારમાં આવવું જવું ( જન્મ મરણ ) હોતું નથી અર્થાત્ તેઓ મોક્ષને પ્રાપ્ત થાય છે.

तीव्र[1] विराग अवस्था पाई ।
नित्यकर्ममें वृत्ति लगाई ॥
भगवदेक मति है कृति जाकी ।
कुटीचक यति संज्ञा शुभ ताकी ॥ ६४ ॥

વૈરાગ્ય અવસ્થાને પ્રાપ્ત થઈ, વૃત્તિને નિત્યકર્મમાં લગાવી જે યતિ (સન્યાસી) ભગવદેક(એક ઈશ્વરમય) બુદ્ધિથી કર્મ કરે છે તે "કુટીચક સન્યાસી" કહેવાય છે.

---

१ सन्यासहेतुर्वैराग्यं, यदहर्विरजेत्तदा ।
प्रव्रजेदिति वेदोक्ते-स्तद्भेदस्तु पुराणगः ॥ १ ॥
विरक्तिर्द्विविधाप्रोक्ता, तीव्रा तीव्रतरेति च ।
सत्यामेव तु तीव्रायां, न्यसेद्योगी कुटीचके ॥ २ ॥
शक्तो बहूदके तीव्र-तरायां हंससंज्ञिते ।
मुमुक्षुः परमे हंसे, साक्षाद्विज्ञानसाधने ॥ ३ ॥
पुत्रदारगृहादीनां, नाशे तात्कालिकी मतिः ।
धिक्संसार इतीदृक्स्या-द्विरक्तेर्मन्दता हि सा ॥ ४ ॥
अस्मिञ्जन्मनि मा भूव-न्पुत्रदारादयो मम ।
इति या सुस्थिरा बुद्धिः, सा वैराग्यस्य तीव्रता ॥ ५ ॥
पुनरावृत्तिसहितो, लोको मे माऽस्तु कश्चन ।
इति तीव्रतरत्वं स्या-न्मन्दे न्यासो न कोऽपि हि ॥ ६ ॥
यात्राद्यशक्तिशक्तिभ्यां, तीव्रे न्यासद्वयं भवेत् ।
कुटीचको बहूदश्चेत्यु-भावेतौ त्रिदण्डिनौ ॥ ७ ॥
द्वयं तीव्रतरे ब्रह्म-लोकमोक्षविभेदतः ।
तल्लोके तत्त्वविद्हंसो, लोकेऽस्मिन्परहंसकः ॥ ८ ॥
जिज्ञासुर्ज्ञानवांश्चेति, परहंसो द्विधा मतः ।
प्रादुर्ज्ञानाय जिज्ञासो-र्न्यासं वाजसनेयिनः ॥ ९ ॥
[ इति जीवन्मुक्तिविवेके ]

पूर्ण विराग अवस्था पावे ।
तीर्थगमनमें लगनी लगावे ॥
निशदिन रहत जु ब्रह्महुलासी ।
बहुदक नाम वही सन्यासी ॥ ६५ ॥

પૂર્ણ વૈરાગ્ય અવસ્થાને પ્રાપ્ત થઇ જેની વૃત્તિ તીર્થાટન કરવામાં તત્પર થાય અને જેને પ્રત્યેક ક્ષણે ઇશ્વર સ્મરણ થયા કરે તે બહૂદક નામનો સન્યાસી ગણાય છે.

विश्व वस्तुमें सदा विरक्ति ।
ब्रह्मलोककी इक आसक्ति ॥
जाके उरमें जाग्रत रहेवे ।
हंस यति हम उनकों कहेवे ॥ ६६ ॥

સાંસારિક પદાર્થોથી ઉપરામ રહી હિરણ્યગર્ભ લોકને પામવાની જેને ઇચ્છા હોય તે "હંસ" નામના સન્યાસી કહેવાય છે.

विरक्तपन परिपूरन धारे ।
ह्वै सु मुक्त जगबन्धन जारे ॥
सदा ब्रह्म चिन्तत है मनमें ।
परम हंस है वह यति गनमें ॥ ६७ ॥

જે જગત્‌ને મિથ્યા જાણી તેનાથી સદા ઉપરામ રહી જગ બન્ધનને જ્ઞાનાગ્નિથી દગ્ધ કરે અને નિરન્તર પોતાના સ્વરૂપનું પરિચિન્તન જેના હૃદયમાં થતું હોય એવા સન્યાસીને પરમહંસ કહે છે.

हरिगीत.

सन्यासके द्वय भेद सो इक विविदिशात्मक नाम है ।
विद्वत् अपर सन्यास जाकी सकल कृति अभिराम है ॥
निज तत्त्वकों अपरोक्ष करनेकी स्पृहा उद्भव लहे ।
सन्यास वोही विविदिशात्मक सुज्ञ बिनसंशय कहे ॥६८॥

હે શિષ્ય રઘુનાથ! સન્યાસી ચાર પ્રકારના કહ્યા, વળી સન્યાસના બે ભેદ છે. એક વિવિદિશાત્મક અને બીજો વિદ્વત્સન્યાસ કે જેની સમગ્ર ક્રિયા નિર્દોષ છે. જયારે આત્મતત્ત્વને અપરોક્ષ કરવાની ઇચ્છા ઉત્પન્ન થાય ત્યારે વિવિદિશાત્મક સન્યાસ કહેવાય છે એમ સુજ્ઞ પુરૂષો સંશય વિના કહે છે.

कर्मादिकन को त्याग अरु साधन सहित जो विविदिशा ।
अब देखियें विद्वत् अभिध सन्यासकी उत्तम दिशा ॥
जो जीव ईश्वर बिच कुछभी भिन्नता जाने नही ।
ब्रह्मातिरिक्त जगत् मृषा समुझे यति विद्वत् वही ॥ ६९ ॥

કર્મ આદિનો ત્યાગ કરી શ્રવણાદિ સાધન સહિત બ્રહ્મ સાક્ષાત્કારાત્મક ઇચ્છાવાળો જે સન્યાસી તે વિવિદિશા નામક સન્યાસવાળો સન્યાસી કહેવાય છે. હવે વિદ્વત્ નામના સન્યાસીનું સ્વરૂપ કહીયે છીએ તેને જાણશો, જીવ અને બ્રહ્મમાં કંઈપણ ભિન્નતા ન જાણે અને બ્રહ્મ સિવાય સર્વ જગત્ને મિથ્યા સમજે તે વિદ્વત્ નામક સન્યાસવાળો સન્યાસી કહેવાય છે.

दोहा.

योंहि द्विविध यति होत है, परम हंस अभिधान ।
जिज्ञासु इक ओ द्वितीय, स्वरुप निष्ठावान ॥ ७० ॥

આ પૂર્વોક્ત સન્યાસી બે પ્રકારનો છે. એક જિજ્ઞાસુ (સ્વસ્વરૂપને જાણવાની ઇચ્છાવાળો) અને બીજો સ્વરૂપ નિષ્ઠાવાન્ (સ્વસ્વરૂપ–આત્મસ્વરૂપમાં નિષ્ઠાવાળો)

करत प्रव्रजन जो यति, निजपद पावन हेत ।
ताहि नाम जिज्ञासुको,[1] बृहदारण्यक देत ॥ ७१ ॥

જે સન્યાસી આત્મપદની પ્રાપ્તિ માટે સપરિવાર કુટુંબ તથા ઘરને છોડી સન્યાસ લે તેને બૃહદારણ્યક ઉપનિષદ્‌માં જિજ્ઞાસુ પરમહંસ કહે છે.

जाकी निष्ठा स्वरुपमें, सो यति उत्तम जान ।
याबिध रघु! तोकों कह्यो, सकल धर्म विज्ञान ॥ ७२ ॥

---

१ एते प्रव्राजिनो लोक मिच्छन्तः प्रव्रजन्ति । अत्र लोकशब्देनात्मा गृह्यते

અને જેની સ્વરૂપમાં નિષ્ઠા હોય તેને ઉત્તમ સ્વરૂપ નિષ્ઠાવાન્ પરમહંસ યતિ જાણવો. આ રીતે હે શિષ્ય રઘુનાથ! મેં વર્ણધર્મો અને આશ્રમ ધર્મો તમોને કહ્યા.

**ज्ञानपूर्ण गुरुवचनसों, नयनिधि ओ निर्दोष ।**
**स्वामीश्री रघुनाथकों, भयो परम संतोष ॥ ४५ ॥**

જ્ઞાનથી પરિપૂર્ણ ગુરૂ નીલકંઠસ્વામીનાં વચન શ્રવણ કરી નીતિના સમુદ્ર રૂપ અને દોષ રહિત સ્વામી રઘુનાથપુરીને પરમ સંતોષ પ્રાપ્ત થયો.

**श्रीरघुवर श्रीमाधवजु, गुरु प्रसादकों पाइ ।**
**भई मयूख समाप्ति यह, मुदमंगलतें छाइ ॥**

**इति श्रीमद् वेदान्ततीर्थ पण्डित मायाराम संग्रहीत श्रीसत्पुरुषचरित्रप्रकाशे धर्मस्वरूपप्रदर्शन पूर्वक वर्णाश्रमधर्मवर्णनं नाम षष्ठो मयूखः समाप्तः ॥**



॥ श्री गणेशाय नमः ॥

## अथ सप्तमो मयूखः



चोपाई.

चतुर्थ दिनका प्रात भया जब ।
नित्यकर्म गुरु करन लगे तब ॥
कपिलाश्रम ढिग बिन्दु सरोवर ।
ताके तटपें सुज्ञ यतीश्वर ॥ १ ॥

જ્યારે ચોથા દિવસનો પ્રાતઃકાળ થયો ત્યારે નિત્ય કર્મ (સન્ધ્યાવન્દન આદિ) કરી ભગવાન કપિલ દેવના આશ્રમ પાસે બિન્દુ સરોવરને કિનારે પરમ જ્ઞાની યતીઓના રાજા

नीलकण्ठ गुरु रचि पद्मासन ।
बैठे रवि सन्मुख रखि आनन ॥
आये रघुपुरी गुरुवर आगें ।
प्रणति सहित यों पूछन लागे ॥ २ ॥

ગુરૂ નીલકંઠસ્વામીપદ્માસન વાળી સૂર્ય સન્મુખ મુખ રાખી બેઠા ત્યારે શિષ્ય રઘુનાથપુરીએ ત્યાં આવી ગુરૂને પ્રણામપૂર્વક એક પ્રશ્ન કર્યો જે

भगवन्! जीव जगतमें जितने ।
ज्ञानी होत नहीं सब इतने ॥
साधन रहित अशक्त घने त्यों ।
कर्म पवित्र अकाम बने क्यों ॥ ३ ॥

હે ભગવન્! સંસારમાં જેટલા જીવો છે તેટલા બધાએ જ્ઞાની હોતા નથી, તેમાંના ઘણાખરા સાધન (શમ દમ આદિ) રહિત અને અશક્ત (શક્તિ વગરના) હોય છે, તેનાથી પવિત્ર નિષ્કામ કર્મ શીરીતે બની શકે?

भ्रष्टाचरन हि भूमण्डल पर ।
जो जन हैं अपवित्र निरन्तर ॥
उनकों पावन करनेहारा ।
कोउ पदार्थ दिखाओ प्यारा ॥ ४ ॥

હે ગુરૂવર ! આ પૃથ્વી ઉપર ભ્રષ્ટ આચરણવાળા અને નિરન્તર અપવિત્ર એવાં મનુષ્યો વસે છે, તેઓને પાવન કરનાર પ્રિય લાગે એવો કોઇ પદાર્થ કૃપા કરી બતાવો.

यदि हों मैं अधिकारी श्रवनका ।
कृपा पात्र यदि हों गुरु जनका ॥
तो कहेनेकी करुना कीजें ।
दास निहारी अभय पद दीजें ॥ ५ ॥

જો હું એ ઉત્તમ પદાર્થના શ્રવણનો અધિકારી હોઉં અને આપની કૃપાનું પાત્ર હોઉં તો કહેવાની કૃપા કરશો અને દાસજન જાણી અભયપદ આપશો.

शिष्य वचन यों सविनय सुनकें ।
बोले गुरुवर सागर गुनके ॥
उचित शिष्य तुम हो प्रिय रघुवर ! ।
प्रश्न सकल है जग श्रेयस्कर ॥ ६ ॥

આ રીતે શિષ્યનાં વિવેક યુક્ત વચન સાંભળી ગુણના સાગર સમાન ગુરૂ નીલકંઠસ્વામી બોલ્યા જે હે રઘુનાથ! તમે યોગ્ય છો, તમારાં સકલ પ્રશ્ન જગતનું કલ્યાણ કરનારાં છે.

पतित अति अथवा अज्ञानी ।
करत उननके अघकी हानि ॥
ऐसी जामें अद्भुत शक्ति ।
वैसी केवल भगवद् भक्ति ॥ ७ ॥

અત્યંત પતિત હોય અથવા અજ્ઞાની હોય એ સર્વનાં પાપને નષ્ટ કરે એવી જેનામાં અદ્‌ભુત શક્તિ છે તેવો પદાર્થ માત્ર એક ભગવદ્‌ભક્તિ છે.

चाहे वैसा दुष्टाचरनी ।
भाव अनन्य सहित मुद्‌भरनी ॥
मेरी भक्ति करे मनभायी ।
सो है संत सुभग व्यवसायी ॥ ८ ॥

ગમે તેવાં દુષ્ટ આચરણવાળો મનુષ્ય હોય, પરંતુ તે અનન્ય ભાવે આનંદનું પોષણ કરનારી મ્હારી ભક્તિ કરે તે સત્પુરૂષ ઉત્તમ વ્યવસાયવાળો છે.

यों श्री कृष्ण[1] कहत अर्जुन प्रति ।
अधम उद्धारन है मायापति ॥
भक्ति शब्दका अर्थ सुसेवन[2] ।
बहुरि[3] सुनहु ताके त्रय भेदन ॥ ९ ॥

એમ ગીતામાં શ્રી કૃષ્ણપરમાત્મા અર્જુન પ્રતિ કહે છે. માયા ( લક્ષ્મી ) ના પતિ અધમોનો ઉદ્ધાર કરનારા છે. ભક્તિ શબ્દનો અર્થ ઉત્તમ પ્રકારે સેવા કરવી એવો થાય છે. હે શિષ્ય રઘુનાથ! એ ભક્તિના હવે ત્રણ ભેદ કહું છું તે શ્રવણ કરો.

---

१ अपि चेत् सुदुराचारो, भजते मामनन्यभाक् ।
साधुरेव स मन्तव्यः, सम्यग् व्यवसितो हि सः ॥

२ भज इत्येष धातुर्वै, सेवायां परिकीर्तितः ।
तस्मात्सेवा बुधैः प्रोक्ता, भक्तिशब्देन शोभना ॥

३ भजने भक्तिरित्युक्ता, मनोवाक्कायकर्मभिः ॥
सत्यः सर्वग इत्यादि, शिवस्य गुणचिन्तनम् ॥ ३ ॥
रूपोपादानचिन्ता च, मानसं भजनं विदुः

इक कायिक अरु दूजी वाचनिक ।
तृतीय भक्ति पहिचान मानसिक ॥
भक्ति शब्द तात्पर्य भजन है ।
कारक तन मन त्यों हि वचन है ॥ १० ॥

એક કાયિક, બીજી વાચનિક અને ત્રીજી માનસિક એમ ભક્તિ ત્રણ પ્રકારની જાણવી. ભકિત શબ્દનું તાત્પર્ય(તત્વાર્થ)ભજનછે અને તેનાં કારક (સાધન) તન, મન અને વચન છે.

सत्य रु सर्वग आदि प्रभुगुन ।
भजन कहात स्वरुपको चितवन ॥
जपना प्रणव रु प्रभु अभिधाना ।
भजन[1] वाचनिक सो पहिचाना ॥ ११ ॥

સત્ય અને સર્વાન્તર્યામી સર્વવ્યાપક વગેરે પ્રભુનાં ગુણગાનપૂર્વક બ્રહ્મ સ્વરૂપનું ચિન્તન કરવું તે ભજન કહેવાય છે. પ્રણવ (ૐકાર) તેમ રામ કૃષ્ણ આદિ પ્રભુનાં નામનો જપ કરવો તે વાચનિક ભજન કહેવાય છે.

प्रभु प्रणाम आदि कृति जो है ।
कायिक[2] भजन सुखद वह सोहे ॥
मनही मन प्रभु ध्यान लगावे ।
भजन मानसिक कलित कहावे ॥ १२ ॥

પ્રભુને પ્રણામ કરવા ઇત્યાદિ જે કૃતિ (ક્રિયા) છે તે સુખને દેનાર કાયિક ભજન કહેવાય છે. મનમાં ને મનમાં પ્રભુનું ધ્યાન ધરવું તે માનસિકભજન ગણાય છે

दोहा.

यह भक्तिके भेद बहु, शास्त्रमध्य द्रग आत ।
पें अपरा साधनयुता, नवधा[3] भक्ति सुहात ॥ १३ ॥

---

१ वाचिकं भजनं धीराः, प्रणवादिजपं विदुः ।
२ कायिकं भजनं सद्भिः, प्रणामादि च कथ्यते ॥
३ श्रवणं कीर्तनं विष्णोः, स्मरणं पादसेवनम् ।
अर्चनं वन्दनं दास्यं, सख्यमात्मनिवेदनम् ॥

આ ભક્તિના શાસ્ત્રમાં અનેક ભેદ જોવામાં આવે છે, પરંતુ સાધનયુક્ત જે અપરા નામે ભક્તિ છે તે નવ પ્રકારની છે.

श्रद्धासों प्रभुगुण श्रवण, " श्रवण " भक्ति सुखकन्द ।
" कीर्तन " वह जो गाइबो, गोविंदके गुनवृन्द ॥ १४ ॥

શ્રદ્ધાપૂર્વક પ્રભુના ગુણ સાંભળવા તે સુખનાં મૂળરૂપ શ્રવણ ભક્તિ સમજવી. શ્રીગોવિન્દના ગુણસમૂહનું ગાન કરવું તે કીર્તન ભક્તિ કહેવાય છે.

जग प्रसिद्ध जगदीशको, जो है शुद्ध स्वरूप ।
ताको चितवन सो " स्मरण ", भक्ति कहत गुनी भूप॥१५॥

વિશ્વવિખ્યાત જગદીશ્વરનું જે શુદ્ધ સ્વરૂપ તેનું ચિતવન કરવું તેને ગુણવાન્ જનો સ્મરણ નામની ભક્તિ કહે છે.

भगवद् अरु भगवानके, भक्तचरनकी सेव ।
वही " पादसेवन " अभिध, अर्पत भक्ति अभेव ॥ १६ ॥

પ્રભુ અને પ્રભુના ભક્તોનાં ચરણની સેવા કરવી તે "પાદ સેવન" નામની ભક્તિ અભયને આપનારી છે.

अर्चन करिबो ईशको, सज षोडश उपचार ।
भक्ति " अर्चन " नामकी, सिद्ध शास्त्र अनुसार ॥ १७ ॥

ષોડશ ઉપચાર તૈયાર કરી ઈશ્વરનું જે અર્ચન કરવું તે અર્ચન ભક્તિ કહેવાયછે.

स्तुतिपूर्वक श्रीनाथकों, नमन करत धरी नेह ।
" वंदन " नामा भक्ति वह, गिनत सकल गुनगेह ॥१८॥

સ્તુતિપૂર્વક અને પ્રેમ સહિત શ્રીનાથ (શ્રીવિષ્ણુ ભગવાન્) ને નમન કરવું તેને સર્વ ગુણી જનો "વંદન" નામની ભક્તિ ગણે છે.

दास भावसों देवकी, हरदम सेवा होत ।
" दास्य " भक्ति उनकों कहत, जगे मुक्तिकी ज्योत ॥१९॥

દાસભાવે દેવની સતત સેવા કરવી તે "દાસ્ય" નામની ભક્તિ કહેવાય છે, જેનાથી મુક્તિની જ્યોતિ જાગૃત થાય છે અર્થાત્ મોક્ષ મળે છે.

मित्रभावसों मुदसहित, भजे जाय भगवान ।
"सख्य" भक्ति अतिही सरस, उनको है अभिधान ॥२०॥

આનંદયુક્ત મિત્રભાવે જે ભગવાનને ભજવા તે અત્યંત રસયુક્ત ભક્તિનું મ "સખ્ય" ભક્તિ છે.

शरन ग्रहे श्रीकान्तको, प्रानी सह परिवार ।
तन मन त्योंही वचनसों, "आत्मनिवेदन" धार ॥२१॥

મનુષ્ય પોતાનાં કુટુમ્બસહિત તન, મન અને વચનથી શ્રી કાન્ત (લક્ષ્મીપતિ ણુ) ના શરણનું ગ્રહણ કરે અર્થાત્ પ્રભુના શરણમાં રહે તે "આત્મનિવેદન" મની ભક્તિ કહેવાય છે.

भक्त एक इक भक्तिसों, करत प्रभुपद प्राप्त ।
महिमा नवधा भक्तिको, अमित सराहत आप्त ॥ २२ ॥

હે,શિષ્ય રઘુનાથ ! ભક્તજન એક એક ભક્તિથી પ્રભુનાં પદને પ્રાપ્ત થાય તો નવધા ભક્તિનો મહિમા તમને શું કહું? આપ્તજનો (ગુરૂજનો-શિષ્ટ પુરૂષો) ધા ભક્તિનો મહિમા અમિત (માપ ન થઈ શકે તેવો) છે એમ પ્રશંસા કરે છે.

चोपाई.

श्रवण[1] भक्तिमें श्रेष्ठ परीक्षित ।
कीर्तनमें शुकदेव सुदीक्षित ॥
सरस भक्त प्रह्लाद स्मरनमें ।
पृथु प्रसिद्ध भगवान भजनमें ॥ २३ ॥

શ્રવણ ભક્તિમાં મહારાજા પરીક્ષિત શ્રેષ્ઠ ગણાયા, કીર્તન ભક્તિમાં શુકદેવ ક્ષિત થયા, સ્મરણ ભક્તિમાં ભક્ત પ્રહ્લાદ સરસ કહેવાયા, પ્રભુ ભજનમાં ુ નામના રાજા પ્રખ્યાતિને પામ્યા,

---

१ श्रीकृष्णश्रवणे परिक्षिदभवत् वैय्यासकिः कीर्तने ।
प्रह्लादः स्मरणे पृथुश्च भजने लक्ष्मीरता सेवने ॥
अक्रूरस्त्वभिवन्दने कपिपतिर्दास्ये सखीत्वेऽर्जुनः ।
सर्वस्वात्मनिवेदने बलिरभूत् कृष्णाप्तिरेषा परा ॥

रमा पादसेवनमें राजे, ।
वन्दनमें अक्रूर विराजे ॥
दास्य भाव जो कपिवर उनको ।
सख्य भाव उत्तम अर्जुनको ॥ २४ ॥

પાદ સેવન ભક્તિમાં લક્ષ્મીજીએ શોભાને પ્રાપ્ત કરી, વન્દન ભક્તિમાં અક્રૂર, દાસ્ય ભક્તિમાં કપિવર ( હનુમાન્ ), ઉત્તમ સખ્ય ભક્તિમાં અર્જુન,

बलिराजाको आत्मनिवेदन ।
जामें निज सर्वस्व समर्पन ॥
उक्त भक्त इक इक भक्तिसों ।
पाये मुक्ति अतुल शक्तिसों ॥ २५ ॥

અને આત્મ નિવેદન બલિરાજાનું કે જેમાં પોતાનાં સર્વસ્વનું સમર્પણ તેમણે કર્યું હતું. આ રીતે ઉપર કહેલા ભક્તો માત્ર એક એક ભક્તિથી અતુલ (જેનો તોલ ન થઇ શકે) એવી અર્થાત્ મહાન્ શક્તિને મેળવી મોક્ષને પ્રાપ્ત થયા.

बहुरि करे जो नवधा भक्ति ।
सो जन पावे कैसी शक्ति ॥
पद्म पुराण[1] सु ग्रन्थ पुराना ।
भक्ति भेद जहँ षोडश ठाना ॥ २६ ॥

તો પછી જે મનુષ્ય નવધા ( નવ પ્રકારની ) ભક્તિ કરે તો તેની ઉત્તમ શક્તિ કેમ ન હોય ? હે શિષ્ય રઘુનાથ ! પદ્મપુરાણમાં ભક્તિના સોળ ભેદ કહેલા છે, તે એ કે

---

१ आद्यं तु वैष्णवं प्रोक्तं, शंखचक्राङ्कनंहरेः ।
धारणं चोर्ध्वपुण्ड्राणां, तन्मन्त्राणां परिग्रहम् ॥ १ ॥
अर्चनं च जपोध्यानं, तन्नामस्मरणं तथा ।
कीर्तनं स्मरणं चैव, वन्दनं पादसेवनम् ॥ २ ॥
तत्पादोदकपूर्वं च, तन्निवेदितभोजनम् ।

प्रथम होइ वैष्णव तदनन्तर ।
शंख चक्रके चिह्न अंग धर ॥
ऊर्ध्व पुण्ड्रसों भाल सुहाना ।
ग्रही मंत्र भजना भगवाना ॥ २७ ॥

પ્રથમ વૈષ્ણવ બનવું, ત્યારબાદ અંગ ઉપર શંખ અને ચક્ર આદિ ચિહ્ન ધારણ કરવાં, લલાટમાં ઉર્ધ્વ તિલક કરવું, ગુરૂથી મંત્ર ગ્રહણ કરી ભગવાનને ભજવા,

पूजन जप प्रभु ध्यान सु धरना ।
श्रीहरिनाम स्मरण पुनि करना ॥
सेवन प्रभुके पद्को शाश्वत ।
सह नैवेद्य विभुचरणामृत ॥ २८ ॥

પૂજન તથા જપ સહિત પ્રભુનું ધ્યાન ધરવું, વળી શ્રીહરિના નામનું સ્મરણ કરવું, નિરંતર પ્રભુના ચરણોનું સેવન કરવું, નૈવેદ્ય સહિત પ્રભુનું ચરણામૃત લેવું,

भक्तनको[1] सेवन अति नीको ।
रोपन त्यों उत्तम तुलसीको ॥
एकादसीको वृत्त आचरिबो ।
सुगम जासु भवसागर तरिबो ॥ २९ ॥

પ્રભુના ભક્તોની અત્યંત સુંદરપણે સેવા કરવી, ઘરને આંગણે તુલસી રોપવી અને દ્વાદશીયુક્ત એકાદશી વૃત્ત કરવું કે જેથી ભવસાગરનું તરવું સુગમ બને છે.

दोहा

शास्त्रकारको सर्वदा, यही श्रेष्ठ उपदेश ।
भाविक वैष्णवभक्तकों, सुगम होत संदेश ॥ ३० ॥

---

१ तदीयानां च संसेवा, द्वादशीव्रतनिष्ठता ॥
तुलसीरोपणं विष्णो-र्देवदेवस्यशार्ङ्गिणः ।
भक्तिः षोडशधा प्रोक्ता, भवबन्धविमुक्तये ॥

હે શિષ્ય રઘુનાથ! શાસ્ત્રકારોનો એ ઉપદેશ સંદેશરૂપ અને તે ભાવિક વૈષ્ણવ ભક્તોને હિતકારક નીવડે છે.

फिरभी पद्मपुराणमें, एक भक्ति अवशेष।
कहत सु उत्तरखण्डमें, पार्वती प्रति परमेश ॥ ३१ ॥

વળી પદ્મપુરાણમાં પ્રપત્તિ નામની ભક્તિ એ ગ્રન્થના ઉત્તરખંડમાં પાર્વતી પ્રતિ શ્રીમહેશ્વર કહે છે.

जासों वैष्णव हरिशरन, पावत सह परिवार।
उत्तम भाव अनन्यसों, सो "प्रपत्ति"[1] सुखकार ॥३२॥

ઉત્તમ પ્રકારે અનન્ય ભાવથી કરેલી જે ભક્તિને પ્રતાપે વૈષ્ણવજન પોતાના પરિવાર સહિત શ્રીહરિના શરણને પ્રાપ્ત થાય છે તે સુખદાયક ભક્તિનું નામ "પ્રપત્તિ" કહેવાય છે.

सत्त्व रजस् तम त्रिगुनसों, मिलत त्रिविध हो जात।
कायिक वाचिक मानसिक, नवधा भक्ति सुहात ॥ ३३ ॥

તે સત્ત્વ આદિ ત્રણ ગુણના મિલનથી ત્રણ પ્રકારની થાય છે અને કાયિક, વાચિક અને માનસિક એમ ત્રણ પ્રકાર બીજા મળતાં પ્રપત્તિ ભક્તિ નવ પ્રકારની બને છે.

पञ्चरात्र अरु संहिता, वैष्णवके हितकाज।
लेखक सानुक्रम लसे, नारद भारद्वाज ॥ ३४ ॥

હે શિષ્ય રઘુનાથ! વૈષ્ણવોના હિતને માટે પંચરાત્ર અને સંહિતાની રચના થએલી છે, જેના લેખક અનુક્રમે નારદ અને ભારદ્વાજ છે. અર્થાત્ એ બે ગ્રન્થનું નામ નારદપંચરાત્ર અને ભારદ્વાજસંહિતા છે.

---

१ पद्म पु. उत्तर खं. अध्याय २५२ श्लो० १४४ थी

यस्मात्प्रपद्यते एवं, शरणं वैष्णवो हरिम्।
प्रपत्तिः सा तु विज्ञेया, त्रिविधा संप्रकीर्तिता॥
तामसी राजसी चैव, सात्त्विकी त्रिविधा स्मृता।
सापि त्रिधाकृता सिद्धिः, सामान्यासर्वदेहिनाम्॥

उनमें प्रतिपादित किये, भक्तिभेद सब उक्त ।
भजिकें होवे भक्तजन, महाव्याधिसों मुक्त ॥ ३५ ॥

એ ગ્રંથમાં ઉપર કહેલા સમગ્ર ભકિતના ભેદાનું પ્રતિપાદન કરેલું છે. ભકત જનો એ ભકિત કરી મહાન્ વ્યાધિથી મુકત થાય છે.

सत्य प्रेमसों प्रभुचरन, देह डारि जो देत ।
प्रपत्ति[1] नामक भक्ति वह, अमित दुरित हरि लेत ॥३६॥

જે મનુષ્ય સાચા પ્રેમથી પ્રભુના ચરણમાં દેહને ફેંકી દે છે અર્થાત્ અર્પણ કરે છે તે પ્રપત્તિ નામની ભકિત કહેવાય છે, જે ભકિત ગમે તેટલાં પાપ હોય તે સર્વનો નાશ કરે છે

सम्प्रदायके[2] चिह्न सह, रहना गुरु आधीन ।
कायिक भक्ति प्रपत्ति वह, सप्रणाम मदहीन ॥ ३७ ॥

સંપ્રદાયના ચિહ્ન સહિત ગુરૂને આધીન રહેવું અને પ્રણામ સહિત નિરભિમાનીપણે ભકિત કરવી તે કાયિક પ્રપત્તિ નામની ભકિત કહેવાય છે.

गुरु उपदिष्ट सुमंत्रको, जप बिन तत्त्वज्ञान ।
वाचिक भक्ति प्रपत्ति वह, पुण्यमयी पहिचान ॥ ३८ ॥

ગુરૂએ ઉપદેશ કરેલા મંત્રને અતત્ત્વજ્ઞાન ( મંત્રના અર્થ સમજ્યાવિના) જપ કરવો તે વાચિક પ્રપત્તિ ભકિત ગણાય છે.

---

१ य आत्मानं निक्षिपति, विप्रदेवस्य पादयोः ।
सा प्रपत्तिरियं ज्ञेया, सर्वपापविमोचिनी ॥

२ प्रणामाङ्कनमुख्येन, न्यासलिङ्गेन केवलम् ।
गुर्वाधीना हि भवति, प्रपत्तिः कायिकी क्वचित् ॥

गुरु[1] उपासनासों[2] ग्रही, मंत्र अर्थको ज्ञान।
जपत बुद्धियुत मनहि मन, भजन मानसिक जान ॥ ३९ ॥

ગુરૂની ઉપાસના ( સેવા )થી અર્થજ્ઞાન સહિત મંત્રને ગ્રહણ કરી બુદ્ધિયુકત મનમાં ને મનમાં જપ કરવો તે માનસિક પ્રપત્તિ ભક્તિ સમજવી.

चोपाई.

देव दयामयको लहि आश्रय ।
चाहे केवल आपहिको जय ॥
इच्छत अन्य अहितकी शक्ति ।
सो प्रपत्ति तामस[3] है भक्ति ॥ ४० ॥

જે મનુષ્ય દયામય દેવનો આશ્રય લઇ કેવળ પોતાનોજ વિજય ઇચ્છે અને બીજાનું અહિત કરવાની શકિત પોતાને પ્રાપ્ત થાય એવી ચાહના રાખે તે તામસ પ્રપત્તિ નામની ભકિત કહેવાય છે.

ह्वै सकाम प्रभु शरन ग्रहत जो ।
विविध भोगकी वृत्ति चहत जो ॥
संसृतिमें निर्लेप सुहावे ।
राजस्[4] भक्ति प्रपत्ति कहावे ॥ ४१ ॥

જે મનુષ્ય સકામ બની પ્રભુનું શરણ ગ્રહણ કરે અને વિવિધ પ્રકારના ભોગોથી વૃત્તિને પોષી સંસારમાં રહી ભકિત કરે તેનું નામ રાજસી પ્રપત્તિ ભકિત કહે છે.

---

१ अविज्ञातार्थतत्त्वः सन्, मन्त्रेष्वभिरतः परम् ।
गुर्वाधीनस्य कस्यापि, प्रपत्तिर्वाचिकी भवेत् ॥ १ ॥

२ न्यासलिंगवतांगेन, मन्त्रार्थं चिन्तयन् धिया ।
उपासितगुरुं सम्यक्, प्रपत्तिर्मानसी भवेत् ॥ २ ॥

३ यदिच्छन् प्रतिकूलानि, सर्वभूताहिते रतः ।
प्रपद्यते हरिं मोहात्, सा प्रपत्तिस्तुतामसी ॥ ३ ॥

४ अभीप्सन् विविधान् कामान्, यत्तु कामैकवत्सलम् ।
प्रपद्यते हृषीकेशं, तामिमां राजसीं विदुः ॥ ४ ॥

दास्यभाव रति देवचरनमें ।
नांहि कामना उद्भव मनमें ॥
ऐसी उत्तम जो चित्तवृत्ति ।
सो ही सात्विक[1] भक्ति प्रपत्ति ॥ ४२ ॥

દાસ ભાવે દેવના ચરણમાં પ્રેમ રાખે, મનમાં કંઇ પણ કામનાનો ઉદ્‌ભવ ન થાય એવી ઉત્તમ જે ચિત્તની વૃત્તિ તે સાત્વિક પ્રપત્તિ નામની ભક્તિ કહેવાય છે.

ईश्वरमें अतिशय अनुरक्ति ।
" परा " नामकी वो है भक्ति ॥
यों मुनिवर शांडिल्य[2] कहत है ।
जासों भक्त विमुक्ति लहत है ॥ ४३ ॥

ઇશ્વરમાં જે અત્યંત અનુરક્તિ ( પ્રીતિ ) તે " પરા " નામની ભક્તિ છે એમ મુનિવર્ય શાંડિલ્ય કહે છે. જે ભક્તિથી ભક્તજન મોક્ષને પામે છે.

ज्ञानी गुरुकी सुनि अस बानी ।
रघुपुरी उर शंका अधिकानी ॥
पूछत गुरुसों वह करजोरी ।
भ्रमित " रागसों " भइ मति मोरी ॥ ४४ ॥

જ્ઞાની ગુરૂ નીલકંઠસ્વામીની આ રીતની વાણી શ્રવણ કરી રઘુનાથપુરીના હૃદયમાં શંકા થઇ, તે હાથ જોડી ગુરૂને પૂછવા લાગ્યા જે હે પ્રભુ ! ભક્તિ વિષયમાં આપે ઈશ્વરમાં અનુરક્તિ ( રાગ ) એમ જે કહ્યું તેમાં રાગ શબ્દ સાંભળી મારી મતિ ભ્રમિત થાય છે.

विषयोंमें जो अति आसक्ति ।
वो भी कहावत है अनुरक्ति ॥

---

१ परित्यज्याऽखिलान् कामान , भक्त्यैवात्मेश्वरं हरिम् ।
प्रपद्यतेरतिर्दास्ये, यद्देवं सा तु सात्त्विकी ॥ १ ॥
२ " सा परानुरक्तिरीश्वरे " [ शां० सूत्र ]

पञ्च क्लेश जो है वसुधामें ।
क्लेश एक रागाभिध तामें ॥ ४५ ॥

કારણ કે વિષયોમાં જે અત્યંત આસક્તિ (આસક્ત થવું-તલ્લીન થવું) તે પણ અનુરક્તિ (રાગ) કહેવાય છે. વળી હે ગુરૂ! પૃથ્વીમાં જે પાંચ કલેશ છે તેમાં રાગ નામનો એક કલેશ ગણાય છે.

तो फिर राग अर्थ क्यों भक्ति ।
कहियें गुरुवर! शुद्ध प्रयुक्ति ॥
सुनि रघुनाथ बचन मुद आनी ।
नीलकण्ठ बोले मधु बानी ॥ ४६ ॥

તો પછી "રાગ" નો અર્થ "ભક્તિ" શી રીતે થાય? હે ગુરૂવર! અનુરક્તિનો શુદ્ધ અર્થ કહેવા કૃપા કરો. આ રીતે શિષ્ય રઘુનાથનાં વચન સાંભળી આનંદપૂર્વક ગુરૂ નીલકંઠસ્વામી મધુર વાણી બોલ્યા જે

रजोजन्य विषयोंमें जो रति ।
राग नामका क्लेश हरे धृति ॥
उनकों भक्ति कही नहि जावे ।
अधःपतन जासों जन पावे ॥ ४७ ॥

હે શિષ્ય! રજોજન્ય (રજોગુણથી ઉત્પન્ન થએલા) વિષયોમાં જે પ્રીતિ તે રાગ નામનો કલેશ કહેવાય છે અને તે ધૈર્યનું હરણ કરનારો છે, એ રાગને કોઈપણ રીતે ભક્તિ કહી શકાય નહિ, એથી તો મનુષ્યનું અધઃપતન થાય છે;

दोहा.

पवित्र अन्तःकरणमें, फल इच्छा विरहित ।
सात्त्विक भक्तिरूप जो, वृत्ति "राग" शुभ रीत ॥ ४८ ॥

પરંતુ અહીં જે "રાગ" શબ્દનો પ્રયોગ કરેલો છે તે પવિત્ર અન્તઃકરણમાં ફળની ઈચ્છા રહિત સાત્વિકભક્તિરૂપ જે વૃત્તિ ભગવત્ વિષયિની ઉદ્ભવે તેને "રાગ" એવું ઉત્તમ પ્રકારનું નામ આપવામાં આવ્યું છે

सर्वोत्तम वह भक्तिको, "परा" नाम पहिचान ।
उनके रूप अनुप है, तामें श्रेयनिधान ॥ ४९ ॥

એ સર્વોત્તમ ભક્તિનું "પરા" એવું નામ જાણવું, એ પરાભક્તિનું સ્વરૂપ હવે કહું છું તે શ્રવણ કરો.

अनुभव जो फलितार्थ है, सो अब सुनु रघुनाथ ।
भगवद् भिन्न पदार्थकों, सेवत नहि रतिसाथ ॥ ५० ॥

જે ફલિત અર્થવાળો અનુભવ છે તે હવે હે શિષ્ય રઘુનાથ! શ્રવણ કરો. જે ચિત્તવૃત્તિ પ્રભુ સિવાય બીજા પદાર્થનું પ્રેમપૂર્વક સેવન ન કરે તેમજ

कालत्रयमें वृत्ति जो, अचिन्त्य भगवद्रूप ।
" परा " भक्ति ताकों कहत, भक्तजनोंके भूप ॥ ५१ ॥

ભૂત, ભવિષ્ય અને વર્તમાન એ ત્રણે કાળમાં જે અચિન્ત્ય ( ચિન્તનમાં ન આવે તેવા ) ભગવદ્રૂપ ( ઇશ્વરમય ) ચિત્તવૃત્તિ રહે તેને ભક્તજનોના અગ્રેસરો પરા ભક્તિ કહે છે.

पर है संप्रज्ञाततें, परा भक्ति सु सहाय ।
मानत यह मन्तव्यकों, संतनके समुदाय ॥ ५२ ॥

સંપ્રજ્ઞાત યોગથી એ પરાભક્તિનીઅવસ્થા પર છે એમ સત્પુરૂષો કહે છે

संप्रज्ञात सुयोगसों, जनित समाधि अकल्प ।
ताकी अवस्था पूर्व जो, कल्पत ज्ञानी अनल्प ॥ ५३ ॥

જ્ઞાની જનો ઉત્તમ એવા સંપ્રજ્ઞાત યોગથી ઉત્પન્ન થતા નિર્વિકલ્પ સમાધિની જે મહાન્ પૂર્વ અવસ્થા કલ્પે છે

ऋतंभरा नामक वही, उचित अवस्था जोन ।
पराभक्ति ताकों कहत, यतिवर मतिके भोन ॥ ५४ ॥

એજ ઋતંભરા નામની યોગ્ય અવસ્થાને બુદ્ધિશાળી યતિવરો પરા ભક્તિ કહે છે.

हरिगीत

वेदान्तवादीको सुमत रघुनाथ अब सुन लीजियें ।
पहिले विवेक विराग आदि बाह्य साधन कीजियें ॥
पुनि श्रवण मनन निदध्यसन परिपाक स्थिति पावत जबें ।
भक्ति"परा" नामक विशुद्ध समस्त गुनी गावत तबें॥५५॥

હે શિષ્ય રઘુનાથ! વેદાન્ત મતમાં પ્રથમ તો વિવેક અને વૈરાગ્ય આદિ બાહ્ય સાધનને સજ્જ કરવાં, ત્યારબાદ શ્રવણ, મનન સહિત નિદધ્યાસનની પરિપાકઅવસ્થાની અનન્તર જે અવસ્થા તેને " પરા " ભકિત કહે છે.

बहुरि स्वरुप अपरोक्षकी पूर्वक्षणा स्थिति सो परा,
पावन करत अति पतितकों सुखदायिनी श्रेयस्करा ॥
है परम साधन मोक्षका यातें सदा सेवत गुनी ।
पाये परम संतोष रघुपुरी बच्चन सदूगुरुके सुनी ॥ ५६ ॥

અર્થાત્ સ્વરૂપ સાક્ષાત્કારની પૂર્વ ક્ષણની જે સ્થિતિ તેને પરાભક્તિ કહે છે. આ ભક્તિ સુખોને આપનારી અને કલ્યાણ કરનારી છે અને અત્યંત પતિતને પણ પાવન કરનારી છે તથા મોક્ષના પરમ સાધનરૂપ છે, જેથી ભક્તજનો એ ભક્તિ કરે છે. આ રીતનાં ગુરૂ નીલકંઠસ્વામીનાં વચન શ્રવણ કરી રઘુનાથપુરી પરમ સંતોષને પ્રાપ્ત થયા.

दोहा.

श्रीरघुवर श्रीमाधवजु, गुरु प्रसादकों पाइ ।
भइ मयूख समाप्ति यह, मुद मंगलतें छाइ ॥

इति श्रीमद्वेदान्ततीर्थ पण्डित मायाराम संगृहीत
श्रीसत्पुरुषचरित्रप्रकाशे भक्तिनिरूपणं नाम
सप्तमो मयूखः समाप्तः ॥



॥ श्री गणेशाय नमः ॥

## अथाष्टमो मयूखः



दोहा.

**पुनि दिन पञ्चमको जबें, प्रकट भयो शुभ प्रात ।**
**तब गुरु नित्यनिवृत्त ह्वै, आसनपें द्रग आत ॥ १ ॥**

પાછું પાંચમા દિવસનું ઉત્તમ પ્રભાત જ્યારે પ્રકટ થયું ત્યારે ગુરૂ નીલકંઠસ્વામી સન્ધ્યાવન્દન આદિ નિત્યકર્મથી નિવૃત્ત થઇ આસનપર બિરાજેલા હતા.

**सविनय श्रीरघुनाथने, गुरु पद शीश नवाइ ।**
**प्रश्न कियो अति प्रेमसों, सकल लोक सुखदाइ ॥ २ ॥**

એ વખતે શ્રી રઘુનાથપુરીએ વિનયપૂર્વક ગુરૂના ચરણમાં મસ્તક નમાવી અત્યંત પ્રેમ સહિત પ્રાણીમાત્રને સુખ આપનાર પ્રશ્ન કર્યો.

**सुन्दर भक्ति स्वरूप अरु, उनके विधविध भेद ।**
**गत दिन सुनि प्रभु आपसों, भयो दुरित उच्छेद ॥ ३ ॥**

હે ગુરૂ! ગઈકાલે આપનાં મુખથી સુન્દર ભક્તિનું સ્વરૂપ અને તેના ભિન્ન ભિન્ન પ્રકાર શ્રવણ કરી મ્હારાં પાપનો વિનાશ થયો છે,

**जो जन यह संसारमें, भक्ति करत मनभाइ ।**
**वह भक्तनके भेदभी, सद्गुरु ! देहु सुनाइ ॥ ४ ॥**

માટે હે સદ્‌ગુરૂ ! જે મનુષ્ય આ સંસારમાં ભક્તિ કરે છે તે ભક્તોના ભેદ પણ સંભળાવવા કૃપા કરો.

**सुनी वचन प्रिय शिष्यके, नीलकण्ठ यतिराइ ।**
**प्रसन्न मुखसों प्रेमयुत, बोले हिय हरखाइ ॥ ५ ॥**

પ્રિય શિષ્ય રઘુનાથનાં વચન સાંભળી યતિઓના રાજા નીલકંઠસ્વામી હૃદયમાં આનંદ પામ્યા અને પ્રેમસહિત પ્રસન્ન મુખથી બોલ્યા જે

**श्रेय करन संसारको, पूछत रघु! सह प्रीत ।**
**कहों भेद अब भक्तके, श्रवण करहु शुभ रीत ॥ ६ ॥**

હે શિષ્ય રઘુનાથ! સંસારના લોકોનું કલ્યાણ કરવા માટે તમે પ્રીતિ સહિત પ્રશ્ન કરો છો તો હવે ભકતના ભેદ તમને કહું છું તે સારીરીતે શ્રવણ કરો.

**उत्तम मध्यम और है, प्राकृत प्रभुपदरक्त ।**
**जामें भक्ति अनन्य सो, जानहु उत्तम भक्त ॥ ७ ॥**

પ્રભુના ચરણમાં પ્રીતિવાળા ભકતો ત્રણ પ્રકારના હોય છે ૧ ઉત્તમ, ૨ મધ્યમ અને ૩ પ્રાકૃત. જે ભકતના હૃદયમાં અનન્ય ( હું અને પ્રભુ ભિન્ન નથી ) એવી ભકિત હોય તે ઉત્તમ ભકત જાણવો.

**भगवद् जन्म रु कर्मके, चारु अनेक चरित्र ।**
**सुनत ज्ञान प्रभु नामको, पाकें होत पवित्र ॥ ८ ॥**

વળી પ્રભુના જન્મ અને કર્મનાં સુંદર અનેક ચરિત્રો સાંભળી પ્રભુના નામનો જપ કરી પવિત્ર થાય

**वृथा लोकलज्जा तजत, विचरत नित्य असंग ।**
**उत्तम भगवद्[1] भक्त वह, जाको एकहि रंग ॥ ९ ॥**

તેમજ વૃથા (ખોટી) લોકલજ્જા (લોકલાજ) નો ત્યાગ કરી અસંગ (એકલો) હમેશાં વિચરણ કરે અને જેનો એકજ સ્વભાવ હોય તે ઉત્તમ પ્રકારનો ભગવદ્ ભકત સમજવો.

---

१ श्रृण्वन् सुभद्राणि रथाङ्गपाणे-र्जन्मानि कर्माणि च यानि लोके ।
गीतानि नामानि तदर्थकानि, गायन्विलज्जो विचरेदसंगः ॥

चोपाई.

नाम एक प्रभुको प्रिय होवे ।
अपर पदार्थ न जो जग जोवे ॥
गद् गद् कण्ठ भजत भगवाना ।
कबहु उच्च स्वरसों गुन गाना ॥ १० ॥

જેને એક પ્રભુનું નામજ પ્યારૂં લાગે, જગતના બીજા પદાર્થની સામે દૃષ્ટિ પણ ન કરે, ભગવતનું ભજન કરતી વખતે જેનો કંઠ ગદ્ ગદ્ બની જાય કોઇ વખતે ઉંચે સ્વરે પ્રભુનાં ગુણગાન કરે,

कबहु प्रेमवश हास्य करतहै ।
कबहु नेनमें अश्रु भरतहै ॥
कबहुक[1] "जय जय" यों उचरतहै ।
कबहु मोल द्रग मौन धरतहै ॥ ११ ॥

કોઇ વખતે પ્રભુ પ્રેમને આધીન બની હસવા લાગે, કોઈ વખતે આંખમાં આંસુ ભરે અર્થાત્ રડવા લાગે, કોઇ વખતે " જય પ્રભુ, જય પ્રભુ " એમ બોલવા લાગે, કોઈ વખતે આંખો વીંચી મૌન ધારણ કરે અર્થાત્ પ્રભુનું ધ્યાન ધરે,

कबहुक नित्य करत अति नीको ।
कबहु प्रकाश कबहु मुख फीको ॥
जन कोऊ उन्मादित जैसो ।
भक्त आचरन उत्तम ऐसो ॥ १२ ॥

કોઈક વખતે પ્રભુ પ્રેમમાં મસ્ત બની અતિ સુંદર પ્રકારે નૃત્ય કરવા લાગે, કોઇ વખતે મુખપર પ્રકાશ ( પ્રસન્નતા ) અને કોઇ વખતે ફિકાશને ધારણ કરે અર્થાત્ જાણે પ્રભુનું મિલન થયું હોય તેમ આનંદથી પ્રકાશિત બને અથવા પ્રભુ પદનો હું ક્યારે અધિકારી થઇશ? એવી ચિન્તાથી નિસ્તેજ બની જાય. જેમ કોઈ ઉન્માદિત (ગાંડો) મનુષ્ય હોય તેમ ઉપર વર્ણવેલાં ભકતનાં આચરણ ઉત્તમ ગણાય છે.

---

१ एवं व्रतः स्वप्रियनामकीर्त्या, जातानुरागो द्रुतचित्तउच्चैः ।
हसत्यथो रोदति रौति गाय, त्युन्मादवन्नृत्यति लोकबाह्यः ॥
[ इति भा० स्क० ११ अ० २ ]

पृथिवी[1] जल अरु अनल समीरा ।
सत्त्वशाली सब ईश शरीरा ॥
तेज दिशा तरु सिन्धु सरितहै ।
जितने अवर पदार्थ प्रतीत है ॥ १३ ॥

પૃથિવી, જલ, અગ્નિ, વાયુ અને ગગન આદિને સુશોભિત ઇશ્વરનાં શરીર સમજે; તેમજ તેજ, દિશા, વૃક્ષો, સાગર, નદી અને એવા બીજા જે જે પદાર્થો જગત્‌માં દૃષ્ટિગોચર થાય છે

वह सबकों प्रभुरूप पिछाने ।
भाव अनन्य हृदयमें ठाने ॥
प्रणति करे सविनय पुनि उनकों ।
उत्तम भक्त वही निधि गुनको ॥ १४ ॥

એ સર્વને પ્રભુરૂપ જાણે અને હૃદયમાં અનન્ય ભાવ ધારણ કરે અર્થાત્ એ સર્વ પ્રભુનાં શરીર છે એમ નિશ્ચય કરે, વળી પ્રભુરૂપ એ સર્વ વસ્તુઓને સવિનય પ્રણામ કરે. આવો ભગવદ્‌ભક્ત જે હોય તેને ઉત્તમ ભક્ત જાણવો.

जो जन भोजन[2] करन चहे चित्त ।
प्रथम क्षुधा व्यापे उनकों नित ॥
पुनि तुष्टि अरु पुष्टि पावत ।
एकहि काल त्रिपुटि द्रग आवत ॥ १५ ॥

---

१ खं वायुमग्निं सलिलं महिं च, ज्योतिंषि सत्वानि दिशो द्रुमादीन् ।
सरित् समुद्राश्चहरेः शरीरं, यत्किं च भूतं प्रणमेदनन्यः ॥
[ इति भा० स्क० ११ अ. २ ]

२ भक्तिः परेशाऽनुभवो विरक्ति, रन्यत्र चैषत्रिक एककालः ।
प्रपद्यमानस्य यथाश्नतः स्या-त्तुष्टिश्चपुष्टिःक्षुदपायोऽनुग्रासम् ॥
[ इति भा० स्क० ११–अ.२ ]

મનુષ્યને ભોજનથી એક કાળમાં ભુખનીનિવૃત્તિ, તુષ્ટિ અને પુષ્ટિ આ ત્રણે જોવામાં આવે છે.

या बिध भक्तनकी भी गति है ।
प्रभुपद्विषयक प्रथम रति है ॥
साक्षात्कार बहुरि हरिको है ।
भगवद्भिन्न अरति पुनि सोहे ॥ १६ ॥

તેમ ભક્તોની પણ એવીજ ગતિ છે. તેને પહેલાં પ્રભુમાં પ્રેમ ઉપજે, ત્યારબાદ પ્રભુનો સાક્ષાત્કાર થાય અને પ્રભુ સિવાયના લૌકિક પદાર્થમાં અપ્રીતિ જણાય.

एकहि काल लसे भाव त्रय ।
उत्तम भक्त लहे जगमें जय ॥
जनक प्रति यों यति कवि नामा ।
उचरत भक्ति स्वरुप अभिरामा ॥ १७ ॥

એ ત્રણે ભાવો એકજ સમયે ઉત્પન્ન થાય છે એવા ભાવવાળો ભક્ત ઉત્તમ ગણાય છે. અને જગતમાં વિજય પામે છે, એમ જનક રાજા પ્રતિ કવિ નામના યોગીશ્વર સુન્દર ભક્તનું સ્વરૂપ કહે છે

ग्रन्थ भागवत स्कन्ध इकादश ।
बांचत बहत हृदय भक्तिरस ॥
फिरभी वोहि पुरानकी भीतर ।
जनक प्रति हरि नाम यतीश्वर ॥ १८ ॥

જે ભાગવત નામે ગ્રન્થના અગ્યારમા સ્કન્ધમાં ભક્તસ્વરૂપ વર્ણવેલું છે, તે વાંચવાથી હૃદયમાં ભકિતરસનો પ્રવાહ વહે છે. વળી પણ એજ પુરાણમાં જનક રાજા પ્રતિ હરિ નામના યોગીશ્વર

कहत सुनहु रघुनाथ! सुधीरा ।
सब[1] भूतोमें ईश शरीरा ॥
विभुम भूत समस्त निहारे ।
वह जन भक्तोत्तम पद धारे ॥ १९ ॥

કહે છે તે હે ધૈર્યવાન્ શિષ્ય રઘુનાથ! શ્રવણ કરો. જે મનુષ્ય પ્રાણી માત્રમાં ઇશ્વરને અને ઇશ્વરમાં પ્રાણીમાત્રને જુએ છે તે ઉત્તમ ભક્તનાં પદને ધારણ કરે છે.

इन्द्रियसों सब अर्थ ग्रहतहै[2] ।
पें जलकमल समान रहत है ॥
मायाकृत कृति सकल पिछाने ।
राग द्वेष उरमें नहि आने ॥ २० ॥

ઇન્દ્રિયોદ્વારા સમગ્ર અર્થને ગ્રહણ કરે છે, પરંતુ તેમાં જલકમલ સમાન રહે છે અર્થાત્ લેપાયમાન થતો નથી. જલમાં કમલ રહેવા છતાં લેપાયમાન થતું નથી તેમ વ્યવહારમાં વર્તવા છતાં જે નિર્લેપ રહે છે અને સમગ્ર વિશ્વરચનાને માયાકૃત (માયાથી બનેલ) જાણે છે, જેના હૃદયમાં રાગ કે દ્વેષ ઉદ્ભવ પામતાં નથી,

प्रेम पूर्ण जगदीश चरनमें ।
अति उत्तम वो जन भक्तनमें ॥
देह[3] प्राण इन्द्रिय मन बुद्धि ।
जन्म अपाय क्षुधा भय वृद्धि ॥ २१ ॥

---

१ सर्वभूतेषु यः पश्येद्, भगवद्भावमात्मनः ।
भूतानि भगवत्यात्मन्येष भागवतोत्तमः ॥
२ गृहीत्वाऽपीन्द्रियैरर्थान्, यो न द्वेष्टि न हृष्यति ।
विष्णोर्मायामिदं पश्यन्, स वै भागवतोत्तमः ॥
३ देहेन्द्रियप्राणमनोधियां यो, जन्माप्ययक्षुद्भयतर्षकृच्छ्रैः ।
संसारधर्मैरविमुह्यमानः, स्मृत्या हरेर्भागवतः प्रधानः ॥
[इति. भा० स्क० ११ अ. २]

શ્રી જગદીશ્વરના ચરણમાં જેનો પૂર્ણ પ્રેમ હોય તે મનુષ્ય ભક્તોના સમુદાયમાં અતિ ઉત્તમ ગણાય છે. વળી દેહ, પ્રાણ, ઇન્દ્રિય, મન અને બુદ્ધિ, આ પાંચના નાશરૂપ જન્મ, મરણ, તૃષા, ક્ષુધા અને ભય એ પાંચ ધર્મો છે

तृषा आदि धर्मजु जग जो है ।
उनसों जो जन कबहु न मोहे ॥
आयु बितावे ईश स्मरनमें ।
अति उत्तम वह सब भक्तनमें ॥ २२ ॥

તેનાથી જે મનુષ્ય કદી પણ મોહ ન પામે અને માત્ર પ્રભુ સ્મરણમાં આયુષ્યને વ્યતીત કરે તે સમગ્ર ભક્તોમાં અતિ ઉત્તમ જાણવો.

काम्य[1] कर्म जाके अन्तरमें ।
उद्भव लहत न आयुषभरमें ॥
वासुदेवमय होवे वृत्ति ।
भजन बिना नहि ओर प्रवृत्ति ॥ २३ ॥

જેના અંતરમાં જન્મભર કામ્ય ( કામનામય ) કર્મ ઉદ્ભવ ન પામે, જેની વૃત્તિ વાસુદેવ ( શ્રીકૃષ્ણ ) મય હોય અને ભજન સિવાય અન્ય પ્રવૃત્તિ ન હોય,

जन्म[2] कर्म जाति वर्णाश्रम ।
भाव नहीं देहादिकमें मम ॥
भक्ति अनन्य सदा उर सोही ।
प्रभुको भक्त परम प्रिय वोही ॥ २४ ॥

---

१ न कामकर्मबीजानाम्, यस्य चेतसि संभवः ।
वासुदेवैकनिलयः, स वै भागवतोत्तमः ॥
२ न यस्य जन्मकर्मभ्याम्, न वर्णाश्रमजातिभिः ।
सज्जतेऽस्मिन्नहंभावो, देहे वै स हरेः प्रियः ॥
[ इति भा० स्क० ११ अ० २]

જન્મ, કર્મ, જાતિ, વર્ણાશ્રમ અને દેહ આદિમાં જેનો અહંભાવ(મમત્વ) ન હોય તેમજ નિરન્તર હૃદયમાં અનન્ય પ્રભુની ભક્તિ હોય તે ભક્ત પ્રભુને પરમ પ્રિય હોય છે.

जाके मन नहि मेरा तेरा ।
आत्मनिष्ठ जो जगमें ठेरा ॥
भेदबुद्धि जामें नहि भासे ।
प्रानी बिच समभाव प्रकाशे ॥ २५ ॥

જેના મનમાં "આ મ્હારૂં અને આ ત્હારૂં" એવી ભાવના ન હોય, જે જગત્માં આત્મનિષ્ઠ ( આત્મામાં નિષ્ઠાવાળો ) ગણાતો હોય, જેને ભેદ બુદ્ધિનો ભાસ ન થતો હોય, પ્રાણી માત્ર સાથે જેનો સમભાવ હોય,

शान्तचित्त होवे महादात्मा ।
जाने उनकों प्रिय परमात्मा ॥
तीन भुवनके[1] वैभव जितने ।
जाके मन अति तुच्छ है तितने ॥ २६ ॥

અને જેનું ચિત્ત પરમ શાન્ત હોય એવા મહાત્માને પરમાત્મા પ્રિય ગણે છે. ત્રણે લોકના જેટલા વૈભવ છે તે સમગ્ર વૈભવ જેને મન અતિ તુચ્છ જણાય,

अजितात्मा सुरवृन्दसुसेवित ।
प्रभुपदकमल चहे निशदिन चित्त ॥
विषयोंमे मन छिनहि न जावे ।
भक्तनको वह भूप कहावे ॥ २७ ॥

અજિત છે આત્મા જેનો એવા પ્રભુના દેવતાઓથી સારી રીતે સેવન કરાએલા પદકમલને શુદ્ધ ચિત્તે ચાહનારો, જેનું મન ક્ષણ પણ સાંસારિક વિષયોમાં ન જાય એવા મનુષ્ય ભક્તોનો રાજા અર્થાત્ ઉત્તમ ભક્ત કહેવાય છે.

१ त्रिभुवनविभवहेतवेऽप्यकुण्ठ, स्मृतिरजितात्मसुरादिभिर्विमृग्यात् ।
न चलति भगवत्पदारविंदा–ल्लवनिमिषार्धमपि यः स वैष्णवाग्र्यः ॥
[ इति भा० स्क० ११ अ० २ ]

प्रभुके जो उत्कृष्ट पराक्रम ।
बेर बेर सुमरत बिनहि श्रम ॥
शंख[1]चक्र पद्गत नखको मनी ।
चिन्तनसों अघ ओघ सकल हनी ॥ २८ ॥

પ્રભુનાં ઉંચાં પરાક્રમોનું વારંવાર સ્મરણ કરનાર અને શંખ, ચક્ર તથા પ્રભુ-પદ નખ મણિના ધ્યાનથી સમગ્ર પાપ સમુદાયને હણી

जो दुःखजन्य तापसों न जले ।
भक्त वही निज साधन सजले ॥
द्वेष[2] करत नहीं कोऊ जनको ।
जगको मित्र दयायुत मनको ॥ २९ ॥

જે સાંસારિક દુઃખથી ઉત્પન્ન થતા ત્રિવિધ તાપથી બળતો નથી એ ઉત્તમ ભક્ત શ્રીહરિને પામી શકે છે. જે કોઈ પણ પ્રાણીનો દ્વેષ કરતો નથી, જગત્નો મિત્ર છે, મનનો દયાળુ છે,

ममताहीन रखे न अहंकृति ।
सुखदुःखमें सम जाकी है मति ॥
क्षमाशील संतुष्ट[3] सुहावे ।
योगी सतत निश्चय सुद्रढावे ॥ ३० ॥

---

१ भगवत उरुविक्रमांघ्रिशाखा, नखमणिचंद्रिकया निरस्ततापे ।
हृदि कथमुपसीदतां पुनः सः प्रभवति चंद्र इवोदितेऽर्कतापः ॥
[ इति भा० स्क० ११ अ०२ ]

२ अद्वेष्टा सर्वभूतानां, मैत्रः करुण एव च ।
निर्ममो निरहंकारः; समदुःखसुखः क्षमी ॥ ( इति गीतायाम् )

३ संतुष्टःसततं योगी, यतात्मा दृढनिश्चयः ।
मय्यर्पितमनोबुद्धि-र्योमद्भक्तः स मे प्रियः ॥ (इति गीतायाम् )

મમતા રહિત, અહંકાર વિનાનો, સુખ તથા દુઃખમાં જેની બુદ્ધિ સમાન રહે, ક્ષમાશીલ (ક્ષમાવાળો જેનો સ્વભાવ છે), સંતોષી, યોગી, આત્મ નિશ્ચયને નિરન્તર દ્રઢ બનાવનાર

नियतात्मा कर हृदय विशुद्धि ।
अर्पत मोकों मन अरु बुद्धि ॥
सत्य कहों अर्जुन! मैं तोकों ।
ऐसे भक्त अति प्रिय मोकों ॥ ३१ ॥

આત્મવર્તન નિયમિત રાખી હૃદયની વિશુદ્ધિ કરી જે મને મન અને બુદ્ધિ અર્પણ કરે છે તેવા ભક્ત મ્હને અત્યંત પ્રિય છે. હે અર્જુન ! હું તમને સત્ય કહું છું.

यों गीतामें कृष्ण कहतहैं ।
जामें लेश न शंक रहतहै ॥
पुनि अर्जुनप्रति कृष्णकी बानी ।
सुनु रघुनाथ! सुखद पहिचानी ॥ ३२ ॥

એમ ગીતામાં શ્રીકૃષ્ણપરમાત્મા અર્જુન પ્રતિ કહે છે, જેમાં લેશપણ શંકા રહેતી નથી. હે શિષ્ય રઘુનાથ! શ્રીકૃષ્ણનાં વચન છે તે સુખદાયક જાણી શ્રવણ કરો.

हर्ष अमर्ष अरु भवभीति ।
उद्वेगादिक रहित सुवृत्ति ॥
जासों[1] भय पावे नहि कोऊ ।
सब विध आपभी निर्भय होऊ ॥ ३३ ॥

હર્ષ, અમર્ષ ( ક્રોધ ) અને સાંસારિક ભય તથા ઉદ્વેગથી રહિત જેની વૃત્તિ હોય, તે ભક્તથી કોઈપણ પ્રાણી ભય ન પામે અને પોતે પણ સર્વપ્રકારે નિર્ભય હોય.

---

१ यस्मान्नोद्विजतेलोको, लोकान्नोद्विजते च यः ।
हर्षामर्षभयोद्वेगै र्मुक्तो यः स च मे प्रियः ॥
( इति गीतायाम् )

दक्ष अपेक्षा[1] रहित उदासीन ।
परम पवित्र रु सकल व्यथाहीन ॥
सर्वारंभहुको परित्यागी ।
हर्ष रु शोक रहित बड भागी ॥ ३४ ॥

દક્ષ (ચતુર), અપેક્ષા (ઇચ્છા) રહિત, ઉદાસી, પરમ પવિત્ર, વ્યથા (પીડા) વગરનો, સમગ્ર આરંભનો ત્યાગ કરનાર, હર્ષ અને શોકથી રહિત,

जन काहूको द्वेष[2] करे ना ।
अखिल पदार्थकी आश धरे ना ॥
शुभ ओ अशुभ सकल तजि देवे ।
भक्तियुक्त मम नामहि लेवे ॥ ३५ ॥

જે મનુષ્ય કોઇનો દ્વેષ ન કરે, સંસારના સમગ્ર પદાર્થોમાંના એકેની આશા ન ધરે, શુભ અને અશુભ સર્વનો ત્યાગ કરી દે, માત્ર ભક્તિયુકત બની મ્હારૂં નામ જપ્યા કરે,

शत्रु मित्रमें सम[3] मति राखे ।
शीत उष्ण सुखदुःख सम भाखे ॥
संग रहित मान रु अपमाना ।
जिसने सम भ्रम बिनही जाना ॥ ३६ ॥

શત્રુ અને મિત્રમાં જેની બુદ્ધિ સમાન હોય, જે અસંગ બની શીત ઉષ્ણ (ટાઢ–તડકો), સુખ દુઃખ અને માન અપમાન સંશય વિના સરખાં સમજે,

---

१ अनपेक्षः शुचिर्दक्ष, उदासीनो गतव्यथः ।
सर्वारंभपरित्यागी, यो मद्भक्तः स मे प्रियः ॥

१ यो न हृष्यति न द्वेष्टि, न शोचति न कांक्षयति ।
शुभाशुभपरित्यागी, भक्तिमान्यः स मे प्रियः ॥

२ समः शत्रौ च मित्रे च, तथा मानापमानयोः ।
शीतोष्णसुखदुःखेषु; समः संगविवर्जितः (इति गीतायाम्)

निन्दा[1] स्तुतिकों सम समुझतहै ।
मौन धरत संतुष्ट रहतहै ॥
रहित निकेत मति स्थिर होही ।
भक्त अति प्रिय मोकों वोही ॥ ३७ ॥

નિન્દા અને સ્તુતિને સમાન જાણે, મૌન ધારણ કરી સંતોષી રહે, કોઇ સ્થળે ગૃહ કે આશ્રમ ન બાંધે, જેની બુદ્ધિ સ્થિર હોય એવો ભક્ત મ્હને અતિ પ્રિય છે એમ ગીતામાં અર્જુનપ્રતિ શ્રીકૃષ્ણે કહેલું છે.

अब रघुनाथ ! भक्त जो मध्यम ।
सुनु उनके आचरन यथाक्रम ॥
इश्वरमें[2] हो रति अति जाकी ।
मैत्री भक्ति सहित जनताकी ॥ ३८ ॥

હવે હે શિષ્ય રઘુનાથ ! જે મધ્યમ પ્રકારના ભક્ત છે તેનાં આચરણ કહું છું તે શ્રવણ કરો. ઈશ્વરમાં જેની અત્યંત પ્રીતિ હોય, તેમ ભગવદ્ભક્તોની સાથે પણ ભક્તિ સહિત મિત્રતા રાખતો હોય,

होत दयार्द्र दुःखी जीव देखी ।
रिपुकी और उपेक्षा लेखी ॥
इस बिध जो गुणवंत सुहावे ।
वह जन मध्यम भक्त कहावे ॥ ३९ ॥

---

१ तुल्यनिन्दास्तुतिर्मौनी, संतुष्टो येनकेनचित् ।
अनिकेतः स्थिरमति-र्भक्तिमान् मे प्रियो नरः ॥
[ इति गीतायाम् ]

२ ईश्वरे तदधीनेषु, बालिशेषु द्विषत्सु च ।
प्रेममैत्री कृपोपेक्षा, यः करोति स मध्यमः ॥
[ इति भा० स्क० ११-अ.२ ]

દુઃખી પ્રાણી ઉપર દયા રાખે અને શત્રુ તરફ ઉપેક્ષા રાખે આવી રીતનો જે ભક્ત તે મધ્યમ ભક્ત કહેવાય છે.

पूजे प्रभुपद सरति सराहे ।
प्रभु भक्तनकों चित्त न चाहे ॥
अन्य जनोंको उपेक्षा जाकों ।
प्राकृत[1] भक्त कहतहै ताकों ॥ ४० ॥

જે મનુષ્ય પ્રભુનાં ચરણોનું પૂજન કરે અને પ્રેમપૂર્વક તેમની પ્રશંસા કરે, પરંતુ પ્રભુના ભક્તોને તથા બીજાઓને હૃદયથી ચાહે નહિ, તે ભક્ત પ્રાકૃત ભક્ત કહેવાય છે.

दोहा.

त्रिविध भक्तके विविध गुन, सुनि गुरु मुख रघुनाथ ।
तुष्ट होइ गुरुवन्दना, करत जोरि जुगहाथ ॥ ४१ ॥

આ રીતે ત્રણ પ્રકારના ભક્તોના વિવિધ ગુણોનું શ્રી ગુરૂના મુખથી શ્રવણ કરી રઘુનાથપુરી સંતોષ પામ્યા અને હસ્ત જોડી ગુરૂને વંદન કરવા લાગ્યા.

क्षेत्र सिद्धपुरमें भयो, प्रवचन जो सह प्रेम ॥
सो सब जनकों ग्राह्यहै, श्रोता पावत क्षेम ॥ ४२ ॥

શ્રી નીલકંઠસ્વામીએ સિદ્ધપુર નામે ક્ષેત્રમાં પ્રેમ સહિત જે ઉકત પ્રવચન કર્યું તે પ્રાણીમાત્રે ગ્રહણ કરવા યોગ્ય છે; અને જેને સાંભળી શ્રોતાઓ કલ્યાણને પ્રાપ્ત થશે.

श्रीरघुवीर श्रीमाधवजु, गुरुप्रसादकों पाइ ।
भइ मयूख समाप्ति यह, मुद मङ्गलतें छाइ ॥

इति श्रीमद्वेदान्ततीर्थ पण्डित मायाराम संग्रहीत
श्रीसत्पुरुषचरित्रप्रकाशे भक्तलक्षणवर्णनं
नामाऽष्टमो मयूखः समाप्तः

---

१ अर्चायामेव हरये, पूजां यः श्रद्धयेहते ।
नतद्भक्तेषु चान्येषु, स भक्तः प्राकृतः स्मृतः ॥
[ इति भा. स्क. ११. अ. २ ]

॥ श्री गणेशाय नमः ॥

## ॥ अथ नवमो मयूखः ॥



चोपाई.

नीलकण्ठ यतिवर तदनन्तर ।
कहत भये रघुपुरीकों मुद्भर ॥
अब अपने दिशि पश्चिम जावें ।
दरस द्वारिकापतिके पावें ॥ १ ॥

ત્યારબાદ યતિશ્રેષ્ઠ નીલકંઠસ્વામીએ પોતાના શિષ્ય રઘુનાથપુરીને આનંદથી કહ્યું કે હવે આપણે પશ્ચિમ દિશા તરફ જઇએ અને શ્રી દ્વારિકાધીશનાં દર્શન કરીએ,

तीर्थ भ्रमणसों भवनिस्तारा ।
सिद्ध होय संकल्प हमारा ॥
अस विचारि मतिकों द्रढ कीन्ही ।
तीर्थ देवकी आज्ञा लीन्ही ॥ २ ॥

તીર્થાટનથી આ મનુષ્યજન્મ સફળ થાય છે અને તે પ્રકારનો અમારો સંકલ્પ છે તે પણ સિદ્ધ બને છે. આ રીતે વિચાર કરી સિદ્ધપુર ક્ષેત્રના તીર્થદેવ પાસેથી પ્રયાણની આજ્ઞા માગી

सविनय किय पुनि सबकों प्रणति ।
विचरे दोउ यति शुभ आकृति ॥
झंझावाट नगर सोहे जहँ ।
झाला क्षत्रिय रहतेथे वहँ ॥ ३ ॥

અને સર્વ દેવોને સવિનય પ્રણામ કરી ઉત્તમ આકૃતિવાળા બન્ને યતિઓ ચાલી નીકળ્યા. ત્યારપછી માર્ગમાં સુશોભિત ઝંઝાવાટ નામનું શહેર આવ્યું, જ્યાં ઝાલા જાતિના બળવાન ક્ષત્રિયો રહેતા હતા.

देखि झिल्लका नाम सुसरवर ।
किय निवास यतिवरने मुद्भर ॥
देन लगे सद्बोध सबनकों ।
अपनाये क्षत्रिय सुभटनकों ॥ ४ ॥

ત્યાં ઝિલ્લકા નામનું શ્રેષ્ઠ સરોવર જોઇ શ્રીનીલકંઠસ્વામીએ આનંદથી રહેવાનું કર્યું અને ત્યાંના નિવાસી જનોને સદ્બોધ આપી ક્ષત્રિય વીરોને ધર્મનિષ્ઠ બનાવ્યા.

वहँ भगवान नलेश्वर नामा ।
वहत बाणगंगा अभिरामा ॥
तीर्थ गोखुरा त्यों वाराही ।
राजेश्वरी पुनि शक्ति सराही ॥ ५ ॥

એ ઝંઝાવાટમાં નલેશ્વર નામે પ્રભુ બિરાજે છે, સુંદર બાણ ગંગા વહે છે, ગોખુર તથા વારાહી નામનાં તીર્થસ્થાન છે અને વખાણવા યોગ્ય ત્યાં રાજેશ્વરીનું મંદિર છે.

वह सब देवनके करि दर्शन ।
शिष्य गुरु अति मुदित भये मन ॥
बहुरि नलेश्वर विभुके आश्रम ।
बसि चिरकाल हर्यो जनको श्रम ॥ ६ ॥

એ સર્વ દેવનાં દર્શન કરી શિષ્ય રઘુનાથપુરી અને ગુરૂ નીલકંઠસ્વામી મનમાં અત્યન્ત આનંદ પામ્યા. ત્યારબાદ ભગવાન્ નલેશ્વરના આશ્રમમાં ઘણા સમયસુધી નિવાસ કરી ઝંઝાવાટના મનુષ્યોને ઉપદેશ કર્યો.

व्यतीत होत दिन निज चिन्तनमें ।
इच्छा भइ इक रघुके मनमें ॥
कहन लगे गुरुकों कर जोरी ।
सुनि लीजें प्रभु ! विनति मोरी ॥ ७ ॥

આમ બન્ને ( ગુરૂ શિષ્ય ) આત્મ ચિન્તનમાં દિવસો વ્યતીત કરતા હતા ત્યારે એક વખત રઘુનાથપુરીના મનમાં એક પ્રશ્ન કરવાની ઇચ્છા થઇ, તેઓ હાથ જોડી ગુરૂને કહેવા લાગ્યા જે હે સદ્‌ગુરૂ! મ્હારી એક વિનતિ સાંભળો;

झंझावाट नगर अभिधाना ।
कोन हेतुसें कहत सुजाना ॥
देव देवी महिमा कहि दीजें ।
तीर्थविशेष विवर्णन कीजें ॥ ८ ॥

આ શહેરને "ઝંઝાવાટ" સુજ્ઞ પુરૂષો કેમ કહે છે! વળી આ નગરના સમીપમાં જે દેવ તથા દેવીઓ છે તેનો મહિમા પણ કહેવા કૃપા કરો અને ગોખુર તથા વારાહી નામે તીર્થવિશેષ છે તેનું પણ વર્ણન કરવા કૃપા કરો.

कहहु कृपाकर गुरुवर! मोहे ।
बिना आप संशयहर को है ॥
नीलकंठ यतिराज महाशय ।
प्रसिद्ध जाको हृदय दयामय ॥ ९ ॥

હે કૃપાસાગર ગુરૂવર્ય! મ્હારા પ્રશ્નનો ઉત્તર આપશો, આપ વિના મ્હારા સંશયને કોણ હરી શકે? માટે આપ કૃપા કરીને કહો. ત્યારપછી જેમનું હૃદય પ્રસિદ્ધરીતે કરૂણાથી ભરપૂર છે એવા મહાન્ આશયવાળા યતિઓના રાજા નીલ-કંઠ સ્વામી

सुनिकें प्रिय रघुनाथकी बानी ।
उत्तर देत अबें मुद आनी ॥
"झम्" शब्दार्थ होत झमकारा ।
"झट्" ने मिल "झंझा" कर डारा ॥ १० ॥

પ્રિય શિષ્ય રઘુનાથની વાણી શ્રવણ કરી આનંદપૂર્વક ઉત્તર આપ્યો જે "ઝમ્" શબ્દનો અર્થ ઝમકાર એવો થાય છે તેને "ઝટ્" પ્રત્યય લાગવાથી "ઝંઝા" બને છે.

संहत्यर्थक धातु वही है ।
गण भ्वादि त्यों पद परही है ॥
" ड " अभिध प्रत्यय उनकों लागे ।
पुनि जब स्त्रीत्व विवक्षा जागे ॥ ११ ॥

ઝમ્ પૂર્વક ભ્વાદિ ગણના પરસ્મૈ પદી સંહત્યર્થક ઝટ ધાતુથી ડપ્રત્યય કરવો અને ડિત્વ હોવાથી ઝટ ધાતુગત અટ રૂપ ટીભાગનો લોપ કરવો અને ડના અકાર સાથે ઝને મેળવવો જેથી ઝંઝ એવો શબ્દ સિદ્ધ થયો, તેને સ્ત્રીત્વ વિવક્ષામાં

तब "झट् " आगें "टाप" लगत है ।
फिर " झंझा " की सिद्धि कहत है ॥
जाको अर्थ समीर बृहस्पति ।
इन्द्र ध्वनि आदिक उत्तम अति ॥ १२ ॥

ઝંઝની આગળ ટાપ પ્રત્યય લાગવાથી "ઝંઝા" શબ્દની સિદ્ધિ થાય છે, જેનો અર્થ અતિ ઉત્તમ વાયુ, બૃહસ્પતિ (દેવગુરૂ), ઈન્દ્ર, અને ધ્વનિ આદિ થાય છે.

कोशकार या बिध हि कहत है ।
यह स्थल रम्य सदैव रहत है ॥
गुरु स्वाध्याय करत भे यांही ।
इन्द्र उपासन होत सदाही ॥ १३ ॥

હે શિષ્ય રઘુનાથ ! શબ્દસ્તોમકોશના કર્ત્તા ઉપર પ્રમાણે ઝંઝાનો અર્થ કહે છે. આ સ્થલ નિરન્તર અત્યંત રમણીય રહે છે. અહીં દેવગુરૂ બૃહસ્પતિ સ્વાધ્યાય ( પોતાનો અભ્યાસ ) કરતા હતા અને અહીં ઇન્દ્રનું ઉપાસન હમેશાં થયા કરતું હતું.

" झंझा " शब्दकी सिद्धि भइ पुनि ।
" वाट " शब्दको अर्थ लेहु सुनि ॥
" वट " धातु " घञ् " प्रत्यय पावे ।
वाट शब्द तबही हो जावे ॥ १४ ॥

હે શિષ્ય! એ રીતે "ઝંઝા" શબ્દની સિદ્ધિ કહી. હવે "વાટ" શબ્દનો અર્થ પણ શ્રવણ કરી લિઓ. "વટ" ધાતુને "ઘञ्" પ્રત્યય થવાથી "વાટ" શબ્દ સિદ્ધ થાય છે.

उनका अर्थ राह अरु स्थल है ।
इन्द्र आदि सुर वास विमल है ॥
आवन जावन होइ अमरको ।
उचित पर्यो है नाम नगरको ॥ १५ ॥

એનો અર્થ રાહ અથવા સ્થલ થાય છે. ઇન્દ્ર આદિ દેવતાઓનું નિર્મળ નિવાસ સ્થાન તેમજ બૃહસ્પતિ આદિ દેવોનું આવાગમન થતું હોવાથી શહેરનું "ઝંઝાવાટ" એવું નામ સાર્થક રાખવામાં આવ્યું છે.

स्थान पुरातन यों पहिचाना ।
बसत यहां अबभी मखवाना ॥
जो क्षत्रिय रणधीर महद् हैं ।
आद्य शक्ति जाकी सु सुखद है ॥ १६ ॥

આ રીતે આ સ્થાન પુરાતન (ઘણા જુના વખતનું) છે. વર્તમાન સમયમાં પણ અહીં મખવાન્ ( યજ્ઞ કરનારાઓ ) જે મહાન્ રણધીર ક્ષત્રિઓ ગણાય છે તેઓ રહે છે, જેની આદ્યશક્તિ મહાસુખ દેવાવાળી છે,

राजेश्वरी संज्ञासु उन्हीकी ।
सुनहु नलेश कथा अब नीकी ॥
आगें नल नामक महिपाला ।
समुझि चतुष्पट खेल रसाला ॥ १७ ॥

અને તે દેવીનું નામ "રાજેશ્વરી" પ્રસિદ્ધ છે. હે શિષ્ય રઘુનાથ! હવે નલેશ્વરજીની કથા શ્રવણ કરો. પૂર્વે નલ નામનો રાજા ચોપાટની રમ્મતને રસમય સમજી

दाव बिच धन धरनी हारे ।
राजसाज सब उनपें वारे ॥

सती दमयंती जैसी दारा ।
उनकाभी विक्रय कर डारा ॥ १८ ॥

તેના દાવમાં ધન અને ધરણી ( પૃથિવી ) હારી ગયા, એ રમ્મતના રંગમાં સમગ્ર રાજ્ય સંપત્તિને ખોઇ નાંખી સતી દમયંતી જેવી પોતાની સ્ત્રીને પણ અંતમાં ત્યજી દીધી.

राज्यरमा रमणी अस खोई ।
भावि प्रबल किसबिध जग होई ॥
स्पष्ट दिखावन सकल जननकों ।
भ्रमत अकीलो नाथ भुवनको ॥ १९ ॥

આ રીતે રાજ્યલક્ષ્મી અને પોતાની સુંદર મહારાણીને ગુમાવી જગતમાં ભાવિની કેવી પ્રબળતા હોય છે તે સ્પષ્ટપણે મનુષ્યમાત્રને બતાવવા ભુવનનો નાથ ( પૃથિવીપતિ ) એકલો જ્યાં ત્યાં ભટકવા લાગ્યો.

वन वन भ्रमण करत कृश काया ।
यह स्थल आ पहुंचे नलराया ॥
पूजत भयउ सुखद त्रयलोचन ।
आशुतोष विभु पापविमोचन ॥ २० ॥

વન પ્રતિવન ભ્રમણ કરતા કરતા નળ રાજા દુર્બળ દેહે આ સ્થલે ( ઝંઝાવાટમાં ) આવી પહોંચ્યા અને આશુતોષ ( તુરત પ્રસન્ન થનાર ) તેમજ પાપથી મુક્ત કરનાર સમર્થ ત્રિનેત્ર ( મહાદેવ ) કે જે સમગ્ર પ્રકારનાં સુખ આપનાર છે તેની પૂજા કરવા લાગ્યા.

नाम नलेश्वर यह महादेवा ।
सत् संकल्प करत जो सेवा ॥
उनके मनवांछितकी सिद्धि ।
होत सदा पुनि वंश विवृद्धि ॥ २१ ॥

આ ( આપણે જે સ્થાનમાં નિવાસ કરી રહેલા છીએ તે ) સ્થાનનું નામ નળેશ્વરાશ્રમ છે, પ્રભુ નલેશ્વરની જે સત્ય સંકલ્પથી સેવા કરે તેનાં મનોવાંછિતની સિદ્ધિ થાય છે અને વંશની પણ નિરન્તર વૃદ્ધિ થાય છે.

दोहा.

सरस्वती यह झिल्लका, तीर्थ अति प्राचीन ।
ललित शिवालयसों लसे, जाके पुनित पुलीन ॥ २२ ॥

આ ઝિલ્લકા સરસ્વતી અતિ પ્રાચીન (જુનું) તીર્થ છે, આ તીર્થની કથા પદ્મ પુરાણમાં છે. જેના પવિત્ર કિનારાઓ સુન્દર શિવાલયથી શોભી રહ્યા છે.

तीर्थकुण्ड यह धरतहै, शिवागार शुभ नाम ।
अपर तीर्थ यह गोखुरा, संतन हित सुखधाम ॥ २३ ॥

આ તીર્થ કુંડનું "શિવાગાર" નામ છે અને આ ગોખુરા નામનું બીજું તીર્થ છે તે સંત જનોને માટે સુખના નિવાસરૂપ છે.

यहां विप्र गोखुरनको, प्रतिदिन होत प्रहार ।
प्रदेश निर्जलमें भयो, पावन नीर प्रचार ॥ २४ ॥

હે શિષ્ય રઘુનાથ! આ સ્થળે ઋષિઓની ગાયોની ખરીઓનો હુમેશાં પ્રહાર થવાથી પ્રથમ નિર્જળ જણાતા આ પ્રદેશમાં પવિત્ર જળનો પ્રચાર થયો.

निर्जल क्षार प्रदेशमें, जलको देखि अभाव ।
नृप नलने निज बानको, कियो धरनीपें घाव ॥ २५ ॥

વળી આ નિર્જળ અને ક્ષાર ( ખારવાળા ) પ્રદેશમાં પાણીનો અભાવ જોઇ નળરાજાએ પોતાનું બાણ પૃથ્વીપર માર્યું

प्रकट बाणगंगा भई, सुन्दर तीर्थ स्वरूप ।
यह रत्नाकर सिन्धुको, है आखात अनुप ॥ २६ ॥

તેનાથી આ સુન્દર તીર્થસ્વરૂપ બાણગંગા પ્રકટ થઇ અને આ રત્નાકર-સાગરનો ઉપમા ન આપી શકાય એવો અખાત છે.

तापें यह नर वीरकों, अर्पत लाभ अनन्त ।
ऐसी काल कालेश्वरी, वाराही विलसंत ॥ २७ ॥

એ અખાતપર વીર પુરૂષોને અનંત લાભ આપનારી કાળના કાળની પણ ઇશ્વરી વારાહી નામની શક્તિ બિરાજે છે.

जाके पूजनसों सदा, पूर्ण होत मनकाम ।
अपने भी उनकों करें, प्रेम समेत प्रणाम ॥ २८ ॥

જેમનાં પૂજનથી દરેક મનકામનાઓ પૂર્ણ થાય છે માટે હે શિષ્ય રઘુનાથ! આપણાં પણ તે દેવી વન્દનીયા છે.

हरिगीत

यह स्थलहुतें पुनि पश्चिमोत्तर कोन योजन तीनपें ।
इक परम पावन तीर्थ है "गोवत्स" जो निजपुलीनपें ॥
स्नानादिसों अघ हरत है निदरत बहुरि सब दोषकों ।
सुनि वचन गुरुके रघुपुरी पाये अमित संतोषकों ॥ २९ ॥

વળી આ સ્થાનથી પશ્ચિમોત્તર ખૂણામાં ત્રણ યોજન ઉપર (બાર ગાઉપર) એક ગોવત્સ નામનું પરમ પવિત્ર તીર્થ છે જે સ્નાન આદિ કરનારનાં પાપને હરે છે. ગુરૂ નીલકંઠસ્વામીથી તીર્થ મહાત્મ્ય સાંભળી રઘુનાથપુરીજીને ઘણોજ સંતોષ થયો.

फिर मन हि मन चितवन लगे कोऊ समय यह स्थानमें ।
करिकें निवास बिताइहों दिन आत्मचिन्तन ध्यानमें ॥
अब तो गुरु आधीन जीवनकों बिताना चाहिए ।
हो तीर्थअटन समाप्त बहुरि यहां हि आना चाहिए ॥ ३० ॥

અને પછી મનમાં વિચારવા લાગ્યા જે કોઇ સમયે આ સ્થલે નિવાસ કરી આત્મચિન્તનથી હું દિવસો વિતાવીશ, હાલ તો ગુરૂ આધીન જીવન છે, જ્યારે આ તીર્થયાત્રા સમાપ્ત થશે ત્યારે ફરીથી અહીં આવીશ.

दोहा

अस बिचार करि रघुपुरी, पाये कछुक विराम ।
गुरु बोले अब उचित है, जाना और हि ठाम ॥ ३१ ॥

આવો રઘુનાથપુરીએ મનમાં વિચાર કર્યો. ત્યારબાદ ગુરૂ નીલકંઠસ્વામી બોલ્યા જે હે શિષ્ય! હવે અહીંથી આપણે કોઇ બીજે સ્થળે જવું યોગ્ય છે.

चले शिष्य गुरु सज्ज ह्वै, वर्धमानपुर ओर ।
फेर मदावह गिरि प्रति, पहुचे यति शिरमोर ॥ ३२ ॥

આમ નિશ્ચય કરી ગુરૂ તથા શિષ્ય બન્ને વઢવાણ શહેર પાસે મદાવહ નામનો પર્વત છે ત્યાં પધાર્યા.

कछुक समय वह स्थल कियो, निजचिन्तनहित वास ।
वहत सु गङ्गा भोगवती, जो गिरिवरके पास ॥ ३३ ॥

એ મદાવહગિરિની તલેટીમાં આત્મચિન્તન અર્થે રહ્યા અને તે ગિરિવરની દક્ષિણ તરફ ભોગવતી નામની ગંગા વહે છે

स्नानादिक उनमें सदा, करत भये यतिराज ।
खनन कियो पुनि भूमिको, आत्मभजनके काज ॥ ३४ ॥

એ ભોગવતી ગંગામાં યતિરાજ નીલકંઠસ્વામી તથા રઘુનાથપુરી સ્નાન આદિ હુમેશાં કરતાં હતા, વળી એકાન્ત આત્મભજનને માટે તેઓએ ઉક્ત ગંગાને કિનારે પૃથ્વીને ખોદી

इक निश्चिंत निवास हित, विस्तृत गुहा बनाइ
विद्यमान है जो अभी, परम प्रसिद्धि पाइ ॥ ३५ ॥

નિશ્ચિંત નિવાસ અર્થે એક વિસ્તારવાળી ગુફા બનાવી જે આજ પર્યન્ત વિદ્યમાન છે અને પરમ પ્રસિદ્ધિને પ્રાપ્ત થએલ છે.

हरिगीत

वह गिरि मदावहकोसु उत्तरभाग शोभा लहत है ।
लघ्वी उमा गंगा जहां जल विमल जो नित वहत है ॥
गुरु नीलकण्ठ वहांभी कबहुक स्नानहित विचरत भये ।
वह स्थल इकन्त सुरम्य लखि रघुनाथपुरी अति रत भये ॥३६॥

આ મદાવહ ગિરિનો ઉત્તર ભાગ ઘણોજ શોભાયમાન છે, જ્યાં ન્હાની ઉમા નામની ગંગા વિમળ જળથી વહ્યા કરે છે, ત્યાં પણ કોઇ કોઇ વખતે ગુરૂ નીલકંઠસ્વામી સ્નાન અર્થે પધારતા હતા, એ સ્થળ એકાન્તનું અને મનોહર જોઇ રઘુનાથપુરી અતિ પ્રસન્ન થયા.

पुनि भाग उत्तर उनहिको जहँ रम्य इक सरवर लसे ।
जाके सुतट सहकार आदिक वृक्ष सुघट उदारसे ॥
पशु पक्षी जहँ जलपानहित आश्रय निरंतर ग्रहत है ।
गोवृन्दयुत गोपालमण्डल सह कुटुम्बक रहत है ॥ ३७ ॥

વળી એ ઉમાગંગાના ઉત્તર ભાગમાં એક સુન્દર સરોવર શોભતું હતું અને જે સરોવરના ઉત્તમ કિનારાપર ઘાટાં સહકાર ( આંબા ) આદિ વૃક્ષો ફળવાળાં હતાં અને જ્યાં જલપાન માટે પશુ પક્ષી આદિ અનેક પ્રાણી આશ્રય લેવા આવતાં હતાં તેમજ ગાયોના ટોળાં સહિત ગોપાલ ( ગોવાળ ) નો સમુદાય કુટુમ્બ સહિત રહેતો હતો.

कितनेक संयमशील संतन सर निकट निवसत भये ।
पीयूष सम जलपान स्नान रु ध्यान निजचिन्तत भये ॥
सह शिष्य यतिवर नीलने सब संतके दर्शन किये ।
पुनि वह सरः स्नानादिसों हरखन लगे अतिशय हिये ॥३८॥

કેટલાક મહાત્માઓ ત્યાં રહી અમૃત સમાન જળના પાનથી સંતુષ્ટ થઇ શ્રીહરિનું ભજન કરતા હતા, શિષ્ય રઘુનાથપુરી સહિત ગુરૂનીલકંઠસ્વામીએ એ સર્વ સંતોનાં દર્શન કર્યાં અને એ સરોવરમાં સ્નાન આદિથી હૃદયમાં અત્યંત હર્ષને પ્રાપ્ત થયા.

इस समय गुरुवर नील बोले शिष्य रघुपुरीके प्रति ।
यह पुनित सरवर तट तुम्है रहना उचित भासत अति ॥
आश्रम बनाई राम चिन्तन यहँ हि करना युक्त है ।
क्यों कि हमारा चित्त यह स्थलपें उपाधिविमुक्त है ॥ ३९ ॥

આ વખતે ગુરૂવર્ય નીલકંઠસ્વામી પોતાના શિષ્ય રઘુનાથપુરી પ્રતિ કહેવા લાગ્યા જે આ પવિત્ર સરોવરને કિનારે તમારે નિવાસ કરવો યોગ્ય છે એમ મને ભાસે છે, અહીં એક આશ્રમ બનાવી શ્રી રામભજન કરવું ઘટે છે, કારણ કે આ સ્થળે મારૂં ચિત્ત સમગ્ર ઉપાધિથી વિમુક્ત બની

मेरी मनोवृत्ति यहां निजरूपमें अति स्थिर है
सब सिद्धिप्रद तुमरे लिये यह सर प्रवरको तीर है ॥
पुनि अपनी शिष्य परंपरा यहँ सुप्रतिष्ठा पायगी।
पय सरिस जलसों सरकी संज्ञा "दुग्धसर" कहलायगी ॥४०॥

આત્મસ્વરૂપમાં સ્થિર થાય છે. આ સરોવરનો તટ હે શિષ્ય ! તમારે માટે સર્વ સિદ્ધિને આપનારો છે. વળી આપણા શિષ્યોની પરંપરા અહીં સારી પ્રતિષ્ઠાને પ્રાપ્ત કરશે અને આ સરોવરનું જળ દૂધ જેવું હોવાથી તેનું નામ "દુગ્ધસર" એવું કહેવાશે.

दोहा

" दुह्[1] " धातुकों लगत है, " क्त " प्रत्यय सुप्रसिद्ध।
" दुग्ध " शब्द पय अर्थमें, सदा होत है सिद्ध ॥ ४१ ॥

હે શિષ્ય ! "દુહ્" ધાતુથી "ક્ત" નામનો વ્યાકરણપ્રસિદ્ધ પ્રત્યય લાગે છે, જેનાથી દૂધ એવા અર્થમાં "દુગ્ધ" નામે શબ્દ સિદ્ધ થાય છે.

भवादिगणको आत्मपदि, " रेज्[2] " धातु दीप्त्यर्थ।
" घञ् " प्रत्यय लगि भावमें, सोहत होइ समर्थ ॥ ४२ ॥

વળી ભ્વાદિ ગણનો આત્મને પદી રેજ્ ધાતુ દીપ્તિ (પ્રકાશ) ના અર્થમાં છે તેને ભાવમાં "ઘઞ્" પ્રત્યય લાગવાથી "રેજ" શબ્દ સિદ્ધ થાય છે

जहां प्रकाशित दुग्ध है, नाम ताहि दुधरेज।
सुनि गुरु बानी शिष्यके, तनमें बढ्यो सुतेज ॥ ४३ ॥

અર્થાત્ જ્યાં દુધ પ્રકાશપણે વહે છે તેનું નામ દુધરેજ સમજવું. આ રીતે ગુરૂ નીલકંઠસ્વામીની વાણી શ્રવણ કરી શિષ્ય રઘુનાથપુરીના શરીરમાં ઉત્તમ કાન્તિની વૃદ્ધિ થઇ.

कहन लगे पुनि सह विनय, करि गुरु चरन प्रणाम।
आप कथन अनुसार है, यह स्थल अति सुखधाम ॥४४॥

१ अयं चादादिगणस्थः प्रपूर्णार्थको धातुः।
२ अयं चाभ्वादिगणस्थो रेजृ दीप्ताविति धातुः

અને તેઓ શ્રી ગુરૂજીના ચરણમાં પ્રણામ કરી કહેવા લાગ્યા જે આપના કહેવા પ્રમાણે આ સ્થલ અત્યંત સુખના નિવાસ રૂપ છે.

**भगवन्! कबहु भविष्यमें, आश्रम यहां बनाइ ।**
**भजन करूंगा भावसों, प्रभुकी आज्ञा पाइ ॥ ४५ ॥**

હે ભગવન્ ! ભવિષ્યકાળમાં કોઇ સમયે આ સ્થળે આશ્રમ બનાવી આપશ્રીની આજ્ઞાથી હું ભાવ સહિત પ્રભુભજન કરીશ.

**इस बिध जब गुरु शिष्यको, चलत सुवार्तालाप ।**
**ह्वै तटस्थ सुनते भये, गोप गोपी निष्पाप ॥ ४६ ॥**

આ રીતે જ્યારે ગુરૂ શિષ્યનો વાર્તાલાપ ચાલતો હતો ત્યારે એ સરોવરને કિનારે રહેલાં પાપ રહિત ગોપ તથા ગોપિકાઓ સાંભળતાં હતાં.

**दुग्ध दधि वह दोरिकें, लाये यतिवर पास ।**
**कहन लगे कर जोरिकें, तुम प्रभु हम सब दास ॥ ४७ ॥**

તેઓ દોડીને શ્રીનીલકંઠસ્વામીપાસે દૂધ તથા દહીં લાવ્યા અને હાથ જોડી કહેવા લાગ્યા જે આપ અમારા સ્વામી છો અને અમે સહુ આપના સેવક છીએ.

**कहा करें प्रभु! ओर हम, अन्य अतिथि सत्कार ।**
**कीजें यह दधि दुग्धको, स्नेह सहित स्वीकार ॥ ४८ ॥**

હે પ્રભુ! અમે બીજો અતિથિસત્કાર શું કરીએ? આ દૂધ તથા દધિ (દહીં) નો સ્નેહ સહિત સ્વીકાર કરો.

**प्राकृत जनके प्रेममय, सत्य विनययुत बोल ।**
**सुनि यतिवरके हृदयमें, आनंद भयो अतोल ॥ ४९ ॥**

પ્રાકૃત (ગામડીઆ) મનુષ્યોનાં આવાં પ્રેમમય, સત્ય અને વિવેકવાળાં વચન સાંભળી યતિઓમાં શ્રેષ્ઠ એવા નીલકંઠસ્વામીના હૃદયમાં અત્યંત આનંદનો આવિર્ભાવ થયો.

चोपाई.

**ज्योति दयाकी जिहि उर जागे ।**
**गुरु मनही मन शोचन लागे ॥**

धन्य गृहस्थाश्रमके[1] प्रानी ।
जो अस करत अतिथि मिजमानी ॥ ५० ॥

જેમના હૃદયમાં દયાની જ્યોતિ જાગી રહી છે એવા ગુરૂ નીલકંઠસ્વામી મનમાં ને મનમાં વિચારવા લાગ્યા જે ગૃહસ્થાશ્રમમાં રહેનાર પ્રાણીને ધન્યવાદ આપવા ઘટે છે કે જેઓ અતિથિની આ રીતે સેવા કરે છે.

पुनि गोपालजनोंकों हितकर ।
देन लगे उपदेश यतिवर ॥
वह प्राकृत जनकों मुद प्राप्ति ।
होतेही भइ कथन समाप्ति ॥ ५१ ॥

વળી યતિવર નીલકંઠસ્વામી ગોપ જનોનું હિત કરે એવો ઉપદેશ સર્વને આપવા લાગ્યા, જે સાંભળી એ સમગ્ર પ્રાકૃત મનુષ્યો આનંદ પામ્યા.

निज निज गृहपें वह सब गयऊ ।
शिष्य गुरु संतुष्टित भयऊ ॥
नीलकण्ठने अवसर पाई ।
रघुपुरी प्रति यों बात सुनाई ॥ ५२ ॥

અને એ ગોપજનો ત્યારપછી પોત પોતાને ઘેર ગયા. ગુરૂ શિષ્ય આ ઉત્તમ પ્રસંગથી સંતોષ પામ્યા અને એકાન્તનો અવસર જોઇ નીલકંઠસ્વામીએ રઘુનાથપુરીને એવી વાત કહી જે

देख शिष्य ! यहँ आश्रमवासा ।
करनेकी अपनी अभिलाषा ॥
होतेही यह पय दधि आयो ।
स्थानोदय विभुने हि बतायो ॥ ५३ ॥

१ धन्योऽस्ति गृहस्थाश्रमः ।

હે શિષ્ય ! અહીં આશ્રમ બનાવી નિવાસ કરવાની આપણી ઇચ્છા થતાંજ આ દૂધ તથા દહીં આવ્યાં એ પ્રભુએ આશ્રમનો ભવિષ્યમાં ઉદય દેખાડ્યો છે.

प्रमुदित मन स्वामी रघुनाथा ।
गान लगे गुरु गुनकी गाथा ॥
बहुरि आइ जब मंगल वेला ।
बिचरे पिण्डारक गुरु चेला ॥ ५४ ॥

આ સાંભળી રઘુનાથસ્વામીના મનમાં અતિ આનંદ થયો અને તેઓ ગુરૂ નીલકંઠસ્વામીનાં ગુણગાન કરવા લાગ્યા. ત્યારબાદ જ્યારે પ્રાતઃકાળ થયો ત્યારે ગુરૂ તથા શિષ્ય બન્ને પિંડારા નામનાં તીર્થ તરફ પધાર્યા.

पहुचे वहँ किय तीरथस्नाना ।
ध्यान लगाइ भजे भगवाना ॥
पुनि द्वारिकापुरीमें आये ।
तीर्थ गोमती बिच नहाये ॥ ५५ ॥

પિંડારે પહોચી બન્નેએ તીર્થસ્નાન કરી ધ્યાનપૂર્વક ભગવાનનું ભજન કર્યું, ત્યાંથી બન્ને દ્વારિકા નગરીમાં પધાર્યા અને ગોમતીજીમાં સ્નાન કરી

मूर्ति द्वारिकाधीशकी देखी ।
प्रणमत जन्म सफलता लेखी ॥
शंकरगुरु स्थापित मठ सुन्दर ।
जा वहँ निवसे उभय यतिवर ॥ ५६ ॥

શ્રી દ્વારિકાધીશના દર્શન કર્યાં અને નમન કરતી વખતે પોતાના માનવ-જન્મની સફળતા લેખી. અહીં ગુરૂ શંકરાચાર્યે સ્થાપેલો સુન્દર મઠ છે તેમાં જઇ બન્ને યતિવરોએ નિવાસ કર્યો.

तीर्थ सकल किय द्वारामतीके ।
धर्म यथोचित धरत यतीके ॥
गोपीसर निरख्यो गुनसागर ।
स्नान कियो सुमिरी नट नागर ॥ ५७ ॥

દ્વારિકાપુરીનાં સમગ્ર તીર્થોની યાત્રા કરી, યતિ ધર્મને પાલન કરનારા જ્ઞાનના સાગર ગોપીસરમાં જઇ સ્નાન તથા ભગવદ્દ દર્શન કરી

शंखोद्धार गये पुनि दोऊ ।
जाकों बेट कहत सब कोऊ ॥
वहां विष्णुके दर्शन कीन्है ।
लाभ अवर तीर्थनके लीन्है ॥ ५८ ॥

ત્યાંથી ગુરૂ શિષ્ય બન્ને શંખોદ્ધાર ગયા, જે સ્થાનને સહુ કોઇ "બેટ" કહે છે. ત્યાં શ્રી કૃષ્ણ પરમાત્માનાં દર્શન કરી અન્ય તીર્થોનાં પણ દર્શન કર્યાં.

कियो वहांसें बहुरि बिचरन ।
निरखि सुदामानगरी मुदित मन ॥
ग्रामदेव दर्शन किय प्यारे ।
यतिवर मधुपुर ओर सिधारे ॥ ५९ ॥

ત્યારબાદ ત્યાંથી આનંદયુક્ત સુદામાપુરી પધાર્યા અને ત્યાંના દેવતાઓ તેમજ શ્રીસુદામાજીનાં દર્શન કર્યાં. તદનંતર યતિવર નીલકંઠસ્વામી તથા રઘુનાથપુરી મધુપુર ( માધવપુર ) તરફ સિધાવ્યા.

यात्रा उचित तीर्थकी कीन्ही ।
भई तृप्त अँखियां रसभीनी ॥
पुनि प्रभासमें दोउ पधारे ।
जहँ त्रिवेणी पतितनकों तारे ॥ ६० ॥

માધવપુર પહોચી વિધિપુરઃસર તીર્થયાત્રા કરી અને પ્રભુપ્રેમરસથી ભરેલી આંખો તૃપ્ત થતાં બન્ને પ્રભાસ તરફ પધાર્યા, જ્યાં ત્રિવેણી પતિતપાવની છે.

वह गंगामें प्रथम नहाई ।
बैठे बहुरि ध्यान लगाई ॥
आशुतोष शंकर सोमेश्वर ।
दर्शन किय उनके आनँदभर ॥ ६१ ॥

એ ત્રિવેણી ગંગામાં પ્રથમ સ્નાન કરી, પછી સ્વરૂપનું ચિન્તન કર્યું. ત્યારબાદ આશુતોષ મહાદેવ શ્રીસોમનાથનાં આનંદપૂર્વક દર્શન કર્યાં

गद्गद् कण्ठ कियो पुनि वन्दन ।
निरख्यो स्थल वह पाप निकन्दन ॥
श्री कृष्ण रु बलराम प्रभु जहँ ।
देहोत्सर्ग करत भयऊ तहँ ॥ ६२ ॥

અને ગદ્‌ગદ્‌કંઠે શિવને વંદન કર્યું, એ સ્થળ પાપનો નાશ કરનાર છે એમ સ્પષ્ટપણે જોયું, અને જ્યાં શ્રી કૃષ્ણ અને બળરામે દેહનો ત્યાગ કર્યો હતો ત્યાં

अति श्रद्धासों उभय नहाये ।
पुरुषोत्तम पद्कों पुनि ध्याये ॥
वहांसें यति प्राचीमें आये ।
देखत द्रश्य अनुप मन भाये ॥ ६३ ॥

અતિ શ્રદ્ધાપૂર્વક ગુરૂ શિષ્ય બન્નેએ સ્નાન કરી પુરૂષોત્તમ ભગવાનનાં દર્શન કર્યાં. પછી ત્યાંથી યતિવર પ્રાચીએ પધાર્યા અને અનુપમ દ્રશ્ય જોયું

गंगा बिच प्रभु लक्ष्मी नरायन ।
परे दोउ यति उनके पायन ॥
बहुरि कियो विधियुत आराधन ।
सरस भक्तिको जो है साधन ॥ ६४ ॥

પ્રાચી ગંગાના મધ્યભાગમાં લક્ષ્મીનારાયણ બિરાજે છે તેમનું બન્ને યતિઓએ વિધિપૂર્વક પૂજન કર્યું કે જે રસયુક્ત ભક્તિનાં સાધનરૂપ છે.

चले रेवताचल प्रति योगी ।
पहुचे द्रुत वहँ विषय वियोगी ॥
रेवती गंगामें किय स्नाना ।
देखे दामोदर भगवाना ॥ ६५ ॥

ત્યાંથી યોગી નીલકંઠસ્વામી તથા રઘુનાથપુરી રૈવતાચલ (ગિરિનાર) તરફ પધાર્યા, વિષય વિયોગી (કામના રહિત) એ બન્ને યતિવર સત્વર ત્યાં પહોંચી ગયા અને રૈવતી નામની ગંગામાં સ્નાન કરી ભગવાન દામોદરનાં દર્શન કર્યાં.

दरस परस किय अति आनंदभर ।
शंभु भवेश्वर अरु इन्द्रेश्वर ॥
देवी अम्बिका गुरु दतात्रय ।
आदि सकल सुरके दर्शन किय ॥ ६६ ॥

એ રીતે આનંદયુક્ત પ્રભુનાં દર્શન તથા ચરણ સ્પર્શ કરી ભવેશ્વર તથા ઇન્દ્રેશ્વર મહાદેવ, દેવી અંબિકા અને ગુરૂ દત્તાત્રય આદિ સમગ્ર દેવોનાં દર્શન કર્યાં.

नीलकण्ठ यतिवर निर्मानी ।
बोले रघुपुरी प्रति अस बानी ॥
शिष्य ! अबें में वृद्ध भयाहों ।
उत्तर काशी गँवन द्रुत चाहों ॥ ६७ ॥

નિરભિમાની યતિવર નીલકંઠસ્વામી રઘુનાથપુરીજી પ્રતિ કહેવા લાગ્યા જે હે શિષ્ય! હવે હું વૃદ્ધ થયો છું માટે જેમ બને તેમ તુરત ઉત્તર કાશી જવાની ઇચ્છા રાખું છું.

अन्तिम गंगातट निवसन हो ।
वहँही मेरा देहपतन हो ॥
ओर नहीं अन्तरमें आशा ।
केवल इष्टभजन अभिलाषा ॥ ६८ ॥

અન્તિમ અવસ્થાએ મ્હારો ગંગાને કિનારે નિવાસ હોય અને ત્યાંજ મ્હારો દેહ નિવૃત થાય એમ ચાહું છું, બીજી કોઇ પણ આશા મ્હારા હૃદયમાં નથી, માત્ર બ્રહ્મચિન્તનની અભિલાષા છે.

अस निश्चय गुरुको जब भयऊ ।
उन सह रघु उत्तरमें गयऊ ॥

करत अमित तीर्थाटन योंही ।
नीलकण्ठ यतिवर निर्मोही ॥ ६९ ॥

ગુરૂના આવા નિશ્ચય પછી તે બન્ને ગુરૂ શિષ્ય ઉત્તર દિશા તરફ પધાર્યા. માર્ગમાં અનેક તીર્થોનાં દર્શન કરતા કરતાં મોહ રહિત યતિવર્ય નીલકંઠસ્વામી

हरद्वारमें पहुचे आई ।
शान्ति बिल्वकेश्वरमें पाई ॥
किय निवास वोही आश्रममें ।
बीते दिन कछु दैनिक क्रममें ॥ ७० ॥

હરદ્વારમાં પધાર્યા અને બિલ્લકેશ્વર નામના સ્થાનમાં જઇ શાન્તિથી એજ આશ્રમમાં નિવાસ કર્યો માર્ગનો પરિશ્રમ નિવારવા માટે થોડા દિવસો ત્યાં વિતાવ્યા ત્યારબાદ

प्रथम पार्वतीकुण्ड नहाये ।
ब्रह्मकुण्डमज्जन पुनि पाये ॥
स्नान ध्यान सह किय निज चिन्तन ।
काशी गँवनको भयो बहुरि मन ॥ ७१ ॥

ત્યાં પાર્વતીકુંડ તથા બ્રહ્મકુંડમાં સ્નાન કરી પ્રભુના ધ્યાન સહિત ભજન કર્યું. ત્યારબાદ પોતાનું ઉત્તર કાશી પધારવાનું મન થયું.

दोहा

उत्तर काशीमें उभय, पहुच गये धृति धाम ।
बसे ज्ञानमठमें सदा, चितवत आत्माराम ॥ ७२ ॥

ધૈર્યશાલી ગુરૂ શિષ્ય બન્ને ઉત્તર કાશીએ ગયા અને ત્યાં રામ રૂપ બ્રહ્મનું પરિચિન્તન કરતા જ્ઞાનમઠમાં બિરાજ્યા

नीलकण्ठ गुरुने लख्यो, समीप समय निर्वाण ।
परब्रह्मके भजनमें, ओत प्रोत किय प्राण ॥ ७३ ॥

ગુરૂ નીલકંઠસ્વામીએ પોતાનો નિર્વાણસમય નજીક આવેલો જોઇ પરબ્રહ્મના ભજનમાં પ્રાણને ઓતપોત (તલ્લીન) કર્યા

एक समय आश्रम निकट, अति विरक्त इक संत ।
नीलकंठ निरखत भये, शीतग्रस्त अत्यंत ॥ ७४ ॥

એક વખતે કોઇ એક વિરક્ત સંતને પોતાના આશ્રમની પાસે અત્યંત ટાઢથી ઘેરાએલા નીલકંઠસ્વામીએ જોયા.

वह कबहुक धत्तूर त्यों, चरस आदिको पान ।
बेर बेर कर भान बिन, धरत भयो निज ध्यान ॥ ७५ ॥

એ વિરક્ત સંત કોઇ કોઈ વખતે ટાઢ ઉડાડવા માટે ધતૂરો તેમજ ચરસ આદિનું વારંવાર પાન કરી બેભાન બની સ્વરૂપનું ધ્યાન ધરવા ચાહતા હતા.

विनाशकारक वस्तुको, सेवन अति दुःखदाइ ।
देख्यो गुरुवर नीलने, पुनि वह गये लुकाइ ॥ ७६ ॥

વિનાશકારક વસ્તુનું સેવન અત્યંત દુઃખદાયક છે એ ગુરૂવર નીલકંઠ સ્વામીએ પોતાની નજરે જોયું અને તેઓ વિરક્ત સંતની ચેષ્ટા જોવા છુપાઇ ગયા.

सत्वर व्यसनी संतको, छूट गयो सब ध्यान ।
भई लालसा व्यसनकी, कियो धूमको पान ॥ ७७ ॥

તુરતજ પહેલા વ્યસની સંતની ધ્યાનેચ્છા નષ્ટ થઇ અને તેનું ચિત્ત વ્યસન ચિન્તન કરવા લાગ્યું, એટલે તેણે ધૂમ પાન કર્યું.

तब विरक्त बोलन लग्यो, या बिध आपहि आप ।
व्यसन यही दुःखदेन है, पूर्व जन्मके पाप ॥ ७८ ॥

તે સમયે એ વિરક્ત પોતાની મેળેજ આ પ્રમાણે બોલવા લાગ્યા જે પૂર્વ જન્મનાં પાપરૂપ આ વ્યસન મહા દુઃખને દેવાવાળાં છે

मनमें कष्ट भयो महा, गयो दूर निज ज्ञान ।
प्रतिबन्धक प्रभु भजनमें, प्रबल धूमको पान ॥ ७९ ॥

આ રીતે વિરક્ત સંતના મનમાં મહાન્ કષ્ટ થયું, તેનું આત્મજ્ઞાન નિવૃત્ત થયું અને તે વિચારવા લાગ્યા જે આ ધૂમપાન પ્રભુ ભજનમાં પ્રબળ પ્રતિબન્ધક છે

चोपाई.

पश्चात्ताप करत यति अस जब ।
नीलकण्ठ गुरु सुनत भये सब ॥
तन मन विह्वल व्यसन बनावत ।
प्रानी अधोगति उनतें पावत ॥ ८० ॥

જ્યારે વ્યસની યતિ આ પ્રમાણે પશ્ચાત્તાપ કરતો હતો ત્યારે ગુરૂ નીલકંઠસ્વામી છુપી રીતે એ સર્વ સાંભળતા હતા, તેઓ મનમાં વિચારવા લાગ્યા જે અહો! વ્યસન છે તે તન અને મન બન્નેને વિહ્વળ બનાવે છે, આવાં વ્યસનોથી મનુષ્ય અધોગતિને પ્રાપ્ત થાય છે.

उत्तम भावि नष्ट करत है ।
दुष्ट व्यसनसों देव डरत है ॥
उचित यही रघुपुरीकों कहना ।
दुर्व्यसनोंतें दूरहि रहना ॥ ८१ ॥

ઉત્તમ ભાવિનો નાશ કરે છે, દુષ્ટ વ્યસનથી દેવો પણ ડરે છે. આ વાત શિષ્ય રઘુનાથપુરીને કહેવી ઘટે છે કે "દુર્વ્યસનોથી હમેશાં દૂરજ રહેવું !!

अस विचारि निज निकट बुलाये ।
कथन शिष्यकों सुखद सुनाये ॥
शिष्य प्रशिष्यकी प्रतिहि उच्चरना ।
धूमपान कबहू नहि करना ॥ ८२ ॥

આમ વિચાર કરી શિષ્ય રઘુનાથપુરીને પોતા પાસે બોલાવ્યા અને સુખદાયક વચનો સંભળાવ્યાં જે હે શિષ્ય! તમારા જે શિષ્ય બને તથા એ શિષ્યોના જે શિષ્ય થાય તે સર્વને ઉત્તરોત્તર ઉપદેશ કરવો કે કદીપણ વ્યસનનું સેવન કરવું નહિ.

गुरुकी यह सद्बोधक बानी ।
रघुपुरीने हितकर पहिचानी ॥
आज्ञा उनकी शीश चढाई ।
जन्म सफल किय गुरु गुन गाई ॥ ८३ ॥

ગુરૂજીની આ સદ્બોધમય વાણીને રઘુનાથપુરીએ હિતકારક જાણી તેઓ શ્રીની આજ્ઞા મસ્તકપર ચઢાવી અને ગુરૂનાં ગુણગાનથી પોતાનો જન્મ સફળ માન્યો.

दोहा

तदनन्तर कछु समयमें, सद्गुरु नील शरीर ।
काल धर्म पावन लग्यो, पावन गंगातीर ॥ ८४ ॥

ત્યારબાદ થોડા સમયપર સદ્ગુરૂ નીલકંઠસ્વામીનું શરીર પવિત્ર ગંગા કિનારે કાલ ધર્મને પ્રાપ્ત થવા તત્પર થયું.

तब वह अपने शिष्यकों, करन लगे उपदेश ।
तात! यही संसारमें, नहीं सत्यता लेश ॥ ८५ ॥

ત્યારે તેઓ પોતાના શિષ્યને ઉપદેશ કરવા લાગ્યા જે હે ભાઇ ! આ સંસારમાં લેશ પણ સત્ય પણું નથી અર્થાત્ સંસાર ખોટો છે.

सदा सत्य है ब्रह्म इक, चिन्मय परमानन्द ।
प्रपञ्च मायाको अवर, द्रश्यमात्र दुःख द्वन्द्व ॥ ८६ ॥

ચૈતન્યરૂપ અને પરમ આનન્દ સ્વરૂપ એક બ્રહ્મ નિરન્તર સત્ય છે, બાકીનાં દ્રશ્યમાત્ર (જે કંઇ જોવામાં આવે છે તે સમગ્ર) સુખ દુઃખનાં સાધન છે અને તે માયાનાં કાર્ય હોવાથી મિથ્યા છે.

प्रकटत मिथ्या मोहकों, बहुरि विश्वके रंग ।
यातें संत विवेकयुत, उनसों रहत असंग ॥ ८७ ॥

વળી વિશ્વના વિવિધ રંગો મિથ્યા મોહને પ્રકટ કરે છે, એટલામાટે વિવેક-વાળા ( આત્મ અનાત્મનો વિચાર કરવાવાળા ) સંત પુરૂષો એ વિશ્વના રંગથી અસંગ રહે છે અર્થાત્ એનો સંગ કરતા નથી.

प्रिय रघुनाथ तुम्है लह्यो, उचित सु आत्मज्ञान ।
स्थिति पावहु निज रूपमें, यह सब मिथ्या जान ॥८८॥

હે પ્રિય શિષ્ય રઘુનાથ! તમે જેવું જોઇએ તેવું આત્મજ્ઞાન મેળવ્યું છે, માટે આ સાંસારિક સર્વ પ્રપંચોને મિથ્યા જાણી સ્વસ્વરૂપમાં સ્થિતિ પામશો.

मानवतन यह मोहका, कारन परम कहात ।
तामें आस्था कोनसी, जो उद्भव लय पात ॥ ८९ ॥

આ મનુષ્ય દેહ મોહનું મહાન્ કારણ છે અને જે જન્મ તથા વિનાશ પામે છે તેમાં આસ્થા રાખવી કેમ ઘટે?

चोपाई.

होत देह प्रारब्धहि जैसा ।
भोगतहै सुख दुःख वह वैसा ॥
पञ्चभूतमय स्थूल शरीरा ।
मृत्यु धर्म पावत रघुवीरा ॥ ९० ॥

જેવાં શરીરનાં પ્રારબ્ધ હોય છે તેવાં સુખદુઃખ પ્રાણી તદ્ વશ થઇ ભોગવે છે. હે શિષ્ય રઘુનાથ! આ પંચભૂતમય સ્થુલ શરીર મૃત્યુ ધર્મને પ્રાપ્ત થાય છે.

धर्म मरनका नहि चेतनमें ।
व्यापक जो है सकल भुवनमें ॥
ज्ञान अनलसों संचित सारे ।
ज्ञानी जन पलमेंहि प्रजारे ॥ ९१ ॥

જે સમગ્ર સૃષ્ટિમાં વ્યાપક છે એ ચૈતન્યનો મૃત્યુ ધર્મ નથી. જ્ઞાની પુરૂષ જ્ઞાનરૂપી અગ્નિથી ક્ષણમાત્રમાં સમસ્ત સંચિતને બાળી ભસ્મ કરી દે છે.

उनके जो क्रियमाण[1] कहावत ।
होइ शुभाशुभरूप सुहावत ॥

---

१ " तस्य पुत्रादायमुपयन्ति सुहृदः साधुकृत्यं,
द्विषन्तः पापकृत्यमुपयन्ति " [ इति श्रुतेः ]

उनके अधिकारी जन निन्दक ।
कछुक भाग पावत है सेवक ॥ ९२ ॥

એ જ્ઞાની જનનાં શુભ અશુભ રૂપે જે ક્રિયમાણ ( વિદ્યમાન અવસ્થામાં કરાતાં કર્મ ) ના અધિકારી ( ભોક્તા ) નિન્દક અને સેવક બેઉ બને છે. અશુભ કર્મનાં ફળ નિન્દક ( નિન્દા કરનાર ) ને મળે છે અને શુભ કર્મનાં ફળ સેવકને પ્રાપ્ત થાય છે.

ज्ञानीकों केवल प्रारब्ध हि ।
भोगनकी श्रुतिने वार्ता कहि ॥
रंगभूमिमें प्रेक्षक आगें ।
ज्यों नट भाव बतावन लागे ॥ ९३ ॥

જ્ઞાનીને તો માત્ર પ્રારબ્ધ કર્મજ ભોગવવાનાં વેદે કહ્યાં છે. જેમ રંગ ભૂમિમાં પ્રેક્ષકની આગળ નટી નાટકના ભાવો બતાવે છે

देखत है प्रेक्षक वह सबही ।
करत नही उनकी कृति कबही ॥
प्रिय रघु! वैसें यहभी अपारा ।
रंगभूमि सम है संसारा ॥ ९४ ॥

અને પ્રેક્ષક એ બધું જોયા કરે છે, પરંતુ નટીની પેઠે કદી પણ નૃત્ય કરતો નથી. હે પ્રિય શિષ્ય રઘુનાથ! એવીજ રીતે અપાર ( જેનો કોઇ પાર પામેલ નથી ) એવો આ સંસાર રંગભૂમિ સમાન છે.

नाचत नट प्रारब्धसु जामें ।
सुखदुःख भाव दिखावत तामें ॥
पें जन संत निहारत जाही ।
क्षोभ तनिकभी पावत नांही ॥ ९५ ॥

જેમાં પ્રારબ્ધ રૂપી નટી નૃત્ય કરે છે અને સુખદુઃખના ભાવો બતાવે છે, પરંતુ પ્રેક્ષક સંત પુરૂષ તેનાથી લેશમાત્ર ક્ષોભ પામતા નથી.

क्यों कि धर्म वह अन्तःकरनके ।
नांहि धर्म इकभी चेतनके ॥
चेतनको न सबन्ध किसीसें ।
यह निश्चय हम करत श्रुतिसें ॥ ९६ ॥

કારણ કે સુખદુઃખ આદિ ધર્મ અન્તઃકરણના છે, પરન્તુ આત્માના નથી આ નિશ્ચય અમે શ્રુતિથી કર્યો છે.

सकल अवस्थामें जन ज्ञानी ।
चितवत ब्रह्म–स्वरूप पिछानी ॥
देह धर्मसों जो दुःख आवे, ।
वो निज अनुभवमें नहि लावे ॥ ९७ ॥

સર્વ અવસ્થામાં જ્ઞાની પુરૂષ બ્રહ્મને પોતાનું સ્વરૂપ જાણી તેનું ચિન્તન કરે છે અને દેહસંબંધથી જે સુખદુઃખ આદિ આવી પડે છે તેને પોતાના અનુભવમાં લેતા નથી અર્થાત્ આત્મ અનુભવમાં નિમગ્ન હોવાથી તેમને દેહધર્મોનું ભાન હોતું નથી, તોપછી સુખદુઃખ આદિનું ભાન તો કયાંથીજ હોય ?

मायाकार्य महद् संसारा ।
है अपार दुःखरूप असारा ॥
पें विवेक द्रगसों जो जोवे ।
उनकों वह दुःखरूप न होवे ॥ ९८ ॥

આ મહાન્ સંસાર કેવળ માયાનું કાર્ય છે, તે અપાર છે, દુઃખરૂપ છે અને અસાર ( સાર રહિત ) છે, પરંતુ તેના તરફ જે મિથ્યાદ્રષ્ટિથી જુએ છે તેને તે દુઃખજનક થતો નથી.

प्रिय रघु! तुंभी धर निज ध्याना ।
जासों टरि जैहै पुनि आना ॥
तुमने बहु सेवा की मेरी ।
कितनी प्रशंसा करुं में तेरी ॥ ९९ ॥

હે પ્રિય શિષ્ય રઘુનાથ! તમે પણ આત્માનું ધ્યાન ધરો, જેથી પુનર્જન્મ ટળી જશે. તમે મ્હારી ઘણી સેવા કરી છે, હું તમારા કેટલાં વખાણ કરૂં ?

शाश्वत हो कल्याण तिहारा ।
अन्तिम आशीर्वाद् हमारा ॥
इतना कहकर मौन गहेउ ।
पुनि रघुपुरीकों कहत भयेऊ ॥ १०० ॥

તમારૂં નિરન્તર કલ્યાણ હો એવો મ્હારો છેવટનો આશીર્વાદ છે. આટલું કહી ગુરૂ નીલકંઠસ્વામી જરાવાર બોલતા બંધ થયા, થોડા વખત પછી પાછા રઘુનાથપુરીને કહેવા લાગ્યા જે

कालधर्म अब निकट निहारा ।
शिष्य! सुनहु कर्तव्य तुम्हारा ॥
प्रथम क्रिया अन्त्येष्टि करना ।
बहुरि सिद्धपुर क्षेत्र बिचरना ॥ १०१ ॥

હવે મારા દેહનો કાળ ધર્મ અતિ સમીપ છે; માટે હે શિષ્ય! તમારૂં ઉત્તમ કર્તવ્ય શું છે તે સાંભળો. પ્રથમ મ્હારા દેહની અન્ત્યેષ્ટિ ક્રિયા કરવી અને પછી તમારે સિદ્ધપુર ક્ષેત્ર તરફ જવું.

वहां विप्र इक तोहि मिलेगो ।
झंझावाट निवासी ह्वैगो ॥
दिक्षा याचेगो वह तो सन ।
उनकों दीक्षित करना पोषन ॥ १०२ ॥

ત્યાં (સિદ્ધપુરમાં) તમને ઝંઝાવાટ નગરનો નિવાસી એક બ્રાહ્મણ મળશે અને તે તમારી પાસે દિક્ષાની યાચના કરશે તે આપવી અને તેનું સર્વ પ્રકારે પોષણ કરવું.

पुनि उन सहित दुग्धसर जाना ।
आश्रम रचि निज ध्यान लगाना ॥
शिष्य प्रशिष्योंकी अभिवृद्धि ।
होगी सकल अर्थोंकी सिद्धि ॥ १०३ ॥

ત્યારબાદ એ વિપ્રની સાથે તમારે દુગ્ધસર જવું અને ત્યાં આશ્રમ બનાવી ઇશ્વર ભજન કરવું. એ સ્થળે આપણા શિષ્ય પ્રશિષ્યોની અભિવૃદ્ધિ સહિત સમગ્ર અર્થની સિદ્ધિ થશે.

दक्षिण कर धर रघुके मस्तक ।
दी आशिष गुरुने रति पूर्वक ॥
जपत जपत ॐकार अदीना ।
आत्मरूपमें भयउ विलीना ॥ १०४ ॥

આ રીતે રઘુનાથપુરીજીના મસ્તક ઉપર પોતાનો જમણો હાથ મૂકી ગુરૂએ પ્રેમપૂર્વક આશીર્વાદ આપ્યો અને સમર્થ એવા નીલકંઠસ્વામી ૐકારનો જપ કરતા કરતા આત્મસ્વરૂપમાં લીન થયા.

अन्त्य कृत्य रघुपुरीने कीन्हे ।
समाचार सब यतिकों दीन्हे ॥
गुरु निमित्त कृति षोडशी आदि ।
किय विधियुत लखि धर्म अनादि ॥ १०५ ॥

રઘુનાથપુરીએ ત્યાં રહેતા યતિઓને ખબર આપ્યા અને ગુરૂની અન્ત્યેષ્ટિ ક્રિયા કરી, તેમજ સન્યાસી ધર્મ પ્રમાણે ગુરૂ નિમિત્તે ષોડશી આદિ કૃતિ પણ વિધિપુરઃસર કરી.

दोहा.

कछुक काल वहँ रघुपुरी, करिकें आत्म विचार ।
गये सिद्धपुर क्षेत्रमें, गुरु आज्ञा अनुसार ॥ १०६ ॥

ત્યારબાદ રઘુનાથપુરી થોડા સમય ઉત્તર કાશીમાં રહી ગુરૂ નીલકંઠસ્વામીની આજ્ઞાનુસાર સિદ્ધપુર ક્ષેત્ર તરફ પધાર્યા. રઘુનાથસ્વામીજીને સગુણબ્રહ્મ શ્રી રામમાં નિષ્ઠા હોવાથી તેઓ રામભક્ત વૈષ્ણવોમાં બહુપ્રેમ રાખતા અને રામ ભક્ત વૈષ્ણવો સ્વામીજીને રઘુનાથદાસ અથવા રઘુવરદાસ કહેતા હતા.

पहुच वहां श्रीबिन्दुसर, ओर कपिल भगवान ।
दर्शन करि वह दोउके, पाये तुष्टि महान ॥ १०७ ॥

અને ત્યાં પહોચી શ્રી બિન્દુસર તથા કપિલ દેવ ભગવાન્ બન્નેનાં દર્શન કર્યાં અને મહાન્ સંતોષને પ્રાપ્ત થયા.

पुनि गुरुमुखसों आप जो, पायेथे उपदेश ।
उनको स्मरन करत भये, काटनकों भवक्लेश ॥ १०८ ॥

તે પછી પોતાને જે ગુરૂ મુખથી બ્રહ્મ ઉપદેશ મળ્યો હતો તેનું વારંવાર સ્મરણ કરતા હતા

सुन्दर वह स्थलपें पुनि, धरन लगे निज ध्यान ।
इतनेमें इक विप्रवर, आइ चढ्यो यह स्थान ॥ १०९ ॥

અને બિંદુસર તટ ઉપર સમાહિત ચિત્તથી બેઠા હતા તે વખતે એક બ્રાહ્મણ એ સ્થળે આવ્યો.

वासी झंझावाटको, याद्व शुभ अभिधान ।
करि स्नान सर बिन्दुमें, देखि कपिल भगवान ॥ ११० ॥

તે ઝંઝાવાટનો રહેવાસી હતો અને તેનું યાદવ એવું શુભ નામ હતું, તે વિપ્ર બિન્દુસરમાં સ્નાન કરી શ્રી કપિલ ભગવાનનાં દર્શન કરી

इत उत द्रग डारत भयो, देवालयकी ओर ।
वहां सौम्य यों दर्शनीय, देखे यति शिरमोर ॥ १११ ॥

દેવ મન્દિર તરફ આમ તેમ જોવા લાગ્યો ત્યાં એક સૌમ્ય ( શાન્ત )અને દર્શનીય ( દર્શન કરવા યોગ્ય ) યતિઓના શિરોમણિને તેણે જોયા.

सद्य उन्हीके चरणमें, मस्तक दियो नँवाइ ।
सविनय संत समीपमें, बैठो मुद अधिकाइ ॥ ११२ ॥

અને તુરત તેમના ચરણમાં પોતાનું મસ્તક નમાવ્યું અને એ સંતની સમીપે વિનયપૂર્વક આનંદ સહિત બેસી ગયો.

तब विलोकि वह विप्रकों, करत प्रश्न यतिराज ।
कोन? कहांके? तुम यहां, आये हो किशी काज? ॥ ११३ ॥

ત્યારે એ વિપ્રને જોઇ યતિરાજ રઘુનાથપુરી પૂછવા લાગ્યા જે તમે કોણ છો? ક્યાંના રહેવાસી છો? અને અહીં શામાટે આવ્યા છો?

इस बिध यतिवरके वचन, सुनि द्विज यादव नाम।
कहन लग्यो अपनी कथा, समुझि संत सुखधाम ॥११४॥

આ રીતે યતિવરનાં વચન શ્રવણ કરી યાદવ નામનો બ્રાહ્મણ તેઓને સુખના નિવાસરૂપ સત્પુરૂષ જાણી પોતાની કથા કહેવા લાગ્યો જે

आयो झंझावाटसों, यात्रा हित यह स्थान।
कबहुक हमरे गाँवमें, यतियुग आप समान ॥ ११५ ॥

હું યાત્રા અર્થે ઝંઝાવાટથી આ સિદ્ધપુરક્ષેત્રમાં આવ્યો છું, કોઇ એક સમયે અમારા ગામમાં આપ જેવા બે યોગી પુરૂષો

आयेथे आगें तभी, मैं लघुवयका बाल।
लाभ न कुछभी ले सका, खटकत उर वह ख्याल ॥११६॥

આગળ (પૂર્વે) આવ્યા હતા ત્યારે હું ન્હાની અવસ્થાનો બાળક હતો, જેને લઇ સંતસમાગમનો કંઈ પણ લાભ ન લઇ શકયો, એ વિચાર હૃદયમાં હજુ ખટકયા કરે છે.

चोपाई.

यों तो संत अनन्त हमारे।
पुरमें कछु दिन निवसि सिधारे ॥
पैं इक नीलकण्ठपुरी नामा।
यतिवर शिष्य सहित अभिरामा॥११७॥

એમ તો અમારા શહેરમાં ( ઝંઝાવાટમાં ) ઘણા સંતજનો થોડા દિવસ રહી સિધાવી જાય છે, પરંતુ એક નીલકંઠપુરી નામના યતિવર પોતાના સુન્દર શિષ્ય સહિત

आयेथे महदात्मा उत्तम।
टार्यो जिसने बहु जनको भ्रम ॥

दे सद्बोध सदा मनभाये ।
ग्राम्य जनोंके व्यसन तजाये ॥११८॥

પધાર્યા હતા, પોતે ઉત્તમ મહાત્મા હોઇ ઘણા મનુષ્યોના ભ્રમને તેઓએ ટાળ્યા હતા અને મનને રૂચે તેવાં હિતવચન સંભળાવી પ્રાકૃત જનોનાં વ્યસનોને તજાવ્યાં હતાં.

वो फिर कबहु वहां नहि आये ।
समरत उन सब लगन लगाये ॥
आज सौम्य छबि आपकी देखी ।
आत्मतुष्टि मैंने अबलेखी ॥ ११९ ॥

એ મહાત્મા ફરી કોઈ વખત ઝંઝાવાટમાં પધાર્યા નથી, ત્યાંના સર્વ લોકે એમનું સ્મરણ કરે છે. એમનો સદુપદેશ શ્રવણ કરવા સહુ ચાહે છે, આજે આપની સૌમ્ય છબિ જોઈ મેં આત્મતુષ્ટિ અનુભવી છે અર્થાત્ મને ઘણોજ સંતોષ થયો છે,

मनु मेरे प्रारब्ध उदयकों ।
मिलन यहांपर होहि उभयको ॥
वह द्वयमेंसें तुम इक मूर्ति ॥
यों मम उर शंकाकी स्फुर्ति ॥१२० ॥

હું એમ માનું છું જે મારાં પ્રારબ્ધના ઉદય માટે એ બન્ને મહાત્માનો અહીં મિલાપ થાય તો બહુજ ઠીક, વળી એ બે મહાત્માઓમાંની એક મૂર્તિ આપ હો એમ મ્હારા હૃદયમાં સંદેહ

होत–करहु प्रभु!शंक निवारन ।
संतदरस जग जलनिधि तारन ॥
इतनी सविनय किय जब विनति ।
तब प्रणव बदि कहन लगे यति॥१२१॥

થાય છે માટે હે પ્રભુ આપ! મ્હારી શંકાનું નિવારણ કરો, કારણ કે સંતજનનાં દર્શન સંસારસાગરથી તારનારાં હોય છે. વિપ્ર યાદવે આવી રીતે સવિનય વિનતિ કરી ત્યારે યતિ રઘુનાથ પ્રણવોચ્ચાર પૂર્વક બોલ્યા જે

सुनु द्विजवर! गुरुदेव शरीरा ।
भयउ निवृत्त भागीरथी तीरा ॥
तदनन्तर मैं यह स्थल आया ।
तुमने भी सब सत्य सुनाया ॥१२२॥

હે વિપ્રવર! ગુરૂદેવ નીલકંઠસ્વામીનું શરીર ભગવતી ભાગીરથીને કિનારે કાલધર્મને પ્રાપ્ત થયું, ત્યારપછી ત્યાંથી હું આ સ્થળે આવ્યો છું અને તમે પણ જે કહ્યું તે સર્વ સત્ય છે, કારણ કે ગુરૂદેવ અને હું પૂર્વકાળમાં ઝંઝાવાટ આવ્યા હતા.

यहां मैं हों श्रीरामभजन रत ।
रघुपुरी नाम लोक सब जानत ॥
तुमहो झंझावाट निवासी ।
पैं अभिधा अबलों न प्रकाशी ॥१२३॥

અહીં હું રામ ભજુ છું અને મને રઘુનાથપુરી નામથી લોકો જાણે છે. તમે ઝંઝાવાટના રહીશ છો એમ કહી ગયા, પરંતુ હજુ સુધી નામનો પ્રકાશ કર્યો નથી.

सुनि अस बचन महद यतिवरके ।
कहन लगे द्विज नमन सु करकें ॥
मोढ ज्ञातिका मैं अग्रज हों ।
संत चरन कमलोंकी रज हों ॥१२४॥

આ રીતે મહાન્ યતિવરનાં વચન સાંભળી વિપ્ર શ્રેષ્ઠ પ્રકારે તેઓને નમન કરી કહેવા લાગ્યા કે હું મોઢ જ્ઞાતિનો બ્રાહ્મણ છું અને સત્પુરૂષોનાં ચરણ કમલની રજ છું.

यादव नाम त्रिवेदी कहावों ।
प्रभु करुनासों मोक्षहि पावों ।
रघुपुरीने अस श्रवण कियो जब ।
गुरुवचनोंको स्मरण भयो तब ॥१२५॥

મ્હારૂં નામ યાદવ છે, હું ત્રિવેદી કહેવાઉં છું. જો આપની કૃપા હોય તો હું મોક્ષને પ્રાપ્ત કરી શકું. રઘુનાથપુરીએ જ્યારે આ વાત સાંભળી ત્યારે તેમને ગુરૂ નીલકંઠસ્વામીનાં વચનોનું સ્મરણ થયું

सत्य महात्माकी सब बानी ।
यादव नाम सुनत पहिचानी ॥
यतिवर प्रति यादवके उरमें ।
प्रबल प्रेम जाग्यो सिद्धपुरमें ॥१२६॥

અને યાદવ એવું નામ સાંભળતાંજ નીલ ગુરૂની વાણી સત્ય થઈ એમ જાણ્યું અને ત્યારપછી વિપ્ર યાદવના હૃદયમાં સિદ્ધપુરક્ષેત્રની અંદર યતિવર રઘુનાથપુરી પ્રતિ પ્રબળ પ્રેમ જાગૃત થયો.

ऐसे महदात्माके मुखसों ।
धर्मश्रवण छुडावत दुःखसों ॥
अस निश्चय करि रघुपदवन्दन ।
करत प्रार्थना अग्रजनन्दन ॥१२७॥

અને તે મનમાં વિચારવા લાગ્યા જે આવા મહાત્માના મુખથી સાંભળેલો ધર્મનો ઉપદેશ સાંસારિક દુઃખથી મુકત કરી શકે છે. આ રીતે નિશ્ચય કરી એ બ્રાહ્મણે રઘુનાથપુરીના ચરણમાં પ્રણામ કરી પ્રાર્થના કરી જે

भगवन्! वेद धर्मका निर्णय ।
कोन ग्रन्थसों हो निःसंशय ॥

कहहु कृपा करिकें प्रभु! मोहे ।
संतवचन अति सुखकर सोहे ॥ १२८ ॥

હે ભગવન્! કયા ગ્રન્થથી વેદ ધર્મનો નિર્ણય નિઃસંશયપણે થઇ શકે છે તે કૃપા કરી મને કહો, કારણ કે સત્પુરૂષોનાં વચન સુખદાયક હોય છે.

अस जिज्ञासु पुनित पुनि ब्राह्मन ।
करन लग्यो सविनय जब प्रार्थन ॥
तब रघुनाथपुरी महदात्मा ।
कहत भये सुमिरी परमात्मा ॥ १२९ ॥

આવીરીતે તે જિજ્ઞાસુ બ્રાહ્મણે જ્યારે વિનયપૂર્વક પ્રાર્થના કરી ત્યારે મહાત્મા રઘુનાથપુરી પરમાત્માનું સ્મરણ કરી કહેવા લાગ્યા જે

विप्र! अगाध सु धर्मवहन है ।
वेद धर्म पुनि बहुत गहन है ॥
प्रश्न यही है जगहितकारी ।
जासों सुख पावत संसारी ॥ १३० ॥

હે બ્રાહ્મણ! ઉત્તમ એવા ધર્મનો પ્રવાહ અગાધ છે, તેમાં વૈદિક ધર્મ તો અત્યંત ગહન ( ગંભીર ) છે તેનો તમોએ કરેલ પ્રશ્ન જગતનું હિત કરનાર છે, જેનાથી સંસારી લોકો સુખનેપ્રાપ્ત થશે.

दोहा.

धर्म विनिर्णय करनको, पावन जो प्रस्ताव ।
तामें मनु[1] भगवानकी, आज्ञा सुनु द्विजराव ॥ १३१ ॥

ધર્મનિર્ણય કરવાનો જે તમારો પવિત્ર પ્રસ્તાવ છે તેમાં હે બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ યાદવ! જે મનુ ભગવાનની આજ્ઞા છે તે શ્રવણ કરો.

---

१ वेदोऽखिलो धर्ममूलं, स्मृतिशीले च तद्विदाम् ।
आचारश्चैव साधूना–मात्मनस्तुष्टिरेव च ॥
[ इति मनुस्मृतौ ]

विधि मुखनिर्गत वेद है, अखिल धर्मको मूल ।
जासों निर्णय धर्मको, होत सदा अनुकूल ॥ १३२ ॥

બ્રહ્માનાં મુખથી પ્રકાશ પામેલ જે વેદ છે તે સમગ્ર ધર્મનું મૂળ છે અને તેનાથી ધર્મનો નિર્ણય સુગમતાથી થઇ શકે છે.

कहुँक परस्पर वेदमें, भासत वाक्य विरोध ।
वहां पुनित व्याख्यानतें, कीजें सतकी शोध ॥ १३३ ॥

વેદમાં કોઈ સ્થળે પરસ્પર વાકયનો વિરોધ જણાય તો તે વિરોધનો વેદવ્યાખ્યાથી કિંવા સ્મૃતિથી પરિહાર કરવો,

वेदनिष्ठ सत्पुरुषके, अथवा लखि आचार ।
कर लेना निजबुद्धिसों, वह विरोध परिहार ॥ १३४ ॥

અથવા તો વેદનિષ્ઠ સત્પુરૂષોના વ્યવહાર જોઇ પોતાની બુદ્ધિથી ઉકત વાકયવિરોધનો પરિહાર કરી લેવો,

सत्पुरुषोंके शीलसों, धर्म विनिर्णय होत ।
अब द्विज यादव! देखियें, शील अर्थ उद्योत ॥१३५ ॥

અથવા તો સત્પુરૂષોના શીલથી ધર્મનો નિર્ણય થાય છે. હવે હે વિપ્ર યાદવ! શીલનો અર્થ કહું છું તે સાંભળો.

देव पितृ अरु वृद्धके, वन्दनीय व्यवहार ।
आस्तिकता तामें उचित, अनसूया अविकार ॥ १३६ ॥

દેવ, પિતૃ અને વૃદ્ધ પુરૂષોના જે વંદન કરવા યોગ્ય વ્યવહાર છે તેમાં આસ્તિકપણું, અને ઇર્ષારહિતપણું; અવિકારીપણું,

मृदुता त्योंही मित्रता, प्रियवादीत्व प्रसिद्ध ।
कृतज्ञता रु शरण्यता, कारुण्यादिक सिद्ध ॥ १३७ ॥

મૃદુતા ( કોમળપણું ) તેમજ મિત્રભાવ, પ્રિયવાદીપણું ( મીઠું બોલવું), કૃતજ્ઞતા ( કોઇએ કરેલા ઉપકારને જાણવાપણું ), શરણ્યતા ( શરણે આવેલાને શરણ આપવું ) પ્રશંસા યોગ્ય દયા આદિ સિદ્ધ

इह लौकिक आचार है, वह आचारविशिष्ट ।
जनसों निर्णय धर्मका, होत निरन्तर इष्ट ॥ १३८ ॥

પૂર્વમાં કહેલા દેવ ભકત્યાદિ જે આચારો તે સત્પુરૂષોના છે અને તે સત્પુરૂષોનાં આચરણથી ધર્મનો નિર્ણય ઇષ્ટ ગણાય છે.

कोउ स्थल यदि उभयधा, होवे धर्म विचार ।
तामें निजप्रिय पक्षको, सदा होत स्वीकार ॥१३९॥

કદાચ કોઈ સ્થળે ધર્મનો વિચાર બે પ્રકારે કરવામાં આવેલ હોય ત્યાં તે બે પક્ષમાંથી પોતાને જે પ્રિય લાગે તે એક પક્ષનો હમેશાં સ્વીકાર કરવો.

" मनोहर "

याज्ञवल्क्य[1] स्मृतिमें चतुर्दश गिनाये ग्रन्थ ।
विद्या प्रतिपादक सुबोधके निलयहै ॥
जासों होत धर्मको विनिर्णय धराके बिच ।
जाके अभिधानसोंही अनाचार क्षय है ॥
पुनित पुराण न्याय मीमांसा रु धर्मशास्त्र ।
अंगमिश्र वेद आदि स्थान विद्यामय है ॥
परम सुशील जन संतनके अन्तरमें ।
जाके परिशीलनसों धर्मको उदय है ॥ १४० ॥

હે વિપ્ર યાદવ! યાજ્ઞવલ્કય સ્મૃતિમાં વિદ્યાનું પ્રતિપાદન કરનારાં ચૌદ પ્રસ્થાન ગણાવ્યાં છે, જેનાથી આ લોકમાં ધર્મનો વિશેષે કરી નિર્ણય થાય છે. અને જે નિર્ણયથી અનાચાર નાશ પામે છે. પવિત્ર પુરાણ, ન્યાય, મીમાંસા, ધર્મશાસ્ત્ર અને છ અંગ વિશિષ્ટ વેદો આ સર્વ ચતુર્દશ ધર્મવિદ્યાનાં પ્રતિપાદક પ્રસ્થાન છે, જેનાં પરિશીલનથી પરમસુશીલ સત્પુરૂષોના ધર્મનો ઉદય થાય છે.

---

१ पुराणन्यायमीमांसा, धर्मशास्त्रांगमिश्रिताः ।
वेदाः स्थानानि विद्यानां,धर्मस्य च चतुर्दश॥ [इति याज्ञवल्क्यस्मृतौ]

सवैया.

ब्रह्मपुराण रु पद्मपुराण ।
तृतीय सुविष्णु पुराण प्रमानत ॥
शंभुपुराण रु लिङ्ग पुराण ।
गरुडपुराण सबैं जग जानत ॥
नारद नाम पुराण प्रसिद्ध ।
सुभागवताभिध लोक बखानत ॥
अग्निपुराण रु स्कन्द पुराण ।
सुबोध भविष्य सहोत्तर ठानत ॥ १४१ ॥

૧ બ્રહ્મપુરાણ, ૨ પદ્મપુરાણ, ૩ વિષ્ણુપુરાણ, ૪ શિવપુરાણ, ૫ લિંગપુરાણ, ૬ ગરૂડપુરાણ, ૭ નારદપુરાણ, ૮ શ્રીમદ્ભાગવતપુરાણ, ૯ અગ્નિપુરાણ, ૧૦ સ્કન્દ પુરાણ, ૧૧ ભવિષ્યોત્તરપુરાણ,

दोहा.

बहुरि ब्रह्मवैवर्त अरु, मार्कंडेय पुरान ।
ब्रह्मांडादिक अष्टदश, संख्या कहत सुजान ॥ १४२ ॥

૧૨ બ્રહ્મવૈવર્તપુરાણ, ૧૩ માર્કંડેયપુરાણ, ૧૪ બ્રહ્માંડપુરાણ, ૧૫ વારાહપુરાણ, ૧૬ વામનપુરાણ, ૧૭ કૂર્મપુરાણ, ૧૮ મત્સ્યપુરાણ, આ અઢાર પુરાણ છે એમ સુજ્ઞજનો કહે છે.

गौतमकृत रु कणाद कृत, निरख्यो हमने न्याय ।
पूर्व मीमांसा रच गये, श्रीजैमिनी मुनिराय ॥ १४३ ॥

ગૌતમ મુનિકૃત અને કણાદ મુનિકૃત ન્યાય ગ્રન્થો મારા ભણેલા છે અને મુનિવર્ય જૈમિનીએ પૂર્વ મીમાંસા રચેલી છે.

जामें निर्णय धर्मको, पावत परम प्रकाश ।
ब्रह्ममीमांसा है बहुरि, कर्त्ता मुनिवर व्यास ॥ १४४ ॥

જેમાં ધર્મનો નિર્ણય પરમ પ્રકાશને પામે છેઃ- અને ઉત્તર મીમાંસાના કર્તા શ્રી વ્યાસ મુનીશ્વર છે.

जामें ब्रह्मविचारको, विधविध लिख्यो प्रकार ।
सुनु यादव! षट् शास्त्रके, नाम कर्म अनुसार ॥ १४५ ॥

એ બ્રહ્મમીમાંસામાં બ્રહ્મવિચારના વિવિધ પ્રકાર દર્શાવેલા છે. હે યાદવ! હવે વેદના છ અંગોનાં નામ શ્રવણ કરો.

" घनाक्षरी "

व्याकरण ज्योतिष त्यों पिंगल निरुक्त कल्प ।
शिक्षा षट् ग्रन्थ यह वेदके विमल अंग ॥
जाके अध्ययनसों विनिर्णय सुधर्महूको ।
होत सुखसाध्य ऐसो पाओ तुमभी प्रसंग ॥
ओरभी अनेक वैसे ग्रन्थ धर्मशास्त्रके है ।
जाके कर्ता ऋषिओंकी कीर्ति अबलों अभंग ॥
पाये जो आचार्यपद मनमें न लेश मद ।
हमसे अनंत जाको चाहत सदैव संग ॥ १४६ ॥

વ્યાકરણ, જ્યોતિષ, પિંગલ, નિરૂકત, કલ્પ અને શિક્ષા એ છ વેદનાં અંગ છે. જેના અભ્યાસથી ધર્મનો નિર્ણય થાય છે. હે યાદવ! તમે પણ એવા પ્રસંગને પામો અર્થાત્ ઉપર કહેલાં છએ અંગોનો અભ્યાસ કરો. બીજા પણ ધર્મશાસ્ત્રના એવા અનેક ગ્રન્થો છે, જેના કર્તા ઋષિઓની કીર્તિ આજ પર્યન્ત અભંગ રીતે વિદ્યમાન્ છે; જેઓ આચાર્યપદને પામેલા હોવા છતાં મનમાં લેશપણ મદ (અભિમાન) રાખતા નહિ અને અમારા જેવા અનંત જનો જેઓના ગ્રન્થોનું પરિશીલન નિરંતર ચાહે છે.

चोपाई.

[1]मनु अत्रि विष्णु अरु हारीत ।
याज्ञवल्क्य उशना शुभ चारित ॥

---

१ मन्वत्रिविष्णु हारीत, याज्ञवल्क्योशनोऽगिराः ।
यमापस्तम्बसंवर्ताः, कात्यायनबृहस्पती ॥
पराशरव्यासशङ्खलिखिता दक्षगौतमौ ।
शातातपो वशिष्ठश्च धर्मशास्त्रप्रयोजकाः [ इति याज्ञवल्क्यस्मृतौ ]

बहुरि अंगिरा यम आपस्तँब ।

कात्यायनकों जानत है सब ॥ १४७ ॥

મનુ, અત્રિ, વિષ્ણુ, હારીત, યાજ્ઞવલ્ક્ય, ઉશના, અંગિરા, યમ, આપસ્તંબ તથા કાત્યાયન કે જેઓ ઉત્તમ ચરિત્રવાળા અને વિશ્વવિખ્યાત છે.

योंहि बृहस्पति ओर पराशर ।

व्यास शंख यों लिखित ऋुषीवर ॥

दक्ष रु गौतम पुनि शातातप ।

शमत वशिष्ठ अज्ञता आतप ॥ १४८ ॥

એવીજ રીતે બૃહસ્પતિ, પરાશર, વ્યાસ, શંખ, લિખિત, દક્ષ, ગૌતમ, શાતાતપ, અજ્ઞાનરૂપી તાપને શાન્ત કરનાર વશિષ્ઠ,

क्रतु सुमन्तु अरु मुनि बोधायन ।

व्याघ्रपाद् आदि ऋुषिरायन ॥

धर्मशास्त्रके लेखक लोना ।

अवर भये जो जो मति भोना ॥ १४९ ॥

ક્રતુ, સુમન્તુ, બોધાયન અને વ્યાઘ્રપાદ આદિ અનેક ધર્મશાસ્ત્રના કર્તા અને બુદ્ધિશાળી બીજા જે જે ઋષિઓ થયા છે

उन सबहीके नाम सुनाऊं ।

याद्व ! पुनि विश्रान्ति पाऊं ॥

बुद्ध रु देवल सोम सुबाधक ।

जमदग्नि मुनि सतके शोधक ॥ १५० ॥

તેનાં નામો પણ કહું છું. સદ્બોધ આપનારા બુદ્ધ, દેવલ, સોમ અને સત્યની શોધ કરનારા મુનિ જમદગ્નિ,

विश्वामित्र प्रजापति नारद् ।

पैठीनसी ऋुषि ज्ञानविशारद् ॥

वह सब स्मृतिमें परम प्रवीना ।

छागलेयने धर्म सु चीन्हा ॥ १५१ ॥

વિશ્વામિત્ર, પ્રજાપતિ, નારદ, જ્ઞાનમાં વિશુદ્ધ એવા ઋષિ પૈઠીનસી, આ સર્વે સ્મૃતિના કર્તા છે અને છાગલેય ઋષિ પણ ધર્મતત્ત્વને સારૂં જાણે છે.

मुनि जाबाल च्यवन मतिमंता ।
मरीचि कश्यप आदि अनंता ॥
धर्मशास्त्रके लेखक भयऊ ।
जगहित कर विमुक्त ह्वै गयऊ ॥ १५२ ॥

બુદ્ધિશાળી જાબાલ, ચ્યવન, મરીચિ, અને કશ્યપ આદિ અનંત મુનિઓ ધર્મશાસ્ત્રના લેખક થઇ ગયા છે અને તે સર્વ જગતનું હિત કરી મુકિતને પ્રાપ્ત થયા છે.

दोहा.

पूज्य स्वामी रघुनाथके, सुनी बचन यों स्वच्छ ।
द्विजवर यादव हृदयमें, पाये तुष्टि प्रतच्छ ॥ १५३ ॥

પૂજ્ય સ્વામી રઘુનાથપુરીનાં આ રીતનાં સ્વચ્છ વચન શ્રવણ કરી વિપ્ર યાદવને બહુ સંતોષ થયો.

पुनि उनने निज मनहि मन, इस बिध कियो बिचार ।
दिक्षा ऐसे संतसें, लेना जीवन सार ॥ १५४ ॥

વળી એમણે પોતાના મનમાં વિચાર કર્યો જે આવા સંતપુરૂષ પાસેથી દિક્ષા લેવી એ જીવનના સારરૂપ છે.

यों निश्चय करिकें सुद्रढ, यतिवर प्रति सविवेक ।
कहन लगे यादव बहुरि, तुमहि निबाहो टेक ॥ १५५ ॥

આમ અતિ દ્રઢ નિશ્ચય કરી વિપ્ર યાદવ યતિવર રઘુનાથપુરી પ્રતિ કહેવા લાગ્યા જે

प्रभु ! मोहे सन्यासकी, दिक्षा देहु पुनित ।
गँवन गृहस्थाश्रम प्रति, चहों नाहिं मैं चित्त ॥ १५६ ॥

હે પ્રભુ! મ્હને સન્યાસની પવિત્ર દિક્ષા આપો; ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરવાની મ્હારા ચિત્તમાં લેશ પણ ચાહના નથી.

मातपिता मम हो गये, समय पाइ स्वर्गस्थ ।
बाधक अब व्यवहारमें, है न कोउ हौं स्वस्थ ॥ १५७ ॥

મ્હારાં માતા પિતા સમયને પામી સ્વર્ગે સિધાવી ગયાં છે, હવે મને દિક્ષામાં બાધ કરે એવું કોઇ નથી, હું સ્વાધીન છું.

त्योंहि क्रमिक सन्यासकी, इच्छा नहि उर आन ।
आप चरन आश्रय ग्रही, पाओं मुक्ति महान ॥१५८॥

તેમજ ક્રમિક (ક્રમપૂર્વક) સન્યાસ લેવાની કે બીજી કોઇ ઇચ્છા મ્હારા હૃદયમાં છે નહિ, માત્ર આપનાં ચરણનું શરણ ગ્રહી મુક્તિને પામવા ચાહું છું.

यादवके ऐसे बचन, सुनि बोले रघुनाथ ।
अब तुम झंझावाट प्रति, गौन करहु सुखसाथ ॥१५९॥

વિપ્ર યાદવનાં આવાં વચન સાંભળી રઘુનાથપુરી બોલ્યા જે- હમણા તમે ઝંઝાવાટ જાઓ. અને હું જ્યારે ત્યાં આવીશ ત્યારે તમોને સન્યાસ દિક્ષા આપીશ. ત્યાર પછી તુરત વિપ્ર યાદવ સ્વામીજીશ્રીની આજ્ઞા લઇ ઝંઝાવાટ ગયા.

श्रीरघुवीर श्रीमाधवजु, गुरुप्रसादकों पाइ ।
भइ मयूख समाप्ति यह, मुद मङ्गलतें छाइ ॥

इति श्रीमद्वेदान्ततीर्थपण्डितमायारामसंगृहीत
श्रीसत्पुरुषचरित्रप्रकाशे श्रीनीलकण्ठस्वामीनिर्वाण
निरूपणपूर्वकधर्मबोधकग्रन्थपरिकथनं नाम
नवमो मयूखः समाप्तः

॥ श्री गणेशाय नमः ॥

## ॥ अथ दशमो मयूखः ॥



चोपाई.

यादव झंझापुरमें आई ।
समरत दिनरजनी रघुराई ॥
सदुपदेश उनको सुखदायक ।
दिव्यमूर्ति पुनि सुयोगिनायक ॥ १ ॥

સિદ્ધપુરથી વિપ્ર યાદવ ઝંઝાવાડમાં આવી રાત્રિ દિવસ શ્રીરામચન્દ્રજીનું મરણ કરતા હતા અને મહારાજ રઘુનાથપુરીનો સુખદાયક સદુપદેશ સાંભળી યો-ાનાયક એ દિવ્યમૂર્તિ મહાત્મા

दिक्षा ग्रहिबेकों उन आगे ।
यादव उर आतुरता जागे ॥
स्वाति बिन्दु हित चातक जैसें ।
दिक्षा हित आतुर द्विज वैसें ॥ २ ॥

પાસેથી દિક્ષા લેવા વિપ્ર યાદવનું મન આતુર બન્યું અર્થાત્ જેમ સ્વાતિના ુન્દની પ્રાપ્તિ માટે ચાતક આતુર બને તેમ તે બ્રાહ્મણ ઉકત યતિવર પાસેથી ક્ષા લેવા આતુર બન્યા.

होवे दिग् भ्रम रजनी समयमें ।
वह जिमि आतुर भानु उदयमें ॥
तिमि यह द्विजवर यादवको उर ।
दिक्षा काज भयो परमातुर ॥ ३ ॥

કોઇ મનુષ્યને રાત્રિને વખતે દિગ્‌ભ્રમ (પૂર્વઆદિ દિશા કઇ તરફ છે એ ાતની ભ્રાન્તિ) થએલ હોય અને તે જેમ સૂર્યના ઉદય માટે આતુર હોય તેમ ેપ્રશ્રેષ્ઠ યાદવનું હૃદય દિક્ષામાટે પરમ આતુર થયું.

उनके मनमें प्रकट विरागा ।
भोग सकल सांसारिक त्यागा ॥
इच्छा केवल एकहि उरमें ।
कब आवे गुरु झंझापुरमें ॥ ४ ॥

સર્વ ભોગ ત્યાગી વૈરાગશીલ યાદવનું મન એમ ચાહતું હતું જે રઘુનાથ ગુરૂ અહીં (ઝંઝાપુરમાં) ક્યારે પધારશે

उनके शरन रहों दिनराति ।
शोचत विप्र सदा इस भांति ॥
यों कछु काल व्यतीत भयो जब ।
विचरे रघुपुरी सिद्धपुरसों तब ॥ ५ ॥

અને હું એમના શરણમાં રાતદિવસ રહું, આ રીતે હમેશાં વિપ્ર યાદવને વિચાર થતો, આમ થોડોએક વખત જ્યારે વ્યતીત થયો ત્યારે રઘુનાથપુરી સિદ્ધપુરથી રવાના થયા,

आये झंझापुर यतिराया ।
आसन शुभ सरतटहि लगाया ॥
वही झिल्लका नाम सरस्वती ।
जहँ निवसेथे आगें वह यति ॥ ६ ॥

અને ઝંઝાવાટ પધારી ઝિલ્લકા સરસ્વતીના તટ ઉપર નિવાસ કર્યો. આ ઝિલ્લકા સરસ્વતીના તટ ઉપર પ્રથમ પણ પોતે ગુરૂ સાથે રહ્યા હતા.

समाचार यह सुनकें पुरजन ।
आइ करत गुरुवरके दर्शन ॥
आन लगे यों मनुज अनेका ।
तामें द्विज यादव सविवेका ॥ ७ ॥

ઝંઝાવાટ નિવાસી મનુષ્યો સ્વામીજીના આવવાના સમાચાર સાંભળી ત્યાં દર્શન માટે આવ્યા તેમાં યાદવ પણ આવ્યા હતા

उनकों देखि अग्र सब जनमें ।
मुदित भये महदात्मा मनमें ॥
उनकी स्तुतिकों स्वीकृत कीन्ही ।
दिक्षा शुभ सन्यस्तकी दीन्ही ॥ ८ ॥

તેને સર્વ મનુષ્યોમાં આગળ પડતો ભાગ લેતા જોઇ મહાત્મા રઘુનાથપુરી મનમાં આનંદ પામ્યા અને એમની સ્તુતિનો સ્વીકાર કરી શ્રેષ્ઠ એવી સન્યાસની દિક્ષા આપી

बहुरि सुनाई बहुविध नीति ।
कबहु न करहु व्यसनतें प्रीति ॥
अस आज्ञा किय लखि निधि गुनको ।
रख्यो नाम यादवपुरी उनको ॥ ९ ॥

અને સન્યાસ ધર્મનો ઉપદેશ આપી કહ્યું કે કોઈ પણ વ્યસનમાં પ્રેમ રાખશો નહિ. તે પછી શુભ ગુણવાળા તે શિષ્યનું યાદવપુરી એવું નામ રાખ્યું.

अनुष्टुप्

निखिलज्ञाननिष्णातं, रघुनाथरतिप्रियम् ।
रघुनाथाभिधानं तं, गुरुं वन्दे पुनः पुनः ॥ ३६ ॥

સર્વ વિદ્યા નિષ્ણાત અને ભગવાન શ્રીરામમાંપ્રીતિવાળા એવા શ્રી રઘુનાથ નામક ગુરૂજીને હું વારંવાર વન્દુ છું

दोहा.

सगुण ब्रह्म रघुनाथके, पदमें जाकी प्रतीति ।
ज्ञानी गुरु रघुनाथके, वन्दों पद सह प्रीति ॥ १० ॥

સગુણ બ્રહ્મ શ્રીરામચન્દ્રજીના ચરણમાં જેને વિશ્વાસ છે એવા જ્ઞાની ગુરૂ રઘુનાથપુરીના ચરણને હું પ્રેમપૂર્વક વંદન કરૂં છું.

हरिगीत

बहुरि नलेश्वर क्षेत्रमें रघुनाथपुरी निवसन लगे ।
बहु भांति दिन गुरु शिष्यके यों हर्षयुक्त गमन लगे ॥

इक समय प्रातःकालकी कृति नित्य करि गुरुवर जबैं।
पूर्वाभिमुख नलनाथ निकट बिराजमान भये तबैं ॥ ११ ॥

ત્યારબાદ મહારાજશ્રી રઘુનાથપુરીજીએ ઝિલ્લકા સરસ્વતી સમીપ નળેશ્વરાશ્રમમાં નિવાસ કર્યો અને ત્યાં ગુરૂ તથા શિષ્ય બન્નેના દિવસો ઉત્તમ રીતે આનંદથી વિતવા લાગ્યા. એક સમયે ગુરૂ રઘુનાથપુરી પ્રાતઃકાલનું નિત્યકર્મ કરી નલનાથ મહાદેવની સમીપે પૂર્વાભિમુખ બિરાજમાન થયા ત્યારે

दोहा.

यादवपुरी यतिराजको, लखि अप्रतिहत ओज।
भाव सहित वंदत भये, सद्गुरु चरन सरोज ॥ १२ ॥

યાદવપુરીએ યતિરાજનું અપ્રતિહત (કોઇથી પરાભવ ન પામે તેવું) તેજ જોઇ ભાવસહિત સદ્ગુરૂ રઘુનાથપુરીના ચરણકમલમાં પ્રણામ કર્યા

हरिगीत.

आशीर्वचन गुरुने दिया पुनि शिष्यने सविनय कहा।
है बाह्य कितने वेदसों दर्शन? जिन्है श्रुतिमत दहा ॥
जो वेदके सिद्धान्तसों विपरीत प्रतिपादन करे।
जासों महा आस्तिक सुजन अति दूर आस्थाकों धरे ॥ १३ ॥

અને ગુરૂએ તેમને આશીર્વાદ આપ્યો. ત્યારબાદ શિષ્ય યાદવપુરીએ વિનયપૂર્વક કહ્યું જે હે ગુરૂ! વેદ બાહ્ય દર્શન કેટલાં છે? કે જેણે વૈદિક સિદ્ધાન્તનું ખંડન કર્યું છે તથા જે વેદના સિદ્ધાન્તથી વિપરીત રીતિનું પ્રતિપાદન કરે છે. અને જેન. શ્રવણથી મહા આસ્તિક મનુષ્ય પણ નાસ્તિક બની જાય છે. તે તમે કૃપા કરી મને કહો કે જેનાથી હું દૂર રહું.

यह रीत यादवके वचन सुनि रघुपुरी बोलन लगे।
त्रय भेद नास्तिकवादके जु रहस्य जो खोलन लगे ॥
चार्वाकू एक द्वितीय बौद्ध तृतीय आर्हत नामहै।
नास्तिक बडा चार्वाकू तामें धृष्ट अघका धाम है ॥ १४ ॥

આ રીતે શિષ્ય યાદવપુરીનાં વચન સાંભળી ગુરૂ રઘુનાથપુરી બોલ્યા જે નાસ્તિકોના ત્રણ ભેદ છે કે જેઓએ પોતાના ગ્રંથમાં નાસ્તિક રહસ્યને સારી રીતે ખોલ્યું છે. અને તે ચાર્વાક બૌદ્ધ અને આર્હતએવા ભેદથી ઉક્ત નાસ્તિકો ત્રણ પ્રકારના છે, તેમાં ચાર્વાક અત્યંત નાસ્તિક અને પાપનું ઘર છે.

**नास्तिक[1] वही जो विश्वमें निन्दा करतहै वेद्की ।**
**सिद्धान्त सुनि चार्वाकको[2] सीमा रहत नहि खेद्की ॥**
**प्रत्यक्ष यों अनुमान अरु उपमान अर्थापत्तिहै ।**
**त्यों अनुपलब्धि शब्द् जो सुप्रमाण षट् संपत्तिहै ॥ १७ ॥**

---

१ नास्तिको वेदनिंदकः ॥ इति मनुस्मृतौ ।

२ चार्वाकाणां मते पृथ्व्यादि चत्वारः पदार्थाः, प्रत्यक्षमेव प्रमाणम्, अन्न रसमयोऽयं स्थूल देह आत्मा, तत्रेयं श्रुतिः प्रमाणं "स वा एष पुरुषोऽन्नमयः" देहात्मनि स्थूलोऽहं कृशोऽहमित्यनुभवोऽपि प्रमाणम्, तत्राऽपरोश्चार्वाकः "ते ह प्राणाः प्रजापतिं समेत्यक्रयुः" इत्यादि श्रुतेः इन्द्रियाणामभावे शरीरचलनाभावात्काणोऽहं बधिरोऽहं इत्याद्यनुभवाच्च इन्द्रियाणात्मेति वदति॥ अन्यश्चार्वाकः "अन्योऽन्तर आत्मा प्राणमयः" इत्यादि श्रुतेः प्राणाभावे इन्द्रियचलनायोगात् अहमशनायावानहं पिपासावान् इत्याद्यनुभवाच्च प्राण आत्मेति वदति । वृद्धचार्वाकस्तु "अन्योन्तर आत्मा मनोमयः" इत्यादि श्रुतेः मनसि सुप्ते प्राणादेरभावात् अहं सङ्कल्पवानहं विकल्पवानित्याद्यनुभवाच्च मन आत्मेति, वदति. एवं पूर्वोक्तरीत्या चत्वार एव चार्वाकाः, तत्र प्रथमो देह एवात्मेति वदति द्वितीयश्चेंद्रियाण्यात्मेति वदति, तृतीयश्च प्राण एवात्मेति वदति, चतुर्थश्च मनएवात्मेति वदति ॥ एतेषां मते देहादिध्वंस एव मोक्षः, पुण्यपापे च न स्तः, अत एव यावज्जीवेत तावत्सुखं जीवेत ऋणं कृत्वा घृतं पिबेत्, भस्मीभूतस्य देहस्य कुतः पुनरागमनमिति चार्वाकोक्तिः संगच्छते ।

હે શિષ્ય! નાસ્તિક એ છે કે જે વેદની નિન્દા કરે છે. તેમાં ચાર્વાકનો સિદ્ધાન્ત દુઃખજનક છે ૧ પ્રત્યક્ષ ૨ અનુમાન ૩ ઉપમાન ૪ શબ્દ ૫ અર્થાપત્તિ અને ૬ અનુપલબ્ધિ એ સંપત્તિરૂપ છ પ્રમાણ છે.

चार्वाक तामें एकही मानत प्रमा प्रत्यक्षकों ।
त्यों लखत आत्मा देहकोंहि गँवाइकें मति अक्षकों ॥
पुनि देहके विध्वंस सह आत्मा लहतहै मरनकों ।
बिन ज्ञानतुम्बी चहतहै संसारसागर तरनकों ॥ १८ ॥

તેમાં ચાર્વાક એક પ્રત્યક્ષ પ્રમાનેજ માને છે, તેમ બુદ્ધિરૂપી નેત્રને ગુમાવી દેહનેજ આત્મા કહેછે, વળી દેહના નાશથી આત્માનો પણ મોક્ષ માને છે અને ધર્માધર્મના જ્ઞાનરૂપી તુંબડા વિના સંસારસાગરને તરવા ચાહે છે.

वह साम्प्रदायिक इक बृहस्पति[1] नाम विबुध बडा भया ।
संभोग स्त्रीकाहो परम सुखदेन उनके हिय ठया ॥
नहि स्वर्ग नहि अपवर्ग आत्मा देहसों नहि भिन्नहै ।
नहि लोक कोऊ अवर वर्णाश्रम प्रथा विच्छिन्नहै ॥ १९ ॥

એ ચાર્વાક સમ્પ્રદાયમાં એક બૃહસ્પતિ નામે વિદ્વાન્ થએલ છે, તેણે સંસારના ભોગોને અતિ સુખજનક માનેલ છે અને તેના મનમાં સ્વર્ગ નર્ક નથી આત્મા દેહરૂપ છે ને દેહથી ભિન્ન નથી, આ લોક સિવાય બીજો કોઈ લોક નથી તેમજ વર્ણાશ્રમની પ્રથા ખોટી છે અને

यज्ञादि कृति सब अफल यों चार्वाक मत सिद्धान्तहै ।
सुनु शिष्य यादव ! स्वस्थ है जगबिच कितना ध्वान्तहै ॥
अब बौद्ध मतकी बात सब संक्षेपसों मैं कहतहों ॥
तत्त्वार्थ उनका ग्रहन करना योग्य नहि यों चहत हों ॥२०॥

યજ્ઞ આદિ સર્વ કૃતિ અફળ છે એવો ચાર્વાક મતનો સિદ્ધાન્ત છે. હે શિષ્ય યાદવ! શ્રવણ કરો કે જગતમાં ચાર્વાક સિદ્ધાંત કેવો અજ્ઞાનમય છે જેનાથી મનુષ્યો શ્રુતિ સિદ્ધાંતથી વિમુખ રહે છે, હવે બૌદ્ધ મત સંક્ષેપથી કહું છું. પરંતુ એ સિદ્ધાંત ગ્રહણ કરવા યોગ્ય નથી

---

१ न स्वर्गो नापवर्गो वा नैवात्मा पारलौकिकः ।
नैव वर्णाश्रमादीनां, क्रियाश्च फलदायकाः ॥

ाह बौद्ध नामक मत प्रवर्तक बुद्धदेव कहातहैं ।
ुनि शिष्य उनके चारि सबका भिन्न मत द्रसातहै ॥
ृक माध्यमिक अभिधान योगाचारि नाम द्वितीय है ।
ाह बौद्धवादो बिच सौत्रांतिक अभिध जन तृतीयहै ॥ १९ ॥

એ બૌદ્ધનામના મતને ફેલાવનાર બુદ્ધદેવ થયા જેમના ચાર શિષ્ય હતા, ચારેના મત જુદા જુદાછે.એ બૌદ્ધમતમાં માધ્યમિક, યોગાચાર, સૌત્રાંતિક

यों शिष्य वैभाषिक चतुर्थ भयो वही बुद्धदेवको ।
ामें प्रथम[१] मानत सकल जग शून्य है प्रिय देवको ॥
ुनि द्वितोय योगाचार[२] छिनमतिरूप जग देखत भयो ।
वेज्ञानभी उसने उभयधा क्षणिक जगमत सह ठयो ॥ २२॥

તેમજ વૈભાષિક થયો, કે જે બુદ્ધદેવને ચોથો શિષ્ય તેમાં પહેલો ય બુદ્ધદેવનો પ્રીતિપાત્ર માધ્યમિક જગતને શૂન્યરૂપ માને છે, બીજો ય યોગાચાર નામનો જગતને ક્ષણિક વિજ્ઞાનરૂપ માને છે અને તે ક્ષણિક ાાન બે પ્રકારનું છે એમ કહે છે.

---

१ शून्यवादीमाध्यमिको बौद्धस्तु । असदेवेदमग्र आसीदित्यादि श्रुतेः ॥ ुषुप्तौ सर्वाभावादहं सुप्तः सुषुप्तौ नासमित्युत्थितस्य स्वभावपरामर्श विषया- ाच्च शून्यमात्मेति वदति ॥

योगाचारनामको बौद्धस्तु " अन्योऽन्तर आत्मा विज्ञानमयः " इत्यादिश्रुतेः ाभावेऽन्तर्व्यवहाराभावःस्यादतोऽहं कर्त्ताहं भोक्ता इत्याद्यनुभवाच्च क्षणिक ानरूपा बुद्धिरेवात्मेति वदति, बौद्धानां मते पञ्च स्कन्धाः सन्ति, तथाहि सवि न्द्रियाणि रूपस्कन्धः, विषयाणां बाह्यत्वेऽपि देहस्थेन्द्रियग्राह्यत्वादाध्यात्मिक- अहमहमित्यालयविज्ञानप्रवाहो विज्ञानस्कन्धः, सुखाद्यनुभवो वेदनास्कंधः, व इत्येवं नाम विशिष्ट सविकल्पकप्रत्ययः संज्ञास्कन्धः, रागद्वेषमोहधर्माधर्माः ारस्कन्धः तत्र विज्ञानस्कन्धश्चित्तमात्मेति गीयते । अन्येचत्वारः स्कन्धाः, श्च संघात आध्यात्मिकः सकललोकयात्रानिर्वाहक इत्यर्थः ननु सुगत ागमस्यैक्यात् कुतो बहु प्रकारता; इतिचेदुच्यते; एकस्यैवागमव्याख्यातृत्वेऽ-

दोहा.

इक आलयविज्ञान अरु, दुव प्रवृत्ति विज्ञान ।
उभय क्षणिक विज्ञानके, प्रकटे भेद महान ॥ २३ ॥

એક આલય વિજ્ઞાન અને બીજું પ્રવૃત્તિ- વિજ્ઞાન એમ ક્ષણિક વિજ્ઞાનના બે ભેદ યોગાચારે પ્રકટ કર્યાં.

वह मानत अन्तर्जगत्, बाह्य जगत् कछु नांहि ।
प्रथम तुल्य नहि सर्वथा, वाद शून्यको याहि ॥ २४ ॥

તે અન્તર જગત્‌ને માને છે અને બાહ્ય જગત્ કંઇ છેજ નહિ એમ કહે છે આ યોગાચારિ પહેલા માધ્યમિક જેવો નથી, કારણ કે માધ્યમિક સર્વ શૂન્ય કહે છે ત્યારે યોગાચાર અન્તર્ જગતને માને છે.

सौत्रान्तिक मतमें बहुरि, अन्तर जगत सुहात ।
बाह्य जगत अनुमेयरुप, उनकों सदा लखात ॥ २५ ॥

બુદ્ધદેવના ત્રીજા શિષ્ય સૌત્રાંતિકના મતમાં અન્તર્જગત્ માનેલુછે,બાહ્ય જગત્ એમણે અનુમેયરૂપ સ્વીકાર્યું છે.

---

पि शिष्याणामवस्थाभेदेन मन्दमध्यमोत्तमधियां शिष्याणां भेदात् बहु प्रकारता संगच्छते, ते च सौत्रन्तिक वैभाषिक योगचारी माध्यमिका इति चत्वारः, तत्र सर्वास्तित्ववादिमते भूतं भौतिकं बाह्यं जगत् चित्तं चैत्तं च कामाद्यान्तरमिति विभागः, तत्र पृथिव्यादि भूतचतुष्टयं विषयेन्द्रियात्मकम् भौतिकं च परमाणु समुदाय एव नावयव्यन्तरं। योगाचारिमते ज्ञानस्कंध एव केवलोऽस्ति, तदितरेषां स्कन्धानां बुद्धावन्तर्भावात् । बौद्धरहस्यद्योतके बोधिचित्तविवरणे द्वे कारिके स्तस्ते च

देशना लोकनाथानां सत्त्वाशयवशानुगाः ।
भिद्यन्ते बहुधा लोक उपायैर्बहुभिः पुनः ॥ १ ॥
गम्भीरोत्तानभेदेन क्वचिच्चोभयलक्षणा ।
भिन्नापि देशनाऽभिन्ना शून्यताऽद्वयलक्षणा ॥ २ ॥

इत्येतत् शांकरभाष्ये द्वितीयाध्याये द्वितीयपादे समुदायाधिकरणे भाष्यभामत्योः स्पष्टम् ॥

वैभाषिक[1] मतमें जगत्, मात्र विज्ञतारूप ।
अन्तर्बाह्य समेत है, ज्यों हिमन्तमें धूप ॥ २६ ॥

વૈભાષિકના મતમાં જગત્ અન્તર અને બાહ્ય રૂપે છે જેમ હિમન્ત ઋતુમાં છાયા અને તાપ મળેલાં હોય છે તેમ વૈભાષિકે જગત્‌ને અન્તર અને બાહ્ય રૂપ કહ્યું છે.

सकल बौद्धसिद्धान्तमें, स्फुरत अज्ञता स्पष्ट ।
जासों उत्तम भावना, निखिल होतहै नष्ट ॥ २७ ॥

આ રીતે સમગ્ર બૌદ્ધ સિદ્ધાંતમાં તેઓનું અજ્ઞાન સ્પષ્ટ જણાય છે જેથી શ્રોતાઓની ઉત્તમ ભાવનાઓ વિનાશ પામે છે.

ज्ञानशून्य हो जातहै, जिनसों मानवजात ।
बुद्धदेव मन्तव्यमें, वोही मोक्ष कहात ॥ २८ ॥

વળી જેના મતમાં મનુષ્ય જ્ઞાન શૂન્ય બની મોક્ષને શૂન્યરૂપ માને છે.

चोपाई

बुद्धदेव यों निजमत प्रकटत ।
घट आदिक सतहै कि है असत[2] ? ॥
यदि सत मानोगे तुम मनमें ।
कुलालादि कारक जो जनमें ॥ २९ ॥

બૌદ્ધ આ રીતે પોતાનો મત પ્રકટ કરે છે જે ઘટ આદિ વસ્તુ સત્ય છે કે અસત્ય?·જો તમે ઘટને સત્ય માનશો તો લોકમાં જે કુંભાર આદિ ઘટ કર્તા છે તેનો

---

१ वैभाषिकबौद्धमते आन्तरिकक्षणिकविज्ञानरुपं तत्वमस्ति बाह्यजगत्तु प्रत्यक्ष सिद्धम् अस्मिन मते प्रत्यक्षानुमाने द्वे प्रमाणे स्तः इति ॥

२ नसतः कारणाऽपेक्षा व्योमादेरिव युज्यते ।
कार्यस्यासंभविहेतुः, खपुष्पादिरिवासतः ॥
[ इति माध्यमिकबौद्धकारिका ]

जों व्यापार व्यर्थ उन संभव ।
क्यों कि सत्यको उचित न उद्भव ॥
उद्भव हित कारक व्यापारा ।
विश्वबिच ऐसा व्यवहारा ॥ २८ ॥

વ્યાપાર વ્યર્થ બની જશે, કારણ કે સત્યની ઉત્પત્તિ કદી ઘટેજ નહિ. ઉત્પત્તિ માટે કારક વ્યાપાર હોય છે એવો લોકમાં વ્યવહાર છે.

घट आदिक सत है नहि यासों ।
असत सुनों वह में यदि कासों ॥
तदपि न हो व्यापार सु कारक ।
वस्तु असत है जन्म निवारक ॥ २९ ॥

ઘટ આદિ સત્ય નથી પરંતુ અસત્ય છે એમ જો કોઇ કહે તો પણ કારક વ્યાપાર બની શકતો નથી, કારણ કે અસત્ય વસ્તુનો જન્મ હોતો નથી.

पञ्च द्रव्य जो है गगनादिक ।
समुझत उनकों सत नैय्यायिक ॥
याकों कारककी न अपेक्षा ।
यों हि घटादि बनत यद्दच्छा ॥ ३० ॥

જે આકાશ આદિ પંચ દ્રવ્ય અર્થાત્ આકાશ, કાલ દિક્ આત્મા અને મન છે તેને નૈય્યાયિક નિત્ય સમજે છે; એ આકાશ આદિને કર્ત્તાની અપેક્ષા નથી, એવીજ રીતે ઘટાદિ પણ સત્ય હોયતો તેને કર્તૃવ્યાપારની અપેક્ષા ન હોવીજોઇએ

पुनि असत्य ज्यों पुष्प गगनका ।
है कारक व्यापार न उनका ॥
त्योंहि असत्य घटादिक कारन ।
कारकक्कतिको होत निवारन ॥ ३१ ॥

વળી જેમ આકાશનું પુષ્પ અસત્ય હોઇ તેનો કારકવ્યાપાર છે નહિ તેમ ઘટાદિ જો અસત્ય હોય તો પણ તેનો કારકીય વ્યાપાર ન હોવો જોઇએ

ज्यों ज्यों वस्तुस्वभाव[1] विचारत ।
त्यों त्यों निःस्वभावपन धारत ॥
सिद्ध भयो सब शून्यहि यातें ।
याविध शिष्य प्रथमकी बातें ॥ ३२॥

બૌદ્ધતંત્રમાં જેમ જેમ વસ્તુસ્વભાવનો વિચાર થાય છે તેમ તેમ તે નિઃસત્વ છે એમ તેઓ સિદ્ધ કરે છે તેથી સર્વ શૂન્ય છે એમ તેઓ સિદ્ધ કરે છે હે શિષ્ય યાદવ! આ રીતે બુદ્ધદેવના પહેલા શિષ્ય માધ્યમિકનો સિદ્ધાન્ત છે.

दोहा.

वादी क्षणिक विज्ञानको, कहत सु योगाचार ।
उचित माध्यमिक के नहीं, केवल शून्य विचार ॥ ३३ ॥

ક્ષણિક વિજ્ઞાનવાદી યોગાચાર કહે છે જે માધ્યમિકના કેવળ શૂન્ય વિચાર યોગ્ય નથી. કારણ કે ક્ષણિક વિજ્ઞાનરૂપ આન્તરિક જગત્ હોવાથી તેને શૂન્યરૂપ કહી શકાય નહિ,

तत्त्व आन्तरिक बुद्धिको, स्वयं हि संवित् रूप ।
विलसत छिन विज्ञान जो, यह विचार अनुरूप ॥ ३४ ॥

માટે આન્તરિક બુદ્ધિરૂપ જે તત્ત્વ છે તે ક્ષણિક વિજ્ઞાનરૂપ કહેવાય છે આ સિદ્ધાન્ત યોગ્ય છે

स्वीकृत सो यदि माध्यमिक, करे न युक्ति आप्त ।
तो होवेगो जगतकों, अद्यभाव पुनि प्राप्त ॥ ३५ ॥

આ યુક્તિનો જો માધ્યમિક સ્વીકાર ન કરે તો જગતને અદ્યભાવની પ્રાપ્તિ થશે અર્થાત્ આજેજ જગત્ થયું એમ ગણાશે

---

१ बुद्ध्याविविच्यमानानां, स्वभावो नावधार्यते ।
अतो निरभिलिप्यास्ते, निःस्वभावाश्च दर्शिताः ॥
इदं वस्तु बलां यांतु, यद्वदन्तिविपश्चितः ।
यथायथार्थाश्चिन्त्यन्ते वीशीर्यन्ते तथा तथा ॥
(इति माध्यमिकबौद्धकारिका)

अत्र वस्तु बलां यां कान्चित् प्रक्रियां वादी मन्यते सा खण्ड्यते बौद्धैः

आलयविज्ञानादिकी, कुछभी होत प्रतीति ।
सो सब निष्फल होयगी, भासत है यह भीति ॥ ३६ ॥

વળી આલય વિજ્ઞાન આદિની જે પ્રતીતિ છે તે સર્વ નિષ્ફળ થઈ જશે

उचित याहितें आन्तरिक, बुद्धिरूप जगज्ञान ।
तब सौत्रान्तिक कहतहै, सुनहु शिष्य ! सुजान ॥ ३७ ॥

એટલા માટે આન્તરિક બુદ્ધિરૂપ જગત્નું જ્ઞાન એ વિચાર યોગ્ય છે આમ બોલનાર યોગાચારને સૌત્રાંતિક કહે છે હે સુજ્ઞ શિષ્ય યાદવ! શ્રવણ કરો.

क्षणिकविज्ञतारूप जग, कहत आन्तरिक सार ।
सिद्ध होत यह युक्तिमें, अयुक्त योगाचार ॥ ३८ ॥

સૌત્રાંતિક કહે છે જે ક્ષણિક વિજ્ઞાનરૂપ આન્તરિક જગત્ છે એ યુક્તિથી યોગાચારનું અજ્ઞાન સિદ્ધ થાય છે.

क्योंकि वस्तु नीलादि हो, यदि छिन ज्ञानाकार ।
तो प्रतीति होनी चहे, "मैं नील" याहि प्रकार ॥ ३९ ॥

કારણ કે જો નીલ આદિ વસ્તુ આંતરિક ક્ષણિક વિજ્ઞાનરૂપ હોય તો "હું નીલ છું" એવા પ્રકારની પ્રતીતિ થવી જોઈએ,

वो प्रतीति होती नहि, यातें यह मत ग्राह्य ।
सिद्ध होत अनुमानसों, नील आदि जगबाह्य ॥ ४० ॥

પરન્તુ તેવી પ્રતીતિ થતી નથી માટે નીલઆદિરૂપ બાહ્ય જગત્ અનુમાનથી સિદ્ધ થાય છે એ મત ગ્રહણ કરવા યોગ્ય છે આમ બોલનાર સૌત્રાંતિકને

तब वैभाषिक कहत है, सौत्रांतिककी युक्ति ।
असत्य-जग अनुमेयरुप, त्यों प्रत्यक्ष विमुक्ति ॥ ४१ ॥

વૈભાષિક કહે છે જે જગત્ માત્ર અનુમેયરૂપ છે. પ્રત્યક્ષ રહિત છે, એ સૌત્રાંતિકની માન્યતા ખોટી છે,

क्योंकि कबहु प्रत्यक्ष बिन, होत नहीं अनुमान ।
त्यों उनके मत है नहीं, बाह्य प्रतच्छ प्रमान ॥ ४२ ॥

પ્રત્યક્ષ પ્રમાણ વિના અનુમાન પ્રમાણ હોતું નથી- વળી એ સૌત્રાંતિકના મતમાં પ્રત્યક્ષરૂપ પ્રમાણ નથી

चोपाई.

तो फिर क्यों होवे अनुमाना ।
भिन्न भिन्न मत सबने ठाना ॥
यों विरुद्धता है आपसमें ।
डारत जनकों असमंजसमें ॥ ४३ ॥

તો પછી પ્રત્યક્ષાધીન અનુમેય પદાર્થની સિદ્ધિ કેમ થઇ શકે? હે યાદવ! આ રીતે બુદ્ધદેવના ચારે શિષ્યોએ ભિન્ન ભિન્ન મત દર્શાવ્યા છે અને તે સર્વ પરસ્પર વિરૂદ્ધ છે. જેને લઇ પ્રાકૃત મનુષ્યો ભ્રમિત થાય છે.

बाह्य जगत् प्रत्यक्ष भी जाना ।
नहि केवल अनुमान प्रमाना ॥
त्यों पुनि वैभाषिकके मतमें ।
वस्तु द्विधा है सकल जगतमें ॥ ४४ ॥

વૈભાષિકના મતમાં જગત્ કેવળ અનુમેયરૂપ નથી પરંતુ પ્રત્યક્ષાત્મક પણ બાહ્ય જગત્ છે. આમ બે પ્રકારનું જગત્ તે માને છે તેમાં અનુમેય જગત્ને અધ્યવસેય અને બાહ્ય જગત્ને ગ્રાહ્ય માને છે.

ग्राह्य रु अध्यवसेय कहावे ।
भेद पदार्थ उभय विध पावे ॥
जाकी सिद्धि प्रत्यक्ष जनित है ।
ग्राह्य नाम वह भेद गदित है ॥ ४५ ॥

ગ્રાહ્ય અને અધ્યવસેય એવા બે ભેદને દરેક પદાર્થ પ્રાપ્ત થાય છે જેની સિદ્ધિ પ્રત્યક્ષ પ્રમાણથી થતી હોય તે ગ્રાહ્ય પદાર્થ કહેવાય છે.

जाकों सिद्ध करत अनुमाना ।
अध्यवसेय उन्हीकों माना ॥

चारों शिष्य बुद्धके या बिध ।
विरुद्धमतके वादी भये सिद्ध ॥ ४६ ॥

જે પદાર્થો અનુમાથી સિદ્ધ થાય તે અધ્યવસેય કહેવાય છે. આ પ્રમાણે બુદ્ધદેવના ચારે શિષ્યો પરસ્પર વિરૂદ્ધમતવાદી સિદ્ધ થયા છે.

दोहा.

उनके मन माना गया, राग आदि विज्ञान ।
संततिकी जो वासना, मृत्यु जन्म निदान ॥ ४७ ॥

તે બૌદ્ધ નાસ્તિકોએ પોતાના મતમાં રાગાદિની વિજ્ઞાનસંતતિ રૂપવાસના જન્મ મરણમાં કારણરૂપ માની છે.

अनुयायी मत बौद्धके, जो जन साधु कहात ।
निम्नलिखित आचार द्रग, उनके स्पष्ट दिखात ॥ ४८ ॥

બૌદ્ધ મતના અનુયાયી જે સાધુઓ કહેવાય છે તેના આચાર નીચે મુજબ સ્પષ્ટ દેખાય છે.

शिर मुण्डन रु कमण्डलु, यों इक उप परिधान ।
रक्ताम्बर त्यों अंगपें, पुनि भिक्षा पूर्वाह्ण ॥ ४९ ॥

માથે મુંડન, હાથમાં કમંડલુ, એક ઉપવસ્ત્ર, અંગ ઉપર લાલ કપડાં અને દિવસના આગલા પહોરમાં ભિક્ષાએ નીકળવું.

हरिगीत

आर्हतके सिद्धान्ती जैनाचार्य[1] यों फिर कहत है ।
जग शून्य छिन विज्ञानरुप यह बौद्धजन मत गलतहै ॥

---

१ जैनानां मते जीवाऽजीवाऽऽस्रवसंवरनिर्जरबन्धमोक्षाः सप्तपदार्थाः सन्ति, तत्र जीवोहि भोक्तृपदार्थः, अजीवश्च भोग्यपदार्थः, विषयाभिमुख्ये नेन्द्रियाणां प्रवृत्तिरास्रवः, तां संवृणोति इति संवरो यमनियमादि, निर्जरयति नाशयति कल्मषमिति निर्जरस्तप्तशिलारोहणादि, बन्धः-कर्म, मोक्षः कर्मपाशनाशे सत्यलोकाकाशे प्रविष्टस्य सततोर्ध्वगमनम्, नन्वास्रवादीनां भोग्येऽन्तर्भावात्

आत्मा क्षणिक यदि तो गँवन परलोकमें क्यों कर सके? ।
कृतहानि अभ्यागम अकृतको दोष दुव हम धर सकें ॥ ५० ॥

कथं समत्वमितिचेत्. संक्षेपो जीवाजीवौ द्वौ पदार्थौ स्तः, तथैव पञ्चास्तिकाया जैनसिद्धान्ते वर्तन्ते ते च जीवपुद्गलधर्माधर्माकाशास्तिकायाः. अत्र अस्तिकायशब्दः प्रत्येकं सह सम्बध्यते यथा जीवास्तिकाय इत्यादि, अत्रास्तिकायशब्दो सांकेतिकः पदार्थवाची, जीवश्चासावस्तिकायश्चेत्येवं विग्रहः, पूर्यन्ते गलन्तीति पुद्गलाः परमाणुसंघाः कायाः, सम्यक्प्रवृत्त्यनुमेयो धर्मः, ऊर्ध्वगमनशीलस्य जीवस्य देहे स्थितिहेतुरधर्मः, आवारणाभाव आकाशार्थः. तत्र पंचविधास्तिकायेषु जीवास्तिकायस्त्रिविधः कश्चिज्जीवो नित्यसिद्धोऽर्हन्मुक्तः, केचित् सांप्रतिकमुक्ताः केचिद्बद्धा इति, तत्र पुद्गलास्तिकायः षोढा पृथिव्यादीनि चत्वारि भूतानि, स्थावरं जङ्गमं चेति, प्रवृत्तिस्थितिलिंगौ धर्माधर्मावुक्तौ, आकाशास्तिकायो द्विविधः लोकाकाशः सांसारिकाकाशः, अलोकाकाशोमुक्ताश्रयाकाशः. बन्धाख्यं कर्म च अष्टविधम् । चत्वारिघातिकर्माणि चत्वार्यघाति कर्माणि, तत्र ज्ञानावरणीयं, दर्शनावरणीयं, मोहनीयमन्तरायं चेति घाति कर्माणि तत्वज्ञानान्न मुक्तिरिति ज्ञानमाद्यं कर्म, आर्हततत्त्वश्रवणान्नमुक्तिरिति ज्ञानं द्वितीयं, बहुषु तीर्थंकरप्रदर्शितेषु मोक्षमार्गेषु विशेषानवधारणं मोहनीयं; मोक्षमार्गप्रवृत्तिविघ्नकरणमन्तरायं इमानि चत्वारि श्रेयोहन्तृत्वाद् घाति कर्माणि ।

अथाघातीनि चत्वारि कर्माणि वेदनीयं नामिकं गोत्रिकमायुष्कमिति, मम वेदितव्यं तत्वमस्तीत्यभिमानो वेदनीयम् । एतन्नामाहमस्मीत्यभिमानो नामिकम् , अहमत्र भवतो देशिकस्य शिष्यवंशे प्रविष्टोऽस्मीत्यभिमानो गोत्रिकम् । शरीरस्थित्यर्थं कर्मायुष्कं, अथवा शुक्रशोणितमिश्रितमायुष्कं, तस्य तत्वज्ञानानुकूलदेहपरिणामशक्तिगोत्रिकं शक्तस्य तस्य द्रवीभावात्मककललावस्थाया बुद्बुदावस्थायाश्चारम्भकः, क्रियाविशेषोनामिकं सक्रियस्य बीजस्य जठराग्निवायुभ्यामिष-

આર્હંત સિદ્ધાન્તવાદી જૈનો એમ કહે છે જે "જગત્ શૂન્ય અને ક્ષણિક વિજ્ઞાન રૂપ છે" એ પ્રકારનો બૌદ્ધમત ખોટો છે. કેમકે જો આત્મા ક્ષણિક હોય તો પરલોકમાં ગમન શીરીતે કરી શકે? અમે એ બૌદ્ધમત પ્રતિ કૃતહાનિ અને અકૃતઆગમન એવા બે દોષ કહી શકીએ છીએ.

यातें नहीं याबिध परंतु सदैव आत्मा स्थिरहै ।
मत जैनके आचार्यगनका विदित जैन अजिर है ॥
जाके सकल सिद्धान्तमें दोउ पदार्थ गिने गये ।
इक जीव अन्य अजीव यों अभिधानसों विश्रुत भये ॥ ५१ ॥

માટે આત્મા નિરન્તર સ્થિર છે આવો જૈનોનો મત છે જેમના સર્વ સિદ્ધાન્તમાં બેજ પદાર્થો છે તેનાં નામ એક જીવ અને બીજો અજીવ.

द्घनीभावो वेदनीयं, तत्त्ववेदनानुकूलत्वात् तान्येतानि तत्वावेदकशुक्लपुद्गलार्थत्वादघातीनि तदेतत्कर्माष्टकं जन्मार्थत्वाद्बन्ध आस्रवादिद्वारेण । जैनाश्च पुनः पदार्थव्यवस्थाऽव्यवस्थयोरस्तित्वनास्तित्वेन निश्चयितुं सप्तभंगिन्यायमवतारयन्ति, स्यादस्ति, स्यान्नास्ति, स्यादस्तिच नास्तिच, स्यादवक्तव्यः, स्यादस्ति चावक्तव्यश्च, स्यान्नास्ति चावक्तव्यश्च, स्यादस्ति च नास्ति चावक्तव्यश्चेति । घटादेर्हि सर्वात्मना सदैकरूपत्वे प्राप्यात्मनाप्यस्त्येव । स इति तत्प्राप्तयेयत्नो नस्यात् अतो घटत्वादिरूपेण कथंचिदस्ति, प्राप्यत्वादि रूपेण कथंचिन्नास्तीत्येवमनेकरूपत्वम् । वस्तुमात्रस्यास्थेयमिति भावः । अत्रस्यादित्यव्ययं तिङन्तप्रतिरूपकम् कथंचिदर्थकं स्यादस्ति कथंचिदस्तीत्यर्थः । तत्र वस्तुनोऽस्तित्ववांछायां स्यादस्तीत्याद्यो भंगः प्रवर्तते । नास्तित्ववांछायां स्यान्नास्तीति द्वितीयो भंगः । क्रमेणोभयवांछायां स्यादस्ति च नास्तिचेति तृतीयो भंगः । युगपदुभयवांछायामस्ति नास्तीति शब्दद्वयस्य सकृद्वक्तुमशक्यत्वात् स्यादवक्तव्य इति चतुर्थो भंगः । आद्यचतुर्थभंगयोर्वांछायां स्यादस्ति स्याद्वक्तव्य इति पञ्चमो भंगः । द्वितीयचतुर्थेच्छायां स्यादस्ति चावक्तव्यश्चेति षष्ठो भंगः । तृतीयचतुर्थेच्छायां स्यादस्ति चावक्तव्यश्चेति सप्तमो भंगः ।

इति संक्षेपेण जैनसिद्धान्तः प्रदर्शितः विशेषं त्वलमतिविस्तरेण ॥

जो बोधरूप पदार्थ सो सब जीव संज्ञा लहतहै ।
अनबोधरूप पदार्थ सकल अजीव अभिधा ग्रहतहै ॥
इक पद्मनंदी[1] नामके आचार्य तामें हो गये ।
उसने पदार्थ द्विविध चित् अरु अचित् अभिधाके ठये ॥ ५२ ॥

જે જ્ઞાનવાળા પદાર્થો છે તે જીવ કહેવાય છે અને જે પદાર્થમાં જ્ઞાન નથી તે સર્વ અજીવ સંજ્ઞાને ગ્રહણ કરે છે. જૈનોમાં એક પદ્મનન્દી નામે આચાર્ય થયા છે તેમણે ચિત્ અને અચિત્ નામના બે પ્રકારના પદાર્થ માનેલા છે.

दोहा.

उपादेय अरु हेय पुनि, ताके भेद प्रमान ।
कर्तृ राग आदिक निखिल, हेय असत् पहिचान ॥ ५३ ॥

એ ચિત્ અને અચિતને ઉપાદેય તથા હેય રૂપે કહ્યા છે. તેમાં કર્તૃરાગાદિ પદાર્થ હેય (ત્યાગ કરવા લાયક) તથા અસત્ય છે.

ज्योतिरूप जो परम है, योग लाक्षणिक एक ।
उपादेय उनकों कहत, सत् पदार्थ सविवेक ॥ ५४ ॥

જે યોગ લક્ષણવાળો એક અને પરમ જ્યોતિ (પ્રકાશ) સ્વરૂપ પદાર્થ છે, તેને વિવેકપૂર્વક સત્ય અને ઉપાદેય (પ્રાપ્ત કરવા યોગ્ય) કહેલ છે.

धर्म अधर्म रु जीव त्यों, पुद्गल अरु आकाश ।
पञ्चतत्त्व[2] मत जैनके, पावत सदा प्रकाश ॥ ५५ ॥

જૈનના મતમાં ૧ ધર્મ ૨ અધર્મ ૩ જીવ ૪ પુદ્ગલ અને ૫ આકાશ આ રીતે પાંચ તત્વ માનેલા છે

तामें जीवन तत्त्वके, उभय भेद किय युक्त ।
उनके यों अभिधान है, सांसारिक अरु मुक्त ॥ ५६ ॥

---

१ चिदचित् द्वे परे तत्वे, विवेकात्तुविवेचने ।
उपादेयमुपादेयं, हेयं हेयं च सर्वतः ॥ १ ॥
हेयं तु कर्तृरागादि, तत्कार्यमविवेकिनः ।
उपादेयं परं ज्योति, रुपयोगैकलक्षणम् ॥ २ ॥

२ जीवास्तिकाय, २ पुद्गलास्तिकाय, ३ धर्मास्तिकाय, ४ अधर्मास्तिकाय ५ आकाशास्तिकाय.

તેમાં જીવ તત્ત્વ તે સાંસારિક અને મુક્ત આવા ભેદથી બે પ્રકારનો છે.

चोपाई

जन्म ग्रही जन्मान्तर पावे ।
वह सांसारिक जीव कहावे ॥
उनसों विपरीत लच्छनवारे ।
महद् मुक्तपद् वोही धारे ॥ ५७ ॥

જન્મ લઇ જન્માન્તર (બીજો જન્મ) પામે તે જીવ સાંસારિક કહેવાય છે અને જન્મ જન્માન્તરાદિથી રહિત જીવો મુક્ત કહેવાય છે

तामें जो जीव है सांसारिक ।
उनके भेद् उभय ता बिच इक ॥
समनस्कजु शिक्षायुत सोहे ।
अमनस्कजु बिन शिक्षत जो है ॥ ५८ ॥

તેમાં જે સાંસારિક જીવ છે તેના બે ભેદ છે. સમનસ્ક અને અમનસ્ક. તેમાં શિક્ષા (સમજણ) યુક્ત સમનસ્ક અને અશિક્ષિત અમનસ્ક કહેવાય છે

दोहा.

उभय भेद् अमनस्कके, इक त्रस-स्थावर अन्य ।
त्रस वह जो शंखादिमें, होवत लघुतनुमन्य ॥ ५९ ॥

તેમાં અમનસ્કના બે ભેદ છે, એક ત્રસ અને બીજો સ્થાવર. ત્રસ નામના અમનસ્ક જીવ એ જાણવા કે જે શંખ આદિમાં અતિ સૂક્ષ્મ શરીરી છે.

चोपाई.

पञ्चभूतमय देह प्रमाना ।
सोही स्थावर संज्ञक जाना ॥
अब अजीव धर्म रु आकाशा ।
पुद्गल ओर अधर्म प्रकाशा ॥ ६० ॥

પદ્મનંદી નામના જૈનાચાર્યે જે પંચભૂતમય દેહો કહ્યા છે તે સ્થાવર છે. હવે જીવ ઉપરાંત અજીવ ધર્મ, આકાશ, પુદ્ગલ અને અધર્મ નામે જે ચાર તત્વ તેના મતમાં પ્રકાશે છે

तामें पुद्गल विरहित तीना ।
मानत है अनुमेय सुजीना ॥
रूप अणु स्कंधाभिध मिलकें ।
उभय भेद होवत पुद्गलके ॥ ६१ ॥

તેમાં પુદ્ગલ સિવાય ધર્મ, અધર્મ અને આકાશ એ ત્રણેને જૈનમતવાળા અનુમેયરૂપ માને છે, અને પુદ્ગલના અણુરૂપ અને સ્કન્ધરૂપ નામે બે ભેદ હોય છે એમ તેઓ કહે છે.

अणुरूप अणुरूप सुहावे ।
स्कन्धरूप स्कन्धरूप कहावे ॥
या बिध जैन साधु सविवेका ।
मानत बहुरि पदार्थ अनेका ॥ ६२ ॥

જે દેહ અણુજેવા હોય તે અણુરૂપ અને સ્કન્ધ (સાવયવ) હોય તે સ્કન્ધરૂપ કહેવાય છે. આ રીતે વિવેકવાળા જૈનના સાધુ પદાર્થ અનેક છે એમ માને છે.

सकल कर्म क्षय पहिले करना ।
पुनि असंग है उपरि विचरना ॥
तदुपरि सिद्ध शिलापैं जाना ।
उनकों मोक्ष जैनमत माना ॥ ६३ ॥

પ્રથમ સર્વ કર્મનો ત્યાગ કરવો, પછી સંગરહિત બની અલોકાકાશમાં વિચરવું અને સિદ્ધશિલા છે ત્યાં જવું, એને જૈનમતમાં મોક્ષ માનેલો છે.

बहुरि दिगम्बर अरु श्वेताम्बर ।
आदि भेद उनके जु अवान्तर ॥
यह सब जो चार्वाक आदि मत ।
वही वेदसों है नहि सम्मत ॥ ६४ ॥

વળી એ જૈનોની અંદર દિગમ્બર અને શ્વેતામ્બર આદિ ભેદ છે. આ બધા ચાર્વાક આદિ જે મત છે તે વેદથી સમ્મત (મળતા) નથી.

दोहा.

यातें श्रुति सिद्धान्तमें, उनको है नहि स्थान ।

मान्य करत ना महद्‌जन, जो है ज्ञाननिधान ॥ ६५ ॥

એટલા માટે શ્રુતિના સિદ્ધાન્તમાં ઉક્ત મતોનું સ્થાન છે નહિ, જેથી વેદ ધર્મના આચાર્યો તે ચાર્વાક આદિ મતને સર્વાંશે સ્વીકારતા નથી.

हितकर गुरुके वाक्यको, समुझि यथारथ सार ।

याद्‌वपुरीके हृद्‌यमें, आनँद् भयो अपार ॥ ६६ ॥

હિતકારક ગુરૂ રઘુનાથપુરીનાં વાકયોનો યથાર્થ સાર સમજી યાદવપુરીના હૃદયમાં અપાર આનંદ પ્રકટ થયો.

श्रीरघुवीर श्रीमाधवजु, गुरुप्रसाद्‌कों पाइ ।

भई मयूख समाप्ति यह, मुद् मंगलतें छाइ ॥

॥ इति श्रीमद्वेदान्ततीर्थपण्डितमायारामसंगृहीत

श्रीसत्पुरुषचरित्रप्रकाशे चार्वाकबौद्धजैन

मतनिरूपणं नाम दशमो मयूखः ॥



॥ श्री गणेशाय नमः ॥

## ॥ अथैकादशो मयूखः ॥



चोपाई.

कछुक समय विश्रान्ति लह कर ।
बोले श्रीरघुनाथ गुरुवर ॥
सुनु यादवपुरी! कछुक हमारी ।
पूर्वकथा अतिही सुखकारी ॥ १ ॥

ત્યારબાદ થોડા વખત વિશ્રાન્તિ લઇ ગુરૂવર રઘુનાથપુરી બોલ્યા જે હે યાદવપુરી! અમારી પૂર્વકથા (પહેલાંની વાર્તા) કે જે સુખને ઉત્પન્ન કરનારી છે તેને શ્રવણ કરો.

हम श्रीद्वारिकाकी यात्रा हित ।
जातेथे गुरु शिष्य मुदित चित्त ॥
तब गुरुवरने जो आज्ञा की ।
स्मृति अन्तरमें भइ अब ताकी ॥ २ ॥

અમે ગુરૂ શિષ્ય આનંદયુક્ત ચિત્તથી શ્રીદ્વારિકાની યાત્રા અર્થે જતા હતા ત્યારે ગુરૂશ્રેષ્ઠ નીલકંઠસ્વામીએ જે આજ્ઞા કરી હતી તેનું મ્હારા અન્તઃકરણમાં હમણા સ્મરણ થયું છે.

कहा गुरुने गिरि सुमदावह ।
उनसों जाको जन्म-उमा वह ॥
गंगाके उत्तर तट उत्तम ।
तीर्थ दुग्धसर अति हि मनोरम ॥ ३ ॥

ગુરૂએ કહ્યું હતું કે મદાવહ ગિરિથી જેનો જન્મ છે એવી ઉમા નામની ગંગાને ઉત્તર કિનારે ઉત્તમ અને સુન્દર દુગ્ધસર નામનું તીર્થ છે.

ताके पूर्व पुलिनपें जाई ।
रहना कछु कुटी आदि बनाई ॥
श्रेयस्कर गुरु कथन सदाही ।
चाहौं यादव! चलहु वहांही ॥ ४ ॥

તેના પૂર્વ કિનારાપર પવિત્ર પર્ણકુટિ બનાવી રહેવું. આ રીતની ગુરૂ આજ્ઞા હોવાથી ત્યાં રહેવા વિચાર છે, કારણકે ગુરૂનું કથન નિરન્તર કલ્યાણકારી હોય છે, માટે હે યાદવ! મારી ઇચ્છા છે કે હવે ત્યાંજ ચાલો.

अस बिचारि किय त्वरित पयाना ।
जहँ तरुवर खग कलरव नाना ॥
वही दुग्धसर तट यति दोऊ ।
आइ बसे-हरखे सब कोऊ ॥ ५ ॥

આમ વિચાર કરી દુગ્ધસર તીર્થ જવા માટે બંનેએ પ્રયાણ કર્યું, જ્યાં શ્રેષ્ઠ વૃક્ષો તથા નાના પ્રકારના પક્ષીઓના કલરવ થઇ રહ્યા હતા એ દુગ્ધસર તીર્થને પૂર્વ કિનારે બન્ને યોગીઓએ આવી નિવાસ કર્યો, જેનાથી આસ-પાસનાં સર્વ પ્રાણી આનંદ પામ્યાં.

आश्रम इक लघु रम्य बनाया ।
सेवककों सद्बोध सुनाया ॥
वह भूमण्डलके प्रतिपालक ।
झल्ल जातिके क्षत्रिय बालक ॥ ६ ॥

શ્રી રઘુનાથપુરીજીએ ત્યાં એક ન્હાનું અને મનોહર આશ્રમ બનાવ્યું અને સેવક જનોને સદુપદેશ સંભળાવ્યો. અહીં એ સમયે પૃથ્વીનું પાલન કરનારા ઝાલા અવટંકના ક્ષત્રિ રાજાનું રાજ્ય હતું,

उसने श्रीरघुनाथपुरीकी ।
लखि सद्वर्तनशैली नीकी ॥
आश्रमनिर्वाहार्थ अभंगा ।
भूमि प्रदान किया मुद संगा ॥ ७ ॥

તેઓએ શ્રીરઘુનાથપુરીજીનું ઉત્તમ સદ્વર્તન જોઇ આશ્રમના સદાના નિર્વાહમાટે આનંદસહિત ભૂમિપ્રદાન કર્યું, અર્થાત્ આશ્રમના નિભાવમાટે જમીન આપી.

उत्तर तट श्रीभोगवतीके ।
नीलकण्ठ गुरु इन्द्र यतीके ॥
उन विरचित जो गहन गुहा थी ।
रघु उर वहँ बसनेकी स्पृहा थी ॥ ८ ॥

ભોગવતી ગંગાને ઉત્તર કિનારે યતિઓના ઇન્દ્ર શ્રી નીલકંઠગુરૂએ બનાવેલી જે ગુફા હતી ત્યાં નિવાસ કરવાની શ્રી રઘુનાથપુરીજીની ઇચ્છા હોવાથી ત્યાં જઇ

कछुक समय निज चिन्तन काजा ।
लखि इकन्त निवसे यतिराजा ॥
आये पुनि आश्रम पयसर जहँ ।
आत्मस्वरुपकों ध्यान धरत वहँ ॥ ९ ॥

થોડા વખત આત્મચિન્તન કર્યું અને ત્યારપછીથી યતિરાજ પાછા દૂધરેજ પધારી સ્વસ્વરૂપનું ધ્યાન ધરતા હતા.

इतनेमें इक निजरतिवारे ।
पावन संत समूह पधारे ॥
कहत भये रघुनाथपुरीकों ।
देव! आपको आश्रम नीको ॥ १० ॥

આ સમયે પરબ્રહ્મમાં જેઓનો પ્રેમ છે એવા સંતો ત્યાં પધાર્યા અને તે સર્વ શ્રીરઘુનાથસ્વામીજીને કહેવા લાગ્યા કે હે પ્રભુ ! આપનું આ આશ્રમ સુન્દર છે

ब्रह्मश्रोत्रियाभिध सुप्रतिष्ठा,
ब्रह्ममयी लखि आपकी निष्ठा ॥
अतिही आनंदितजु भये हम ।
करन चहें कछुकाल समागम ॥ ११ ॥

અને બ્રહ્મશ્રોત્રિય તથા બ્રહ્મનિષ્ઠ એવા આપને જોઇ અમે અતિ આનંદ પામ્યા છીએ માટે થોડો સમય સત્સંગસારૂ આપના પાસે રહેવા ચાહીએ છીએ,

यों विरक्त संतनकी बानी ।
सुनत जन्म सार्थकता जानी ॥
धन्यभाग्य पुनि यह आश्रमको ।
मिले संत ऐसे जहँ हमकों ॥ १२ ॥

આ રીતે વિરક્ત એવા સંતજનોની વાણી શ્રવણ કરતાં શ્રી રઘુનાથસ્વામીજીએ પોતાનું જન્મસાફલ્ય જાણ્યું અને મનમાં વિચાર્યું જે આ આશ્રમનાં પણ ધન્યભાગ્ય કે આવા સંતપુરૂષો અહીં પધાર્યા.

बहुरि कहत रघुपुरी संतनकों ।
पुनित करहु यहँ रह निजजनकों ॥
वहत स्नानहित गिरिजा गंगा ।
सब मिलकर करि हैं सत्संगा ॥ १३ ॥

પછી રઘુનાથપુરીજી સંતજનોને વિનયપૂર્વક કહેવા લાગ્યા જે આપ સર્વ અહીં નિવાસ કરી મ્હને પોતાનો ગણી પાવન કરો અને આપણે ઉમા ગંગા તથા દુગ્ધસરમાં સ્નાનાદિ કરશું તથા સત્સંગથી સમય વીતાવશું

यों दिन कछुक व्यतीत भये जब ।
समय अषाढपूर्णिमाको[1] तब ॥
गुरुपूजनको दिन गुनकारी ।
अस समस्तने हृदय बिचारी ॥ १४ ॥

१ आषाढस्य सिते पक्षे, पूर्वाह्णव्यापिनी शुभा ।
पूर्णमासी यदा तत्र, व्यासरूपी जनार्दनः ॥ १ ॥
पूज्यश्च यतिभिः सर्वैः-र्हंसै परमहंसकैः ।
तेऽपि सर्वे प्रपूज्या वै, गृहमेधिभिरादरात् ॥ २ ॥
ब्रह्मचारिगृहस्थवानप्रस्थविरक्तयतिशिष्यैर्यतीनाम्, व्यासपीठाधिष्ठितविदुषां, वेदादिशास्त्राध्यापकानाम्, स्वस्वगुरूणांञ्च गंधपुष्पधूपदीपनैवेद्य

આમ સત્સંગમાં કેટલાએક દિવસો જ્યારે વીત્યા ત્યારે અષાઢપૂર્ણિમાનો સમય આવ્યો, આ મહાન્ પવિત્ર ગુરૂપૂજનનો દિવસ છે એમ સર્વેએ વિચારી

शिष्टाचार गिन्योजु अनुपा ।
रघुपुरीको पूजन सुखरूपा ॥
जानि यथाविधि अर्चन कीन्हो ।
आशीर्वचन गुरुने दीन्हो ॥ १४ ॥

---

कौपीनाच्छादनवस्त्रदोरकगोपीचंदनमृदन्तकाष्ठाद्युपचारैः सम्यक्पूजा कार्या, विरक्तैः सीमाद्युल्लंघनं न कर्तव्यम्, तत्र प्रमाणं च ।

सीमोल्लंघनं न क्षौरं नद्युल्लंघनं नैव च ( इति व्यासवचनम् )

विरक्तैश्चातुर्मास्येऽहिंसा परिपालनार्थमेकस्थाने निवासः कर्तव्यः। अत्र प्रमाणं च

प्रायेण प्रावृषि प्राणी, संकुलं वर्त्म दृश्यते ।
यतस्तेषामहिंसार्थं, पक्षान्वै श्रुतिसंज्ञकान् ॥ ३ ॥
वार्षिकांश्चतुरो मासा–न्विहरेन्न यतिः क्वचित् ।
बीजांकुराणां जीवानां, हिंसा तत्र यतो भवेत् ॥ ४ ॥
अण्डजैरुद्भिजैर्वापि, प्राणिभिर्व्यापितं जगत् ।
सूक्ष्मैर्व्यक्तैस्तथाऽव्यक्तै र्नानारूपैः समंततः ॥ ५ ॥
एतेषां रक्षणार्थाय–कस्मिन्ग्रामे यतिर्वसेत् ।
चातुर्मास्यं यतीनां च, यः कारयति धर्मवित् ।
सर्वतीर्थेषु यत्पुण्यं, सर्वदानेषु यत्फलं ॥
तत्सर्वं लभते मर्त्य आषाढ्यां यतिपूजने ॥६॥

श्रीविष्णुं प्रति यतिना चातुर्मास्यार्थमनुज्ञा प्रार्थ्यते,

श्वेतद्वीपे भोगिनाथे, योगिनाथे स्थिते त्वयि ।
चातुर्मास्यव्रतेऽनुज्ञां, देहि लक्ष्मीपते मम ॥ ७ ॥

पूजनसमये श्रीकृष्णपंचकाद्यष्टकपंचकस्य पूर्वं पूजनं कृत्वा यतीनां पूजनं कर्तव्यमित्येतत्सर्वं व्यासपूर्णमासिपूजन प्रकरणे दाल्भ्यविष्णुसंवादे स्पष्टं वर्तते, तत्रैव विशेषजिज्ञासुभिर्विशेषं द्रष्टव्यम् ।

ગુરૂ પુનમને દિવસે પૂજનનો શિષ્ટાચાર અતિ અનુપમ છે એમ સમજી ગુરૂ શ્રી રઘુનાથપુરીજીનું પૂજન સુખરૂપ જાણી સંત સમૂહે યથાવિધિ (વિધિપુરઃસર) તેઓની પૂજા કરી અને ગુરૂ રઘુનાથપુરીએ સર્વને આશીર્વાદ આપ્યો.

तब सब संतनकी भइ इच्छा ।
चाहिएँ आज क्षीरकी भिक्षा ॥
"अस्तु" कहा रघुनाथपुरीने ।
सकल पदार्थ इकत्र सुकीन्हे ॥ १५ ॥

ત્યારે સમગ્ર સંતોની એવી ઇચ્છા થઇ જે આજે ક્ષીર (દૂધપાક) ની ભિક્ષા જોઇએ. આ સાંભળી શ્રી રઘુનાથપુરીજીએ "અસ્તુ" કહ્યું અને ક્ષીરના ભોજનમાટે સર્વ પદાર્થો એકઠા કર્યા,

पैं इतना पय कहाँसें लाना ।
भांडागारी बहु गभराना ॥
तब रघुपुरीकी स्मृतिमें आया ।
जो गुरु नीलने कथन सुनाया ॥ १६ ॥

પરંતુ આટલું બધું દૂધ ક્યાંથી લાવવું એમ ભંડારી ગભરાયા ત્યારે ગુરૂ નીલકંઠસ્વામીએ જે કહ્યું હતું તે શ્રીરઘુનાથપુરીજીના સ્મરણમાં આવ્યું ત્યારે

कहत भये वहभी अब ऐसा ।
है जल दुग्धसरका पय जैसा ॥
जाओ वहांसे जल भर लाओ ।
पुनि उनका पयपाक बनाओ ॥ १७ ॥

તેઓ એમ કહેવા લાગ્યા જે આ દુગ્ધસરતીર્થનું પાણી ગુરૂઆજ્ઞાથી દૂધજ છે; માટે જાઓ, ત્યાંથી દુધ ભરી લાવો અને એનો દૂધપાક બનાવો.

रघुपुरीकी आज्ञा शिर धारी ।
भाण्डागारादिक दो चारि ॥
ले घट सरपें झटिति आये ।
दुग्ध सरिस वारि भर लाये ॥ १८ ॥

મહારાજ રઘુનાથપુરીની આજ્ઞાને માથે ચઢાવી ભંડારી આદિ બે ચાર સાધુઓ ઘડા લઈ તુરત સરોવર ઉપર ગયા અને ત્યાંથી દૂધ રૂપ જલ ભરી લાવ્યા.

उनमें चावल सक्कर योंही ।
डारे विविध पदार्थन त्योंहीं ॥
भयो क्षीरभोजन मनभायो ।
चमत्कार यह सबने पायो ॥ १९ ॥

એમાં ઉત્તમ ચોખા તથા સાકરની સાથે વિવિધ પ્રકારના પદાર્થો બદામ પીસ્તા વગેરે નાંખ્યા, જેથી ઉત્તમ દૂધપાક બની ગયો અને આ ચમત્કાર સહુએ જોયો.

सद्गुरु बानी सत्य सुहाई ।
परम तुष्टि रघुपुरीने पाई ॥
यों गुरुजनके बचन सुसिद्धा ।
तामें शिष्यकी अविचल श्रद्धा ॥ २० ॥

સદ્ગુરૂ નીલકંઠસ્વામીની વાણી જ્યારે સત્ય બની ત્યારે રઘુનાથપુરીને પરમ સંતોષ થયો. આમ ગુરૂજનનાં સિદ્ધ વચન અને તેમાં શિષ્યની અચળ શ્રદ્ધા

लखि आगन्तुक यति प्रभु अंशा ।
करन लगे रघुपुरीकी प्रशंसा ॥
रघुपुरीने ले सुमन रु चन्दन ।
कियो सकल संतनको अर्चन ॥ २१ ॥

જોઇ ત્યાં અતિથિ રૂપ વિરક્ત મહાત્માઓ શ્રીરઘુનાથપુરીજીની પ્રશંસા કરવા લાગ્યા. શ્રીરઘુનાથપુરીજીએ પણ પુષ્પ તથા ચંદન આદિથી શાસ્ત્રવિધિ પ્રમાણે સર્વ સંતોનું પૂજન કર્યું.

पुनि सात्विक अरु स्वादु प्रसादा ।
भुगत भये करि ब्रह्मनिनादा ॥
पाये संत अमित संतोषा ।
करन लगे "जय रघु" यों घोषा ॥ २२ ॥

અને સાત્વિક તથા સ્વાદિષ્ટ પ્રસાદ બ્રહ્મનિનાદ કરી સર્વ મહાત્માઓ જમ્યા અને ત્યારપછી સંતપુરૂષો અમાપ સંતોષને પ્રાપ્ત થઈ "જય રઘુપુરી સ્વામીકી" એવો ઉચ્ચાર કરી મહારાજ રઘુનાથપુરીની જય બોલવા લાગ્યા.

गुरु पूर्णिमाको महदुत्सव ।
उज्वल करनेमें थे यादव ॥
दुग्धसरिस सरवर जल देखी ।
दूधरेज सार्थकता लेखी ॥ २३ ॥

ગુરૂપૂર્ણિમાનો મહાન્ ઉત્સવ ઉજવવામાં આવખતે યાદવપુરી અગ્રેસર હતા. તેઓએ દુગ્ધસરનું જળ દૂધ જેવું જોઈ દૂધરેજ એ નામની સાર્થકતા લેખી.

दोहा

नीलकण्ठ गुरुने कही, जो भविष्यकी बात ।
सो यथार्थ सब संतकों, द्रग आगें दरसात ॥ २५ ॥

ગુરૂ નીલકંઠસ્વામીએ જે ભવિષ્ય વાર્તા કહેલી તે યથાર્થ (ખરેખરી) સર્વ સંતોને નજરે જોવામાં આવી.

श्रीरघुवीर श्रीमाधवजु, गुरुप्रसादकों पाइ ।
भई मयूख समाप्ति यह, मुदमंगलतें छाइ ॥
॥ इति श्रीमद्वेदान्ततीर्थपण्डितमायारामसंगृहीत
श्रीसत्पुरुषचरित्रप्रकाशे गुरुपूर्णिमापूजन
परिकथनं नामैकादशो मयूखः ॥



॥ श्री गणेशाय नमः ॥

## ॥ अथ द्वादशो मयूखः ॥



चोपाई

तदनन्तर रघुनाथपुरीको ।
चातुर्मास निमित्त अति नीको ॥
कथारंभ कीजें सतशोधक ।
भयउ मनोरथ यों सतशोधक ॥ १ ॥

ત્યારબાદ સત્યની શોધ કરે તેવો અને સદ્બોધરૂપ ચાતુર્માસ નિમિત્તે કથાનો આરંભ કરવા મહારાજ શ્રીરઘુનાથપુરીનો મનોરથ થયો.

सब विरक्तने दिय अनुमोदन ।
बिरच्यो गुरुहित उन्नत आसन ॥
तापें श्रीरघुनाथ बिराजे ।
ब्रह्मनादसों आश्रम गाजे ॥ २ ॥

સમગ્ર વિરક્ત સંતોએ અનુમોદન આપ્યું. ગુરૂ માટે ઉંચું આસન ગોઠવ્યું, તેના ઉપર મહારાજશ્રી રઘુનાથપુરી બિરાજ્યા અને આશ્રમ બ્રહ્મનાદથી ગાજવા લાગ્યું.

संतनकी इच्छा अनुसारा ।
यादवपुरीने प्रश्न उचारा ॥
भगवन्! जो नलनाथ समीपा ।
प्रकट कियाथा ज्ञान प्रदीपा ॥ ३ ॥

સંતજનોની ઇચ્છાને અનુસરી યાદવપુરીએ ગુરૂને પ્રશ્ન કર્યો જે હે ભગવન! આપે ઝંઝાવાટમાં નલેશ્વર સમીપ જે જ્ઞાનરૂપી દીપક પ્રકટ કર્યો હતો તેને પ્રતાપે

चार्वाकादि सुने मत नाना ।
मति अनुसार सार पहिचाना ॥
पुनि उनका अबतक परिशीलन ।
कर देखा केवल नास्तिकपन ॥ ४ ॥

નાના પ્રકારના ચાર્વાક આદિ મત શ્રવણ કરી મેં મારી બુદ્ધિ અનુસાર સારને જાણી લીધો અને એ મતોનું પરિશીલન કર્યું ત્યારે તેમાં કેવળ નિઃસત્વપણું જોવામાં આવ્યું.

वैदिक ग्रन्थ पढा गृह आगें ।
पैं गुरु बिन भ्रम कैसें भागे ॥
कहहु कृपा करि आस्तिक दर्शन[1] ।
सुनन चहत वह यह सब संतन ॥ ५ ॥

હે ગુરૂ! હું મ્હારા ઘર આગળ વૈદિક ગ્રન્થ ભણ્યો છું, પરંતુ નિઃસંદેહપણે તે ભણાયા નથી, માટે કૃપા કરી આસ્તિક ષટ્દર્શનનું રહસ્ય સંભળાવો; આ સર્વ અતિથિ મહાત્માઓ પણ શ્રવણ કરવાની ઇચ્છા રાખે છે.

गुरुमुखकमलविनिर्गत गंगा ।
उपदेशामृत वहत अभंगा ॥
पाये हम सब धन्य प्रसंगा ।
होगे पुनित हमारे अंगा ॥ ६ ॥

હે સદ્ગુરૂ! આપનાં મુખકમલથી નીકળેલી વાણીરૂપી ગંગા અખંડ ઉપદેશરૂપી અમૃતને વહન કરે છે. અમને આ સુઅવસર પ્રાપ્ત થયો છે. આપના ઉપદેશરૂપી અમૃતથી અમારાં કર્ણ આદિ અંગો પવિત્ર થશે એમ અમો આશા રાખીએ છીએ.

सविनय बचन शिष्यके सुनकर ।
बोले गुरु रघुनाथ कृपा कर ॥

---

1 दृश्यते ज्ञायते अनेन धर्मार्थकाममोक्षाः इति दर्शनम् ॥

सावधान सुनु यादव प्यारे।
जगहितकारक प्रश्न तुम्हारे ॥ ७ ॥

આ રીતે શિષ્યનાં સવિનય વચન સાંભળી ગુરૂ રઘુનાથપુરી કૃપા કરી બોલ્યા જે હે પ્રિય યાદવ! સાવધાન બની શ્રવણ કરો, તમારો પ્રશ્ન જગતનું હિત કરનાર છે.

आस्तिक दर्शन गहन अपारा।
कहिहों में निज मति अनुसारा ॥
संत समाज! सुनहु निरधारा।
आस्तिक दर्शन षट्हि प्रकारा ॥ ८ ॥

આસ્તિક દર્શન અત્યંત ગહન છે, તો પણ હું મારી બુદ્ધિઅનુસાર તમોને કહું છું. હે સંતસમાજ! તમે પણ પ્રેમપૂર્વક સાંભળો. આસ્તિકદર્શનના છ ભેદ છે

दोहा.

वेद ओर परलोककों, मानत श्रद्धायुक्त।
आस्तिकको यह अर्थ है, शास्त्रनमें सुप्रयुक्त ॥ ९ ॥

વેદ અને પરલોકને જે શ્રદ્ધા સહિત માને તે આસ્તિક કહેવાય છે. શાસ્ત્રોમાં ઉત્તમ પ્રયોગથી સિદ્ધ કરેલો આસ્તિક શબ્દનો આવો અર્થ છે

जासों वैदिक तत्त्वको, होत दार्शनिक ज्ञान।
उनकों दर्शन कहत है, विश्ववन्द्य विद्वान ॥ १० ॥

જેનાથી વૈદિક તત્વનું દાર્શનિક જ્ઞાન થાય તેને વિશ્વમાંવન્દનયોગ્ય બનેલા વિદ્વાનો "દર્શન કહે છે.

तामें पहिला न्याय है, वैशेषिक सुद्वितीय।
तृतीय सांख्य प्रख्यात है, योग चतुर्थ उदीय ॥ ११ ॥

તેમાં પ્રથમ ન્યાય દર્શન, બીજું વૈશેષિક, ત્રીજું સાંખ્ય, ચોથું યોગ,

पूर्वमीमांसा पञ्चम हि, दर्शन स्पष्ट दिखात।
ओर मीमांसा उत्तरसु, यों षट् भेद लखात ॥ १२ ॥

પાંચમું પૂર્વમીમાંસા અને છઠું ઉત્તરમીમાંસા એમ દર્શનના ૭ ભેદ પ્રસિદ્ધરીતે છે.

जाके कर्त्ता गौतम रु, मुनि कणाद् मतिमान ।
कपिल पतञ्जलि जैमिनी, मुनिवर व्यास महान ॥ १३ ॥

જે દર્શનના કર્ત્તા મહાન્ બુદ્ધિશાળી મુનિવર ગૌતમ, કણાદ, કપિલ, પતંજલિ, જૈમિની અને વ્યાસ ગણાય છે.

चोपाइ

गौतमने किय न्यायनिबद्धा ।
सुनहु ज्ञान उनको सह श्रद्धा ॥
जिहि पदार्थ षोडश[1] पहिचाना ।
उनके याविध है अभिधाना ॥ १४ ॥

ગૌતમ ઋષિએ ન્યાયની રચના કરી એ ન્યાયનુ જ્ઞાન હે યાદવ તથા સંતજનો! શ્રદ્ધાપૂર્વક શ્રવણ કરો, એ ન્યાયના કર્ત્તાએ સોળ પદાર્થો માનેલા છે તેનાં નામો નીચે પ્રમાણે છે.

"प्रमाण" ओर "प्रमेय" रु "संशय" ।
बहुरि "प्रयोजन" "दृष्टांत" उदय ॥
"सिद्धान्त" रु " अवयव " सुखदेना ।
"तर्क" रु "निर्णय" पुनि गिन लेना ॥ १५ ॥

૧ પ્રમાણ, ૨ પ્રમેય, ૩ સંશય ૪ પ્રયોજન, ૫ દૃષ્ટાન્ત, ૬ સિદ્ધાંત, ૭ અવયવ, ૮ તર્ક ૯ નિર્ણય.

" वाद " रु " जल्प " " वितण्डा " योंही ।
" हेत्वाभास " विकासत त्योंही ॥
" छल " " जाति " अरु " निग्रहस्थान " हु ।
यों पदार्थ षोडश पहिचानहु ॥ १६ ॥

---

१प्रमाणप्रमेयसंशयप्रयोजनद्रष्टान्तसिद्धान्तावयवतर्कनिर्णयवादजल्पवितण्डाहेत्वाभासछलजातिनिग्रहस्थानानां तत्वज्ञानान्निःश्रेयसाऽधिगमः ॥

(इति न्यायसूत्रम्)

૧૦ વાદ, ૧૧ જલ્પ, ૧૨ વિતંડા, ૧૩ હેત્વાભાસ, ૧૪ છલ, ૧૫ જાતિ, ૧૬ નિગ્રહસ્થાન. એ રીતે સોળ પદાર્થો જાણવા.

दोहा

जाके तत्त्वज्ञानसों, प्राप्त होत कल्यान ।
अब पदार्थके अर्थ सब, सुनहु संत सुजान ॥ १७ ॥

જેનાં તત્વજ્ઞાનથી કલ્યાણની પ્રાપ્તિ થાય છે. હવે સુજ્ઞ સંત જનો! એ પદાર્થના અર્થ કહું છું તે સાંભળો.

प्रमाकरन[1] जो वस्तु है, करत प्रमा उत्पन्न ।
प्रमाण उनकों कहत है, पण्डित होइ प्रसन्न ॥ १८ ॥

જેનાથી પ્રમા ઉત્પન્ન થાય તેને પંડિતજનો "પ્રમાણ" કહે છે.

प्रमाण नामक करणके, चार[2] भेद् है चारि ।
प्रथम भेद् "प्रत्यक्ष" त्यों, दुव अनुमान उचारि ॥ १९ ॥

એ પ્રમાણ નામના કરણના ચાર ભેદ છે. એક પ્રત્યક્ષ, બીજું અનુમાન,

तृतीय भेद् "उपमान" है, चतुर्थ "आगम" नाम ।
सुनहु संत? प्रत्यक्षकों, तत्त्वअर्थ अभिराम ॥ २० ॥

ત્રીજું ઉપમાન અને ચોથું આગમ. હે સંતજનો! હવે પ્રત્યક્ષ પ્રમાણનો સુંદર તત્વાર્થ શ્રવણ કરો.

चोपाई

चक्षु[3] आदि् इन्द्रियगन जो है ।
पुनि पदार्थ घट आदिक सोहे ॥

१ प्रमाकरणं प्रमाणम् ॥

२ न्यायसूत्र । प्रत्यक्षानुमानोपमानाऽऽगमाः प्रमाणानि ॥

३ चक्षुरादीन्द्रियार्थसन्निकर्षजन्यं ज्ञानं प्रत्यक्षम् किं वा ज्ञानाकरणकं ज्ञानं प्रत्यक्षम् । इन्द्रियार्थसंनिकर्षोत्पन्नं ज्ञानमव्यपदेश्यमव्यभिचारिव्यवसायात्मकं प्रत्यक्षम् ॥ न्या० सू० १-१-४ ॥

वह द्वयका अन्योन्य जुडाना ।
उनसों जन्म लहत जो ज्ञाना ॥ २१ ॥

ચક્ષુરાદિ ઇન્દ્રિયોનો ઘટાદિ પદાર્થો સાથે જે સંનિકર્ષ સંયોગ તેનાથી જે જ્ઞાન ઉત્પન્ન થાય તે પ્રત્યક્ષ પ્રમા કહેવાય છે.

सो प्रमाण प्रत्यक्ष कहावे ।
ज्ञान करण षट् भाँति सुहावे ॥
श्रवण त्वचा चक्षु अरु रसना ।
घ्राण ओर मन सहित विलसना ॥ २२ ॥

તે પ્રત્યક્ષ પ્રમાનું જે કરણ હોય તે પ્રત્યક્ષ પ્રમાણ કહેવાય છે, અને તે પ્રત્યક્ષ કરણ છ છે. એક શ્રવણ (કાન), બીજું ત્વચા, ત્રીજું ચક્ષુ, ચોથું રસના, પાંચમું ઘ્રાણ (નાસિકા), અને છઠ્ઠું મન.

ज्ञान वही इक श्रावण नामा ।
पुनि त्वाच चाक्षुष अभिरामा ॥
रासन घ्राणज ओर मानसिक ।
ज्ञान सकल प्रत्यक्ष प्रमाणिक ॥ २३ ॥

એ ષટ્વિધ કરણોથી જન્ય છ પ્રકારનું જ્ઞાન છે. એક શ્રાવણજ્ઞાન, બીજું ત્વાચજ્ઞાન ત્રીજું ચાક્ષુષજ્ઞાન ચોથું રાસનજ્ઞાન, પાંચમું ઘ્રાણજજ્ઞાન અને છઠ્ઠું જ્ઞાન એ છએ પ્રત્યક્ષપ્રમારૂપ જ્ઞાન ગણાય છે.

मन आत्मा संयुक्त सुहावे ।
बहुरि ऐक्य इन्द्रियको पावे ॥
पुनि इन्द्रिय संयोग सहारा ।
ज्ञान प्रतच्छ प्रमाजु प्रकारा ॥ २४ ॥

મન આત્માની સાથે જોડાઇ ઇન્દ્રિયોની સાથે જોડાય ત્યારે ઇન્દ્રિયોના સંયોગ દ્વારા જે વિષયજ્ઞાન ઉપજે તે પ્રત્યક્ષ પ્રમા કહેવાય છે. જેમકે

दोहा.

द्रगतें घट प्रत्यक्षमें;[1] सन्निकर्ष संयोग ।
संयुक्त रु समवायको, रूप[2] प्रतच्छमें योग ॥ २५ ॥
पुनि घटत्व[3] प्रत्यक्षमें, संयोग रु समवाय ।
घटरुपत्व[4] प्रत्यक्षमें, बिच समवेत सुहाय ॥ २६ ॥

ઘટ પ્રત્યક્ષમાં નેત્ર સંયોગ સન્નિકર્ષ હેતુ છે, ઘટગતરૂપ પ્રત્યક્ષમાં કિંવા ઘટત્વપ્રત્યક્ષમાં સંયુક્ત સમવાય સન્નિકર્ષ હેતુ છે, અને ઘટરૂપત્વ પ્રત્યક્ષમાં સંયુક્ત સમવેત સમવાય સન્નિકર્ષ કારણ છે.

चोपाई

कारन उभय लसत मिल आपस ।
सिद्ध करत यों गौतम तापस ॥
घटगतरूप–रूपपन धर्मा ।
उनका जो प्रत्यक्ष सुकर्मा ॥ २७ ॥

એ રીતે સંયોગ અને સમવાય બન્નેથી ઘટ ઘટરૂપ, ઘટત્વાદિનું પ્રત્યક્ષ થાય છે એમ ગૌતમ તપસ્વી મુનિ સિદ્ધ કરે છે.

चाक्षुष[1] त्वाच रु मानस तीना ।
संयुक्तादि हेतु त्रय चीना ॥

---

१ घटप्रत्यक्षे चक्षुसंयोगसंन्निकर्षो हेतुः ।

२ घटरूपप्रत्यक्षे चक्षुसंयुक्तसमवायसंनिकर्षो हेतुः ॥

३ घटत्वप्रत्यक्षे चक्षुसंयुक्त समवाय संनिकर्षो हेतुः ॥

४ घटरुपत्वप्रत्यक्षे चक्षुसंयुक्त समवेतसमवाय संनिकर्षो हेतुः ।

५ घटादिद्रव्यचाक्षुषप्रत्यक्षे चक्षु संयोग सन्निकर्षो हेतुः । घटादिगतघटत्वादिचाक्षुषप्रत्यक्षे चक्षुसंयुक्तसमवाय संनिकर्षः । घटादिद्रव्याश्रितगुणचाक्षुषप्रत्यक्षे चक्षुसंयुक्तसमवायसंनिकर्षः । घटादित्वाचप्रत्यक्षे त्वक्संयोगसंनिकर्षो हेतुः । घटगतस्पर्शे घटत्वाचप्रत्यक्षे च त्वक्संयुक्तसमवाय संनिकर्षः । स्पर्शत्वप्रत्यक्षे त्वक्संयुक्तसमवेतसमवायसंनिकर्षः ॥

ज्यों घट आदि संबंध त्वचासें ।
त्वक् संयोग सबन्ध प्रकासे ॥ २८ ॥

ચાક્ષુષ, ત્વાચ અને માનસ એ ત્રણે પ્રત્યક્ષજ્ઞાનના સંયોગ, સંયુક્ત સમવાય, અને સંયુક્ત સમવેત સમવાય નામના ત્રણ સન્નિકર્ષ હેતુ છે, જેમકે ત્વચાથી ઘટઆદિ સાથે જે સમ્બન્ધ તે ત્વાચ પ્રત્યક્ષનો ત્વક્ સંયોગ સન્નિકર્ષ હેતુ છે.

दोहा

घटादिगत जो स्पर्श है, करन उनहि प्रत्यक्ष ।
त्वक्संयुक्त समवाय वह, पहिचानत है दक्ष ॥ २९ ॥

ઘટઆદિમાં રહેલ જે સ્પર્શ છે તેના પ્રત્યક્ષનો હેતુ ત્વક્ સંયુક્ત સમવાયછે એમ તાર્કિક કહે છે.

पुनि घटादि स्पर्शत्वको, करन प्रतच्छ प्रसिद्ध ।
त्वक्संयुक्त समवेत सह, समवायाभिध सिद्ध ॥ ३० ॥

વળી ઘટઆદિ સ્પર્શગતસ્પર્શત્વ પ્રત્યક્ષનો જે સન્નિકર્ષ છે તે ત્વક્ સંયુક્ત સમવેતસમવાય છે.

यों हि आत्म प्रत्यक्षमें, आत्मा मन संयोग।
करन आत्म प्रत्यक्षको, लखत सदा बुध लोग ॥ ३१ ॥

એવીજરીતે આત્માની પ્રત્યક્ષ પ્રમાનું આત્મા અને મનનો સંયોગ તે કારણ છે એમ વિદ્વાન્ પુરૂષો લખે છે.

हरिगीत

पुनि आत्मगत[2] सुख आदिका प्रत्यक्ष करनजु मन लसे ।
संबंध वह संयुक्त अरु समवाय बुधमतिमें बसे ॥

---

१ आत्मप्रत्यक्षे आत्ममनसंयोगसंनिकर्षो हेतुः ॥

२ आत्मगतसुखादिप्रत्यक्षे आत्ममनसंयुक्तसमवायसंनिकर्षः ।

प्रत्यक्ष करनजु मन बहुरि सु सुखत्वकाजु सुहाय है ।
संबन्ध मन संयुक्त वह समवेत अरु समवाय है ॥ ३२ ॥

વળી આત્મગત સુખાદિ પ્રત્યક્ષનું તે મનસંયુક્ત સમવાય કારણ છે. અને આત્મ સુખગત સુખત્વઆદિનું[1] પ્રત્યક્ષ હેતુ મનઃસંયુક્ત સમવેત સમવાય કહેવાય છે.

दोहा

चक्षु त्वक् मनसों सदा, होत द्रव्य प्रत्यक्ष ।
त्यों हि धर्म जो द्रव्यगत, गुणादिगत बिन पक्ष ॥३३॥

ચક્ષુ, ત્વચા અને મન એ ત્રણેના સંયોગથી દ્રવ્યનું પ્રત્યક્ષ થાય છે. તેમજ દ્રવ્યગત ધર્મ અને તેના ગુણ આદિમાં રહેલ ધર્મ તે સર્વનું

करत प्रतच्छ द्रगादि त्रय, निर्मल है यह न्याय ।
करन[2] शब्द प्रत्यक्षको, श्रवणेन्द्रिय कहि जाय ॥ ३४ ॥

દ્રગ (નેત્ર) આદિ ત્રણથી અર્થાત્ નેત્ર, ત્વચા અને મનથી પ્રત્યક્ષ થાય છે. શબ્દનું પ્રત્યક્ષ શ્રવણેન્દ્રિયથી થાય છે.

शब्दमात्र प्रत्यक्षमें, सन्निकर्ष समवाय ।
पुनि शब्दत्व प्रत्यक्षमें, है समवेत सहाय ॥ ३५ ॥

શબ્દ પ્રત્યક્ષનો શ્રોત્ર સમવાય સંનિકર્ષ હેતુ છે અને શબ્દગત શબ્દત્વના પ્રત્યક્ષમાં શ્રોત્ર સમવેત સમવાય સન્નિકર્ષ કારણ છે.

धर्मसु केवल द्रव्यगत, तामें कारनभूत ।
श्रवण याहि विध न्यायको, मत पण्डित मन पूत ॥३६॥

---

१ सुखत्वादिप्रत्यक्षे आत्ममनसंयुक्तसमवेतसमवायसंनिकर्षो हेतुः ।

२ शब्दप्रत्यक्षे श्रोत्रसमवायसंनिकर्षो हेतुः । शब्दत्वप्रत्यक्षे श्रोत्रसमवेतसमवाय संनिकर्षो हेतुः । गन्धप्रत्यक्षे घ्राणसंयुक्तसमवायसंनिकर्षो हेतुः । गन्धत्व प्रत्यक्षे च घ्राणसंयुक्तसमवेतसमवायसंनिकर्षो हेतुः ॥

દ્રવ્યગત ગુણાદિરૂપ ધર્મના પ્રત્યક્ષમાં હેતુ ત્રય ઇન્દ્રિયો છે, અને તે શ્રવણ ઘ્રાણ અને રસના છે; આ ન્યાયને નૈયાયિકો યોગ્ય ગણે છે.

चोपाई

द्रव्य बिच रस[1]–रसत्व[2] भासे ।
रसना करन प्रत्यक्ष प्रकाशे ॥
रसन सँयुक्त समवाय सबंधा ।
उनसों रस प्रत्यक्ष प्रबंधा ॥ ३७ ॥

પદાર્થમાં રહેલ રસ અને રસમાં રહેલ રસત્વ એ બન્નેનું પ્રત્યક્ષ કરણ રસના છે, અને રસના પ્રત્યક્ષમાં રસન સંયુક્ત સમવાય હેતુ છે.

करन प्रतच्छ रसत्व कहाया ।
रसन सँयुत समवेत सँवाया ॥
अभावका[3] प्रत्यक्ष प्रमाना ।
चक्षु आदि इन्द्रियसों ठाना ॥ ३८ ॥

રસત્વ પ્રત્યક્ષમાં રસન સંયુક્ત સમવેત સમવાય સંનિકર્ષ હેતુ છે. અભાવનું પ્રત્યક્ષ નેત્ર આદિ ઇન્દ્રિયથી થાય છે એમ ન્યાયમાં કહેલું છે અને તેમાં વિશેષ્ય વિશેષણતા નામનો સન્નિકર્ષ હેતુ છે.

भूतलमें घटभाव अभावा ।
सो हि विशेषणरुप यहँ पावा ॥
भूतल होइ विशेष्य विकासत ।
नैयायिकके मत यों भासत ॥ ३९ ॥

ભૂતલમાં ઘટાભાવ વિશેષણ છે અને વિશેષ્યરૂપે ભૂતલ છે એમ નૈય્યાયિક માને છે.

---

१ रसप्रत्यक्षे रसनसंयुक्तसमवायसंनिकर्षो हेतुः ।

२ रसत्वप्रत्यक्षे च रसनसंयुक्तसमवेतसमवायसंनिकर्षो हेतुः ।

३ घटाभाववद्भूतलमित्यत्र अभावप्रत्यक्षे विशेष्यविशेषणतासंनिकर्षो हेतुः

हरिगीत.

जो चक्षु आदि संयुक्त भूतलआदि वस्तु प्रभाव है ।
तद्गत विशेषणरूप जो घट आदिकोजु अभाव है ॥
प्रत्यक्ष उनका भुव विशेष्य विशेषणसु घट योगसों ।
होवत निरन्तर सिद्ध सकल प्रमाण न्याय प्रयोगसों ॥ ४० ॥

જે ચક્ષુરાદિથી સંયુક્ત ભૂતલ આદિ વિશેષ્ય છે તેમાં રહેલ વિશેષણરૂપ જે ઘટાભાવ તેનું પ્રત્યક્ષ વિશેષ્ય વિશેષણતા સંનિકર્ષથી થાય છે આવીરીતે ન્યાયમાં કહેછે "જેમકે "ઘટાભાવવદ્ ભૂતલમ્ "ઘટાભાવવાળું ભૂતલ" એ ઉદાહરણ ઘટાભાવ પ્રત્યક્ષ માટે કહેવાય છે. આ ઠેકાણે ભૂતલ વિશેષ્ય છે અને તે ભૂતલમાં ઘટાભાવ વિશેષણતા સ્વરૂપ સંબંધથી રહેલો છે. તો ઘટાભાવના પ્રત્યક્ષમાં ચક્ષુરાદિ સંયુક્ત ભૂતલાદિ વિશેષ્યનિષ્ઠ વિશેષણતા સન્નિકર્ષ સંબંધ હેતુ છે. ન્યાય મતમાં અભાવનું ગ્રહણ પ્રત્યક્ષ પ્રમાણથી કહેલ છે.

चोपाई.

तत् तत् इन्द्रिय ग्राह्य वस्तु जब ।
सन्निकर्षकों पावत है तब ॥
पूर्वकथित प्रत्यक्ष ज्ञानमें ।
करन नाम पावत सुजानमें ॥ ४१ ॥

ચક્ષુઆદિ ઇન્દ્રિય અને તેનાં ગ્રાહ્ય પદાર્થ જ્યારે સંન્નિકર્ષ સંબંધને પામે છે ત્યારે પૂર્વ કહેલા પ્રત્યક્ષજ્ઞાનમાં તે તે ઇન્દ્રિય "કરણ" એવું નામ પ્રાપ્ત કરે છે.

यादव! यों प्रत्यक्ष प्रमाना ।
सह संक्षेप कहा जिमि जाना ॥
अब प्रमाण अनुमान सुनाऊं ।
नीलकण्ठ गुरु पद् शिर नांऊं ॥ ४२ ॥

હે યાદવ! આ રીતે પ્રત્યક્ષ પ્રમાણ સંક્ષેપથી તમોને કહ્યું. હવે ગુરૂ નીલકંઠ સ્વામીના ચરણમાં શિર નમાવીને અનુમાન નામનું પ્રમાણ તમોને સંભળાવુંછું.

हरिगीत

अनुमिति[1] प्रमाका करन वह अनुमान नाम प्रमान है।
जो हेतु साध्यकी साहचर्यके[2] रूप व्याप्ति ज्ञान है॥
ज्यों कोउ वनगत मनुजकों अग्नि विषय इच्छा भई।
तब सद्य सन्मुख स्थित गिरिपें धूमकी रेखा छई॥ ४३॥

અનુમિતિ પ્રમાનું જે કરણ તેનું નામ અનુમાન પ્રમાણ છે અને તે હેતુ સાધ્ય વિષયક વ્યાપ્તિ જ્ઞાનરૂપ છે. જેમ વનમાં ગએલા કોઇ માણસને અગ્નિ જાણવાની ઇચ્છા થઇ ત્યારે તુરત તેણે સામે રહેલા પર્વત ઉપર ધૂમાડાની રેખા જોઈ.

तद्दर्शनान्तर धूम अनलकी साहचर्यक व्याप्तिको।
उनकों भयो जो स्मरण पावक प्रज्वलित संप्राप्तिको॥
अभिधान उनको साध्यहेतुक साहचर्य प्रसिद्ध है।
अरु व्याप्ति हेतु साध्य अविनाभाव वर्तन सिद्ध है॥४४॥

તે જોયા પછી ધૂમ અને અગ્નિની સાહચર્યક વ્યાપ્તિનું જે સ્મરણ થયું તેનું નામ વ્યાપ્તિજ્ઞાન છે, અને હેતુ સાધ્યની અવિનાભાવરૂપ વ્યાપ્તિવાળો હોય છે.

दोहा.

अग्नि धूमकी व्याप्तिको, स्मरण भयो जिहि काल।
तदनन्तर निश्चय करत, मनमें यों मनुबाल॥ ४५॥

જે વખતે મહાનસસ્થ અગ્નિની ધૂમનિષ્ઠ વ્યાપ્તિનું સ્મરણ થયું, તે વખતે જોનાર માણસ મનમાં એમ નિશ્ચય કરે છે જે

१ अनुमितिकरणमनुमानम्।
२ यत्र यत्र धुमस्त तत्र वह्निरिति व्याप्तिः।

यह पर्वतमें धूमरुप, भयो हेतुको भास ।
अनलमान है याहितें, साध्य प्राप्ति विश्वास ॥ ४६ ॥

આ પર્વતમાં ધૂમરૂપીહેતુ દેખાય છે માટે અગ્નિરૂપી સાધ્ય હોવો જોઇએ અર્થાત્ પર્વતમાં ધૂમાડો છે તો અગ્નિપણ હોવો જોઇએ.

क्योंकि धूमरूप हेतु अरु, अग्निरूप जो साध्य ।
हेतु रहत है साध्य सह, अविनाभाव अबाध्य ॥ ४७ ॥

કારણ કે ધૂમરૂપ હેતુ છે અને અગ્નિરૂપ સાધ્ય છે હેતુ હમેશાં સાધ્યની સાથે બાધા રહિત અવિનાભાવથી રહે છે અર્થાત્ અગ્નિ ન હોય તો ધૂમાડો પણ ન હોવો જોઇએ.

मनहर

पाकशाला मध्य जन पूक्षकको पूर्वकाल ।
साहचर्य वृत्ति जो भई है धूम आगकी ॥
यातें गिरिमध्य धूम दर्शनके अनन्तर ।
भई स्मृति स्पष्ट उन व्याप्तिके सुलागकी ॥

जहँ जहँ धूम होत तहँ तहँ अग्नि ऐसी ।
व्याप्तिमय वृत्ति भई द्रष्टा बडभागकी ॥
पुनि धूम धर्मतें गिरि है यह धूमवान ।
ऐसो पक्षधर्मज्ञान शोभा न्याय बागकी ॥ ४८ ॥

મનુષ્યે પ્રથમ કાળમાં પાકશાળાની અંદર જે ધૂમ અગ્નિની સાહચર્યરૂપ વ્યાપ્તિ જોઇ હતી તેને પર્વતમાં ધૂમ જોયા બાદ ધૂમ અગ્નિની વ્યાપ્તિનું સ્મરણ થયું અને "જ્યાં જ્યાં ધૂમ હોય ત્યાં ત્યાં અગ્નિ હોય છે" આવી રીતનો નિશ્ચય પર્વતમાં ધૂમ જોનારને થયો. વળી ધૂમરૂપી ધર્મથી આ પર્વત ધૂમવાન્ છે એવું જે જ્ઞાન તેનું નામ ન્યાય મતમાં પક્ષધર્મતા જ્ઞાન છે

दोहा

विशिष्ट औ वैशिष्टयको, अवगाही जो ज्ञान ।
नैय्यायिक उनको कहत; " परामर्श[1] अभिधान ॥ ४९ ॥

વિશિષ્ટ વૈશિષ્ટયાવગાહી જ્ઞાનને નૈય્યાયિકો પરામર્શ જ્ઞાન કહે છે.

विशिष्ट साध्य व्याप्तिसों, पक्ष धर्मता ज्ञान ।
परमार्श संज्ञक वही, स्पष्ट न्यायमत जान ॥ ५०

સાધ્યવ્યાપ્તિવિશિષ્ટ જે હેતુ અને તે હેતુ પ્રકારક જે પક્ષનું જ્ઞાન તેનું નામ પરામર્શ જ્ઞાન છે એમ ન્યાયના મતથી સ્પષ્ટ સમજવું.

हेतुप्रकारक ज्ञान त्यों, पक्षधर्मता ज्ञान ।
अर्थ उभयको एक हे, मात्र भिन्न अभिधान ॥ ५१ ॥

હેતુ પ્રકારક જે જ્ઞાન અને પક્ષધર્મતાત્મક જે જ્ઞાન એ બન્નેનો એકજ અર્થ છે, માત્ર નામ જુદાં છે.

चोपाई

ज्यों पर्वत यह हैं धूमवारा ।
धूमरूप वहँ हेतु प्रकारा ॥
पक्षविशेष गिरिरूप जाना ।
यों प्रकरण जो हैं अनुमाना[2] ॥ ५२ ॥

જેમ "આ પર્વત ધૂમવાળો છે" ત્યાં ધૂમરૂપ હેતુ પર્વતમાં પ્રકાર છે અને પર્વતરૂપ પક્ષ વિશેષ છે. આ રીતે અનુમાન પ્રકરણ છે

---

१ परामर्शजन्यं ज्ञानमनुमितिः परामर्शश्च व्याप्तिविशिष्टपक्षधर्मताज्ञानं यथा वह्निव्याप्यधूमवानयं पर्वत इति ।
पक्षधर्मता ज्ञानं च धूमवानयं पर्वत इति ।

२ पर्वतो वह्निमान् धूमात् यथा महानसमित्यनुमानाकारः पर्वतो वह्निमानिति अनुमित्याकारः ।

पक्ष साध्य हेतु उन द्वारा ।
ओर अन्य दृष्टांत अचारा ॥
वह अनुमान अंश कहलावे ।
"पक्ष" साध्य स्थिति जो बहलावे ॥ ५३ ॥

આ અનુમાન પ્રકરણમાં પક્ષ, સાધ્ય હેતુ અને દષ્ટાંત (ઉદાહરણ) તે ચારે અનુમાનના અંશ કહેવાય છે. જેમાં સાધ્યની સ્થિતિ હોય તેનું નામ પક્ષ છે.

कार्य सिद्ध करनेका जो है ।
वही "साध्य" संज्ञक है सोहे ॥
होत साध्यकी सिद्धि जासों ।
प्रकट वो हि "हेतु" अभिधासों ॥ ५४ ॥

જે કાર્ય સિદ્ધ કરવાનું છે તેની સંજ્ઞા "સાધ્ય" છે અને જેનાથી સાધ્યની સિદ્ધિ થાય તેનું નામ "હેતુ" છે

साध्य ओर हेतुकी व्याप्ति ।
जिहि स्थल यह दोनोंकी प्राप्ति ॥
वह स्थलकों दृष्टान्त कहत है ।
उदाहरन अवशेष रहत है ॥ ५५

જે સ્થળે સાધ્ય અને હેતુ એ બન્નેનું સાહચર્ય જોવામાં આવે તે સ્થળને દષ્ટાન્ત કહે છે. એનાં ઉદાહરણો હવે કહીશ.

सोभी कहों सुनु संत समाजा ।
अंश चतुष्टय अनुमति काजा ॥
पर्वत पक्ष–साध्य अग्नि द्रश ।
हेतु धूम–दृष्टान्त महानस ॥ ५६ ॥

હે સંતસમાજ! શ્રવણ કરો. જેની અનુમિતિ પ્રમા છે એવા અનુમાન પ્રમાણના ચાર અંશ છે તેમાં એક અંશ પર્વતાદિરૂપપક્ષ, બીજો અંશ પક્ષમાં અગ્નિ આદિ સાધ્ય, ત્રીજો અંશ ધૂમાદિ અને ચોથો અંશ મહાનસાદિ

बहुरि इक अन्वयव्यतिरेकी।
दुव केवल व्यतिरेकी विवेकी ॥
केवल अन्वयी या विध तीना।
प्रिय! अनुमान[1] प्रकार सु चीना ॥ ५७ ॥

હે વિવેકી પ્રિય શિષ્ય યાદવ! અનુમાનપ્રમાણના ત્રણ ભેદો છે, ૧ અન્વયવ્યતિરેકી, ૨ કેવલવ્યતિરેકી, ૩ કેવલાન્વયી

दोहा

केवल अन्वय वाक्य ज्यों, सकल विश्व अभिधेय।
प्रमेयत्व हेतु जहां, उदित लखात अजेय ॥ ५८ ॥

કેવલ અન્વયી અનુમાનમાં સકલ વિશ્વ પક્ષ છે, અભિધેય સાધ્ય છે અને પ્રમેયત્વ હેતુ છે.

अग्निमान पर्वत यही, होत धूमसों सिद्ध।
यहँ अन्वय व्यतिरेकको, प्रबन्ध होत प्रसिद्ध ॥ ५९ ॥

"આ પર્વત અગ્નિવાળો છે એમ ધૂમથી સિદ્ધ થાય છે" અહીં ધૂમ હેતુ અન્વયવ્યતિરેકી છે.

पृथिवी इतरसों भिन्न है, गन्धवत्त्व गुन धारि।
यों बिन त्यों नहि होत कभु, ज्यों पदार्थ है वारि ॥ ६० ॥

પૃથિવી અન્ય પદાર્થોથી ભિન્ન છે કારણ કે તેમાં ગન્ધરૂપી ગુણ રહેલો છે. જેમાં ગન્ધ ગુણ ન હોય તો પણ ઈતર ભેદવાળી ન હોય. જેમ જલમાં ગન્ધ ન હોવાથી ઇતરભેદવાળું નથી.

---

१ अन्वयव्यतिरेकि, केवलान्वयि, केवलव्यतिरेकि चेति.

लिङ्गं त्रिविधम् तत्रान्वयिनि धूम हेतौ, वन्हौ साध्ये अन्वयव्याप्तिः। यत्र वह्न्यभावस्तत्र धूमाभाव इति। वह्न्यभावव्यापकीभूताभाव। प्रतियोगीत्वं व्यतिरेकित्वम्। अत्यन्ताभावा प्रतियोगीत्वम् केवलान्वयित्वम् तत्र अन्वय व्यतिरेकानुमानोदाहरणम् पर्वतो वह्निमान् धूमात् केवलव्यतिरेक्यनुमानो उदाहरणं पृथिवीतरेभ्यो भिद्यते गन्धवत्वात् केवलान्वय्यनुमानोऽदाहरणं तु सर्वमभिधेयं प्रमेयत्वादिति।

सुनु यादव! यह वाक्यमें, है केवल व्यतिरेक ।
उदाहरन त्रय बुद्धिसों, समज लेहु सविवेक ॥ ६१ ॥

હે યાદવ! સાંભળો "ગન્ધપણારૂપી ગુણને લીધે પૃથિવી ઇતર (બીજા) પદાર્થોથી ભિન્નતાને પામે છે," આ અનુમાન વાક્ય કેવલવ્યતિરેકી છે. પૂર્વે જે ત્રણ ઉદાહરણ મેં કહ્યાં તે તમો વિવેકપૂર્વક તમારી બુદ્ધિથી સમજી લેશો.

जहँ जहँ होवे हेतु तहँ, साध्य होत सुखकार ।
नैय्यायिक उनकों कहत, अन्वयव्याप्ति प्रकार ॥ ६२ ॥

"જ્યાં જ્યાં હેતુ હોય ત્યાં ત્યાં સાધ્ય હોય છે" આ પ્રકારને નૈય્યાયિક જનો અન્વયવ્યાપ્તિ કહે છે.

साध्य रु हेतु अभावकी, व्याप्ति होत जिहि स्थान ।
व्यतिरेकाभिधव्याप्ति वह, मानत है मतिमान ॥ ६३ ॥

જે સ્થળે સાધ્ય અને હેતુ એ બન્નેના અભાવની વ્યાપ્તિ હોય તે વ્યતિરેકવ્યાપ્તિ એવાં નામથી બુદ્ધિશાળી પુરૂષો માને છે.

जहँ जहँ साध्य अभाव तहँ, नांही हेतु प्रभाव ।
यह स्थल साध्य अभावको, व्यापकीभूत अभाव ॥६४॥

"જ્યાં જ્યાં સાધ્યનો અભાવ હોય ત્યાં ત્યાં હેતુનો અભાવ હોય છે" આ ઠેકાણે જે સાધ્યનો અભાવ કહ્યો તેનો વ્યાપકીભૂત અભાવ

नामक हेत्वभाव है, यही न्यायकी रीत ।
पुनि उनकी प्रतियोगिता, रहत हेतुमें नित्य ॥ ६५ ॥

નામનો જે હેત્વાભાવ છે તેનો પ્રતિયોગી જે ધૂમ તેમાં પ્રતિયોગીત્વરૂપે વ્યતિરેક વ્યાપ્તિ રહે છે.

चोपाई

साध्या भावको जो यह स्थलही ।
व्यापकीभूत अभाव सुहावही ॥

प्रतियोगीत्वरूप पुनि ताकी ।
व्यतिरेकाभिध व्याप्ति सुबांकी ॥ ६६ ॥

આ સ્થળે સાધ્યાભાવનોવ્યાપકીભૂતાભાવપ્રતિયોગીત્વરૂપવ્યાપ્તિ તે વ્યતિરેક વ્યાપ્તિ છે.

रहत हेतुके बिच दिनरेना ।
निरखत यों नैय्यायिक नैना ॥

अब उपमान प्रमान परीक्षा ।
यादव ! ताकी करहु निरीक्षा ॥ ६७ ॥

અને એ વ્યતિરેક વ્યાપ્તિ હેતુમાં રહે છે એમ નૈય્યાયિક કહે છે. આવી રીતે અનુમાન પ્રમાણ તમોને કહ્યું હવે તમોને જાણવા માટે હે યાદવ! ઉપમાન પ્રમાણ કહું છું તેનું સારી રીતે નિરીક્ષણ કરશો.

हरिगीत

उपमिति[1] प्रमाका करण सो उपमान नाम कहात है ।
उपमान सो सादृश्य ज्ञान हि रुपहैसु सुहात है ॥
गो सदृश गवय विषय मितिका ज्ञान उनसों होत है ।
शब्द प्रमाका करण सो आगम प्रमाण उद्योत है ॥६८॥

ઉપમિતિ પ્રમાનું જે કરણ તે ઉપમાન નામનું પ્રમાણ કહેવાય છે. તે ઉપમાન સાદૃશ્ય જ્ઞાનનું નામ છે અને તેનાથી ગોસદૃશ ગવયપદવાચ્ય ગવય પદાર્થના અર્થજ્ઞાનરૂપ ઉપમિતિછે. હવે તમોને શાબ્દી પ્રમાનું જે હેતુ શબ્દપ્રમાણ તેને કહું છું.

वैदिक रु लौकिक भेदसों शब्द प्रमाण द्विधा कहा ।
वैदिक सुशब्द प्रमाण आपहि पुनि प्रमाणिक ह्वै रहा ॥

---

१ उपमितिकरणमुपमानम् संज्ञासंज्ञिसंबंधज्ञानमुपमितिः तत्करणं सादृश्यमुपमानम् । उपमितिस्तु असौ गवयो गवयपदवाच्य इति प्रसिद्धसाधर्म्यात् साध्यसाधनमुपमानम् ॥ [ न्या० सू १-१-६ ]

वक्ता यथार्थ रु आप्तजन[1] जो शब्द कुछभी कहत है ।
शब्द प्रमाणिक नाम वह लौकिक प्रमाण सु लहत है ॥६९॥

એ શબ્દ (આગમ) પ્રમાણ વૈદિક અને લૌકિક નામના ભેદથી બે પ્રકારનું કહ્યું છે. વૈદિક પ્રમાણ સ્વતઃ પ્રમાણરૂપ ગણાય છે અને આપ્ત પુરૂષનું વાકય તે લૌકિક આગમ પ્રમાણ કહેવાય છે.

दोहा

पुनि है पद रु पदार्थका, शक्तिरूप सम्बन्ध ।
ज्यों घट पदसों अर्थ घट, जानी रचहु प्रबन्ध ॥ ७० ॥

આગમ પ્રમાણમાં પદ પદાર્થનો શક્તિરૂપ સંબંધ છે જેમકે "ઘટ પદથી ઘટરૂપ અર્થને જાણવો અર્થાત્ ઘટપદની ઘટરૂપ અર્થમાં શક્તિ હોય છે જેનાથી ઘટપદાર્થનો બોધ થાય છે. આ પ્રમાણે પદ પદાર્થને જાણી શબ્દનો પ્રયોગ કરવો.

ईश्वर इच्छा शक्ति यों, आधुनिक संकेत ।
उनकोंभी शक्ति कहत, ज्यों जन नाम समेत ॥७१॥

શક્તિ એટલે ઇશ્વર ઇચ્છા અને આધુનિક (હાલનો-વિદ્યમાન) સંકેત એને પણ શક્તિ કહે છે. જેમ દેવદત્તાદિ નામની શક્તિ દેવદત્તમાં હોય છે.

व्याकरण रु कोशादि[2] जो, शास्त्रनको हैं स्रोत ।
वहशक्ति सम्बधको, उनसों निर्णय होत ॥ ७२ ॥

એ શક્તિ નિર્ણય વ્યાકરણ કોશ તેમજ વૃદ્ધ વ્યવહારથી થાય છે.

शब्द शक्य सम्बन्धमें, वृत्ति "लक्षणा" नाम ।
"भाग त्याग" आदि अमित, जाके रुप अभिराम ॥ ७३ ॥

અને શકય સબંધમાં "લક્ષણા" નામે વૃત્તિ હોય છે તેના "ભાગ ત્યાગ" આદિ રૂપે અનેક ભેદો છે.

---

१ आप्तवाक्यं शब्दः । आप्तोपदेशः शब्दः । [ न्या० सू १-१-७ ]

२ शक्तिग्रहं व्याकरणोपमान, कोशाप्तवाक्याद्व्यवहारतश्च ।
वाक्यस्य शेषाद्विवृतेर्वदन्ति, सांनिध्यतः सिद्धपदस्यवृद्धाः ॥

बहुरि वृत्ति है व्यंजना, उच्च[1]भाव उद्दिप्त ।
शब्दमानको प्रकरणसु, समज लेहु संक्षिप्त ॥ ७४ ॥

શબ્દની બીજી લક્ષણા "વ્યંજના" નામની છે કે જે શબ્દના ભાવને પ્રકાશે છે. આરીતે શબ્દ પ્રમાણ સંક્ષેપથી સમજી લેશો.

चोपाई.

"प्रमेय" नामक द्वितीय पदारथ ।
सुनु यादव! सह संत यथारथ ॥
आत्मा देह रु इन्द्रिय योंही ।
अर्थ बुद्धि प्रवृत्तिजु त्योंही ॥ ७५ ॥

હવે "પ્રમેય" નામનો જે બીજો પદાર્થ છે તે યથાર્થ રીતે હે યાદવ! સંતજનો સહિત તમે શ્રવણ કરો. આત્મા, દેહ, ઇન્દ્રિય, અર્થ બુદ્ધિ, પ્રવૃત્તિ,

प्रेत्यभाव फल रु दुःख मुक्ति ।
जासों होत प्रमेय प्रयुक्ति ॥
कोटि द्वयावगाही जो ज्ञाना ।
वह "संशय[2]" नामक पहिचाना ॥ ७६ ॥

દોષ, પ્રેત્યભાવફળ દુઃખ અને મુક્તિ આ સર્વ 'પ્રમેય" કહેવાય છે. એક વસ્તુનું ઉભય પ્રકારક જે જ્ઞાન તેનું નામ સંશય છે.

---

१ आत्माशरीरेन्द्रियार्थबुद्धिमनः प्रवृत्तिदोष प्रेत्यभावफलदुःखापवर्गास्तु प्रमेयम्
( न्या० सू १-१-९ )

२ समानाऽनेकधर्मोपपत्तेर्विप्रतिपत्तेरुपलब्ध्यनुपलब्ध्यव्यवस्थातश्च विशेषापेक्षो विमर्शः संशयः ।
( न्या० सू १-१-२३ )

जो काहू उद्देश मनाई ।
पुरुष प्रयत्न करत मनल्याई ॥
उनका नाम "प्रयोजन[1]" जानो ।
दृष्ट अदृष्ट द्विविध पहिचानो ॥ ७७ ॥

કોઇ ઉદ્દેશને માની પુરૂષ જે પ્રયત્ન કરે તેનું નામ "પ્રયોજન" નામનો પદાર્થ જાણવો અને એ પદાર્થ દ્રષ્ટ અને અદ્રષ્ટ એવા ભેદથી બે પ્રકારનો છે.

जहाँ व्याप्ति निश्चयपन पावे ।
वह पदार्थ "द्रष्टान्त[2]" कहावे ॥
वोभी द्विविध है अति उपकारक ।
साधर्म्य रु वैधर्म्य प्रकारक ॥ ७८ ॥

જ્યાં વ્યાપ્તિનો નિશ્ચય થાય તે પદાર્થ "દ્રષ્ટાંત" કહેવાય છે અને તે પણ સાધર્મ્ય અને વૈધર્મ્ય એવા ભેદથી બે પ્રકારનો છે.

निश्चय होत प्रमाणिकपनसों ।
सो "सिद्धान्त[3]" सुना बुधजनसों ॥
अभ्युपगम आदि पुनि उनके ।
भेद कहत है सागर गुनके ॥ ७९ ॥

પ્રમાણિકપણે જે નિશ્ચય થાય તે 'સિદ્ધાન્ત" કહેવાય છે એમ વિદ્વાનજનો પાસેથી સાંભળ્યું છે. અને તેના "અભ્યુપગમ" આદિ અનેક ભેદો છે,

---

१ यमर्थमधिकृत्य प्रवर्तते तत् प्रयोजनम् ।
( न्या० सू. १-१-२४ )

२ लौकिक परीक्षकाणां यस्मिन्नर्थे बुद्धिसाम्यं स दृष्टांतः
( न्या० सू. १-१-२५ )

३ तंत्राधिकरणाभ्युपगमसंस्थितिः सिद्धान्तः
( न्या० सू. १-१-२६ )

परानुमितिसाधक है "अवयव"
पंच प्रकार उनहिके यादव ॥
तामें प्रथम "प्रतिज्ञा[1] सोहे ।
द्वितीय भेद पुनि "हेतु[2]" जो है ॥ ८० ॥

જે પદાર્થ પરાનુમિતિસાધક હોય તે "અવયવ" કહેવાય છે હે યાદવ! એ અવયવના પાંચ પ્રકાર છે, અને તે પ્રતિજ્ઞા હેતુ

"उदाहरन[3]" है तृतीय प्रकारा ।
चौथा "उपनय[4]" भेद संवारा ॥
पंचम भेदकी अभिधा "निगमन[5]" ।
स्पष्टीकरन सुनहु सब संतन ॥ ८१ ॥

૩ "ઉદાહરણ" ૪ "ઉપનય" અને ૫ "નિગમન" છે. હે સર્વ સંતજનો! હવે એ ભેદોનું સ્પષ્ટીકરણ કહું છું તે શ્રવણ કરો.

दोहा

"वह्निमान् पर्वत" वही, पुनित प्रतिज्ञा जान ।
बहुरि "धूमसों" हेतुकी, पूरन होत पिछान ॥ ८२ ॥

"પર્વત અગ્નિવાળો છે" આને પ્રતિજ્ઞા જાણવી. વળી ધૂમ એ હેતુ છે.

स्थान " महानस" नामका, उदाहरण है स्पष्ट ।
"यह" उपनय अभिधानसों, शङ्का करत विनष्ट ॥ ८३ ॥

મહાનસ નામનું જે સ્થાન (રસોડું) તે ઉદાહરણ છે. પક્ષને સાધ્યહેતુવાળો દેખાડવો તેનું નામ ઉપનય છે.

---

१ पर्वतो वह्निमानिति प्रतिज्ञा । २ धूमादिति हेतुः ।
३ महानसमित्युदाहरणम् । ४ तथा चायम् इति उपनयः ।
५ तस्मात्तथेति इति निगमनम् ।

"तासों" निगमन नामका, भेद सिद्ध हो जात ।
अवयव[1] नाम पदार्थ यों, गौतम मतसों ज्ञात ॥ ८४ ॥

સાધ્ય અને હેતુવાળો પક્ષ છે તે માટેજ સાધ્યવાળો પણ પક્ષ છે. આ નિશ્ચયનું નામ નિગમન છે. આરીતે ગૌતમ ઋષિના મતથી " અવયવ " પદાર્થ પાંચ પ્રકારનો માનેલો છે.

हो जहँ व्याप्यारोपसों, व्यापकको आरोप ।
"तर्क[2]" उन्हीकों कहत है, सुमति धेनुके गोप ॥ ८५ ॥

જ્યાં વ્યાપ્યના આરોપથી વ્યાપકનો આરોપ થાય તેને "તર્ક" નામનો પદાર્થ સુમતિરૂપી ધેનુના ગોપ અર્થાત્ વિદ્વાન્ પુરૂષો કહે છે.

शास्त्रनमें विस्तृत कहा, उनका अमित विचार ।
यथार्थ अनुभवकों कहत, "निर्णय[3]" नय आगार ॥ ८६ ॥

આ તર્કનો શાસ્ત્રોમાં બહુ વિચાર કહેલો છે. ન્યાયના આગારરૂપ નૈય્યાયિકો યથાર્થ નિશ્ચયને નિર્ણય કહે છે. અને

सामारंभ शास्त्रार्थको, तत्त्व विनिर्णयकाज ।
" वाद[4]" कहत उनकों विबुध, सुनु सब संतसमाज॥८७॥

તત્વના નિર્ણય માટે શાસ્ત્રાર્થનો જે સમારંભ તેને વિદ્વાન્ લોકો " વાદ" કહે છે. હે સંતસમાજ! તમે શ્રવણ કરો.

---

१ प्रतिज्ञाहेतूदाहरणोपनयनिगमनान्यऽवयवाः ( न्या० सू १-१-३२ )

२ अविज्ञाततत्वेऽर्थे कारणोपपत्तितस्तत्वज्ञानार्थ मूहस्तर्कः ( न्या० सू १-१-४० )

३ विमृश्य पक्षप्रतिपक्षाभ्यामर्थावधारणं निर्णयः ( न्या० सू १-१-४१ )

४ प्रमाणतर्क साधनोपालम्भः सिद्धान्ताविरुद्धः पञ्चावयवोपपन्नः पक्षप्रतिपक्षपरिग्रहो वादः ( न्या० सू १-२-१ )

पक्ष ओर प्रतिपक्षके, साधनयुत जयकाम ।
कथन होत जो उनहिका, "जल्पवाद[1]" है नाम ॥८८॥

પક્ષ અને પ્રતિપક્ષની યુક્તિ સહિત-વિજયની ઇચ્છા માટે જે કથન થાય તેનું નામ "જલ્પવાદ" છે.

स्वपक्षके स्थापन रहित, होत कथा आरंभ ।
वोहि 'वितण्डावाद[2]' है, देख्यो जामें दंभ ॥ ८९ ॥

પોતાના પક્ષનું સ્થાપન (સ્થિરતા) કર્યા વિના પરપક્ષમાં દોષ દેખાડવો તેનું નામ "વિતંડાવાદ" છે અને તે વાદ દંભયુક્ત હોય છે.

चोपाई

अब सुनु 'हेत्वाभास[3]' सुमाना ।
पञ्च[4] प्रकार सहित अभिधाना ॥
"सव्यभिचार" "विरुद्ध" कहावे ।
"सप्रतिपक्ष" "असिद्ध" सुहावे ॥ ९० ॥

હવે હેત્વાભાસ નામનો પદાર્થ કે જેના પાંચ પ્રકાર છે તે નામ સહિત શ્રવણ કરો. સવ્યભિચાર, વિરૂદ્ધ, સત્પ્રતિપક્ષ, અસિદ્ધ,

---

१ यथोक्तोपपन्नश्छलजातिनिग्रहस्थानसाधनोपालम्भो जल्पः
( न्या०सू १-२-१ )

२ स प्रतिपक्षस्थापनाहीनोवितण्डा
( न्या० सू १-२-३ )

३ सव्यभिचार-विरुद्ध-प्रकरणसम-साध्यसम-कालातीता हेत्वाभासाः
( न्या० सू १-२-४ )

४ सव्यभिचारविरुद्धसत्प्रतिपक्षासिद्धबाधिताः पञ्चहेत्वाभासाः

अन्तिम भेद जु "बाधित" जामें ।
सव्यभिचार त्रिविध[1] पुनि तामें ॥
इक साधारण सव्यभिचारा ।
द्वितीय "असाधारण" उच्चारा ॥ ९१ ॥

અને પાંચમો બાધ આ પાંચ હેત્વાભાસ છે, તેમાં પ્રથમ જે સવ્યભિચાર તેના ત્રણ પ્રકાર છે. એક સાધારણ અને બીજો અસાધારણ

तृतीय "अनुपसंहारी" नामा ।
उदाहरन अब सुनु अभिरामा ॥
"प्रमेय हेतु साग्नि गिरि" सोहे ।
उदाहरण साधारणको[2] है ॥ ९२ ॥

અને ત્રીજો અનુપસંહારી નામેછે. હવે તેનાં ઉદાહરણ સાંભળો. "પ્રમેયત્વ જેમાં હેતુ છે એવો અગ્નિવાળો પર્વત છે" આ ઉદાહરણ સાધારણ સવ્યભિચારી હેત્વાભાસનું છે.

साध्यभाव अग्निरुप यह स्थल ।
तद्वत् जो जलह्रद है निर्मल ॥
तद्वृत्तित्व प्रमेय प्रमाना ।
तद्वत् हेतु असत् पहिचाना ॥ ९३ ॥

અહીં અગ્નિરૂપ સાધ્યના અભાવવાળા જલહ્રદમાં પ્રમેયત્વરૂપ હેતુ વૃત્તિ છે માટે પ્રમેયત્વ હેતુને વહ્નિવ્યભિચારી જાણવો.

---

१ सव्यभिचारस्त्रिविधः साधारणासाधारणानुपसंहारिभेदात् ।

२ तत्र साध्याभाववद्वृत्तिः साधारणोऽनैकान्तिकः ।
यथा पर्वतो वह्निमान् प्रमेयत्वादिति ।
प्रमेयत्वस्य वह्न्यभाववति ह्रदे विद्यमानत्वात् ।

दोहा

"शब्द नित्य शब्दत्वसों, यहां हेतु शब्दत्व ।
तज्यो पक्षसों भिन्न जिहि, नित्यानित्य सुतत्त्व ॥ ९४ ॥

હવે અસાધારણ હેત્વાભાસમાં "શબ્દ નિત્ય છે શબ્દત્વથી" અહીં શબ્દત્વ હેતુ છે કે જે પક્ષથી ભિન્ન નિત્ય અનિત્યને તજી પક્ષ માત્રમાં રહેછે.

भेद असाधारण[1] यही, पक्षमात्र है वृत्ति ।
"शब्द नित्य" जहँ साध्य है, प्रमेयत्व प्रवृत्ति ॥ ९५ ॥

પૂર્વમાં કહેલા હેત્વાભાસનું નામ અસાધારણ છે જેમાં હેતુ પક્ષમાત્ર વૃત્તિ છે. અને અનુપસંહારી નામના હેત્વાભાસનું ઉદાહરણ "સર્વ અનિત્ય પ્રમેયત્વાત્" અહીં સર્વ પક્ષ હોવા થકી દૃષ્ટાન્ત નથી- અનિત્યત્વ સાધ્ય છે અને પ્રમેયત્વ હેતુ છે.

यादव! सुनु यह वाक्यमें, है द्रष्टान्त अभाव ।
रूप अनुप[2]संहारीको, या बिध प्रकट प्रभाव ॥ ९६ ॥

હે યાદવ! "સર્વ અનિત્ય છે" એ વાકયમાં દ્રષ્ટાંતનો અભાવ છે- આ રીતે અનુપસંહારી હેત્વાભાસ છે.

जिहि स्थल साध्य अभावतें, होत हेतु जो व्याप्त ।
"विरुद्ध[3] हेत्वाभास वह, उचरत है जन आप्त ॥ ९७ ॥

જે સ્થળે સાધ્યના અભાવથી વ્યાપ્ત હેતુ હોય તે વિરૂદ્ધ હેત્વાભાસ છે એમ આપ્તજનો કહે છે.

---

१ शब्दो नित्यः । शब्दत्वादित्युदाहरणम् । तल्लक्षणन्तु सर्वसपक्षविपक्षव्यावृत्तः पक्षमात्रवृत्तिरसाधारणः ।
अत्र शब्दत्वं सर्वेभ्योऽनित्येभ्यो नित्येभ्यश्च व्यावृत्तं शब्दमात्रवृत्ति ॥

२ सर्वमनित्यम् । प्रमेयत्वादित्युदाहरणम् । तल्लक्षणन्तु अन्वयव्यतिरेकदृष्टान्तरहितोऽनुपसंहारी । अत्र सर्वस्यापि पक्षत्वाद्दृष्टान्तो नास्ति ॥

३ साध्याभावव्याप्तो हेतुर्विरुद्धः । यथा शब्दो नित्यः कृतकत्वादिति ॥
कृतकत्वं हि नित्यत्वाभावेनानित्यत्वेन व्याप्तम् ॥

"शब्द नित्य कृतकत्वसों", यहँ जो है कृतकत्व ।
सो नित्यत्व अभावतें, भासत जो व्याप्तत्व ॥ ९८ ॥

"શબ્દ નિત્ય છે, કૃતકત્વથી" અહીં જે કૃતકત્વ છે તે નિત્યત્વાભાવરૂપ અનિત્યત્વથી વ્યાપ્ત છે.

वही हेतु व्याप्तत्व है, यातें भास "विरुद्ध"
सुनु अब "सत्प्रतिपक्ष[1]" को, उदाहरन अति शुद्ध ॥९९॥

માટે કૃતકત્વ હેતુ સાધ્યાભાવથી વ્યાપ્ત છે, જેથી તે વિરૂદ્ધ હેતુ કહેવાય છે. હે યાદવ! હવે સત્પ્રતિપક્ષ હેત્વાભાસનું ઉદાહરણ શ્રવણ કરો.

"मनोहर"

साध्याभाव साधक द्वितीय हेतु जामें होत ।
"सतप्रतिपक्ष" नाम उनको सुहात है ॥
"यथा शब्द नित्य श्रावणत्वसों शब्दत्ववत्" ।
यह सत्प्रतिपक्ष पक्ष सम कहात है ॥
"शब्द है अनित्य कार्यपनसों जु घटवत्" ।
साध्याभाव साधकको कार्यपन गात है ॥
ताहि रूप हेतु उक्त वाक्यबिच युक्ति युक्त ।
नैय्यायिक द्रष्टिसों सुस्पष्ट दरसात है ॥ १०० ॥

એક સાધ્ય સાધક અને બીજો સાધ્યાભાવનો સાધક એમ બન્ને હેતુ જેમાં હોય તે "સત્પ્રતિપક્ષ" નામનો હેત્વાભાસ ગણાય છે. "શબ્દ નિત્ય છે, શ્રાવણત્વથી શબ્દત્વવત્" "શબ્દ અનિત્ય છે, કાર્યત્વથી ઘટવત્" અહીં નિત્યત્વરૂપ સાધ્યાભાવનો સાધક જે કાર્યત્વરૂપ હેતુ છે તેણે શ્રાવણત્વરૂપ હેતુને દૂષિત કર્યો છે. આ હેત્વાભાસને નૈય્યાયિકો સત્પ્રતિપક્ષ કહે છે.

---

१ सत्प्रतिपक्षो यथा शब्दो नित्यः श्रावणत्वात् शब्दत्ववत् । शब्दोऽनित्यः कार्यत्वात् घटवत् । तल्लक्षणन्तु साध्याभावसाधकं हेत्वान्तरं यस्य स सत्प्रतिपक्षः ।

दोहा.

"असिद्ध" तीन प्रकारको, एक आश्रयासिद्ध ।
द्वितीय स्वरूपासिद्ध त्यों, तिय व्याप्यत्वअसिद्ध ॥१०१॥

"અસિદ્ધ" હેત્વાભાસ ત્રણ પ્રકારનો છે. એક આશ્રયાસિદ્ધ, બીજો સ્વરૂપાસિદ્ધ અને ત્રીજો વ્યાપ્યત્વાસિદ્ધ.

"सुरभि गगन[1] अरविन्द" यह, असिद्ध आश्रय जान ।
"साध्य गुणत्वहि शब्दमें, चाक्षुषता जु निदान ॥ १०२॥

ગગનારવિન્દ સુરભિ અરવિન્દત્વથી સરોજારવિન્દવત્" આ આશ્રયાસિદ્ધનું ઉદાહરણ છે. આમાં આકાશરૂપ આશ્રય ( પક્ષ ) અસિદ્ધ છે. સ્વરૂપાસિદ્ધનું ઉદાહરણ " શબ્દો ગુણઃ ચાક્ષુષત્વાત્ રૂપવત્ " શબ્દ ગુણ છે તેમાં ચાક્ષુષત્વ હોવાથી રૂપની પેઠે

हेतु पक्षमें चाक्षुरुप, उनकी यहां अवृत्ति ।
यातें स्वरुप[2] असिद्ध है, हेत्वाभास प्रवृत्ति ॥ १०३ ॥

અહીં શબ્દરૂપ પક્ષમાં ચાક્ષુષત્વ રૂપ હેતુ અવૃત્તિ હોવાથી સ્વરૂપાસિદ્ધ છે.

हेतु उपाधिविशिष्ट जो, सो व्याप्यत्व[3] असिद्ध ।
अब उपाधिका अर्थ सुनु, पंडित कहत प्रसिद्ध ॥ १०४ ॥

---

१ गगनारविन्दं सुरभि अरविन्दवत्वात् सरोजारविंदवत् ।
इति आश्रयासिद्धिः । अत्र गगनारविन्दमाश्रयः स च नास्त्येव ॥

२ स्वरूपासिद्धो यथा शब्दो गुणश्चाक्षुषत्वात् रूपवत् ।
अत्र चाक्षुषत्वं शब्दे नास्ति शब्दस्य श्रावणत्वात् ॥

३ सोपाधिको हेतुर्व्याप्यत्वासिद्धः यथा पर्वतो धूमवान् वह्नेरित्यत्राद्रेंन्धनसंयोग उपाधिः इदं व्याप्यत्वासिद्धस्योदाहरणम् । साध्यव्यापकत्वे सति साधनाव्यापकत्वमुपाधिः । साध्यव्यापकत्वं च साध्यसमानाधिकरणात्यन्ताभावाप्रतियोगित्वम् । साधनाव्यापकत्वं च साधनवन्निष्ठात्यन्ताभावप्रतियोगित्वम् यत्र धूमस्तत्राद्रेंन्धनसंयोग इति साध्यव्यापकता । यत्र वह्निस्तत्राद्रेंन्धनसंयोगो नास्ति । अयोगोलके आद्रेंन्धनसंयोगाभावादिति साधनाव्यापकता ।

સાધ્યનો વ્યાપક અને સાધનનો અવ્યાપક જે પદાર્થ હોય તેને ન્યાયશાસ્ત્રમાં " ઉપાધિ " કહે છે.

साध्यसमानाधिकरण, जो अत्यन्ताभाव ।
अप्रतियोगी उनहिको, व्यापक साध्य सुहाव ॥ १०५ ॥

સાધ્ય સમાનાધિકરણ અત્યન્તાભાવનો જે અપ્રતિયોગી તે સાધ્યવ્યાપક કહેવાય છે.

साधनके अधिकरणमें, जो अत्यन्ताभाव ।
प्रतियोगी उनको लसे, साधन अनियत नाँव ॥१०६॥

સાધન સમાનાધિકરણ અત્યંતાભાવનો જે પ્રતિયોગી તેનું નામ સાધના નિયત એટલે સાધનનો અવ્યાપક છે. અહીં નિયત શબ્દનો વ્યાપક અર્થ છે.

"धूमवान् गिरि अनलसों", यहँ आर्द्रेन्धन योग ।
उपाधि उनकों कहत है, न्यायनिपुण बुध लोग ॥ १०७ ॥

" પર્વત ધૂમવાળો છે, અગ્નિ હોવાથી " અહીં જે આર્દ્ર ઇન્ધન સંયોગ તેને ન્યાયનિપુણ વિદ્વાન્ લોકો " ઉપાધિ " કહે છે.

हरिगीत.

जहँ धूम तहँ संयोग इन्धन, आर्द्रको समुझात है ।
अंगाररुप केवल अनल तहँ, नहि सँयोग दिखात है ॥
अरु तप्त गोलक लोहको, उनमेंभी अग्नि रहत है ।
तामें प्रथमको पक्ष साध्यसु, व्यापकत्वहि लहत है ॥१०८॥

જ્યાં જ્યાં ધૂમ હોય ત્યાં ત્યાં આર્દ્રઇન્ધન ( લીલાં લાકડાં ) નો યોગ હોય છે. કેવળ અંગારરૂપ જ્યાં અગ્નિ હોય ત્યાં આર્દ્ર ઇન્ધન સંયોગ હોતો નથી. તપાવેલા લોહ ( લોઢાં ) ના ગોળામાં પણ અગ્નિ રહે છે. આમાં જે પ્રથમ પક્ષ કહ્યો અર્થાત્ જ્યાં ધૂમ હોય ત્યાં આર્દ્ર ઇન્ધન સંયોગ હોય છે એ સાધ્યવ્યાપકત્વ કહેવાય છે.

चोपाई

तप्त अयोगोलक जिसजा है ।
तहँ साधन अव्यापकता है ॥
साध्याभावकी सिद्धिकारक ।
अवर प्रमाण जहां उपकारक ॥ १०९ ॥

તપેલ લોહનો ગોળો જે જણાએ છે ત્યાં સાધન ( આર્દ્રેન્ધન સંયોગ ) અવ્યાપકછે,જ્યાં સાધ્યના અભાવની સિદ્ધિ કરનાર અન્ય પ્રમાણુ ઉપકારક બનેછે.

सो "बाधित" है हेत्वाभासा ।
जासों कंपत पण्डितभासा ॥
" अग्नि अनुष्ण द्रव्यपनतासों ।
यहँ "अनुष्ण" जो शब्द कहा सो ॥ ११० ॥

"વહ્નિ અનુષ્ણુ દ્રવ્યત્વથી છે" આ બાધિત નામનો હેત્વાભાસ છે. અહીં ઉષ્ણુત્વરૂપ સાધ્યાભાવની સિદ્ધિ ત્વાચ–પ્રત્યક્ષથી થાય છે. આ હેત્વાભાસ પંડિત નહિ પણુ પંડિત જેવા આચરણુ કરનારાઓને કંપાવે છે

साध्याभाव उष्णपन जो है ।
तद्रुप सिद्धि प्रतच्छ जु सोहे ॥
उनका है "बाधित[1]" अभिधाना ।
"छल" स्वरूप सुनु संत सुज़ाना ॥ १११ ॥

સાધ્યના અભાવરૂપ જે ઉષ્ણુપણું તદ્રૂપ સિદ્ધિ પ્રત્યક્ષ જણાયછે. આનું નામ બાધિત છે. હવે હે સુજ્ઞ સંતજનો ! " છલ " નું સ્વરૂપ શ્રવણ કરો.

---

१ वह्निरनुष्णो द्रव्यत्वादित्युदाहरणम् अत्रानुष्णत्वं साध्यं तदभावः उष्णत्वं स्पर्शनप्रत्यक्षेण गृह्यते बाधलक्षणन्तु यस्य साध्याभावः प्रमान्तरेण निश्चतः स बाधितः

दोहा

शब्द वृत्ति व्यत्यासतें, जो प्रतिषेधनिदान ।
उन पदार्थकों आप्तजन, अर्पत "छल[1]" अभिधान ॥११२॥

શબ્દ વૃત્તિના વ્યત્યાસ ( વિપરીતપણા )થી જે પ્રતિષેધનું કારણ હોય તે પદાર્થને શિષ્ટ પુરુષો " છલ " એવું નામ આપે છે.

स्वपक्षघातक उत्तर जु, "जाति[2]" पदार्थ कहात ।
संज्ञा "निग्रहस्थान[3]"की, निमित्त पराजय पात ॥ ११३ ॥

સ્વપક્ષનો ( પોતાના પક્ષનો ) ઘાત કરનાર જે ઉત્તર ( જવાબ ) તે " જાતિ " નામનો પદાર્થ કહેવાય છે. અને પરાજયનું જે નિમિત્ત ( કારણ ) તે " નિગ્રહસ્થાન " ગણાય છે.

भेद प्रतिज्ञा आदि उन, द्वाविंशति परिमान ।
जब पदार्थ पूर्वोक्तको, होत सुतत्त्व ज्ञान ॥ ११४ ॥

એ નિગ્રહસ્થાન નામના પદાર્થના પ્રતિજ્ઞા આદિ બાવીશ ભેદ છે. પૂર્વોક્ત ( પૂર્વે કહેલા ) સોળ પદાર્થનું જ્યારે સારી રીતે તત્વ ( સત્ય ખરૂં ) જ્ઞાન થાય

बहुरि होत वह सर्वको, जब निश्चय अपरोक्ष ।
निर्माता मुनि न्यायके, मानत हैं तब मोक्ष ॥ ११५ ॥

અને વળી એ સર્વનું જ્યારે અપરોક્ષ (પ્રત્યક્ષ) જ્ઞાન થાય ત્યારે મોક્ષની પ્રાપ્તિ થાય છે એમ ન્યાયશાસ્ત્રનું નિર્માણ કરનારા મુનીશ્વરો માને છે.

इकविंशति[4]विध दुःखके, ध्वंसजन्य वह मुक्ति ।
नैय्यायिक तामें कहत, यों अपायकी युक्ति ॥ ११६ ॥

---

१ वचनविघातोऽर्थविकल्पोपपत्त्या छलम् ( न्या–सू–१–२–१० )
२ साधर्म्यवैधर्म्याभ्यां प्रत्यवस्थानं जातिः ( न्या–सू–१–२–१८ )
३ विप्रतिपत्तिरप्रतिपत्तिश्च निग्रहस्थानम् ( न्या–सू–१–२–१९ )
४ दुःखानि चैकविंशति न्यायशास्त्रे प्रतिपादितानि ।
तानि च शरीरं षडिन्द्रियाणि षड्विषया षड्बुद्धयः सुखंदुःखं चेति।

એકવીશ પ્રકારનાં જે દુ:ખ તેનો જે ધ્વંસ તેને નૈય્યાયિકો મોક્ષ માને છે. નૈય્યાયિક જનો દુ:ખાપાય એરીતે કહે છે જે

प्रथम अपाय प्रवृत्तिको, बहुरि दोषको नाश ।
यों अपाय मिथ्यात्वको, पुनि ज्ञानको ग्रास ॥ ११७ ॥

પ્રથમ પ્રવૃત્તિનો અપાય, પછી દોષનો અપાય, એવીજરીતે મિથ્યાત્વનો ( મિથ્યાપણાનો ) અપાય ( નાશ ) અને છેવટે જ્ઞાનનો પણ અપાય.

इक इक उत्तर[1] उत्तर हि, या बिध लहे अपाय ।
सर्वापायक मोक्ष वह, सिद्ध करत है न्याय ॥ ११८ ॥

આ રીતે એક પછી એક ઉત્તરોત્તર અપાયને પામે તે સર્વાપાયક મોક્ષ કહેવાય છે એમ ન્યાયશાસ્ત્ર સિદ્ધ કરે છે.

चोपाई

कणादमुनि विरचित भ्रममर्षन ।
इक महान वैशेषिक दर्शन ॥
सप्त पदार्थ[2] गिने है तामें ।
"द्रव्य" प्रथम पद पावत जामें ॥ ११९ ॥

કણાદમુનિએ રચેલ એક પદાર્થભ્રમનાશક મહાન્ વૈશેષિક દર્શન છે તેમાં સાત પદાર્થ ગણેલા છે. જેમાં પ્રથમ " દ્રવ્ય "

---

१ दुःखजन्मप्रवृत्तिदोषमिथ्याज्ञानानामुत्तरोत्तरापाये तदनन्तरापायादपवर्गः । ( न्या–सू–१–१–२ )

२ धर्मविशेषप्रसुताद् द्रव्यगुणकर्मसामान्यविशेषसमवायानां पदार्थानां साधर्म्यवैधर्म्याभ्यामतत्वज्ञानान्निःश्रेयसम् । कणाद आ–सू–४

"गुण" रु "कर्म" "सामान्य" कहावे ।
"विशेष "त्यों "समवाय" सुहावे ॥
अन्तिम स्थान "अभाव" लहत है ।
पुनि नव[1] द्रव्यप्रकार कहत है ॥ १२० ॥

તે પછી ગુણ, કર્મ, સમાન્ય, વિશેષ, સમવાય અને અભાવ એમ અનુક્રમે સપ્ત પદાર્થ કહ્યા છે. એમાં દ્રવ્ય નામનો જે પદાર્થ છે તેના વળી નવ પ્રકાર ( ભેદ ) કહેલા છે.

भू-जल-तेज-वायु-आकाश हि ।
काल-दिशा-मन आत्मा भास हि ॥
तामें भूआदिक जो चारा ।
वह प्रमाणरुप-नित्य उचारा ॥ १२१ ॥

પૃથ્વી. જલ, તેજ, વાયુ, આકાશ, કાલ, દિશા, મન અને આત્મા; તેમાં પૃથ્વી આદિ ચાર દ્રવ્ય નિત્ય અને અનિત્ય કહેલા છે તેમાં પરમાણુરૂપ પૃથિવ્યાદિ નિત્ય છે.

कार्यरूप सो अनित कहावे ।
गगनादिक पुनि नित्य सुहावे ॥
भेद चतुर्विंशति है गुनके[2] ।
नाम सुनहु अब यादव! उनके ॥ १२२ ॥

---

१ पृथव्यापस्तेजो वायुराकाशं कालो दिगात्मा मन इति द्रव्याणि
( कणाद अ-१-आ-१-सू-५ )

२ रुपरसगन्धस्पर्शाः सङ्ख्याःपरिमाणानि पृथक्त्वं संयोगविभागौ परत्वापरत्वे बुद्धयः सुखदुःखे इच्छाद्वेषो प्रयत्नाश्च गुणाः
( कणाद अ--१--आ--१--सू--६ )

अत्र भाष्ये चकारेण गुरुत्वद्रवत्वस्नेहसंस्कारधर्माधर्मशब्दा इत्यन्ये गुणा उक्ताः

પરંતુ એ પૃથ્વી આદિ ચારે પદાર્થ જ્યારે કાર્યરૂપ બને ત્યારે અનિત્ય કહેવાય છે અને આકાશ આદિ પાંચ નિત્ય છે. હવે બીજો ગુણ નામનો જે પદાર્થ છે તેના ચોવીશ ભેદ હે યાદવ ! શ્રવણ કરો.

"मनोहर"

रूप--रस--गन्ध--स्पर्श--संख्या--परिमाण त्योंहि ।
पृथक्त्व--संयोग रु विभाग सरसात है ॥
यों परत्व--अपरत्व--गुरुत्व--द्रवत्व--स्नेह ।
शब्द--बुद्धि--सुख--दुःख--इच्छा दरसात है ॥
द्वेष--ओ प्रयत्न--धर्म त्यों अधर्म याही विध ।
अन्तिम प्रकार संसकार अवदात है ॥
भेद चतुर्विंशति पदार्थ गुनके कहात ।
नव विध द्रव्यमें जो सदा स्थिति पात है ॥ १२३ ॥

રૂપ, રસ, ગન્ધ, સ્પર્શ, સંખ્યા, પરિમાણ, પૃથક્ત્વ, સંયોગ, વિભાગ, પરત્વ, અપરત્વ, ગુરૂત્વ, દ્રવત્વ, સ્નેહ, શબ્દ, બુદ્ધિ, સુખ, દુઃખ, ઇચ્છા, દ્વેષ, પ્રયત્ન, ધર્મ, અધર્મ અને સંસ્કાર એ રીતે ગુણ નામક પદાર્થના ચોવીશ પ્રકાર છે કે જે નવ પ્રકારના દ્રવ્યમાં નિરન્તર સ્થિતિ પામે છે અર્થાત્ રહેલા હોય છે.

चोपाई.

"कर्म" पदारथ पञ्च प्रकारा ।
उत्क्षेपण--अपक्षेपण न्यारा ॥
आकुञ्चन यों कहत प्रचारन ।
गमन रहत सब द्रव्यमँझारन ॥ १२४ ॥

કર્મ નામનો જે ત્રીજો પદાર્થ છે તેના પાંચ ભેદ છે. ઉત્ક્ષેપણ, અપક્ષેપણ, આકુંચન, પ્રચારણ અને ગમન. આ પાંચે નવવિધ દ્રવ્યમાં રહે છે.

द्वय प्रकार "सामान्य" पदारथ ।
इक पर दूजा अपर यथारथ ॥
द्रव्य रु गुण कर्माश्रित वो है ।
"विशेष" नित द्रव्याश्रित सोहे ॥ १२५ ॥

સામાન્ય નામનો પદાર્થ બે પ્રકારનો છે. એક પર અને બીજો અપર.એ બન્ને દ્રવ્ય, ગુણ અને કર્મમાં રહ્યા છે. વિશેષ નામનો પાંચમો પદાર્થ નિત્ય દ્રવ્યમાં રહે છે.

स्वाश्रयका व्यावर्तक नामा ।
वस्तु विशेष कहत अभिरामा ॥
इक पदार्थ "समवाय" सुहावे ।
सबन्धरूप रु नित्य कहावे ॥ १२६ ॥

સ્વાશ્રય નિત્ય દ્રવ્યનો વ્યાવર્તક "વિશેષ" નામનો પદાર્થ છે. છઠ્ઠો "સમવાય" નામનો પદાર્થ એકજ છે, તે સબંધરૂપ અને નિત્ય છે.

वह समवाय सबन्ध पिछानहु ।
अवयव अवयवी गुण गुणी जानहु ॥
क्रिया क्रियावान् जाति व्यक्ति ।
विशेष नित्यक द्रव्य प्रसक्ति ॥ १२७ ॥

એ સમવાય સબન્ધ અવયવ તથા અવયવીનો,ગુણ તથા ગુણીનો,ક્રિયા તથા ક્રિયાવાનનો, જાતિ તથા વ્યક્તિનો અને વિશેષ તથા નિત્ય દ્રવ્યનો છે

उक्त पदार्थन बिच रहत है ।
यों कणाद मुनि स्पष्ट कहत है ॥
अब "अभाव" सुनु चारि प्रकारा ।
प्रागभाव पहिलेहि पुकारा ॥ १२८ ॥

એમ કણાદ મુનિ સ્પષ્ટપણે કહે છે. હવે "અભાવ" નામનો જે સાતમો પદાર્થ કહ્યો તેના ચાર પ્રકાર છે, તેમાં પ્રથમ પ્રાગભાવ કહેલો છે.

पुनि प्रध्वंसाभाव द्वितीय है ।
त्यों अत्यन्ताभाव तृतीय है ॥
चौथा है अन्योन्य अभावा ।
जो सद्गुरुने मोहि सुनावा ॥ १२९

બીજો પ્રધ્વંસાભાવ, ત્રીજો અત્યન્તાભાવ અને ચોથો અન્યોન્યાભાવ છે કે જે સદ્‌ગુરૂ નીલકંઠસ્વામીએ મ્હને સંભળાવેલ છે.

कार्यजन्मको आदि कारन ।
तामें कार्य सुभाव निवारन ॥
प्रागभाव संज्ञक वह सोहे ।
सान्त अनादि पदारथ जो है ॥ १३० ॥

કાર્યની ઉત્પત્તિના પહેલા કારણમાં રહે તે અનાદિ અને શાન્ત પ્રાગભાવ

ज्यों कपालमें होवेगा घट ।
प्रागभाव यह स्थलमें है स्फुट ॥
जन्म अनन्तर कार्य अभावा ।
सो प्रध्वंसाभाव कहावा ॥ १३१ ॥

જેમ " કપાલમાં ઘટ થશે " આનું નામ પ્રાગભાગ છે. કાર્યની ઉત્પત્તિ પછી કાર્યનો કારણમાં જે અભાવ તે પ્રધ્વંસાભાવ કહેવાય છે.

वह अभाव है सादि अनन्ता ।
"ज्यों कपालमें घटका अन्ता" ॥
यह प्रतीति प्रध्वंसाभावकी ।
नैय्यायिक मानत निर्णायिकी ॥ १३२ ॥

એ પ્રધ્વંસાભાવ સાદિ અને અનન્ત છે. " જેમ કપાલે ઘટો ધ્વસ્તઃ" આ પ્રતીતિને પ્રધ્વંસાભાવની નિર્ણાયિકી નૈય્યાયિક જનો માને છે.

दोहा.

कालत्रयप्रतियोगिता, वच्छेदक सम्बन्ध ।
तासों भूतल आदि जो, पदार्थरूप प्रबन्ध ॥ १३३ ॥

त्रय कालिक संसर्गावच्छिन्न प्रतियोगिताक जे अभाव ते अत्यन्ताभाव कहेवाय छे अने ते भूतलादिमां रहे छे

तामें जो घट आदिका, होवे स्पष्ट अभाव ।
वह अत्यन्ताभाव यों, जानहु बुद्धिप्रभाव ॥ १३४ ॥

अर्थात् भूतलादिमां जे घट आदिनो स्पष्ट अभाव होय ते अत्यन्ताभाव छे एम हे यादव! तमारी बुद्धिना प्रभावथी जाणी लेशो.

ज्यों "भूतलमें घट नही", यों जो होत प्रतीति ।
वह अत्यन्ताभावकी, निर्णायिकी है रीति ॥ १३५ ॥

अने "भूतले घटो नास्ति " ए रीतनी जे प्रतीति छे ते अत्यन्ताभावनी प्रतीति छे.

हरिगीत.

तादात्म्य संबँधसों पदार्थ अभाव आपसमें लसे ।
अन्योन्य नाम अभाव वह ज्यों "घट न पट" मतिमें बसे॥
या विध महर्षि कणाद्ने सप्त हि पदार्थ सुना दिये ।
व्याख्यानकर्त्ता बहुरि उनके सूत्रके जो मुनि भये ॥१३६॥

अन्योन्याभाव नामनो पदार्थ तादात्म्य सम्बन्धावच्छिन्न प्रतियोगिताक होय छे अने ते घट पटादिमां रहे छे जेमके 'घटो न पटः' आ प्रतीति अन्योन्याभावनी छे. आ रीते महर्षि कणादे सात पदार्थ कह्या छे. अने ए कणाद सूत्रना व्याख्यान कर्त्ता ऋषिए

पूर्वोक्त सोल पदार्थ उनने, सप्त बिच समा दिये ।
गौतम समान कणाद्नेभी, ग्रन्थ वैशेषिक किये ॥
इक है उभयही न्याय जो में, कह गया संक्षेपसों ।
चाहों कछुक विश्रान्ति याद्व, संतजन निर्लेपसों ॥१३७॥

પૂર્વે કહેલા સોળ પદાર્થોનો દ્રવ્યાદિ સાત પદાર્થોમાં સમાવેશ કરેલ છે અર્થાત્ ગૌતમે કહેલા સોળે પદાર્થોનો કણાદ સૂત્રની વ્યાખ્યા કરનાર ઋષિઓએ દ્રવ્ય આદિ સાતપદાર્થોમાં સમાવેશ કર્યો છે અને તે ગૌતમ સૂત્ર વ્યાખ્યાતા મુનિને પણ સંમતછે. એ બન્નેનોન્યાય બે પ્રકારનો છતાં એકજછે, જે હું સંક્ષેપથી કહી ગયો. હવે હે યાદવ ! જો આ નિર્લેપ ( સાંસારિક પદાર્થમાં લેપાયમાન નહિ થતા ) સંતજનોની આજ્ઞા લઈ હું જરા વિશ્રાન્તિ લેવાની ઇચ્છા રાખું છું.

श्री रघुवर श्रीमाधवजु, गुरुप्रसादकों पाइ ।
भई मयूख समाप्ति यह, मुद्मंगलतें छाइ ॥
॥ इति श्रीमद्वेदान्ततीर्थपण्डितमायारामसंगृहीत
श्रीसत्पुरुषचरित्रप्रकाशे न्यायवैशेषिकमत
निरूपणं नाम द्वादशो मयूखः ॥



श्रीगणेशाय नमः

# अथ त्रयोदशो मयूखः



चोपाई

तदनन्तर कछु काल बिताई ।
बोले रघुपुरी हिय हरखाई ॥
प्रिय यादव! अरु संत विरक्तन ।
सुनहु सांख्य नामक अब दर्शन ॥ १ ॥

त्यारपछी केटलोएक समय व्यतीत करी महाराज रघुनाथपुरी आनंद पूर्वक बोल्या जे हे प्रिय शिष्य यादव ! तथा विरक्त संतजनो ! सांख्य नामनुं दर्शन हवे श्रवण करो.

मति अनुसार सार कछु उनको ।
कहों स्मरण करिकें गुरु जनको ॥
सांख्य शास्त्रमें प्रकृति[1] रु विकृति ।
उभयरूप--अनुभयरुप प्रभृति ॥ २ ॥

गुरु स्मरण करी सांख्य शास्त्रनो सार मारी बुद्धि अनुसार हुं तमोने कहुं छुं. सांख्य शास्त्रमां चार प्रकारना पदार्थो कह्याछे. प्रकृति रुप, प्रकृति विकृति रुप, केवळ विकृतिरुप, अने केवळ पुरुषरुप, तेमां प्रकृति विकृति उभयरुप छे अने पुरुप प्रकृति विकृतिथी रहित अनुभयरुप छे

---

१ मूलप्रकृतिरविकृति र्महदाद्याः प्रकृतिविकृतयः सप्त ।
षोडशकस्तु विकारो न प्रकृतिर्नापि विकृतिपुरुषः ॥ ३ ॥
इति सांख्यकारिका

कही प्रक्रिया मात्र चतुर्विध ।
अवर पदार्थ कितेक किये सिद्ध ॥
इक अमूल तामें प्रकृतिरुप ।
है कितेक केवल विकृतिरुप ॥ ३ ॥

ઉપર કહ્યા પ્રમાણે એ પ્રક્રિયા ચાર પ્રકારની છે. આ ઉપરાંત બીજા પણ કેટલાએક પદાર્થો સાંખ્ય શાસ્ત્રમાં કહેવામાં આવ્યા છે તેમાં પ્રકૃતિ અમૂલ (અનાદિ) પદાર્થ છે.

प्रकृति विकृति कहुँ उभय हि संगा ।
कहूँक लखे द्वय रहित प्रसंगा ॥
सत्त्व रजस् तम मिश्रित जो है ।
मूलात्मक प्रकृति वह सोहे ॥ ४ ॥

કેટલાક પદાર્થો પ્રકૃતિ વિકૃત રૂપ હોય છે. તથા પુરૂષ ઉભયથી ભિન્ન રૂપ હોય છે અને સત્વ, રજસ્ અને તમસ્‌ની સામ્ય અવસ્થા વાળી મૂલ પ્રકૃતિ હોય છે.

प्रधान प्रकृति नाम उन्हीका ।
ऐसा मत है कपिल मुनिका ॥
बहुरि महत्तत् अरु अहँकारा ।
त्योंहि पञ्च तन्मात्रा द्वारा ॥ ५ ॥

તે પ્રકૃતિનું નામ પ્રધાન પણ છે. વળી મહુત્તત્વ, અહંકાર અને પંચ તન્માત્રા એ તત્વો કપિલ મુનિના મતમાં છે

मूल प्रकृतिकी सप्त विकृति है ।
ओरनकी वह शुभ प्रकृति है ॥
अहंकारकी प्रकृति महत्त्व हि ।
महत्त्व प्रकृतिकी विकृति कही वही ॥ ६ ॥

મૂલ પ્રકૃતિની એ મહત્તત્ત્વાદિ સાતે વિકૃતિ છે અને બીજાની એ પ્રકૃતિ કહેવાય છે. જેમકે અહંકારની પ્રકૃતિ મહત્તત્ત્વ છે, પરંતુ એજ અહંકાર મહત્તત્ત્વ પ્રકૃતિની વિકૃતિ કહેવાય છે.

त्यों महत्त्वकी विकृति अहंकृति ।
प्रकृति होत तन्मात्राके प्रति ॥
श्रवणादिक जो है इन्द्रियगन ।
उनप्रति अहँकृति लहत प्रकृतिपन ॥ ७ ॥

તેવીજ રીતે મહત્તત્ત્વની વિકૃતિ જે અહંકાર તે પંચતન્માત્રાની તથા શ્રવણ આદિ એકાદશ ઇન્દ્રિયોની પ્રકૃતિ છે.

पञ्चभूत तन्मात्रा विकृति ।
तन्मात्रा भूतोंकी प्रकृति ॥
है पदार्थ विकृतिरुप सोलह ।
काहु पदार्थकी है न प्रकृति वह ॥ ८ ॥

પૃથ્વી આદિ પંચભૂત તન્માત્રાની વિકૃતિ છે અને પંચતન્માત્રા પૃથ્વી આદિ પંચભૂતોની પ્રકૃતિ છે. સોળે પદાર્થ વિકૃતિરૂપ છે તેઓ કોઈની પ્રકૃતિરૂપે નથી.

यादव ! सुनु उनके अभिधाना ।
प्रथम पञ्च ज्ञानेन्द्रिय जाना ॥
श्रोत्र-त्वक्-चक्षु-जिह्वा पुनि ।
घ्राण गिनत ज्ञानेन्द्रिय सद्गुनि ॥ ९ ॥

હે યાદવ! એ સોળ વિકૃતિનાં નામ શ્રવણ કરો. પ્રથમ પાંચ જ્ઞાનેન્દ્રિય (કર્ણ-ત્વચા-ચક્ષુ-જિહ્વા-ઘ્રાણ) સદ્ગુણી પુરૂષો કર્ણ આદિ પાંચેને જ્ઞાનેન્દ્રિય કહે છે.

वाक्-कर-पद्-गुद ओर उपस्थ हि ।
कर्मेन्द्रियपञ्चक जानहु यही ॥
पृथ्वी-जल अरु तेज-समीरा ।
गगन-भूतके पञ्च शरीरा ॥ १० ॥

વાણી, હાથ, પગ, ગુદા અને ઉપસ્થ (જનનેન્દ્રિય) એ પાંચ કર્મેન્દ્રિય જાણવાં. પૃથ્વી, જલ, તેજ, વાયુ અને આકાશ એ પંચભૂત ગણાય છે.

वह सबसों जब मन मिल जावे ।
तब पदार्थ सोलह स्थिति पावे ॥
यह सब अमित--बुद्धि प्रत्ययके ।
कहत कार्यरुप--जो निधि नयके ॥ ११ ॥

એ સર્વ અર્થાત્ પાંચ જ્ઞાનેન્દ્રિય, પાંચ કર્મેન્દ્રિય, મન અને પંચભૂત મળી સોળ પદાર્થ વિકૃતિ રૂપે છે. એ સોળે પદાર્થો અનેક રૂપે છે અને પ્રકૃતિનાં કાર્ય રૂપ છે એમ સાંખ્યવાદી માને છે.

प्रकृति विकृति जो तत्त्व उभय है ।
तासों रहित पुरुष--यह नय है ॥
ईश्वर कृष्णभट्ट निगदित अब ।
सुनहु कारिका[1] श्रोताजन सब ॥ १२ ॥

પ્રકૃતિ અને વિકૃતિરૂપ જે બે તત્ત્વ છે તેનાથી ભિન્ન પુરૂષ છે. આ સાંખ્યનો નિર્ણય છે. હે શ્રોતાજનો! હવે ઇશ્વર કૃષ્ણ ભટ્ટે રચેલી કારિકા કે જે અહીં પ્રમાણરૂપ છે તે શ્રવણ કરો.

जो प्रधानरुप मूल प्रकृति है ।
वह नयनिश्चयसों अविकृति है ॥
महदादि जो पूर्व गिनाये ।
सातों प्रकृति विकृतिरुप पाये ॥ १३ ॥

જે પ્રધાનરૂપ મૂલ પ્રકૃતિ છે તે સાંખ્ય મતથી કોઈની વિકૃતિ નથી. અને પૂર્વે જે મહદાદિ સપ્ત પદાર્થ ગણાવ્યા તે પ્રકૃતિ વિકૃતિરૂપ છે.

---

1 मूलप्रकृतिरविकृतिर्महदाद्याः प्रकृतिविकृतयः सप्त । षोडशकस्तु विकारो न प्रकृतिर्न विकृतिः पुरुषः ॥ ३॥ इति सांख्यकारिका

पञ्चभूत–ज्ञानेन्द्रिय योंही ।
कर्मेन्द्रियपञ्चक–मन त्योंही ॥
जो पदार्थ भासत है सोलह ।
विकृतिरूप केवल निश्चित वह ॥ १४ ॥

પૃથ્વી આદિ પંચભૂત, શ્રોત્ર આદિ પાંચ જ્ઞાનેન્દ્રિય, વાણી આદિ પાંચ કર્મેન્દ્રિય અને મન એ રીતે જે સોળ પદાર્થ ભાસે છે તે કેવળ વિકૃતિરૂપ નિશ્ચિત થએલા છે.

अनुभयरूप पुरुष निगदित है ।
प्रकृति ओर विकृति विरहित है ॥
बुद्धिप्रपञ्च भेद बहुविध है ।
सांख्य शास्त्रमें नाम प्रसिद्ध है ॥ १५ ॥

પુરૂષને અનુભયરૂપ કહેલ છે અર્થાત્ તે પ્રકૃતિ અને વિકૃતિ બન્નેથી રહિત છે અને બુદ્ધિ પ્રપંચના અનેક ભેદ છે તે સાંખ્ય શાસ્ત્રમાં કહ્યા છે.

तामें प्रथम "अविद्या" नामा ।
द्वितीय "अस्मिता" है अभिरामा ॥
तृतीय "राग" चौथा है "द्वेष" जु ।
"अभिनिवेश" यों पञ्च कलेशजु ॥ १६ ॥

તેમાં પ્રથમ "અવિદ્યા." બીજી "અસ્મિતા," ત્રીજો "રાગ" ચોથો "દ્વેષ" અને પાંચમો "અભિનિવેશ" એ પાંચ કલેશ કહેવાય છે.

वोही पञ्च विपर्यय[1] जानहु ।
नामान्तर उनके पहिचानहु ॥

---

१ पञ्च विपर्ययभेदा भवन्त्यशक्तिश्च करणवैकल्यात् । अष्टाविंशति भेदा स्तुष्टिर्नवधाऽष्टधा सिद्धिः ॥ ४७ ॥ इति सांख्यकारिका

तम रु मोह महामोह कहावे ।
तामिस्राभिध पुनि द्रग आवे ॥ १७ ॥

તે ક્લેશોને પાંચ વિપર્યય પણ કહે છે. હે યાદવ! તેનાં નામાન્તર (બીજાં પર્યાય નામ) કહું છું તે સાંભળો. એક તમ, બીજો મોહ, ત્રીજો મહામોહ, ચોથો તામિસ્ર.

ओर अन्धतामिस्र जु निश्चय ।
यादव! यहभी पञ्च विपर्यय ॥
प्रकृति ओर महत्तत्त्व अहंकृति ।
तन्मात्रापञ्चक सह संगति ॥ १८ ॥

અને પાંચમો અંધતામિસ્ર. આ પણ પાંચ વિપર્યય છે. તેમાંનો તમ નામનો વિપર્યય પ્રકૃતિ, મહત્તત્ત્વ, અહંકાર અને પંચ તન્માત્રા રૂપથી.

लहत तबहि तम[1] अष्ट प्रकारा ।
स्पष्ट सांख्य शास्त्रनके द्वारा ॥
अणिमा महिमा लघिमा त्योंही ।
प्राप्ति ओर प्राकाम्य जु योंही ॥ १९ ॥

આઠ પ્રકારનો છે એમ સાંખ્ય શાસ્ત્રમાં સ્પષ્ટ રીતે કહેલું છે. અણિમા, મહિમા, લઘિમા, પ્રાપ્તિ, પ્રાકામ્ય,

वशीत्व ओ ईशीत्व गिना है ।
कामपूर्व अवशायीपना है ॥
भेद मोहके अष्ट वही है ।
तन्मात्रा दशविध जु कही है ॥ २० ॥

વશીત્વ, ઇશીત્વ અને કામાવશાયીત્વ એ આઠ ભેદ મોહના છે.

---

1 भेदस्तमसोऽष्टविधो मोहस्य च दशविधो महामोहः । तामिस्रोऽष्टादशधा तथा भवत्यन्धतामिस्रः ॥ ४८ ॥ इतीश्वरकृष्णभट्टकारिका.

दिव्य अदिव्य भेद वह पावे ।
महामोह पुनि वोहि कहावे ॥
महामोह यातें दशधा है ।
अष्टादश तामिस्र कहा है ॥ २१ ॥

પંચ તન્માત્રા દિવ્ય અને અદિવ્ય ભેદથી દશ પ્રકારની છે અને તે મહામોહના ભેદ કહેવાય છે. તામિસ્ર અને

दश तन्मात्रामिश्रित त्योंही ।
अष्ट सिद्धि संगमसों योंही ॥
होत अंधतामिस्र विपर्यय ।
सांख्य शास्त्रको है यह निर्णय ॥ २२ ॥

અંધતામિસ્ર બંને દિવ્યાદિવ્ય ભેદથી દશ તન્માત્રા અને અણિમા આદિ અષ્ટ સિદ્ધિથી મળી અઢાર પ્રકારના થાય છે એમ સાંખ્ય શાસ્ત્રમાં પંચ વિપર્યયના બાસઠ ભેદ છે.

दोहा.

नव[1] प्रकारकी तुष्टिको, सुनहु सार संक्षिप्त ।
यह असार संसारसों, यादव! रहहु अलिप्त ॥ २३ ॥

આ રીતે પંચ વિપર્યયને કહી હવે હે યાદવ! નવ પ્રકારની તુષ્ટિનો સાર સંક્ષેપથી કહું છું તે શ્રવણ કરો અને અસાર સંસારથી લેશ પણ લેપાયમાન થશો નહિ.

विवेकादि साक्षात्कृति–हित अधिकृत आचार्य ।
उपदेशनतें करत है, ध्यानाभ्यास हि कार्य ॥ २४ ॥

મુમુક્ષુ વિવેક ખ્યાતિના સાક્ષાત્કાર માટે આચાર્યના ઉપદેશથી ધ્યાનાભ્યાસ રૂપ કાર્ય કરે છે.

---

१ आध्यात्मिक्यश्चतस्रः प्रकृत्युपादनकालभागाख्याः
बाह्या विषयोपरमात्पञ्च च नव तुष्टयोऽभिमताः ॥ ५० ॥
इतीश्वरकृष्णभट्टकारिका

तासों प्रकृति तत्त्वमें, जो विरामपन होत ।
"प्रकृति" नामकी तुष्टि वह, स्पष्ट लहत उद्योत ॥ २५ ॥

ધ્યાનાદિથી પ્રકૃતિ તત્ત્વમાં વિરામ પામવો તેને "પ્રકૃતિ" નામની તુષ્ટિ કહેછે.

प्रकृतिमात्रसों होत नहि, विवेक ख्याति विशुद्ध ।
किन्तु प्रव्रज्या वृत्तिसों, प्रानी होत प्रबुद्ध ॥ २६ ॥

કેવળ પ્રકૃતિથી વિશુદ્ધ વિવેક ખ્યાતિ થતી નથી પરંતુ પ્રવ્રજ્યા (વૈરાગ) વૃત્તિથી પ્રાણી ઉપરતિને પામે છે.

वह तुष्टिका नाम है, सम्यक् "सोपादान" ।
वह सु प्रव्रज्या वृत्तितें, भइ है संतसुजान ॥ २७ ॥

તેને "સોપાદાન" તુષ્ટિ કહેછે તે હે સુજ્ઞ સંત પુરૂષો! પ્રવ્રજ્યાવૃત્તિથી થઇછે.

विना कालपरिपक्वता, होत नहीं वैराग्य ।
यातें तुष्टि कालमें, मानत स्वल्प सुभाग्य ॥ २८ ॥

વૈરાગ્યનો પરિપાક પણ કાલ વિના થતો નથી, માટે સ્વલ્પ ભાગ્યશાળી મનુષ્યો કાળમાં જે તુષ્ટિ માને છે તે

"काल" नाम तुष्टि वही, कहत सांख्य अनुसार ।
प्रकृति--काल--वैराग्यसों, है न विवेक विचार ॥ २९ ॥

કાલાખ્યા (કાલ નામની) તુષ્ટિ કહેવાય છે. પરંતુ પ્રકૃતિ, કાલ અને વૈરાગ્યથી વિવેકનો ઉદય થતો નથી કિન્તુ ભાગ્યથીજ તુષ્ટિ થાય છે એ વાત તુષ્ટિવાદીઓ માને છે.

ख्याति होत है भाग्यसों, "भाग्य" नाम वह तुष्टि ।
उक्त चार है आन्तरिक, तुष्टि लहत है पुष्टि ॥ ३० ॥

ભાગ્યથી જે વિવેક ખ્યાતિ થાય તે ભાગ્યાખ્યા તુષ્ટિ કહેવાય છે. પ્રકૃતિ, કાલ, વૈરાગ્ય અને ભાગ્ય એ ચારે આન્તરિક તુષ્ટિઓ છે

अर्जन--रक्षण योंहि क्षय, हिंसा त्योंही भोग ।
या विध पंच प्रकार है, दोषदर्शके योग ॥ ३१ ॥

અર્જન ( મેળવવું ), રક્ષણ, ક્ષય ( નાશ ), હિંસા અને ભોગ આ પાંચ સ્થાનોમાં દોષ દૃષ્ટિ થવાથી

होवत जो उपराम वह, पञ्च तुष्टि कहलात ।
तामें धन आदिकनको, अर्जन अति दुःखजात ॥ ३२ ॥

જે પાંચ પ્રકારની ઉપરામ વૃત્તિ થાય છે તેને પંચ તુષ્ટિઓ કહે છે. ધન આદિ મેળવવામાં અતિ દુઃખ થાય છે

यों समुझि सब विषयतें, होना जो उपराम ।
वह तुष्टिका सांख्यमें, पुनित "पार" है नाम ॥ ३३ ॥

એમ સમજી ધનાર્જનથી જે ઉપરામ થવું તે તુષ્ટિનું નામ સાંખ્ય શાસ્ત્રમાં " પાર " એવું છે.

"मनोहर."

संग्रहित धनका महान परिश्रमहुसों ।
रक्षण करनमें विटम्बना रहत है ॥
देखि वह दुःख वृत्ति लहे उपराम जिहि ।
ताहिकों "सुपार" नामा तुष्टि जु कहत है ॥
अति दुःखयुक्त संग्रहित धन नष्ट होत ।
तासों उपराम जिहि उद्भव लहत है ॥
सांख्य मत बिच वह तुष्टिकी समष्टि मध्य ।
"पारावार" तुष्टि अभिधानकों ग्रहत है ॥ ३४ ॥

મહાન્ પરિશ્રમથી સંગ્રહ કરેલા ધનનું રક્ષણ કરવામાં અનેક દુઃખો રહેલાં હોય છે,એ દુઃખોથી ઉત્પન્ન થતાં દુઃખને જોઈ જે વૃત્તિ ઉપરામને પ્રાપ્ત થાય તેને "સુપાર" નામની તુષ્ટિ કહે છે. અત્યંત દુઃખથી સંગ્રહ કરેલું ધન જ્યારે નષ્ટ થાય છે અને તેનાથી જે દુઃખ થાય છે અને તેથી જે ઉપરામવૃત્તિ થાય છે તે સાંખ્ય મતમાં વર્ણવેલી તુષ્ટિઓના સમુદાયમાં "પારાવાર" નામની તુષ્ટિ છે.

योंहि शब्द आदिकन भोगमें अतीव प्रेम।
होनेतें प्रवर्त होत मानव विषयमें ॥
पुनि उन विषयोंकी प्राप्ति इच्छा अनुसार ।
बनत न यातें दुःख पावत हृदयमें ॥
वह दुःखसों जो उपराम होत विषयोंतें।
सो "अनुत्तमांभ" तुष्टि आवत उदयमें ॥
त्योंहि विषयोंकी प्राप्ति काहु इक मानवकों ।
दुःख बिन होवे ना प्रकार यहो नयमें ॥ ३५ ॥

એવીજ રીતે શબ્દાદિ ભોગમાં અત્યંત પ્રેમ થવાથી મનુષ્ય વિષયમાં પ્રવર્ત થાય છે, ત્યારપછી એ વિષયોની ઇચ્છાનુસાર (પોતાની ઇચ્છા મુજબ) પ્રાપ્તિ ન થવાથી હૃદયમાં દુઃખ પામે છે, એ દુઃખને લીધે વિષયોથી જે ઉપરામ થવાય તેને "અનુત્તમાંભ" નામની તુષ્ટિ કહે છે. તેમજ નીતિશાસ્ત્રનો પણ એવોજ મત છે જે કોઇ એક મનુષ્યને દુઃખ આપ્યા વિના વિષયોની પ્રાપ્તિ થતી નથી.

त्यों हि विषयोंमें प्रानीहिंसा होत बहुबेर ।
ऐसे जग द्रश्य जहँ तहँ दरसात हैं ॥
पुनि वह हिंसाके अपार दोषदर्शनतें ।
होत दुःख तासों जो त्वरित जन्म पात है ॥
वह उपराम यह सांख्यशास्त्रकेसु मत ।
"उत्तमांभ" अभिधाना तुष्टि कहलात है ॥
नित्या ओर कर्त्री यों प्रकृति है उभयरूप ।
पुरुष अकर्त्ता ओर भोक्ता सरसात है ॥ ३६ ॥

એમજ વિષયોને પ્રાપ્ત કરવા માટે ઘણીવાર પ્રાણીની હિંસા કરવી પડે છે એવાં દ્રશ્ય જગત્‌માં જ્યાં ત્યાં દેખાય છે, એ હિંસામાં દોષ દર્શનથી ઉત્પન્ન થતી જે ઉપરામ અવસ્થા તે સાંખ્ય શાસ્ત્રના મતથી "ઉત્તમાંભ" નામની તુષ્ટિ કહેવાય છે. હવે હે પ્રિય યાદવ! પ્રકૃતિ નિત્યા અને કર્ત્રી એ રીતે બે પ્રકારની છે. પુરૂષ અકર્ત્તા અને ભોક્તા છે.

दोहा.

उभय भेद अब पुरुषके, सुनु यादव! सुखधाम ।
सांख्य शास्त्रमें सिद्ध है, मुक्त--अमुक्त--सुनाम ॥ ३७ ॥

હે યાદવ! તે પુરૂષ સાંખ્ય શાસ્ત્રમાં મુક્ત અને અમુક્તના ભેદથી બે પ્રકારનો છે

प्रकृति पुरुषमें भिन्नता, जानि यथारथ जोहि ।
सकल वासनासों रहित, मुक्त पुरुष है वोहि ॥ ३८ ॥

પ્રકૃતિ અને પુરૂષ વિષયક વિવેક ખ્યાતિવાળો અને સર્વ વાસનાથી રહિત તે મુક્ત કહેવાય છે.

जिहि उर है जगवासना, प्रकृति रचित संसार ।
अनुभवकर्त्ता पुरुष जो, वह अमुक्त निरधार ॥ ३९ ॥

જેને પ્રકૃતિ પુરૂષ વિષયક વિવેકખ્યાતિ નથી અને જે પ્રકૃતિએ રચેલ સંસારનો અનુભવ કર્ત્તા હોય તે "અમુક્ત પુરૂષ" કહેવાય છે.

बहुरि प्रकृति सान्निध्यसों, पुरुषमें जु कर्तृत्व ।
दिखातहै वह वस्तुतः, प्रकृति धर्मको तत्त्व ॥ ४० ॥

વળી પ્રકૃતિના સાન્નિધ્યથી પુરૂષમાં જે કર્તૃત્વ ભાસે છે તે ખરીરીતે પ્રકૃતિનો ધર્મ છે.

पुरुषधर्म नहि--तदपि जो, "चेतनकारक मैंहि" ।
ऐसी प्रतीति होत सो, भ्रान्तिमात्र गिन लेहि ॥ ४१ ॥

પુરૂષ ધર્મ નથી, છતાં હું ચેતન કાર્યને કરૂંછું એવી જે પુરૂષમાં પ્રતીતિ થાય છે તે ભ્રાન્તિ માત્ર છે એમ સાંખ્યવાદીઓ કહે છે.

प्रकृति अचेतन वास्तविक, पाइ पुरुष सान्निध्य ।
चेतनरूप दिखातहै, सांख्य करत यों सिद्ध ॥ ४२ ॥

વળી વાસ્તવિકરીતે પ્રકૃતિ અચેતન ( જડ ) છે તે પુરૂષની સમીપતાથી ચૈતનરૂપા દેખાય છે એમ સાંખ્યશાસ્ત્ર માને છે.

पुनि ताके सिद्धान्तमें, सत्यकार्य यह वाद।
प्रकृति सत्य अर्थात् है, परंतु जो महदाद्य ॥ ४३ ॥

વળી એ સાંખ્ય સિદ્ધાન્તનો "સત્ય કાર્ય" વાદ છે. પ્રકૃતિ સત્યછે અને તેનાં કાર્યો પણ સત્ય છે પરંતુ જે મહદાદિ

है पदार्थ–तद्रूपसों, पावत है परिणाम।
उदाहरन उनको सुनहु, स्पष्ट संत सुखधाम ॥ ४४ ॥

પદાર્થો છે તે પ્રકૃતિનાજ પરિણામરૂપ છે. હે સંતજનો! એનું સ્પષ્ટ ઉદાહરણ શ્રવણ કરો.

"हरिगीत"

ज्यों मृत्तिकारुप घट स्वउद्भवकेजु आदि कालमें।
है मृत्तिका बिच ही तिरोहित कार्यकारण जालमें ॥
प्रादुर्भवानन्तर प्रकटरुप कम्बुग्रीवादिक लसे।
पैं वास्तविक आदि अवस्थामहँ तिरोहित घट बसे ॥ ४५॥

સાંખ્ય સિદ્ધાન્તમાં સત્કાર્ય વાદ મનાય છે અને તે એવી રીતે કે ઘટ ત્રણે કાળમાં સત્ય છે. પોતાની ઉત્પત્તિના પહેલાં મૃત્તિકામાં તિરોહિત રૂપે રહે છે અને ઉત્પત્તિ અનન્તર મૃત્તિકાથીજ પ્રાદુર્ભાવપણાને પામે છે તેમજ અન્તે મૃત્તિકામાં તિરોહિતભાવપણાને પામે છે. આવીરીતે તિરોહિત અને પ્રાદુર્ભાવરૂપ બે અવસ્થા સાંખ્ય સિદ્ધાન્તમાં પદાર્થોની હોય છે.

यों प्रकृतिमें महदादिरूप प्रपञ्च आच्छादित रहे।
होवे न द्रग्गोचर तबैं–पैं जबहि उद्भवकों लहे ॥
तब वह समस्त पदार्थ सबहि द्रष्टिपथपें आत हैं।
प्रत्यक्ष ओ अनुमान शब्द प्रमाण सांख्य ख्यात हैं ॥ ॥४६॥

એ રીતે પ્રકૃતિમાં મહદાદિરૂપ પ્રપંચ આચ્છાદિત ( તિરોહિત ) રહે છે. એ વખતે દ્રષ્ટિગોચર થતા નથી અર્થાત્ દેખાતા નથી, પરંતુ જ્યારે પ્રકૃતિથી મહદાદિ પ્રાદુર્ભાવને પામે છે ત્યારે પ્રતીત થાય છે. સાંખ્ય શાસ્ત્રમાં પ્રત્યક્ષ, અનુમાન અને શબ્દ એ રીતનાં ત્રણ પ્રમાણ કહેલાં છે.

उन सब प्रमाणोंसें प्रकृति पुरुषाजु ख्याति अन्यता।
तत् ख्याति द्वारा पुरुषकोंजु प्रमेयरुप कही सुफलता ॥
अध्यात्म अरु अधिभूत त्यों अधिदैव त्रिदुःख नसानजु।
है सांख्य नामक शास्त्र कर्त्ता मुनि कपिल भगवान जु ॥४७॥

એ સર્વ પ્રમાણોથી પ્રકૃતિપુરૂષા અન્યતાખ્યાતિ સિદ્ધ થાય છે અને એ ખ્યાતિદ્વારા પુરૂષને પ્રમેયરૂપ ફળ કહેલ છે. અધ્યાત્મ, અધિભૂત અને અધિદૈવ નામના ત્રણપ્રકારનાં દુઃખનો નાશ કરવા માટે સાંખ્ય નામનું શાસ્ત્ર છે, જેના કર્ત્તા ભગવાન્ કપિલ મુનિ છે.

षट्षष्टि उनकी कारिका साम्प्रत समय उपलब्ध है।
पुनि कपिलशिष्य परंपरामें "आसुरी" यों अभिध है॥
त्यों "पञ्चशिख" आचार्य ईश्वर कृष्ण आदि सुबहु भये।
विज्ञानभिक्षुक भाष्य सांख्याध्याय षट्पें लिख गये ॥४८॥

એ સાંખ્ય શાસ્ત્રની કપિલકૃત ६६ છાસઠ કારિકાઓ છે. વળી ભગવાન્ કપિલ મુનિના શિષ્યોની પરંપરામાં આસુરી, પંચશિખ તથા ઇશ્વર કૃષ્ણ ભટ્ટ આદિ ઘણા આચાર્ય થઈ ગયા છે અને વિજ્ઞાનભિક્ષુકે સાંખ્યના છ અધ્યાયનું ભાષ્ય લખેલ છે;

दोहा.

विचार द्रष्टिसों वही, है नहि कपिल प्रणीत।
अन्य काहुने रच दियो, कारन सुनहु उचित ॥ ४९ ॥

પરંતુ વિચારી જોતાં તે ષડધ્યાયનું સાંખ્ય દર્શન કપિલકૃત નથી કિન્તુ કોઇ અન્ય વિદ્વાનનું લખેલ દેખાય છે. તે વક્ષ્યમાણ કથનથી જણાશે.

**आद्य शंकराचार्यने, सूत्र भाष्यमें सार।**
**सांख्यवाद्‌खण्डननिमित्त, प्रकट्यो शुद्ध प्रकार ॥ ५० ॥**

શ્રીમાન્ આદ્ય શંકરાચાર્યે શાંકરભાષ્યમાં સાંખ્યવાદના ખંડન માટે સાંખ્ય શાસ્ત્રનાં વાકયો ઉધ્ધૃત કર્યાં.

**तब ताके प्रस्तावमें, ईश्वरकृष्णप्रणीत।**
**रखी कारिका पूर्वके,—पक्ष बिच सह प्रीत ॥ ५१ ॥**

તે વખતે ઇશ્વર કૃષ્ણ ભટ્ટે રચેલી કારિકા પૂર્વ પક્ષમાં રાખેલી છે.

**किन्तु सांख्य अध्याय षट्, तासों इकभी सूत्र।**
**श्रीशंकर आचार्यने, कियो न उध्धृत तत्र ॥ ५२ ॥**

પરંતુ સાંખ્યના ષટ અધ્યાયમાંહિના એક પણ સૂત્રને શ્રી શંકરાચાર્યે તે સ્થળે ઉધ્ધૃત કરેલ નથી.

**अथवा ग्रन्थान्तरनमें, सांख्य शास्त्र सम्बन्ध।**
**चर्चा प्रकरणमें वही, विरचत भये प्रबन्ध ॥ ५३ ॥**

બીજા વિદ્વાનોએ પણ પોતાના ગ્રન્થોમાં સાંખ્ય શાસ્ત્ર સબંધી ચર્ચા કરતી વખતે શ્રી શંકરાચાર્યની માફક

**पूर्वपक्षकी रीतसों, त्यों सिद्धान्त प्रकार।**
**उक्त सांख्यके सूत्रको, लियो नहीं आधार ॥ ५४ ॥**

પૂર્વપક્ષની રીતિએ અથવા સિદ્ધાન્ત કથનમાં ઉક્ત સાંખ્ય ષટ્ અધ્યાયના સૂત્રનો આશ્રય લીધો નથી.

**सांख्यशास्त्रमें ईशकों, कहत अन्यथा[1] सिद्ध।**
**करे न निर्व्याघात यह, कपिल तुल्य मुनि इद्ध ॥५**

---

[1] वर्तमानकालिकसांख्य दर्शनस्य पञ्चमाऽध्याये ईश्वरस्यैकादशसूत्रै रन्यथासिद्धत्वं द्योतितम् तानि सूत्राणि च। नेश्वराधिष्ठिते फल निष्पत्तिः ॥ १ ॥ कर्मणा तत्सिद्धेः ॥ २ ॥ स्वोपकारादधिष्ठानं लोकवत् ॥ ३ ॥

સાંખ્ય શાસ્ત્રમાં ઇશ્વરને અન્યથા સિદ્ધ કહેલ છે, એવો નિન્દનીય આઘાત ભગવાન્ કપિલ જેવા પૂજ્ય મુનિ કદિ કરે નહિ.

यदि जैमिनी आचार्यने, पूर्वमिमांसा बिच ।
ईश्वरचर्चा की नही, सरस वाक्य जल सींच ॥ ५६ ॥

જો કે જૈમિની આચાર્યે પૂર્વમીમાંસામાં સરસ વાક્યરૂપી જળને સીંચી ઇશ્વર સમ્બંધી ચર્ચા કરીજ નથી.

तदपि निरीश्वरवादी वह, काहुविध कहलात ।
ऐसी शंका योग्य नहि, क्यों कि उन्हे अवदात ॥ ५७ ॥

તો પણ એ નિરીશ્વરવાદી ( ઇશ્વરને નહિ માનનાર ) કહેવાશે એવી શંકા કોઇ પણ રીતે યોગ્ય નથી. કારણ કે એમણે શુદ્ધ પણે

इन्द्र आदि–विष्णुप्रभृति, सुरप्रति अति सद्भाव।
प्रकट कियो निज ग्रन्थमें, वह प्रभुवाद प्रभाव ॥ ५८ ॥

---

लौकिकेश्वरवदितरथा ॥ ४ ॥ पारिभाषिको वा ॥ ५ ॥ न रागादृते तत्सिद्धिः प्रतिनियतकारणत्वात् ॥ ६ ॥ तद्योगेऽपि न नित्यमुक्तः ॥ ७ ॥ प्रधानशक्ति श्चेत् सङ्गापत्तिः ॥ ८ ॥ सत्तामात्राच्चेत् सर्वैश्वर्यम् ॥ ९ ॥ प्रमाणाभावान्न तत्सिद्धिः ॥ १० ॥ सम्बन्धाभावान्नानुमानम् ॥ ११ ॥ श्रुतिरपि प्रधान कार्यत्वस्य ॥ १२ ॥

प्रथमसांख्यतत्त्वोपदेशश्च भगवता कपिलेन स्वशिष्यायासुरये कृतः। अयं चोपदेशो न निबन्धरूपः किन्तु श्रवणेन श्रुतः।अनेनासुरिमुनिना पञ्चशिखाय सांख्यतत्त्वोपदेशः कृतः। अयमपि न निबन्धरूपः। किन्तु षष्ठितन्त्रप्रणेता पञ्च शिखाचार्य इति सांख्यतत्वकौमुद्या द्विसप्ततिकारिकाव्याख्यावसरे श्रीबालरामै रुक्तम्। तेन विज्ञायते च सांख्यशास्त्रे षष्ठितन्त्ररुपो हि मूलग्रंन्थः

ઇન્દ્ર આદિમાં અને વિષ્ણુ આદિ દેવો પ્રતિ અત્યન્ત સદ્ભાવ પોતાના ગ્રન્થમાં પ્રકટ કરેલો છે તેથી તે નિરીશ્વરવાદી ન કહી શકાય.

" हरिगीत "

मुनि जैमिनीका श्रौतकर्म प्रकाशका कर्तव्य था ।
चैतन्य प्रकटीकरणमें कछु ओर नहि मन्तव्य था ॥
वहुरि प्रगल्भ विचारका प्रारंभ उसने नहि किया ।
वह सांख्य कपिलप्रणीत नहि कोऊ विबुधने रच दिया॥५९॥

જૈમિની મુનિનું કર્તવ્ય શ્રૌતકર્મ પ્રકાશવાનું હતું, ચૈતન્ય પ્રકટીકરણમાં તેનું પરમ મન્તવ્ય ન હતું, વળી તે સાંખ્યદર્શનમાં કોઇ પ્રગલ્ભ વિચાર પણ નથી; જેથી એ છ અધ્યાયનું શાસ્ત્ર કપિલ મુનિનું રચેલ નથી પરંતુ કોઇ બીજા વિદ્વાને એમના નામથી રચેલું છે.

" मनोहर. "

कपिलमुनीने सांख्य शास्त्रके सिद्धान्त बिच ।
दुःखत्रय अभिघातपूर्वक निदानजु ॥
पुरुष प्रकृतिजन्य अन्यता विवेक ख्याति ।
तद्रुप जो अन्तरमें उद्भवित ज्ञानजु ॥
तासों मोक्षकी महान सिद्धि प्रतिपादित की ।
सांख्य सार याबिध कह्यो में सप्रमानजु ।
यादव ! ओ संतजन ! लीजियें विश्रान्ति अब ॥
श्रोता कहे धन्य गुरु करुनानिधानजु ॥ ६० ॥

કપિલ મુનિએ સાંખ્ય શાસ્ત્રના સિદ્ધાન્તમાં અધ્યાત્મ, અધિભૂત અને

ખ્યાતિરૂપ ઉદ્ભવેલું જે જ્ઞાન તેનાથી મોક્ષ કહ્યો છે. આ પ્રમાણે પ્રમાણ સહિત સાંખ્ય શાસ્ત્રનો સાર મેં તમોને કહ્યો. હવે હે યાદવ ! તથા સંતજનો ! તમે વિશ્રાન્તિ લ્યો. આ રીતે ગુરૂ રઘુનાથપુરીનાં વચન સાંભળી શ્રોતા જનો કહેવા લાગ્યા જે હે કરૂણાનિધાન ! આપશ્રીએ પરિશ્રમ લઇ સાંખ્ય સિદ્ધાંત કહ્યો તે માટે ઉપકારપૂર્વક આપશ્રીનો ધન્યવાદ માનીએ છીએ.

श्रीरघुवर श्रीमाधवजु, गुरुप्रसादकों पाइ ।
भई मयूख समाप्ति यह, मुदमंगल तें छाइ ॥

इतिश्रीमद्वेदान्ततीर्थ पंडित मायाराम
संग्रहीत श्रीसत्पुरुषचरित्रप्रकाशे सांख्य
मतनिरूपणं नाम त्रयोदशो मयूखः



श्रीगणेशाय नमः

# अथ चतुर्दशो मयूखः

दोहा.

**तदनन्तर रघुनाथपुरी, धरी सद्गुरुको ध्यान ।**
**योगशास्त्रगत विषयको, करन लगे व्याख्यान ॥ १ ॥**

ત્યારબાદ મહારાજ શ્રીરઘુનાથપુરીએ સદ્ગુરૂ નીલકંઠસ્વામીનું સ્મરણ કરી યોગ શાસ્ત્રના વિષયના પરિકથનનો પ્રારંભ કર્યો.

**यादवपुरी अरु संतजन, श्रोताको समुदाय ।**
**उन सबकों संबोधिकें, बोले रघु गुरुराय ॥ २ ॥**

પોતાના શિષ્ય યાદવપુરી તથા સંતજનો અને અન્ય શ્રોતાઓના સમુદાયને સંબોધીને ગુરૂ રઘુનાથપુરી બોલ્યા જે

**प्रानीके उद्धारहित, पतञ्जलि भगवान ।**
**योगशास्त्रकों रच गये, जो है विषय महान ॥ ३ ॥**

ભગવાન્ પતંજલિ મુનિ સમગ્ર પ્રાણીના ઉદ્ધાર માટે યોગશાસ્ત્રની રચના કરી ગયા છે. એ યોગનો વિષય ઘણો ગહન છે.

**तदपि बुद्धि अनुसार मैं, कहौं कछुक यह काल ।**
**प्रथम सूत्र–प्रारंभ मैं, है लघु–अर्थ विशाल ॥ ४ ॥**

તો પણ હું મ્હારી બુદ્ધિ અનુસાર આ સમયે કંઈક કહું છું. યોગશાસ્ત્રના પ્રારંભમાં પહેલું સૂત્ર છે તો ન્હાનું, પરંતુ તેનો અર્થ વિશાળ છે.

**"अथ[1] अनुशासन योगका," तामें शब्द सुयोग ।**
**"चित्त[2] वृत्तिसुनिरोध" यों, द्वितीय सूत्र विनियोग ॥ ५ ॥**

---

१ " अथ योगानुशासनम् " [ इति योगसूत्रम् ]
२ " योगश्चित्तवृत्तिनिरोधः "

યોગ શાસ્ત્રમાં યોગ શબ્દનો ચિત્તવૃત્તિનિરોધ એવો અર્થ કહેલો છે તેમાં પ્રથમ સૂત્ર અથ "યોગાનુશાસનમ્" છે અને બીજું સૂત્ર યોગ શબ્દના અર્થને કહેનારૂં "યોગશ્ચિત્તવૃત્તિનિરોધઃ" છે.

चित्तवृत्तिके पुनि कहे, पावन पञ्च प्रकार[1] ।
"प्रमाण" ओर "विपर्यय" जु, त्यों "विकल्प" निरधार॥५६॥

વળી તેમાં ચિત્તવૃત્તિના પાંચ પ્રકાર કહ્યા છે ૧ પ્રમાણ ૨ વિપર્યય ૩ વિકલ્પ

"निद्रा" ओर "स्मृति" बहुरि, तामें आदि प्रमान ।
सांख्यशास्त्र अनुसार त्रय, प्रत्यक्षादि[2] पिछान ॥ ५७ ॥

૪ નિદ્રા ૫ સ્મૃતિ. તેમાં પ્રમાણ વૃત્તિના સાંખ્ય શાસ્ત્ર અનુસાર પ્રત્યક્ષ, અનુમાન અને શબ્દ આ ત્રણ ભેદો છે.

जो है मिथ्या ज्ञान तिहि, कहत "विपर्यय[3]" नाम ।
वस्तु न होवे किन्तु जो, शब्द मात्र अभिराम ॥ ५८ ॥

જે મિથ્યાજ્ઞાન તેનું નામ વિપર્યય છે અને વસ્તુશૂન્ય

तदनुपाति प्रत्ययहुसों, जाकी होत प्रतीति ।
उनका नाम "विकल्प[4]" है, यही योगकी रीति ॥ ५९॥

શબ્દજ્ઞાનાનુ અનુપાતિ જે પ્રતીતિ થાય તેનું નામ "વિકલ્પ" છે.

अभाव प्रत्ययका करे, आलम्बन जो वृत्ति ।
"निद्रा[5]" उनका नाम है, जहँ नहि बाह्य प्रवृत्ति ॥ ६० ॥

બાહ્ય પ્રવૃત્તિ રહિત જે ચિત્તવૃત્તિ અભાવ પ્રત્યયનું અવલમ્બન કરે તેનું નામ નિદ્રા છે.

---

१ प्रमाणविपर्ययविकल्पनिद्रास्मृतयः (इति योगसूत्रम्)
२ प्रत्यक्षाऽनुमानाऽऽगमाः प्रमाणानि (योग सू०)
३ विपर्ययो मिथ्याज्ञानमतद्रूपप्रतिष्ठम् (इति योग सू०)
४ शब्दज्ञानानुपाती वस्तुशून्यो विकल्पः (योग सू०)
५ अभावप्रत्ययाऽऽलम्बनावृत्तिर्निद्रा (योग सू०)

हरिगीत.

अनुभव भयाहै आदिमें जो विषयविषयक प्रानीकों ।
तज्जनित जो संस्कार सुखदुःख ओर लाभ रु हानिको ॥
संस्कारमात्रजनित वृत्तिका "स्मृति[1]" अभिधान है ।
यह पञ्चवृत्तिनिरोध वोही योग मुक्तिनिदान है ॥ ॥ ६१॥

સુખાદિ વિષય વિષયક અનુભવજન્ય સંસ્કાર તેનાથી ઉત્પન્નથતું જે જ્ઞાન તેનું નામ "સ્મૃતિ" છે. આ પાંચ ચિત્તવૃત્તિનો જે નિરોધ તેનું નામ યોગ છે અને એ યોગ મુક્તિહેતુ છે.

दोहा.

वृत्तिनिरोध[2] उपाय अब, सुनहु संत! सद्भाग्य ।
यादव! इक अभ्यास पुनि, दूजा है वैराग्य ॥ ६२ ॥

હવે હે સદ્ભાગ્યશાળી સંતજનો અને યાદવ! ચિત્તવૃત્તિનિરોધનો ઉપાય શ્રવણ કરો. એમાં એક અભ્યાસ અને બીજો વૈરાગ્ય છે.

तत्त्व वस्तु सत्कार सह, चिर चितवत जो चित्त ।
उनकी जो द्रढ भूमि है, सो "अभ्यास[3]" उचित ॥ ६३ ॥

તત્ત્વવસ્તુને સત્કાર સહિત ચિત્ત દીર્ઘસમય પર્યન્ત ચિંતવે તેની જે દ્રઢ ભૂમિ તેનું નામ "અભ્યાસ" છે.

द्रष्टानुश्रुत विषयका, त्वरित होत जो त्याग ।
पतञ्जलि उनकों कहत, वशीकार[4] वैराग ॥ ६४ ॥

---

१ अनुभूतविषयाऽसम्प्रमोषः स्मृतिः (योग सू० )
२ अभ्यासवैराग्याभ्यां तन्निरोधः (योग सू० )
३ तत्रस्थितौ यत्नोऽभ्यासः । स तुदीर्घ कालनैरन्तर्यसत्कारासेवितो दृढभूमिः (योग सू० )
४ दृष्टाऽऽनुश्रविकविषयवितृष्णस्यवशीकारसंज्ञा वैराग्यम् ( यो० सू०)

શ્રુત અને દૃષ્ટ વિષયવિષયક તૃષ્ણા રહિત ચિત્તની જે અવસ્થા તેને ભગવાન્ પતંજલિ વશીકાર નામક વૈરાગ્ય કહે છે.

पुनि वह पर ओ अपर यों, पावत उभय प्रकार ।
तामें अपर विरागके, भेद स्पष्ट है चार ॥ ६५ ॥

વૈરાગ્ય પર અને અપર ભેદથી બે પ્રકારનો છે. આ વશીકાર વૈરાગ્ય અપર વૈરાગ્યનો ચોથો ભેદ છે. વશીકારના પહેલાં વૈરાગ્યની અન્ય ત્રણ અવસ્થાઓ છે.

यतमान रु व्यतिरेक त्यों, एकेन्द्रिय वशीकार ।
सुनहु अर्थ संक्षेपसों, है योगांग अपार ॥ ६६ ॥

એક યતમાન, બીજો વ્યતિરેક, ત્રીજો એકેન્દ્રિય અને ચોથો વશીકાર. હે યાદવ ! હવે એ અપર વૈરાગ્યના ચાર પ્રકારના અર્થ સંક્ષેપથી કહું છું તે સાંભળો. યોગનાં અંગ અપાર છે.

मनोहर.

राग आदि दोष चित्तवृत्तिमें रहनहारे ।
इन्द्रिय प्रवर्त होत तासों विषयनमें ॥
रुकना उन्हीकों "यतमान" वो प्रयत्नात्मक ।
त्योंहि दोष कितने है पक्कापक्कपनमें ॥
उनको विचार करि पक्क राग आदि दोष ।
काषायावधारण बिषयक यतनमें ॥
होना जो प्रवर्त सो विराग "व्यतिरेक" नाम ।
देख्यो हमे स्पष्ट वो कितेक योगी जनमें ॥ ६७ ॥

ચિત્તવૃત્તિના જે રાગ આદિ દોષ છે તેનાથી ઇન્દ્રિયો વિષયમાં પ્રવર્ત થાય છે, એ ઇન્દ્રિયોને ઉક્ત વિષયથી રોકવી તે પ્રયત્નાત્મક "યતમાન" નામનો વૈરાગ્ય કહેવાય છે. તેમજ કેટલા દોષ પકવ અને કેટલા અપકવ છે. તેમાં પરિપકવ થએલા રાગાદિ કાષાયોનાં અવધારણ વિષયક જે યત્ન તે "વ્યતિરેક" નામનો વૈરાગ્ય છે.

इन्द्रियोंकी विषयविषयनी प्रवर्तना जो ।
ताके असामर्थ्यसों जो पक्क दोष मनमें ॥
निवृतित रखना महान उत्साहहूसों ।
"एकेन्द्रिय" नाम सो विराग यतिगनमें ॥
त्योंहि यह लोक ओर परलोकके जो भोग ।
तद्विषयिनी वासना अभावपनमें ॥
होवे सिद्ध तबही विराग "वशीकार" जाके ।
तीव्र--मन्द आदि घने भेद सुग्रन्थनमें ॥ ६८ ॥

ઇન્દ્રિયોની વિષય સબંધી પ્રવર્તનાના અસામર્થ્યથી રાગ આદિ દોષનું મનમાંથી જે નિવૃત્ત થવું અને એ નિવૃત્ત થએલી અવસ્થાને મહાન્ ઉત્સાહથી વ્યવસ્થિત રાખવી તે યતિઓના સમુદાયમાં "એકેન્દ્રિય" નામનો વૈરાગ્ય કહેવાય છે. તેમજ આ લોક અને પરલોકના જે ભોગ તત્સંબંધી જે વાસના તેનો જ્યારે નાશ થાય ત્યારે "વશીકાર" નામનો વૈરાગ્ય ઉદયને પામેછે. વૈરાગ્યના તીવ્ર અને મન્દ આદિ ઘણા ભેદો યૌગિક પુસ્તકોમાં લખેલા છે.

"हरिगीत"

जो पुरुष प्रकृति अन्यताख्याति समजकें गुनमयी ।
उनकोभी त्याग करे--लहत वह पर[1] विराग महा जयी ॥
अभ्यास ओ वैराग्यजन्यसु योग जो कहलात है ।
वो द्विविध--संप्रज्ञात इक-दूजा असंप्रज्ञात है ॥ ६९ ॥

જે પુરુષપ્રકૃતિઅન્યતાખ્યાતિને ગુણવાળી સમજી તેનો પણ ત્યાગ કરે તે પર વૈરાગ્ય કહેવાય છે. આ અભ્યાસ અને વૈરાગ્યથી યોગ ઉત્પન્ન થાયછે તે બે પ્રકારનો છે. એક સંપ્રજ્ઞાત યોગ અને બીજો અસંપ્રજ્ઞાત યોગ.

" मनोहर. "

तामें योग संप्रज्ञात--इक वितर्कानुगत[2] ।
आनन्दानुगत ओर अस्मितानुगत है ॥

1 तत्परं पुरुषख्यातेर्गुणवैतृष्ण्यम् । (इति यो० सू०)
२ वितर्कविचाराऽऽनन्दास्मितारूपानुगमात्सम्प्रज्ञातः ( यो० सू० )

विचारानुगत यों प्रसिद्ध है प्रकार चार ।
ऐसा भगवान पतञ्जलिका सुमत है ॥
सवितर्क--निर्वितर्क--सविचार--निर्विचार ।
यही ग्राह्य आलम्बन चारों अविरत है ॥
ग्राह्य समापत्ति किंवा ग्राह्य समाधिको नाम ।
वोही आदि योग सदा धारण करत हैं ॥ ७० ॥

તેમાં સંપ્રજ્ઞાત યોગના ચાર પ્રકાર છે. એક વિતર્કાનુગત, બીજો વિચારાનુગત, ત્રીજો આનન્દાનુગત, અને ચોથો અસ્મિતાનુગત; એમ ભગવાન્ પતંજલિની માન્યતા છે. ઉક્ત ચાર પ્રકારના યોગના સવિતર્ક, નિર્વિતર્ક, સવિચાર અને નિર્વિચાર એ ચાર ગ્રાહ્ય આલંબન વાળા યોગ કહેવાય છે અને તેનું ગ્રાહ્ય સમાપત્તિ અથવા ગ્રાહ્ય સમાધિ એવું નામ પણ છે.

सवितर्क निर्वितर्क उभयको आलम्बन ।
स्थूल ग्राह्य--पञ्चभूत प्रभु प्रतिमादि है ॥
सविचार निर्विचार सूक्ष्मग्राह्य आलम्बन ।
जैसें पंच तन्मात्रादि सूक्ष्म ग्राह्यवादी है ॥
आनंदानुगत जो समाधि उनका सुनाम ।
ग्रहणसमापत्ति वा ग्रहण समाधि हैं ॥
सानंद ओ निरानंद ऐसे जो प्रकार द्वय ।
वोभी मात्र आनन्दानुगतकी उपाधि हैं ॥ ॥ ७१ ॥

સવિતર્ક અને નિર્વિતર્ક યોગનું આલંબન પંચભૂત તથા પ્રભુ પ્રતિમા આદિ સ્થૂલ ગ્રાહ્ય છે. અને સવિચાર તથા નિર્વિચાર યોગનું આલંબન પંચતન્માત્રા આદિ સૂક્ષ્મ ગ્રાહ્ય છે. આનન્દાનુગત નામનો જે સમાધિ છે તેનું બીજું નામ ગ્રહણ સમાપત્તિ અથવા ગ્રહણ સમાધિ છે. તેના સાનન્દ અને નિરાનન્દ એવા બે પ્રકાર છે તે પણ આનન્દાનુગતનાજ છે.

" हरिगीत "

आनन्द अनुगत योगका सत्त्वप्रधान अहंकृति ।
अरु कार्यभूतजु इन्द्रियन वह होत आलम्बनवती ॥
पुनि अस्मिताभिध योगभी द्वयभांतिको दिखलात है ।
जो सास्मिता रु निरस्मिता यों स्पष्ट अभिधा पातहै ॥ ७२ ॥

આનન્દાનુગત યોગના આલંબનરૂપે સત્ત્વગુણ પ્રધાન અહંકારનું કાર્ય ઇન્દ્રિયો હોય છે, વળી અસ્મિતાનુગત યોગપણ બે પ્રકારનો છે જે સાસ્મિતા અને નિરસ્મિતા એવાં નામને પ્રાપ્ત થાય છે

उनका समापत्ति ग्रहितृपूर्व यों अभिधान है ।
बहुरि ग्रहितृ समाधिसों उन योगकी पहिचान है ॥
यह योग आलम्बन अहंकृति बुद्धितत्त्व रु प्रकृति ।
या बिध सुनहु यादव! पतञ्जलियोगकी है पद्धति ॥ ७३ ॥

એ યોગનું ગ્રહિતૃસમાપત્તિ એવું નામ છે અને એ યોગ ગ્રહિતૃસમાધિ એવાં નામથી પણ ઓળખાય છે. એ યોગનું આલંબન અહંકાર બુદ્ધિતત્ત્વ અને પ્રકૃતિ છે. હે યાદવ ! સાંભળો, આ રીતે પતંજલિયોગની પદ્ધતિ છે.

" मनोहर. "

पञ्चभूत आदि आलम्बन परिपक्वताकी ।
तदाकार भावना हृदयमें स्फुरत है ॥
तब सवितर्क आदि योग सब सिद्ध होत ।
वोही नाम संप्रज्ञात समाधि धरत है ॥
ग्राह्य ओ ग्रहण त्यों ग्रहितृ समापत्ति स्पष्ट ।
चार-द्वय-द्वय-मिल अष्टधा करत है ॥
सबीज समाधि-सविषयक समाधि यह ।
यों हि पतञ्जलि योगाचार्य उच्चरत है ॥ ७४ ॥

પંચભૂતાદિ જે આલંબન તેના પરિપકવપણાની તદાકાર ભાવના જ્યારે હૃદયમાં સ્ફુરે છે ત્યારે સવિતર્ક આદિ સમગ્ર યોગ સિદ્ધ થાય છે અને એજ યોગ "સંપ્રજ્ઞાત સમાધિ" એવું નામ ધારણ કરે છે. ગ્રાહ્ય, ગ્રહણ અને ગ્રહિતૃ સમાપત્તિ પણ સંપ્રજ્ઞાત યોગનુંજ નામ છે. વિતર્કાનુગત આદિ યોગો સશબ્દ અને નિઃશબ્દનાં મિલનથી આઠ પ્રકારના થાય છે. એજ સબીજ સમાધિ અથવા સવિષયકસમાધિ ગણાયછે એમ યોગાચાર્ય પતંજલિ મુનિ કહે છે.

" हरिगीत. "

मृदु[1]-मध्य-तीव्र संवेग बहुविध योग संप्रज्ञात है,
जाकी सुगम सिद्धि अपर वैराग्यसों विख्यात है ॥
श्रद्धा[2] रु वीर्य स्मृति–प्रभु प्रणिधान साधन सिद्ध है ।
यह योग संप्रज्ञात कारक मुक्तिको जु प्रसिद्ध है ॥ ७५ ॥

સંપ્રજ્ઞાત યોગ મૃદુ, મધ્ય, તીવ્ર અને સંવેગ આદિ અનેક પ્રકારનો છે. જેની સિદ્ધિ અપર નામના વૈરાગ્યથી સુગમ છે. અને શ્રદ્ધા, વીર્ય, સ્મૃતિ અને પ્રભુ પ્રણિધાન એ પણ સંપ્રજ્ઞાત યોગનાં સિદ્ધ થએલાં સાધન છે. અને એજ સંપ્રજ્ઞાત યોગ પરંપરયા મુક્તિ આપનાર છે.

पुनि क्लेश[3]–कर्म–विपाक आशयसों रहित जो शुद्ध है ।
वह पुरुष ईश्वर नाम वाचक प्रणव[4] अतिही विशुद्ध है ॥
प्रणवार्थके अनुसार चिन्तन ईशका दिनरात है ।
प्रणिधान ईश्वरका वही–यह योगमहँ कहलात है ॥ ७६ ॥

વળી કલેશ, કર્મ, વિપાક, અને આશયથી રહિત જે શુદ્ધ છે એજ પુરૂષનું નામ ઇશ્વરછે અને તેનો અત્યંત પવિત્ર પ્રણવ વાચકછે. તે પ્રણવના અર્થ અનુસાર ઇશ્વરનું જે ચિન્તન તેનું નામ યોગશાસ્ત્રમાં ઇશ્વરપ્રણિધાન કહેવાય છે.

---

१ मृदुमध्याधिमात्रत्वात्ततोऽपि विशेषः ।
२ श्रद्धावीर्यस्मृतिसमाधिप्रज्ञापूर्वकमितरेषाम् ।
३ क्लेशकर्मविपाकाशयैरपरामृष्टः पुरुषविशेष ईश्वरः ।
४ तस्य वाचकः प्रणवः । इति यो० सू०

" मनोहर. "

क्लेश अविद्यादि पञ्च–कर्म शुक्ल कृष्ण आदि ।
शुभाशुभ फल नाम उनको विपाक है ॥
आशयको अर्थ वासना है योगशास्त्र बिच ।
महा योगवृत्तिमें जो बाधक सदा कहे ॥
ईश प्रणिधानसों अनेक विघ्न नष्ट होत ।
ऐसो प्रणिधानको प्रबल परिपाक है ॥
जैसें खरदूषणादि दानवके वृन्दपर ।
राघव सु रामचन्द्रजुकी वीरहाक है ॥ ७७ ॥

અવિદ્યા આદિ પાંચ ક્લેશ કહેવાય છે. શુક્લ તથા કૃષ્ણ નામનાં બે કર્મ છે. શુભ તથા અશુભ એમ બે પ્રકારનાં ફળ છે અને તેનું નામ વિપાક છે. યોગશાસ્ત્રમાં આશયનો અર્થ વાસના છે કે જે યોગમાં નિરન્તર બાધ કરનારી હોય છે. ઈશ્વર પ્રણિધાનથી અનેક વિઘ્નો નાશ પામે છે એવો તેનો પ્રબલ પ્રતાપ છે. જેમ ખર દૂષણ આદિ દાનવો પર રઘુકુલદીપક રામચન્દ્રની વીરહાક પ્રબળ હોય છે તેમ ઈશ્વર પ્રણિધાનરૂપ યોગ પણ અવિદ્યાદિ ક્લેશોનો નાશક છે.

व्याधि[1] अकर्मण्यता रु संशय प्रमाद त्योंहि ।
आलस अविरति जो मति मुरझावे है ॥
भ्रान्ति ओर दर्शन अलब्धभूमिकत्व पुनि ।
अनवस्थितत्व दुःख योगकों दुरावे है ॥
दौर्मनस्य ओर अंग एजत्व त्यों श्वास अरु ।
प्रश्वासादि अगणित विघन कहावे है ॥
प्रणवके वाच्य ईश प्रणिधानहूसों वह ।
सकल विकल ह्वैकें सद्य लय पावे है ॥ ७८ ॥

1 व्याधिस्त्यानसंशयप्रमादाऽऽलस्याऽविरतिभ्रान्तिदर्शनाऽलब्धभूमिकत्वाऽनवस्थितत्वानि चित्तविक्षेपास्तेऽन्तरायाः । इति यो० सू०

મતિને મુંઝાવનારા અને યોગને ઢાંકી દેનારા વ્યાધિ, અકર્મણ્યતા, સંશય, પ્રમાદ, આળસ, અવિરતિ ભ્રાન્તિદર્શન, અલબ્ધભૂમિકત્વ, અનવસ્થિતત્વ, દુઃખ, દૌર્મનસ્ય, અંગેજત્વ ( અંગ પ્રકંપ ), શ્વાસ અને પ્રશ્વાસ આદિ અગણિત વિઘ્નો કહેવાય છે અને તે સર્વ પ્રણવવાચ્ય ઇશ્વરના પ્રણિધાનથી વિકળ બની તુરત લયને પ્રાપ્ત થાય છે.

यातें ईशतत्त्वको अभ्यास अति आवश्यक ।
जातें होत सुगम सदैव योगसाधना ॥
चित्त जब निर्विचार[1] वैशारद्य अवस्थाकों ।
प्राप्त होत तब आवे काहू बिध बाध ना ॥
वोहि घटि अध्यात्म प्रसन्नताकी प्राप्ति होत ।
समाहित चित्तकी अवस्था यह राधना ॥
अनन्तर ऋतंभरा[2] नाम प्रज्ञा जन्म लेत ।
या बिध कृतिसों योगविषय अगाध ना ॥ ७९ ॥

એટલામાટે ઈશિતત્ત્વનો અભ્યાસ અત્યંત આવશ્યક છે, જેનાથી યોગ સિધ્ધ થાય છે. જ્યારે ચિત્ત નિર્વિચાર વૈશારદ્ય અવસ્થાને પ્રાપ્ત થાય ત્યારે કોઈ પ્રકારે યોગ સાધનામાં બાધ આવતો નથી. એજ ઘડીએ અધ્યાત્મ પ્રસન્નતાની પ્રાપ્તિ થાય છે. અધ્યાત્મ પ્રસન્નતા એ સમાહિત ચિત્તની સુન્દર અવસ્થા છે. ત્યારબાદ ઋતંભરા નામની પ્રજ્ઞા થાય છે. આ રીતની કૃતિથી અગાધ એવો યોગ વિષય સુગમ થઇ જાય છે.

दोहा.

ऋतंभरा प्रज्ञा अरु, विदित सु पर वैराग्य ।
योग असंप्रज्ञातके, हे साधन सद्भाग्य ॥ ८० ॥

હે ભાગ્યશાળી શિષ્ય યાદવ ! પરમ પ્રસિધ્ધ પર નામનો વૈરાગ્ય અને ઋતંભરા નામની પ્રજ્ઞા અસંપ્રજ્ઞાત યોગનાં સાધન છે.

---

१ निर्विचारवैशारद्येऽध्यात्मप्रसादः । २ ऋतुम्भरा तत्र प्रज्ञा ॥
इति यो० सू०

जो निर्बीज समाधिके, उत्पादक द्वय होत ।

आदि योग व्युत्थानकी, संस्कृतिको लय होत ॥ ८१ ॥

જે બે (ઋતંભરા પ્રજ્ઞા અને પર વૈરાગ્ય) નિર્બીજ સમાધિના ઉત્પાદક બને છે અને આદિ યોગ ( સંપ્રજ્ઞાત ) ના વ્યુત્થાનની સંસ્કૃતિ ( સંસ્કાર ) નો જેનાથી લય થાય છે

निर्विकल्प सुसमाधिके, उत्पादक संस्कार ।

उनसों उद्भव लहत है, हृद्याकाश मँझार ॥ ८२ ॥

અને એ સંસ્કારના લયથી હૃદયાકાશમાં નિર્વિકલ્પ સમાધિના ઉત્પાદક સંસ્કાર ઉદ્ભવ પામે છે.

हरिगीत.

पुनि निर्विकल्प समाधिमें, उद्भूत निरोधक संस्कृति ।

पूर्वोक्त द्वय संस्कारकी प्रतिपद् बनत बाधक अति ॥

यद्यपि निरोधावस्थितिमें संस्कृति तत्कालिका ।

वह संस्कृतिका सत्त्व नहि सत्त्व प्रतच्छ प्रणालिका ॥ ८३ ॥

વળી નિર્વિકલ્પ સમાધિમાં ઉત્પન્ન થએલા જે નિરોધક સંસ્કાર તે પૂર્વોક્ત ઋતંભરા પ્રજ્ઞા તથા પર વૈરાગ્ય એ બન્નેના સંસ્કારના પ્રતિપદ ( પગલે પગલે ) બાધક બને છે. જો કે નિરોધાવસ્થામાં તત્કાલિક જે સંસ્કાર તેનું પ્રત્યક્ષ થતું નથી પરંતુ તે સમાધિમાં સંસ્કાર સત્ત્વ છે.

क्योंकि प्रतच्छ प्रमानकी सामग्री नहि वह समयमें ।

तदपि यहां व्युत्थानरूप अवस्थितिके उदयमें ॥

अनुमान होताहै निरोधावस्थिति संस्कारका ।

यातें सकल संस्कार वह अनुमेय नाम प्रकारका ॥ ८४ ॥

કારણ કે એ વખતે અર્થાત્ નિર્વિકલ્પ સમાધિમાં પ્રત્યક્ષ પ્રમાણની સામગ્રી હોતી નથી, તો પણ અહીં વ્યુત્થાન રૂપ અવસ્થાના ઉદયકાળમાં નિરોધાવસ્થાના સંસ્કારવિષયક અનુમાનથી સંસ્કાર સત્ત્વ વિષયિની અનુમિતિ થાય છે, માટે એ સર્વ સંસ્કાર અનુમેય છે.

"अनुष्टुप्"

निर्विकल्पसमाधिमें,[1] सर्व वस्तु निरोध है ।
असंप्रज्ञात नामा यों, समाधिको सुबोध है ॥ ८५ ॥

નિર્વિકલ્પ સમાધિમાં સર્વ વસ્તુનો નિરોધ હોય છે અને એનેજ અસંપ્રજ્ઞાત સમાધિ કહે છે.

मनोहर.

जाको चित्त अतिही समाहित है ताकों यह ।
पुण्यकी प्रबलतासों समाधि सुगम है ॥
चित्त है विक्षिप्त जाको ताके लिये योग बिच ।
पतञ्जलि निगदित निम्न त्रय क्रम है ॥
तप अरु स्वाध्याय त्यों ईशप्रणिधानरूप ।
क्रियायोगसों [2] समाधि भावना जनम है ॥
अविद्यादि पञ्चक्लेश[3] जासों अति सूक्ष्म होत ।
यादव! सुनहु ऐसो योगको नियम है ॥ ८६ ॥

જેમનું ચિત્ત અત્યંત સમાહિત છે તેને પુણ્યની પ્રબળતાથી આ સંપ્રજ્ઞાત સમાધિ સુગમ બને છે અને જેમનું ચિત્ત વિક્ષિપ્ત (વિક્ષેપવાળું) છે તેમને માટે યોગમાં પતંજલિ ભગવાને કહેલા નીચે પ્રમાણે ત્રણ ક્રમ છે. એક તપ, બીજો સ્વાધ્યાય અને ત્રીજું ઇશ્વર પ્રણિધાન આ ક્રિયાયોગથી સમાધિ ભાવનાનો જન્મ થાય છે અને એ સમાધિના ઉદ્‌ભવથી અવિદ્યા આદિ પંચ કલેશ અત્યંત સૂક્ષ્મ થાય છે. હે યાદવ! એવો ક્રિયાયોગનો સ્વભાવ છે.

---

१ तस्यापि निरोधे सर्वनिरोधान्निर्बीजः समाधिः ॥

२ तपःस्वाध्यायेश्वरप्रणिधानानि क्रियायोगः ।

३ अविद्याऽस्मितारागद्वेषाऽभिनिवेशाः पञ्च क्लेशाः ॥ इति यो० सू०

अनित्यमें नित्यबुद्धि अशुचिमें शुचि बुद्धि ।
दुःखमें जो सुखबुद्धि स्पष्ट दरसात है ॥
बहुरि अनात्मामें जो आत्मबुद्धि भासत है ।
वो अविद्या[1] नाम क्लेश महद् कहात हैं ॥
द्रग ओर दर्शनकी शक्ति इक आत्मतासी ।
होत है प्रतीत तब अस्मिता[2] द्रढात है ॥
राग[3] जो सुखानुशयी द्वेष[4] जो दुःखानुशयी ।
यादव! यों क्लेशकी कथा प्रसंगोपात्त है ॥ ८७ ॥

હે યાદવ! હવે પ્રસંગોપાત્ત પંચ કલેશની કથા તમોને કહું છું તે શ્રવણ કરો. અનિત્ય વસ્તુમાં નિત્યબુદ્ધિ, અશુચિ (અપવિત્ર) માં શુચિ બુદ્ધિ, દુઃખમાં સુખબુદ્ધિ અને અનાત્મામાં આત્મબુદ્ધિ જે ભાસે છે તે અવિદ્યા નામનો મહાન્ કલેશ કહેવાયછે. દ્રષ્ટિ અને દર્શનની શક્તિ જ્યાં એકાત્મ (એકરૂપ) જેવી પ્રતીત થાયત્યાં અસ્મિતા નામનો કલેશ દ્રઢતાને પામેછે. સુખાનુશયી (ક્ષણિક સુખને આપનાર) એ રાગ નામનો કલેશ અને દુઃખાનુશયી (દુઃખને દેનાર) એ દ્વેષ નામનો કલેશ ગણાય છે.

दोहा.

अनिष्ट वस्तुकी जहां, तीव्र अनिच्छा होत ।
अन्तिम क्लेश[5] लहे तहां, अभिनिवेश उद्योत ॥ ८८ ॥

જ્યાં અનિષ્ટ વસ્તુની તીવ્ર અનિચ્છા હોય ત્યાં અભિનિવેશ નામનો અન્તિમ (પાંચમો) કલેશ ઉદય પામે છે.

---

१ अनित्याऽशुचिदुःखाऽनात्मसुनित्यशुचिसुखाऽऽत्मख्यातिरविद्या ।
२ दृग्दर्शनशक्त्योरेकात्मतेवास्मिता ॥ ३ सुखाऽनुशयी रागः ४ दुःखाऽनुशयी द्वेषः ५ स्वरसवाही विदुषोऽपि तथाऽऽरूढोऽभिनिवेशः ।

इति यो० सू०

पञ्चक्लेशकी प्रसवभू,[1] लिखि अविद्या मात्र ।
जाके आश्रित बनत है, योगभ्रष्टता पात्र ॥ ८९ ॥

પંચક્લેશની જન્મભૂમિ કેવળ અવિદ્યાને કહેલી છે. જેના આશ્રયથી મનુષ્ય યોગભ્રષ્ટતાના પાત્ર થાય છે.

पुनि वह पांचों क्लेशके, भेदक चार प्रकार ।
प्रसुप्त–तनु--विच्छिन्न त्यों, अन्तिम कहत उदार ॥९० ॥

વળી એ પાંચ ક્લેશના ભેદક (ભેદ ઉપજાવનાર) ચાર પ્રકાર છે. ૧ પ્રસુપ્ત ૨ તનુ ૩ વિચ્છિન્ન અને ૪ ઉદાર કે જે અન્તિમ ભેદ કહેવાય છે.

क्लेश[2]ध्यानसों हेय वह, द्रष्टाद्रष्टोत्पत्ति ।
कारण कर्माशयहुकी, है मूलात्मक वृत्ति ॥ ९१ ॥

દ્રષ્ટ અને અદ્રષ્ટની ઉત્પત્તિના કારણ રૂપ અને કર્માશયની મૂલાત્મક વૃત્તિ રૂપ અવિદ્યા આદિ પાંચે ક્લેશ ધ્યાનથી હેય [તજવા યોગ્ય] કહ્યા છે.

जन्म–आयु[3]–अरु भोग यह, त्रय है कर्मविपाक ।
हेतुक पुण्य अपुण्यके, दुःखरूप परिपाक ॥ ९२ ॥

જન્મ, આયુ અને ભોગ એ ત્રણ કર્મવિપાક [કર્મનાં ફળ] છે કે જે પુણ્ય પાપના હેતુરૂપ અને અપાર દુઃખરૂપ છે.

बहुरि तापवर्धक अरु, करत सुद्रढ अज्ञान ।
दुःखद अमित संस्कारसों, वही सकलकों जान ॥ ९३ ॥

વળી એ ત્રણે કર્મ વિપાક ત્રય તાપની વૃદ્ધિ કરનાર અને અજ્ઞાનને અત્યંત દ્રઢ [મજબુત] બનાવનાર છે. હે શિષ્ય યાદવ ! અમિત સંસ્કારથી દુઃખદાયક એ સર્વ કર્મવિપાકને યથાર્થરીતે તમે જાણો.

---

१ अविद्याक्षेत्रमुत्तरेषुषां प्रसुप्ततनुविच्छिन्नोदाराणाम् २ क्लेशमूलः कर्माऽऽशर दृष्टाऽदृष्टजन्मवेदनीयः ॥ ३ सतिमूले तद्विपाको जात्यायुर्भोगाः ।
इति यो० सू०

जोलों दुःख[1] आवे नहीं, तोलों हेय उपाय ।
अनुदिन मतिबल योजिकें, करहु संतसमुदाय ! ॥ ९४ ॥

હે સંતસમુદાય ! જ્યાંસુધી દુઃખનું આગમન ન થાય ત્યાંસુધીમાં દુઃખની નિવૃત્તિના ઉપાય કરો.

द्रष्टा द्रश्य विवेक अब, सुनु यादव ! सुखधाम ।
देखत है सब पुरुष जो, उनको द्रष्टा नाम ॥ ९५ ॥

હે શિષ્ય યાદવ! હવે સુખના ધામ રૂપ દ્રષ્ટા અને દ્રષ્યનો વિવેક શ્રવણ કરો. જે દશ્યને જુએ છે તે "દ્રષ્ટા" છે

"मनोहर."

प्रकाशकक्रियास्थितिशीलभूतेन्द्रियात्मक ।
द्रश्य[2] है सकल संतजन ! पहिचानहु ॥
द्रष्टा अरु द्रश्यके संयोगको[3] जो हेतु वह ।
प्रकट अविद्या अभिधान क्लेश जानहु ॥
अविद्या अभावसों सँयोगको अभाव होत ।
जासों चित्तशक्ति पावे कैवल्य निधानहु ॥
यादव ! बहुरि अंग अष्ट[4] यह योगके है ।
उनके सुनाओं अब स्पष्ट अभिधान हु ॥ ९६ ॥

પ્રકાશક્રિયાસ્થિતિશીલ સત્વ રજ અને તમોરૂપ જે પંચભૂત તથા ઇન્દ્રિયાદિ એ સર્વ દશ્યછે. હે સંતજનો! એમ નિશ્ચય માનો. દ્રષ્ટા અને દ્રશ્યના સંયોગનો જે હેતુ તે અવિદ્યા નામનો પ્રકટ ક્લેશછે એમ આપ જાણો. અવિદ્યાના અભાવથી સંયોગનો અભાવ થાય છે અને એ સંયોગના અભાવથી ચિતિ શક્તિ કૈવલ્ય (મુક્તિ) ને પામે છે. હે શિષ્ય યાદવ ! વળી આ યોગનાં આઠ અંગ છે તેનાં સ્પષ્ટ નામ તમોને સંભળાવું છું.

---

१ हेयं दुःखमनागतम् । २ प्रकाशक्रियास्थितिशीलं भूतेन्द्रियात्मकं भोगाऽपवर्गार्थं दृश्यम् ॥ ३ द्रष्टृदृश्ययोः संयोगो हेयहेतुः । ४ यमनियमाऽऽसनप्राणायामप्रत्याहारधारणाध्यानसमाधयोऽष्टाङ्गानि ॥ इति यो० सू०

"घनाक्षरी"

यम ओ नियम पुनि आसन त्यों प्राणायाम ।
प्रत्याहार--धारणा ओ ध्यान--समाधि सुजान ॥
तामें अहिंसा रु सत्य--अस्तेय रु ब्रह्मचर्य ।
त्योंहि अपरिग्रह यों पञ्च यम[1] पहिचान ॥
शौच ओ संतोष--तप--स्वाध्याय सु नियममें[2] ।
अन्तिम है श्रेष्ठ अति ईश्वरको प्रणिधान ॥
अहिंसा प्रतिष्ठितसों काहूको न वैरभाव[3] ।
होवे सत्यनिष्ठ[4] सदा फलयुक्त क्रियावान ॥ ९७ ॥

યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ એ યોગનાં આઠ અંગ છે. તેમાં યમના પાંચ પ્રકાર છે. એક અહિંસા, બીજું સત્ય, ત્રીજું અસ્તેય (ચોરી ન કરવી), ચોથું બ્રહ્મચર્ય અને પાંચમો અપરિગ્રહ (કોઇ પાસેથી દાન ન લેવું). નિયમ પણ પાંચ પ્રકારનો છે. શૌચ, સંતોષ, તપ, સ્વાધ્યાય અને ઇશ્વર પ્રણિધાન. હે યાદવ ! અહિંસાપ્રતિષ્ઠિત થવાથી કોઈ સાથે વેરભાવ રહેતો નથી. સત્ય પ્રતિષ્ઠામાં ક્રિયા સફળ થાય છે.

दोहा.

सेवत जो अस्तेय[5] तिहि, प्राप्त होत सब रत्न ।
वीर्यलाभहित विदित है, ब्रह्मचर्यका[6] यत्न ॥ ९८ ॥

જે અસ્તેય નામના યમનું સેવન કરે છે તેને સમગ્ર રત્નની પ્રાપ્તિ થાય છે અને વીર્યના લાભને માટે બ્રહ્મચર્યરૂપી યત્ન આવશ્યક છે.

---

१ अहिंसासत्यास्तेयब्रह्मचर्यापरिग्रहा यमाः । २ शौचसंतोषतपस्वाध्यायेश्वरप्रणिधानानि नियमाः ॥ ३ अहिंसाप्रतिष्ठायां तत्सन्निधौ वैरत्यागः । ४ सत्यप्रतिष्ठायां क्रियाफलाऽऽश्रयत्वम् ॥ ५ अस्तेयप्रतिष्ठायां सर्वरत्नोपस्थानम् । ६ ब्रह्मचर्यप्रतिष्ठायां वीर्यलाभः ॥ इति यो० सू०

भूत भविष्यत् जन्मका, जासों होवत ज्ञान ।
अपरिग्रह[1]वृत्ति यही, मंगल देत महान ॥ ९९ ॥

જેનાથી ભૂત (થઇ ગએલા) અને ભવિષ્યત્ (થનારા) જન્મનું જ્ઞાન થાય તે અપરિગ્રહ નામનો યમ કહેવાય છે. એ અપરિગ્રહ વૃત્તિ મહાન્ મંગલને આપનારી બને છે. આ રીતે યમના પાંચ પ્રકાર કહ્યા.

लहत शौचसों[2] अन्यका, असंसर्ग उद्योत ।
बहुरि जुगुप्सा स्वांगकी, सत्त्व शुद्धि त्यों होत ॥ १०० ॥

હવે નિયમના પાંચ પ્રકારમાં પ્રથમ જે શૌચ છે તેનાથી અન્યનો અસંસર્ગ ઉદય પામે છે અર્થાત્ શૌચનું સેવન કરનાર કોઇનો સંસર્ગ કરતો નથી. અસંગ રહે છે. વળી એવા સંગ રહિત પુરૂષને પોતાના અંગની પણ જુગુપ્સા (અળખામણાપણું) થાય છે અને એ જુગુપ્સાથી સત્વની શુદ્ધિ થાય છે.

सत्त्वशुद्धिसों[3] उद्भवत, सौमनस्य सुखरूप[4] ।
पुनि उनसों एकाग्रता, उद्भव लहत अनुप ॥ १०१ ॥

એ સત્વ શુદ્ધિથી મનમાં પ્રસન્નતા ઉદ્ભવે છે અને તેનાથી ઉપમા ન આપી શકાય એવી એકાગ્રતા ઉદ્ભવ પામે છે.

" हरिगीत "

एकाग्रतासों इन्द्रियोंपें विजय पावत है यति ।
उन विजयसों पुनि आत्मदर्शनयोग्यता पावत अति ॥
सुनहु सकल श्रोता! सुखद यों योगका साम्राज्य है ।
यह शौच त्यागीके लियेभी सर्वदा अत्याज्य है ॥ १०२ ॥

એ એકાગ્રતાથી યોગી પુરૂષ ઇન્દ્રિઓ ઉપર વિજય મેળવે છે અને એ વિજયથી આત્મ દર્શનની યોગ્યતા પામે છે. હે સર્વ શ્રોતાજનો! આ રીતે યોગનું સુખદાયક સામ્રાજ્ય છે. ત્યાગીને માટે પણ ઉક્ત શૌચ નિરંતર અત્યાજ્ય ( નહિ તજવા યોગ્ય) છે.

---

१ अपरिग्रहस्थैर्येजन्मकथन्तासम्बोधः ॥ २ शौचात्स्वाङ्गजुगुप्सा परैरसंसर्गः ३ सत्त्वशुद्धिसौमनस्यैकाग्र्येन्द्रियजयाऽऽत्मदर्शनयोग्यत्वानि च ४ सन्तोषादनुत्तमः सुखलाभः ॥ इति यो० सू०

दोहा.

अर्पत अनुपम लाभकों, शंका विन संतोष ।
नष्ट करत तप निमिषमें, अशुद्धिके सब दोष ॥ १०३ ॥

સંતોષ નામનો નિયમ શંકા વગર અનુપમ લાભને અર્પણ કરે છે. તપ નામનો નિયમ નિમિષ માત્રમાં અશુદ્ધિના સર્વ દોષોને નષ્ટ કરે છે.

त्यों कायिक शुद्धि अरु, अणिमादिक जो अष्ट ।
सिद्धि है वह तपहुतें[1] सुगम होत है स्पष्ट ॥ १०४ ॥

તેમજ તે તપથી અણિમા આદિ અષ્ટ સિદ્ધિ પ્રાપ્ત થાય છે.

ईष्टदेव[2] स्वाध्यायसों, प्रतिदिन होत प्रसन्न ।
ईश्वरके प्रणिधानसों,[3] सिद्ध समाधि अनन्य ॥ १०५ ॥

સ્વાધ્યાયથી (મોક્ષ દાયક શાસ્ત્રોનાં અધ્યયનથી) પ્રતિદિન ઇષ્ટ દેવ પ્રસન્ન થાય છે અને ઇશ્વર પ્રણિધાનથી અનુપમ સમાધિ સિદ્ધ થાય છે. આ રીતે નિયમ નામે દ્વિતીય યોગાંગ જાણશો. હવે

सुखपूर्वक जो स्थैर्य है, उनका आसन[4] नाम ।
पद्म वीर अरु सिद्ध यों, अमित भेद अभिराम ॥ १०६ ॥

સુખપૂર્વક જે સ્થિરતા એનું નામ "આસન" છે અને તે યોગનું ત્રીજું અંગ છે. તેના પદ્મ, વીર અને સિદ્ધ આદિ અનેક ભેદ છે. જેમકે પદ્માસન, વીરાસન વગેરે.

श्वास ओर प्रश्वासकी, गतिको जो विच्छेद ।
उनकों "प्रणायाम[5]" सब, यतिवर कहत अखेद ॥ १०७ ॥

શ્વાસ અને પ્રશ્વાસની ગતિનો જે વિચ્છેદ (રોકવું) તેને સમગ્ર યોગીજનો ખેદરહિત "પ્રાણાયામ" નામનું ચોથું યોગાંગ કહે છે.

---

१ कायेन्द्रियसिद्धिरशुद्धिक्षयात्तपसः । २ स्वाध्यायादिष्टदेवतासम्प्रयोगः ।
३ समाधिसिद्धिरीश्वरप्रणिधानात् ॥ ४ स्थिरसुखमासनम् ॥
५ तस्मिन्सति श्वासप्रश्वासयोर्गतिविच्छेदःप्राणायामः॥ यो० सू०

पुनि उनके त्रय भेद है, एक "बाह्य[1]" अभिधान ।
त्योंही "आभ्यन्तर" द्वितीय, तृतीय "स्तंभ" पहिचान ॥१०८॥

એ પ્રાણાયામના ત્રણ ભેદછે. એક બાહ્ય, બીજો આભ્યન્તર અને ત્રીજો સ્તંભ.

"हरिगीत"

जो बाह्य वो रेचक रु पूरक नाम आभ्यन्तर वही ।
जो स्तंभ वह कुंभक सुनहु यादव! क्रिया यौगिक यही ॥
पुनि देश काल समेत संख्यासोंजु दीर्घ रु सूक्ष्मता ।
प्रत्येक प्राणायाम लहत स्वरूपसों द्रगविषयता ॥ १०९ ॥

જે બાહ્ય પ્રાણાયામ ( નાસિકાદ્વારા વાયુનું બહાર નિર્ગમન કરવું) એજ રેચક છે. જે આભ્યન્તર પ્રાણાયામ [બાહ્યવાયુને નાસિકા દ્વારા અંદર પુરવો] એજ પૂરક છે અને જે સ્તંભ પ્રાણાયામ(પ્રાણને હૃદય દેશમાં સ્થિર રાખવો)એજ કુંભક છે.હે યાદવ! આ યોગ સબંધી ક્રિયા તમે શ્રવણ કરો. ઉક્ત ત્રિવિધ પ્રાણાયામ દેશ અને કાળ સહિત સંખ્યાથી દીર્ઘતા અને સૂક્ષ્મતાને ધારણ કરેછે અને પ્રત્યેક પ્રાણાયામ સ્વરૂપથી દ્રગ વિષય બને છે અર્થાત્ દ્રષ્ટિ ગોચર થાયછે,

"मनोहर"

अभ्यासी पुरुष स्थित होइकें इकान्त स्थल ।
राखिकें जरासा तूल नासिका निकटमें ॥
रेचकसों वायु पुनि पहुचावे वहां तक ।
द्वादशांगुलिके परिमाण त्यों सुघटमें ॥
करे जब बाह्य वायु स्थिरताको कार्य तब ।
दीर्घ सूक्ष्म प्राणायाम आवत प्रकटमें ॥
आभ्यन्तर्वायु पहुचावे नाभिचक्र तब ।
दीर्घ सूक्ष्म आन्तरिक पूरक हो घटमें ॥ ११० ॥

---

[1] स तु बाह्याऽऽभ्यन्तरस्तम्भवृत्तिर्देशकालसंख्याभिः परिदृष्टो दीर्घसूक्ष्मः
यो० सू०

યોગના અભ્યાસી પુરૂષ એકાંત સ્થળે સ્થિત થઇ નાસિકાની નજીકમાં જરા રૂ રાખી રેચક પ્રાણાયામથી એ રૂ પર્યન્ત વાયુને પહોંચાડે, એ વાયુ બરાબર બાર આંગળ પરિમાણ જ્યારે બાહ્ય સ્થિરતાનું કાર્ય કરે ત્યારે બાહ્ય દીર્ઘ સૂક્ષ્મ પ્રાણાયામ થાય છે અને એજ રીતે પૂરક પ્રાણાયામથી જ્યારે આભ્યન્તર વાયુ નાભિચક્ર પર્યન્ત પહોંચાડે ત્યારે આભ્યન્તર દીર્ઘસૂક્ષ્મ પ્રાણાયામ સિદ્ધ થાય છે.

जानुके उपरि चारों ओरही फिराई हस्त ।
समय लगे जो इक चुटकी बजानेमें ॥
मात्रा वो कहात प्राणायाममें बढाई उन्है ।
छत्तीसलों रहे जब वही स्थैर्य पानेमें ॥
तब दीर्घ सूक्ष्म प्राणायाम नाम सिद्ध होत ।
पुनि ऊर्ध्व प्राण नाम वायुके चढानेमें ॥
उद्घात प्राणायाम स्पष्टही कहावत है ।
दबाई अपान वायु प्रानके स्थिरानेमें ॥ १११ ॥

જાનુના (ગોઠણના) ઉપર ચારે તરફ હાથ ફેરવી એક ચપટી વગાડવામાં જેટલો સમય લાગે તેટલા સમયની એક માત્રા ગણાયછે. પ્રાણાયામમાં એ માત્રાને વધારી છત્રીશ માત્રા સુધી જ્યારે સ્થિરતાની પ્રાપ્તિ થાય ત્યારે એક દીર્ઘસૂક્ષ્મ પ્રાણાયામ સિદ્ધ થાય છે. વળી પ્રાણવાયુને ઉંચે ચઢાવવામાં અપાન વાયુને દબાવી પ્રાણવાયુની સ્થિરતા કરવાથી ઉદ્ઘાત પ્રાણાયામ કહેવાય છે.

दोहा.

द्वादश मात्राको समय, उनमें है अति इष्ट ।
क्रम यों प्राणायामके, अनेक है उपदिष्ट ॥ ११२ ॥

એ ઉદ્ઘાત પ્રાણાયામમાં બાર માત્રાનો સમય સ્થિરતા માટે અતિ ઇષ્ટ છે. હે યાદવ! આ રીતે પ્રાણાયામના ક્રમ અનેક પ્રકારે યોગાચાર્યે ઉપદેશેલા છે.

नासिकाग्रसों वायु जब, द्वादश अंगुलि जात ।
तब रेचकस्थिर नामको, प्राणायाम कहात ॥ ११३ ॥

જ્યારે નાસિકાના અગ્રભાગથી વાયુ બાર આંગળ નીચે જાય ત્યારે સ્થિર રેચક નામનો પ્રાણાયામ કહેવાય છે.

छत्तीसमात्रालों रहे, अन्तर्वायु स्थिर ।
तब कुंभक स्थिर नामको, प्रणायाम प्रवीर ॥ ११४ ॥

હે બુદ્ધિબળયુક્ત યાદવ ! જ્યારે છત્રીશ માત્રા પર્યન્ત આભ્યન્તર્વાયુ સ્થિર રહે ત્યારે સ્થિર કુંભક નામનો પ્રાણાયામ જાણવો.

रेचक ओ पूरक सहित, जबही कुंभक होत ।
लहत सहित कुंभक तबैं, योग समय उद्योत ॥ ११५ ॥

જ્યારે રેચક અને પૂરક અપેક્ષિત કુંભક સ્થિર થાય છે તેને સાપેક્ષિત કુંભક પ્રાણાયામ કહે છે.

रेचक पूरक रहित जब, हियमें वायुनिरोध ।
केवल कुंभक होत तब, दूर करत अवरोध ॥ ११६ ॥

જ્યારે રેચક અને પૂરકની અપેક્ષા રહિત હૃદયમાં વાયુનો નિરોધ થાય ત્યારે કેવલ કુંભક નામનો પ્રાણાયામ ગણાય છે કે જે સર્વ પાપોને દૂર કરે છે.

" हरिगीत. "

अभ्यास प्राणायामको मनकों सदा स्थिर करत है ।
इन्द्रिय रु तद्विषयी सबंधक भाव सब संहरत है ॥
मन[1] तुल्य स्थिरता इन्द्रियोंकी होतहै यह रीतसों ।
वशीभूत इन्द्रियगन अवश्य बने समाहित चित्तसों ॥११७॥

હે યાદવ! પ્રાણાયામનો અભ્યાસ મનને નિરન્તર સ્થિર કરે છે તેમજ ઇન્દ્રિય વિષયિની ભાવનાનો નાશક છે. આ પ્રાણાયામ યોગથી મનની પેઠે ઇન્દ્રિયોની પણ સ્થિરતા થાયછે. સમાહિત ચિત્તથી ઇન્દ્રિયોનો સમુદાય અવશ્ય વશીભૂત બનેછે.

---

1 धारणासु च योग्यता मनसः । यो० सू०

पुनि उन अवस्थाको प्रकट अभिधान "प्रत्याहार"[1] है ।
इन्द्रिय सुयश उनसोंहि होवत यह प्रसिद्ध प्रकार है ॥
नासाग्र किंवा हृत्कमलबिच कहँ हि चित्त रुकात है ।
अभिधान उनको "धारणा[2]" धारण विधान कहात है ॥ ११८ ॥

જ્યારે સમાહિત ચિત્તથી ઇન્દ્રિયગણ વશ થાય ત્યારે એ અવસ્થાનું નામ "પ્રત્યાહાર" કહેવાય છે. એ પ્રત્યાહારથી ઇન્દ્રિયો સારી રીતે વશ બનેછે એ યોગ પ્રકાર પ્રસિદ્ધ છે. નાસિકાના અગ્રભાગમાં અથવા હૃદય કમળમાં કિંવા અંગના કોઇ એક સ્થળમાં ચિત્તને સ્થિર રાખવું તેનું નામ "ધારણા" કહેવાય છે.

चित्तवृत्ति ध्येयाकार जब एकाग्रपनकों लहत हैं ।
तब योगहूकी पद्धतिमें "ध्यान[3]" उनकों कहत है ॥
पुनि वृत्ति केवल ध्येयमात्रजु ओर कछु भासत नहीं ।
उनकों "समाधि[4]" समज लेना योगको आश्रय ग्रही ॥ ११९॥

જ્યારે ધ્યેયાકાર ચિત્તવૃત્તિ એકાગ્રપણાને પામે છે ત્યારે યોગની પદ્ધતિમાં તેને " ધ્યાન " એવું નામ આપવામાં આવે છે. જ્યારે કેવલ ધ્યેયમાત્ર વૃત્તિ બને અને અન્ય કંઇ ભાસે નહિ ત્યારે તેને "સમાધિ" સમજવો.

"मनोहर"

संप्रज्ञात समाधिके बहिरंग साधनमें ।
यम नियमादि स्थान सर्वदा लहत हैं ॥

---

१ स्वविषयासम्प्रयोगे चित्तस्वरूपाऽनुकार इवेन्द्रियाणां प्रत्याहारः
२ देशबन्धश्चित्तस्य धारणा ॥ ३ तत्रप्रत्ययैकतानताध्यानम्
४ तदेवाऽर्थमात्रनिर्भासं स्वरूपशून्यमिव समाधिः यो० सू०

पुनि धारणादि त्रय अन्तरंग साधनमें ।
पावत हैं स्थान जाकों संयम [1]कहत है ॥
संयमकी धारणासों योगक्रियाशुद्धि होत ।
बुद्धिकी विमलता अपार उलहत है ॥
अन्तरंगसाधन त्रिपुटी निर्विकल्प नाम ।
समाधिमें बहिरंग भावकों ग्रहत है ॥ १२० ॥

સંપ્રજ્ઞાત સમાધિના યમ, નિયમ, આસન, પ્રાણાયામ અને પ્રત્યાહાર એ પાંચ યોગાંગ બહિરંગ સાધન છે અને ધારણા, ધ્યાન અને સમાધિ એ ત્રણ યોગાંગ સંપ્રજ્ઞાત સમાધિના અંતરંગ સાધન છે; જેને સંયમ કહેછે. સંયમ ધારણ કરવાથી યોગ ક્રિયાની શુદ્ધિ થાય છે અને બુદ્ધિની અપાર વિમળતા ઉદય પામે છે. સંપ્રજ્ઞાત સમાધિના અંતરંગ સાધનરૂપ ધારણા આદિ ત્રિપુટી નિર્વિકલ્પ સમાધિનાં બહિરંગ સાધન કહેવાય છે.

"घनाक्षरी"

बहुरि ऋतंभरा अवस्था यों विरागपर ।
साधन असंप्रज्ञात समाधिके अन्तरंग ॥
यह योगशास्त्रबिच्च प्रकृति ओ पुरुष त्यों ।
प्रमाणादि व्यवस्थाको मैंने जो कह्यो प्रसंग ॥
यादव! है वही सब सांख्यशास्त्र अनुसार ।
यातें यथामति मैंने सुनाये सँक्षेप संग ॥
रखना सदैव अवधानमें विरक्त जन ।
जानि सुखरूप महा योगके अखिल अंग ॥ १२१ ॥

---

1 त्रयमेकत्र संयमः — इति यो० सू०

ઋતંભરા અવસ્થા અને પર વૈરાગ્ય એ સર્વ અસંપ્રજ્ઞાત સમાધિના અંતરંગ સાધન છે. હે યાદવ! આ યોગશાસ્ત્રના પ્રવચનમાં પ્રકૃતિ અને પુરૂષ તથા પ્રમાણુ આદિની વ્યવસ્થા સાંખ્ય શાસ્ત્ર અનુસાર છે. તે સાંખ્ય અને યોગના સિદ્ધાંતો મારી મતિ પ્રમાણે સંક્ષેપથી તમોને સંભળાવ્યા છે. હે વિરક્ત સંતજનો! આ મહાન્ સુખરૂપ યોગનાં સમગ્ર અંગ આપ સદૈવ ધ્યાનમાં રાખજો.

श्रीरघुवर श्रीमाधवजु, गुरुप्रसादकों पाइ ।
भई मयूख समाप्ति यह, मुदमंगलतें छाइ ॥

इतिश्रीमद्वेदान्ततीर्थपंडितमायाराम
संग्रहीत श्रीसत्पुरुषचरित्रप्रकाशे योग-
शास्त्रनिरूपणं नाम चतुर्दशो मयूखः



श्री गणेशाय नमः

## अथ पञ्चदशो मयूखः



दोहा.

**तदनन्तर रघुनाथपुरी, बोले धरी गुरु ध्यान ।**
**पूर्वमीमांसा शास्त्र अब, सुनु सब संत सुजान ॥ १ ॥**

ત્યારબાદ ગુરૂ નીલકંઠસ્વામીનું સ્મરણ કરી મહારાજ રઘુનાથપુરી બોલ્યા જે હે સુજ્ઞ સંતજનો ! હવે પૂર્વમીમાંસા નામના શાસ્ત્રનું શ્રવણ કરો.

**जाके कर्त्ता जैमिनी[1], पण्डित महा प्रसिद्ध ।**
**जिहि द्वादश[2] अध्याायमें, श्रौतकर्म किय सिद्ध ॥ २ ॥**

જેના કર્ત્તા મહાન પ્રસિદ્ધ મહર્ષિ જૈમિની થયા કે જેઓએ બાર અધ્યાયમાં શ્રૌતકર્મનો વિધિ બતાવ્યો છે.

**विधि आदिक शुभ अर्थको, पावन कियो प्रकाश ।**
**निर्णायक धर्मादिके, जो पदार्थ सुखरास ॥ ३ ॥**

અને જેમણે વિધિ, મંત્ર, અર્થવાદ અને નિષેધ આદિ વેદાર્થનો નિર્ણય કર્યો છે. જેનાથી સુખના સાધનરૂપ ધર્માદિનો નિર્ણય કરવામાં આવ્યો છે.

**यादव! है यह शास्त्रको, पूर्वमीमांसा नाम ।**
**जामें सूत्र सहस्र युग, आवत द्रग अभिराम ॥ ४ ॥**

હે યાદવ ! આ શાસ્ત્રનું પૂર્વમીમાંસા એવું નામ છે જેમાં પ્રાયઃ બે હજાર સૂત્રો છે.

---

१ अधिकारोऽतिदेशश्च, सामान्येन विशेषतः । ऊहो बाधश्च तंत्रश्च, प्रसंगश्चोदिताः क्रमात् ॥ इति जैमिनीन्यायमालायाम्

२ धर्मो द्वादशलक्षण्या, व्युत्पाद्यस्तत्र लक्षणैः । प्रमाणभेदशेषत्वप्रयुक्तिक्रमसंज्ञकाः ॥ अ-१-पा-१ अधि-१

इक सहस्र है अधिकरण, महद् गहन यह ग्रन्थ।

सबसों अधिक प्रमाणमें, पुनित दिखावत पन्थ ॥ ५ ॥

અને એક હજાર અધિકરણ છે. આ ગ્રન્થ મહાન્ ગહન અને પ્રમાણમાં સર્વ શાસ્ત્રોથી અધિક છે તેમજ ધર્મ માર્ગને બતાવનાર છે.

कर्मनिरूपणविषयको, परम प्रयोजन जान।

कह्यो प्रथम अध्यायमें, जहँ विधिवाद प्रमान ॥ ६ ॥

શ્રૌત કર્મનિરૂપણ વિષયને પરમ ઉપયોગી જાણી મુનિવર જૈમિનીએ પ્રથમ અધ્યાયમાં વિધિવાદ કહેલ છે.

याग ओर दानादिके, कर्मरूप जो भेद।

कहे द्वितीय अध्यायमें, करत भ्रान्ति उच्छेद ॥ ७ ॥

યાગ અને દાન આદિના કર્મરૂપ જે ભેદ છે તે બીજા અધ્યાયમાં કહેલા છે.

त्योंहि तृतीय अध्यायमें, दर्श पूर्णमासादि।

कृति हित विस्तृतिसों कहे, प्रयाजपञ्चक आदि ॥ ८ ॥

એવીજ રીતે ત્રીજા અધ્યાયમાં દર્શ પૂર્ણમાસરૂપ પ્રકૃતિ યાગ તથા તેના પંચપ્રયાજાદિ અંગો વિસ્તારથી વર્ણવેલા છે,

दर्श पूर्णमासादिके, अर्थरूप तच्छेष।

जामें जैमिनीकथित है, उचित सकल उपदेश ॥ ९ ॥

વળી દર્શ પૂર્ણમાસ આદિના અર્થરૂપ તચ્છેષ અંગ પદાર્થ સારી રીતે બતાવેલા છે.

" हरिगीत "

बहुरि चतुर्थाध्यायमें गोदोहनादिक जो क्रिया।

कृत्वर्थ हैं न प्रयुक्त ऐसा स्पष्टही समजा दिया ॥

पुरुषार्थतामें मात्र कृति गोदोहनादि प्रयुक्त है।

क्रम नियति वस्तुविधेयसों अध्याय पञ्चम युक्त है ॥ १० ॥

સત્ય, ચૈતન્ય સ્વરૂપ નિર્લેપ અને નિર્વિકાર બ્રહ્મનો વિવેક પ્રકટ કરે છે. બ્રહ્મમાં જગતની પ્રતીતિ કેવળ અધ્યાસરૂપ છે, એ અધ્યાસના બે ભેદ છે તે હે સતજનો! શ્રવણ કરો. એક જ્ઞાનાધ્યાસ અને બીજો અર્થાધ્યાસ. તેમાં હે યાદવ! અર્થાધ્યાસના અનેક પ્રકાર છે.

मनोहर–वेदान्तके शास्त्रहुमें षट्प्रकार अर्थाध्यास। केवलसबन्ध अभिधानक प्रथम है ॥ सबन्धविशिष्ट जु सबन्धिको अध्यास दूजो। केवलहि धर्माध्यास तृतिय अनुपम है ॥ धर्मसह धर्मिध्यास पावत चतुर्थ पद। अन्योन्य अध्यासहूको गणना पञ्चमहै ॥ षष्ठमजु अन्यतर नामक अध्यास ऐसें। अर्थाध्यासवादको प्रसिद्ध अनुक्रम है ॥ ५२ ॥

વેદાન્તમાં અર્થાધ્યાસ છ પ્રકારનો કહેલો છે. તેમાં કેવલસંબંધાધ્યાસ પહેલો સંબંધ વિશિષ્ટ સંબંધ્યધ્યાસ બીજો, કેવલ ધર્માધ્યાસ ત્રીજો, ધર્મવિશિષ્ટ ધર્મિઅધ્યાસ ચોથો, અન્યોન્યાધ્યાસ પાંચમો અને અન્યતરાધ્યાસ છઠ્ઠો છે આ રીતે અર્થાધ્યાસવાદના પ્રસિદ્ધ ભેદ છે.

दोहा–होवत जो अज्ञानमें, ज्ञानरूप अध्यास।
यादव! ज्ञानाध्यास वह, पावत सदा प्रकाश ॥ ५३ ॥

હે યાદવ! જે અજ્ઞાનમાં જ્ઞાનત્વની પ્રતીતિ થવી તે જ્ઞાનાધ્યાસ કહેવાય છે.

आत्माको अध्यास जो, अनात्ममें स्थिति पात।
केवल सबन्ध नामको, वह अध्यास कहात ॥ ५४ ॥

અનાત્મ વસ્તુમાં જે આત્માનો અધ્યાસ તે કેવલસંબન્ધાધ્યાસ કહેવાય છે.

अनात्मको अध्यास जिहि, आत्मामें वहलात।
अनात्मस्वरुप सबन्ध पुनि। जो अध्यास लखात ॥ ५५ ॥

આત્મામાં અનાત્મપદાર્થોના સ્વરૂપ સહિત જે અધ્યાસ

पावत है अभिधान वह, सबन्धविशिष्ट सबन्धि ।
स्थूल देहके गौरता, आदिक धर्म प्रबन्धि ॥ ५६ ॥

તેનું નામ સબંધવિશિષ્ટ સબંધિઅધ્યાસ છે, હવે સ્થૂલ દેહના ગૌરતા આદિ જે ધર્મ છે તે

आत्मामें अध्यासको, रूप धरत है रम्य ।
किन्तु स्वरुपको होत है, वहँ अध्यास अगम्य ॥ ५७ ॥

તે આત્મામાં જે અધ્યાસ તે ધર્માધ્યાસ હોઈ

यातें केवल धर्मको, भयो यही अध्यास ।
आगें सुनु सब संत जन!, ह्वै है आत्मविकास ॥ ५८ ॥

તે કેવલ ધર્માધ્યાસ થયો. હે સંતજનો! હવે પછી હું જે કહું તે બરાબર શ્રવણ કરો તમોને આત્મવિકાસની પ્રાપ્તિ થશે.

हरिगीत–अन्तःकरणके सुखदुःखादि धर्मीको अध्यास है।
केवलहि अन्तःकरणके अध्यासको जो भास है ॥
वह धर्मसहित जु धर्मीको अध्यास यादव! जानहु ।
आत्मा अनात्माको अन्योन्याध्यास पुनि पहिचानहु ॥ ५९॥

અન્તઃકરણના સુખદુઃખ આદિ ધર્મનો અધ્યાસ અને સુખ દુઃખ વિશિષ્ટ અન્તઃકરણનો અધ્યાસ હોય ત્યારે તે ધર્મસહિત ધર્મિઅધ્યાસ જાણવો. આત્મા અને અનાત્માનો પરસ્પર અધ્યાસ તેને અન્યોન્યાધ્યાસ જાણવો,

घनाक्षरी–आत्मामें अनात्माको अनात्मामँह आत्माकोजु । या बिध अन्योन्य नाम अध्यासहि कह्यो जात ॥ आत्माके स्वरूपको अध्यास है न अनात्मामें । परंतु सबन्ध यहां तादात्म्यको ग्रह्यो ज़ात ॥ उभयमें काहु एकको जो अधिआस वहँ । अन्यतराध्यासवाद गणनामें लह्यो जात ॥ जो अध्यास आत्मामँह

अनात्म पदार्थको सो। कहत स्वरूपाध्यास जासों ज्ञान दह्यो जात ॥ ६० ॥

આત્મામાં અનાત્માનો અને અનાત્મામાં આત્માનો એ રીતે જે અન્યોન્યાધ્યાસ કહેવાયો તેમાં આત્મસ્વરૂપનો અધ્યાસ અનાત્મામાં સંભવતો નથી, પરંતુ ત્યાં તાદાત્મ્યસમ્બન્ધને અધ્યાસ થાય છે, એ બેમાંથી કોઈ એકનો જે અધ્યાસ તે અન્યતરાધ્યાસ ગણાય છે, અનાત્મ પદાર્થનો આત્મામાં જે અધ્યાસ તે સ્વરૂપાધ્યાસ પણ કહેવાય છે. અને તેનાથી અધિષ્ઠાન જ્ઞાનનો નાશ થાય છે.

झूलणा—है न अध्यस्त आत्मस्वरुप किन्तु वह, आत्मतादात्म्य संबन्ध पाई। होत अध्यस्त आत्मारहित वस्तुमें, शिष्य यादव! सु आत्माकी न्यांई ॥ नाम संसर्ग अध्यासभी लहत वह, भेद अध्यासके विविध योंही। बुद्धि अनुसार संक्षेपसों सब कहे, सकल सत्‌शास्त्र मत सत्य सोही ॥ ६१ ॥

આત્મ સ્વરૂપ કોઈમાં અધ્યસ્ત છેજ નહિ પરંતુ તે તાદાત્મ્ય સમ્બંધને પ્રાપ્ત થઈ અનાત્મ પદાર્થમાં અધ્યસ્ત જેવું જણાય છે. હે શિષ્ય યાદવ! આવું નામ સંસર્ગી અધ્યાસ પણ કહેવાય છે. આ રીતે સત્‌શાસ્ત્રમાં કહેલાં અધ્યાસસ્વરૂપો મેં મારી બુદ્ધિ અનુસાર તમોને કહ્યાં.

अन्न-मन-प्राण-विज्ञान-आनन्दमय, कोश आच्छादितजु जो सुहावे। जन विवेकी जिन्है पञ्च कोशातीतहि, "तत्त्वमस्यादि[1]" कहिकें बतावे ॥ ब्रह्मतें भिन्न आत्मा नहीं सर्वथा, सत्य सिद्धान्त यह सर्व जाने। ज्ञानरुप ब्रह्म बिनअन्त यों सत्य है, ब्रह्म-आनन्द ज्ञानी पिछाने ॥ ६२ ॥

---

१ सत्यंज्ञानमनन्तंब्रह्म। आनन्द ब्रह्मणो विद्वान्। तत्त्वमसि ॥ अयमात्माब्रह्म प्रज्ञान ब्रह्म। अहं ब्रह्माऽस्मि ॥

હે શ્રોતાજનો! જે આત્મા અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય અને આનન્દમય કોશથી આચ્છાદિત છે તેને વિવેકી પુરૂષો વિવેકથી પંચકોશાતીત "તત્ત્વમસિ" (તે તું છે) આદિ વાકયથી સિદ્ધ કરે છે અને આત્મા કોઇ પ્રકારે બ્રહ્મથી ભિન્ન છેજ નહિ આ સત્ય સિદ્ધાન્તને સકલ વેદાન્તીઓ માને છે. બ્રહ્મ જ્ઞાન આનન્દ અને સત્યરૂપ છે. જ્ઞાનીજનોજ બ્રહ્મ આનન્દને જ્ઞાનથી-અનુભવી શકે છે.

दोहा–"तत्त्वमसि" आदिक महावाक्यहुतें निरधार ।
सदा ब्रह्म अपरोक्षको, होवत साक्षात्कार ॥ ६३ ॥

"તત્ત્વમસિ" આદિ મહાવાયથી અપરોક્ષ બ્રહ્મનો સાક્ષાત્કાર થાય છે.

असंग हों--कूटस्थहों, निर्विकल्प--अविकार ।
ब्रह्मभिन्न--कैवल्यको, याविध ज्ञानप्रकार ॥ ६४ ॥

હું અસંગ (સંગ રહિત) છું, હું કૂટસ્થ છું, હું નિર્વિકલ્પ [વિકલ્પ રહિત] છું, હું અવિકાર (વિકાર રહિત) છું, આ રીતે બ્રહ્મા ભિન્ન કૈવલ્યજ્ઞાનનો પ્રકાર છે

ईश्वर जीव अभेदतें, साक्षात्कृति अभ्रान्त ।
मोक्षावस्थामें कहत, श्री अद्वय सिद्धान्त ॥ ६५ ॥

શ્રી અદ્વૈતસિદ્ધાન્ત કહે છે જે મોક્ષાવસ્થામાં જીવ અને ઇશ્વરના અભેદથી ભ્રાન્તિ રહિત બ્રહ્મનો સાક્ષાત્કાર થાય છે.

जीव ईशको भेदभी, कल्पित है अज्ञान ।
वह अज्ञान विनाशतें, होत स्वरुपको भान ॥ ६६ ॥

જીવ અને ઇશ્વરના ભેદને પણ અજ્ઞાનીઓજ કલ્પે છે. એ અજ્ઞાનના વિનાશથી સ્વરૂપનું જ્ઞાન થાય છે,

त्योंहि विवेकादिक चतुः, साधनतें संपन्न ।
मानवकों श्रवणादितें, होत ज्ञान उत्पन्न ॥ ६७ ॥

તેમજ વિવેક, વૈરાગ્ય આદિ ચતુઃસાધન સંપન્ન મનુષ્યને શ્રવણ, મનન આદિથી જ્ઞાન ઉત્પન્ન થાય છે,

उनतें मायिक आवरण, निखिल होत है नष्ट ।
साक्षात्कार स्वरूपको, कहत व्यास तब स्पष्ट ॥ ६८ ॥

આ બ્રહ્મ જ્ઞાનથી માયા સબંધી સકલ આવરણ નાશ પામે છે અને એ માયિક આવરણના વિનાશથી સ્વરૂપનો (બ્રહ્મનો) સાક્ષાત્કાર થાય છે એમ વ્યાસ ભગવાન્ સ્પષ્ટ કહે છે,

**उत्तर मीमांसा करत, प्रकट यही सिद्धान्त ।**

**अवधारण यादव सहित, करहु संतजन शान्त ॥ ६९ ॥**

આ રીતનો સિદ્ધાન્ત ઉત્તરમીમાંસા પ્રકટ કરે છે તેનું હે શાન્ત સંતજનો! યાદવ સહિત આપ સર્વ અવધારણ કરો.

**श्रीरघुवर श्रीमाधवजु, गुरुप्रसादकों पाइ ।**

**भई मयूख समाप्ति यह, मुदमंगलतें छाइ ॥**

**॥ इति श्रीमद्वेदान्ततीर्थपण्डितमायारामसंगृहीत**

**श्रीसत्पुरुषचरित्रप्रकाशे उत्तरमीमांसा**

**निरुपणंनाम षोडशो मयूखः**

---

श्री गणेशाय नमः

## अथ सप्तदशो मयूखः

**दोहा—कछुक समय विश्रान्तिहित, बैठे गुरु रघुनाथ ।**

**तदनन्तर सब संत जन, कहत जोरि जुग हाथ ॥ १ ॥**

આ રીતે ઉત્તરમીમાંસાનું સંક્ષેપે વિવેચન કરી ગુરૂ રઘુનાથપુરીએ થોડા વખત વિશ્રાન્તિ લીધી. ત્યારપછી સર્વ સંતજનો હાથ જોડી કહેવા લાગ્યા જે

**दरस द्वारिकाधीशके, पावन पावन काज ।**

**करें गमन हम दीजियें, आज्ञा श्रीयतिराज ॥ २ ॥**

પરમ પવિત્ર કરનાર શ્રીદ્વારિકાધીશનાં દર્શનની પ્રાપ્તિમાટે હવેઅમે પ્રયાણ કરીએ. હે યતિરાજ! આપ અમોને આજ્ઞા આપો.

**कहत "अस्तु" रघुनाथपुरी, करत संत प्रस्थान ।**
**संतसमागमको सुखद, महिमा अकथ महान ॥ ३ ॥**

સંતોની આવી ઇચ્છા થતાં મહારાજશ્રી રઘુનાથપુરીએ આજ્ઞા આપી સંતોએ ચાલવાની તૈયારી કરી. સંતસમાગમનો મહાન્ મહિમા સુખદાયક અને અકથનીય હોય છે.

**चोपाई—याविध धन्य दुग्धसर आश्रम, शास्त्रश्रवणतें लसत मनो रम । बसत जहां यादव रघु स्वामी,जपत निरन्तर अन्तरयामी॥४॥**

આ રીતે શ્રી દુગ્ધસર આશ્રમ ધન્યવાદને યોગ્ય છે કે જે શાસ્ત્રશ્રવણથી સુન્દરરીતે શોભે છે, અને જ્યાં યાદવપુરી તથા રઘુનાથસ્વામી નિવાસ કરી નિરન્તર અન્તર્યામીનું (શ્રી પર બ્રહ્મનું) ચિંતન કરે છે.

**तदन्तर कछु शिष्य समाजा, आश्रममें रखिकें यतिराजा ।**
**रघुगुरु यादव शिष्य सहारे, झंझावाटकी ओर सिधारे ॥ ५ ॥**

ત્યારબાદ કેટલાએક શિષ્યોનો સમાજ આશ્રમમાં રાખી યતિરાજ ગુરૂ રઘુનાથસ્વામી પોતાના શિષ્ય યાદવપુરી સહિત ઝંઝાવાટ [ઝીંઝુવાડા] તરફ પધાર્યા.

**आश्रम वहँ अभिराम नलेश्वर, बसत भये कछु काल यतीवर।**
**उत्तर काशी गये पुनि दोऊ, भावि प्रबल जानत नहि कोऊ ६**

ત્યાં સુંદર નળેશ્વર આશ્રમમાં થોડો વખત નિવાસ કરી બન્ને યતિવરો ઉત્તરકાશી તરફ સિધાવ્યા. ભાવિની પ્રબળતા કોઈ સમજી શકતું નથી.

**पाये गुरु निर्वाण वहां जब, एकाकी यादव भयऊ तब । करिकें गुरुकी सविधि उत्तरकृति, आप भये कृतकृत्य महामति ॥ ७ ॥**

ઉત્તરકાશી પહોંચ્યા પછી મહારાજ રઘુનાથપુરી જ્યારે ત્યાં નિર્વાણ પામ્યા ત્યારે યાદવપુરી એકલા રહ્યા, તેઓએ ગુરૂની સેવા તથા યથાવિધિ ઉત્તરક્રિયા ત્યાં કરી અને મહાનબુદ્ધિશાળી એવા યાદવસ્વામી કૃતકૃત્ય થયા.

**बहुरि वहांसें किय तीर्थाटन, झंझावाट कियो पद पावन ।**
**ठहरे क्षेत्र नलेश्वर आई, चिन्तत चित्ततें श्रीरघुराई ॥ ८ ॥**

અને પછી ત્યાંથી તીર્થાટન અર્થે પ્રયાણ કરી ચાલતા ચાલતા ઝંઝાવાટ પધારી તેને પવિત્ર કર્યું અને નળેશ્વર ક્ષેત્રમાં નિવાસ કરી શ્રીરામ પ્રભુનું ચિન્તન કરવા લાગ્યા.

**यह पुरके पति सुमति विशाला, योगराज नामक महिपाला ।**
**सद्गुरुकी सत्संगति पाई, समुझे जो जीवन सुखदाई ॥ ९ ॥**

આ ઝંઝાવાટ નગરીના સ્વામી વિશાલ સન્મતિવાળા યોગરાજ નામના મહિપાલ હતા અને જેઓ સદ્‌ગુરૂ રઘુનાથસ્વામીના સત્સંગનો લાભ પામી પોતાનાં જીવનને સુખરૂપ સમજતા હતા.

**वो हरपालदेव मखवाना, ताके वंशजनित ज्ञानवाना ।**
**परंपरा एकोनविंशति, पुरुष विदित जामें न अहंकृति ॥ १० ॥**

એ યોગરાજ નામના મહિપાલ હરપાલદેવ મખવાનના વંશમાં જન્મ પામ્યા હતા અને હરપાલદેવથી ઓગણીશમી પેઢીએ એ પ્રખ્યાત પુરૂષનો જન્મ થયો હતો, જેમનામાં લેશ પણ અહંકાર ન હતો.

**पाटडी नाम नगर प्रतिपालक, भूप भयउ रणमल रिपुजालक।**
**उन हरपालमध्य नृप सोलह, विधिवश क्रमसह जन्मवि-लय लह ॥ ११ ॥**

પાટડી નામના નગરનું પરિપાલન કરનાર અને વૈરીઓનાં વનને પ્રજાળનાર રણમલ નામે મહારાજા થયા, એમની અને હરપાલદેવની વચ્ચે સોળ રાજાઓ થયા કે જેઓ વિધિવશ અનુક્રમે જન્મ તથા મૃત્યુને પામ્યા.

**रणमलके षोडशमल नामा, बनवीरादि तनुज अभिरामा। तामें षोडशमल युवराजा, पाटडी मांडलके महाराजा ॥ १२ ॥**

ઉક્ત રણમલસિંહના ષોડશમલ અને વનવીર આદિ સુંદર પુત્રો થયા, યુવરાજ ષોડશમલ પાટડી તથા માંડલપુરના મહારાજા બન્યા.

**लघुबन्धु वनवीर उन्हीके, विक्रमशाली भये अति नीके ।**
**ताकों वंशकी आजीविकाहित, झंझावाट मिल्यो कुलचारित ॥१३॥**

એમના ન્હાના ભાઇ વનવીર મહાન્ પરાક્રમી થયા, તેમને વંશની આજી-વિકામાટે મહારાજા ષોડશમલ તરફથી કુળ પરંપરાની પ્રથા પ્રમાણે ઝંઝાવાર સહિત ચોવીશ ગામ મળ્યાં

राज्य लघु पैं रम्य सुहावे, गुन वनवीरजुके सब गावे। कूप वापी अरु सरवर नाना, सुयश कृत्य उनका पहिचाना ॥ १४ ॥

એ ઝંઝાવારનું રાજ્ય જો કે ન્હાનું હતું છતાં સૌન્દર્યથી શોભતું હતું, વનવીરના ગુણો સર્વ જનો ગાતા હતા. એ શહેરમાં જે નાના પ્રકારના કુવા, વાવ અને સરોવર અદ્યાવધિ વિદ્યમાન છે તે બધાં એ વનવીરનાંજ સુયશ કૃત્યો છે.

आत्मज पुनि कुंभाजी ताके, योगराज सुत उनके बांके। पञ्च पुत्र पुनि उनके भयऊ, पुत्री इक षट् संपत्ति छयऊ ॥ १५ ॥

એ મહારાજા વનવીરના પુત્ર કુંભાજી અને કુંભાજીના કુમાર યોગરાજ થયા. એ યોગરાજને પાંચ પુત્ર તથા એક પુત્રી છ સંતાન થયાં તે જાણે ષટ્ સંપત્તિ હોય નહિ શું? એમ જણાવા લાગ્યું.

छप्पय–सोलह शत षष्टयष्ट, वीरविक्रम संवत्सर। उत्तममास अषाढ, पूर्णिमा तिथि भृगुवासर ॥ मंगलप्रद मध्याह्न, अमल अभिजित नक्षत्रजु। गोब्राह्मणप्रतिपाल, क्षत्रिमण्डलके छत्रजु ॥ श्रीयोगराज महाराज गृह, गंगादेवी उदरतें। सामंतसिंह सत्पुत्रको, भयो जन्म विधि प्रवरतें ॥ १६ ॥

વીર વિક્રમના સોળસો અડસઠના સંવત્સરમાં ઉત્તમ અષાઢમાસની પૂર્ણિમા અને ગુરૂવારના માંગલિક મધ્યાન્હ સમયે અભિજિત નક્ષત્રમાં ગોબ્રાહ્મણપ્રતિપાલ ઝાલા મખવાન ક્ષત્રીમંડલના છત્રપતિ મહારાજા યોગરાજજીને ઘેર મહારાણી ગંગાદેવીના ઉદરથી ઉત્કૃષ્ટ પ્રારબ્ધયોગે સત્પુત્ર સામતસિંહજીનો જન્મ થયો.

दोहा–तीन बर्ष पीछे भये, आंबाजी शुभ योग। योगराजके भ्रातकों, लघे सराहन लोग ॥ १७ ॥

તે પછી ત્રણ વર્ષે અર્થાત્ વિ-સં-૧૬૭૧માં શુભ યોગે કુમાર આંબાજીનો જન્મ થયો આવખતે યોગરાજજીનાં ભાગ્યની સર્વ લોકો પ્રશંસા કરતા હતા

छप्पय–अजाजि मेंगल मिलन, नामके कुमार सुन्दर। पाये जन्म प्रसिद्ध, योग नृपतिके मन्दिर ॥ चम्पा अम्बारूप, पाइ इक जन्म कुमारी। झंझापुरमें हर्ष, सिन्धु गाहत नरनारी ॥ उन मध्य ज्येष्ठसामंतको, द्वितीयाके द्विजराजसम। प्रज्ञा रु कान्ति बढती चली, कलायुक्त वर्षानुक्रम ॥ १८ ॥

તદનન્તર અજયસિંહ મેંગલજી અને મેળાજી નામના કુમારનો યોગરાજ મહારાજને ત્યાં જન્મ થયો અને એક અંબાસ્વરૂપ ચમ્પાબાઇ નામે પુત્રી અવતર્યાં. ઝંઝાવાડમાં આ વખતે નરનારી સહુકોઇ આનંદસાગરમાં અવગાહન કરતા હતા. યોગરાજજીના સર્વ સંતાનોમાં જ્યેષ્ઠ સામતસિંહજીની બુદ્ધિ અને કાન્તિ દ્વિતીયાના ચંદ્રસમાન કળાયુક્ત પ્રતિદિન વૃદ્ધિ પામતી હતી.

दोहा–जब वह द्वादश वर्षके, सुसुखद भये कुमार।
तब उनकों उपनयनको, दियो उचित संस्कार ॥ १९ ॥

એ બુદ્ધિમાન્ કુમાર જ્યારે બાર વર્ષના થયા ત્યારે તેમને ઉચિત પ્રકારે ઉપનયન સંસ્કાર આપવામાં આવ્યો.

तदनन्तर वेदाध्ययन, करन लगे सामंत।
जो वेदांगविचारतें, पाये शक्ति अनंत ॥ २० ॥

ત્યારપછી કુમાર સામતસિંહજી એ વેદાધ્યયન શરૂ કર્યું અને વેદાંગના અભ્યાસથી તેઓ વેદ સમજવાની અનંત શક્તિને પામ્યા.

आंबा आदि कुमारने, कियो वेद अभ्यास।
पाइ यथाविधि उपनयन, गुरुके चरन उपास ॥ २१ ॥

આંબાજી આદિ કુમારોએ પણ યથાવિધિ ઉપનયન સંસ્કાર પ્રાપ્ત કરી ગુરૂનાં ચરણોની ઉપાસના કરી વેદાભ્યાસ કર્યો.

चोपाई–सामत आंबाजी इकवेला, मृगया हित निकसे बिन हेला
झिल्ल सरस्वती निकट सभीते, मार्यो उसने मृग बलपीते ॥२२॥

એક વખતે સામતસિંહજી અને આંબાજી મૃગયા કરવા માટે નલેશ્વરના વનમાં ગયા અને ત્યાં ઝિલ્લકા સરસ્વતીના તટ ઉપર મધ્યાહ્ન સમયે મહાત્મા શ્રી યાદવ સ્વામીના ભયથી ભયવાળા થઈ ધોંધાટ કર્યા વિના જળ પીતા મૃગનો વધ કર્યો

वहो सरस्वतीके तट पावन, कर माध्याह्निक सन्ध्योपासन ।
अविनाशी प्रभु अन्तर्यामी, जपतेथे श्री यादवस्वामी ॥ २३ ॥

પતિતને પાવન કરનાર એ સરસ્વતીના કિનારાપર મધ્યાન્હ સન્ધ્યોપાસન કરી શ્રી યાદવસ્વામી અવિનાશી તથા અન્તર્યામી એવા પ્રભુના નામનો જપ કરતા હતા.

मृगवध देखि महद दुःख मान्यो, कारन तामें यह पहिचान्यो ।
इक अति पुनित सरस्वती स्थाना, निकट नलेश्वरसे भगवाना॥२४॥

તેઓએ મૃગ વધ જોઈ મહાન્ દુઃખ માન્યું અને એ દુઃખ માનવાનું કારણ એ હતું જે એક તો આ પરમપવિત્ર સરસ્વતીનું સ્થાનની પાસેજ શ્રીનળે-શ્વર ભગવાન.

यह बन निर्भय सब प्रानीको, विचरन उचित सुमत ज्ञानीको।
तामें पशु बिनदोषहि मृगसे, मारे जाय लखें हम द्रगसें ॥२५॥

દેવ વન પ્રાણીમાત્રને નિર્ભયતાથી વિચરવા માટે હોય છે એમ સત્પુરૂષોનો મત છે, તેમાં નિર્દોષ પ્રાણીનો વધ થાય અને તે અમે નજરે જોઈએ એ મહાન્ પાપનું કારણ છે.

पापी राजतनय पुनि ऐसें, आश्रम ढिग आवे नहि वैसें ।
कुछभी प्रबन्ध किया जावे तो जब, हम यह स्थलमें स्थिति पावें तब॥

વળી આવા પાપી રાજપુત્રો શ્રીનળેશ્વર આશ્રમ નજીક આવે નહિ એવો કંઈ પણ જો પ્રબન્ધ થાય તો અમારા જેવા સાધુઓ આ સ્થળમાં રહી શકે.

अस बिचार यतिके उर भयऊ, मृत मृग ढिग महदात्मा गयऊ ।
मृतसंजीवन मंत्रोच्चारन, सह किय मृगपें जल प्रक्षालन ॥२७॥

આવો વિચાર યાદવસ્વામીના મનનાં થયો અને તેઓ મરેલા મૃગ પાસે ગયા અને એ મહાત્માએ મૃતસંજીવન મંત્રનો ઉચ્ચાર કરી ઉક્ત મૃગ ઉપર જલ પ્રોક્ષણ કર્યું.

**वह घटि मृगमें जीवन आयो, यतितें वह निर्भयता पाया ।**
**बिचर्यो बहुरि यथेच्छा बनमें, याद्वस्वामो मुदित ह्वै मनमें ॥२८॥**

એજ ઘડિએ મૃગમાં જીવન આવ્યું અને સ્વામીથી તે નિર્ભયતાને પ્રાપ્ત થયો તે પછી તે મૃગ પોતાની ઇચ્છા પ્રમાણે વનમાં ગયો અને મહારાજ યાદવપુરી મનમાં અત્યંત આનંદ પામી

**गये नलेश्वर निज आश्रममें, देखि परे नृप सुत विभ्रममें ।**
**मृग सजीव आश्चर्यजनक पुनि, खेद बढावत खिन्न महागुनि॥२९॥**

નગેશ્વરના આશ્રમે ગયા અને રાજકુમારો વિભ્રમ યુક્ત થઈ મરેલો મૃગ સજીવન થયો એ આશ્ચર્યજનક દેખાવને જોઈ મહા ગુણવાન બન્ને પોતાના મનમાં ખિન્ન થયા.

**या बिध शोच करत आपसमें, नृप सुत शक्ति निरखि तापसमें ।**
**पश्चात्ताप करत द्वय भ्राता, पाप कियो हमने दुःखदाता ॥ ३० ॥**

આમ બન્ને કુમારો પરસ્પર વિચાર કરવા લાગ્યા અને તપસ્વી એવા યાદવસ્વામીની મૃતકને સજીવન કરવાની શક્તિ જોઇ બન્ને બન્ધુઓ " અમે બહુ દુઃખદાયક પાપ કર્યું" એમ પશ્ચાતાપ કરવા લાગ્યા.

**महदात्माकी मर्यादाको, लोप कियो ग्रही पथ मृगयाको ।**
**कार्य भयो जो अति निन्दित है, करिबा प्रायश्चित सु उचित है ॥३१॥**

આપણે આ મૃગયા કરી મહાત્માની મર્યાદાનો લોપ કર્યો છે. આપણે હાથે જે આ કાર્ય થયું તે અત્યન્ત નિન્દાપાત્ર છે તેનું પ્રાયશ્ચિત કરવું યોગ્ય છે.

**अपने दुष्ट स्वभाव दिखायो, संत हृदयमें दुःख बढायो ।**
**तन छिनभंगुर है यह यातें, बन्धु ! तजो विश्वासकी बातें ॥३२॥**

સંતને આપણે આપણા દુષ્ટ સ્વભાવનું દિગ્દર્શન કરાવ્યું અને સત્પુરૂષના હૃદયમાં દુઃખની વૃદ્ધિ કરી. આ આપણું શરીર ક્ષણભંગુર છે માટે એ દેહના નિત્યે પણાની વાત હવે તજી દેવી જોઇએ.

महद्पुरुषके श्रेष्ठ शरनमें, हित है यों द्रढ कर निज मनमें ।
सामतसिंह कहत आंबाजी!, मिथ्या है यह जगकी बाजी ॥३३॥

અને આ મહાત્માને શરણે જવામાંજ આપણું હિત છે એવો પોતાના મનમાં દ્રઢ નિશ્ચય કરી સામતસિંહ કહેવા લાગ્યા જે હે આંબાજી! આ જગતની બાજી મિથ્યા છે.

देखो बन्धु! विचारि यथारथ, नाशवंत है सकल पदारथ ।
द्रष्टिप्रिय पें दुःखद परस है, घटना सब विधिहीके वश है ॥३४॥

હે ભાઈ! યથાર્થ વિચાર કરીને જુઓ તો આ જગતના સકલ પદાર્થો નાશવંત છે અને જોતાં પ્રિય લાગે એવા છે, પરંતુ સ્પર્શથી મહાન્ દુઃખ દેનારા છે. આ બધી ઘટના દૈવને આધીન છે.

अपने क्षत्रिय रक्षाहित हैं, ताकी भक्षक कृति अनुचित है ।
पाप अधोगतिकाहि निदाना, मैंने अब मन योंही ठाना ॥३५॥

આપણે ક્ષત્રિય છીએ અને આપણો જન્મ સર્વની રક્ષા માટે છે. ક્ષત્રિયની ભક્ષક (નાશ કરનારી) કૃતિ કોઇ રીતે યોગ્ય નથી. પાપ કર્મ એ અધોગતિનુંજ કારણ છે. મેં હવે મનમાં એમજ નક્કી કર્યું છે જે

तजि व्यवहार सकल संसृतिको, राह लहें दोनों सद्गतिको ।
कृति जो अपनेतें अघमूला, भइ है निजजाति प्रतिकूला ॥३६॥

આ સંસારના સમગ્ર વ્યવહારનો ત્યાગ કરી મુક્તિનો માર્ગ ગ્રહણ કરીએ અને જે આ હિંસક મૃગવધ રૂપી ધાર્મિક ક્ષત્રિયજાતિને ન છાજે તેવી પાપનાં મૂળરૂપ આપણાથી કૃતિ બની ગઇ છે,

उनका प्रायश्चित्त करनकों, रहना लहकर संत शरनकों ।
स्मरना रामचन्द्र सुखदायक, जो अनन्त ब्रह्माण्डविनायक॥३७॥

એનું પ્રાયશ્ચિત કરવામાટે સંતનું શરણ પ્રાપ્ત કરી એમની સેવામાંજ રહેવું અને અનંત કોટિ બ્રહ્માંડના નાયક શ્રીરામચન્દ્ર પ્રભુનું સ્મરણ કરવું.

पूर्णत्याग वृत्तिसों अपना, जीवन व्यतीत बने जग स्वपना ।
या विध ज्येष्ठ बन्धुकी बानी, परम सुखद मनतें पहिचानी ॥३८॥

અને પરિપૂર્ણ ત્યાગવૃત્તિથી આપણું અવશિષ્ટ જીવન વિતાવવું, કારણ કે આ જગત્ કેવળ સ્વપ્ન જેવું છે. આ રીતે મ્હોટાભાઇ સામતસિંહની વાણી પોતાના મનમાં અત્યન્ત સુખદાયક જાણી

**आंबाजी संतुष्ट भये अति, कहन लगे सामतसिंहके प्रति ।**

**बन्धु ! आपकी इच्छा जैसी, मेरीभी इच्छा है वैसी ॥ ३९ ॥**

આંબાજી બહુજ સંતોષ પામ્યા અને વડિલબન્ધુ સામતસિંહને કહેવા લાગ્યા જે હે બન્ધુ ! આપની જેવી ઇચ્છા છે, તેવીજ મ્હારી પણ ઇચ્છા છે.

**जावें द्रुत यतिवरकी आगें, क्षमा भूत अपराधकी मागें ।**

**यों कह आश्रम निकट उभयजु, आइ खडे क्षत्रिय सविनयजु॥४०॥**

માટે ચાલો જલ્દી યતિવર (યાદવસ્વામી) પાસે જઇ થઇ ગએલા અપરાધની ક્ષમા (માફી) માગીએ. આમ કહી બન્ને ક્ષત્રિઓ વિનયપૂર્વક આશ્રમ આગળ જઇ ઉભા રહ્યા.

**बोले तब यादव यतिराजा, कोन तुम्हे ? आये किहि काजा ?**

**कोन जाति? अभिधान कहा है? चित्तमें किहि कर्तब्य चहा है॥४१॥**

ત્યારે યતિરાજ યાદવસ્વામી બોલ્યા જે તમે કોણ છો ? અહીં શા માટે આવ્યા છો ? તમો કઇ જાતિના છો ? તમારૂં નામ શું છે ? અને તમારા હૃદયમાં કયા કર્તવ્યની ઇચ્છા છે ?

**कहन लगे तब वह करजोरी, जामें वन्दन विनय बहोरी ।**

**सामत आंबा संज्ञा धारी, झाला क्षत्रिय जाति हमारी ॥ ४२ ॥**

ત્યારે ઘણાજ વંદન અને વિનય સહિત તેઓ કહેવા લાગ્યા જે સામતસિંહ અને આંબાજી એવાં અભિધાન (નામ) ને ધારણ કરનાર અમે ઝાલા રાજપૂત છીએ.

**दोहा—बन्धु सहोदर हम उभय, सामत आंबा नाम ।**

**हमनेही मृगवध कियो, आश्रम ढिग अघधाम ॥ ४३ ॥**

અમે બન્ને સહોદર બન્ધુ [સગાભાઇ] છીએ. અમારાં સામતસિંહ અને આંબાજી એવાં નામ છે. આશ્રમની નજીક પાપનાં ધામરૂપ અમેજ મૃગનો વધ કરેલો છે.

चोपाई—वह अपराधहुतें है त्रासित, आये आपशरन बन आश्रित।
बोले जब ऐसा नृपबालक, तब यति कहत धर्मके पालक ॥४४॥

એ અપરાધથી ભયભીત બની આશ્રિતની પેઠે અમે આપને શરણે આવ્યા છીએ. રાજકુમારો જ્યારે આમ બોલ્યા ત્યારે ધર્મનું પાલન કરનારા યાદવસ્વામી કહેવા લાગ્યા જે

प्रथम हस्तगत शस्त्र तुम्हारे, करहु तोरिकें करतें न्यारे।
पुनि चान्द्रायण वृत अति पावन, उभय करहु अघ ओघ दहावन ४५

પ્રથમ તમારા હાથમાં રહેલાં જે આ હથિઆર છે તેને ભાંગી તોડી તમારા હાથથી અલગ કરો અને પછી પાપના પુંજને પ્રજાળનાર તેમજ પતિતને પાવન કરનાર ચાન્દ્રાયણવૃત બન્ને બન્ધુઓ કરો.

तदनन्तर आश्रममें आना, नृपसुतने यह हितकर जाना।
विधियुत करकें वृत चान्द्रायन, दिक्षाहित आये यतिवर सन॥४६॥

તે પછી તમારે આશ્રમમાં આવવું. રાજકુમારોએ યાદવસ્વામીની આ વાર્તા પોતાનું હિત કરનારી જાણી. બન્ને બન્ધુઓએ પ્રથમ વિધિપુરઃસર ચાન્દ્રાયણ વૃત કર્યું અને ત્યારબાદ દિક્ષા ગ્રહણ કરવા યતિવર યાદવસ્વામી પાસે આવ્યા.

तब गुरु यादव बाले उन प्रति, दिक्षा ग्रहणकी इच्छा हो अति।
तो आज्ञा तुम जनककी ल्याओ, पुनि आनन्द सहित यहँआओ ४७

ત્યારે ગુરૂ યાદવસ્વામી એ કુમારોને કહેવા લાગ્યા જે જો દિક્ષા ગ્રહણ કરવાની તમારી તીવ્ર ઈચ્છા હોય તો તમે તમારા પિતાની આજ્ઞા મેળવી આનન્દસહિત અહીં આવો.

सामत तब यतिवर प्रति बोले, हमकों बरस अढार रु सोले।
पुनि लघु बन्धु तीन हमारे, तुम बिन कवन अधमकों तारे॥४८॥

ત્યારે સામતસિંહ યાદવસ્વામી પ્રતિ બોલ્યા જે અમને અનુક્રમે અઢાર અને સોળ વર્ષ થએલાં છે, વળી અમારાથી ત્રણ ભાઇ ન્હાના છે. આપ વિના અધમનો કોણ ઉદ્ધાર કરે?

**दोहा—तात हमारे त्यागकी, आज्ञा देवे नांहि ।**
**हमभो वहँ नहि जायँगे, तजि सुरतरुकी छांहि ॥ ४९ ॥**

તેમ અમારા પિતા અમોને ત્યાગી બનવાની આજ્ઞા આપેજ નહિ. અમે પણ આપ સંતરૂપી કલ્પવૃક્ષની છાયા છોડી એમની પાસે જવાના નથી.

**चोपाई—जनकादिकको सेवाकारन, तीन बन्धु अपवाद्‌निवारन।**
**है या विध हमकोंजु प्रतीति, भगवन्! ओर न है कछु भीति॥५०॥**

પિતા આદિની સેવા માટે અમારા ત્રણ ભાઇઓ લોકાપવાદનું નિવારણ કરે તેવા છે. આ રીતે અમને પૂર્ણ વિશ્વાસ છે. હે ભગવન્! અમે ત્યાગ ગ્રહણ કરીએ તેમાં કોઇ પ્રકારનો બાધ નથી.

**शरन रखहु गुरुवर! ग्रही बाहू, तुम बिन अभय न देवे काहू।**
**बोले तव यादव स्वामी अस, क्षत्रिय तुम कछु नहि असमंजस ॥५१॥**

માટે હે ગુરૂવર! અમારો હાથ ઝાલી આપ અમોને આપને શરણે રાખો, આપ વિના અમોને કોઇ અભયદાન આપી શકે તેમ નથી. સામતસિંહનાં આવાં વચન સાંભળી યાદવસ્વામી બોલ્યા જે તમે ખરા ક્ષત્રિય છો એમાં જરાપણ શંકા જેવું નથી

**त्यागाश्रमके तुम अधिकारी, कहियें शाखा कोन तुम्हारी? ।**
**गोत्र कोन? कितनेजु प्रवर है, कोन वेद्?को इष्ट प्रवर है?॥५२॥**

અને તેથીજ તમે ત્યાગાશ્રમના અધિકારી છો. કહો તમારી કઇ શાખા છે? કયું ગોત્ર છે? કેટલાં પ્રવર છે? કયો વેદ છે અને તમારા અત્યુત્કૃષ્ટ ઇષ્ટદેવ કોણ છે?

**या विध प्रश्न किये यतिवरने, सामतसिंह सविधि सब बरने ।**
**जाति क्षात्र झाला मखवाना, मार्कण्डेय गोत्र पहिचाना ॥५३॥**

જ્યારે યાદવસ્વામીએ આવાં પ્રશ્નો કર્યાં ત્યારે સામતસિંહ વિનયપૂર્વક સર્વ કહે છે જે અમારી જાતિ ક્ષત્રિય છે, અવટંક ઝાલા મખવાન, ગોત્ર માર્કંડેય,

**वेद् यजुः माध्यन्दिनी शाखा, तीन प्रवर सब भांतिजु भाखा ।**
**भार्गव औरव जामदग्नि त्यों, देव चतुर्भुज विष्णु इष्ट यों ॥५४॥**

વેદ યજુર્વેદ, ઉત્તમ પ્રકારનાં ભાર્ગવ, ઓરવ અને જમદગ્નિ નામનાં ત્રણ પ્રવર તેમજ ઇષ્ટદેવ ચતુર્ભુજ ભગવાન્ છે.

दोहा—अभिन्न वह महाविष्णुतें, जो है रघुपति राम ।
चित्त हमारो उन चरन, पावत है विश्राम ॥ ५५ ॥

એ મહા વિષ્ણુથી અભિન્ન જે રઘુપતિ રામચન્દ્ર ભગવાન્ છે તેમના ચરણોમાં અમારું ચિત્ત વિશ્રાન્તિ પામે છે.

चोपाई--यातें उचित सुदीक्षा हमकों, दीजें गुरु! हरि लीजें भ्रमकों।
राजतनयके सुनि अस बैना, बिहसि उठे यतिवरके नैना ॥५६॥

માટે અમને ઉત્તમ પ્રકારે દીક્ષા આપો અને અમારા ભ્રમને હરો. રાજકુમારનાં આવાં વચન સાંભળી યાદવસ્વામીનાં નયનો હસી ઉઠયાં

उन महदात्माने किय निश्चय, है यह बन्धु उभयकी लघुवय ।
भगवत् प्रेम परायण दोऊ, बाधक है नहि अवगुन कोऊ ॥५७॥

અને એ મહાત્માએ નિશ્ચય કર્યો જે બન્ને ભાઇઓની અવસ્થા ન્હાની છે, પરંતુ બન્ને ભગવત્ પ્રેમ પરાયણ છે તેમ ભક્તિમાં બાધ કરનાર કોઇ અવગુણ પણ એમનામાં નથી.

नैष्ठिक ब्रह्मचर्यकी दिक्षा, स्वरुपसिद्धिहित शास्त्रकी शिक्षा ।
उभय कृत्य इनकाज उचित है, पें अनजान जनक शुभचित है ॥५८॥

તો પછી આ બન્નેને નૈષ્ઠિક બ્રહ્મચર્યની દિક્ષા અને સ્વરૂપની સિદ્ધિને માટે શાસ્ત્રનો અભ્યાસ આ બન્ને કામ કરવા યોગ્ય છે, પરંતુ શુભ ચિત્તવાળા એમના પિતા આ વાતથી હજુ અજાણ્યા છે.

प्रथमहि उनकों बात सुनावें, तो सब कृत्य उचितपन पावे ।
योगराज इच्छा अनुसारा, उनके बालककों हम द्वारा ॥ ५९ ॥

પ્રથમ મહારાજા યોગરાજજીને આ વાત સંભળાવવી જોઇએ અને ત્યાર પછી દિક્ષાદિ કાર્ય કરવું તે યોગ્યતાવાળું દેખાય. માટે યોગરાજજીની આજ્ઞાથીજ આ બે કુમારો મારા દ્વારા દિક્ષિત થવા જોઇએ.

दिक्षा त्यागकी यदिदीजावे, तो पुनि कछु अवरोध न आवे ।
अस विचारी भेजे पितु आगें, जा वह उनतें आज्ञा मागे ॥६०॥

અને પછી ત્યાગમાં અવરોધ આવી શકે નહિ. આમ વિચાર કરી યાદવસ્વામીએ બન્ને કુમારોને એમના પિતા પાસે મોકલ્યા. બન્ને બન્ધુઓ પોતના પિતા પાસે જઇ આજ્ઞા માગવા લાગ્યા,

दोहा—मातपिता ढिग सह विनय, कहन लगे सुत शान्त ।
स्वकीय मृगवध आदि ले, संतमिलन वृत्तान्त ॥ ६१ ॥

માતાપિતા પાસે શાન્તપણે બન્ને પુત્રોએ વિનય પૂર્વક પોતાનું મૃગવધ આદિથી આરંભી સંત યાદવસ્વામીના મિલન પર્યન્તનું સમગ્ર વૃત્તાન્ત કહી સંભળાવ્યુ.

चोपाई—हम विरागमें देखत हैं हित, चाहतहैं अब त्यागाश्रम चित्त।
दिक्षाकी आज्ञा द्रुत दीजें, करुना हमपें इतनी कीजें ॥ ६२ ॥

અને કહેવા લાગ્યા જે હે માતાપિતા અમે વૈરાગ્યમાં અમારૂં હિત જોઇએ છીએ અને ચિત્તમાં ત્યાગાશ્રમની બહુજ પવિત્ર દિક્ષા લેવાની ચાહના છે માટે આપ અમારા ઉપર એટલી કૃપા અવશ્ય કરો.

बालक उर अस उग्र विरागा, त्योंहि शुभेच्छा उनकी अथागा।
देखि देत आज्ञा सुखदाता, आशीर्वाद सहित पितुमाता ॥६३॥

પોતાના પુત્રને હૃદયે વૈરાગ્ય તેમજ અપાર શુભેચ્છા જોઇ સુખદાયક માતાપિતા આશીર્વાદ સહિત દિક્ષા ગ્રહણ કરવાની આજ્ઞા આપી અને

झंझावाट नृपति तदनन्तर, झिल्ल सरस्वती ओर नलेश्वर ।
आश्रमके प्रतिवर्ती जो वन, करत भये आश्रम हित अर्पन॥६४॥

ત્યારપછી ઝંઝાવાટ નરેશશ્રી યોગરાજજીએ ઝિલ્લકા સરસ્વતી અને મહાદેવ એ નગેશ્વરની આસપાસનું જે વન છે તેને આશ્રમના નિર્વાહ માટે અર્પણ કર્યું.

लेकें संग अनुजकों सामत, आये आश्रम संत शरन रत ।
लखि यतिवरको अति प्रमुदित हिय, भक्ति सहित दुवने वन्दन किय

કુમાર સામતસિંહ પોતાના ન્હાનાભાઇ આંબાજીને સાથે લઇ સંતશરણમાં પ્રીતિવાળા બની આશ્રમમાં આવ્યા અને યાદવસ્વામીનું આનન્દયુક્ત હૃદય જોઇ બન્નેએ ભક્તિ પૂર્વક પ્રણામ કર્યાં.

**यादव स्वामी अमित करुनामय, आशीर्वचन सुनावत अक्षय ।**

**बोले बोधमयी प्रियबानी, तुष्ट भये नृपसुत निर्मानी ॥ ६६ ॥**

અપાર કરૂણાથી ભરેલા યાદવસ્વામીએ અક્ષય આશીર્વચન સંભાળાવ્યાં અને બોધયુક્ત વચનો બોલ્યા, જે સાંભળી નિરભિમાની રાજકુમારો અત્યંત સંતોષ પામ્યા.

**दोहा–बोले गुरु यादव बहुरि, वत्स! तुम्है वृत कीन्ह ।**

**कुलगुरु जननी जनककी, उचितसु आज्ञा लीन्ह ॥ ६७ ॥**

વળી ગુરૂ યાદવસ્વામી કહેવા લાગ્યા જે હે પુત્રો! તમોએ યથાવિધિ ચાન્દ્રાયણ વ્રત કર્યું? અને કુળગુરૂ, માતા તથા પિતાની દિક્ષા લેવા માટે આજ્ઞા મેળવી છે

**चोपाई–कहियें अब है क्या अभिलाषा, तब सामतसिंहने यों भाषा**

**गुरु आज्ञा अनुसार गये गृह, समय भयो अनुकूल सुखावह॥६८॥**

તે કહો? ત્યારે સામતસિંહે પ્રત્યુત્તર આપ્યો જે ગુરૂજીની આજ્ઞાનુસાર અમે અમારે ઘેર ગયા અને ત્યાંનો સમય અનુકૂલ થયો.

**कुलगुरुजनने स्तुति किय स्वीकृत, सकल भये हमरे मत सम्मत**

**तदनन्तर आये प्रभु आगें, शरन देहु जासों भ्रम भागे ॥६९॥**

કુલગુરૂ તથા જનની જનકે અમારી સ્તુતિનો સ્વીકાર કર્યો. સર્વ અમારા મતમાં સમ્મત છે. દિક્ષાની આજ્ઞા આવી છે અમે આપના શરણે આવ્યા છીએ. આપનું શરણ આપવા કૃપા કરો કે જેથી અમારી શંસારિક ભ્રાન્તિ નષ્ટ થાય.

**एक यामुनाचार्यजु[1] स्वामी, जपत भये निशदिन बहुनामी ।**

**उनविरचित इक स्तोत्र सुहावे, तामें श्लोक घने स्थिति पावे॥७०॥**

---

१ अपराधसहस्रभाजनं, पतितं भीमभवार्णवोदरे । अगतिं शरणागतं हरे, कृपया केवलमात्मसात् कुरु ॥

યામુનાચાર્ય નામે મહાત્મા હતા, જેઓ રાત્રિ દિવસ પ્રભુભજન કરતા, તેમનું રચેલ એક આલવન્દાર નામક સ્તોત્ર છે તેમાં શ્લોક તો ઘણા છે

**तद्गत इक अब आत स्मरनमें, होहि सहायक दोष हरनमें ।**
**"मैं अपराध सहस भाजन हों, पतित अगति शरणागत जनहों॥७१॥**

પરંતુ તેમાંનો એક શ્લોક આ વખતે મારા સ્મરણમાં આવ્યો છે કે જે સમગ્ર દોષને હરવામાં સહાયક થશે. હું હજારો અપરાધનો પાત્ર છું, પતિત છું અગતિ (જેની કોઈરીતે સદ્ગતિ ન થાય તેવો)છું છતાં આપને શરણે આવેલો છું.

**भीम भवार्णव उदर अगाधा, हरहु करुणाकर हरि! बाधा ।**
**मोसम अधम मनुज अपनाई, बिरद निबावहु श्रीरघुराई ॥७२॥**

તો હે કરૂણાનિધાન પ્રભુ રામચન્દ્ર! આ ભયંકર અને અગાધ એવા ભવસાગરમાંથી મને તારી મ્હારી બાધા ( દુ:ખ ) ને હરો, અને મ્હારા જેવા અધમ મનુષ્યને પોતાનો બનાવી આપનું " અધમ ઉદ્ધારણ " એવું જે બિરદ છે તેને નિભાવો.

**दोहा—द्रगगोचरको सिन्धुमें, नाविक लेत उबार ।**
**तलस्पर्शी जनकों करे, हरि बिन कोन उद्धार ॥ ७३ ॥**

નાવિક (વહાણ ચલાવનાર) સમુદ્રમાં જે કોઈ ડુબતો નજરે પડે તેને ઉગારી લે છે, પરંતુ જે સાગરને તળીએ જઈ બેઠો હોય તેને ઉગારી શકતોનથી, એવા તલસ્પર્શી જનનો ઇશ્વર વિના કોણ ઉદ્ધાર કરે?

**चोपाई—सर्वशक्तिशाली सब जाने, महिमा उनकों संत पिछाने ।**
**हिमगिरि गह्वरगत लघुनाना, पिपीलिकादिक जन्तु जहाना॥७४॥**

એ ઇશ્વર સર્વ શક્તિમાન્ છે એમ સહુ કોઇ જાણે છે, એના મહિમાને તો સત્પુરૂષોજ ઓળખી શકે છે. હિમાલયની ગુફામાં રહેલા ન્હાના પ્રકારના જે પિપીલિકા (કીડી) આદિ જન્તુઓ

**सागरतलगत शंखजु सोहे, उनमें कीट आदि जीव जो है ।**
**उनके अन्तःकरणकी वृत्ति, त्यों ब्रह्मादिक देव प्रवृत्ति ॥ ७५ ॥**

તેમજ સાગરતળે રહેલાજે શંખ તેમાં જે કીટ આદિ જીવો તેના અન્તઃકરણની વૃત્તિ અને બ્રહ્મા આદિ દેવની પ્રવૃત્તિનો

साक्षीरूपतें जो जानत है, वह सर्वज्ञ हृदय ठानत है ।
अश्म लघु गिरि महद सुमेरहि, ब्रह्म अणु तोलत बिन देरहि॥७६॥

જે સાક્ષી રૂપે રહી જાણે છે તે સર્વજ્ઞ પ્રભુ સર્વના હૃદયમાં રહે છે. એક ન્હાનામાં ન્હાનો પત્થર અને સુમેરૂ જેવો મહાન પર્વત તેમજ સમગ્ર બ્રહ્માંડનો વિના વિલંબે તોલ કરી શકે છે.

यातें प्रभुकी शक्ति अगाधा, जिसने उनके चरन अराधा ।
शरन गये जो ह्वै प्रभुप्यारे, ईश्वर उनकों क्यों न उद्धारे ॥७७॥

માટે એ પ્રભુની શક્તિ અગાધ છે. જેઓએ એમના ચરણોનું આરાધન કર્યું છે અને જેઓ એમને શરણે ગયા છે એનો એ ઇશ્વર ઉદ્ધાર કેમ ન કરે? કારણ કે શરણાગત જનો પ્રભુને વ્હાલા હોય છે.

जब तक वृत्ति जगद् विषयनमें, तब तक गति नहि ईश शरनमें ।
दोष अनित्य आदि जग ठाने, जब सब विषय मृषा मन जाने॥७८॥

જ્યાં સુધી મનોવૃત્તિ સાંસારિક વિષયોમાં રચીપચી હોય છે ત્યાં સુધી ઇશ્વરના શરણ તરફ જવાનું મન થતું નથી. જ્યારે જગતમાં અનિત્ય આદિ દોષ દેખાય અને જ્યારે વિષયમાત્ર મનથી મિથ્યા માનવામાં આવે.

आश्रयरूप नहीं गतिरूपा, आश्रय गति इकईश अनुपा ।
जानि वृति उन ओर बहावे, प्रानी वोहि परमपद पावे ॥ ७९॥

તેમજ એ જગત્ તથા તદ્દગત વિષયસુખાશ્રયરૂપ કે ગતિરૂપ નથી, પરંતુ એક ઇશ્વરજ આશ્રય અને ગતિરૂપ છે એમ જાણી પોતાની મનોવૃત્તિને ઇશ્વરતરફ જવાદે એજ પ્રાણી પરમ પદને પામે છે,

दोहा—त्रसित भये गज इन्द्र जब, तीव्र ग्राहके त्रास ।
व्यथानिवारन रही नहीं, आत्मिक जनकी आश ॥ ८० ॥

જ્યારે ગ્રાહના તીવ્ર ત્રાસથી ગજેન્દ્રને ભય પ્રકટ થયો અને પોતાનું દુઃખ નિવારવામાટે કોઈ આત્મિક (પોતાનાં) જનોની આશા ન રહી.

चोपाई—अखिल जबें असमर्थ निहारे, तब हरि चरन हृदयमें धारे।
अन्तर्वृत्तिनिरोध उचित गिन, कियो चित्त एकाग्र त्वरित तिन॥८१॥

અને સર્વને જ્યારે સામર્થ્યરહિત જોયા ત્યારે તેણે (ગજેન્દ્રે) હૃદયમાં ઇશ્વર ચરણને ધારણ કર્યાં અને અન્તર્વૃત્તિનો નિરોધ કરવાનું યોગ્ય ગણી તુરત ચિત્તને એકાગ્ર (ઇશ્વર પરાયણ) બનાવ્યું.

**प्रभु प्रार्थनामेंहि प्रवृत्ति, किय जासों भइ ताप निवृत्ति ।**
**याबिध भक्तियत्न भयहारी, आये हरि निज बिरद् बिचारी॥८२॥**

તેની સમગ્ર પ્રવૃત્તિ પ્રભુપ્રાર્થનામય બની, જેથી તેના ત્રિવિધ તાપની નિવૃત્તિ થઇ. આ રીતે ભક્તિરૂપી યત્ન મહાન્ ભયને હરનારો છે. જ્યારે ગજેન્દ્રે પ્રભુ પ્રાર્થના એકાગ્ર ચિત્તે કરી ત્યારે પ્રભુએ પોતાનું બિરદ વિચારી

**ग्राहवद्नकों द्रुत हि विदार्यो, व्यथित महा गजराज उबार्यो ।**
**यह घटि गजसन प्रभु आराधन, उन बिन ओर न था कछु साधन ८३**

તુરતજ ગ્રાહ (મઘર) નું મુખ ચીરી નાંખ્યું અને મહાન્ વ્યથા પામતા ગજરાજને ઉગારી લીધો. આ સમયે પ્રભુની આરાધના સિવાય દુઃખથી મુક્ત થવાનું બીજું કંઇપણ સાધન હતું નહિ.

**त्योंहि प्रभुने निज अनुग्रहतें, शरणागतकों दुःख दुःसहतें ।**
**मुक्त कियो अयि गुरुवर! जैसें, तुम ढिग हम शरणागत वैसें॥८४॥**

તેમજ પ્રભુએ પણ પોતાના અનુગ્રહ [કૃપા] થી શરણાગત ગજેન્દ્રને દુઃસહ દુઃખથી મુક્ત કર્યો. હે ગુરૂવર! અમે પણ આપની પાસે એવાજ શરણાગત [શરણે આવેલા જનો] છીએ.

**जगजलनिधितलतलक गयेहें, काम आदि बहु दोष छयेहें ।**
**दूषित अरु अपराधी हमसे, तारक है करुनाकर तुमसे ॥ ८५ ॥**

સંસાર સાગરના તળીઆ સુધી પહોચી ગયા છીએ અને કામ આદિ ઘણા દોષોથી વ્યાપ્ત છીએ. અમારા જેવા દૂષિત (દોષવાળા) અને અપરાધી શરણાગત છે અને આપ જેવા કરૂણાળુ તારક છે.

**केवल आपकृपा साधन धन, ओर न है कछु साधन हमसन ।**
**भगवन्! तुम यह भवसागरके, कणधार प्रिय नटनागरके॥८६॥**

હે ભગવન્! અમારા પાસે આપની કૃપા એજ સાધન છે, બીજું કંઇ સાધન છે નહિ. આપ આ ભવસાગરના કર્ણધાર [નાવિક] છો અને શ્રીનટનાગર [શ્રી કૃષ્ણ–શ્રી શિવ] ના પ્રેમપાત્ર છો.

दोहा–हमसे प्रानी अधमके, उद्धारक हो आप।
संस्रतिमें सत्पुरुष बिन, हरे कोन त्रय ताप ॥ ८७ ॥

આપ અમારા જેવા અધમ પ્રાણીનો ઉદ્ધાર કરનારા છો. સંસારમાં સત્પુરૂષ વિના ત્રિવિધ તાપ કોણ હરી શકે છે?

चो.–आये हम गुरु! शरन तुम्हारे, किय वृत पुनि उर प्रभुपद धारे।
जाकों अज आदिक सुर वन्दत, हृदय हमारे वहँ हि अनन्दत॥८८

હે ગુરૂ! અમે આપને શરણે આવ્યા છીએ. આપની આજ્ઞાનુસાર અમોએ ચાન્દ્રાયણ વ્રત કર્યું અને પ્રભુચરણને હૃદયમાં ધારણ કર્યાં છે. જે ચરણોને બ્રહ્મા આદિ દેવો વન્દન કરે છે, તે ચરણોમાં અમારૂં મન પણ આનંદ પામે છે.

रघुवरपद सरसिज सरसावे, स्थिति मनभँवर जहां नित पावे।
गुरुवर! रामचन्द्र गुन भूरि, उन अनुवाद करत दुःख दूरी॥८९॥

શ્રી રામચન્દ્રનાં ચરણ કમલસમાન છે અને જેમાં મુનિના મનરૂપી ભ્રમર નિરન્તર સ્થિતિને પામે છે. હે ગુરુવર! એ રામચન્દ્ર પ્રભુના ગુણો અગણિત (ગણી ન શકાય તેટલા) છે અને એ ગુણોનો વાર્તાલાપ સાંસારિક દુઃખોને દૂર કરે છે.

शास्त्र प्रमाणसहित प्रभु सत्ता, कहहु कृपा कर राम महत्ता।
तारक ब्रह्म मंत्र महिपाला, दीजें उन उपदेश दयाला ॥ ९० ॥

માટે એ પ્રભુ રામચન્દ્રની સત્તા તેમજ મહત્તા શાસ્ત્રોનાં પ્રમાણ સહિત અમોને કૃપા કરી કહો અને જે મંત્રરાજ તારક બ્રહ્મ છે તેનો હે દયાળુ! અમોને ઉપદેશ આપો.

भक्तिसहित यों नृपसुत बोले, ह्वै प्रसन्न यतिवर उर खोले।
ग्रीष्म बिच ज्यों नदी दिग्बांही, प्रसन्न ओ गंभीर सराही ॥९१॥

રાજકુમાર સામતસિંહ જ્યારે આમ ભક્તિપૂર્વક બોલ્યા ત્યારે યતિવર યાદવસ્વામી પણ હૃદયથી પ્રસન્ન થયા. જેમ ગ્રીષ્મઋતુમાં[ઉનાળામાં] ઉત્તર દિશામાં વહેતી નદીઓને પ્રસન્ન અને ગંભીર કવિજનો વખાણે છે

वैसें नृपसुत विमल गँभीरा, ज्ञानदानके पात्र सुधीरा ।
नांही बक यह हंस सुवेषा, इनहित उचित स्वरुप उपदेशा॥९२॥

એવીજ રીતે આ રાજકુમારો નિર્મળ અને ધૈર્યશાળી છે માટે જ્ઞાનદાનના પાત્ર છે અર્થાત્ તેમને જ્ઞાનનું દાન આપવું યોગ્ય છે. આ બગલાઓ નથી. પરંતુ ઉત્તમ વેષવાળા હંસ છે, એમને સ્વરૂપનો ઉપદેશ દેવો એ સર્વ પ્રકારે ઉચિત છે.

अस विचारि यादव स्वामीने, राजतनय अपनाई लीने ।
प्रसन्न गंभीर मुखमुद्रासों, उन्नत दक्षिण करलतिकासों ॥ ९३ ॥

આમ વિચાર કરી યાદવસ્વામીએ બન્ને રાજકુમારોને પોતાનું શરણ આપ્યું અને પ્રસન્ન તથા ગંભીર મુખમુદ્રાથી જમણો હાથ ઉંચો કરી

आशीर्वाद उभयकों दीन्हो, प्रभुगुनगान समारँभ कीन्हो ।
स्मृति पुराण उपनिषदाधारजु, राममहत्ता विविध प्रकारजु ॥९४॥

બન્નેને આશીર્વાદ આપ્યા અને પ્રભુગુણગાનનો સમારંભ કર્યો. સ્મૃતિ, પુરાણ અને ઉપનિષદ્‌ને આધારે વિવિધ પ્રકારની રામ મહત્તા

समुझावत संबोधि कुमारन, राममहत्त्व प्रकाश प्रसारन ।
जा तुमने शुभ प्रश्न कियो है, जनहित स्पष्ट दिखाइ दियो है॥९५॥

કુમારોને સંબોધી સમજાવવા લાગ્યા અને કહેવા લાગ્યા જે તમોએ રામમહત્ત્વનો પ્રકાશ પ્રસારવા માટે જે શુભ પ્રશ્ન કરેલ છે તેથી સ્પષ્ટ રીતે જન સમાજનું હિત બતાવી આપ્યું છે.

दोहा–राम नाम महिमा अमित, अगाध त्योंहि अपार ।
तुम आगें अब कहत हों, में मम मति अनुसार ॥ ९६ ॥

રામનામનો મહિમા અમિત છે, અગાધ અને અપાર છે એ મહિમા હવે હું મારી બુદ્ધિ અનુસાર તમોને કહું છું

चोपाई–सुनहु वृत्ति एकाग्र बनाई, पुनि प्रवचनमें शंका पाई ।
करना प्रश्न यथारुचि हमकों, प्रत्युत्तर हम देंगे तुमकों ॥ ९७ ॥

તે તમો એકાગ્ર ચિત્તથી શ્રવણ કરો. મારા પ્રવચનમાં તમોને કંઈ શંકા ઉત્પન્ન થાય તો તમે તમારી મરજી મુજબ મને પ્રશ્ન કરજો, હું તમોને તેનો પ્રત્યુત્તર આપીશ.

**रामविषय जामें गुनगाना, सुनु वह प्रिय उपनिषद् प्रमाना ।**
**राम[1] वही परब्रह्म विराजे, राम परात्पर है विभु भ्राजे ॥ ९८ ॥**

જેમાં રામ વિષયક (રામ નામ સબંધી) ગુણગાન છે તે ઉપનિષદ્‌નું પ્રમાણ શ્રવણ કરો. રામ એજ પરબ્રહ્મ અને પરાત્પર પ્રભુ છે.

**राम सदा परतत्त्व प्रसिद्धजु, वही ब्रह्म तारक प्रभु इद्ध जु ।**
**ज्यों वटको[2] लघु बीज सुहावे, वट अनन्त तामें स्थिति पावे॥९९॥**

પ્રસિદ્ધ એવું પરમ તત્ત્વ રામજ છે. એજ પૂજ્ય પ્રભુ બ્રહ્મ છે. જેમ વડ વૃક્ષનું બીજ ન્હાનું હોય છે, પરંતુ એ બીજમાં અનંત વટ વૃક્ષ રહેલાં હોય છે

**त्यों सचराचर विश्वविदित है, सो सब रामस्वरुपमें स्थित है ।**
**यों श्रीरामतापीनीय नामा, कहत स्पष्ट उपनिषदभिरामा ॥१००॥**

તેમ ચરાચર આત્મક જે જગત્ છે તે સર્વ રામના સ્વરૂપમાં રહેલું છે એમ શ્રીરામતાપીનીય નામની ઉપનિષદ્ સ્પષ્ટ કહે છે.

**अब सुनु वृद्ध मनुस्मृतिको मत[3], मंत्र महा जा सप्तकोटिगत ।**
**वह सब है चित्तविभ्रमकारक, राममंत्र सर्वोपरि तारक ॥ १०१ ॥**

હવે હે કુમાર! વૃદ્ધ મનુસ્મૃતિનો મત શ્રવણ કરો. મનુ મહારાજ કહે છે જે રામમંત્ર ભિન્ન જે સાત કરોડ મંત્રો છે તે સર્વ ચિત્તમાં વિભ્રમ (આશંકા) ઉપજાવે તેવા છે; પરંતુ એક રામમંત્ર કે જે મહામંત્ર છે તે તારક [ભવસાગરથી તારનાર] ગણાય છે.

---

१ राम एव परंब्रह्म, राम एव परात्परम् । राम एव परं तत्वं, श्रीरामो ब्रह्मतारकम् ॥ २ ॥ यथैव वटबीजस्य, प्राकृतश्चमहाद्रुमः । तथैव रामबीजस्थं, जगदेतच्चराचरम् ॥ [ इति रामतापिनि उपनिषदः ]

३ सप्तकोटि महामन्त्रा-श्चित्तविभ्रमकारकाः । एक एव परोमन्त्रः, श्री रामेत्यक्षरद्वयम् ॥ येषां नित्यं रमेच्चित्तं, रामनाम्नि सदोज्वले । तेषां पुण्यौघमुत्कृष्टं, जायतेहिमतिस्क्षणम् ॥ [इति वृद्धमनुस्मृतेः]

रामनामके है द्वय अक्षर, ताको स्मरण करे नित जो नर ।
उनके पाप सकल लय पावे, पुण्य प्रतिक्षणमें बढि जावे ॥१०२॥

રામ નામના બે અક્ષર છે તેનું સ્મરણ જે મનુષ્ય નિરન્તર કરે તેનાં સર્વ પાપ લય પામે છે અને પુણ્ય ક્ષણે ક્ષણે વૃદ્ધિ પામે છે અર્થાત્ રામનામના સ્મરણથી પુણ્યની પ્રાપ્તિ થાય છે.

दोहा–धर्मराज[1] स्मृतिमें बहुरि, कहत नृपति यों धर्म ।
श्रद्धासह सुनु राजसुत! महद् मंत्रको मर्म ॥ १०३ ॥

એ રીતે ધર્મરાજ સ્મૃતિમાં ધર્મરાજા પોતે કહે છે તે હે રાજકુમાર! શ્રદ્ધા પૂર્વક ઉક્ત મહામંત્રના મર્મ શ્રવણ કરો.

चोपाई–जो जन जपत राम अभिधाना, अथवा धरत निरन्तर ध्याना।
ताकों उठकर आदर देऊं, मुनिवर प्रति अस धर्म कहेऊ ॥१०४॥

જે મનુષ્ય રામનું નામ જપે છે અથવા એમનું નિરન્તર ધ્યાન ધરે છે તેને ઉભો થઇ હું આદર [સત્કાર] આપું છું એમ ધર્મરાજા મુનિવર પ્રતિ કહે છે.

मिथ्यावाद ओर दिन सोना, अतिजलपान आदि अघभोना ।
काल भविष्यत् अरु क्रियमाना, जान अजानहितें हो जाना ॥१०५॥

મિથ્યાવાદ(ખોટું બોલવું), દિવસે સૂવું અને અતિ જલપાન કરવું ઇત્યાદિ કાર્ય પાપનાં ઘર છે; તે ભૂત, ભવિષ્ય અને વર્તમાન કાળમાં જાણ્યે અજાણ્યે થઇ ગયાં હોય, થતાં હોય અને થવાનાં હોય

उन सबकी द्रुत शुद्धिकारक, रामनाम द्वय अक्षर तारक ।
सकृत् जाप करे जिहि प्रानी, होत शुद्ध वह यह सत बानी ॥१०६॥

એ સર્વની સત્વર શુદ્ધિ કરનાર રામ નામના બે અક્ષર પાપથી તારનારા છે. જે પ્રાણી એકજ વખત રામ નામનો ઉચ્ચાર કરે તે શુદ્ધ બને છે એ વાત સત્ય છે

---

१ दृष्ट्वा श्रीरामनाम्नस्तु, जापकं ध्यानतत्परम् । अभयोत्थानकं स्नेहाद्, करिष्येहं महामुने ॥

कात्यायन[1] स्मृति कहत सदा यों,शाकल्य[2] स्मृतिको मत हैं त्यों।
रामनामको श्रवण रु कीर्तन, आपद् सिन्धु तरत त्वरितहि जन॥१०७

એમ કાત્યાયન સ્મૃતિ કહે છે. વળી શાકલ્ય સ્મૃતિનો એવો મત છે જે રામનામનું શ્રવણ અથવા કીર્તન જે મનુષ્ય કરે છે તે તુરતજ આપત્તિના સાગરથી તરે છે

यातें राममंत्रको आश्रय, लेकर में बिचरतहों निर्भय ।
हारित[3] स्मृतिको शुभसिद्धान्तजु, राजतनय ! सुनु ह्वै कर शान्तजु

એટલા માટે રામ મંત્રનો આશ્રય ગ્રહણ કરી હું નિર્ભયતાથી વિચરૂંછું એમ શાકલ્ય મુનિ કહે છે. હવે હે રાજકુમાર ! હારિતસ્મૃતિનો જે શુભ સિદ્ધાન્ત છે તે શ્રવણ કરો.

दोहा–राममंत्रके जापसों, श्रीअगस्त्य शिवरूप ।
भये ब्रह्ममय कश्यपजु, नाम प्रभाव अनुप ॥ १०९ ॥

રામમંત્રનો જપ કરવાથી અગસ્ત્ય મુનિ શિવરૂપ અને કશ્યપ મુનિ બ્રહ્મરૂપ બન્યા માટે રામ નામનો મહિમા અનુપમ છે.

चोपाई–विश्वामित्र इन्द्रपन पाये, कार्तिकेय त्यों मनु मनभाये।
इन्द्र सुमेरु आदि गिरिवरहि, नारद् वालखिल्य वृत्तधरहि॥११०॥

વિશ્વામિત્ર ઋષિ ઇન્દ્રપણાને પ્રાપ્ત થયા, કાર્તિકેય સ્વામી, મનુ ભગવાન, ઇન્દ્ર, સુમેરૂ આદિ શ્રેષ્ઠ પર્વતો, નારદ અને વાલખિલ્ય આદિ

---

१ मिथ्यावादे दिवास्वापे, बहुशोऽम्बुनिषेवणे । रामनामाक्षरं जप्त्वा, सद्यपूतः प्रजायते । कृतैश्च क्रियमाणैश्च, भविष्यद्भिष्मपातकैः । रामेति द्व्यक्षरं नाम, सकृज्जप्त्वा विशुध्यति । इति कात्यायनस्मृतेः ॥ २ श्रवणात्कीर्तनात्तस्य, नरो याति निरापदम् । तच्छ्रीमत् रामनामाख्यं, मन्त्रं वै संश्रयाम्यहम् । इतिश्री शाकल्यस्मृतेः॥

३ इमं मन्त्रमगस्त्यस्तु, जप्त्वारुद्रत्वमाप्तवान् । ब्रह्मत्वं काश्यपश्चैव, कौशिकोऽपि महेश्वताम् ॥ कार्तिकेयो मनुश्चैव इन्द्रार्कौगिरिनारदाः । बालखिल्यादि मुनयो, देवतात्वं मपेदिरे ॥ तस्मात् सर्वात्मना राम, नामरूपं परंप्रियं, मन्त्रं जपेत्सदाधीमान ; संविहायान्यसाधनम् ( इति हारितस्मृतेः )

मुनिगन देव प्रसिद्ध कहाये, केवल रामनाम गुन गाये ।
यातें चित्त इकाग्र बनाई, रटना योग्य सतत रघुराई ॥ १११ ॥

મુનિગણ પ્રસિદ્ધ રીતે દેવ કહેવાયા એ કેવળ રામ નામના ગુણ ગાવાથીજ. માટે ચિત્તને એકાગ્ર બનાવી રઘુરાજ રામચન્દ્રના નામનું રટણ કરવું એ યોગ્ય છે.

कवल कवल प्रति राम कहतजु, जो जन भोजन नित्य लहतजु ।
अन्नदोष ताकों व्यापे ना, बोलत अत्रि[1] मुनि अस बेना ॥११२॥

કોળીએ કોળીએ રામ બોલી જે મનુષ્ય ભોજન કરે છે તેને અન્નદોષ [અન્નથી થતા દોષો] પરાભવ કરી શકતા નથી એમ અત્રિ મુનિ કહે છે.

कहत बहुरि जो सांवर्तक[2] स्मृति, सुनु वह राजतनय! धरिकें धृति ।
अगणित जन्म सुकृतियुत जबही, हात सुजन बिनसंशय तबही ११३

વળી સાંવર્તક સ્મૃતિ કહે છે તે હે રાજકુમારો ! ધૈર્યયુક્ત શ્રવણ કરો. જ્યારે અગણિત જન્મનાં સત્કર્મ ભેળાં થાય છે ત્યારે એવી સુકૃતિવાળા સજ્જનની સંશય વિના

राममंत्रमें रति उपजत है, यों सांवर्तक मुनिको मत है ।
अब वशिष्ठ[3] स्मृतिकी सुनु बानी, जो मुनिगनमें उत्तम ज्ञानी॥११४॥

રામમંત્રમાં પ્રીતિ ઉપજે છે એમ સાંવર્તક મુનિની માન્યતા છે. હવે જે મુનિગણમાં ઉત્તમ જ્ઞાની ગણાય છે એ વશિષ્ઠ મુનિની સ્મૃતિને શ્રવણ કરો.

राम राम रामेति निरन्तर, यदि पापी बोलत मुख मुद्भर ।
जन्म सहसके अघ जरि जावे, वो नर मुक्ति असंशय पावे ॥११५॥

વશિષ્ઠ મુનિ કહે છે કે જે મનુષ્ય નિરંતર હે રામ હે રામ હે રામ એમ આનંદથી બોલ્યા કરે છે તે ભલે પાપી હોય તો પણ તેના હજારો જન્મનાં પાપ બળી ભસ્મ થઇ જાય છે અને તે શંકાવગર મુક્તિને પ્રાપ્ત થાય છે.

---

१ कवले कवले कुर्वन्, रामनामानुकीर्तनम् । यः कश्चित् पुरुषोऽश्नाति, सोऽन्नदोषैर्न लिप्यते ॥(इति अत्रिस्मृतेः) २ असंख्यजन्मसुकृतै-र्युक्तो यदि भवेज्जनः । तदाश्री रामसन्मंत्रे, रतिस्संजायते नृणाम् ॥ १ ॥ (इति सांवर्तकस्मृतेः)३ श्रीरामरामरामेति, ये वदन्त्यपि पापिनः । पापकोटिसहस्रेभ्य, स्तेषामुद्धरणं क्षणात् ॥

**दोहा—कहत शनिश्चर[1] जो अबें, निजस्मृतिमें निर्दोष ।**
**सुनु नृपसुत! जय राम यों, करी मुखसों घन घोष ॥ ११६ ॥**

હવે હે રાજકુમાર! "જય રામ" એવો ગંભીર નિનાદ કરી શનિશ્ચરજી પોતાની સ્મૃતિમાં જે દોષ રહિત વચન કહે છે તે શ્રવણ કરો.

**चोपाई—मेरी दशा अतिही दुःखदाई, काहू प्रानी समय वश पाई।**
**रामनामको जपहि सुजापा, पावत वह सुख हैनिष्पापा ॥११७॥**

કોઈ પ્રાણી સમયને આધીન બની "મારી દશા અત્યન્ત દુઃખદાયક છે" એમ જાણી રામનામનો જપ કરે તે નિષ્પાપ બની પરમ સુખને પ્રાપ્ત થાય છે.

**बहुरि बृहस्पति[2] स्मृति जो भाषत, सो सुनु बन्धुसमेतजु सामत!**
**जब तक राम स्मरन मुख है ना, तब तकही यमदूत दुःखदेना॥११८॥**

વળી બૃહસ્પતિ સ્મૃતિમાં જે કહ્યું છે તે હે સામતસિંહ! તમે તમારા બન્ધુ સહિત શ્રવણ કરો. જ્યાં સુધી મુખમાં રામનામનું સ્મરણ નથી ત્યાં સુધીજ યમરાજના દૂતો દુઃખદાયક બને છે.

**शातातप[3] स्मृति कहत पुकारी, रामनाम अति मंगलकारी ।**
**ज्ञान बिच जो उत्तम ज्ञाना, ध्यान मध्य जो उत्तम ध्याना॥११९॥**

શાતાતપ સ્મૃતિ પુકારીને કહે છે જે રામનામ અત્યન્ત મંગલ કરનારું છે. જ્ઞાનમાં જે ઉત્તમ જ્ઞાન છે અને ધ્યાનમાત્રમાં જે ઉત્તમ ધ્યાન છે,

**योगबिच उत्कृष्ट सुयोगहि, रामनाम है कीर्तन योगहि ।**
**संसृतिमें है वोहि सनातन, हितकर रामनाम संकीर्तन ॥ १२०॥**

---

१ मत्कृता या भवेद् बाधा, महादुःखौघदायिनी । रामनामजपात्मा हि, मुच्यतेस्वल्पकालतः (इति शनिश्चरस्मृतेः) ॥ २ यावच्छ्रीरामनाम्नस्तु, स्मरणं नास्ति भो मुने । तावद्यमभटाः सर्वे, विचरन्तीह निर्भयाः (इति बृहस्पतिस्मृतेः)

३ ज्ञानानां परमंज्ञानं ध्यानानां परमोलयः । योगानां परमो योगो, रामनामानुकीर्तनम् । अयमेव परो लाभः सर्वेषां जगतीतले, नामव्याहरणं नित्यं श्रीरामस्य सनातनम् (इति शातातपस्मृतेः)

અને યોગ માત્રમાં જે ઉત્તમ યોગ છે તે સર્વ રામનામ કીર્તન રૂપ છે. સંસારમાં એજ નામ સનાતન છે અને તેનું કીર્તન હમેશાં હિતકારક છે.

**पुनि पाराशर[1] स्मृति सुनि लीजें, दुर्जन तन तरु उपमा दीजें।**

**पाप पक्षी गन जहँ निवसत है, रामनाम उच्चार उडत है ॥१२१॥**

વળી પારાશર સ્મૃતિનો મત પણ સાંભળી લ્યો. દુર્જનના શરીરરૂપી વૃક્ષમાં પાપરૂપી પક્ષીસમૂહ નિવાસ કરી રહેલ હોય છે તે રામનામનો ઉચ્ચાર થતાંજ ઉડી જાય છે.

**दोहा—बहुरि ब्रह्म पुराणमें,[2] नारद प्रति अज बेन।**

**रामनामके विषयमें, सुनु नृपसुत! सुखदेन ॥ १२२ ॥**

હે રાજકુમાર! રામ નામના વિષયમાં બ્રહ્મપુરાણમાં નારદ પ્રતિ બ્રહ્માનાં જે સુખદાયક વચન છે તે શ્રવણ કરો.

**चोपाई—प्रमादवश पावकको परसजु, देत जराइ पदार्थ तरसजु।**

**वैसें रामनाम अनधारे, आइ चढे मुख तउ अघ जारे ॥ १२३॥**

મનુષ્યના પોતાના પ્રમાદથી ઘરમાં આગ લાગે તો તમામ પદાર્થ જેમ તુરત બળી જાય છે તેમ ધાર્યા વગર જો રામનું નામ મુખથી બોલી જવાય તો પણ તે સમગ્ર પાપને બાળી ભસ્મ કરે છે.

**त्योंही पद्मपुराणकी[3] भीतर, पार्वती प्रति यों कहत त्रिपुरहर।**

**पूर्ण मंत्र जप वेद पठनतें, प्राप्त होत जो पुण्य सबनतें ॥१२४॥**

તેમજ પદ્મપુરાણમાં મહાદેવ પાર્વતીજી પ્રત્યે એમ કહે છે જે મંત્ર તથા જપ સહિત વેદના પઠનથી જે પુણ્ય પ્રાપ્ત થાય છે તેના કરતાં

**पुण्य कोटिगुन वह जन पावे. रामनाम जिहि वदन सुहावे।**

**प्राण प्रयाण समय इक बेरहि, समरत रामनाम बिन देरहि॥१२५॥**

---

१ तद्देहलक्षणं वृक्षं, पापरूपास्तु पक्षिणः त्यक्तवाचोऽड्डीय गच्छन्त्यविलम्बेन विहाय तम् [इति पराशरस्मृतेः] ॥ २ प्रमादादपि संस्पृष्टो, यथानलकणो दहेत्। तथौष्ठपुटसंस्पृष्टं, रामनाम दहेदघम् ॥ ३ जपतः सर्ववेदाँश्च सर्वमन्त्रांश्च पार्वति तस्मात् कोटिगुणं पुण्यं, रामनाम्नैव लभ्यते। प्राणप्रयाणसमये, सकृत्सीतापतिं स्मरेत्। स भित्वा मंडलं सौरं, परं धामाभिगच्छति [ इतिश्रीपद्मपुराणे ॥

કરોડગણું પુણ્ય એ મનુષ્ય પામે છે કે જેના મુખમાં રામ નામ શોભે છે. જે પ્રાણી પ્રાણના પ્રયાણ સમયે એકજ વખત રામનામનું સ્મરણ કરે છે તે વગર વિઘ્ને

भेदी सूर्यमण्डल सुखधामा, परमधाम पावत अभिरामा।

नारद प्रति पुनि ब्रह्मा[1] बोलत, रामनामको महिमा तोलत १२६

સૂર્ય મંડળને ભેદી સુખના ધામરૂપ મનોહર પરમ ધામને પામે છે, વળી નારદપ્રતિ રામનામના મહિમાનો તોલ કરવામાટે બ્રહ્માજી કહે છે જે

विष्णु नारायण अरु ऐसे, नाम विश्वपति शंकर जैसे।

जो मंगलसों नित्य छये हैं, रामहितें सब प्रकट भये हैं ॥१२७॥

નારાયણ શ્રી વિષ્ણુ અને એવાજ વિશ્વપતિ શંકરનાં નામો જે મંગળથી નિરન્તર છવાએલાં છે તે સર્વ રામનામથી પ્રકટ થએલાં છે.

दोहा—अर्जुनप्रति श्रीकृष्णका[2], बचन सुनहु नृपबाल!।

रामनाम उच्चार जो, मनुज करत सब काल ॥ १२८ ॥

હે રાજકુમાર! અર્જુન પ્રતિ શ્રીકૃષ્ણનું વચન છે તે શ્રવણ કરો. જે મનુષ્ય નિરન્તર રામનામનો ઉચ્ચાર કરે છે

चोपाई—आनँद मंगल उनके गेहा, सुख संपद आधीन सह स्नेहा।

गंगा[3] यमुना ओर सरस्वती, रेवा सागर पुष्करके प्रति ॥१२९॥

એમને ઘેર સદા આનંદ મંગળ વર્તે છે અને સુખ તથા સંપત્તિ સ્નેહ સહિત આધીન બને છે, ગંગા, યમુના, સરસ્વતી, રેવા ( નર્મદા ), સાગર અને પુષ્કર આદિનાં

---

१ विष्णुनारायणादीनि, नामानि यानि कान्यपि। तानि सर्वाणि देवर्षे जातानि रामनामतः॥इति ब्रह्मवचनम्॥ मंगलानि गृहे तस्य, सर्वसौख्यानि भारत अहोरात्रं च येनोक्तं, रामइत्यक्षरद्वयम्। गंगा सरस्वती रेवा, यमुना सिन्धु पुष्करे। केदारं तूदकं पीतं, रामइत्यक्षरद्वयम् ॥ ३ तेन दत्तं हुतं तप्तं, सदा विष्णुःसमर्चितः। जिह्वाग्रे वर्तते यस्य, रामइत्यक्षरद्वयम् ॥

**स्नान पानतें पुण्यहि जितना, राम दु अक्षरमें फल इतना ।**
**परमानन्द स्वरुप नित पागे, रामनाम जिहि रसना आगें॥१३०॥**

સ્નાન પાનથી જેટલું પુણ્ય પ્રાપ્ત થાય તેટલું પુણ્ય ફળ રામ એ બે અક્ષરમાં રહેલું છે. જે મનુષ્યની જીહ્વા (જીભ)ના અગ્રભાગ ઉપર પરમ આનન્દ સ્વરૂપ રામનું નામ શોભે છે

**देनेका सब उसने दीन्हा, करनेका तप उसने कीन्हा ।**
**होमा हुत पूजे परमेशा, प्राप्त किया उन पुण्य अशेषा ॥१३१॥**

એ મનુષ્યે આપવાનું સર્વ આપી દીધું અર્થાત્ રામનામનો ઉચ્ચાર કરે એજ ખરો દાતા છે. જે તપ કરવાનું હતું તે એણે કરી લીધું. હોમવાનું હતું તે હોમી લીધું અને જે પૂજન યોગ્ય પરમેશ્વર હતા તેનું પૂજન કરી લીધું અર્થાત્ રામ નામ લેનારજ ખરો તપસ્વી, ખરો હોતા ખરેખરો પૂજક ગણાય છે. એણે અશેષ [ સમગ્ર ] પુણ્યને પ્રાપ્ત કર્યું છે માટે

**विप्रनके प्रति व्यास[1] मुनीश्वर, कहत भये भयहर द्वय अक्षर ।**
**रामनाममहँ प्रेम सुजाको, अहोभाग्य शतविध है ताको ॥१३२॥**

મુનિવર વ્યાસે વિપ્રગણ પ્રતિ ભયને હરનારા " રામ " એ રીતના બે અક્ષર કહ્યા. જે મનુષ્યનો રામના નામમાં પ્રેમ છે તેના સેંકડો અહોભાગ્ય જાણવાં.

**विष्णुपुराण[2] सु विश्वविदित है, तामेंभी महिमा निगदित है ।**
**सनत्कुमार वशिष्ठ मुनीप्रति, कहत सुनहु नृपतनय! महामति १३३**

વિષ્ણુપુરાણ કે જે વિશ્વવિદિત છે તેમાં પણ રામનામનો મહિમા વર્ણવેલો છે. હવે સનત્કુમાર વશિષ્ઠમુનિપ્રતિ જે કહે છે તે હે મહાન બુદ્ધિશાળી રાજપુત્ર! શ્રવણ કરો.

**काजप्रसंगवशाहि अघजारन, काहु करत श्रीराम उच्चारन ।**
**वह कृतकृत्य होत गतदोषा, याविध स्पष्ट कियो उद्घोषा॥१३४॥**

---

१ अहोभाग्यमहोभाग्य, महोभाग्यं पुनः पुनः । येषां श्रीमद्रघूनाथ, नाम्नि संजायते रतिः ॥ २ प्रसंगेनापि श्रीराम, नाम नित्यंवदन्ति ये । ते कृतार्थाः मुनिश्रेष्ठ, सर्वदोषोद्गताः सदा

કોઇ મનુષ્ય કાર્ય પ્રસંગે પાપને પ્રજાળવામાટે " શ્રીરામ " એવો ઉચ્ચાર કરે છે તે કૃતકૃત્ય અને દોષ રહિત બને છે એમ સનત્કુમારે સ્પષ્ટ ઉદ્દ્ઘોષ ( ઉન્નત નિનાદ ) કરેલો છે.

**दोहा–ब्रह्मा[1] कहत मरीचिकों, मैं--हरि--हर--सुरवृन्द ।**

**रघुवर नाम प्रभावतें, पाये बुद्धि अमन्द ॥ १३५ ॥**

બ્રહ્મા મરીચિને કહે છે જે હું, વિષ્ણુ તથા મહેશ અને સર્વ દેવતાઓનો સમૂહ રામનામના પ્રભાવથી અસ્ખલિત બુદ્ધિને પ્રાપ્ત થયા છીએ.

**चोपाई–जो रसना दे अनुदिन आदर, जपत नहीं श्रीराम रघुवर ।**

**सो रसना विषधरसी जानी, ऐसी कमलभव प्रभुकी बानी॥१३६॥**

જે જિહ્વા પ્રતિદિન આદરપૂર્વક રઘુવર શ્રીરામનું નામ જપતી નથી તે રસના સર્પના જેવી સમજવી એમ વિષ્ણુના નાભિકમલમાંથી ઉત્પન્ન થએલ બ્રહ્માની વાણી છે.

**रामनाम जिहि श्रवण सुहावे, उनके सकल दुरित लय पावे ।**

**ज्योंहि अनलकण तूल जरावे, राम कहे त्यों अघ जरि जावे॥१३७॥**

રામનું નામ જેના શ્રવણમાં શોભે છે અર્થાત્ જેને કાને પડે છે તેનાં સર્વ પાપ નાશ પામે છે. જેમ અગ્નિનો તણખો હજારો મણ રૂને બાળે છે તેમ "રામ" નું નામ લેવાથી પાપ બળી જાય છે.

**शिवपुराणमें[2] मुनि नारद प्रति, कहत अजन्मा पार्वतीके पति।**

**आदिदेव अखिलेश्वर रामजु, सतत रटत जो जन उन नामजु ॥१३८**

શિવપુરાણમાં પાર્વતીના પતિ મહાદેવ નારદ મુનિ પ્રતિ કહે છે જે રામ નામ આદિ દેવ અને અખિલેશ્વર છે. જે મનુષ્ય તે નામનું સતત રટણ કરે છે

---

१ अहं च शंकरो विष्णु, स्तथा सर्वे दिवौकसः । रामनामप्रभावेण, संप्राप्ता बुद्धिमुत्तमाम् ॥ २ श्रीरामनामनिखिलेश्वरमादिदेवम्, धन्या जना क्षितितले सततंस्मरन्ति । तेषां भवेत् परममुक्तिरयत्नतस्तथा, श्रीरामभक्ति रचला विमलाप्रसादा । रामनाम सदा सेव्यं, जयरूपेण नारद । क्षणादर्धं नामसहितं, कालंकालातिदुःखदम् ॥

क्षितितलमें वह धन्य कहावे, विनहि यत्न पुनि मुक्ति पावे ।
अचल विमल अरु पुनित प्रसादा, रामभक्ति भव विनहि विवादा ॥

તે પૃથિવીમાં ધન્ય કહેવાય છે અને વિના યત્ને મુક્તિને પામે છે. સંસારમાં રામની ભક્તિ છે એ અચલ છે, નિર્મળ છે અને પવિત્ર પ્રસાદવાળી છે.

यातें रामनाम जप नीका, सेवन योगस्वरुप जयटीका ।
रामभजन युत छिन छिन आधा, कालकि करत है बहुविध बाधा१४०

એટલા માટે રામનામનો જપ સુન્દર છે અને એ રામનું નામ ચિન્તનીય છે, જયમાં તિલકરૂપ છે. રામ ભજન સહિત જે કાળ તે કાળને [મૃત્યુને] પણ દુઃખ આપનાર છે

दोहा—भागवताभिध[1] ग्रन्थको, स्कन्ध नवम सुखसार ।
अध्यायजु एकादशम, तामें निम्न प्रकार ॥ १४१ ॥

ભાગવત નામના ગ્રન્થનો જેમાં સુખદાયક સાર છે એવો નવમ સ્કન્ધ છે, તેના અગ્યારમા અધ્યાયમાં નીચે પ્રમાણે

चो.—कहत परीक्षितप्रति शुकदेवजु, रामनामतें मिलत अभेवजु ।
अघनाशक शृंगार क्षमाको, दश दिशमें व्यापक यश जाको ॥१४२॥

રાજા પરીક્ષિત પ્રતિ શુકદેવજી કહે છે જે રામનામથી અભય મળે છે. વળી રામનું નામ અઘનાશક [ પાપનો વિનાશ કરનાર ], ક્ષમા [ પૃથિવી ] ના શૃંગાર [આભૂષણ] રૂપ અને જેની કીર્તિ દશે દિશામાં વ્યાપેલી છે,

साम्प्रत गात सभामें ऋषिगन, स्वर्ग अमर पातालजु उरगन ।
शेष आदि जिहि सुगुन सराहे, आनँदके नदमें अवगाहे॥१४३

એ રામનામને સભામાં ઋષિગણ ગાય છે, સ્વર્ગમાં દેવો અને પાતાલમાં સર્પ સમુદાય શેષ આદિ જે રામના સદ્‌ગુણની પ્રશંસા કરે છે અને આનંદના નદમાં નિમગ્ન બને છે અર્થાત્ રામનામનો જપ કરી પૂર્ણ આનંદને પ્રાપ્ત કરે છે.

---

१ यस्यामलंनृपसदस्सुयशोऽधुनाऽपि, गायन्त्यघघ्नमृषयो-दिगिभेन्द्र वन्द्यम् ।
तंनाकपालवसुपालकिरीटजुष्टं, पादाम्बुजं रघुपतिं शरणं प्रपद्ये ॥

अष्टावसु कमनीय किरीटा, जिहि पदकमल सुसेवक कीटा।
चरन शरन वह में चित्त चाहों, श्रीरघुपतिके सुयश सराहों॥१४४

જેમના મસ્તકપર મનોહર મુકુટ શોભે છે એવા અષ્ટાવસુ જે રામચન્દ્રના ચરણ કમલનું સેવનારા કીટ (ભ્રમર) છે એ રામના ચરણને શરણ હું ચિત્તથી ચાહું છું અને શ્રી રઘુપતિના સુયશની પ્રશંસા કરું છું.

जो जन मिथ्यावादी कहावे, रामचरित सुनु शुद्ध गति पावे।
ह्वै कर शुद्ध सदा तन मनतें, मुक्त होत कृतिके बन्धनतें॥१४५

જે મનુષ્ય મિથ્યાવાદી (જૂઠું બોલનાર) કહેવાય છે તે પણ શ્રી રામચન્દ્રના ચરિત્રનું શ્રવણ કરી શુભ ગતિને પામે છે અને તન તથા મનથી શુદ્ધ બની કર્મનાં બન્ધનોથી મુક્ત થાય છે.

प्रात सांम निशि रघुवरजापा, पुनित होत प्रानी निष्पापा।
याबिध जो जन राम रटत है, ताके क्लेश अशेष कटत है॥१४६

સવાર, સાંજ અને રાત્રિએ જે પ્રાણી શ્રી રામનામનો જપ કરે છે તે પાપરહિત બની પવિત્ર થાય છે. આ રીતે જે રામનું રટણ કરે છે તેના સમગ્ર ક્લેશ નષ્ટ બને છે

विघ्न विनष्ट होत छिनमेंही, मुक्ति लहत है सत्वर देही।
नारद[1] नाम पुराण कहावे, शौनक प्रति सूतवाक्य सुहावे॥१४७

અને ક્ષણમાત્રમાં વિઘ્નો નાશ પામે છે તેમજ એ દેહધારી (રામ ભક્ત) સત્વર મુક્તિ મેળવે છે. આ રીતે નારદપુરાણમાં શૌનક પ્રતિ સૂત પુરાણીનાં વાક્ય છે.

पुनि है व्यासवचन जो हितकर, मार्कण्डेयपुराणकी[2] भीतर।
सो अब राजतनय! सुनिलीजें, कथन सदा रघुपतिको कीजें॥१४८

१ प्रातर्निशि तथा सन्ध्या, मध्यान्हादिषुसंस्मरन्। श्रीमद्रामं समाप्नोति स्वच्छः पापक्षयान्नरः॥ रामसंस्मरणाच्छीघ्रं, समस्तक्लेशं संचयः। क्षयं याति विप्रेन्द्र, तस्य विघ्नं नबाध्यते॥ वेदानांसारसिद्धान्तं, सर्वसौख्यैककारणम् परं ब्रह्म, सर्वेषां प्रेमदायकम्॥ तस्मात्सर्वात्मनारामनाममांगल्यकारणम्। [illegible] सावधानेन. त्यक्त्वासर्वदुराग्रहान॥

વળી માર્કંડેય પુરાણમાં જે હિતકારી વ્યાસનાં વચનો છે તે હે રાજપુત્ર ! શ્રવણ કરો. નિરન્તર રઘુપતિ રામનું નામ લેવું.

दोहा—वेदसार सिद्धान्त अरु, समग्र सुख इक हेतु ।
रामनाम परब्रह्म-रति, दायक भवनिधि सेतु ॥ १४९ ॥

ચારે વેદોના સાર તથા સિદ્ધાન્તરૂપ અને સમગ્ર સુખના એક હેતુ [કારણ]રૂપ રામનામ એજ પરબ્રહ્મમાં પ્રીતિ ઉપજાવનાર અને સંસાર સિન્ધુના સેતુ [પૂલ] રૂપ છે.

चोपाई—तातें सब विधि अधमउद्धारन, रामनाम है मंगलकारन।
सकल दुराग्रहको करि त्यागा, भजे राम सोई बडभागा ॥१५०॥

માટે સર્વ પ્રકારે અધમનો ઉદ્ધાર કરનાર અને મંગલના કારણરૂપ રામ નામ છે સકલ દુરાગ્રહનો ત્યાગ કરી જે મનુષ્ય રામને ભજે છે તે મહાન્ ભાગ્યશાળી ગણાય છે.

अग्निपुराणमध्य[1] त्रयनैनजु, दुर्वासाप्रति बोलत बैनजु ।
दिनके आदि मध्य अरु अन्ता, निशिमें जनजिहि पाप अनन्ता ॥

અગ્નિપુરાણમાં ત્રિનેત્ર [શંકર] દુર્વાસા મુનિ પ્રત્યે કહે છે જે દિવસના આદિમાં (પ્રાતઃકાળમાં), મધ્યન્હેમાં(મધ્યાહ્ને)અને અંતે [સાયં કાળે] તેમજ રાત્રિમાં મનુષ્ય જે અનંત પાપ

मन वाचा कृतिसोंजु करत है, रामरटनतें सकल जरत है ।
त्यों भविष्यउत्तरजु पुराना, सुनु तद्गत रघुवरगुनगाना ॥१५१॥

મન, વાણી અને કર્મથી કરે છે તે સર્વ રામ નામના રટણથી બળી ભસ્મ બને છે. તેમજ ભવિષ્યોત્તર નામનું પુરાણ છે તેમાં રઘુવર રામચન્દ્રનાં ગુણગાન છે તે હે સામતસિંહ ! શ્રવણ કરો.

लक्ष्मीप्रति श्रीहरि[2] अविनाशी, कहत—हमारे हियपटवासी ।
सर्वेश्वर शिव सेवत जाकों, परम मधुर प्रत्यक्ष प्रभाकों ॥१५२॥

---

१ यच्चापराह्ने पूर्वाह्णे, मध्याह्ने च तथानिशि । कायेन मनसा वाचा, कृतं पापं दुरात्मना ॥ परब्रह्म परंधाम, पवित्रं परमं च यत् । रामनामजपाच्छीघ्रं, विनष्टं भवति ध्रुवम् ॥ २ भजस्व कमले नित्यं, नाम सर्वेशपूजितम् । रामेति मधुरं साक्षान्, मयासंकीर्तितं हृदि॥ गमिष्यन्ति दुराचारा, विलयं नात्र संशयः । कथं सुखं भवेद्देवि रामनामबहिर्मुखे ॥

અવિનાશી એવા શ્રી વિષ્ણુ પરમાત્મા લક્ષ્મીજી પ્રતિ કહેછે જે હે લક્ષ્મી! તમે રામનામ ભજો કેજેનામ શિવજીથી પણ પૂજિત છે પરમ મધુર છે અને જેનું સંકીર્તન હૃદયમાં મારા વડે થાય છે.

वही राम--सीताके स्वामी, भजहु निरन्तर अन्तर्यामी ।
बहुरि ब्रह्मवैवर्त[1] पुरानजु, तामें मुनिकुलमौलि महानजु ॥१५४॥

એજ રામચન્દ્ર સીતાના સ્વામી અન્તર્યામી પ્રભુનું નિરન્તર ભજન કરો. વળી બ્રહ્મવૈવર્ત નામે પુરાણ છે તેમાં મુનિકુળના મહાન્ મુકુટરૂપ

नारद अम्बरीक्ष नरपति प्रति, कहत--हमारे बचन श्रेष्ठ अति ।
महाभाग! सुनु सावध चित्त हि, निखिल उपद्रवनाश निमित्त हि ॥

નારદ મુનિ મહારાજા અંબરીશ પ્રતિ કહે છે જે હે મહાભાગ્યશાળી રાજન્! સમગ્ર ઉપદ્રવના વિનાશ માટે અમારાં શ્રેષ્ઠ વચન તમે સાવધાનચિત્તે શ્રવણ કરો.

दोहा—कीर्तन रघुवर रामको, सदा करहु सुखरूप ।
रामनाम[2] सम है नहि, भयहर साधन भूप ॥ १५६ ॥

રઘુવર શ્રી રામચન્દ્રજીનું કીર્તન સદા સુખરૂપ સમજી કરો. હે ભૂપ અંબરીશ! રામનામ સમાન કોઈ ભયને હરનારૂં સાધન છેજ નહિ.

चोपाई—इनतें साधन ओर बतावे, वह चाण्डाल जु रौरव पावे ।
लिङ्गपुराण कथन अति लोना, स्मरण योग्य रघुपति सुखभोना॥१५७

કોઇ મનુષ્ય રામનામ સિવાય ભયને હરનારૂં બીજું સાધન બતાવે તેને ચાંડાલ જાણવો અને એ ચાંડાલ જેવો માણસ રૌરવ નર્કનેજ પામે છે હે સામત-સિંહ! હવે લિંગપુરાણનું અતિ સુન્દર કથન શ્રવણ કરો. તેમાં કહ્યું છે જે સુખના ભવન [ગૃહ] રૂપ રઘુપતિ રામ સ્મરણ કરવા યોગ્ય છે.

---

१ अम्बरीश महाभाग, श्रुणु मद्वचनं वरम्। सर्वोपद्रवनाशार्थं, कुरु श्रीरामकीर्तनम्॥
२ रामनाम समंचान्यं, साधनं प्रवदन्ति ये । ते चाण्डालसमाः सर्वे, सदारौरव वासिनः ॥ ३ वृथालापं वदन् व्रीडा, येषां नायाति सत्वरम् । त्यक्त्वा श्रीरामनामेदं, ते नराः पशवः स्मृताः ॥ स्मर्तव्यं हि सदाराम, नाम निर्वाणदायकम् । क्षणार्धमपि विस्मृत्य, याति दुःखालयं जनः ॥

रामनाम तजि मिथ्या भाखत, लज्जा द्रगतें दूरहि राखत ।
वह नर पशु जगमँह कहलावे, रामभजन बिन दुःख अति पावे॥१५८

જે મનુષ્ય રામનામને તજી મિથ્યા પ્રલાપ કરે છે તે આંખથી લજ્જાને દૂર રાખે છે અર્થાત્ એવો પુરૂષ નિર્લજ ગણાય છે અને જગત્માં પશુ કહેવાય છે તેમજ તે રામભજન વિના અતિ દુઃખને પ્રાપ્ત થાય છે.

रामनाम देवे निर्वाणजु, रामनाम संतनके प्राणजु ।
जो छिन आध स्मरत नहि रघुवर, पावत वह यमलोक भयंकर॥१५९

રામનામ મુક્તિને આપનારૂં છે, રામનામ સત્પુરૂષોનાં પ્રાણ છે. જે મનુષ્ય આખા દિવસમાં અર્ધ ક્ષણપણ રઘુવર રામનું સ્મરણ કરતો નથી તે ભયંકર યમલોકને પામે છે.

वृद्ध[1] म्लेच्छ-सूकरशिशुहत भो, "हा हा राम" वदत द्रुत मृत भो।
पर्यों भूमि जब राम पुकार्यो, तब सुमोक्ष दे म्लेच्छ उबार्यो॥१६०॥

એક વૃદ્ધ મ્લેચ્છ સૂકર(ભુંડ)ના બચ્ચાથી માર્યો ગયો અને તે પૃથ્વી ઉપર પડતાં પહેલાં "હા રામ" એમ બોલી પૃથ્વી ઉપર પડી જલ્દીથી મરણ પામ્યો. જ્યારે તે મ્લેચ્છ ભૂમિ ઉપર પડી "હા રામ" એમ બોલ્યો ત્યારે તેજ ક્ષણે ભગવાને તેને મોક્ષ આપી સંસારથી ઉગાર્યો

गोष्पदवत् भवनिधिनिस्तारा, पायो नाम प्रभाव उद्धारा ।
रामरसिक अक्षयपद पावे, तामें कहा आश्चर्य कहावे ॥ १६१ ॥

અને એ મ્લેચ્છ ભવસાગર અપાર છતાં એક ગાયના પગલાં સમાન સુગમપણે તરી શકાય એવો બનાવી તરી ગયો. કેવળ રામનામના પ્રભાવથી તેનો ઉદ્ધાર થયો તો પછી રામરસિક રામનામમાંજ સમગ્ર રસનું આસ્વાદન કરનારા ભક્ત જનો અક્ષયપદને પ્રાપ્ત થાય તેમાં કયું આશ્ચર્ય છે?

---

१ दैवाच्छूकरशावकेन निहतो म्लेच्छो जराजर्जरो । हारामेति हतोऽस्मिभूमिपतितो जल्पंस्तनुंत्यक्तवान् ॥ तीर्णो गोष्पदवद्भवार्णवमहो नाम्नः प्रभावाद्धरेः । किं चित्रं यदि रामनामरसिकास्ते यान्तिरामास्पदम् ॥

दोहा–त्योंही स्कन्द[1] पुराणमें, पार्वतीप्रति परमेश ।
राममनाम महिमा कहत, जामें शंक न लेश ॥ १६२ ॥

તેમજ સ્કન્દપુરાણમાં પાર્વતીજી પ્રત્યે શ્રી મહાદેવ રામનામનો મહિમા કહે છે. જેમાં લેશ પણ શંકા નથી.

चोपाई–रामनामकी शक्ति अपारा, जासु भये जग सब अवतारा ।
सत्य कहें देवि! तुमसन हम, रामनाम महिमा अति उत्तम॥१६३॥

શંકર કહે છે જે હે દેવિ! રામનામની શક્તિ અપાર છે. જેને પ્રતાપે વિશ્વમાં સર્વ અવતાર પ્રકટપણાને પામ્યા છે. હું તમારી પાસે સત્ય કહું છું જે રામનામનો મહિમા સર્વોત્કૃષ્ટ છે.

वामननाम पुराण विराजे, तामें रघुवर महिमा राजे ।
प्रिय होवे जाकों परदारा, करत अन्यका जो अपकारा ॥१६४॥

વામનપુરાણમાં રઘુવર રામનો મહિમા વર્ણવેલો છે તેમાં કહ્યું છે જે જેને પરસ્ત્રી પ્રિય હોય અર્થાત્ જેવ્યભિચારી હોય, જે બીજાઓનો અપકાર કરતો હોય.

ऐसे जन मुख राम सुहावे, शुद्ध होइ–मुक्ति वह पावे ।
कूर्मपुराण[2] बिच सर्वेश्वर, कहत पार्वतीप्रति अस शंकर ॥१६५॥

એવા પાપીના મુખમાં જો રામનું નામ લેવાતું હોય તો તે મનુષ્ય શુદ્ધ બની મુક્તિને પામે છે. વળી કૂર્મનામનું પુરાણ છે તેમાં સર્વેશ્વર મહાદેવ પાર્વતીજી પ્રતિ કહે છે જે

गुप्त सर्वतें देवि! गुप्ततम, शुभसर्वस्व ओर जीवन मम ।
रामनाम अखिलेश रु अद्भुत, भुक्ति मुक्तिदायक भद्रे! ऋत॥१६६॥

હે દેવિ! સર્વ ગુપ્તમાં પણ અતિ ગુપ્ત મ્હારૂં સર્વસ્વ અને મારૂં જીવન રામનામ છે. એ રામ અખિલેશ્વર છે. અદ્ભુત ભોગ અને મોક્ષ આપનાર છે. હે ભદ્રે! (કલ્યાણિનિ) હું તમને સત્ય કહું છું.

---

१ सर्वेऽवतारा: श्रीरामनामशक्तिसमुद्भवा: । सत्यं वदामि देवि त्वां, नाम माहात्म्यमुत्तमम् ॥ इति स्कंदपुराणे ॥ २ परदाररतो वाऽपि, परापकृतिकारकः । स शुद्धो मुक्तिमाप्नोति, रामनामानुकीर्तनात् ॥ इति वामनपुराणे ॥

जाकी रसना अग्र अवधपति, सोहे ना उनकों है धिक्कृति ।
प्राणवल्लभे ! यह सत जानहु, रामनाम मंगलप्रद मानहु ॥१६७॥

જેની રસનાના અગ્રભાગપર શ્રી અવધપતિ રામનું નામ શોભતું નથી તેને ધિક્કાર છે. હે પ્રાણવલ્લભે ! આ સત્ય માનજો. રામનામ મંગલ આપનાર છે એ નિશ્ચયથી જાણજો.

दोहा-पुनि श्रीमत्स्यपुराणमें[1], खगपति प्रति भगवान ।
विष्णु--रामके नामको, महिमा कहत महान ॥ १६८ ॥

વળી શ્રી મત્સ્ય પુરાણમાં શ્રી વિષ્ણુ ભગવાન્ ગરૂડજી પ્રતિ રામનામનો જે મહાન્ મહિમા કહે છે તે શ્રવણ કરો.

चो.--यदि पापीजन राम कहे नित, तीनवेर--उनके अघ अगणित ।
नष्ट होत निश्चय--कलिकाला, रामनाम उच्चार रसाला ॥ १६९॥

જો કોઇ પાપી મનુષ્ય હમેશાં ત્રણ વખત રામનું નામ લિએ તો તેનાં અગણિત પાપ હોય તો પણ નાશ પામે છે એ આ કળિયુગમાં નિશ્ચયાત્મક વાર્તા છે. રામ નામનો ઉચ્ચાર રસથી ભરેલો છે

त्वरित दुरितसों मुक्त करत है, श्रेष्ठ जानि जन संत स्मरत है ।
बहुरि ब्रह्मपुराण[2] पुकारत, रामनाम छबिअनुपम धारत॥१७०॥

અને તે તુરત પાપથી મુક્ત કરે છે. રામનામને સર્વ શ્રેષ્ઠ ગણી સંતજનો તેનું સ્મરણ કરે છે. વળી બ્રહ્મપુરાણ પુકારીને કહે છે જે રામનામ ઉપમા ન આપી શકાય તેવી કાન્તિને ધારણ કરે છે.

वेद ओर वेदान्तपारगत, वह छबि जाके अन्तर विलसत ।
सो है पूज्य प्राणी त्रिभुवनमें, मानहु नृपसुत ! अवितथ मनमें॥१७१

વેદ અને વેદાન્ત પ્રતિપાદ્ય શ્રી રામચન્દ્રની છબિ [મૂર્ત્તિ]જેના અન્તઃકરણમાં શોભે છે તે પ્રાણી ત્રણે ભુવનમાં પૂજ્ય ગણાય છે આ વાત હે રાજકુમાર ! તમે તમારા મનમાં સત્ય માનજો.

---

१ श्रीरामरामरामेति, ये वदन्त्यपि पापिनः। पापकोटिसहस्रेभ्यस्तेषां संतरणं ध्रुवम्॥ कलौ संकीर्तनादेव, सर्वपापं व्यपोहति । तस्माच्छ्रीरामनाम्नस्तु, कार्यं संकीर्तनं वरम्॥ इति मत्स्यपुराणे ॥ २ रामनामप्रभा दिव्या, वेदवेदान्तपारगा । येषां स्वान्ते सदा भाति, ते पूज्या भुवनत्रये ।। इति ब्रह्मपुराणे]

हरिगीत--है ब्रह्मयामल ग्रन्थमें महिमा महान रकारको । पुनि रुद्रयामलमें लसत मञ्जुल प्रभाव मकारको ॥ त्रिश्वेशने[1] वर्णन कियो है, सुनहु तजि सन्देहकों । जाके भजनहित संतजन बन बसत है तजि गेहकों ॥ १७२ ॥

બ્રહ્મયામલ નામના ગ્રન્થમાં રકારનો મહાન્ મહિમા વર્ણવેલો છે, વળી રૂદ્રયામલ નામના ગ્રન્થમાં મકારનો સુન્દર પ્રભાવ જણાવેલો છે. વિશ્વપતિ મહાદેવે જે વર્ણન કરેલું છે તે સંદેહ છોડી શ્રવણ કરો જે રામના ભજન માટે સત્પુરૂષો ઘર છોડી વનમાં વસે છે.

दोहा--सर्व देवको अंश है, पुनि प्रभु अखिल प्रकार ।
प्रलयकाल पावक सरिस, राजत आदि रकार ॥ १७३ ॥

રામ નામમાં આદિ અક્ષર જે "રકાર" છે તે સર્વ દેવના અંશરૂપ છે, વળી સર્વ પ્રકારનું સામર્થ્ય ધરાવે છે અને પાપને બાળવામાં પ્રલયકાળના અગ્નિ સમાન છે.

सकल सिद्धकों सर्व सुख, अर्पत होइ उदार ।
वन्दनीय है विश्वमें, मम मत सदा मकार ॥ १७४ ॥

શ્રી મહાદેવ કહે છે જે સર્વ સિદ્ધ પુરૂષોને સર્વ પ્રકારનું સુખ આપવામાં પરમ ઉદાર અને વિશ્વમાં વન્દન યોગ્ય "મકાર" છે એવી મારી માન્યતા છે.

सकल जीवके दुरितको, दाहक रम्य रकार ।
सिद्ध वस्तु सब देवको, मानहु प्रिये! मकार ॥ १७५ ॥

શંકર કહે છે હે પાર્વતીજી ! પ્રાણીમાત્રનાં દુરિત (પાપ) ને બાળી ભસ્મ કરનાર સુંદર રકાર છે. સર્વ દેવના સિદ્ધ પદાર્થરૂપ "મકાર" છે એમ તમે માનજો.

---

[1] रकारः सर्वदेवांशः, साक्षात् कालानलः प्रभुः । मकारः सर्वसिद्धानां, सर्वसौख्यप्रदस्तथा ॥ रकारः सर्वजीवानां, सर्वपापस्य दाहकः । मकारः सर्व देवानां सिद्धवस्तु सदा प्रिये ॥ रकारः सर्वकामश्च, परिपूर्णमनोरथः । मकारः सर्वजीवानां, पालको जगदीश्वरः ॥ रकारः सर्वदुष्टा नां, नाशको रघुनायकः । मकारः सर्वसिद्धीनां, कारणं नात्र संशयः ( इति महेश्वरवचनम्–ब्रह्मयामले रुद्रयामले च)

रकार है सब काममय, करत मनोरथ पूर्ण।
मकार पालक जीवको, तुम जानो प्रभु तूर्ण ॥ १७६ ॥

રકાર સર્વ કામમય બની મનોરથને પૂર્ણ કરે છે અને મકાર જીવમાત્રનો પાલક પ્રભુ છે એ તમે સત્વર જાણી લીઓ.

सर्व दुष्टसंहार हित, रघुपति भयो रकार ।
अखिल सिद्धिको हेतु है, संशय रहित मकार ॥ १७७ ॥

રકાર સમગ્ર દુષ્ટોના સંહાર માટે રઘુપતિ રામચન્દ્રરૂપે બન્યો છે અને મકાર સંશય વિના સર્વ સિદ્ધિના હેતુરૂપ છે.

राजतनय! यह रामको, मंत्र स्वतंत्र महान ।
बृहत्[1] संहितामें बहुरि, उनको सुनहु प्रमान ॥ १७८ ॥

હે રાજકુમાર ! આ રામમંત્ર મહાન સ્વતંત્ર છે. એનું પ્રમાણ બૃહત સંહિતામાં છે તે શ્રવણ કરો.

चोपाई--रामशब्दकों चौथी विभक्ति, लगत तबें जामें अति शक्ति ।
रूप बनत "रामाय" मनोरम, उनके अन्त "नमः" पद उत्तम॥१७९॥

જ્યારે "રામ" શબ્દને સંસ્કૃતભાષાના નિયમ પ્રમાણે ચતુર્થી (ચોથી) વિભક્તિ લાગે છે ત્યારે જેમાં અત્યંત શક્તિ છે એવું "રામાય" રૂપ મનને આનન્દ આપે તેવું બને છે અને એને છેડે ઉત્તમ "નમઃ" એવું પદ લાગતાં

आदि "राँ" तें मंत्र षडक्षर, तारक संसृति जन्ममरणहर ।
मंत्रराज यह सिद्ध कहायो, जो रघुवरने सियहि सुनायो ॥१८०॥

પાંચ અક્ષર થયા અને એની આદિમાં વન્હિક રાઁ બીજ મૂકતાં સંસાર સમુદ્રથી તારનાર અને જન્મમરણને હરનાર અર્થાત્ મુક્તિ આપનાર "રાઁ રામાય નમઃ" એ મંત્રરાજ સિદ્ધ થયો કહેવાયો. જે મંત્રરાજ શ્રી રામચન્દ્ર પ્રભુએ સીતાજીને સંભળાવ્યો હતો.

---

१ रामोङेन्तो वह्निपूर्वो, नमोऽन्तःस्यात्षडक्षरः । तारको मन्त्रराजोऽयं संसारविनिवर्तकः ॥ इति बृहत्संहितायाम्

**राममंत्र यह जानकी चीना, जानहु राजकुमार! अदीना।**
**सियने कपिवरकों उपदेशा, हनुमतने[1] पुनि अज उद्देशा ॥१८१॥**

હે રાજકુમાર! આ સમર્થ એવા રામમંત્રનું રહસ્ય પ્રથમ જાનકી [સીતા]એ જાણ્યું, સીતાજીએ ઉક્ત મંત્રનો હનુમાનજીને ઉપદેશ આપ્યો. હનુમાને બ્રહ્માજીને કહ્યો.

**किय उपदेश चतुर्मुखने पुनि, सुनत भये श्रीवशिष्ठ महामुनि।**
**बहुरि उन्हे निज पौत्र पराशर, किय उपदिष्ट सुमंत्र सुनाकर॥१८२॥**

બ્રહ્માએ આપેલો રામમંત્રનો ઉપદેશ મહામુનિ વશિષ્ઠે સાંભળ્યો અને એ વશિષ્ઠે પોતાના પૌત્ર પરાશરને ઉક્તમંત્રનો ઉપદેશ આપ્યો.

**वेदव्यास भगवानकी आगें, राममंत्र वह कहनजु लागे।**
**गिरिजाकों उपदेशा हरने, सुना वही शुक तापसवरने ॥ १८३॥**

એ પરાશરે ભગવાન્ વેદવ્યાસને ઉક્ત રામમંત્ર કહ્યો. શંકરે પાર્વતીજીને કહ્યો અને તે તપસ્વીમાં શ્રેષ્ઠ એવા શુકદેવએ સાંભળ્યો.

**मनोहर–सदाशिव संहितामें त्यों अगस्त्यसंहितामें। स्पष्ट उक्त कथनका पुनित प्रमान है ॥ व्यासने स्वशिष्यकी परंपरामें राममंत्र। अथर्वण[2] रामतापनीयमें विधानहै ॥ सर्वेश्वरप्रति रामचन्द्रके वचन निम्न। शिव! जो हमारी शुद्ध विभूति महान है ॥ तातें यह मंत्रराज पाये तुम ओर अज। अजतें भूलोकगत मुक्तिको निदान है ॥ १८४ ॥**

---

१ योऽयं महाविभूतिस्थो, हनुमान्रामतत्परः।स प्रादात् ब्रह्मणे तत्र, मन्त्रराजं षडक्षरम् ॥ २ ब्रह्मा ददौ वशिष्ठाय, स्वसुताय मुनिस्ततः। वशिष्ठोऽपि स्वपुत्राय, दत्तवान् मन्त्रमुत्तमम् ॥ पराशराय रामस्य, भुक्तिमुक्तिप्रदायकम्। स वेदव्यासमुनये, ददावित्थं गुरुक्रमः ॥ वेदव्यासमुखेनात्र, मन्त्रो भूमौ प्रकाशितः। वेदव्यासो महातेजा, शिष्येभ्यः समुपादिशत् ॥ इति अगस्त्यसंहितायाम। त्वत्तो वा ब्रह्मणो वाऽपि, ये लभन्ते षडक्षरम्। जीवन्तःसिद्धिमंतः स्युर्मुक्तिं वै प्राप्नुवन्ति ते ॥

સદાશિવસંહિતામાં અને અગસ્ત્ય સંહિતામાં ઉપર કહેલ કથનનું સ્પષ્ટ પ્રમાણ છે. વ્યાસભગવાને પોતાની શિષ્ય પરંપરામાં રામમંત્ર ઉત્તરોત્તર સંભળાવ્યો. સર્વેશ્વર મહાદેવ પ્રતિ સ્વયં રામચન્દ્રનાં નીચે મુજબ વચનો છે. હે શિવ! અમારી વિશુદ્ધ એવી જે મહાન વિભૂતિ છે તે આપ અને અજ [બ્રહ્મા] મેળવી શક્યા અને એ વિભૂતિ બ્રહ્મા દ્વારા મનુષ્ય લોકમાં ગઈ કે જે મુક્તિના હેતુરૂપ છે.

**दोहा—राममंत्रसों सिद्धि सब, प्राप्त करेंगे लोक ।**
**मरणोत्तर पुनि मोक्षकों, पावेंगे बिन शोक ॥ १८५ ॥**

એ રામમંત્રથી મનુષ્ય લોકનાં સર્વ પ્રાણી સિદ્ધિને પ્રાપ્ત કરશે અને મૃત્યુ પછી શોકરહિત બની મોક્ષને પ્રાપ્ત થશે.

**कियो प्राप्त शुकदेवने, जो यह मंत्र महान ।**
**प्रमाण उनको देत है, पुनित भविष्य[1] पुरान ॥ १८६ ॥**

શુકદેવે જે આ મહાન્ રામમંત્ર પ્રાપ્ત કર્યો તેનું પવિત્ર પ્રમાણ ભવિષ્યપુરાણ આપે છે. તે હે રાજકુમાર! શ્રવણ કરો એમ શ્રી યાદવસ્વામીએ કહ્યું.

**चोपाई—राममंत्र शिवने मनभायो, गिरिजाकों जिहि समय सुनायो ।**
**तब इक तरु कोटरमें ज्ञानी, स्थित भयऊ शुकनामक प्रानी॥१८७॥**

મહાદેવે જે સમયે પોતાના મનને રૂચતો રામમંત્ર ગિરિજા (પાર્વતી) ને સંભળાવ્યો ત્યારે એક વૃક્ષના કોટર [ફાડ] માં પરમ જ્ઞાની શુક નામનો પ્રાણી ભરાઈ બેઠેલ હતો.

**मंत्रश्रवण किय उन मनभावन, भयउ चिरंजीव त्यों अति पावन ।**
**यह जब चन्द्रमौलिने जाना, कुपित भये तब शंभु सयाना॥१८८॥**

એણે રામમંત્ર શ્રવણ કર્યો અને ચિરંજીવ બની અત્યન્ત પાવન થયો. આ વાત જ્યારે ચન્દ્રમૌલિ [જેમના મુકુટમાં ચન્દ્રમા છે એ] મહાદેવે જાણી ત્યારે તે કોપાયમાન થયા.

**शुक हनिबेकों उद्यत भयऊ, हिमतनया हिय करुना छयऊ ।**
**शिव क्रोधानलकों सहसा रुक, लियो बचाइ परम सुन्दर शुक॥१८९॥**

---

१ कोटरस्थशुकः श्रुत्वा, चिरंजीवित्वमागतः । पार्वत्या रक्षितः सो वै, शुकः परमधार्मिकः । ( इति भविष्यपुराणे )

અને શુકને હણવા તત્પર બન્યા. એ વખતે હિમાચલનાં પુત્રી પાર્વતીજીના હૃદયમાં દયા આવી. તેઓએ શંકરના ક્રોધરૂપી અનલ [અગ્નિ] ને શાન્ત કરી પરમ સુંદર એવા શુકને બચાવી લીધો

स्वकीय[1] संहितामें उल्लेखा, किय शुकने यह बात विशेषा ।
जाको नामविभव शंकरतें, सुनि शुक स्पर्धा करत अमरतें॥१९०॥

શુકદેવજીએ આ વાતનો પોતાની સંહિતામાં અર્થાત્ શુકસંહિતામાં ઉલ્લેખ કરેલો છે. શ્રીમહાદેવના મુખથી જેનો નામવૈભવ શ્રવણ કરી શુક સમસ્ત દેવોથી ઉત્તમ થયા.

ईश्वरभाव पुनित पुनि पायो, सेव्य मुनीश्वरकोजु कहायो ।
तब शुकदेव कहत सब बानी, इनतें पर वस्तु नहि जानी॥१९१॥

વળી એ શુક રામનામના પ્રભાવને [ઈશ્વર ભાવને] પ્રાપ્ત થયો અને મહાન મુનિઓનો પણ સેવ્ય [સેવા કરવા યોગ્ય] કહેવાયો. શુકમાંથી શુકદેવજી બન્યા ત્યારે તેઓ સર્વ પ્રકારની વાણી બોલવા લાગ્યા અને કહેવા લાગ્યા જે રામનામથી પર [બીજી] કોઇ વસ્તુનું અસ્તિત્વ છે એમ મેં જાણ્યું નથી.

श्रुति सिद्धान्त आदि अनुसारा, राममंत्र है प्रबल अपारा ।
उन सम मंत्र अवर नहि देखा, श्रवणामृत कछु ओर न लेखा॥१९२॥

શ્રુતિ સિદ્ધાન્ત આદિના કહ્યા અનુસાર રામમંત્રમાં અપાર સામર્થ્ય છે. એના જેવો અન્યમંત્ર કોઇ જોયો નથી અને શ્રવણને અમૃત સમાન રામનામના સિવાય અન્ય કોઇ પદાર્થ જણાતો નથી.

घनाक्षरी–श्रीवशिष्ठ संहितामें कहत वशिष्ठ मुनि। पुरुष मुमुक्षु अरु शुकदेव आदि मुक्त ॥ त्योंहि सुर आदि समुदाय यह मंत्रराज । उपासत जानि श्रेष्ठ सबहीतें मुदयुक्त । रघुपति रामचन्द्रके विशुद्ध चरणमें ॥ राउरो अतीव प्रेम लखि कही बात

---

१ यन्नामविभवं श्रुत्वा, शंकराच्छुकजन्मना । साक्षादीश्वरतां प्राप्तः पूजितोऽहं मुनीश्वरैः ॥ नातः परतरं वस्तु,श्रुतिसिद्धांतगोचरम् । दृष्टं श्रुतं मयाक्वापि, सत्यं सत्यं वचो मम ॥ इतिशुकसंहितायाम् २ मुमुक्षवश्चमुक्ताश्च मुनयश्चशुका-

उक्त ॥ परम विश्रामस्थान सीतापतिको शरन । डिण्डिम बजाइ सिद्ध करत श्रुतिके सूक्त ॥ १९३ ॥

શ્રી વશિષ્ઠ સંહિતામાં વશિષ્ઠ મુનિ કહે છે જે મુમુક્ષુ પુરૂષ અને શુકદેવ આદિ મુક્ત મહાત્માઓ તેમજ સુર આદિનો સમુદાય આ મંત્રરાજને સર્વોત્કૃષ્ટ સમજી આનન્દયુક્ત તેની ઉપાસના કરે છે. હે રાજકુમાર! શ્રી રામચન્દ્રના વિશુદ્ધ ચરણોમાં તમારો અત્યંત પ્રેમ જોઈ ઉક્ત [રામમંત્ર સમ્બંધી] વાર્તા મેં તમોને કહી. સીતાપતિનું શરણ પરમ વિશ્રાન્તિનાં સ્થાનરૂપ છે એમ શ્રુતિનાં સૂક્તો ડિંડિમ બજાવી સિદ્ધ કરે છે.

चो–जन मुमुक्षु याचे शरणागति,बात उचित भासत हमकों अति।

अज--वसुपाल--इन्द्र--सुर नाना, उनके शिरगत मुकुट सुहाना॥१९४

મુમુક્ષુજનો જેમના શરણાગત બનવાની યાચના કરે છે. અમને પણ એ વાત અત્યંત યોગ્ય ભાસે છે. બ્રહ્મા, વસુ, ઇન્દ્ર અને નાના પ્રકારના દેવતાઓ એ સર્વના મસ્તકપર રહેલા સુશોભિત મુકુટો

नमत जाहिके चरन निरन्तर, शरन वही रघुपतिको सुन्दर ।

ग्रहन करों सेवाहित ऐसो, वाक्य[1] एक सत्कीर्तन जैसो ॥१९५॥

જેઓના ચરણમાં નિરન્તર નમન કરે છે એ શ્રી રઘુપતિ રામચન્દ્રજીનું સુંદર શરણ સેવા માટે હું યોગ્ય માનું છું એવું એક વાક્ય સત્કીર્તન યોગ્ય છે.

वह रघुवर प्रभुपद्‌जलजाता, तामें रतियुत तुम दुव भ्राता ।

सो प्रारब्ध तुम्हारे उत्तम, पाये है परिपाक मनोरम ॥ १९६ ॥

હે સામતસિંહ! તમો બેઉ બન્ધુઓ એ ભગવાન્ રામચન્દ્રજીના ચરણકમળમાં પ્રીતિવાળા છો તે માટે તમારાં ઉત્તમ ભાગ્ય સુંદર પરિપાકને પામ્યાં છે.

महिमा रामचन्द्रको तुमने, सुनन चह्योजु सुनायो हमने ।

जो जगतारक मंत्र महा है, इच्छा ओर तुमारी कहा है ॥१९७

१ तन्नाकपालवसुपालकिरीटजुष्टं । पादाम्बुजं रघुपतेः शरणं प्रपद्ये ॥ इति वाक्यम्

તમોએ શ્રી રામનો મહિમા સાંભળવાની ઇચ્છા કરી તે મેં તમોને સંભળાવ્યો અને તે મહામંત્ર જગને તારવાવાળો છે. કહો. હવે તમારી બીજી શી ઇચ્છા છે ?

**यादवपुरी गुरुकी अस बानी, सुनि क्षत्रिय बालकयुग ज्ञानी ।**
**गुरुपद प्रणति करत सविनयजु, कहन लगे ह्वै आनन्दमयजु॥१९८॥**

ગુરૂ યાદવપુરી મહારાજની આવી વાણી શ્રવણ કરી ભક્તિજ્ઞાનવાળા એવા બન્ને ક્ષત્રિયના બાળકો વિનયપૂર્વક ગુરૂના ચરણમાં પ્રણામ કરી આનન્દમય બની કહેવા લાગ્યા જે

**छन्द पद्धरी—श्रीरामनाम महिमा महान, जो कह्यो आपने सह प्रमान**
**तारक प्रसिद्ध गुरु! मंत्रराज, सुनि भये दास संतुष्ट आज॥१९९॥**

હે ગુરૂવર્ય ! શ્રી રામનામનો મહિમા કે જે અત્યંત મહાન્ છે તે આપશ્રીએ પ્રમાણસહિત અમોને કહ્યો અને મંત્રરાજ [તારકમંત્ર] "ૐરામાય નમઃ" સાંભળી અમો આજે પરમ સંતોષને પ્રાપ્ત થયા. છીએ.

**हम आपकोंहि जानें वरिष्ट, पुनि शरन आपको गिनें इष्ट ।**
**दीक्षा दयालु ! हमकोंजु देहु, निर्भय बनाइ अपनाइ लेहु॥२००॥**

અમે આપનેજ સર્વોત્કૃષ્ટ સમજીએ છીએ અને આપનાં શરણનેજ ઇષ્ટ (ઇચ્છિત) ગણીએ છીએ માટે હે દયાળુ ! અમોને દીક્ષા આપો, નિર્ભય બનાવો અને પોતાના શરણમાં લિઓ.

**सुनि नृपकुमारके नम्र बेन, संतुष्ट भये यतिके सुनेन ।**
**निर्दोष द्योस तिथिकों निहार, शंकर सु सम्प्रदायानुसार ॥२०१॥**

રાજકુમારનાં નમ્ર વચન સાંભળી તથા તેઓને જોઇ યાદવપુરીનાં નેત્રો અમાપ સંતોષને પામ્યાં અને નિર્દોષ દિવસ તથા તિથિ આદિ જોઇ શ્રી શંકર સંપ્રદાયાનુસાર

**प्रिय ब्रह्मचारी नैष्ठिक प्रवीन, शुभ विधिसमेत दिक्षासु दीन्ह।**
**किय उचित मंत्रउपदेश आदि, काषायवस्त्रकी दी प्रसादी ॥२०२॥**

ઉત્તમ વિધિપૂર્વક નૈષ્ઠિક બ્રહ્મચારીની દીક્ષા આપી અને ઉચિત રીતે મંત્રોપદેશ આદિ ક્રિયાની સાથે પવિત્ર એવું એક એક કાષાય વસ્ત્ર બન્નેને પ્રસાદી રૂપે આપ્યું

काषाय वस्त्र--रुद्राक्ष माल, त्यों भस्म आदि--त्रयपुण्ड्रभाल ।
यों नम्र शिष्य द्वयकों बनाइ, उस दिनहि पूर्वसंज्ञा दुराइ ॥२०३॥

એક ભગવું વસ્ત્ર, રૂદ્રાક્ષની માળા, લલાટમાં ભસ્મ આદિનું ત્રિપુંડ્ર આ રીતે બન્ને રાજપુત્રોને નમ્ર એવા પોતાના શિષ્ય બનાવી એજ દિવસે પૂર્વસંજ્ઞા (આગળનાં નામો) ને બદલાવી

जो बडे शिष्य थे सुमति धाम, उनको रख्योजु षट्प्रज्ञ नाम।
जो शमदमादि षट्र संपदासु, तामें प्रवीन है बुद्धि जासु ॥२०४॥

જે મોટા શિષ્ય સામતસિંહજી બુદ્ધિમાન હતા તેમનું "ષટ્પ્રજ્ઞ" એવું નામ રાખ્યું "જે શમદમ આદિ ષટ્સંપત્તિ છે તેમાં જેમની બુદ્ધિ પ્રવીણ છે"

षट्प्रज्ञ अर्थ याविध सुहात, अथवा सुधर्म अरु अर्थ जात ।
जो काम मोक्ष त्यों लोक तत्व, भक्ति समेत षट् है सुसत्व॥२०५॥

તેનું નામ ષટ્પ્રજ્ઞ છે. કિંવા ધર્મ, અર્થ, કામ, મોક્ષ, ભક્તિ, અને લોક વિજ્ઞાન આ છ પદાર્થોમાં જેની વિશદ બુદ્ધિ હોય તે પણ ષટ્પ્રજ્ઞ કહેવાય. લોક જ્ઞાન એટલે સ્વર્ગાદિ પુણ્ય લોકનું જેને યોગ મહિમાથી યથાર્થ જ્ઞાન હોય અર્થાત્ ઇન્દ્રાદિ દેવતાઓના સુખને પણ ક્ષણિક જાણી તેને પરિત્યાગ કરી વિરક્ત રહે તે ત્યાગી ગણાય. સ્વર્ગાદિ લોકનું જ્યાંસુધી જ્ઞાન ન હોય ત્યાંસુધી તે લોકોના સુખનો તેનો ત્યાગ થઇ શકે નહિ, માટે યોગીમહાત્માઓ સ્વર્ગાદિ લોકોના ભોગોને તુચ્છ જાણી પરિત્યાગ કરે છે.

वह सकल ज्ञानमय बुद्धि जाकी, संज्ञा सुयुक्त षट्प्रज्ञ ताकी ।
हे महद् शिष्य तुमकाज वोहि, संज्ञा हमारी मतिमेंजु सोहि॥२०६॥

ધર્માદિ ષટ્ કિંવા શમાદિ ષટ્માં જેને યથાર્થ અનુભવ હોય તેને હે પ્રિય સામતસિંહ! ષટ્પ્રજ્ઞ કહે છે. તો તમારામાં ધર્માદિ ષટ્ કિંવા શમાદિ ષટ્ ધર્મો છે તો તમારૂં નામ પણ ષટ્પ્રજ્ઞ એમ રાખવું તે મને યોગ્ય દેખાય છે માટે આજથી તમારૂં નામ ષટ્પ્રજ્ઞ કહેવામાં આવશે.

---

१ धर्मार्थकाममोक्षेषु,सुभक्तिलोकयोरपि । षट्सु प्रज्ञा च यस्यास्ति, स षट्प्रज्ञः प्रकीर्तितः॥तितिक्षोपरतिः श्रद्धा, समाधानं शमोदमः। एषु प्रज्ञा च यस्यास्ति स षट्प्रज्ञः प्रकीर्तितः ।।

लघुबन्धु नाम अमरहि प्रसाद, शृंगेरो नाम मठ निर्विवाद ।
तुम ब्रह्मचारी नैष्ठिक भयेजु, अभिधान अन्त चैतन्य है जु॥२०७॥

તમારા ન્હાના ભાઇનું નામ અમરપ્રસાદ રાખવામાં આવે છે. તમારો મઠ શૃંગેરી છે, તમે બેઉ નૈષ્ઠિક બ્રહ્મચારી બન્યા છો અને તમારા નામને છેડે ચૈતન્ય છે અર્થાત્ તમારાં નામ ષટ્પ્રજ્ઞ ચૈતન્ય તથા અમરપ્રસાદ ચૈતન્ય છે એમ સમજશો.

दोहा–निर्गुण सगुण उपाधितें, सोहत ब्रह्मस्वरूप ।
तामें निर्गुण ब्रह्मकी, उपासनाजु अनुप ॥ २०८ ॥

હે શિષ્ય ! બ્રહ્મ નિર્ગુણ અને સગુણએવા ભેદથી બે પ્રકારનું છે નિર્ગુણ [ગુણાતીત] બ્રહ્મની ઉપાસના અનુપ (ઉપમા ન આપી શકાય તેવી) છે.

चोपाई–श्रुतिनिश्चित " मैं होऊं निरञ्जन, " आदिरूप जानहु मनरञ्जन । सगुण ब्रह्मको बहुरि उपासन, पूर्वाचार्यकथित जो शासन ॥ २०९ ॥

શ્રુતિના સિદ્ધાન્ત પ્રમાણે "હું નિરંજન નિરાકાર છું" ઇત્યાદિ મનોરંજક નિર્ગુણ બ્રહ્મસ્વરૂપની ઉપાસના જાણો અને સગુણ બ્રહ્મની ઉપાસના સબંધી આપણા પૂર્વાચાર્ય શ્રી શંકરસ્વામીએ કહેલ જે આજ્ઞા છે તે

त्योंहि स्मार्त सिद्धान्तकी अंतर, पञ्चदेव सदुपास्य सविस्तर ॥
कहे स्पष्ट--तामें जिय जाकों, चाहे अति आगें रखि ताकों॥२१०

તથા વૈદિક સિદ્ધાન્તમાં પંચદેવ સદુપાસ્ય છે એમ સવિસ્તર શાસ્ત્રોમાં કહેલું છે, માટે જે દેવને તમારૂં અન્તઃકરણ અત્યંત ચાહતું હોય તેને પ્રધાન માની

अवर देव सब तन्मय जानो, सगुण ब्रह्म सेवत जन ज्ञानी ।
कहहु शिष्य षट्प्रज्ञ ! तुम्हारा, कोन देवपें प्रेम अपारा ? ॥२११॥

બીજા દેવોને ઇચ્છિત દેવરૂપ ગણી સગુણ બ્રહ્મના જ્ઞાનવાળા સગુણ બ્રહ્મને સેવે છે માટે હે શિષ્ય ષટ્પ્રજ્ઞ ! કહો. તમારો કયા દેવ ઉપર અપાર પ્રેમ છે ?

तब षट्प्रज्ञ पूज्य गुरुवर प्रति, कहत--आप करुनातें मम मति ।
पंचदेवमें भाव समाना, राखत बिनसंशय भगवाना ॥ २१२ ॥

જ્યારે ગુરૂ યાદવપુરી મહારાજે આ રીતે કહ્યું ત્યારે ષટ્પ્રજ્ઞ પોતાના પૂજ્ય ગુરૂવર પ્રતિ કહે છે જે હે ભગવન ! મારી બુદ્ધિ પાંચે દેવોમાં એક સરખો ભાવ સંશય વિના રાખે છે.

**हरिहर केवल एकहि देखों, किन्तु उपास्य राम प्रभु लेखों ।**
**जो है विष्णुस्वरुप वरदाई, ता पदमें मति विरतिजु पाई॥२१३॥**

હું હરિ-હરને એકજ સ્વરૂપ દેખું છું, પરંતુ ઉપાસ્ય પ્રભુ તો શ્રી રામચન્દ્રનેજ લેખું છું. જે વરદાતા રામ વિષ્ણુ સ્વરૂપ છે તેમના ચરણમાં મારી મતિ વિરામને પામે છે.

**सगुणब्रह्म श्री रघुवर रामजु, उपासना उनकी अभिरामजु ।**
**करिवेकी है इच्छा उरमें, अग्रगण्य है वोही सुरमें ॥ २१४ ॥**

હે ગુરૂદેવ ! સગુણ બ્રહ્મ જે રઘુકુળમાં શ્રેષ્ઠ શ્રી રામચન્દ્ર તેમની સુંદર ઉપાસના કરવાની મારા હૃદયમાં ઇચ્છા છે અને તેને હું પંચ દેવમાં પ્રધાન માનિશ.

**दोहा—यातें गुरुवर ! परम प्रिय, मंत्र षडक्षर दान ।**
**करहु कृपाके वारिनिधि, नरतनु मुक्ति निदान ॥ २१५ ॥**

માટે હે ગુરૂવર્ય ! અમોને પરમ પ્રિય એવા ષડક્ષર [છ અક્ષરવાળા] મંત્રનું દાન કરો. હે કૃપાસિન્ધુ ! એ ષડક્ષર મંત્ર મનુષ્ય દેહ ધારીને મુક્તિના કારણ રૂપ છે.

**हरिगीत—षट्प्रज्ञके सुनि बचन अस यतिवर प्रसन्न भये अति ।**
**किय मंत्रराज प्रदान पुनि उपदेश करतजु उन प्रति ॥**
**भगवान शंकर आदि पूर्वाचार्य जो अपने भये ।**
**है पञ्चदेव समान यों सब सिद्ध बातें कह गये ॥ २१६ ॥**

શિષ્ય ષટ્પ્રજ્ઞનાં આવાં વચન સાંભળી યતિશ્રેષ્ઠ યાદવપુરી અત્યંત પ્રસન્ન થયા અને તેઓએ ઉક્ત બન્ને શિષ્યને "ૐ રામાય નમઃ" એ ષડક્ષર મંત્રરાજનો ઉપદેશ કર્યો. ત્યાર પછી તેઓ બન્ને શિષ્યોને ઉપદેશ આપવા લાગ્યા જે ભગવાન્ શંકર આદિ જે આપણા પૂર્વ આચાર્યો થઈ ગયા તેઓ સિદ્ધ વાત કહી ગયા છે જે પંચદેવ સમાન છે."

श्री पद्मपादाचार्य स्वामी केवलाद्वयवादमें ।
निर्मग्न थे निशदिन तदपि नरसिंह प्रभुके पादमें ॥
निष्ठा अपूर्व रखी उन्हे लखि सगुण ब्रह्मस्वरूपकों ।
त्यों हम उपासत हें यथाविधि श्री अवधके भूपकों ॥ २१७ ॥

શ્રીપદ્મપાદાચાર્ય સ્વામી નિરંતર કેવલાદ્વૈતવાદમાં નિર્મગ્ન હતા તો પણ તેઓએ શ્રી નૃસિંહ ભગવાનના ચરણોમાં અપૂર્વ નિષ્ઠા રાખી હતી, કારણ કે એ નૃસિંહ પ્રભુને તેઓ સગુણ બ્રહ્મસ્વરૂપ માનતા હતા. એવીજ રીતે હું પણ શ્રી અયોધ્યાના પ્રભુ રામચંદ્ર ભગવાનની યથાવિધિ (શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે) ઉપાસના કરૂં છું.

जबथी हमारी ब्रह्मचर्यात्मक अवस्था पूर्वमें ।
गुरुसों सुदीक्षित तब भयेथे हम सदैव अशोकमें ॥
श्रीराम शुद्ध प्रबुद्ध मुक्तानन्दकन्द सुहात है ।
वह सगुण ब्रह्मस्वरूप मेरे इष्ट प्रभु अवदात है ॥ २१८ ॥

પૂર્વ કાળમાં મારી બ્રહ્મચર્ય અવસ્થા હતી ત્યારે હું ગુરૂપાસેથી મંત્રરાજની દિક્ષાથી દીક્ષિત થયો હતો. માટે મારા ઇષ્ટદેવ શુદ્ધ બુદ્ધ (જ્ઞાનાત્મક), મુક્ત અને આનન્દકન્દરૂપ સગુણ બ્રહ્મસ્વરૂપ શ્રી રામચન્દ્ર ભગવાન્ છે.

उनके उपासनबल मिले हमकों गुरु रघुनाथसे ।
जो ब्रह्मनिष्ठ रु ब्रह्मश्रोत्रिय पुनित सुरसरि पाथसे ॥
जाकी कृपातें वास्तविक स्वरूपकी प्राप्ति भई ।
होना अभिन्न उपास्यतें वह दशा क्षेमहुतें छई ॥ २१९ ॥

એ રામચન્દ્ર પ્રભુની ઉપાસનાના બળથી અમોને મહારાજ શ્રી રઘુનાથપુરી જેવા સદ્ગુરૂ મળ્યા કે જેઓ બ્રહ્મનિષ્ઠ, બ્રહ્મશ્રોત્રિય અને ગંગાના નીર જેવા પરમ પવિત્ર હતા. જેમની કૃપાથી અમને અમારા વાસ્તવિક સ્વરૂપની પ્રાપ્તિ થઇ. ઉપાસકે ઉપાસ્ય બ્રહ્મથી અભિન્ન થવું અર્થાત્ બ્રહ્મરૂપ બનવું એ દશા પૂર્ણ

दोहा—उपासना परिपाकतें, मैंहि राम अभिराम ।
ऐसी वृत्ति निशदिन रहत, अन्तर विच अकाम ॥ २२० ॥

ઉપાસનાના પરિપાકથી રામોઽહમ્ "હું રામ છું" એવી જે વૃત્તિ તેને સત્ય ઉપાસના માને છે

इष्ट उपासनके अखिल, पंडित बुद्धि प्रभाव ।
दास्य अंश अरु तत्स्वरुप, भाखत यों त्रयभाव ॥ २२१ ॥

સમગ્ર પંડિતો બુદ્ધિના પ્રભાવથી ઇષ્ટદેવની ઉપાસનાના દાસ્ય, અંશ અને તત્સ્વરૂપ એવા ત્રણ ભાવ કહે છે.

चो.—भावत्रय सेवा रघुवरकी, अनिलतनयने[1] आनन्दभर की ।
देहभावसों दास हरिका, जीवभावतें अंश उनहिका ॥ २२२ ॥

વાયુપુત્ર શ્રી હનુમાનજીએ ઉક્ત ત્રણે ભાવથી રઘુવર રામચન્દ્રની સેવા કરી હતી. દેહભાવે "હું પ્રભુનો દાસ છું; જીવભાવે "હું પ્રભુનો અંશ છું,"

ब्रह्मभावसों मैं हों वोही, निश्चययुत यों मम मति सोही ।
उपासनाको या बिध जबही, होवे शुभ परिपाकजु तबही॥२२३

બ્રહ્મભાવે "હું એજ છું" આવી રીતે મારી બુદ્ધિ નિશ્ચયાત્મક બની છે એમ હનુમાનજી કહે છે. ઉપાસનાનો જ્યારે આવો શુભ પરિપાક થાય ત્યારે

उदय अवस्था जो पुनिपावे, आप उपास्यस्वरुप हो जावे ।
फल उपासनाको अति उत्तम, स्पष्ट कहत है अस निगमागम॥२२४॥

પરિપૂર્ણ ઉદયાવસ્થાને પ્રાપ્ત થાય છે અને ઉપાસક પોતે ઉપાસ્ય (બ્રહ્મ) સ્વરૂપ બની જાય છે. આ ઉપાસનાનું અતિ ઉત્તમ ફળ છે એમ નિગમ તથા આગમ અર્થાત્ વેદ તથા શાસ્ત્રો સ્પષ્ટ કહે છે.

---

१ देहभावे तु दासोऽहं, जीवभावेत्वदंशकः । ब्रह्मभावेत्वमेवाह, मिति मे निश्चितामतिः ॥

भाव अनन्य धरहु नित ध्याना, प्रथम भजहु रघुवर भगवाना।
भक्ति तुम्हारी निरखि तल्लीना, उस घटि ह्वै है राम अधीना॥ २२५॥

માટે હે શિષ્ય! પ્રથમ તમે શ્રી રામચન્દ્ર પ્રભુનું ભજન કરો અને અનન્ય ભાવે એમનું સદૈવ ધ્યાન ધરો. તમારી તદ્રૂપ ભક્તિ જોઇ એજ ઘડિએ શ્રી રામચન્દ્ર તમારા પર અનુગ્રહ કરશે.

करि है माया रहित अखिन्नजु, स्वरुप केवलाद्वैत अभिन्नजु।
उपासनामें तुम गुनशाली, सगुण ब्रह्ममय राम कपाली॥२२६॥

અને તમોને માયા રહિત તથા ખેદ રહિત બનાવી પોતાથી અભિન્ન કેવલ અદ્વૈત સ્વરૂપ બનાવશે. હે શિષ્ય! તમે ગુણશાળી છો અર્થાત્ ગુણોથી શોભો છો. ઉપાસનામાં રામ અને શિવ એ બન્નેને સગુણ બ્રહ્મમય

जानि अभिन्न करहु नित अर्चन, मिलि है मुक्तिरूप अक्षय धन।
पूर्वाचार्य सुधर्म प्रकाशक, थे अपने सब विष्णु उपासक॥२२७॥

એક બીજાથી અભિન્ન જાણી નિરન્તર તેઓનું પૂજન કરજો. એથી તમોને મુક્તિરૂપી અક્ષય ધન મળશે. ઉત્તમ ધર્મ પ્રકાશ કરનારા આપણા જેટલા પૂર્વાચાર્ય થયા તે સહુ નારાયણના ઉપાસક હતા.

दोहा–तदपि अभिन्न उमेशतें, जानि जनार्दन देव।
अर्चन करतेथे अखिल, अनुदिन तजि अहमेव॥ २२८॥

તો પણ દેવ જનાર્દન [ વિષ્ણુ ]ને ઉમેશ [શંકર] થી અભિન્ન જાણી સર્વ આચાર્યો હમેશાં અહંકારનો ત્યાગ કરી એ વિષ્ણુની ઉપાસના કરતા હતા.

झूलणा–शिष्य षट्प्रज्ञ! अद्वैत सिद्धान्तमें। रामका विवृत यह जग कहा है॥ राम अज्ञानतैं जगत यह राममें। सकल अध्यस्त ह्वैकें रहा है॥ रज्जुमें सर्प त्यों राममें जगतकी। होत अज्ञानतेंही प्रतीति॥ ज्ञानतें होत है शान्ति जब भ्रान्तिकी। सत्य प्रकटत तबें याहि रीति॥ २२९॥

હે શિષ્ય પરબ્રહ્મ! અદ્વૈત સિદ્ધાન્તમાં આ જગતને રામનું વિવર્ત કહેલ છે. રામના અજ્ઞાનથી આ સર્વ જગત્ રામમાં અધ્યસ્ત (અધ્યાસરૂપ) કહ્યું છે. રજ્જુના અજ્ઞાનથીજ રજ્જુમાં સર્પ તેમજ રામના અજ્ઞાનથી રામમાં જગતની પ્રતીતિ થાય છે અને રામના જ્ઞાનથી જ્યારે ભ્રાન્તિ નષ્ટ થાય છે ત્યારે જગતનો બાધ થાય છે એજ સત્ય જ્ઞાનની રીતિ છે.

**दोहा—परब्रह्म परधाम श्री, रामचन्द्र रमणीय ।**
**सीता है माया स्वरुप, शक्ति अनिर्वचनीय ॥ २३० ॥**

જેમનું સર્વોત્કૃષ્ટ તેજ છે એવા શ્રીરામચન્દ્ર મનોહર પરબ્રહ્મસ્વરૂપ જાણવા અને માયા સ્વરૂપ સીતા અનિર્વચનીય (વાણીથી જેનું વર્ણન ન થઈ શકે તેવાં) શક્તિ છે એમ સમજજો.

**चोपाई—रामचन्द्र सिय शक्ति सहारा, लेकर जनभावि अनुसारा**
**विरचत यह संसार अपारा, मायाकार्य सकल निःसारा॥२३१॥**

એ સીતારૂપી શક્તિની સહાયતા લઇ શ્રી રામચન્દ્ર પ્રભુ મનુષ્યના અદૃષ્ટાનુસાર આ અપાર સંસારની રચના કરે છે કે જે સંસાર સર્વ સાર રહિત અને માયાનું કાર્ય છે.

**राम रहत निर्लेप निरन्तर, पूर्णब्रह्म पुरुषोत्तम सुन्दर ।**
**उनको सत्य स्वरुप सुखकारी, यातें राम सदा भयहारी॥ २३२ ॥**

રામ તો નિરન્તર નિર્લેપ રહે છે. એ પૂર્ણબ્રહ્મ પુરૂષોત્તમ સુંદરમાં સુંદર છે. એમનું સુખદાયક સત્ય સ્વરૂપ છે માટે રામ જન્મમરણના ભયને હરનાર છે.

**है तुम हित यह गुरु उपदेशा, जातें लेश न व्यापहि क्लेशा ।**
**जो सिद्धान्त आद्य गुरुवरका, ज्ञानरूप वह अपने घरका॥२३३॥**

નૈષ્ઠિક બ્રહ્મચર્યાશ્રમ તમારે માટે હિતકર છે. આ ઉપદેશના આચરણથી લેશ પણ ક્લેશ તમારો સ્પર્શ કરી શકશે નહિ. આદ્ય ગુરૂ શંકરાચાર્યનો જ્ઞાનરૂપ જે સિદ્ધાન્ત છે તે આપણો પરમ સિદ્ધાન્ત છે.

ब्रह्म सत्य जग मिथ्या जानहु, जीव ब्रह्म इकरूप पिछानहु ।
मल विक्षेप नसे नहि जोलों, तुम दुव राम उपासहु तोलों॥२३४॥

હે શિષ્ય ! બ્રહ્મ સત્ય છે અને જગત્ મિથ્યા છે. એમ જાણો તેમજ જીવ અને બ્રહ્મ એકરૂપ છે એમ માનશો જ્યાંસુધી તમારા મળ તથા વિક્ષેપ નાશ ન પામે ત્યાંસુધી તમે બન્ને નિષ્કામ કર્મ તથા શ્રી રામચન્દ્ર પ્રભુની ઉપાસના કરશો.

अन्त लहत है जब मल आदि, भासत रघुवर ब्रह्म अनादि ।
"मैं हों ब्रह्म" ऐसी मति ठानी, करहु उपासन भेदजु भानी॥२३५॥

જ્યારે મળ આદિ દોષ [ મળ-વિક્ષેપ-આવરણ ] નાશ પામે છે ત્યારે એ રઘુવર રામ અનાદિ બ્રહ્મરૂપે ભાસે છે. માટે " હું બ્રહ્મ છું " એવી મતિને સ્થિર કરી અભિન્નપણે રામની ઉપસના કરો.

दोहा—उपासना वह शुद्ध जब, परिपकता पात ।
शुद्ध ब्रह्म साक्षात् तब, रामचन्द्र दरसात ॥ २३६ ॥

જ્યારે ઉપાસના પરિપાકદશાને પામે છે ત્યારે સાક્ષાત્ શુદ્ધ બ્રહ્મ સ્વરૂપ શ્રી રામચન્દ્ર પ્રભુનું વાસ્તવિક સ્વરૂપ કે જે નિરૂપાધિક છે તે દેખાય છે.

अभिन्न देव उपास्य जो, उनकी करुना पाइ ।
तुम तद्रुप बन जाओगे, संत बचन सुखदाइ ॥ २३७ ॥

બ્રહ્મથી અભિન્ન ઉપાસ્ય દેવ જે રામચન્દ્ર તેમની કરૂણા મેળવી તમે પણ રામરૂપ બની જશો આવાં સત્પુરૂષોનાં વચન છે અને તે સુખદાયક છે.

चोपाई—यातें जो सिद्धान्त सनातन, तदनुसार जो है करुणायन।
पञ्चदेवमें विष्णु स्वरूपा, उत्तम देव अवधके भूपा ॥ २३८ ॥

એટલા માટે જે સનાતન સિદ્ધાન્ત છે તદનુસાર પંચદેવમાં વિષ્ણુ સ્વરૂપ ઉત્તમ દેવ અવધ ( અયોધ્યા ) ના પતિ કરૂણાનિધાન શ્રીરામચન્દ્ર છે.

करहु निरन्तर उनको पूजन, जानि अभिन्न शिवादिकतें मन।
परमाचार्य सुपीठ तुम्हारा, सुभग शृंगगिरि शुद्ध अचारा॥२३९॥

એ રામ પ્રભુનું તમે નિરન્તર પૂજન કરો, તે પૂજન શિવ આદિ દેવોથી રામને અભિન્ન જાણીને કરજો. તમારૂં આચાર્ય સ્થાન "શૃંગગિરિ" મઠ છે અને તે ઉત્તમાચાર શીખવાનું સ્થાન છે.

**रखना भक्ति सु गुरु चरननमें, मन न लगाना दुष्ट व्यसनमें।**
**या विध होगा श्रेय तुम्हारा, हितकारक उपदेश हमारा ॥२४०**

હે શિષ્ય ! તમારે ગુરૂચરણોમાં ભક્તિ રાખવી. દુષ્ટ વ્યસનોમાં મનને કદી પણ યોજવું નહિ. આ રીતે આચરણ કરવાથી તમારૂં કલ્યાણ થશે, અમારો ઉપદેશ હિતકારક છે અર્થાત્ તમારાં હિત માટે આ મારો ઉપદેશ છે.

**मनोहर–दीक्षित भयेहो आज शिष्य षट्प्रज्ञ! तुम्है। वह यह नगरीमें उत्सव मनायगो॥ भाद्रपद मास शुक्ल पञ्चमीको धन्य दिन। झिल्लका सरस्वतीमें स्नान क्षेम छायगो॥ भूत प्रेत आदि बाधा बाधित जो प्रानी यहां। आयगो सो दुःखतें विमुक्ति द्रुत पायगो॥ ता दिन असंख्य जन मिलनतें झंझावाट। यात्रा-कोजु अभिराम धाम कहलायगो ॥ २४१ ॥**

હે શિષ્ય ષટપ્રજ્ઞ ! આજે તમે અમારાથી દીક્ષા પામ્યા છો. આ દિવસ આ નગરીમાં મહોત્સવ તરીકે મનાશે અને તે ભાદ્રપદ માસ, શુકલ પક્ષ અને તિથિ પંચમીનો દિવસ પવિત્ર ગણાશે. આ ભાદ્રપદ શુક્લ પંચમીનો દિવસ તમારી દિક્ષાનો દિવસ હોવાથી તે મહોત્સવરૂપે આજથી ગણાશે અને આજ રોજ આ ઝિલ્લકા સરસ્વતીમાં જે સ્નાન કરશે અને નલેશ્વર પ્રભુ, ગૌખુરી વારાહિદેવી. અને વેનુર્ગંગા [ બોટુવો ] આદિ સ્થાનોનાં જે દર્શન કરશે તે ભૂત પ્રેત ડાકિનીશાકિનિ આદિ અનેક વળગાળથી નિવૃત્ત થશે અને તે પ્રાણી બહુજ સુખી થશે તેમજ આજ રોજ અસંખ્ય પ્રાણીઓ પોતાનાં દુઃખ દૂર કરવા અહિં આવશે.

**दोहा–सद्गुरुके अस बचन सुनि, स्तवन योग्य सुखकन्द।**
**शिष्य युग्मके हृदयमें, उपज्यो अति आनन्द ॥ २४२ ॥**

સદ્ગુરુ યાદવપુરી મહારાજનાં આવાં સ્તુતિયોગ્ય સુખદાયક વચન શ્રવણ કરી બન્ને શિષ્યો [ ષટ્પ્રજ્ઞ તથા અમરપ્રસાદ ]ના હૃદયમાં અત્યન્ત આનંદ ઉત્પન્ન થયો.

श्रीरघुवर श्रीमाधवजु, गुरुप्रसादकों पाइ ।
भई मयूख समाप्ति यह, मुदमंगलतें छाइ ॥

॥ इति श्रीमद्वेदान्ततीर्थपण्डितमायारामसंगृहीत श्रीसत्पुरुषचरित्रप्रकाशे श्री रामतत्त्ववर्णन पूर्वक श्रीषट्प्रज्ञदीक्षापरिकथनं नाम सप्तदशो मयूखः

॥ श्रीगणेशाय नमः ॥

## अथ अष्टादशो मयूखः

छप्पय–यों स्वामी षट्प्रज्ञ, मग्न थे रामभजनमें। चर्चास्पद वह भई, बात दिनरेन स्वजनमें, पूर्वाश्रमके तात। योग नृप स्वर्ग सिधारे। झंझावाट अजाजि, राजके पदकों धारे ॥ मेंगल तथैव मेलाजिकों, तरमणियादिक ग्रामको। मण्डल मिल्योजु कुल ग्रासमें, महिमा अद्भुत रामको ॥ १ ॥

આ રીતે શ્રીષટ્પ્રજ્ઞ સ્વામી રામભજનમાં મગ્ન હતા એ વાત ભાયાતોમાં રાત્રિ દિવસ ચર્ચાના સ્થાનરૂપ થઈ પડી. ષટ્પ્રજ્ઞના પૂર્વાશ્રમના પિતા યોગરાજજી મહારાજા સ્વર્ગે સિધાવ્યા અને કુમાર અજાજીએ " રાજ " પદને ધારણ કર્યું. મેંગળજી તથા મેળાજીને કુળની પ્રથા મુજબ તરમણીઆ આદિ ગામનો સમુદાય ગરાસમાં મળ્યો. રામનો મહિમા એવો અદ્ભુત છે જેને લઇ રાજ્યના પાટવીપુત્ર સાધુ થયા અને અજાજી મહારાજા બન્યા.

अजाजि थे अति उग्र,-प्रकृतिके पुरुष पुरेश्वर। करत भये मृगयादि, कर्म आश्रम ढिग आकर ॥ उनकों स्वामीजिने, कुकर्म निषेध सुनायो। त्यों त्यों उनके हृदय, रोष यतिवरपें आयो ॥ षट्प्रज्ञस्वामीने उस समय, सत्य बात उनकों कही। कहना असभ्य जन संत प्रति, राजन्! श्रेयस्कर नहीं ॥ २ ॥

ઝંઝાવાડ નરેશ અજાજી અત્યંત ઉગ્ર સ્વભાવના હતા. તેઓ આશ્રમ નજીક આવી શિકાર આદિ અનુચિત ક્રિયા કરતા હતા એમને સ્વામીજી એ મૃગયા નિષેધ અર્થાત્ અહીં સાધુઓના આશ્રમ પાસે શિકાર ન કરાય એમ કહ્યું તેમ તેમ તેઓના મનમાં યતિશ્રેષ્ઠ યાદવસ્વામી ઉપર રોષ આવ્યો. એ સમયે ષટ્પ્રજ્ઞસ્વામી એ એમને ખરી સાચી વાર્તા કહી સંભળાવી અને કહ્યું જે હે રાજન! સંત પુરૂષને અસભ્ય વચનો કહેવાં એમાં કોઇ પ્રકારે કલ્યાણ નથી.

परमपूज्य महाराज, हमारे गुरुवर यादव। भजत सदा भगवान, रखो उन प्रति तुम मार्दव ॥ विघ्नरूप ना होहु, त्योंहि अप्रसन्न मनतें। करो न उनतें क्लेश, लेश तुम क्रूर बचनतें। आश्रम हितार्थ बिन स्वार्थ है, पितृ समर्पित भूमि यह। मृगयादि कार्य अघ रूप है, तामें संत दुःखा वह ॥ ३ ॥

યાદવસ્વામી અમારા પરમપૂજ્ય ગુરૂમહારાજ છે, એમના પ્રતિ તમે કોમળતા રાખો. એ ભગવાનનું ભજન કરે છે તેમાં વિઘ્નરૂપ ન થાઓ. તેમજ અપ્રસન્ન મનથી અર્થાત્ મનમાં ક્રોધ લાવી ક્રૂર વચનો બોલી તેમનાથી લેશ પણ ક્લેશ ન કરો. કારણકે આપણા પિતાશ્રીએ નિઃસ્વાર્થ આશ્રમના હિત અર્થે તેઓને આ ભૂમિ દાનમાં આપેલી છે તો તેમાં મૃગયા કાર્ય પાપરૂપ તેમજ મહાત્માઓને દુઃખ આપનારૂં છે

यातें हिंसा यहां, प्राणीकी तुमही न करना। यदि करोगे आप, नही तुम्हरे कोउ शरना ॥ तुम उनका परिणाम, विकट अतिही पाओगे। पुनि बहु पश्चात्ताप, आदितें अकुलाओगे ॥ या बिध

सु संत षट्प्रज्ञने, अजाजिकों उपदेश दिय। भाविप्रभाव उनके हृद्य, कछु न बोधने स्पर्श किय ॥ ४ ॥

માટે હવે આ સ્થળે તમારે મૃગ આદિનો વધ ન કરવો અને કદી જો કરશો તો તમારો કોઇ રક્ષક નથી કે જેસંતના અપરાધથી બચાવે. ઘણા ઘણા પશ્ચાત્તાપ કરી કરી પાછળથી અકળાશો. આરીતે સંત ષટ્પ્રજ્ઞ સ્વામીએ અજાજિને ઉપદેશ આપ્યો. પરંતુ ભાવિની પ્રબળતાથી એમના હૃદયમાં એ ઉપદેશે લેશ પણ સ્પર્શ ન કર્યો.

वह तो यौंके यौंहि, सदा आश्रमढिग आइ। करन लगे मृगयादि, संत मन अतिहि सताई ॥ एक समय उनवदन, स्वामीकी निन्दा सुनकें। भये कुपित षट्प्रज्ञ, महासागर सद्गुनके ॥ बोले अजाजि प्रति बचन अस, तुम क्षत्रियकुल जात हो। प्रतिपाल संत अरु सुरभिके, ह्वै कर कछु न लजात हो? ॥ ५ ॥

એતો એમના એમ સંતોના મનમાં કષ્ટ ઉપજાવી આશ્રમમાં આવી મૃગયા આદિ કરતા હતા. એક સમયે એ અજાજીના મુખથી સ્વામીજીની નિન્દા સાંભળી સદ્ગુણના સાગર ષટ્પ્રજ્ઞસ્વામી કોપાયમાન થયા અને અજાજી પ્રતિ બોલ્યા જે તમે ક્ષત્રિયના કુળમાં જન્મ પામ્યા છો, સંત અને ગાયના પ્રતિપાળ બની આવું બોલતાં કંઇ શરમાતા નથી?

पूर्वज नृप हरपाल,–देवसे भये तुम्हारे। गोब्राह्मणप्रतिपाल, संतके सुखद सहारे ॥ जो दुःखतें अन्यकों, क्षमामय होइ छुडावे। क्षत्रिय उनका नाम, सुभग जगमें सरसावे ॥ गुन उक्त एकभी आपमें, है न राजपद धरत हो? ॥ गुरु ब्रह्मनिष्ठ यादवपुरी, उनकी अवज्ञा करत हो? ॥ ६ ॥

તમારા પૂર્વજ મહારાજા હરપાલદેવ જેવા પવિત્ર કે જેઓ ગોબ્રાહ્મણ પ્રતિપાલ તેમજ સુખદાયક સંતજનોના સહાયક હતા. જે દયામય બની બીજાને દુઃખથી છોડાવે તેનું "ક્ષત્રિય" એવું સુંદર નામ આ વિશ્વમાં છે. ઉક્ત ગુણોમાંહેનો એક પણ ગુણ આપનામાં નથી, કેવળ નામ માત્ર ક્ષત્રિય છો. ગુરૂ યાદવપુરી કે જેઓ બ્રહ્મમાં નિષ્ઠાવાળા છે તેમની નિન્દા કરો છો?

हरिगीत–तुम आजतें होकर पतित यह क्षात्रजातीय धर्मतें, ।
होगे प्रसिद्ध जु क्षुद्रजातीय कुटिल याहि कुकर्मतें ॥
याविध अजाजीकों दियो द्रुत शाप श्रीषट्प्रज्ञने ।
नांही पिछान्यो संतको महिमा तदपि वह अज्ञने ॥ ७ ॥

તમે આજથીજ આ ક્ષાત્રજાતિના ધર્મથી પતિત બની તમારાં કુટિલ કર્મથી ક્ષુદ્રજાતિએ પ્રસિદ્ધ થશો. આ રીતે શ્રી ષટ્પ્રજ્ઞ સ્વામીએ અજાજીને એકાએક શાપ આપ્યો તો પણ એ અજ્ઞાની અજાજી સંતનો મહિમા જાણી શક્યા નહિ.

छप्पय–स्वल्प दिननमें भये, जातितें भ्रष्ट अजाजी । क्षुद्र कुली ठाकोर, जाति संज्ञाकों साजी ॥ उनके वंशज झंझ–वाटमें राज्य करत है। शूद्र तुल्य ह्वै सकल, संतको शाप स्मरत हैं ॥ राहाणि आदि बहु भेदतें, विद्यमान अद्यापि है । तामें कितेक पूर्वज सदृश, पुरुष महान प्रतापी हैं ॥ ८ ॥

થોડા દિવસોમાં અજાજી ક્ષાત્રજાતિથી ભ્રષ્ટ થયા અને ક્ષુદ્ર[હલકી]જાતિ"કોળી ઠાકોરોમાં" ભળી કોળી ઠાકોર કહેવાવા લાગ્યા એમના સર્વ વંશજો ઝીંઝુવાડામાં રાજ્ય કરે છે અને શૂદ્ર જેવા બની સર્વ સંત ષટ્પ્રજ્ઞે આપેલા શાપનું સ્મરણ કરે છે. તેઓ રાહાણી તથા વીરાણી આદિ ઘણા ભેદથી આજ પણ વિદ્યમાન છે. તેમાંના કેટલાએક પોતાના પૂર્વજ વનવીરજી જેવા સજ્જન પુરૂષો પણ છે.

दोहा–या बिध श्रीषट्प्रज्ञने, लखि अनुचित व्यवहार ।
पूर्वाश्रमके बन्धुकों, उनकी कृति अनुसार ॥ ९ ॥

આ રીતે શ્રી ષટ્પ્રજ્ઞ સ્વામીએ અજાજીનો અનુચિત (અઘટિત) વ્યવહાર જોઈ પોતાના પૂર્વાશ્રમના એ બન્ધુને એમનાં કર્મ અનુસાર

दियो शाप–वह जब पर्यो, यादव गुरुके श्रोन ।
तब वह कहन लगे करहु, त्वरित दुग्धसर गोन ॥ १० ॥

શાપ આપ્યો એ વાત જ્યારે ગુરૂ યાદવપુરીને શ્રવણે પડી ત્યારે તેઓ શિષ્યોને કહેવા લાગ્યા જે હવે અહીંથી દુગ્ધસર [દુધરેજ] તરફ પ્રયાણ કરીએ.

चोपाई–आश्रम गुरु रघुनाथपुरीको, है जहँ नन्दनवन सम नीको।
अपने रक्षा उनकी करेंगे, नितही सियावर ध्यान धरेंगे ॥११॥

જ્યાં ગુરૂ શ્રી રઘુનાથપુરી મહારાજનું નંદનવન સમાન સુંદર આશ્રમ છે. તેનું આપણે રક્ષણ કરશું અને સીતાપતિ રામચન્દ્રનું નિરન્તર ધ્યાન ધરશું.

अस विचारि दुव शिष्य सहारे, यादवपुरी दूधरेज पधारे।
श्रवण मनन कीर्तन सुखदायक, करन लगे निशदिन यतिनायक॥

આવો વિચાર કરી બન્ને શિષ્યો સહિત યાદવપુરી મહારાજ દુધરેજ પધાર્યા અને ત્યાં સુખદાયક શાસ્ત્રોનું શ્રવણ, મનન તથા પ્રભુનું કીર્તન કરવા લાગ્યા.

अनुष्टुप्–सुमानसं महात्मानं, शान्तिरूपं महोदयम् ।
सदयं यादवाचार्यं, गुरुं वन्दे पुनः पुनः ॥ १३ ॥

ઉત્તમ મનવાળા મહાત્મા શાન્તિસ્વરૂપ, મહોદય અને દયાળુ એવા ગુરૂ યાદવાચાર્ય સ્વામીને હું વારંવાર વંદન કરૂં છું.

चोपाई–महदात्मा उत्तम मनवारे, शान्तिरूप महदुदयजु धारे।
दयावंत आचार्य सु यादव, गुरु पद वन्दों मैं अगणित भव॥१४॥

શ્રેષ્ઠ મનવાળા જે મહાત્મા શાન્તિરૂપ બની મહાન્ ઉદયને ધારણ કરે છે એવા દયાળુ આચાર્ય યાદવ ગુરૂના ચરણમાં હું જન્મોજન્મ વંદન કરૂં છું.

एक समय यादवगुरु प्रातजु, नित्यकर्म कर रघुवर ध्यातजु।
आश्रम बिच विराजत भयऊ, शिष्य उभय उन आगें गयऊ॥१५॥

એક સમયે પ્રાતઃકાળમાં ગુરૂ યાદવસ્વામી નિત્ય કર્મ કરી રઘુવર રામચં-ન્દ્રનું ધ્યાન ધરતા આશ્રમ મધ્યે બિરાજતા હતા ત્યારે બન્ને શિષ્યો ( ષટ્પ્રજ્ઞ તથા અમરપ્રસાદ ) એમના પાસે ગયા.

गुरुपद अम्बुज अति अभिरामा, परम सुखद लखि करत प्रणामा।
शिष्य युगल वह सद्गुनशाली, पुनि पूछत शुभ प्रश्न प्रणालि॥१६॥

અને ગુરૂના અત્યન્ત મનોરમ ચરણ કમલને પરમ સુખદાયક સમજી બન્નેએ પ્રણામ કર્યાં. એ બેઉ શિષ્ય સદ્‌ગુણશાળી શ્રીક ગુરૂ યાદવપુરીને શુભ પ્રશ્નોની પ્રણાલિ પૂછે છે જે

**अपने पूर्वाचार्य श्री शंकर, उनका अद्वयवाद शिवंकर।**

**गुरु मुखनें बहुबेर सुना है, अब कछु अन्य सुनन चित्त चाहे॥१७॥**

હે ગુરૂવર્ય ! આપણા પૂર્વાચાર્ય શ્રી શંકરસ્વામીના અદ્વૈતવાદ પરમ કલ્યાણ કારક છે અને તે ગુરૂમુખથી અમે ઘણીવાર શ્રવણ કરેલ છે. હવે કંઈ બીજું સાંભળવાની હૃદયમાં ઇચ્છા થાય છે.

**बहु वैष्णव[1] आचार्य भये है, सबने भिन्न सिद्धान्त ठये है।**

**वह सुननेकी स्पृहा है हमकों, सद्गुरु! लेहु सुखावह श्रमकों॥१८॥**

વૈષ્ણવ ધર્મ પ્રવર્તક અનેક આચાર્યો થયા છે અને એ સહુએ જુદા જુદા સિદ્ધાન્ત બતાવ્યા છે, જે શ્રવણ કરવાની અમારી ઇચ્છા છે તો હે સદ્‌ગુરૂ ! શ્રોતાજનોને સુખ ઉપજાવે એવો શ્રમ લેવા આપ કૃપા કરો.

**दोहा–रामानुज आचार्य अरु, श्रीमन्मध्वाचार्य।**

**पुनि वल्लभ आचार्यने, कियो मतान्तर कार्य॥ १९ ॥**

શ્રી રામાનુજ આચાર્ય, શ્રીમાન મધ્વાચાર્ય અને શ્રી વલ્લભાચાર્ય એ સહુએ ભિન્ન મતો દેખાડેલા છે.

**उपास्य है उन सकलके, एक विष्णु भगवान।**

**तदपि भेद सिद्धान्तमें, उनका कोन निदान? ॥ २० ॥**

એ સર્વના ઉપાસ્ય દેવ એકજ શ્રી વિષ્ણુ ભગવાન છે, છતાંએ એમના સિદ્ધાન્તમાં ભિન્નતા છે એનું કારણ શું?

**अपने त्योंही उनहिके, जो प्रसिद्ध सिद्धान्त।**

**तामें भेद कहा? कहहु, सानुकम्प यतिकान्त॥ २१ ॥**

વળી આપણા તેમજ એમના પ્રસિદ્ધ સિદ્ધાન્તોમાં શું શું ભેદ છે ? એ સર્વ હે દયામય ગુરૂ ! આપ કહેવા કૃપા કરો.

**छप्पय–परमपूज्य हो आप, हमारे गुरुवर ज्ञानी। सुनाइअें कर कृपा, आपकी रसमय बानी॥ सविनय यों प्रार्थना, शिष्यकी**

---

१ विष्णुरेव देवता येषां ते वैष्णवाः

सुनि मुद पाये। यादव स्वामी अतुल, अनुग्रहसों पुनि छाये॥ है शिष्य! तुम्हारा प्रश्न यह, उचित विश्वहित कार्यके। मत भेद सुनहु संक्षेपतें, कहों वैष्णवाचार्यके ॥ २२ ॥

આપ મહાજ્ઞાની અમારા પરમ પૂજ્ય ગુરૂવર છો તો કૃપા કરી આપની રસમય વાણી અમોને સંભળાવો. આ રીતે પોતાના શિષ્યનાં સવિનય વચનો શ્રવણ કરી યાદવસ્વામી આનંદ પામ્યા અને શિષ્યો પર અનુગ્રહ કરી. કહેવા લાગ્યા જે હે શિષ્ય ! તમારૂં આ પ્રશ્ન વિશ્વહિતકારક છે. વૈષ્ણવાચાર્યના મતભેદ સંક્ષેપથી કહું છું તે શ્રવણ કરો.

दुःखहर विष्णु देव, जगतमें एकहि जाको। वैष्णव उनका नाम, भक्ति भूषण हे ताको ॥ नारद मुनिकृत पञ्च रात्र आदि ग्रन्थनमें। जो है उक्त प्रकार, याहि बिध पावनपनमें ॥ दीक्षित वैष्णव सु मंत्रकी, दीक्षासों जो होत है। वैष्णव कहात वह विश्वमें, शब्द अर्थ उद्योत है ॥ २३ ॥

જેના જગત્માં સર્વ દુઃખને હરનારા એકજ વિષ્ણુ દેવ છે તેનું નામ વૈષ્ણવ કહેવાય છે. તેઓનું ભક્તિ એજ ભૂષણ છે. નારદ મુનિકૃત પંચરાત્ર આદિ ગ્રન્થ તેઓને માન્ય છે અને વિષ્ણુ મંત્રથી દીક્ષિત બનેલા મનુષ્યો આ લોકમાં વૈષ્ણવ ગણાય છે.

तामें रामानुजाचार्य थे द्रविड देशके। भूतपुरी शुभ ग्राम, विप्रजाति विशेषके॥ केशव शर्मा तात, मती संज्ञक उन माता। संप्रदायमें श्रेष्ठ, शास्त्र षट्के गुरु ज्ञाता ॥ सिद्धान्त विशिष्टाद्वैतको, जिन्हे स्पष्ट जगमें कियो। पंथप्रचार हित पुनितकुल, जन्म लोक जिसने लियो ॥ २४ ॥

તેમાં શ્રી રામાનુજાચાર્ય દ્રવિડ દેશાન્તર્ગત ભૂતપુરી નામે ગ્રામના નિવાસી હતા, એમની જાતિ વિપ્ર, પિતા કેશવશર્મા અને માતાનું નામ મતી હતું. એ

રામાનુજ વૈષ્ણવસંપ્રદાયમાં શ્રેષ્ઠ અને પટ્શાસ્ત્રના ઉત્તમ જ્ઞાતા હતા. તેઓએ શ્રી વૈષ્ણવ માર્ગના પ્રચાર માટે પવિત્ર કુળમાં જન્મ લીધો હતો.

**उनके पहिले भये, स्वामी षट्कोप समानजु। ओर यामुनाचार्य, आदि विद्वान् महानजु॥ वैष्णव नामक सम्प्रदाय जो स्थिति पावत है। तामें सब आचार्य, विविध मत दरसावत है ॥ चित् अचित् ओर ब्रह्म[1] त्रिविध, पदार्थ रामानुज कहे । भोक्ता चित् हि भोग्यजु अचित्, ब्रह्म नियामक ह्वै रहे ॥ २५ ॥**

એમના પહેલાં પટ્કોપ સ્વામી તથા યામુનાચાર્ય જેવા ઘણા મહાન વિદ્વાનો થઇ ગયા. વૈષ્ણવ સંપ્રદાયો જે હાલ છે તેના સર્વ આચાર્યો ભિન્ન ભિન્ન મતને પ્રદર્શિત કરે છે. શ્રીરામાનુજાચાર્ય ચિત્ અચિત્ અને બ્રહ્મ એવા ત્રિવિધ પદાર્થ કહે છે, તેમાં ચિત્ એ ભોક્તા તથા અચિત્ એ ભોગ્ય પદાર્થ અને બ્રહ્મ સર્વનું નિયામક છે.

**तामें चित् अरु अचित्, स्थूल अरु सूक्ष्म सुहावे। जगदुद्भवके आदि, अन्त वह सूक्ष्म कहावे ॥ प्रलयकालके आदि, ओर उत्पत्ति अनन्तर । संसारावस्थिति, ताहिमें स्थूल निरन्तर ॥ या बिध पदार्थ त्रयमें पुनि, ब्रह्म ईशकों कहत है ॥ चिद्रूप होइ जो सकलमें, अन्तर्यामी रहत है ॥ २६ ॥**

તેમાં ચિત્ અને અચિત્.સ્થૂલ અને સૂક્ષ્મ બને છે, જગત્‌ની ઉત્પત્તિના પહેલાં તથા અન્તકાળમાં ચિત્ તથા અચિત્ બન્ને સૂક્ષ્મ હોય છે અને પ્રલયકાળની પહેલાં તથા ઉત્પત્તિકાળ પછી સંસારાવસ્થામાં ચિત્ અચિત્ બન્ને સ્થૂલ હોય છે. ઉક્ત ત્રણે પદાર્થોમાં બ્રહ્મને ઇશ્વર કહે છે અને તે સર્વ પ્રાણીનો અન્તર્યામી બની ચિદ્રૂપે રહે છે.

**ईश शब्दको वाच्य, ब्रह्म भ्रान्तिबिन भासत । जीव वाच्य**

---

१ चिदचिद्ब्रह्मेति रामानुजाचार्याणां मते त्रयः पदार्थाः तदुक्तम्—ईश्वर श्चिदचिच्चेति पदार्थत्रितयं हरिः ॥ ईश्वरश्चित इत्युक्ता जीवाद्दृश्यमचित् पुनः

चित्[1] शब्द, अचित्[2] जो द्रश्य प्रकाशात ॥ ओर जडात्मक भोग्य, भोग उपकरणजु जो है। त्योंही भोगायतन, भेदतें त्रयविध सोहे ॥ है इक प्रमाणहित कारिका, विशिष्ठ अद्वयवादकी। तात्पर्य शिष्य! उनको सुनहु, व्याख्या ईश्वर आदिकी ॥ २७ ॥

ઇશ્વર શબ્દનો વાચ્ય બ્રહ્મ, જીવ શબ્દનો વાચ્ય "ચિત્" અને દ્રશ્ય પૃથિવ્યાદિ છે તે બધાં "અચિત્" જાણવાં. એ અચિત્‌ના ત્રણ ભેદ છે ૧ જડાત્મક ભોગ્ય પદાર્થ ૨ ભોગનાં ઉપકરણ (સાધન) અને ૩ ભોગાયતન. આ વિષયોને કહેનારી વિશિષ્ઠાદ્વૈતવાદની એક કારિકા છે. હે શિષ્ય પદ્મપ્રજ્ઞ! એ કારિકાનું તાત્પર્ય તથા ઇશ્વર આદિની વ્યાખ્યા શ્રવણ કરો.

दोहा–ईश्वर चित् अरु अचित् यों, त्रय पदार्थ अभ्रान्त ।
यही विशिष्ठाद्वैतको, स्पष्ट लख्यो सिद्धान्त ॥ २८ ॥

ઇશ્વર, ચિત્ અને અચિત્ આ ત્રણ પદાર્થો વિશિષ્ઠાદ્વૈતમાં માનેલ છે.

छप्पय–ईश्वर नाम पदार्थ, विष्णु भगवान विराजे। चित् पदार्थ है जीव, द्रश्य जग अचित् हि छाजे ॥ अचित् वस्तु सबहिको, नियामक एकहि ईश्वर[3] ॥ वह लीलावश सदा, भक्तपें अनुकम्पा[4] कर ॥ अर्चा समेत उत्तम विभव, व्यूह सूक्ष्म व्यवहारतें। अन्तर्जुयामी है अच्युत हि, प्रकटत पञ्च प्रकारतें ॥ २९ ॥

---

१ तत्र चिच्छब्दवाच्या जीवात्मानः परमात्मनः सकाशाद्भिन्ना नित्या अणु परिमाणाश्च । तथा च श्रुतयः द्वासुपर्णा सयुजा सखाया समानं वृक्षं परिषस्वजाते ॥ इति ॥ न जायते म्रियते वा विपश्चित् इति बालाग्रशतभागस्य शतधा कल्पितस्य च । भागो जीव इति मोक्तः स चानन्त्याय कल्पते ॥ इति ॥ अराग्रमात्रः पुरुषोऽरात्मा चेतसा वेदितव्य ॥ इति च ॥ २ अचिच्छब्दवाच्यं दृश्यं जड जगत् त्रिविधम्–भोग्यभोगोपकरणभोगायतनभेदात् ।

३तस्य जगतः कर्त्तोपादानं चेश्वरः पुरुषोत्तमो वासुदेवादिपदवेदन्यिः ।

ઈશ્વર નામનો પદાર્થ તે શ્રી વિષ્ણુ ભગવાન્, ચિત્ નામનો પદાર્થ તે જીવ અને અચિત્ નામનો પદાર્થ તે દ્રશ્ય જગત્. સમગ્ર ચિત્ અને અચિત્ પદાર્થોનો નિયામક એક ઈશ્વરજ છે. તે ઈશ્વર લીલાવશ થઇ પોતાના ભક્તો ઉપર અનુકંપા (કૃપા)કરી અર્ચા. વિભવ, વ્યૂહ, સૂક્ષ્મ અને અન્તર્યામી એવા ભેદથી પાંચ પ્રકારે પ્રાકટ્યને પામે છે.

दोहा–रामकृष्ण प्रतिमा स्वरुप, विष्णु विश्वके भूप ।
वह प्रकार कहलात है, अभिनव अर्चारूप ॥ ३० ॥

વિશ્વના અધિપતિ વિષ્ણુ તથા રામ કૃષ્ણ આદિ જે પ્રતિમા સ્વરૂપ છે તે "અર્ચા" રૂપે છે.

ईश्वरके अवतार जो, गुनी महिमायुत गात ।
वह प्रकार आधार जग, विभवरूप कहलात ॥ ३१ ॥

ઈશ્વરના જે અવતારને ગુણીજનો મહિમા સહિત ગાય છે, જગતના કલ્યાણરૂપ એ પ્રકાર "વિભવ" રૂપ કહેવાય છે.

छप्पय–संकर्षण अरु वासुदेव प्रद्युम्न प्रभामय । अनिरुद्ध यों चारि, व्यूह कहलात महाशय ॥ संकर्षण संपूर्ण, सूक्ष्म सुखरूप

---

स च परम कारुणिको भक्तवत्सलः स्वीयोपासकानुगुणतत्तत्फलप्रदानाय स्वलीलावशादर्चाविभवव्यूहसूक्ष्मान्तर्यामिभेदेन पञ्चधाऽवतिष्ठते तत्र पूर्वपूर्वमूर्त्युपासनया पुरुषार्थप्रतिपन्थिदुरितनिचयक्षये सति उत्तरोत्तरमूर्त्युपासनायामधिकारः संपद्यते ॥

२ तदुक्तमाचार्येण–वासुदेवःस्वभक्तेषु, वात्सल्यात्तत्तदीहितम् । अधिकार्यानुगुण्येन, प्रयच्छति फलं बहु ॥ तदर्थं लीलया स्वीयाः, पंचमूर्तीः करोति वै । प्रतिमादिकमर्चाख्या-दवतारास्तु वैभवाः ॥ संकर्षणो वासुदेवः, प्रद्युम्नश्चानिरुद्धकः । व्यूहश्चतुर्विधो ज्ञेयः, सूक्ष्मं सम्पूर्णषड्गुणम् ॥ तदेव वासुदेवाख्यं, परब्रह्म निगद्यते, अन्तर्यामी जीवसंस्थो, जीवप्रेरक ईरितः ॥ अर्चोपासनया क्षिप्ते, कल्मषेऽधिकृतो भवेत् । विभवोपासने पश्चाद्व्यूहोपास्ते ततः परम् ॥ सूक्ष्मे तदनुशक्तः स्यादन्तर्यामिणमीक्षितुम् ॥ इति ॥

सुहावे । वासुदेव परब्रह्म, आदि अभिधान कहावे ॥ सब जीव बिच रह जीवको, प्रेरक जो दिनरात है । उन नाम ईश जो विश्वमें, अन्तर्यामी कहात हैं ॥ ३२ ॥

હે મહાશય શિષ્ય! સંકર્ષણ, વાસુદેવ, પ્રદ્યુમ્ન અને અનિરૂદ્ધ એ ચાર "વ્યૂહરૂપ" છે. સંકર્ષણ પ્રભુ સૂક્ષ્મ કહેવાય છે અને તે સુખરૂપ છે જે વાસુદેવ પરબ્રહ્મ આદિ નામથી પ્રખ્યાત છે. સર્વ પ્રાણીમાં નિવાસ કરી રાત્રિ દિવસ જે જીવના પ્રેરકરૂપે રહે છે એનું નામ ઇશ્વર છે કે જે વિશ્વમાં અન્તર્યામી કહેવાય છે.

दोहा–प्रथम भक्त अर्चास्वरुप, ईश्वरकों आराध ।
दूर करे निज दोषकों, सुन्दर साधन साध ॥ ३३ ॥

પ્રથમ ભક્તજન પૂજા સાધનોથી અર્ચાસ્વરૂપ (રામ કૃષ્ણ વિષ્ણુ આદિ) પ્રતિમાસ્વરૂપનું આરાધન કરી પોતાના દોષોને દૂર કરે.

छप्पय–विभवरूप विभुकी, उपासनातें तदनन्तर । परिपकावस्थाजु, भक्तकी होवे मुदभर ॥ व्यूह उपासन तबें, होत मंगलकर अतिही । सूक्ष्म उपासन होत, सुखद पश्चात् दिन प्रतिही ॥ पुनि करे भक्तजन अन्तमें, अन्तर्यामी उपासना । जातें न त्रास यमजालको, दूर रहत सब वासना ॥ ३४ ॥

ત્યાર પછી વિભવરૂપ વિભુની ઉપાસનાથી આનંદયુક્ત ભક્તની જ્યારે પરિપકવ અવસ્થા થાય ત્યારે વ્યૂહ [સંકર્ષણ પ્રભુ આદિ] નું ઉપાસન અત્યન્ત મંગલકારક બને છે અને તે પછી સૂક્ષ્મ ઉપાસન પ્રતિદિન સુખદાયક થાય છે. છેવટ ભક્તજને અન્તર્યામીની ઉપાસના કરવી કે જેથી યમની જાળનો ત્રાસ ન રહે અને સર્વ વાસના નાશ પામે છે એમ વિશિષ્ઠાદ્વૈતવાદી માને છે.

दोहा–रामानुज सिद्धान्तमें, पञ्चरात्र अभिधान ।

आदि ग्रन्थमें पञ्च[1]विध, उपासना पहिचान ॥ ३५ ॥

હે શિષ્ય પટ્પ્રજ્ઞ ! રામાનુજ સિદ્ધાન્તમાં પંચરાત્ર આદિ ગ્રન્થની અંદર ઉપાસના પાંચ પ્રકારની કહેલી છે.

छप्पय—आदिनाम अभिगमन, अन्य पुनि उपादान है। इज्या नामक तृतीय, महा मंगल निधान है ॥ त्यों स्वाधाय चतुर्थ, योग पञ्चम पद पावे। उपासनाके भेद, स्पष्ट यों पञ्च कहावे ॥ जो स्थान देवताको सुभग, तिहि पथजो अनुसरन है। उन उपासनाको नाम जग, शास्त्रसिद्ध अभिगमन है ॥ ३६ ॥

તે "અભિગમન" "ઉપાદાન" "ઇજ્યા" "સ્વાધ્યાય" અને "યોગ" આ રીતે પાંચ પ્રકારની છે. તેમાં દેવ મન્દિરે જવું તે "અભિગમન" છે અને

दोहा—गन्ध पुष्प अरु दीपकजु, पूजा साधन जान ।
प्राप्त करे जो भक्त उन, उपादान अभिधान ॥ ३७ ॥

ગન્ધ, પુષ્પ તથા દીપક આદિ પૂજાનાં સાધનોને પ્રેમથી તૈયાર કરવાં તેને "ઉપાદાન" કહે છે.

पूजन जो है देवको, उनको इज्या नाम ।
व्याख्या अब स्वाध्यायकी, शिष्य ! सुनहु गुनग्राम ॥ ३८ ॥

દેવનું જે પૂજન તેનું નામ "ઇજ્યા" છે. હવે હે સદ્‌ગુણી શિષ્ય ! સ્વાધ્યાયની વ્યાખ્યા શ્રવણ કરો.

---

१ उपासनं च पञ्चविधम्—अभिगमनमुपादानमिज्यास्याध्यायोयोग इति पञ्चरात्रे अभिऽहितम् ॥ तत्राऽभिगमनं नाम-देवतास्थानमार्गस्य संमार्जनोपलेपनादि उपादानं गंधपुष्पादिपूजासाहित्यसम्पादनम् ॥ इज्यानाम-देव पूजनम् ॥ स्वाध्यायो नामार्थानुलन्धानपूर्वको मन्त्रजपो वैष्णवसूक्तस्तोत्रादि पाठो नाम संकीर्तनतत्त्वप्रतिपादकशास्त्राभ्यासश्च ॥ योगो नाम देवताऽनुसन्धानम् । एवमुपासनाकर्म्मसमुचितेन विज्ञानेन दृष्टदर्शने नष्टे भगवद्भक्तस्य भक्तवत्सलः परमकारुणिकः पुरुषोत्तमः स्वयाथात्म्यानुगुणं स्वपदं प्रयच्छति ।

हरिगीत–जो अर्थ अनुसन्धान पूर्वक मंत्रजप जन करत है ।
त्यों विष्णुसूक्त स्तोत्र आदि पाठ जो श्रुति परत है ॥
स्वाध्याय उनका नाम अरु जो देव अनुसंधान है ।
वह योग नाम उपासना भक्ति पवित्र निदान है ॥ ३९ ॥

જે ભક્તજન અર્થના અનુસંધાન પૂર્વક મંત્રનો જપ કરે છે, તેમજ વિષ્ણુસૂક્ત તથા વિષ્ણુસ્તોત્ર આદિનો પાઠ સાંભળે છે અથવા કરે છે એનું નામ સ્વાધ્યાય છે અને જે દેવનું અનુસંધાન (ધ્યાન) એ ઉપાસનાનું નામ યોગ છે કે જે પવિત્ર ભક્તિના કારણરૂપ છે.

दोहा–या बिध पञ्च प्रकारको, उपासना क्रम जान ।
परम प्रसन्न सु भक्तपें, होत विष्णु भगवान ॥ ४० ॥

આ રીતે પાંચ પ્રકારના ઉપાસના ક્રમને અનુસરનાર ઉત્તમ ભક્ત ઉપ: શ્રી વિષ્ણુ ભગવાન્ પરમ પ્રસન્ન થાય છે.

प्रसन्न ह्वैकें वह प्रभु, निज सत पदकों देत ।
यातें विष्णु उपासना. करतहि स्वजन समेत ॥ ४१ ॥

પ્રસન્ન થએલા એ વિષ્ણુ પરમાત્મા ભક્તને પોતાનું સર્વોત્તમ પદ આપે છે. માટે વૈષ્ણવ જનો પોતાના સ્વજન સહિત વિષ્ણુની ઉપાસના કરે છે.

मनोहर–रामानुज स्वामीने श्रीब्रह्म सूत्रपें प्रसिद्ध । बोधायन वृत्ति अनुसार भाष्य कीन्हो है ॥ नाम रख्यो उनको श्रीभाष्य त्यों उपनिषद् । आदि ग्रन्थ व्याख्याकारको सुयश लीन्हो है ॥ त्यों "अथाऽतो ब्रह्मजिज्ञासा" दि सूत्रमँह स्पष्ट । ब्रह्म शब्दकों प्रसिद्ध विष्णु पद दीन्हो है ॥ वोही पुरुषोत्तम त्यों नारायण वोही ब्रह्म । रामानुज मत एसो सिद्धान्तमें चीन्हो है ॥ ४२ ।

શ્રી રામાનુજસ્વામીએ શ્રી બ્રહ્મસૂત્ર ઉપર પ્રસિદ્ધ રીતે બોધાયન વૃત્તિ અનુસાર ભાષ્ય કર્યું છે અને એનું "શ્રી ભાષ્ય" એવું નામ રાખ્યું છે. તેમજ "અથાતો બ્રહ્મ જિજ્ઞાસા" આદિ સૂત્રમાં સ્પષ્ટરીતે બ્રહ્મ શબ્દનો અર્થ વિષ્ણુ એવો કરેલ છે. એજ વિષ્ણુને પુરૂષોત્તમ કહો, નારાયણ કહો કે બ્રહ્મ કહો. આવો સિદ્ધાન્ત શ્રી રામાનુજ મતનો છે.

हरिगीत–जो निरतिशय आनन्द–प्रिय आनन्द उद्भव लहत है।
यों परमशान्ति प्रयोजनक सकलेतर जु ह्वै रहत है॥
वैतृष्णवान विशुद्ध ज्ञानविशेष जो चित्त चहत है।
ताकों कहत है भक्ति–वह सिद्धान्त गुनीजन ग्रहत है॥ ४३॥

જ્યારે પ્રિય લાગે એવો આનંદ ઉદ્ભવ પામે છે અને તે પરમ શાન્તિના પ્રયોજન રૂપ હોય છે. તેમજ જે સાંસારિક વાસના રહિત વિશુદ્ધ જ્ઞાનવિશેષ કે જેને ભક્તનું ચિત્ત નિરન્તર ચાહે છે તેને "ભક્તિ" કહે છે.

मनोहर–"द्वासुपर्णा[1]" आदि श्रुतिओंतें उन सिद्धान्तमें। जीव अणुरूप[2] ओर भिन्न भिन्न कहे है॥ जीव है अनेक त्योंहि ईश्वरतें वास्तविक। सुनु प्रिय शिष्य ! सप्रमाण भेद लहे है॥ मोक्षकी अवस्थामेंभी याविध कहत भेद। भक्तिमार्गगामी चित्त वोही बात चहे है॥ मेधा अनुसार मैंने कह्यो मत रामानुज। भक्तजन जातें दोष विक्षेपादि दहे है॥ ४४॥

"દ્વાસુપર્ણા" આદિ શ્રુતિઓથી શ્રીરામાનુજસિદ્ધાન્તમાં જીવ અને ઇશ્વરને મોક્ષાવસ્થામાં પણ ભિન્ન ભિન્ન કહેલા છે અને જીવને અણુરૂપ કહેલો છે. વળી જીવ અનેક છે અને તે ઇશ્વરથી ભિન્ન છે. હે પ્રિય શિષ્ય! મોક્ષાવસ્થામાં

---

१ द्वासुपर्णासयुजा सखाया समानं वृक्षं परिषस्वजाते॥

२ वालाग्रशतभागस्य शतधा कल्पितस्य च। भागो जीव इति प्रोक्तः, स चानन्त्यायकल्पते॥

પણ શ્રીરામાનુજ મતમાં જીવ ઇશ્વરનો ભેદ કહેલો છે એજ વાર્તાને ભક્તિ માર્ગને અનુસરનારા ચાહે છે. હે ષટ્પ્રજ્ઞ! મેં મારી બુદ્ધિ અનુસાર આ રામાનુજ મત તમોને કહ્યો, જેનું શ્રવણ કરીને મનના ભક્તજનો વિક્ષેપ આદિ દોષને દૂર કરે છે.

**दोहा–मत अब मध्वाचार्यको[1], सुनु षट्प्रज्ञ सुजान ! ।**

**कहों सकल संक्षेपतें, दे कर कथा प्रमान ॥ ४५ ॥**

હે સુજ્ઞ શિષ્ય ષટ્પ્રજ્ઞ! હવે મધ્વાચાર્યનો મત સાંભળો. તમોને સંક્ષેપથી કહું છું.

**घनाक्षरी–शतक त्रयोदशम भूप वीर विक्रमको । पालक थे गुर्जर प्रदेशके कुमारपाल ॥ दक्षिणमें गोकरण क्षेत्रकी समीप देश । कर्णाटक–तामें प्रस्थ अन्त उडुपि विशाल ॥ ग्रामके निवासी मध्वाचार्य महाराज भये । पूर्ण प्रज्ञानन्द तीर्थ उपनामतें रसाल ॥ पाये ख्याति पूर्ण संप्रदाय निज धर्ममें यों । उचित उल्लेख देखी वह होत हैं निहाल ॥ ४६ ॥**

મહારાજા વીર વિક્રમના તેરમા શતકમાં ગુર્જર દેશનો કુમારપાલ નામે રાજા હતો તે વખતે કર્ણાટક દેશમાં ગોકર્ણ તીર્થ સમીપ ઉડુપી નામે ગામ છે ત્યાં શ્રીમધ્વાચાર્ય થયા, તેઓ પૂર્ણપ્રજ્ઞ, આનન્દતીર્થ એવાં ઉપનામથી પ્રસિદ્ધિને પામ્યા હતા. આ વૃત્તાંત તેઓના ગ્રન્થમાં લખેલું છે.

---

१ अथात्रमध्वाचार्यस्य मतमुच्यते-आनन्दतीर्थाभिधः पूर्णप्रज्ञापरनामधेयोमध्वाचार्यः सम्प्रदायान्तरं प्रवर्तयांचकार । तन्मते जीवाणुत्वदासत्ववेदापौरुषेयत्व पंचरात्रोपजीवित्वप्रपंचभेदसत्यत्वादि यद्यपि रामानुजमततुल्यमेव, तथापि श्रीरामानुजकल्पितस्तत्त्वविभागो न युक्तः परस्परविरुद्धत्वादिति स्थापयित्वा स्वतन्त्रास्वतन्त्रभेदेन तत्त्वद्वैविध्यं व्यवस्थापितम् । यथोक्तं तत्त्वविवेके–स्वतन्त्रमस्वतन्त्रं च, द्विविधं तत्वमिष्यते । स्वतन्त्रो भगवान् विष्णुर्निर्दोषोऽशेषसद्गुणः ॥ इति ॥

छप्पय–सिद्धराज जयसिंह, गुर्जराधीश अनन्तर । कुमारपाल प्रसिद्ध, भये महिपालक मुदभर ॥ हेमचन्द्र अभिधान, जैन आचार्य भये उन । जैन धर्म उपदेश, कियो नरपतिकों–वह सुन ॥ किय ग्रहण धर्म वह नृपतिने, राजरानी यह जानकें । अति खिन्न होन लागी हृदय, मत पाखंड पिछानकें ॥ ४७ ॥

ગુર્જરાધીશ સિદ્ધરાજ જયસિંહ પછી કુમારપાલ થયા અને એ આનન્દ પૂર્વક પૃથ્વીપાલક તરીકે પ્રસિદ્ધિ પામ્યા. એ સમયે હેમચન્દ્ર નામે જૈનાચાર્ય હતા તેમણે મહારાજા કુમારપાલને જૈન ધર્મનો ઉપદેશ આપ્યો અને રાજાએ એ ધર્મનો અંગીકાર કર્યો. આ વાર્તા મહારાણીના જાણવામાં આવતાં "જૈન મત વેદ વિરુદ્ધ છે" એમ જાણી તેઓ અત્યન્ત ખેદ પામ્યાં.

दोहा–वह तो वैदिक धर्ममें, आस्था अति हि द्रढाइ ।
बैठी निज प्रासादकी, गवाक्षपें द्रुत आइ ॥ ४८ ॥

અને એ વૈદિક ધર્મમાં દૃઢ આસ્થાવાળાં હતાં. તે એક વખત પોતાના મહેલ જરૂખામાં બેઠાં હતાં.

नृपमन्दिरके द्वारपें, जैन साधु समुदाय ।
वस्त्राच्छादित वदनसों, चातुरी रह्यो चलाय ॥ ४९ ॥

એ વખતે રાજમન્દિરના દ્વારપર વસ્ત્રથી ઢાંકેલા મુખવાળો જૈન સાધુઓનો સમુદાય પોતાના સિદ્ધાન્તને કહી રહ્યો હતો.

बक जैसे बहुतहि कुटिल, अन्तरके वह संत ।
विनय करत अति उपरितें, आई चढे अनन्त ॥ ५० ॥

અને બીજા સાધુઓ પણ ઉપરથી બહુજ વિનય બતાવતા ત્યાં આવ્યા.

अटारी गत नृप अंगना, उनकों नयन निहारि ।
बोल उठी श्लोकार्धकों, हा हा दैव ! पुकारि ॥ ५१ ॥

અગાસીપર બેઠેલાં રાજરાણી એ સર્વ સાધુઓને નજરે જોઈ "હા હા દૈવ!" એવો પુકાર કરી અર્ધશ્લોક બોલ્યાં.

[1]कहा करों कहँ जाओं मैं, वेद उद्धरहि कोन? ।
श्लोक अर्ध यह भावको, उचारि है गइ मौन ॥ ५२ ॥

"હું શું કરૂં? ક્યાં જાઉં? વેદનો ઉદ્ધાર કોણ કરશે?" આ ભાવનો અર્ધ શ્લોક બોલી મૌન રહ્યાં.

गौडदेशवासी सुद्विज, संज्ञा वेदप्रबोध ।
सुन्यो उसीने श्लोक वह, करन लग्यो बुध शोध ॥ ५३ ॥

એ અર્ધશ્લોક ગૌડદેશનિવાસી વેદપ્રબોધ નામના ઉત્તમ બ્રાહ્મણે સાંભળ્યો અને તે વેદનો ઉદ્ધાર કરી શકે એવા વિદ્વાનની શોધ કરવા નીકળ્યો.

आयो काशीदेशमें, धर्मपरायण धीर ।
कहन लग्यो विद्वान्कों, होहु विप्रवर वीर ॥ ५४ ॥

તે વેદધર્મપરાયણ વીરપુરૂષ કાશી પ્રદેશમાં આવ્યો અને વિદ્વાનોને ઉદ્દેશી કહેવા લાગ્યો જે વિપ્રમાં શ્રેષ્ઠજનો! તમે જ્ઞાનશૂર બનો.

हरिगीत—बल बहुत जैनाचार्यको दृढ होत गुर्जर देशमें ।
वहँ जाइ योग्य व्यक्तिओंने उन सदृशाही वेषमें ॥
निज बुद्धिबलतें वेदका उद्धार करना उचित है ।
रक्षा सनातन धर्मकी होवे नहीं तो अहित है ॥ ५५ ॥

જૈનાચાર્ય હેમચન્દ્રનો મત ગુર્જર પ્રદેશમાં બહુજ દ્રઢ બનતો જાય છે માટે યોગ્ય વ્યક્તિઓએ એમના જેવાજ વેષમાં ત્યાં જઇ પોતાનાં બુદ્ધિબળથી વેદનો ઉદ્ધાર કરવો ઉચિત છે. જો ધર્મનું રક્ષણ નહિ થાય તો વેદધર્મીઓનું અહિત થશે.

यह वचन भट्टाचार्य नामक विप्रके श्रवण हि परे ।

---

૧ આ કથા આર્ય સુધાકર નામક ગ્રંથમાં લખી છે.

उत समय ही वाराणसीतें विबुधवर वह चल धरे ॥
आये सु गुर्जर देशमें पुनि जैन मुनिके स्वांगतें ।
देखन लगे चर्चा नगरकी इत जु उत अनुरागतें ॥ ५६ ॥

આ વાત ભટ્ટાચાર્ય નામના બ્રાહ્મણે સાંભળી અને તે એજ વખતે ત્યાંથી ચાલી નીકળી જૈન મુનિના વેષથી ગુજરાતમાં આવી ત્યાંની ચર્ચા જોવા લાગ્યા.

इक समय वह द्विज धर्मपालक महिषीमन्दिर ढिग गये ।
उनकों निरखी नृपरमणी उक्त[1] श्लोक अर्ध कहत भये ॥
वह श्रवण करकें विप्र भट्टाचार्य यों बोलन लगे ।
ना होहु खिन्न वराङ्गि! भट्टाचार्य भूतलपैं जगे ॥ ५७ ॥

એક સમયે એ વિદ્વાન્ બ્રાહ્મણ કે જે વેદ ધર્મના પાલક હતા તે મહારાણીના મહેલ આગળ ગયા, એમને જોઈ મહારાણીએ પ્રથમ કહેલો અર્ધ શ્લોક ફરી કહી સંભળાવ્યો. એ અર્ધશ્લોક સાંભળી ભટ્ટાચાર્ય બોલ્યા જે હે શ્રેષ્ઠ અંગવાળાં મહારાજ્ઞિ ! આપ જરા પણ ખેદ ન પામો, હજુ પૃથ્વીપર ભટ્ટાચાર્ય જાગૃત છે.

चोपाई–वेद धर्मरक्षक द्विज देखी, महिषीने जु कुशलता लेखी
ले सहाय उनकी तदनन्तर, भट्टाचार्य चले नृपमन्दिर ॥ ५८ ॥

મહારાણીએ વેદધર્મનું રક્ષણ કરનારા બ્રાહ્મણને જોઈ કુશળતા લેખી. ત્યારબાદ ભટ્ટાચાર્ય મહારાણીની સહાયતાથી રાજમન્દિરમાં ગયા.

प्रमाण युक्ति प्रयुक्ति लगाई, अनुभव सह दृष्टान्त सुनाई
सत्य दृढायो धर्म सनातन, कुमारपाल प्रसन्न भये मन ॥५९॥

ત્યાં શાસ્ત્રોનાં પ્રમાણ પૂર્વક યુક્તિ પ્રયુક્તિથી સાનુભવ દૃષ્ટાંત સંભળાવી સત્ય એવો જે સનાતન ધર્મ તેની પરિપૂર્ણ દૃઢતા કરી. ભટ્ટાચાર્યનાં વચનોથી મહારાજા કુમારપાલનું મન પ્રસન્ન થયું.

---

१ किं करोमि क गच्छामि, को वेदानुद्धरिष्यति।इति राज्ञीवचनम्॥मा विषीद वरारोहे, भट्टाचार्योऽस्ति भूतले ॥ इति भट्टाचार्योक्तिः

वेदधर्म प्रतिपालक भयऊ, जैनसाधु गुर्जरतें गयऊ ।
यह बेला गोकरणजु नामा, क्षेत्र आद्य गुरुको अभिरामा ॥६०॥

અને તે વેદ ધર્મનું પરિપાલન કરનારા થયા, જૈનસાધુઓ ગુજરાતમાંથી ગયા. આ સમયે ગોકરણ નામનું ક્ષેત્ર કે જ્યાં શ્રી શંકરાચાર્યનો મઠ છે

वहां अधिष्ठित सुमतिनिधानजु, निज शिष्यनकों उचित पिछानजु।
धर्मसनातन शंकर स्थापित, आज्ञा दी उन रक्षाके हित ॥६१॥

ત્યાં અધિષ્ઠિત થએલા શંકરાચાર્યે પોતાના શિષ્યોને યોગ્ય જાણી આદ્ય ગુરૂ શંકરાચાર્યે સ્થાપેલા સનાતન ધર્મની રક્ષા માટે આજ્ઞા કરી.

वोहि समय निकसे वह बहुतहि, उपदेशार्थ गुरु आज्ञा ग्रहि ।
मध्व नाम पंडित इक तामें, प्रथम पंक्ति जाको प्रज्ञामें ॥६२॥

એજ સમયે જગત્‌ના લોકોને ઉપદેશ આપવા માટે ગુરૂની આજ્ઞા મેળવી ઘણાએ શિષ્યો ત્યાંથી ચાલ્યા, તેમાં એક "મધ્વ" નામના પંડિત હતા કે જેઓ બુદ્ધિમાં પ્રથમ પંક્તિ ધરાવતા હતા.

अस विचार किय उसने मनमें, सम्प्रदाय स्थापों नव जनमें ।
किय स्थापित जगमें तदनन्तर, "मध्व" नाम सम्प्रदाय सत्वर॥६३॥

એમણે પોતાના મનમાં એવો વિચાર કર્યો જે સમાજમાં એક નવિન સમ્પ્રદાયની હું સ્થાપના કરૂં. ત્યારપછી તુરતજ તેઓએ જગત્‌માં એક "મધ્વ" નામનો સંપ્રદાય સ્થાપ્યો.

आप भये आचार्य उन्हीके, सम्प्रदायके प्रकार नीके ।
जीव अणुत्व प्रथम है जामें, त्यों दासत्व विदित वसुधामें॥६४॥

અને તેના પોતે આચાર્ય થયા. સંપ્રદાયના સ્વઇચ્છાનુસાર સંકેતો રાખ્યા. તે જીવને અણુરૂપ સ્વીકારે છે અને જીવનો દાસત્વ ધર્મ સ્વાભાવિક માને છે.

वेदापौरुषेयपन त्योंही, पञ्चरात्र उपजीवपनोही ।
भेद प्रपंच सु सत्य कहतहै, विष्णु भक्ति आदिजु लहतहैं॥६५॥

તે વેદોને અપૌરુષેય માને છે અને પંચરાત્રઆદિ ગ્રંથોના સિદ્ધાંત અનુસાર પોતાના સિદ્ધાંતને માને છે તેમજ વેદને સત્ય માને છે અને વિષ્ણુભક્તિને સ્વીકારે છે.

**श्रीरामानुज मत सम मानत, पें त्रय तत्वन नहि सन्मानत ।**
**तत्त्व द्विविध वह मान्य करत है, निम्नलिखित जो नाम धरतहै॥६६॥**

અન્ય સર્વ શ્રીરામાનુજ મત પ્રમાણે માને છે. પરંતુ ત્રણ પદાર્થ (ઈશ્વર, ચિત્ અને અચિત્) એમ તેઓ માનતા નથી. કિન્તુ તેના મતમાં બેજ તત્ત્વ છે, જે તત્ત્વો નીચે લખ્યા પ્રમાણે છે.

**इक स्वतंत्र है सतत सुहावे, द्वितीय तत्त्व परतंत्र कहावे ।**
**अशेष सद्गुणयुक्त अदोषा, जो विभु विष्णु कृपाके कोशा॥६७॥**

એક સ્વતંત્ર બની સદૈવ શોભે છે અને બીજું તત્ત્વ પરતંત્ર કહેવાય છે. સમગ્ર કલ્યાણ ગુણ યુક્ત, દોષ રહિત અને સમર્થ એવા જે "વિષ્ણુ પરમાત્મા"

**उनकों तत्त्व स्वतंत्र कहत है, जीव नाम जो तत्त्व ग्रहत है ।**
**अस्वतंत्र वह सकल पुकारे, जीव ईश दुव नित्यहि न्यारे॥६८॥**

તેને "સ્વતંત્ર" તત્ત્વ કહે છે. અને "જીવ" "પરતંત્ર" તત્ત્વ છે. જીવ અને ઈશ્વર નિરન્તર જુદાજ હોય છે.

**जीव बने ना विष्णु स्वरुप जु, अनुचर कबहु न होवे भूपजु ।**
**दास कहे में भूपति होऊं, असंभवित जाने सब कोऊ॥ ६९ ॥**

જીવ કદીપણ વિષ્ણુસ્વરૂપ બનતો નથી. જેમ નોકર કદી રાજા થતો નથી. દાસ કહે જે "હું મહારાજા થાઉં" આ વાતને હરકોઇ સંભવ વિનાની સમજે છે.

**दोहा–किन्तु विश्व कल्याणकर, गुण विष्णुमें जान ।**
**उनतें भक्त अभिन्न है, चाहत गुण रस पान ॥ ७० ॥**

પરંતુ વિષ્ણુમાં વિશ્વનું કલ્યાણ કરવાનો ગુણ જાણી એમનાથી અભિન્ન-બની (વિષ્ણુરૂપ થઇ) ભક્તજનો એમના ગુણરૂપી રસનું પાન કરવા ચાહે છે.

**वह मृगतृष्णाजल सदृश, व्यर्थहि सकल विचार ।**
**होत नहि अल्पज्ञ–श्री–विष्णुरूप अविकार ॥ ७१ ॥**

આ દાસ અને સ્વામીના અભેદરૂપ વિચાર સર્વથા ઝાંઝવાનાં પાણી જેવો વ્યર્થ છે; કારણ કે અલ્પજ્ઞ જીવ વિષ્ણુ સ્વરૂપ થઇ શકતો નથી.

हरिगीत–त्यों "तत्त्वमसि" इत्यादि वैदिक वाक्य अर्थ विशालमें।
तातें अभेद[1] अशक्य जीव रु ब्रह्मको त्रय कालमें ॥
क्योंकि निरन्तर अर्थ होत परोक्ष तत् संज्ञक सही।
अपरोक्ष त्वं कहलात है क्यों एक होवे द्वय वही ॥ ७२ ॥

વળી "તત્ત્વમસિ" ( તે તું છે ) ઇત્યાદિ વિશાળ વૈદિક વાક્યાર્થમાં જીવ અને બ્રહ્મનો અભેદ ત્રણે કાળને વિષે અશક્ય છે, કારણ કે તત્શબ્દ વાચ્ય ઇશ્વર પરોક્ષ છે અને ત્વમ્ પદનો વાચ્ય જીવ તે અપરોક્ષ છે તો અપરોક્ષ અને પરોક્ષની એકતા શી રીતે બને?

जो तत्त्वमसि महावाक्यमें तत् पद विदित द्रग आत है।
उपनिषद्में तत्पूर्व आत्मा शब्द पुनि सरसात है ॥
तत् शब्द आगें बहुरि है प्रश्लेष स्पष्ट अकारको।
यातें "अतत् त्वमसि" भयो महावाक्य अन्य प्रकारको ॥७३॥

"તત્ત્વમસિ" એ મહા વાક્યમાં જે તત્ પદ છે એના પૂર્વમાં આત્મા શબ્દ છે ત્યાં અકારનો પ્રશ્લેષ કરી અતત્વં એવો પદચ્છેદ કરવો અર્થાત્ સર્વજ્ઞ આત્માથી અતત્ એટલે તે આત્માથી ભિન્ન તું છો માટે તત્ શબ્દની આગળ સ્પષ્ટ રીતે અકારનો પ્રશ્લેષ હોવાથી "અતત્ત્વમસિ" એવું મહાવાક્ય છે.

---

१ प्रत्यक्षं तावत्–इदमस्माद्भिन्नम् इति नीलपीतादिभेदमध्यक्षयति। अतएव गवार्थिनो न गवयदर्शनात् प्रवर्तन्ते न च गोशब्दं स्मरन्ति ॥ अनुमानेनापि भेदोऽवसीयते–परमेश्वरो जीवा तद्भिन्नस्तं प्रतिसेव्यत्वात्। योऽयं प्रतिसेव्यः स तस्माद्भिन्नो यथा भृत्याद्राजेति॥ किञ्च सुखं मे भूयान्न मनागपि दुःखम् ॥ इति पुरुषार्थमर्थयमानाः पुरुषाः स्थपतिपदं कामयमानाः सन्तो न सत्कारभाजो भवन्ति किन्तु सर्वानर्थभाजनम्। यस्तु स्वस्य हीनत्वं स्वामिनस्तु गोत्कर्षं वर्णयति तस्मै तावद्राय प्रीतः स्तुत्येष्टं प्रयच्छति॥तदाह–घातयन्ति हि राजानो राजाहमिति वादिनः। ददत्यखिलमिष्टं च स्वगुणोत्कर्षवादिनम् ॥ इति ॥

चोपाई–पूर्ण ब्रह्म–आत्मा तुं नांही, निकसत अर्थ अतत्को याही।
क्योंकि जो आत्मा निगदित है,वह स्वतंत्र गुण आदि सहित है॥७४

અહીં અતત્નો અર્થ એવો નીકળે છે કે " તું સર્વજ્ઞ સર્વ શક્તિવાળા આત્માથી ભિન્ન છે, કારણ કે જે આત્મારૂપ ઇશ્વર છે તે તો સ્વતંત્ર છે

अस्वतंत्र जीवात्मा जो है, विषयपुष्टिमें श्रुति[1] इक सोहे ।
आत्मा ब्रह्म सदैव अनुपा, उनके सह सारुप्य सरूपा ॥ ७५ ॥

અને જે જીવાત્મા છે તે પરતંત્ર છે. આ વિષયની પુષ્ટિમાં એક શ્રુતિ છે. "જેને કોઇની ઉપમા ન આપી શકાય એવો આત્મા બ્રહ્મજ છે."એમનાં સ્વરૂપની જે સારૂપ્ય સમાનતા તેનાથી

परम एकता जीव लहत है, व्यक्ति स्थानगत होइ रहत है ।
अथवा एकदेशस्थितिरूपहि, ऐक्य द्रढावत गुनीगन भूपहि॥७६

જીવાત્મા સ્વરૂપ સાદ્રશ્યને પ્રાપ્ત કરે છે અને વ્યક્તિ સ્થાનગત [તે તે ચૈતન્યરૂપ ) બની રહે છે અથવા વૈકુંઠાદિ રૂપ એક દેશમાંજ સ્થિતિ પામે છે. આ રીતે તે દ્વૈતવાદી આત્મા અને જીવાત્માની સ્વરૂપ સાદ્રશ્યતારૂપ એકતાને માને છે,

दोहा–किन्तु निज–पर तंत्रता, धर्म उभय विपरीत ।
जीव ब्रह्मको याहितें, ऐक्य न होत कचित् ॥ ७७ ॥

પરંતુ સ્વતંત્રતા અને પરતંત્રતા એ બન્ને ધર્મ વિપરીત હોવાથી જીવ અને બ્રહ્મનું એકય કોઇ કાળે બને નહિ અને તે કેવલાદ્વૈતવાદની તુલ્ય બન્નેનો અભેદ માનતા નથી

ब्रह्मादिक सब देव क्षर, कहत मध्व सिद्धान्त ।
लेखत अक्षर लक्ष्मीकों, ओर उसीके कान्त ॥ ७८ ॥

---

1जीवस्य परमैक्यं च, बुध्यंसारूप्यमेव वा । एकस्थाननिवेशो वा, व्यक्तिस्थानमपेक्ष्य वा ॥ न स्वरूपैकता तस्य, मुक्तस्यापि विरूपतः । स्वातंत्र्य पूर्णत्वाल्पत्व पारतान्त्ये विरूपिते ॥

મધ્વ સિદ્ધાન્ત બ્રહ્મા આદિ સર્વ દેવોને ક્ષર કહે છે. માત્ર લક્ષ્મી અને તેના પતિ શ્રીવિષ્ણુ પરમાત્માને અક્ષર લેખે છે.

श्री विष्णु भगवान है, अखिल गुणोंतें युक्त ।
सेवत उनकों भक्त जन, ह्वै संसृतितें मुक्त ॥ ७९ ॥

શ્રીવિષ્ણુભગવાન્ કલ્યાણ ગુણોથી યુક્ત છે,ભક્તજનો એ પ્રભુની સેવા કરી આ સંસારથી મુક્ત થાય છે

मुक्त अवस्थामें रहत, पुनि वह विष्णु समीप ।
जीव सकल अनुचर सदृश, माधव सदा महीप ॥ ८० ॥

અને એવા ભક્તજનો મુક્ત અવસ્થામાં શ્રીવિષ્ણુની સમીપે રહે છે. સર્વ જીવો અનુચર સમાન છે અને શ્રીવિષ્ણુ મહારાજા સમાન છે.

चोपाई—यातें सेवा उनकी करना, ध्यान निरन्तर उनका धरना ।
आंकन—नामकरण—भजना भिध, सेवा तीन प्रकारकी या बिध॥८१॥

એટલામાટે એ વિષ્ણુ ભગવાવાન્‌ની સેવા કરવી અને તે સેવા આંકન, નામકરણ અને ભજન એવાં નામથી ત્રણ પ્રકારની શ્રીમધ્વાચાર્યે કહેલી છે.

शंख चक्र अरु पद्म गदाजु, नारायण आयुध सदाजु ।
विष्णुस्वरुप स्मरणार्थ भुजापें, धारण करकें हरि जस जापे ॥८२॥

શંખ, ચક્ર, ગદા અને પદ્મ એ નારાયણનાં આયુધ છે. જે મનુષ્ય વિષ્ણુ સ્વરૂપના સ્મરણ અર્થે ઉક્ત શંખ આદિ આયુધો પોતાની ભુજા ઉપર ધારણ કરી અર્થાત્ એ આયુધોની ભુજાએ છાપ લગાવી પ્રભુનો યશ ગાય છે

उनकी संज्ञा आंकन सोहे, सुनु प्रमाण अब उनका जो है ।
इक साकल्य संहिता योंहो, तैत्तरीय वाक्यजु है त्योंही ॥ ८३ ॥

એ સેવાનું નામ " આંકન " છે. હવે તેમાં પ્રમાણ તેઓ કહે છે તે હે ષટ્પ્રજ્ઞ! શ્રવણ કરો. એક સાકલ્યસંહિતા અને બીજું તૈત્તરીય બ્રાહ્મણ છે તે

स्पष्ट शब्दतें देत प्रमाणजु, किन्तु गिरा है वह गीर्वाणजु ।
सुनु षट्प्रज्ञ! अर्थ अब उनको,मानत मध्व मिल्यो निधि गुनको॥८४॥

સ્પષ્ટ શબ્દોથી પ્રમાણ આપે છે; પરંતુ તે સંસ્કૃત છે માટે તેનો અર્થ કહું છું તે હે પરબ્રહ્મ! તમે સાંભળો. જેના શ્રવણથી મધ્વજન ગુણના ભંડારને પ્રાપ્ત થયા હોય તેમ પોતાને માને છે.

सुर अमी सदृश विष्णु भगवाना, तप्त[1] चक्र उनकाजु सुहाना।
जो जन वह निज बाहु लगावत, सो अपाप है सुरपुर पावत॥८५॥

શ્રીવિષ્ણુભગવાન અમૃત સમાન દેવ છે. એમનું સુશોભિત ચક્ર અગ્નિમાં તપાવી જે મનુષ્ય પોતાના બાહુપર લગાવે તે પાપરહિત બની વૈકુંઠને પામે છે.

दोहा–वीतरागी संन्यासी जो, पावत स्वर्ग प्रसिद्ध।
वह पावे हरिचक्रधर, है प्रमाणतें सिद्ध॥८६॥

વીતરાગી [ રાગરહિત ] સન્યાસી પ્રસિદ્ધરીતે જે ધામને [ઉત્તમ સ્થાનને] પામે છે તે સ્થાન વિષ્ણુનું તપ્ત ચક્ર ધારણ કરનાર પામે છે. આ વાત પ્રમાણથી શ્રીમધ્વાચાર્ય સિદ્ધ કરે છે.

यातें चक्रकी छाप भुज, लेना होकर शान्त।
ऐसा मध्व यतीशका, है सुखकर सिद्धान्त॥८७॥

માટે ભુજા ઉપર શાન્તિપૂર્વક ચક્રની છાપ લેવી એવો મધ્વ સ્વામીનો સિદ્ધાન્ત છે.

रखना केशव आदि जो, पुत्र पौत्र अभिधान।
नामकरण सेवा यही, परमानन्द निदान॥८८॥

પુત્ર તથા પૌત્રનું કેશવ આદિ જે નામ રાખવું તે પરમ આનન્દના કારણરૂપ "નામ કરણ" સેવા કહેવાય છે.

---

१ चक्रं बिभर्ति पुरुषोऽभितप्तं बलं देवानाममृतस्य विष्णोः। स याति नाकं दुरिताभिमुक्तः विशन्ति तत्रतयो वीतरागाः॥ येन विधृतेन बाहुना सुदर्शनेन प्रयातास्तमायन येनांकिता मनवो लोकसृष्टिं वितन्वति ब्राह्मणस्तद्वहन्ति। अतप्त तनूर्नतदामो अश्नुते श्रिता स उद्वहन्तस्तत्समासत॥

अव जो दशविध भजन[1] है, सुनु वह सह संक्षेप ।
त्रयविध मनतें–वचनतें, चारि रहत विक्षेप ॥ ८९ ॥

હવે જે દશ પ્રકારનું ભજન છે તે સંક્ષેપે શ્રવણ કરો. જે વિક્ષેપને હરે છે એવું પ્રભુભજન ત્રણ પ્રકારે મનથી, ચાર પ્રકારે વચનથી,

कायातें पुनि होत है, भजनजु तीन प्रकार ।
यही मध्व सिद्धान्तमें, कह्योजु वाद विचार ॥ ९० ॥

અને ત્રણ પ્રકારે શરીરથી થાય છે, આરીતે મધ્વ સિદ્ધાન્ત છે.

चो.–दया अस्पृहा श्रद्धा तीनहि, भजन मानसिक करत प्रवीनहि ।
सत्य सहित हित प्रियके संगा, पाइ पुनित स्वाध्याय प्रसंगा॥९१॥

પ્રવીણ એવા મધ્વાચાર્યે દયા, અસ્પૃહા (કોઇપણ વસ્તુની ઇચ્છા ન કરવી તે) અને શ્રદ્ધા એ રીતે ત્રણ પ્રકારનું માનસિક ભજન કહ્યું છે. સત્ય, હિત, પ્રિય અને સ્વાધ્યાય એ રીતે પ્રસંગોપાત્ત

भजन वाचनिक चारि प्रकारा, करि पावत जन भव निस्तारा ।
ओर दान परको परित्रानजु, त्योंहि देवपूजन पहिचान जु ॥९२॥

વાચનિક (વાણીથી થતું) ભજન ચાર પ્રકારનું છે, જે ભજન કરી મનુષ્ય સંસાર સમુદ્રનો પાર પામે છે. તેમજ દાન, પરનું પરિત્રાણ (રક્ષણ)અને દેવ પૂજન

कायिक भजन त्रिविध यह भांति, करत भक्त मुदसों दिनराति ।
कह्यो मध्व मत याविध तुमकों, कियो मध्वने याविध श्रमको॥९३॥

આ રીતે ત્રણ પ્રકારનાં શારીરિક ભજનને મધ્વ ભક્તો માને છે. હે ષટ્પ્રજ્ઞ! તમોને આ પ્રમાણે મધ્વ મત (મધ્વાચાર્યનો સિદ્ધાન્ત) મેં કહી સંભળાવ્યો, શ્રી મધ્વાચાર્યે પોતાનો મત ફેલાવવા આરીતે શ્રમ લીધો હતો.

---

१ भजनं दशविधम्–तत्र मनसा–दया स्पृहा श्रद्धा चेति त्रिविधम् । वाचा–सत्यं हितं प्रियं स्वाध्यायश्चेति चतुर्विधम् । कायेन–दानं परपरित्राणं देवपूजनं चेति त्रिविधमिति ॥

अब सुनु अल्प समय पहिलेही, भये विष्णुस्वामी शुभ देही ।
मत जाको उन मत अनुसारा, वह वल्लभ आचार्य उदारा॥९४॥

હવે થોડા સમય પહેલાં શ્રેષ્ઠ દેહધારી શ્રી વિષ્ણુસ્વામી થયા. એમના મત અનુસાર જેમનો મત છે એ ઉદાર વલ્લભાચાર્ય

उनको मत षट्प्रज्ञ! सुनाऊं, रघुवरपद रज शीश चढाऊं ।
आन्ध्रदेश अतिशय अभिरामा, तद्गत कांकरवाभिध ग्रामा॥९५॥

તેમનો મત હે ષટ્પ્રજ્ઞ! તમોને સંભળાવું છું. શ્રી રામચંદ્રનાં ચરણોની રજ મસ્તકે ચઢાવું છું. આંધ્ર દેશમાં કાંકરવા નામે ગામ છે.

रहनहार वहाँके भट लछमन, कृष्णयजुर्वेदीयजु ब्राह्मन ।
आपस्तंभ गोत्र गुनसागर, तिया एलमागार उजागर ॥ ९६ ॥

એ કાંકરવાના રહેવાસી લક્ષ્મણ ભટ્ટ કે જે કૃષ્ણ યજુર્વેદીય બ્રાહ્મણ હતા, એમનું ગોત્ર આપસ્તંભી હતું અને એમનાં સ્ત્રીનું નામ એલમાગાર હતું.

दोहा–काशीकी यात्रा निमित्त, निकसे वह नरनार ।
प्रसवित चम्पारण्यमें, भई एलमागार ॥ ९७ ॥

એ બન્ને સ્ત્રી પુરૂષ કાશીની યાત્રા નિમિત્તે નિકળ્યાં, ચાલતાં ચાલતાં ચંપારણ્ય પ્રદેશમાં લક્ષ્મણ ભટ્ટનાં પત્ની એલમાગારને પ્રસવ થયો.

विक्रमार्क संवत् विदित, पन्द्रह शत पेंतीस ।
कृष्णपक्ष वैशाखको, जन्म दीयो जगदीश ॥ ९८ ॥

વિક્રમના પંદરસો પાંત્રીશમા સંવત્માં વૈશાખ માસના કૃષ્ણ પક્ષમાં શ્રી હરિએ પુત્રનો જન્મ આપ્યો.

आनँदप्रद एकादशी, शुभ घटि पल सरसात ।
लछमनभट गृह पुत्रको, प्रसव परम छबि पात ॥ ९९ ॥

આનંદદાયિની એકાદશી શુભ ઘડિ અને શુભ પલ શોભતાં હતાં ત્યારે લક્ષ્મણ ભટ્ટને ત્યાં પુત્ર પ્રસવ થયો.

राशि देखि उनको रख्यो, वल्लभ यों अभिधान ।
पाये पूर्ण प्रसिद्धि जो, है आचार्य महान ॥ १०० ॥

લક્ષ્મણ ભટ્ટે ગ્રહ રાશિ વગેરે જોઇ એ પુત્રનું "શ્રી વલ્લભ" એવું નામ રાખ્યું, જે વલ્લભ મહાન્ આચાર્ય બની પૂર્ણ પ્રસિદ્ધ થયા.

चोपाई–सम्प्रदाय वल्लभको जो है, पुष्टिमार्ग अभिधातें सोहे ।
जीव अणुत्व आदि मत ठाने, मध्वाचार्य सदृश वह माने ॥१०१॥

શ્રી વલ્લભાચાર્યનો જે વલ્લભ સંપ્રદાય છે તે પુષ્ટિ માર્ગ એવા નામથી છે. તેઓ મધ્વમત સમાન જીવને અણુ પ્રમાણ માને છે.

सेव्य विष्णु वैकुण्ठाधीश्वर, मध्वाचार्य कहत यों मुदभर ।
वैसें वल्लभ[1] मतमें उत्तम, गोलोकाधीश्वर पुरुषोत्तम ॥ १०२ ॥

---

१ अत्र मते जीवानामणुत्वं सेवकत्वं च प्रपंचभेदसत्यत्वमित्यादयः सिद्धान्ताः प्रायेण मध्वमततुल्या एव । परन्त्वेतावान् विशेषः ॥ वैकुंठाधीश्वरो विष्णुर्मुमुक्षुभिः सेव्य इति माध्वा संगिरन्ते, गोलोकाधीश्वरः पुरुषोत्तमः श्रीकृष्ण एव सेव्य इति तु वल्लभीयाः । तथाचोक्तं सिद्धांतमुक्तावल्यां श्रीवल्लभाचार्येण आत्मानन्दसमुद्रस्थं कृष्णमेव विचिन्तयेत् इति ॥ व्याख्यातं चेदं श्रीविट्ठलेशेन । कृष्णपदात् पुष्टिमार्गीयभक्तप्रकटितनिरवध्यानन्देषु विहरन्तमित्यर्थः ॥ अंकनादि भेदेन त्रिविधा सेवेति माध्वाः । फलरुपा साधनरुपा चेत्येवं द्विविधा सेवेति वल्लभीयाः ॥ तत्र मानसी श्रीकृष्णैकप्रवणतारुपा सेवा फलरुपा । शरीरेण धनादिना वा निर्वर्त्यमाना सेवा साधनरुपेत्याहुः ॥ वैकुण्ठलोकाप्राप्तिर्मुक्तिरिति माध्वाः । गोलोके परमानन्दसन्दोहे वृन्दावने भगवदनुग्रहेण गोपीभावमवाप्य स्वसेव्यस्य श्रीपुरुषोत्तमस्याखण्डरासोत्सवे निर्भररसावेशेन सेवैव मुक्तिरिति वल्लभीयाः ॥ तथाचोक्तं पुष्टिप्रवाहमर्यादानामकग्रन्थे श्रीवल्लभाचार्येण तस्माज्जीवाः पुष्टिमार्गे भिन्ना एव न संशयः । भगवद्रूपसेवार्थं तत्सृष्टिर्नान्यथा भवेत् ॥ स्वरूपेणावतारेण लिङ्गेन च गुणेन च । तारतम्यं न स्वरूपे देहे वा तत्क्रियासुवा ॥ तथापि यावता कार्यं तावत्तस्य करोति हि । इति विवृतं चैतत् कल्याणरायेण–यस्मात् सर्वोत्कृष्टास्तस्माच्छुद्धपुष्टिमार्गीया जीवास्तेभ्योऽन्यजीवेभ्यो भिन्ना एवेत्यर्थः ॥ विपक्षे बाधकमाहुः–भगवदिति । यदिभक्ति

મધ્વાચાર્ય વૈકુંઠના અધીશ્વર વિષ્ણુને સેવ્ય [સેવા કરવા યોગ્ય] કહે છે તેવીજ રીતે શ્રી વલ્લભ મતમાં ગોલોકના અધીશ્વર શ્રી પુરુષોત્તમ

**सेव्य प्रभु श्रीकृष्ण कहावे, सेवा उनकी द्विविध सुहावे।**
**इक फलरूपा परमजु पावनी, साधनरूपा द्वितीय सुहावनी॥१०३॥**

શ્રીકૃષ્ણ પ્રભુ સેવ્ય કહેવાય છે. એમની સેવા બે પ્રકારની છે. એક ફલરૂપા અને બીજી સાધનરૂપા કે જે પરમ પાવન કરનારી તથા આ લોક અને પરલોકમાં સુખ આપનારી છે.

**श्रीकृष्णैकप्रवणतारूपा, मानसी सेवा अतिहि अनुपा।**
**फलरूपा कही श्रीवल्लभने, अरु तन धनतें जो सतत बने॥१०४॥**

મનનું શ્રીકૃષ્ણાકારે રહેવું તે માનસી સેવા છે તેને શ્રી વલ્લભાચાર્યે ફલરૂપા સેવા કહેલી છે અને જે સેવા શરીર અને ધનથી બની શકે છે

**साधनरूपा सेवा है वह, वल्लभको सिद्धान्त विदित यह।**
**मुक्ति वही गोलोक जु पाना, मध्वाचार्यसु मत पहिचाना॥१०५॥**

એ સેવા સાધનરૂપા કહેવાય છે. આ રીતે પ્રસિદ્ધ વલ્લભાચાર્યનો મત છે. મધ્વાચાર્યના મતમાં ગોલોકની પ્રાપ્તિ એજ સુખરૂપ છે.

**परमानन्दसँदोहस्वरूपा, वृन्दावन गोलोक अनुपा।**
**तामें भगवदनुग्रह पाई, निजमें गापीभाव द्रढाई॥ १०६ ॥**

---

मार्गीयाः सर्वोत्कृष्टा नस्युस्तदा साक्षात् पुरुषोत्तमस्वरूपसेवार्थं तत्सृष्टिर्न भवेदिति॥ भगवतो लीलान्तःपातिनां भक्तानां च स्वरूपादिभिस्तुल्यत्वं न तूत्कर्षापकर्षाविति स्वरूपेणेत्यादि श्लोकस्यार्थः। तथापीति स्वरूपादेस्तुल्यत्वेऽपि भगवान स्वस्य कार्यं प्रकटयति हि युक्तोऽयमर्थः। उत्कर्षापकर्षवैचित्र्यैर्विना सम्यग्रमणासिद्धेः॥ अत एव बाललीलादयो युक्तरूपा भवन्तीति। किंच वल्लभीया वस्तुतो द्वैतं प्रतिपद्यमाना अपि स्वसिद्धान्ते शुद्धाद्वैतं प्रतिपाद्य वदन्ति शुद्धावेव जीवात्मपरमात्मानौ॥ यच्च पराभिमतं तयोर्मायाद्युपाधिवैशिष्ट्यं तत् सर्वथा नास्त्येव। तस्माद्वन्हिविस्फुलिङ्गयोरिव शुद्धयोरेव जीवात्मपरमात्मनोरैक्यमित्यादि रीत्या शुद्धाद्वैतमततात्पर्यं वर्णयन्तीति। विशेषन्तु वल्लभीयग्रन्थेभ्यो बोध्यम्॥

પરમ આનન્દના સંદોહ રૂપ જે વૃન્દાવન રૂપ ગોલોક તેમાં ભગવાનનો અનુગ્રહ મેળવી પોતામાં ગોપીભાવ અર્થાત્ "હું ગોપી છું" એવો ભાવ દૃઢ કરી

**पुरुषोत्तम श्रीकृष्ण मनोभव, अखण्ड उनहोको रासोत्सव ।**

**रसावेशतें तामें निर्भर, रहना-ग्रहना आनन्द निर्झर ॥ १०७ ॥**

પુરૂષમાં ઉત્તમ એવા જે શ્રીકૃષ્ણ તેમના મનથી ઉદ્ભવેલો જે અખંડ રાસનો ઉત્સવ તેમાં અત્યંત રસના આવેશથી રહેવું અર્થાત્ એ રાસોત્સવમાં ભાગ લેવો અને આનન્દનો ઝરો પ્રાપ્ત કરવો.

**ऐसी जो सेवा वह मुक्ति, वल्लभ मतकी है यह युक्ति ।**

**श्रीप्रवाह मर्यादा नामक, श्रीवल्लभकृत है इक पुस्तक ॥ १०८ ॥**

એવી જે સેવા એજ મુક્તિ. આ રીતે વલ્લભ મતની યુક્તિ છે. વળી શ્રી વલ્લભાચાર્યકૃત એક મર્યાદાપ્રવાહ નામનો ગ્રન્થ છે

**तामें यों वह स्पष्ट कहत[1] है, जीव विविध यों भिन्न रहत है ।**

**सृष्टि सकल प्रभु सेवाहित है, पुष्टिमार्गमें यों निगदित है॥१०९॥**

તેમાં તેઓ સ્પષ્ટ રીતે એમ કહે છે જે જીવ અનેક પ્રકારના અને ભિન્ન ભિન્ન છે. સર્વ સૃષ્ટિ (સાંસારિક જનો) પ્રભુની સેવા અર્થે છે. આ રીતે પુષ્ટિ માર્ગમાં કહેલું છે.

**दोहा-पुष्टि मार्गके जीवको, स्वरुप लिङ्ग गुणतेंजु ।**

**तारतम्य कुछभी नहि, वह सब हरिमय है जु ॥ ११० ॥**

પુષ્ટિ માર્ગમાં જીવ સર્વ પ્રભુમય છે અને વાસ્તવિક અવસ્થામાં જાતિ પ્રયુક્ત ભેદ નથી.

**समर्थ सबही कार्यमें, भासत भगवत एक ।**

**वल्लभ कहत जु वस्तुको, शुद्धाद्वैत विवेक ॥ १११ ॥**

१ तस्माज्जीवाः पुष्टिमार्गे, भिन्ना एव न संशय । भगवद्रूपसेवार्थं, तत्सृष्टि र्नान्यथा भवेत् ।' स्वरूपेणावतारेण, लिंगेन च गुणेन च । तारतम्यं न स्वरुपे, देहे वा तत्क्रियासु वा । तथापि यावताकार्यं, तावत् तस्य करोति हि ॥

સર્વ કાર્યમાં સમર્થ તો એક ભગવાનજ છે; આ રીતે શ્રી વલ્લભાચાર્યે શુદ્ધાદ્વૈત સિદ્ધાન્તમાં પદાર્થોનો વિવેક કહેલો છે.

कहत स्वकीय सिद्धान्त वह, शुद्धाद्वैत पुकारि ।
प्रानी ज्यों सब एक है, होवे नर वा नारि ॥ ११२ ॥

તો પણ પોતાના સિદ્ધાન્તમાં તેઓ શુદ્ધ અદ્વૈતને માને છે. જેમ સર્વ જીવો એકજ છે, પછી તે નર હોય અથવા નારી હોય.

जीव रु परमात्मा उभय, शुद्ध सदा सरसात ।
भेद अनल चिनगारी सम, श्री वल्लभकी बात ॥ ११३ ॥

જીવ અને પરમાત્મા બન્ને સદૈવ શુદ્ધ છે. એ બેઉમાં અગ્નિ અને અંગાર જેટલો ભેદ છે. શ્રી વલ્લભાચાર્ય આવી રીતે જીવ ઈશ્વરને માને છે.

माया आदि उपाधिकों, मानत नहि वह लेश ।
समुझत शुद्धाद्वैतमय, निज सिद्धान्त अशेष ॥ ११४ ॥

તેઓ માયા વગેરે ઉપાધિને માનતા નથી. તે તો પોતાનો સમગ્ર સિદ્ધાન્ત શુદ્ધાદ્વૈતરૂપ સમજે છે.

चोपाई–यथामति मेंने वल्लभमत, कह्यो शिष्य ! ह्वैकें तुमपें रत ।
पुष्टिमार्ग इनकोंहि कहत है, संज्ञा शुद्धाद्वैत लहत है ॥११५॥

હે શિષ્ય પટ્પ્રજ્ઞ ! મેં તમારા ઉપર પ્રસન્ન થઇ મારી બુદ્ધિ અનુસાર વલ્લભમત તમોને કહ્યો. એ વલ્લભાચાર્યના મતનેજ પુષ્ટિમાર્ગ અથવા શુદ્ધાદ્વૈત કહે છે.

रामानुज अरु श्रीमध्वादि, सम्प्रदाय सब भेदजु वादी ।
कारण मोक्षावस्थामें वह, जीव ब्रह्ममें मति भेदावह ॥ ११६ ॥

શ્રી રામાનુજ અને શ્રી મધ્વ આદિના સર્વ સંપ્રદાયો ભેદને માનનારા છે, કારણ કે એ સર્વ સંપ્રદાયો મોક્ષાવસ્થામાં જીવ અને બ્રહ્મની વચ્ચે ભેદ ઉપજાવનારી બુદ્ધિ

करत–भेदवादी है यातें, सुनु माहेश्वर मतकी बातें ।

**जो जगमें जन है माहेश्वर[1], वो उपास्य मानत श्रीमहेश्वर॥११७॥**

પ્રકટ કરે છે. એટલા માટે એ ભેદવાદી છે. હે શિષ્ય! હવે વૈષ્ણવ ભેદવાદીઓની તુલ્ય માહેશ્વરો પણ ભેદવાદી છે તેઓના સિદ્ધાંતોને કહું છું તે શ્રવણ કરો.જગત્‌માં જે માહેશ્વર મતાનુયાયી મનુષ્યો છે તે શ્રીમહેશ્વર(શંકર)ને ઉપાસ્ય (ઉપાસના કરવાયોગ્ય દેવ) માને છે.

**करत विष्णुसेवा ज्यों वैष्णव, त्यों वह सेवत देव उमाधव।**
**प्रवचन उनका मत पाशुपत,शास्त्र विदित है बुधजनसम्मत॥११८॥**

જેમ વૈષ્ણવ જનો શ્રીવિષ્ણુ પરમાત્માની સેવા કરે છે તેમ માહેશ્વર મતવાળા શ્રી પાર્વતીપતિ મહાદેવની સેવા કરે છે. એ મતમાં એક " પશુપતિ શબ્દનું " પ્રવચન કહેનાર પાશુપતશાસ્ત્ર છે

**सूत्र " अथाऽतः " आदि विराजे, शिष्य गुरु संवादजु छाजे।**
**तामें गुरुलक्षणके पञ्चक, अष्ट विराजत निम्न अवञ्चक॥११९॥**

તેમાં "અથાઽતઃ" આદિ સૂત્ર છે, તેમાં ગુરૂ શિષ્યનો સંવાદ છે. જેમાં ગુરૂ લક્ષણનાં આઠ પંચક છે.

---

१ अथात्र माहेश्वरमतानि संगृह्यन्ते। तत्र वैष्णवमतं दासत्वादिपदवेदनीयं पारतन्त्र्यदुःखावहत्वान्नेप्सितास्पदमित्यरोचमानाः परमैश्वर्यं कामयमानाः पाशुपता मन्यन्ते पाराभिमता मुक्ता न भवन्ति परतन्त्रत्वादस्मदादिवत् ॥ मुक्तात्मानश्च परमेश्वरगुणसम्बन्धिनः पुरुषत्वे सति समस्तदुःखबीजविधुरत्वात् परमेश्वरवदित्यनुमानं प्रमाणं प्रतिपद्यमानाः परमपुरुषार्थसाधनं पंचार्थप्रपंचनपरं पाशुपतशास्त्रमाश्रयन्ते। तस्येदमादिमं सूत्रम्–अथाऽतः पशुपतेः पाशुपतयोगविधिं व्याख्यास्यामः इति॥ अथ शब्दः पूर्वप्रकृतापेक्षः पूर्वप्रकृतश्च गुरुं प्रति शिष्यस्य प्रश्नः॥ गुरुस्वरूपं च गणकारिकायामुक्तम्–पंचकास्त्वष्ट विज्ञेया गणश्चैकस्त्रिकात्मकः। वेत्ता नवगणस्यास्य संस्कर्ता गुरुरुच्यते॥ इति॥ लाभपंचकं मलपंचकमुपायपंचकं देशपंचकमवस्थापंचकं शुद्धिपंचकं दीक्षावर्गपंचकं बलपंचकं चेत्यष्टौ पंचकानि। पंचमललघुकरणार्थं मानापमानविरोधिनो येऽर्जनोऽपाया भैक्ष्योत्सृष्टयथा लब्धास्त्रयो वृत्तिपदव्यपदेश्यास्तेषामेको गणस्त्रिकात्मको गण इत्येवं गणनवकस्य ज्ञानवान् गुरुरित्यर्थः॥

दोहा—लाभ—[1] उपाय रु मल सहित, देश—अवस्था नाम ।
सिद्धि ओर दिक्षा बहुरि, बल पञ्चक अभिराम ॥ १२० ॥

१–લાભ ૨–ઉપાય ૩–મલ ૪–દેશ ૫–અવસ્થા ૬–સિદ્ધિ ૭–દિક્ષા ૮–બલ એ રીતે અષ્ટ પંચકનાં નામ છે

लाभ नाम पञ्चक प्रथम, उनके पञ्च प्रकार ।
ज्ञान ओर तप नित्यपन, स्थिति शुद्धि सुखसार ॥ १२१ ॥

એમાં લાભ નામનું જે પંચક છે. તેના પાંચ પ્રકાર છે. ૧–જ્ઞાન ૨–તપ ૩–નિત્યત્વ ૪–સ્થિતિ ૫–શુદ્ધિ.

चोपाई—सिद्धहेतु साधकका जो है, उपाय नामक पञ्चक वो है।
उनके पञ्च प्रकार प्रकाशत, आदि वासचर्याभिध भासत ॥१२२॥

શિષ્યનાં જે સાધન તે ઉપાય પંચક ગણાય છે. એના પણ પાંચ પ્રકાર છે તેમાં પ્રથમ વાસચર્યા

---

१ तत्र लाभो नाम विधीयमानमुपायफलम् । तत् पंचविधम् यदाह हरदत्ताचार्यः—ज्ञानं तपोऽथ नित्यत्वं स्थितिः शुद्धिश्च पंचमम् ॥ इति आत्माश्रितो दुष्टभावो मलः । सोपि पंचधा—यदाह—मिथ्याज्ञानमधर्मश्च शक्तिहेतुश्च्युतिस्तथा ॥ पशुत्वमूलं पंचैते तन्त्रे हेया विवेकतः ॥ इति ॥ साधकस्य सिद्धिहेतुरुपायः । स पञ्चविधः वासचर्या जपो ध्यानं सदा रुद्रस्मृतिस्तथा ॥ प्रतिपत्तिश्चलाभाना मुपायाः पञ्च निश्चिताः॥इति॥येनार्थानुसन्धानपूर्वकं ज्ञानतपश्चर्यादिकं वृद्धिं प्राप्नोति स देशः ॥ यदाह—गुरुर्जनो गुहादेशस्मशानं रुद्र एवच । इति । वासचर्याजपादिनां पंचानामुपायानामेकैकस्मिन् आलाभप्राप्तेर्यदवस्थानं साऽवस्था सापि वासचर्यादिविषयभेदात् पंचधा ॥ मिथ्याज्ञानादिनां पंचानांमलानामत्यन्तव्यपोहो विशुद्धिः । सापि व्यपोहनीयानां मलानां भेदात् पंचधा भिद्यते ॥ दीक्षाकारि पंचकं चोक्तम्—द्रव्यं कालः क्रिया मूर्तिर्गुरुश्चैव हि पंचमम् । इति । बल पंचकं चोक्तम् गुरुभक्तिः प्रसादश्चमतेर्द्वन्द्वजयस्तथा ॥ धर्म्मश्च वाप्रमादश्च बलं पंचविधं स्मृतम् ॥ इति ॥ सर्वमिदं पंचार्थप्रपंचनं तच्छास्त्रीयाकरग्रन्थतोऽवगन्तव्यम् ॥

**जप अरु ध्यान रुद्रस्मृति त्योंही, अन्तिम प्रतिपत्ति है योंही ।**

**दुष्टभाव जो आत्माश्रित है, मलपञ्चक वह विश्वविदित है॥१२३॥**

બીજો પ્રકાર જપ, ત્રીજો ધ્યાન, ચોથો રૂદ્રસ્મૃતિ અને પાંચમો પ્રતિપત્તિ. આત્મામાં રહેલ જે પાપ તે મલપંચક કહેવાય છે.

**इक मिथ्या–अज्ञान द्वितीयजु, अधर्मका अभिधान तृतीयजु ।**

**च्युति अशक्तिहेतु जु सहारा, यों मलपञ्चक पंच प्रकारा॥१२४॥**

એક મિથ્યાત્વ, બીજું અજ્ઞાન, ત્રીજો અધર્મ, ચોથો અશક્તિહેતુ અને પાંચમી ચ્યુતિ (પતન) આ પાંચ મલ-પંચક છે.

**जातें जीव पशुत्व लहत है, बुध जन उनकों हेय कहत है ।**

**बहुरि अर्थका अनुसन्धानजु, उन पूर्वक जो उपजत ज्ञानजु॥१२५॥**

જે મલપંચકના આશ્રયથી જીવ પશુત્વને પામે છે. વિદ્વાન્ લોકો એ મલ-પંચકને હેય ( તજવા યોગ્ય ) કહે છે. વળી અર્થના અનુસન્ધાનપૂર્વક જે જ્ઞાન ઉપજે છે

**जातें सिद्धि तपादि लहत है, उनकों शिवमत देश कहत है ।**

**बहभी गुरुजन गुहा स्मशानजु, सरिता पुलिन रुद्रको स्थानजु॥१२६॥**

અને જે દેશમાં તપ વગેરેની સિદ્ધિ થાય છે તેને માહેશ્વરમત દેશપંચક કહે છે, તે પણ ગુરૂજન, ગુહા, સ્મશાન, નદીના કિનારો અને રૂદ્ર આદિનું સ્થાન. એમ દેશપંચક પાંચ પ્રકારનું છે.

**दोहा–बहुरि वासचर्या अरु, जप आदिजु उपाय ।**

**लाभप्राप्ति हित जो लसत, अवस्थिति सुखदाय ॥ १२७ ॥**

વળી લાભપ્રાપ્તિ માટે વાસચર્યા અને જપ આદિ જે ઉપાય છે તે સુખદાયક અવસ્થિતિ

**उनका नाम अवस्था सोहे, वहभी पंचप्रकार विमोहे ।**

**वासचर्य आदि उन भेदा, नीलकण्ठ मत कहत अखेदा ॥१२८॥**

એટલે અવસ્થા છે; એના પણ પાંચ પ્રકાર છે, તેના પૂર્વોક્ત વાસચર્યા આદિ ભેદથી માહેશ્વરમતવાદી તેને અવસ્થાપંચક કહે છે. ઉપાયપંચકની

ઉત્તમાવસ્થા થાય ત્યારે તે અવસ્થાપંચક કહેવાય છે. સામાન્ય અવસ્થા હોય ત્યારે ઉપાયપંચક કહેવાય છે.

**मिथ्या अरु अज्ञान अधर्मजु, अशक्तिहेतु च्युति मलमर्मजु ।**
**उन पंचकका अतिशय त्यागा, वह विशुद्धि जानहु बडभागा॥१२९**

મિથ્યા, અજ્ઞાન, અધર્મ, અશક્તિહેતુ (ધર્મમાં અસામર્થ્યતા) અને ચ્યુતિ એ રીતનું જે મલપંચક કહ્યું, એ પંચકનો જે અતિશય ત્યાગ તેને હે ભાગ્યશાળી શિષ્ય પદ્મપ્રજ્ઞ! વિશુદ્ધિપંચક જાણજો.

**मल पंचक संपूर्ण सु त्यागा, वह विशुद्धिके पंचविभागा ।**
**त्योंहि द्रव्य अरु काल क्रिया सह, मूर्त्ति ओर गुरुवर्य गुणावह॥१३०**

હવે મલ આદિના જે પંચ વિભાગ કહ્યા અર્થાત્ ત્યાગ જે પાંચ પ્રકારનો છે તે વિશુદ્ધિપંચક તેમજ દ્રવ્ય, કાળ, ક્રિયા, મૂર્ત્તિ અને ગુરૂ ગુણગાન એ

**दीक्षाकारक पंचक देखे, माहेश्वर मत ललितजु लेखे ।**
**पुनि अब सुनु गुरु भक्ति–प्रसादा, सुख दुःख जय त्योंही अप्रमादा।**

દીક્ષાપંચક છે કે જેને માહેશ્વર વિદ્વાનો માને છે. વળી હે શિષ્ય! શ્રવણ કરો. ૧ ગુરૂભક્તિ ૨ ચિત્તપ્રસાદ ૩ સુખદુઃખજય ૪ અપ્રમાદ

**धर्म शर्मसागरको सञ्चक, याविध सिद्ध होत बलपञ्चक ।**
**पञ्चक अष्ट क्रियात्मक है यह,ओर भक्ष्य आदि जो हैं वह॥१३२॥**

અને કલ્યાણના સિન્ધુનો સંચય કરનાર પાંચમો ધર્મ આ રીતે બલપંચક પાંચપ્રકારનું છે. આ આઠ પંચક ક્રિયાત્મક છે અને જે ભક્ષ્ય ( ખાદ્ય ) આદિ

**वृत्ति पद व्यपदेश मिलनतें, नव पञ्चक विधियुत जाननतें ।**
**गुरुपद पावत है जन ज्ञानी, अब“अथ”शब्दकी सुनहु कहानी॥१३३।**

છે તેનું જ્ઞાન અર્થાત્ ભક્ષ્યાભક્ષ્ય વિવેકના મિલનથી નવમું પંચક બને છે. એ નવે પંચકને વિધિપૂર્વક જાણવાથી જ્ઞાની જન ગુરૂ પદને પામે છે. હવે “અથ” શબ્દની કથા શ્રવણ કરો.

हरिगीत—"अथ" शब्दतें दुःखान्तका[1] सुस्पष्ट प्रतिपादन किया।
पशु शब्दतें यावजगत् सब कार्य आत्मक कह दिया ॥
पति शब्दतें किय ग्रहण पुनि वह शास्त्रविच महेशका।
इस तरह मत माहेश्वरजु निधि पाशुपत उपदेशका ॥ १३४ ॥

---

१ प्रकृतसूत्रे अथ शब्देन दुःखान्तस्य प्रतिपादनम्। आध्यात्मिकादि दुःखव्यपोहप्रश्नार्थत्वात् तस्य पशुशब्देन कार्यवर्गस्य। परतन्त्रवचनत्वात् तस्य। प्रति शब्देन कारणस्य। ईश्वरः पतिरीशिता इति जगत्कारणत्वात् तस्य। तत्र दुःखान्तो द्विविधः स्वात्मकोऽनात्मकश्च। तत्रानात्मकः सर्वदुःखानामत्यन्तोच्छेदः ॥ सात्मकस्तुदृक्शक्ति क्रियाशक्तिलक्षणमैश्वर्यम् ॥ यदस्वतन्त्रं तत् सर्वं कार्यजातं त्रिविधम्—विद्या—कला—पशुभेदात्। विद्या द्विविधा—बोधस्वभावा चाबोधस्वभावा च ॥ चेतन परतन्त्रत्वे सत्यचेतना कला। सापि द्विविधा—कार्याख्या कारणाख्या च। तत्र पृथिव्यादीनि पंचतत्वानि रूपादयः पंचगुणाश्चेतिदशधा कार्याख्या ॥ कारणाख्या तु त्रयोदशधा—ज्ञानेन्द्रिय पञ्चकं कर्मेन्द्रिय पञ्चकम ध्यवसायोऽभिमानः संकल्पश्चेति वृत्तित्रयम् ॥ पशुर्द्विविधः—सांजनो निरंजनश्च तत्र शरीरेन्द्रिय सम्बन्धवानाद्यः तद्रहितो द्वितीयः तत् प्रपंचस्तु पंचार्थभाष्य दीपिकादौ द्रष्टव्यः ॥ समस्तसृष्टिसंहारानुग्रहकारिकारणम्। स चैक परमेश्वर एव पतिप्रतिशब्दवेदनीयः। चित्तद्वारेणात्मेश्वरसम्बन्धो योगः ॥ स द्विविधः क्रियालक्षणः क्रियोपलक्षणश्चेति भेदात्। तत्रजध्यानादि रूप आद्यः ॥ संविदृगत्यादिरुपस्तु द्वितीयः। धर्मार्थं साधको व्यापारो विधिः ॥ सोऽपिद्विविधः। प्रधान भूतोगुणभूतश्च। प्रधानभूतः साक्षाद्धर्महेतुश्चर्या ॥ सापि द्विविधा—व्रतंद्वाराणि च। व्रतं चोक्तं भगवता नकुलीशेन भस्मना त्रिषवणं स्नायीत भस्मनि शीयत ॥इति॥ तथा षडङ्गनियमोपि व्रतम्। तदुक्तं सूत्रकारेण—हसीत—गीत—नृत्य—डुड्डुकारनमस्कार—जप्येति षडङ्गोपहारेणोपतिष्ठेत ॥ इति ॥ द्वारिणितु क्राथनस्पन्दनादीनि। तत्रासुप्तस्यैव सुप्तलिङ्गवद्दर्शनं क्राथनम् ॥ वाताभिभूतस्येव शरीरावयवानां कम्पनं स्पन्दनम्। गुण भूतस्तु विधिश्चर्याऽनुसंध्यं स्नाननिर्माल्यलिङ्गधारणादिः। एतेषां यथायथं सविस्तरं व्याख्या तद्ग्रन्थेभ्योऽवगन्तव्यम् ॥

'અથ'' શબ્દથી સ્પષ્ટ રીતે દુઃખાન્ત વિચારનો પ્રારંભ કર્યો છે. પશુ શબ્દથી સર્વ જગતને કાર્યાત્મક કહેલું છે અને પતિ શબ્દથી પાશુપત શાસ્ત્રમાં માહેશ્વરનું ગ્રહણ કરેલ છે અર્થાત્ પશુપતિ એટલે જગદીશ્વર. આ રીતે પાશુપત ઉપદેશાનિવિરૂપ માહેશ્વર મત છે.

दुःखान्त भेद सु सावशेष रु निरवशेष कहात है ।
दुःखशेषकी होवे स्थिति सो सावशेषकी बात है ॥
दुःखमात्रका उच्छेद होना लेश जहँ नहि अंश है ।
अत्यंतनिवृत्ति निरवशेष सुकहत दुःखका ध्वंस है ॥ १३५ ॥

દુઃખનો અન્ત બે પ્રકારનો છે. સાવશેષ અને નિરવશેષ. સાવશેષ દુઃખનો અન્ત એ છે કે કારણની નિવૃત્તિ વિના કેવળ દુ;ખરૂપ કાર્યની નિવૃત્તિ તે સાવ-શેષ દુઃખનિવૃત્તિ અને દુઃખના હેતુ સહિત જે દુઃખ નિવૃત્તિ તે નિરવિશેષ દુઃખ નિવૃત્તિ રૂપ દુઃખધ્વંસ કહેવાય છે.

परतंत्ररुप सब कार्यजात त्रिविध वह कहलातहै ।
विद्या–कला–पशु भेदतें विद्या द्विविध बतलातहै ॥
बोध स्वभावा इक द्वितीय विद्या अबोध स्वभाव है ।
षट्प्रज्ञ ! यों माहेश[1] मतका भिन्न भिन्न प्रभाव है ॥ १३६ ॥

---

१ अत्रेदमवधेयम्–तत्रान्तरे दुःखनिवृत्तिरेव दुःखान्तः।इह तु पारमैश्वर्य प्राप्तिरपि॥ अन्यत्र अभूत्वाभाविकार्यं।इहतु पश्वादि॥अन्यत्रान्यसापेक्षं कारणम् ।इह तु निरपेक्षो महेश्वर एव ॥ अन्यत्र कैवल्यादि फलको योगः । इह तु पारमैश्वर्य दुःखान्तफलकः ननु यन्निरपेक्षो महेश्वरः कारणमिति मह देतदिन्द्रजालम् ॥ तथासति कर्मवैफल्यं सर्व कार्याणां समसमयसमुत्पादश्चेतिचेत् । मैवम् । व्याधिकरणत्वात् ॥ कर्म वैफल्ये किमायातम् । प्रयोजना भाव इति चेत् कस्य ॥ किं कर्मिणः किं वा महेश्वरस्य । नाद्यः ईश्वरेच्छानु गृहीतस्यैव कर्मणः सफलत्वनियमात् ॥ न चैवं कर्मस्वप्रवृत्तिः । पशूनां प्रवृत्तेरीश्वरेच्छाधीनत्वात् ॥ नापि द्वितीयः । न चैवं महेश्वरस्यावाप्तकामत्वेन कर्मसाध्यप्रयोजनापेक्षाया अभावात् ।

પરતંત્રસ્વરૂપ સાંસારિક જગદાત્મક કાર્ય વિદ્યા, કળા અને પશુ એવા ભેદથી ત્રણ પ્રકારનાં છે. તેમાં વિદ્યા બે પ્રકારની છે. એક બોધસ્વભાવા અને બીજી અબોધસ્વભાવા. હે પટ્પ્રજ્ઞ! આ રીતે માહેશ્વર મત છે.

दोहा–चेतनका परतंत्रपन, तवें अचेतनधाम ।
कला द्विविध उसने कही, कार्य जु कारण नाम ॥ १३७ ॥

ચેતનાધીન અચેતન કાર્યરૂપ કળા કારણાખ્યા, અને કાર્યાખ્યા એમ બે પ્રકારની છે.

पृथिव्यादि पञ्चक अरु, रूप आदि जो पञ्च ।
कार्याख्या वह है कला, दशविध नाम प्रपञ्च ॥ १३८ ॥

પૃથિવી, અપ, તેજ, વાયુ અને આકાશ એ પંચક તથા રૂપ, રસ, ગન્ધ, શબ્દ અને સ્પર્શ વગેરે જે પંચક એમ દશ પ્રકારની કાર્યાખ્યા ( કાર્યનામની ) કળા કહેવાય છે.

चोपाई–कारणाख्य जो अवर कला है, वहभी बहुरि त्रयोदशधा है
पञ्च ज्ञानइन्द्रियके संगा, कर्मेन्द्रिय है पञ्च अभंगा ॥ १३९ ॥

અને બીજી જે કારણ નામની કળા છે તેના વળી તેર ભેદ છે, પાંચ જ્ઞાનેન્દ્રિય, પાંચ કર્મેન્દ્રિય,

अध्यवसाय इकादश अंका, द्वादशमजु अभिमान अशंका ।
अन्तिम जहँ संकल्प गिनत है, भेद त्रयोदश स्पष्ट बनत है॥१४०॥

---

यदुक्तं समसमयसमुत्पाद इति ॥ तदुप्ययुक्तं । अचिन्त्य शक्तेर्महेश्वरस्येच्छानुविधायिन्या अव्याहत क्रियाशक्तेः कार्य कारित्वाभ्युपगमादिति सर्वं सुस्थम् ॥ तस्मात् पुरुषार्थं कामैः पुरुषैः दुःखान्तः पशुपतियोगो विधिश्चेति पञ्चार्थं प्रतिपादन परं पाशुपत शास्त्रमाश्रय पीयमिति वदन्तीति दिक् ॥ श्रीरामानुजमतमादाय माहेश्वरमतपर्यंतमिदं सर्वं भट्ट यज्ञेश्वरसंगृहीत आर्यविद्या सुधाकरे चतुर्थप्रकाशे विशेष रूपेण लीखीतमतो विशेष जिज्ञासुभिस्ततो बोध्यमित्यलमतिविस्तरेण ॥

અગ્યારમો અધ્યવસાય [બુદ્ધિ] બારમું અભિમાન [અહંકાર] અને તેરમો સંકલ્પ સંકલ્પ આત્મક મન આ રીતે સ્પષ્ટ તેર ભેદ થયા.

पशुके भेद द्विविध अभिरामा, साञ्जन ओर निरञ्जन नामा।
तन इन्द्रिय सम्बन्ध समेता, साञ्जन पशु बुध कहत सहेता॥१४१॥

સાંજન અને નિરંજન નામે પશુના સુંદર બે ભેદ છે. તેમાં ઇન્દ્રિઓ સહિત શરીરને પાશુપત પંડિતો સાંજન પશુ કહે છે.

तन इन्द्रियतें जो विरहित है, वोहि निरञ्जन पशु निगदित है।
सकल सृष्टि संहार अनुग्रह, कारक जो कारण कहिअें वह॥१४२॥

અને શરીર તથા ઇન્દ્રિયોથી જે રહિત હોય તેને નિરંજન પશુ કહેલાં છે. સમગ્ર સૃષ્ટિનો સંહાર કરનાર અને સમગ્ર સૃષ્ટિ ઉપર અનુગ્રહ કરવામાં કારણ-રૂપ જે કહે છે

उनका नाम कहत परमेश्वर, जो है प्रभु एक हि अजरामर।
उनतें अन्तर्वृत्ति सबन्धजु, सिद्ध होत तब योग प्रबन्धजु॥१४३॥

તેનું નામ પરમેશ્વર કહેવાય છે. જે પ્રભુ છે, એક છે, અજર છે, અમર છે. એ પ્રભુની સાથે અન્તર્વૃત્તિનો સમ્બંધ બંધાય ત્યારે તેનો સાક્ષાત્કાર સિદ્ધ થાય છે.

दाहा–योग क्रिया लक्षण अरु, क्रियोपलक्षण नाम।
जप ध्यानादिरूप है, आदि भेद अभिराम॥ १४४ ॥

એ યોગ ક્રિયાલક્ષણ અને ક્રિયોપલક્ષણ નામે બે પ્રકારનો છે. તેમાં ક્રિયા-લક્ષણ નામનો આદિ ભેદ છે તે જપ તથા ધ્યાન આદિ રૂપ છે અર્થાત્ જપ તથા ધ્યાન આદિ ક્રિયાલક્ષણ યોગ ગણાય છે.

चोपाई–संवित् गत्यादिरुप जो है, क्रियोपलक्षण योगजु सोहे।
धर्म अर्थ साधक व्यापारा, "विधि" महेशमतमध्य पुकारा॥१४५॥

ગતિ આદિ રૂપ જે સંવિત્ (જ્ઞાન) છે તે ક્રિયોપલક્ષણ યોગ કહેવાય છે. અને ધર્મ તથા અર્થ આદિનો સાધક જે વ્યાપાર તેને માહેશ્વર મતમાં "વિધિ" કહેલ છે.

वह विधि द्विविध सदैव सुहावे, प्रधानभूत गुणभेद कहावे।
साक्षात् धर्महेतुचर्या जो, प्रधानभूत कहावत है सो ॥ १४६ ॥

એ વિધિ બે પ્રકારનો હોય છે, એક પ્રધાનભૂત અને બીજો ગુણભૂત કહેવાય છે. તેમાં સાક્ષાત્ ધર્માર્થે જે ચર્યા (આચરણ) તે પ્રધાનભૂત વિધિ જાણવો.

चर्याविधिभी द्विविध बखानत, वृत्त अरु द्वार भेदतें ठानत।
भस्मादिकमें शयनजु करना, उनकी संज्ञा वृत्त अनुचरना ॥१४७॥

વૃત્ત અને દ્વાર એવા ભેદથી પ્રધાન નામનો વિધિ પણ બે પ્રકારનો ગણ્યો છે. ભસ્મ આદિમાં જે શયન કરવું તે વિધિનું નામ વૃત્તચર્યા છે.

ओर क्रिया जो क्राथन स्पन्दन, उनकों द्वार कहत है शिवजन।
असुप्त जनकों सुप्त लिङ्गवत्, दर्शन हो सो क्राथन शिवमत ॥

અને ક્રાથન તથા સ્પન્દન આદિ જે ક્રિયા છે તેને માહેશ્વર મતવાળા "દ્વાર" કહે છે. અસુપ્ત (જાગૃત) મનુષ્યને સુપ્ત (સુતેલ) લિંગ (શરીર) પેઠે દર્શન થાય તેને શિવ મતમાં "ક્રાથન" નામનું દ્વાર કહેલ છે.

ज्यों कंपत तरुपर्ण पवनतें, त्यों सावयव शरीर कम्पनतें।
द्रग गोचर होवे वह स्पन्दन, प्रधानचर्या विधिकों वन्दन ॥१४९॥

જેમ વાયુથી વૃક્ષના પાંદડાં કંપાયમાન થાય છે તેમ મહેશ્વર પ્રેમથી અવયવો સહિત શરીર કંપતું જોવામાં આવે તે સ્પન્દન કહેવાય છે. આ રીતના પ્રધાન ચર્યા વિધિને પાશુપત મતાનુયાયી માને છે

दोहा—विधिचर्या गुनभूत जो, अब सुनु उनको सार।
प्रथम स्नान निर्माल्यको, जामें कह्यो प्रकार ॥ १५० ॥

હે શિષ્ય! હવે ગુણભૂત વિધિ છે તેનો સાર શ્રવણ કરો, જેમાં પ્રથમ સ્નાન નિર્માલ્યનો પ્રકાર કહેલો છે.

लिङ्गधारणादि क्रिया, सदा लसत है शान्त।
दुःखकी जो निवृत्ति वह, सार्थ शब्द दुःखान्त ॥ १५१ ॥

સદૈવ શાન્ત એવી જે લિંગ ધારણા આદિ ક્રિયા તે ગુણભૂતચર્યા વિધિ કહેવાય છે. દુઃખની જે નિવૃત્તિ તે દુઃખાન્ત શબ્દનો અર્થ છે.

जाकों कर्मादिकनकी, है न अपेक्षा लेश ।
वोही कारण जगतका, पूज्य सदा परमेश ॥ १५२ ॥

જેને કર્મ આદિની લેશ પણ અપેક્ષા ( ઇચ્છા ) નથી એજ જગત્‌ના કારણરૂપ નિરન્તર પૂજ્ય પરમેશ્વર ગણાય છે.

माहेश्वर कितनेक पुनि, ठानत है मत ओर ।
सृजत न जग निरपेक्ष प्रभु, पूर्व उक्त मत तोर ॥ १५३ ॥

કેટલાએક માહેશ્વર મતવાળા જુદોજ મત પ્રદર્શિત કરે છે.તેઓ કહે છે જે નિરપેક્ષ ( અપેક્ષા રહિત ) પ્રભુ સૃષ્ટિને ઉત્પન્ન કરતા નથી. યદિ પૂર્વે કહેલા મતની પેઠે પ્રભુ સદા અપેક્ષા વિનાના કર્તા હોય તો

सुख इककों दुःख अन्यकों, यह जो है वैषम्य ।
सर्वेश्वरके हृदयमें, गुन वह होत अगम्य ॥ १५४ ॥

એક પ્રાણીને સુખ આપવું અને અન્ય પ્રાણીને દુઃખ આપવું એવો જે વિષમતાવાળો ઈશ્વરનો વ્યવહાર તે પક્ષપાતી ગણાશે.

चोपाई—यातें जग कारण परमेश्वर,कर्म आदि सापेक्ष निरन्तर।
यह मतवादी त्रिपाद पदार्थन,ओर चतुष्पादादि गिनत मन॥१५५

એટલામાટે પ્રાણીઓના અદૃષ્ટ દ્વારા પરમેશ્વર જગત્‌ને સરજે છે માટે નિરપેક્ષ પરમેશ્વર જગત્‌ના કર્તા હોઇ શકે નહિ આવા પશુપતિઓ- પશુને ત્રણ પ્રકારના અને પશુપાશોને ચાર પ્રકારના માને છે

प्राणीकर्म अपेक्षातें वर, जगकर्त्ता स्पष्टहि परमेश्वर ।
पशु पदार्थ पुनि तीन प्रकारा, विज्ञानाकल प्रथम सँवारा॥१५६॥

પ્રાણીનાં કર્મની અપેક્ષાએ સર્વોત્કૃષ્ટ પરમેશ્વર સ્પષ્ટરીતે જગકર્તા જણાય છે. વળી પાશુપત મતવાળા પશુ નામનો પદાર્થ ત્રણ પ્રકારનો છે એમ કહે છે. તેમાં પ્રથમ વિજ્ઞાનાકલ,

द्वितीय भेद् अभिधा प्रलयाकल्, तृतीय शकल जामें अतिही मल।
कला नाम मायाका बन्धन, वह विज्ञानाकलमें इन्धन॥ १५७॥

બીજા પ્રકારનું નામ પ્રલયાકલ છે અને જેમાં અત્યંત મલ છે એવા ત્રીજા પ્રકારનું નામ શકલ કહેવાય છે. માયાને કલા કહે છે, એને વિજ્ઞાનથી

करे जरे बन्धन सब जाके, वह विज्ञानाकल पशु बांके।
पुनि विज्ञान योग सन्यासजु, ओर भोगतें कर्मविनाशजु ॥१५८॥

બાળી નાંખે તે વિજ્ઞાનાકલ પશુ કહેવાય છે. વળી વિજ્ઞાન, યોગ, સન્યાસ અને ભોગથી જે કર્મનો વિનાશ

करत वोभी विज्ञानाकल है, यों माहेश्वरवाद प्रबल है।
होत प्रलयतें कलोपमर्दन, प्रलयाकल है वह पशुसर्जन ॥१५९॥

કરે છે તે પણ વિજ્ઞાનાકલ કહેવાય છે. એમ અપર માહેશ્વર માને છે. પ્રલયમાં કલાનું ઉપમર્દન (નાશ) થવાથી પ્રલયાકલ પશુ કહેવાય છે.

दोहा—यही सृष्टिके समयमें, मल माया अरु कर्म।
आत्मक तीन पदार्थ युत, शकल पशु बिन शर्म ॥ १६० ॥

એજ સૃષ્ટિ [ઉત્પત્તિ] સમયે પાપ, માયા અને કર્મરૂપ ત્રણ પદાર્થ યુક્ત શકલ પશુ કહેવાય છે, જે કલ્યાણ રહિત હોય છે.

हरिगीत—मल--कर्म--माया--रोधशक्ति पाश चारि प्रकार है।
उत्पत्ति जगकी ईश इच्छातेंहि यह निरधार है॥
यों कहत कोऊ एक माहेश्वर स्वकीय सिद्धान्तमें।
हैं मुक्ति सब पशुओंकी माहेश्वरकृपा–दुःखान्तमें ॥ १६१ ॥

પાપ, કર્મ, માયા અને અવરોધશક્તિ એ ચાર પ્રકારના પાશ છે. જગતની ઉત્પત્તિ પરમેશ્વરની ઇચ્છાથીજ થાય છે આ વાર્તા નિશ્ચયાત્મક છે એમ અપર માહેશ્વરમતાનુયાયી વિદ્વાન્ પોતાના સિદ્ધાન્તને કહે છે. સર્વ પશુઓ [જીવો] ની દુઃખાન્તમાં મુક્તિ મહેશ્વરની કૃપાથી થાય છે.

यह पाशुपतमतके विशिष्टाद्वैतवादीसे सभी ।
जो जीव ओ ईश्वर उभयकों एक मानत नहि कभी ॥
आचार्य रामानुज प्रभृतिभी जीव ईश्वर भेदकों ।
मानत निरन्तर त्यों प्रमानत वन्दनीय सु वेदकों ॥ १६२ ॥

આ સમગ્ર પાશુપત મતવાળા વિશિષ્ટાદ્વૈતવાદી જેવા છે, જેઓ જીવ અને ઇશ્વરને કોઈકાળે એક માનતા નથી. શ્રીરામાનુજ આદિ ધર્માચાર્યો પણ જીવ ઇશ્વરમાં ભેદ માને છે. તેમજ વન્દન કરવા યોગ્ય વેદને નિરંતર પ્રમાણરૂપ ગણે છે.

है जीव ईश्वर भिन्न ईश्वर स्वरुप जीव बने नहीं ।
माहेशमत आचार्यगनने तत् सदृश कथनी कही ॥
श्रुतिको समन्वय जीव ईश्वर भेदमेंही कर दियो ।
प्रस्थानत्रयमें अर्थभेद अभेदबिचहि धर दियो ॥ १६३ ॥

માહેશ્વર મત પ્રવર્તક આચાર્યોએ પણ 'જીવ અને ઇશ્વર ભિન્ન છે,' "જીવ ઇશ્વર-સ્વરૂપ બનેજ નહિ" એમ માનેલ છે, જીવ અને ઇશ્વરના ભેદમાંજ શ્રુતિનો સમન્વય (તાત્પર્ય નિર્ણય) કર્યો. પ્રસ્થાન ત્રયમાં (ઉપનિષદ્ ગીતા, અને બ્રહ્મસૂત્રમાં) જીવ ઇશ્વરનો અભેદ કહેલ છે તેનું ખંડન કરી આ ભેદવાદીઓએ ભેદ કહેલ છે.

सुनु शिष्य! पूर्वाचार्य अपने शास्त्रगत जो अर्थ हैं ।
उनकों यथार्थजु कह गये जहँ कल्पना सब व्यर्थ है ॥
जो अर्थ होवे शब्दमहिमातें वही उसने कहे ।
व्याख्यानमेंभी सृष्टिपूर्व अनादि ब्रह्म सदा ग्रहे ॥ १६४ ॥

હે શિષ્ય ષટ્પ્રજ્ઞ ! સાંભળો. આપણા પૂર્વાચાર્ય શ્રીશંકર આદિ જે શાસ્ત્ર-ગત (શાસ્ત્રમાં રહેલ) અર્થ છે તેનેજ યથાર્થ રીતે કહી ગયા છે, જ્યાં બધી કલ્પનાઓ વ્યર્થ બને છે. શબ્દ મહિમાથી જે અર્થ થાય તેજ આપણા પૂર્વાચાર્યોએ કહ્યો છે. વ્યાખ્યાનમાં પણ બ્રહ્મ સૃષ્ટિના પૂર્વમાં અનાદિ છે એ વાર્તા તેઓએ સ્વીકારેલી છે.

चोपाई–सत्य ज्ञानरुप ब्रह्म यही है, चक्षु आदिका विषय नहीं है ॥
एक अनादि अनन्त सुहाना, तामें भेद निरोक्षण नाना ॥१६५॥

એ બ્રહ્મ સત્ય છે, જ્ઞાન સ્વરૂપ છે, ચક્ષુઆદિનો વિષય નથી, એક છે, અનાદિ છે, અનન્ત છે, તેમાં નાના પ્રકારના ભેદ જોવા

वह अज्ञान हेतु हम जानें, पारमार्थ अवस्थिति जब ठानें।
ब्रह्मभिन्न तब वस्तु न काहु, यह अभेदमें तुम अवगाहु ॥१६६॥

તેમાં અજ્ઞાન હેતુ છે, અર્થાત્ નાના ભેદ દર્શનનું અજ્ઞાન કારણુ છે એમ પૂર્વાચાર્યો માને છે. જ્યારે પરમાર્થ અવસ્થાએ જોઇએ ત્યારે કોઇ વસ્તુ બ્રહ્મથી ભિન્ન (જુદી) છેજ નહિ. આ અભેદમાં હે શિષ્ય! તમે પણ અવગાહન કરો અર્થાત્ બ્રહ્મરૂપ બનો.

व्यवहारावस्था मृगजल है, वस्तु कल्पनारूप सकल है।
त्योंहि जीव ईश्वरमें भेदजु, सदा काल्पनिक भाखत वेदजु॥१६७॥

વ્યવહાર અવસ્થા છે એ મૃગજળ (ઝાંઝવાનું પાણી) તુલ્ય કલ્પિત છે માટે જગત્‌ના પદાર્થ કલ્પનારૂપ છે. એવીજ રીતે જીવ ઇશ્વર ભેદ પણ કાલ્પનિક (કલ્પી કહાડેલો) છે એમ વેદ કહે છે.

जीव ब्रह्ममें भेद प्रतीति, अज्ञानावस्थाकी रीति।
यों अपने आचार्य[1] कहत है, सत् अद्वय इक ब्रह्म रहत है॥१६८

જીવ અને બ્રહ્મમાં જે ભેદની પ્રતીતિ થાય એ રીતિ અજ્ઞાન અવસ્થાની છે એમ આપણા પૂર્વાચાર્યો કહે છે. બ્રહ્મ સત્ય, અદ્વૈત, એકરૂપજ રહે છે.

"एक एव अद्वय" यों पद तिय, ब्रह्म शब्दके संग नियत किय।
यातें भेद सजातीय आदि, नांहि ब्रह्म है वस्तु अनादि॥१६९॥

"એકમેવા દ્વિતીય" આ શ્રુતિ પ્રતિપાદ્ય જે બ્રહ્મ છે તે એકમ્ એવ. (એકજ–નિશ્ચયાત્મક), અદ્વિતીય[જેથી પર બીજું કંઇ છેજ નહિ]આ પદ ત્રય રૂપ વિશેષણથી બ્રહ્મમાં સ્વગત સજાતીય અને વિજાતીય ભેદો નથી એમ સિદ્ધ કરેલ છે. માટે બ્રહ્મ એક, અદ્વિતીય, નિરવયવ અને અનાદિ છે.

१ सदेवसौम्येदमग्र आसीत् एकमेवाद्वितीयम्

दोहा–श्रुतिप्रतिपादित[1] ब्रह्म है, अदृश्य ओ अग्राह्य ।
अगात्र त्योंहि अवर्ण पुनि, चक्षु श्रोत्र तें बाह्य ॥ १७० ॥

શ્રુતિઓએ પ્રતિપાદન કરેલ બ્રહ્મ અદ્રશ્ય છે અર્થાત્ તેને કોઇ જોઇ શકતું નથી, અગ્રાહ્ય છે અર્થાત્ તેનું કોઇ ગ્રહણ કરી શકતું નથી, અગોત્ર છે [ગોત્ર શાખા પ્રવર શૂન્ય છે] અવર્ણ છે અર્થાત્ બ્રાહ્મણ આદિ વર્ણ રહિત છે. ચક્ષુ અને શ્રોત્રથી બાહ્ય છે અર્થાત્ આંખ કે કાનનો એ વિષય નથી.

हस्त पादतें रहित है, इक रस काल अशेष ।
व्यापक त्यों अति सूक्ष्म जो, भूतहेतु भूतेश ॥ १७१ ॥

બ્રહ્મને હાથ નથી, પગ નથી, તે તો ત્રણેકાળમાં એક રસ, વ્યાપક, અત્યન્ત સૂક્ષ્મ અને પ્રાણીમાત્રના હેતુરૂપ સર્વેશ્વર છે

जन विवेकी[2] जाकों लखत, सत्य ज्ञान अनन्त ।
यह श्रुति ब्रह्मस्वरूपकी, सकल सराहत संत ॥ १७२ ॥

વિવેકી પુરૂષો બ્રહ્મને સત્ય, જ્ઞાનરૂપ અને અનન્ત જુએ છે. બ્રહ્મસ્વરૂપ સમજાવવા માટે આવી એક શ્રુતિ છે જેને સર્વ સત્પુરૂષો વખાણે છે.

निष्कल[3] ओ निष्क्रिय बहुरि, शान्त ओर निरवद्य ।
ब्रह्म निरञ्जन है सदा, सुनहु शिष्य! तुम अद्य ॥ १७३ ॥

બ્રહ્મ નિષ્કલ (કલના રહિત–કલા રહિત), નિષ્ક્રિય (ક્રિયા રહિત), શાન્ત, નિરવદ્ય (સ્તવન કરવા યોગ્ય–અનિન્દ્ય) અને નિરંજન (માયા રહિત–નિષ્કલંક છે. તે હે શિષ્ય! આજે તમે શ્રવણ કરો.

चोपाई–जो जन कबहु ब्रह्म[4] न जाने, वोहि असंशय ब्रह्म पिछाने।
ज्ञात ब्रह्म नहि ब्रह्म पिछानत, ऐसो हम मनमें द्रढ मानत॥१७४॥

---

१ अथ परा यया तदक्षरमधि गम्यते यत्तदद्रश्यमग्राह्यमगोत्रमवर्णमचक्षुःश्रोत्रंतद-पाणिपादम् । नित्यं विभुं सर्वगतं सुसूक्ष्मं तदव्ययं यद्भूतयोनिं परिपश्यन्ति धीराः ॥ इति मु. उ. १-१-५१६

२ सत्यंज्ञानमनन्तं ब्रह्म ( तै--उ–२–१ १ )

३ निष्कलं निष्क्रियं शान्तं निरवद्यं निरञ्जनम् (श्वे. उ–६-१९)

४ यस्यामतं तस्यमतं मतं यस्य न वेदसः । अविज्ञातं विजानतां, विज्ञात-मविजानताम् ॥

જે મનુષ્ય બ્રહ્મને નથી જાણતો એજ મનુષ્ય સંશયરહિત બ્રહ્મને જાણે છે જેણે બ્રહ્મને જાણેલ છે એ બ્રહ્મને ઓળખતો નથી. આ રીતની અમારી દૃઢ માન્યતા છે.

**क्योंकि ब्रह्मजानत जो प्यारे, ब्रह्म ज्ञानतें है वह न्यारे।**
**अर्थात् ब्रह्म न ज्ञानविषय है, पुनि अज्ञात यही निश्चय है॥१७५॥**

કારણ કે હે પ્રિય શિષ્ય! જે બ્રહ્મને જાણે છે તે બ્રહ્મ જ્ઞાનથી રહિત છે અર્થાત્ બ્રહ્મ એ જ્ઞાનનો વિષય નથી. વળી આ નિશ્ચયને કોઇ જાણી શક્યું નથી

**उनकों मात्र ब्रह्मविद् जानत, कोउ कहे हम ब्रह्म पिछानत।**
**तो वह बात असत्य कहावे, ब्रह्मद्रष्टि[1] द्रष्टा न सुहावे॥१७६॥**

એ નિશ્ચયને માત્ર બ્રહ્મજ્ઞાની [તત્વજ્ઞ]પુરૂષોજ જાણે છે, કોઇ કહે જે અમે બ્રહ્મને જાણીએ છીએ તો એ વાત અસત્ય છે, કારણ કે બ્રહ્મ દૃષ્ટિ રૂપ છે, એનો કોઈ દૃષ્ટા નથી.

**ज्ञान विषय नहि मति पहिचाने, जन मति उनकों कबहु न जाने।**
**आनन्दरूप ब्रह्म[2] बिन संशय, यह सब आत्मस्वरुप[3] सह निश्चय॥**

બ્રહ્મ જ્ઞાનનો વિષય નથી અર્થાત્ ફલ વ્યાપ્તિનો વિષય નથી. અને દૃષ્ટા (જોનાર) દૃષ્ટિ (નજર) થી જોઇ શકતો નથી. કિન્તુ બ્રહ્મ વૃત્તિ વ્યાપ્તિનો વિષય છે. બ્રહ્મ સંશય રહિત આનંદ સ્વરૂપ છે. નિશ્ચયાત્મક કથા એ છે જે આ સર્વ જગત્ આત્મસ્વરૂપ અર્થાત્ બ્રહ્મ સ્વરૂપ છે.

**काहु भेद सजातीय[4] आदि, जामें नहि वह ब्रह्म अनादि।**
**उनमें भेद लखत जो नाना,[5] जन्म मरण वह लहत निदाना॥१७८**

---

१ नद्रष्टेर्द्रष्टारं पश्ये र्न मतेर्मन्तारं मन्वीथाः( इति बृ. उ. ३-६-२ )

२ आनन्दोब्रह्म ( इति तै .उ. ३ ६-१ )

३ इदं सर्वं यदयमात्मा ( इति बृ. उ. २-६-५ )

४ नेहनानास्ति किंचन। मृत्योः स मृत्युमाप्नोति य इह नानेव पश्यति।
( इति बृ. उ,

५ यत्रहि द्वैतमिव भवति तदितर इतरं पश्यति तदितर इतरं श्रुणोति तदितर-इतरमभिवदति तदितर इतरं मनुते तदितर इतरं विजानाति यत्र वा अस्य सर्वं

જેમાં સજાતીય વિજાતીય અને સ્વગત એ ત્રણેમાંનો એકપણ ભેદ નથી એ બ્રહ્મ અનાદિ છે એમાં જે મનુષ્ય નાના પ્રકારના ભેદ જુએ છે તે અવશ્ય જન્મ મરણને પ્રાપ્ત થાય છે અર્થાત્ તેની મુકિત થતી નથી.

दोहा—सत्ता त्रय मानत सदा, अपने पूर्वाचार्य ।
प्रातिभासिकी जिनहितें, बनत स्वप्नके कार्य ॥ १६९ ॥

હે શિષ્ય પટ્પ્રજ્ઞ! આપણા પૂર્વાચાર્યો સત્તા ત્રણ પ્રકારની માને છે. પ્રાતિભાસિકી, પારમાર્થિકી અને વ્યાવહારિકી; તેમાં સ્વપ્નાદિગત અનિર્વચનીય પદાર્થોની પ્રાતિભાસિકી સત્તા છે.

पारमार्थिकी पुनि द्वितीय, सत्ता कहत सुजान ।
जामें जन अन्योन्यको, भूलत निरखन भान ॥ १७० ॥

હે સુજ્ઞ શિષ્ય! બીજી સત્તાને પારમાર્થિકી કહે છે. જે પારમાર્થિક એકતામાં મનુષ્ય એક બીજાને જોઈ શકતા નથી. અર્થાત્ બ્રહ્મરૂપે સર્વ એક છે અને તે બ્રહ્મની સત્તા કહેવાય છે.

निरखत जन अन्योन्यकों, करत जबें व्यवहार ।
सुनहु शिष्य! संक्षेपतें, सत्ता त्रयको सार ॥ १७१ ॥

જ્યારે મનુષ્ય વ્યવહારમાં પ્રવૃત્ત થાય છે ત્યારે એક બીજાને જુએ છે. હે શિષ્ય! ઉકત ત્રણે સત્તાનો સંક્ષેપથી સાર કહુ છું તે શ્રવણ કરો.

जाग्रत व्यवहारादिमें, है अज्ञान प्रयुक्त ।
व्यवहारिक सत्ता लहत, घट पटादिकी युक्त ॥ १७२ ॥

જાગ્રદવસ્થાના વ્યવહારમાં ઘટ પટાદિની અજ્ઞાન પ્રયુકત વ્યાવહારિકી સત્તા છે.

तब वह आपहि आपसें, बनत ब्रह्मसें भिन्न ।
तातें सुख दुख भोगतें, निशदिन रहतसु खिन्न ॥ १७३ ॥

---

मात्मैवाभूत् तत् केन क जिघ्रेत् तत् केन कं पश्येत तत् केन कं शृणुयात् तत् केन कमभिवदत् तत् केन कं मन्वीत तत् केन कं विजानीयात् येनेदं सर्वं विजानाति तं केन विजानीयात् विज्ञातारमरे केन विजानीयात् ( इति बृ. उ २-६-१६ )

ત્યારે વ્યાવહારિક સત્તામાં પોતાને બ્રહ્મથી ભિન્ન માને છે, અને તેથી સુખ-દુઃખના ભોગથી ભિન્ન રહે છે.

देखत इतर पदार्थकों, सुनत शब्द निज भिन्न ।

करत बात यों अन्य सह, जानत अवर सुखिन्न ॥१७४॥

એક મનુષ્ય બીજા પદાર્થને દેખે છે, પોતાથી ભિન્ન અર્થાત્ અન્યના શબ્દને સાંભળે છે, બીજા સાથે વાર્તા કરે છે અને ખેદવાળો બની હુંથી અન્ય (બીજુ) છે એમ જાણે છે.

पें जब सब स्थल होत है, ब्रह्मद्रष्टि भयहारी ।

तब स्वरूपमें स्थिति लहत, ज्ञानयुक्त नरनारी ॥ १७५ ॥

પરંતુ જ્યારે સર્વ સ્થળે ભયને હરનારી બ્રહ્મદ્રષ્ટિ થાય છે ત્યારે જ્ઞાનયુક્ત મનુષ્ય (નર અથવા નારી) સ્વરૂપમાં સ્થિતિ પામે છે.

छप्पय–कोन काहुकों लखे, कोन गन्धादिक लेवे । कोन काहुकों सुने, कोन किहि उत्तर देवे ॥ कोन काहुकों मिले, काहुकों कोन पिछाने । एसो ब्रह्म प्रभाव, बुद्धि किस विध सो जाने ॥ अद्वैत ब्रह्मसत्ता यहो, पारमार्थिकी नाम है । द्रष्टा रु दर्शनादिकनको, जामें सतत विराम है ॥ १७६ ॥

એ વખતે કોણ કોને દેખે? કોણ કોનાં ગન્ધઆદિ ગ્રહણ કરે? કોણ કોનું સાંભળે? કોણ કોને ઉત્તર આપે? કોણ કોને મળે? કોણ કોને ઓળખે? આવી બ્રહ્મની પારમાર્થિક અવસ્થાને બુદ્ધિ શું જાણે? તે અદ્વૈત બ્રહ્મસત્તાનું નામ પારમાર્થિકી છે અને એ સત્તામાં દ્રષ્ટાદર્શનાદિનો વ્યવહાર નથી.

यह सब जग है वाणीका, मात्र विकार विशेष ।

ज्यों घट आदिक पृथ्वीके, अमित पदार्थ अशेष ॥ १७७ ॥

આ સર્વ જગત્ માત્ર વાણીનો વિકાર વિશેષ છે. જેમ પૃથ્વીના વિકારરૂપ

भिन्न मृत्तिकातें नहीं, किन्तु घटात्मक नाम ।

वाचारंभण[1] मात्रहि, परखत हम परिणाम ॥ १७८ ॥

મૃત્તિકાથી અર્થાત્ પૃથિવીથી ભિન્ન નથી, છતાં ઘટ એ નામ છે તે માત્ર વાચારંભ [વાણીનો આરંભ] છે. એ મૃત્તિકાના પરિણામ સિવાય વિચાર કરતાં બીજુ કાંઇ નથી.

त्यों यह जग सब ब्रह्ममय, जगत् आदि अभिधान ।

वाचारंभणमात्र है, सुनु षट्प्रज्ञ! सुजान ॥ १७९ ॥

તેવીજ રીતે આ સમગ્ર જગત્ બ્રહ્મમય છે. જગત્ના પદાર્થોનાં નામ વાચારંભણ માત્ર છે. હે સુજ્ઞ ષટ્પ્રજ્ઞ! તમે શ્રવણ કરો.

चोपाई—जन अविवेकी आत्मामें जब, लेश हि अन्तर[2] मानत है तब

प्राप्त होत उनकों अति भीति, पें जब होत अभेद प्रतीति ॥

અવિવેકી [આત્મા અનાત્માનો વિવેક નહિ જાણનાર] મનુષ્ય બ્રહ્મમાં લેશ પણ અન્તર [જુદાઇ] માને છે ત્યારે તેને ભય પ્રાપ્ત થાય છે, પરંતુ જ્યારે તેને અભેદ [હું બ્રહ્મથી ભિન્ન નથી. હું બ્રહ્મજ છું] એ રીત ની પ્રતીતિ થાય છે.

तब वाणीका[3] आत्मसँवितजु, सत्तामात्र अगोचर नितजु ।

इन्द्रिय अविषय ज्ञान सुहावे, वोही ब्रह्म अखेद कहावे॥१८१॥

એ સમયે અંતઃકરણ વૃત્તિથી સ્વરૂપસાક્ષાત્કારાત્મક જે જ્ઞાન તે અવાંતર શ્રુતિ વાક્ય તથા ઇન્દ્રિયાદિનું અવિષય છે અને તત્વમસ્યાદિ જન્ય છે.

प्रकटत जब परमार्थ प्रकारा, ज्ञान स्वरुप[4] तब अति उजिआरा।

---

१ वाचारंभणविकारो नामधेयं मृत्तिकेत्येवसत्यम् ( छा. उ. ६-१-९ )

२ यदा ह्येवैष एतस्मिन्नुदरमन्तरं कुरुते अथ तस्य भयं भवति इति ॥ तै. उ. अ० । १

३ यदस्तमतभेदं यत्. सत्तामात्रमगोचरम् । वचसामात्मसंवेद्यं, तज्ज्ञानं ब्रह्मसंज्ञितम् ॥

४ ज्ञानस्वरूपमत्यन्त, निर्मलं परमार्थतः । तदेवार्थस्वरूपेण, भ्रान्तिदर्शनतः स्थितम् इति ( वि. पु. १-२-६ )

**निर्मल--अर्थ स्वरुपतें पुनि वह, ओर भ्रान्ति दर्शनतें दुःसह॥१८२॥**

આવી રીતે પરબ્રહ્મ સ્વરૂપનો સાક્ષાત્કાર થાય છે. એ આત્મા અજ્ઞાન રહિત છે, પરંતુ તેમાં ભ્રાન્તિથી દુઃખાદિ પ્રતીત થાય છે.

**पूर्ण उपाधिविशिष्ट रहत है, पैं परमार्थ[1] प्रकार ग्रहत है।**

**तब अनन्य त्यों एक वही है, उनतें भिन्न वस्तु कछु नहिं है॥१८३**

તે ભ્રાન્તિ અજ્ઞાનોપહિતમાં થાય છે પરંતુ પરમાર્થ અવસ્થામાં એ જ્ઞાન સ્વરૂપ બ્રહ્મ અદ્વૈત અને એકજ છે, એનાથી ભિન્ન કોઈ પદાર્થ છેજ નહિ.

**विष्णु[2] पुराणान्तर्गत बातें, सुनु टरि है सब संभ्रम जातें।**

**भगवन्! ज्ञानस्वरूप तुम्हारे, द्रढ अज्ञानहितें यह सारे॥१८४॥**

હે શિષ્ય પટ્પ્રજ્ઞ! વિષ્ણુપુરાણમાં કહેલી વાર્તા શ્રવણ કરો, જેથી તમારો સર્વ સંભ્રમ ટળી જશે. તેમાં કહ્યું છે જે હે જ્ઞાનસ્વરૂપ વિષ્ણુ ભગવાન્! તમારાં દ્રઢ અજ્ઞાનથી અર્થાત્ આપનું સત્ય સ્વરૂપ નહિ જાણવાથી આ સર્વ

**मूर्तामूर्त वस्तु द्रग आवे, पुरुष अयोगी लखत वसुधावे।**

**बुद्धिहीन जन ज्ञानस्वरुप[3] यह, सकल जगतकों सहित सुआग्रह॥**

મૂર્તામૂર્તરૂપ જગત્‌ને અયોગી (યોગ રહિત અજ્ઞાની) જનો દેખે છે. આપનું જે જ્ઞાનસ્વરૂપ તેને બુદ્ધિવગરનાં મનુષ્યો આગ્રહ સહિત સમગ્ર જગત્‌ને

**बाह्य अर्थरुप लखत मोहमय, भ्रमत लहत जय कबहु पराजय।**

**शुद्ध[4] चित्तवारे जन ज्ञानी, ज्ञानात्मक सब जग पहिचानी॥१८५॥**

---

१ परमार्थस्त्वमेवैको, नान्योऽस्ति जगतः पते ॥ इति ( वि. पु-१-९-३८ )

२ यदेतद्द्रश्यते भूत, मेतज्ज्ञानात्मनस्तव । भ्रान्तिज्ञानेन पश्यन्ति, जगद्रूप मयोगिनः ॥

३ ज्ञानस्वरूपमखिलं, जगदेतदबुद्धयः । अर्थस्वरुपं पश्यंते; भ्राम्यन्ते मोहसंप्लवे ॥ इति ( वि. पु. -१ ६ ३ )

४ ये तु ज्ञानविदः शुद्ध, चेतसस्तेऽखिलं जगत्, ज्ञानात्मकं हि पश्यन्ति, त्वद्रूपं परमेश्वर ॥ इति ( १-९-६१ ) वि. पु.

બાહ્ય અર્થરૂપ તથા મોહમય જુવે છે, અને તેથી ભ્રાન્તિને પ્રાપ્ત થાય છે. જેને પરિણામે કોઇ સમયે જય તથા કોઇ સમયે પરાજયનો અનુભવ કરે છે, પરંતુ જે નિર્મળ ચિત્તવાળા જ્ઞાની પુરૂષો છે તે સર્વ જગત્‌ને વિષ્ણુરૂપ(જ્ઞાનસ્વરૂપ)જાણી,

**निज पर[1] देह मध्यगत चेतन, इक विज्ञानस्वरुप मानत मन।**
**यह परमार्थवाद अद्वय है, द्वैतवादीको ओर हि नय है ॥१८७॥**

પોતાનાં અને પરાયાં શરીરમાં રહેલું જે ચૈતન્ય તેને એકજ વિજ્ઞાનસ્વરૂપ સમજે છે. આ પરમાર્થવાદ કહો કે અદ્વૈતવાદ કહો બન્ને એકજ છે. દ્વૈતવાદી આનાથી વિપરીત સમજે છે.

**वस्तु अतथ्य–तथ्य वह जानत, यों श्रीविष्णु[2]पुराण प्रमानत ।**
**आत्म भिन्न होवे कोउ जब, "यह मैं–अन्य" कहा जावे तब ॥१८८॥**

એ દ્વૈતવાદીઓ અસત્ય વસ્તુને સત્ય જાણે છે એમ શ્રીવિષ્ણુપુરાણમાં કહ્યું છે. પણ જો કોઇ પદાર્થ આત્માથી ભિન્ન હોય તોજ "આ હું અને આ અન્ય" એમ કહી શકાય

**ज्यों समीर[3] इक वंशविवरमें, जाइ रहत षड्जादि स्वरमें ।**
**भेद वास्तविक नांहि अनिलमें, न्यूनाधिक पन धरत अखिलमें॥१८९**

જેમ વાયુ એક વાંસના છિદ્રમાં અર્થાત્ વાંસળી આદિમાં પ્રવેશ કરી ષડ્જ આદિ સ્વરને સ્વરૂપે રહે છે. વાસ્તવિક રીતે વાયુમાં કંઇ ભેદ નથી, છતાં ષડ્જ આદિ સાતે સ્વરોમાં ન્યૂન અધિકપણું ધારણ કરે છે.

**त्यों आत्मा एक हि सब स्थल है, किन्तु अनेक उपाधिक बल है।**
**हम[4] तुम वह सब आत्मस्वरूप हि, नानाभेद मोहवशतें यहि॥१९०॥**

---

१ तस्यात्मपरदेहेषु, सतोप्येकमयं हि यत् । विज्ञानं परमार्थोहि, द्वैतिनोऽतथ्यदर्शिनः ॥ इति ( वि-पु. २-१९-३१ )

२ यद्यन्योऽस्ति परः कोपि,मत्तः पार्थिवसत्तम। तदैषोहमयं चान्यो, वक्तुमेवमपीष्यते ॥ इति ( वि. पु. २-१३-८५ )

३ वेणुरन्ध्रविभेदेन, भेदः षड्जादिसंज्ञितः। अभेदव्यापिनो वायोस्तथासौ परमात्मनः ॥ इति ( वि. पु. २-१९-३२ )

४ सोऽहं स च त्वं स च सर्वमेत, दात्मस्वरूपं त्यज भेदमोहम् । इतीरितस्तेन स राजवर्य, स्तत्याजभेदं परमार्थदृष्टिः ॥

એવીજ રીતે આત્મા સર્વ સ્થળે એક સરખો વ્યાપક છે, છતાં દેહ આદિ ઉપાધિને અંગે અનેક જેવો દેખાય છે. અમો તમે અને તેઓ સર્વ આત્મસ્વરૂપજ છીએ, માત્ર મોહને લીધે નાના પ્રકારના ભેદ ભાસે છે.

**या बिध उपदेशक मिलजावे, पुनित द्रष्टि परमार्थकी पावे ।**

**भेद जनक[1]अज्ञान नसे जब, जीव ब्रह्मको ऐक्य लसे तब ॥१९१॥**

આ રીતનો ઉપદેશ આપનાર ગુરૂ મળે અને મનુષ્ય પરમ પવિત્ર એવી પરમાર્થ દ્રષ્ટિને પ્રાપ્ત થાય તેમજ ભેદ ઉત્પન્ન કરનાર અજ્ઞાન જ્યારે નાશ પામે ત્યારે જીવ અને બ્રહ્મનું ઐક્ય સમજી શકાય.

**दोहा—गीतामें[2] अर्जुन प्रति, कहत कृष्ण जगभूप ।**

**व्यापक प्राणीमात्रमें, मैं हों आत्मारूप ॥ १९२ ॥**

શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાં અર્જુન પ્રતિ વિશ્વના અધિપતિ શ્રીકૃષ્ણપરમાત્મા કહે છે કે જે પ્રાણી માત્રમાં આત્મારૂપે હું વ્યાપક છું.

**सब[3] क्षेत्रोंमें क्षेत्रको, मैं हों जाननहार ।**

**नांहि चराचर[4] जगतमें, मो बिन कछुभी सार ॥ १९३ ॥**

સર્વ ક્ષેત્રોમાં (દેહાદિમાં) હું ક્ષેત્રને જાણનાર છું. સ્થાવર જંગમાત્મક આ જગત્‌માં મદ્‌ભિન્ન કોઈ તત્વ નથી.

**लखे जात अज्ञानतें, प्रत्यय[5] सब विपरीत ।**

**छान्दोग्याभिध उपनिषद्, बांचत होत प्रतीत ॥ १९४ ॥**

અજ્ઞાનને લીધે સર્વ વિપરીત પ્રત્યય ભાસે છે એમ છાન્દોગ્ય ઉપનિષદ્ કહે છે.

**आच्छादन सद्[6]वस्तुको, है एकहि अज्ञान ।**

---

१ विभेदजनकेऽज्ञाने, नाशमात्यन्तिकं गते । आत्मनो ब्रह्मणो भेद, मसन्तं कः करिष्यति ॥ इति ( वि. पु. ६- ७-९६ )

२ अहमात्मा गुडाकेश, सर्वभूताशयस्थितः । इति गी. अ. १० श्लो. २०

३ क्षेत्रज्ञं चापि मां विद्धि, सर्वक्षेत्रेषु भारत । इति गी. अ. १३ श्लो २.

४ न तदस्ति विनायत्स्या—न्मयाभूतं चराचरम् । ( इति गी. १०-३९ )

५ अनृतेन हि प्रत्यूढा ॥ ( छां. उ. ८-३-२ )

६ तेषां सत्यानां सतामनृतमभिधानम् ॥ इति ( छां. उ. ८-३-१ )

योंभी वोही उपनिषद्, प्रसिद्ध देत प्रमान ॥ १९५ ॥

સત્ય પદાર્થ જે બ્રહ્મ તેનું આચ્છાદન (ઢાંકણ) એક અજ્ઞાનજ છે. એવું પ્રમાણ પણ છાન્દોગ્ય ઉપનિષદ્ કહે છે.

सृष्टिपूर्व[1] जग सत असत, रूप न–था अज्ञान ।
अधिष्ठान अज्ञानका, विद्यमान चिद् जान ॥ १९६ ॥

હે શિષ્ય! સૃષ્ટિપૂર્વે આ જગત્ સત્ય કે અસત્યરૂપ કંઇ હતુંજ નહિ; માત્ર અજ્ઞાન હતું. એ અજ્ઞાનના આશ્રયસ્થાનરૂપ વિદ્યમાન ચૈતન્યને તમે જાણો.

प्रकृति[2] मायारूप त्यों, महेश है परमेश ।
बहुधा माया[3]शक्तितें, विभु धारत तनुवेष ॥ १९७ ॥

માયા એ પ્રકૃતિ અને પુરૂષ એ પરમેશ્વર છે, તેજ મહેશ્વર કહેવાય છે, એ સમર્થ પરમેશ્વર માયાશકિતથી શરીર આદિ ધારણ કરે છે.

माया मेरी दुरत्यया,[4] अर्जुन! जान अनंत ।
यों गीतामें कृष्णका, वाक्य बहुरि विलसंत ॥ १९८ ॥

"હે અર્જુન! મારી માયા અનંત અને દુરત્યય (દુઃખે કરી જેનો વિનાશ થાય એવી) છે" એમ ગીતામાં કૃષ્ણનું વાકય છે.

अनादि[5] माया सुप्त जब, होवत जीव प्रबुद्ध ।
भासत आत्मस्वरूप[6] वह, सदा ज्ञानतें शुद्ध ॥ १९९ ॥

અનાદિ માયાના કેફથી સુતેલો જીવ જ્યારે જાગૃત અવસ્થાને પ્રાપ્ત થાય છે અર્થાત્ અજ્ઞાન અવસ્થામાંથી જ્ઞાન અવસ્થાને પ્રાપ્ત થાય છે ત્યારે તે આત્મ-સ્વરૂપ જ્ઞાનથી વિશુદ્ધ બને છે.

---

१ नासदासीन्नो सदासीत्तदानीम् । तमआसीत्तमसागूढं ॥इति तै.ब्रा.२-८-८९

२ मायां तु प्रकृतिं विद्यान्मायिनं तु महेश्वरम् ।

३ इन्द्रो मायाभिः पुरुरूप ईयते ॥ ( इति बृ. उ. २–५–१९ )

४ मम मायादुरत्यया ( इति गी. ७ १६ )

५ अनादिमायया सुप्तो, यदा जीवः प्रबुध्यते । इति गौडपाद का. १- १६ )

६ ज्ञानस्वरूपो भगवान् यतोऽस्म, वशेषमूर्तिर्नतु वस्तुभूताः । ततोहि शैलाब्धिधरादिभेदान्, जानीहि विज्ञानविजृम्भितानि ॥ इति वि. पु. २-१२-३९

चोपाई—ज्ञानस्वरूप भगवान कहावे, जातें वस्तु सकल स्थिति पावे।
आवे द्रग—सहमूर्ति महत्ता, है न वस्तुमें कछु निज सत्ता ॥२००॥

જ્ઞાનસ્વરૂપ બ્રહ્મ છે, જેની સત્તાથી સમગ્ર પદાર્થ સ્થિતિને પામે છે. મૂર્તિમાન્ પદાર્થ અને તેની મહત્તા જ્ઞાનસ્વરૂપ બ્રહ્મની સત્તાથીજ જોઈ શકાય છે. પદાર્થોમાં સ્વકીય સત્તા જેવું કંઇ છેજ નહિ.

उन विभुकी सत्ता जु अनादि, जिनतें गिरि सागर भू आदि।
जान परतहै सोम रु आदित, वह सब है विज्ञान प्रकाशित ॥ २०१ ॥

એ આત્મસ્વરૂપ બ્રહ્મની સત્તા અનાદિ છે. જે સત્તાથી પર્વત, સમુદ્ર, પૃથ્વી, સૂર્ય અને ચન્દ્ર આદિ સર્વસત્તાવાન્ હોય છે.

अखिल[1] कर्म क्षयधर्म लहतहैं, जन्म मरणके दोष दहत हैं।
तब केवल विज्ञान रहत है, जाकों शुद्ध स्वरूप कहत है ॥२०२॥

સમગ્ર કર્મ જ્યારે વિનાશ ધર્મને પામે અને જન્મમરણના દોષ જ્યારે બળી જાય ત્યારે કેવળ વિજ્ઞાનજ બાકી રહે છે, જેને જ્ઞાનીજનો શુદ્ધસ્વરૂપ કહે છે.

तब विज्ञान कल्पतरु[1] फलता, वस्तु विषयके भेद सुदलता।
नहि विज्ञान रहित कछु जगमें, वस्तु कोउ दिखात न द्रगमें ॥२०३॥

ત્યારેજ વિજ્ઞાનરૂપી કલ્પવૃક્ષ ફળીભૂત થાય છે. વસ્તુ વિષયક ભેદ વિનાશ પામે છે. જગત્માંહેનો કોઇપણ પદાર્થ વિજ્ઞાનરૂપ આત્મા વિના જોવામાં આવતો નથી અર્થાત્ સર્વ પદાર્થાત્મક જગત્ આત્મસ્વરૂપે દેખાય છે.

प्राणीमात्रमें एकहि ज्ञानजु, मोह भेदतें भेदनिदानजु।
वही भेद जन चित्त लहत है, तब बहुधा वह कार्य लसत है ॥२०४॥

પ્રાણીમાત્રમાં જ્ઞાનરૂપ આત્મા એકજ છે, પરંતુ અવિદ્યાને લીધે એ આત્મા પણ નાનાભેદવાળો દેખાય છે, એ ભેદ જ્યારે મનુષ્યના હૃદયમાં પ્રતીત થાય છે ત્યારે જગતરૂપ કાર્ય અનેકરૂપે દેખાય છે.

---

१ यदा तु शुद्धं निजरूपसर्वं, कर्मक्षये ज्ञानमपास्तदोषम्। तदाहि संकल्प तरोः फलानि, भवन्ति नो वस्तुषु वस्तुभेदाः ॥ इति ( वि. पु. २–१२–६ )

२ ज्ञानं विशुद्धं विमलं विशोकं, मशेषलोभादिनिरस्तसंगम्। एकं सदैकं परमः परेशः, स वासुदेवो न यतोऽन्यदस्ति ॥ इति वि. पु. २ १२ ६६]

दोहा—विमल विशुद्ध रु एक है, शोक रहित विज्ञान ।
लोभ आदि सब दोषतें, विमुक्त वह भगवान ॥ २०५ ॥

નિર્મળ, વિશુદ્ધ, એક, શોકરહિત અને લોભ આદિ સર્વ દોષોથી મુક્ત વિજ્ઞાનરૂપ આત્મા એજ ભગવાન્ છે.

परम प्रभु उनरूप है, जो व्यापक सब ठोर ।
वस्तु जगतमें है नहीं, वासुदेव बिन ओर ॥ २०६ ॥

પરમાત્મા એ વિજ્ઞાનસ્વરૂપ છે કે જે સર્વ સ્થળે વ્યાપક છે. વાસુદેવ વિના જગત્માં અન્ય કંઈ પદાર્થ છેજ નહિ.

चोपाई—या विध में सद्भाव[1] कह्यो जु, सत्यरूप है ज्ञान रह्यो जु ।
ज्ञानभिन्न जगमें कछु जो है, अति असत्य—विन संशय सो है ॥

હે શિષ્ય! આ રીતે મેં તમોને બ્રહ્મરૂપ જ્ઞાનનો સદ્ભાવ કહ્યો. એ સત્ય-સ્વરૂપ જ્ઞાનથી ભિન્ન જે કાંઈ છે તે સર્વ અત્યન્ત અસત્ય છે, આ સિદ્ધાંત સંશય વિનાનો છે.

अखिल भुवनगत वस्तु उन्हीमें, होत प्रतीत यथार्थ सुनी मैं ।
ब्रह्म ऐक्य[2] जो लखत मनुज वह, पावत नहि मृत्यु कभी दुःसह ॥२०८॥

સમગ્ર ભુવનોમાં રહેલા સર્વ પદાર્થો બ્રહ્મમાંજ અજ્ઞાનથી પ્રતીત થાય છે. આ સિદ્ધાંત યથાર્થ (સત્ય) મેં શ્રવણ કરેલો છે. જે મનુષ્ય જીવ અને બ્રહ્મનું ઐક્ય જુએ છે તે કદીપણ દુઃખદાયક મૃત્યુને પ્રાપ્ત થતો નથી.

जब निरुक्त[3] कृतितें अविशिष्ट जु, आत्मामें देखत अति इष्ट जु ।
ऐक्य लहत तब अभय प्रतिष्ठा, सुनु षट्प्रज्ञ! सुदृढ धरि निष्ठा ॥२०९॥

---

१ सद्भाव एवं भवतो मयोक्तो ज्ञानं यथा सत्यमसत्यमन्यत् । एतत्तु यत्तु सद्व्यवहारभूतं तत्रापि चोक्तं भुवनाश्रितं ते ॥ इति ( वि. पु. २-१२-६५ )

२ नपुनर्मृत्यवे तदेकं पश्यति न पश्योमृत्यं पश्यति ।।इति(छां.उ. ७-२६-२

३ यदाह्येवैष एतस्मिन्नदृश्यतेऽनात्म्येऽनिरुक्तेऽनिलयनेऽभयं प्रतिष्ठां विन्दते अथ सोऽभयंगतो भवति ॥ इति ( तै. उ. २-७-१ )

જ્યારે જગત્‌રૂપ કાર્યથી અવિશિષ્ટ આત્મા દેખાય, ત્યારે મુમુક્ષુ અભય પ્રતિષ્ઠાને પ્રાપ્ત થાય છે. હે ષટ્પ્રજ્ઞ! આ અદ્વૈત વિષય દૃઢ શ્રદ્ધા પૂર્વક શ્રવણ કરો.

हरिगीत–जब निजस्वरुपको होत साक्षात्कार तवही हृदयकी[1]।
अज्ञान ग्रन्थि तूट जात सुबात विद्या उदयकी ॥
संशय विलय पावत अखिल शुभ अशुभ कर्म विलात है ।
जन ब्रह्मविद्[2] ह्वै ब्रह्मही षट्प्रज्ञ! अतिहि सुहात है ॥ २१० ॥

જ્યારે સ્વસ્વરૂપનો સાક્ષાત્કાર થાય છે ત્યારે અજ્ઞાનગ્રન્થિ તુટી જાય છે. આ નિશ્ચય જ્ઞાનઉદયથી થાય છે. એ વખતે સર્વ સંશય નાશ પામે છે, શુભાશુભ કર્મો પણ વિનષ્ટ થાય છે, અને હે ષટ્પ્રજ્ઞ! બ્રહ્મને જાણનાર મનુષ્ય સ્વયં બ્રહ્મસ્વરૂપજ હોય છે.

छप्पय--जानी [3]ब्रह्मकों करत, मृत्युको अतिक्रमण जन ।
ब्रह्मज्ञान बिन है न, मार्ग श्रेयस्कर सोहन ॥ मोहरूप[4] अज्ञान,
वोहि मृत्यु दुःखदायक । सदा सिद्ध कर गये, बात ऐसी कवि-
नायक ॥ बहुरि प्रमादभी मृत्यु अरु, अप्रमाद अमृतत्व है ।
सुनु शिष्य! ब्रह्म बिन विश्वमें, नांहि ओर कछु सत्त्व है ॥२११॥

મનુષ્ય બ્રહ્મને જાણી મૃત્યુનું અતિક્રમણ કરે છે અર્થાત્ મૃત્યુ પામતો નથી, બ્રહ્મજ્ઞાન વિના બીજો કલ્યાણકારક માર્ગ છેજ નહિ. મોહરૂપી અજ્ઞાન એજ દુઃખદાયક મૃત્યુ છે એવી વાર્તા શ્રેષ્ઠ કવિજનો નિરન્તર સિદ્ધ કરી ગયા છે. વળી

---

१ भिद्यतेहृदयग्रन्थि, श्छिद्यन्ते सर्वसंशयाः । क्षीयन्ते चास्य कर्माणि तस्मिन्दृष्टे परावरे ॥ इति ( मुं; उ. २-२-८ )

२ ब्रह्मविद् ब्रह्मव भवति ॥ इति ( मुं. उ. ३-२-८ )

३ तमेव विदित्वातिमृत्युमेति नान्यः पन्था विद्यतेऽयनाय॥ इति श्वे.उ. ३-८

४ मोहो वै मृत्युः संमतो यः कवीनामिति। प्रमादं वैमृत्युमहं ब्रवीमि । सदा प्रमादममृतत्वंब्रवीमि

પ્રમાદ એ પણ મૃત્યુ છે અને અપ્રમાદ એ અમૃતત્વ (મોક્ષ) છે. હે શિષ્ય પરપ્રજ્ઞ! બ્રહ્મ સિવાય વિશ્વમાં બીજું કાંઇ સત્ત્વ છેજ નહિ.

**जो जन निजतें भिन्न,[१] देवताओंकों मानत । अर्थात् निज अरु देव उपास्य जु भिन्न पिछानत॥ यों हि भेद द्रष्टितें, उपास्य उपासक ठाने । जो न वास्तविक स्वरुप, दोउको लेश पिछाने ॥ वह सदा देव समुदायको, पशुतुल्य उपभोग्य है। यह बृहद् नाम उपनिषद्को, वाक्य स्मरणके योग्य है ॥ २१२ ॥**

જે મનુષ્ય દેવતાઓને પોતાથી ભિન્ન માને છે અર્થાત્ પોતાના ઉપાસ્ય દેવ (રામ-કૃષ્ણ આદિ) ને જુદા જુદા માને છે. આ રીતની ભેદ દ્રષ્ટિથી ઉપાસ્ય અને ઉપાસક ભેદ પ્રતીત થાય છે. જેઓ એ બન્નેનું વાસ્તવિક સ્વરૂપ સમજતા નથી તેઓ નિરન્તર દેવપશુ અર્થાત્ દેવતાઓએ ઉપભોગ કરવા લાયક પશુ જેવા છે. આ બૃહદારણ્ય ઉપનિષદ્નું વાક્ય મુમુક્ષુએ સ્મરણમાં રાખવા યોગ્ય છે.

**दोहा–कहत उपासक[२] देवकों, तुम में मैंही आप ।**
**वह[३] यह ओ तुम सकलमें, पूरण ब्रह्म अनाप ॥ २१३ ॥**

ઉપાસક (ઉપાસ્ય દેવની ઉપાસના કરનાર) મનુષ્ય દેવને કહે છે જે તમે તે હુંજ છું અને હું તે તમે છો. તે આ અને તમો એ સર્વ બ્રહ્મરૂપ છે અર્થાત્ પરોક્ષાપરોક્ષ આદિ સર્વ પદાર્થો બ્રહ્મરૂપ છે.

**छप्पय–सगुण ब्रह्मकी[४] शक्ति, ज्ञान बल क्रियादिरूपा । कही**

---

१ अथयोऽन्यां देवतामुपासते अन्योऽसावन्योहमस्मीति न स वेद, यथा पशुरेवं स देवानां यथा ह वै बहवः पशवो मनुष्यंभुंज्युरेवमेकैकः पुरुष देवान् भुनक्ति एकस्मिन्नेव पशावादियमाने अप्रिय भवति किमु बहुषु तस्मादेषां तन्न प्रियं यदेतन्मनुष्याविदुः ॥ इति ( बृ. उ. १-६-१० )

२ त्वं वाहमस्मि भगवो देवते अहं वै त्वमसि भगवो देवते ॥इति(जा. उ.

३ तद्योऽहं सो सौयोसौ सोऽहम् । आत्मेतितूपगच्छन्ति ग्राहयन्ति च ॥ इति ( ब्रृ. सू. ४-१-३ )

४ परास्यशक्तिर्विविधैव श्रूयते स्वाभाविकी ज्ञानबलक्रिया च ॥ इति श्वे. उ. ६-८

अनेक प्रकार, शिष्य षट्प्रज्ञ! अनुपा॥ मैंने तुमको कहे, पूर्वमें प्रमान जितने। प्रतिपादक ब्रह्मके, सर्व तुम जानहु तितने॥ है ब्रह्म पूर्ण सद्रूपही, पूर्वकालतें सततही। अस्तित्व ब्रह्मको सर्वदा, सौम्यात्मक श्रुति कह रही॥ २१४॥

અને સગુણ બ્રહ્મ શકિત જ્ઞાન, બળ અને ક્રિયા વગેરે છે. હે શિષ્ય ષટ્પ્રજ્ઞ! અનુપ એવા સગુણ બ્રહ્મની શકિત અનેક પ્રકારથી કહેલી છે. પૂર્વે જેટલાં પ્રમાણ મેં તમોને કહ્યાં તે સર્વ નિર્ગુણ બ્રહ્મનાં પ્રતિપાદક છે એમ તમે જાણશો. પૂર્વકાળથી પૂર્ણ બ્રહ્મ સદ્રૂપજ છે. નિરન્તર સૌમ્યાત્મક શ્રુતિઓ બ્રહ્મનું અસ્તિત્વ કહેછે.

मनोहर–"अथ परायया" यह श्रुतितें कह्यो है ब्रह्म। अविषय चक्षु आदि इन्द्रियके गनको॥ ओर कह्यो कारन समस्त भूतकोजु त्योंहि। "सत्यं ज्ञानं" श्रुति है स्वरूप तत्वपनको॥ निष्कल ओ निष्क्रिय श्रुतितें कह्यो ब्रह्म पुनि। मायोपाधिरहित जु साक्षीमात्र मनको॥"यस्या मत" मात्मक श्रुतितें कह्यो स्पष्ट अति। अविषय ब्रह्मकों जु मन ओ वचनको॥ २१५॥

"અથ પરાયયા" એ શ્રુતિથી બ્રહ્મને ચક્ષુ આદિ ઇન્દ્રિય સમુદાયનો અવિષય કહ્યો છે અને સમસ્ત ભૂતો (પ્રાણીઓ) ના કારણરૂપ કહેલ છે. "સત્યં જ્ઞાનમનન્તં બ્રહ્મ" એ શ્રુતિથી બ્રહ્મનું સ્વરૂપ સમજાવ્યું છે. "નિષ્કલં નિષ્ક્રિયં" એ શ્રુતિથી બ્રહ્મને માયા–ઉપાધિરહિત મનનો સાક્ષીમાત્ર કહેલ છે. "યસ્યામત" એ શ્રુતિથી બ્રહ્મને મન અને વચનનો સ્પષ્ટરીતે અવિષય કહ્યો છે.

अनुष्टुप्–वाक्य "द्रष्टेरद्रष्टारं" श्रुतिको जो सुहात है। सभीको ब्रह्म है द्रष्टा, ब्रह्मद्रष्टा न तात! है॥

"દ્રષ્ટેરદ્રષ્ટારમ્ પશ્યે" એ શ્રુતિ વાકયથી હે શિષ્ય! બ્રહ્મ સર્વનો દ્રષ્ટા છે. બ્રહ્મનો દ્રષ્ટા કોઇ નથી.

अर्थात् लौकिक द्रष्टिको, विषय ब्रह्म ना बने।
" इदं सर्वं " श्रुतितें है, ब्रह्म आत्म अभिन्न हि ॥ २१६ ॥

અર્થાત્ બ્રહ્મ લૌકિક દ્રષ્ટિનો વિષય બને નહીં. "સર્વમિદં ખલુ બ્રહ્મ" એ શ્રુતિથી આ કાર્યરૂપ જગત્ બ્રહ્મરૂપ છે એમ નિશ્ચયાત્મક કહ્યું છે.

ओर वाक्य श्रुतिका जो, " नेह नानाऽस्ति किञ्चन "।
यातें सिद्ध कियो है—ना, ब्रह्ममें बहुधापन ॥ २१७ ॥

બીજું "નેહ નાનાઽસ્તિ કિંચન" એ શ્રુતિથી સિદ્ધ કર્યું છે જે બ્રહ્મમાં બહુધા (અનેક પ્રકાર) પણું નથી.

चोपाई—सुनु षट्प्रज्ञ अवर श्रुति जो है, यत्र द्वैतमिवाभिध सोहे।
सत्ता उनतें व्यावहारिकी, कही पुनि दूसरी पारमार्थिकी॥२१८॥

હે ષટ્પ્રજ્ઞ! "સર્વમાત્મૈવાભૂત્ તત્કેન કં પશ્યેત્" આ શ્રુતિથી પારમાર્થિક સત્તા કહી છે અને "યત્ર દ્વૈતમિવ ભવતિ તદિતર ઇતરં પશ્યતિ"આ શ્રુતિથી વ્યાવહારિકી સત્તા કહી છે.

व्यावहारी सत्ता जु सुहावे, काल्पनिकी वह स्पष्ट कहावे।
ज्यों मृद् भिन्न घटादिक नांहि, ब्रह्मभिन्न त्यों नहि जग याही॥२१९॥

જે વ્યાવહારિકી સત્તા છે એજ વિચાર દ્રષ્ટિથી કાલ્પનિકી (કલ્પનામય) સત્તા એટલે પ્રાતિભાસિક સત્તાથી ભિન્ન નથી. જેમ ઘટ મૃત્તિકાથી ભિન્ન નથી તેમ આ જગત્ બ્રહ્મથી ભિન્ન નથી.

वाचारंभणमात्र[1] जगत है, " वाचारंभणमिति " श्रुतिगत है।
"एतस्मिन्नुदरं" श्रुति शोधन, जीवेश्वरमें भेद प्रबोधन ॥२२०॥

"વાચારંભણમ્" એ શ્રુતિમાં જગત્ વાચારંભણ માત્ર છે એમ કહેલું છે. અને "એતસ્મિન્નુદરમ્" એ શ્રુતિનું શોધન કરતાં જીવ અને ઇશ્વરમાં જે મનુષ્ય ભેદ જાણવાનું

१ एतस्मिन्नुदरमन्तरं कुरुते ॥

करत ताहिकों होत महाभय, भयतें लहत मनुज दिनदिन क्षय।
"प्रत्यस्मित" इत्यादि महानजु, वाक्य कहत है विष्णुपुरानजु॥२२१॥

કરે છે તેને મહાન્ ભય પ્રાપ્ત થાય છે અને એ ભયથી મનુષ્ય પ્રતિદિન ક્ષય(વિનાશ) ને પામે છે. "પ્રત્યસ્મિન" ઈત્યાદિ વાકયથી શ્રીવિષ્ણુપુરાણ પણ કહે છે.

उनतें ब्रह्म ज्ञानस्वरुप है, अर्थात् निर्मल ब्रह्म अनुप है।
विन परमार्थ जहां न अन्य है, प्रपञ्च मायिक भ्रान्तिजन्य है॥२२२॥

જેથી બ્રહ્મ જ્ઞાનસ્વરૂપ છે, નિર્મળ છે અને ઉપમા ન આપી શકાય એવુ કહેલ છે. પરમાર્થ (સત્ય) વિના અર્થાત્ બ્રહ્મવિના અન્ય કંઇ છેજ નહિ. જગત્ આદિ પ્રપંચમાત્ર માયિક ભ્રાન્તિથી ઉત્પન્ન થયેલ છે.

हरिगीत--"परमार्थतें वह एक" आदि वाक्य जो श्रुतिका लसे।
उनतें पदार्थ समस्तमें चिद् भिन्न जन उरमें बसे॥
पुनि "वेणुरन्ध्रादिक" वचनतें वेणुरन्ध्र विहारतें।
विलसत अनिल षड्जादि संज्ञक भिन्न भिन्न प्रकारतें॥२२३॥

"પરમાર્થમાં બ્રહ્મ એક છે અને ચૈતન્ય રૂપ તે ઉપાધિથી મનુષ્યોના હૃદયમાં-સમગ્ર પદાર્થોમાં ભિન્ન ભિન્ન છે એમ જણાય છે પણ તે "વેણુરન્ધ્રાદિ" વચનથી વેણુંના રન્ધ્ર (છિદ્ર)માં વિહાર કરવાથી વાયુ જેમ ષડ્જ આદિ સંજ્ઞા (નામ) વાળો ભિન્ન ભિન્ન પ્રકારે વિલાસે છે તેમ ઉપાધિથી ચૈતન્ય ભિન્ન ભિન્ન ભાસે છે.

है वस्तुतः इक वायु वैसें ब्रह्मभी इक जानहु।
तद्भिन्न ओर न है कछु षट्प्रज्ञ! सत्य प्रमानहु॥
"सोऽहं स च त्वं" आदि वाक्य समूह शास्त्रनमें रह्यो।
उनतें अभेद पुकारीकें पुनि जीव ईश्वरको कह्यो॥ २२४॥

પરંતુ વાસ્તવિક રીતે વાયુ એકજ છે તેમ બ્રહ્મ પણ એકજ છે એમ જાણો. બ્રહ્મભિન્ન કંઇ છેજ નહિ. હે ષટ્પ્રજ્ઞ! એ સત્ય તમે પ્રમાણરૂપ ગણો. શાસ્ત્રોમાં

જે "સોઽહં સચ્ચત્વં" આદિ વાક્ય સમૂહ છે તેનાથી જીવ ઇશ્વરનો અભેદ ડિંડિમ બજાવી કહેલો છે.

दोहा–नाश कह्यो अज्ञानको, स्वरुपज्ञानतें स्पष्ट ।

अभेद् आत्मा ब्रह्मको, करत भेद्मति नष्ट ॥ २२५ ॥

સ્વરૂપના જ્ઞાનથી સ્પષ્ટ રીતે અજ્ઞાનનો નાશ કહ્યો છે, બ્રહ્મ અને જીવાત્માનો અભેદ ભેદ બુદ્ધિને નષ્ટ કરે છે.

अब शंका षट्प्रज्ञ! कछु, करत यहां कर जोरि ।

भगवन्! मनुज कितेक यों, कहत सुबुद्धि निचोरि ॥ २२६ ॥

હવે ગુરૂ યાદવસ્વામી પ્રતિ હાથ જોડી એમના શિષ્ય ષટ્પ્રજ્ઞ શંકા કરે છે અને કહે છે જે હે ભગવન્! કેટલાએક પોતાની બુદ્ધિને નિચોવી અર્થાત્ ખૂબ વિચાર કરી કહે છે જે

प्रायः माया शब्द् नहि, शास्त्रनमें किहि स्थान ।

है तो अर्वाचीनमें, उनका कोन निदान? ॥ २२७ ॥

કોઇ શાસ્ત્રોમાં પ્રાયઃ [ઘણે ભાગે] "માયા" એવો શબ્દ છે નહિ અને છે તો તે આધુનિક શાસ્ત્રોમાં છે તેનું શું કારણ?

करुणाकर! यह विषयकों, विशद्रूपतें आप ।

कहहु चहों यह चित्तमें, शमे जासु त्रय ताप ॥ २२८ ॥

હે કૃપાસાગર! શુદ્ધરૂપે આપ આ વિષયને કહો એવી મારી ઇચ્છા છે. જેના શ્રવણથી ત્રયતાપનું શમન થાય.

चोपाई–बोले याद्व गुरु तद्नन्तर, सुनहु कथा षट्प्रज्ञ! सविस्तर

'अनृतेन' यह श्रुति अब जानहु, तिनमें एक अनृत पद् ठानहु॥२२९॥

પોતાના શિષ્યની આ શંકા સાંભળી ગુરૂ યાદવસ્વામી બોલ્યા જે હે ષટ્પ્રજ્ઞ! હું સવિસ્તર કથા કહું છું તે શ્રવણ કરો. "અનૃતેન હિ" આ શ્રુતિમાં અનૃત પદ છે તે માયા વાચક છે.

वह माया किंवा अज्ञानजु, प्रकट करत यों अर्थ जहानजु ।

'ना सदसत् असीत्' सुना है, वाक्य तैत्तिरीय ब्राह्मणका है॥२३०॥

એ અનૃત [અસત્ય] પદનો અર્થ માયા અથવા અજ્ઞાન છે કે જે આ જગતને પ્રગટ કરે છે "ના સદસત્ આસીત્" અર્થાત્ સદસત્થી વિલક્ષણ છે. હવે તૈત્તિરીય બ્રાહ્મણમાં તમઃ પદથી માયાને કહેલ છે તે સાંભળો.

तामें शिष्य! 'तमः' पद् जो है, मायावाचक सततजु सो है।

मायां तु प्रकृतिं विद्यात्' पुनि,'रुद्रो मायाभिः'श्रुति जो सुनि॥२३१॥

તેમાં હે શિષ્ય! "તમ" એવું જે પદ છે તે નિરન્તર માયાવાચક છે. વળી "માયાં તુ પ્રકૃતિં વિદ્યાત્" અને "રૂદ્રો માયાભિઃ" એ બંને શ્રુતિ આપણે સાંભળેલી છે.

उनमें माया शब्द विदित है, त्यों गीतामेंभी निगदित है।

पार्थ! दुरत्यय है मम माया, यों श्रीहरिने स्वमुख सुनाया॥२३२॥

એમાં "માયા" શબ્દ સ્પષ્ટ છે, તેમ ગીતામાં પણ "માયા" શબ્દ કહેલો છે. "હે અર્જુન! મારી માયા દુઃખે કરી નષ્ટ થઇ શકે તેવી છે" આ રીતે શ્રી-કૃષ્ણે સ્વમુખે શ્રવણ કરાવેલું છે.

नाराच–' अनादि माययादि ' वाक्यतें श्रीगौडपादने। उपाधि जीवकी कहीजु अर्थ मायया बने ॥ विशुद्ध सर्व शास्त्रका सिद्धान्त यों सुहात है। पदार्थ भेदवादो जीव ईशमें अजात है ॥ २३३ ॥

"અનાદિ માયયા" આદિ વાક્યથી શ્રીગૌડપાદાચાર્યે માયોપાધિકને જીવ કહેલ છે. માયા શબ્દને આ રીતે સર્વ શાસ્ત્રમાં પ્રસિદ્ધ રીતે કહેલ છે જીવ અને ઇશ્વરમાં ભેદ હજુ સુધી અજાત છે અર્થાત્ ભેદવાદ નથી.

हरिगीत–यदि भेदकों अनुयोगी स्वरुप विवादतें मानें तदा।

देखो ' घटो न पटः ' यही स्थल भिन्न घट पटसें सदा॥

घट भेदको अनुयोगी पट अनुयोगी स्वरुप बने नही।

जब होत है व्यवहार ज्यों पट पट विना घट भेदही॥ २३४॥

જો કદાચ ભેદ અનુયોગી સ્વરૂપ માનીએ તો હે શિષ્ય! જુઓ. "ઘટો ન પટઃ" "ઘટ એ પટ નથી" આ સ્થળે પટ ઘટ ભેદનો અનુયોગી છે જેથી ઘટભેદનું અનુયોગી પટ થયું, પરંતુ તે અનુયોગીરૂપ ભેદ બની શકે નહી. યદિ પટરૂપ અનુયોગીરૂપ ભેદ હોય તો જ્યાં પટપટ એમ વ્યવહાર થાય છે ત્યાં ઘટભેદ વિનાએ વ્યવહાર હોય છે અર્થાત્ ત્યાં ઘટભેદ એ વ્યવહાર થતો નથી. યદિ અનુયોગીરૂપ ભેદ હોય તો ત્યાં ભેદ વ્યવહાર થવો જોઇએ પરંતુ થતો નથી માટે અનુયોગીરૂપ ભેદ હોતો નથી.

त्यों सर्वदा व्यवहार स्थलमें भेदभी घट आदिका।
सुप्रसिद्ध होना चाहिए मत वोहि शास्त्र अनादिका॥
काऊ कहे यदि भेद धर्मस्वरूप पटसें भिन्न है।
अनुयोगीगत अनुयोगीतें अर्थात् पदार्थ विभिन्न है॥२३५॥

તેવીજ રીતે નિરંતર વ્યવહાર સ્થળમાં ઘટ આદિનો ભેદ પણ સુપ્રસિદ્ધ રીતે અનુયોગીથી ભિન્ન હોય છે. આવો નિશ્ચય છે. કદાચિત્ કોઇ કહે જે ભેદ ધર્મરૂપ છે અને પટથી ભિન્ન અર્થાત્ અનુયોગીમાં રહેલો પદાર્થ અનુયોગીથી અત્યંત જુદો છે.

छप्पय–यदि मानें यह बात, एक अनुयोगी कहावे। उनगत धर्मस्वरूप, भेद पुनि भिन्न सुहावे॥ बहुरि भेदको भेद, भेदगत भेद बनेगे। धर्मस्वरूप असंख्य, उडुसम कोन गिनेगे॥ यहस्थलानवस्था होयगी, भेदसमूलक्षयकरी। षट्प्रज्ञ शिष्य! शोचहु तुम्है, ध्यान आद्यगुरुको धरी॥ २३६॥

એ વાતને કદાચ માનીએ તો એક અનુયોગી, એ અનુયોગીમાં રહેલ ધર્મસ્વરૂપ ભેદ પ્રથમના અનુયોગીથી ભિન્ન થયો. વળી એ ઘટભેદ ધર્મરૂપ છે તો તેનો ભેદક ધર્માન્તરરૂપભેદ માનવો પડશે. એ રીતે ધર્મસ્વરૂપ ભેદ અસંખ્ય બની જશે, પછી તારાની માફક તેની ગણના કોણ કરશે? હે શિષ્ય ષટ્પ્રજ્ઞ! તમે આદ્યગુરૂ શંકરસ્વામીનું ધ્યાન ધરી જરા વિચાર કરો. ઉક્ત ભેદોમાં ભેદનો સમૂળ ક્ષય કરનારી અનવસ્થા પ્રાપ્ત થશે.

हरिगीत–जात्यादि धर्म विशिष्ट वस्तु ग्रहणभेदक ग्रहनमें ।
जवही बने तव भेदकाभी ग्रहण होगा कहनमें ॥
पुनि भेद ग्रहणकी संगजात्यादि विशिष्ट सुधर्मका ।
होगा ग्रहण अन्योन्य आश्रय दोष नामक कर्मका ॥२३७॥

અનુયોગી અથવા પ્રતિયોગીના ગ્રહણમાં જાતિ આદિ ધર્મનું ગ્રહણ થાય છે ત્યારે એ કથનમાં ભેદનું પણ ગ્રહણ થશે. વળી ભેદ-ગ્રહણની સાથે જાત્યાદિ ધર્મ વિશિષ્ટ વસ્તુનું પણ ગ્રહણ થશે અને તેથી અન્યોન્યાશ્રય નામનો દોષ આવી પડશે.

दोहा–भेदविशिष्ट पटादिमें, रहत भेद यों जोन ।
मानत है द्रढता सहित, भेदवादी मतिभोन ॥ २३८ ॥

ભેદ વિશિષ્ટ પટ આદિમાં ભેદરૂપ ધર્મ રહે છે એમ બુદ્ધિશાળી ભેદવાદીઓ કહે, તો

उनकों पूछा चाहियें, अनुयोगीमें भेद ।
रहतजु काहु सबन्धतें, अथवा सबन्ध छेद ? ॥ २३९ ॥

એ લોકોને પૂછવું જોઇએ જે અનુયોગીમાં ભેદ કોઇ સબંધથી રહે છે કે સબંધ વિના રહે છે?

प्रथम पक्षको काहु यदि, माने सत्य प्रबन्ध ।
तो अनोन्याभाव सम, ह्वैगो नित्य सबन्ध ॥ २४० ॥

એમાં જો પ્રથમ પક્ષનો અર્થાત્ અનુયોગીમાં ભેદ સબંધથી રહે છે એ પ્રબંધને જો સત્ય માનવામાં આવે તો જેવો અન્યોન્યાભાવ નિત્ય છે તેમ તેનો સબંધ પણ નિત્ય સિદ્ધ થશે.

छप्पय–अभावको सर्वत्र, विशेषणताहि सबन्धजु । होत न नित्य सबन्ध, कहो यदि ओर प्रबन्धजु ॥ असबन्धित यह रीत, पक्ष यदि अन्य प्रमानें । तो महान पुनि दोष, अनिर्णय प्रसंग

ठाने ॥ यातें अनेकविध युक्तितें, भेद सिद्ध होवे नहीं । हैं
ग्रन्थ खाद्यखण्डन अरु, भेद धिक्कारादिक सही ॥ २४१ ॥

પરન્તુ સર્વ સ્થળે અભાવનો વિશેષણતારૂપ સમ્બંધ હોય છે, અને તે નિત્ય સમ્બંધ હોતો નથી, આ સિવાય કહાચ કોઇ બીજો સમ્બંધ કહો તો તે અપ્રસિદ્ધ છે. પૂર્વે કહેલ બે પક્ષમાંથી જો બીજો પક્ષ અર્થાત્ અનુયોગીમાં ભેદ સમ્બંધવિના રહે છે એમ માનીએ તો અનિર્ણય પ્રસંગ દોષ આવશે, માટે અનેક પ્રકારની યુક્તિ પ્રયુક્તિથી ભેદની સિદ્ધિ થતી નથી. હે શિષ્ય! ખાદ્યખંડન અને ભેદધિક્કાર આદિ ગ્રન્થો છે

हरिगीत–उनमें विवेकी पुरुषकों द्रक्‌पात करना चाहिअें ।
अब कहत आत्माकों अणु वह बात करना चाहिअें ॥
षट्प्रज्ञ! तामें भेद्‌वादी युक्ति बहुत बतात है ।
सो सुनहु तुम ह्वै शान्त आत्मा अणुस्वरुप बिन गात है ॥२४२॥

એમાં વિવેકી પુરૂષોએ દ્રક્‌પાત (નજર) કરવાની જરૂર છે. હે શિષ્ય! હવે આત્માને ભેદવાદી અણુરૂપ કહે છે તે સાંભળો. આત્માનું અણુરૂપ સિદ્ધ કરવામાં ભેદવાદીઓ જે યુક્તિ બતાવે છે તે હે ષટ્પ્રજ્ઞ! તમે શાન્ત બની શ્રવણ કરો. આત્મા અણુસ્વરૂપ અને શરીરથી ભિન્ન છે.

चोपाई–आत्मा यदि अणु होवे तो ही, उत्क्रान्ति[1] गत्यागति सोही ॥
सिद्ध होत व्यवहार सकल वह, जानत सब कौषीतकी[2] श्रुति यह

જો આત્મા અણુસ્વરૂપ હોય તોજ તેના ગતિ આગતિ (ગમન–આગમન) આદિ સર્વ વ્યવહાર સિદ્ધ થાય એમ કોષીતકી શ્રુતિથી જણાય છે.

श्रुतिजु"यदाऽस्मात्"नाम सुहावत, उत्क्रान्ति जो गति दरसावत।

---

१ गतिश्रुति—यदास्माच्छरीरादुत्क्रामति स हैवे तैः सर्वैरुत्क्रामति ॥ इति कौषीतकी श्रुतिः

२ आगति श्रुति–तस्माल्लोकात् पुनरैत्यस्मै लोकाय कर्मणे ॥ इति बृ. ४-४-६

"तस्माल्लोकात्" श्रुति पुनि ओर हि, दरसावत आगति उस तोर हि॥

"यदाऽस्मात्" नामनी श्रुति छे ते उत्क्रान्तिरूप गति दर्शावे छे अने "तस्माल्लोकात्" नामनी श्रुति एवीज रीते आगति बतावे छे.

कोउ कहे यदि अणुमतिरीते, "स वा[2] एष" आदि श्रुतिहीतें।
आत्मा नित्य महान विकासत, वह किस बिध अणु ह्वैकें भासत॥

"सवाएष:" आदि श्रुतिथी आत्माने अणुरूप नहि माननारा कोई पुरुष कदाच एम कहे जे आत्मा नित्य छे अने महान् बनी विकासे छे ते अणुरूपे केम करी भासे?

यह शंकामें है नहि तत्वजु, कहत श्रुति परब्रह्म महत्त्वजु।
जीवात्माकी कही न महत्ता, केवलही ब्रह्मकी कही सत्ता॥२४६॥

आ शंकामां जराए तत्व नथी, केवळ ए श्रुति परब्रह्मने "महान्" कही तेनुं महत्व बतावे छे. जीवात्मानी महत्ता कही नथी, केवळ परब्रह्मनीज महान् सत्ता वर्णवेली छे. आम भेदवादी कहे छे.

हरिगीत–"एषोऽणुरात्मा[3]"ओर श्रुति"वालाग्रशतभागस्य[4]"है।
वह दोउ जोवात्मा अणु ऐसा सुनिश्चयतें कहे॥
पुनि प्राणपञ्चक जीव आत्मामें निरन्तर रहत है।
केशाग्रके शतभागको शतभाग आत्मा कहत है॥ २४८॥

"एषोऽणुरात्मा" अने "वालाग्रशतभागस्य" ए बन्ने श्रुति जीवात्माने अणुरूप कहे छे, वळी प्राण पंचक जीवात्मामां निरन्तर रहे छे, आत्मा वाळना सोभागनो पण शत भाग जेवो अणु छे.

---

१ उत्क्रान्तिगत्यागतीनाम्॥ इदि ब्र. सू. अ २-३-१३-१९ इति उत्क्रान्तिगत्यधिकरेण विशेषतो द्रष्टव्यम्॥ २ स वा एष महानज आत्मा योऽयम् विज्ञानमयः प्राणेषु। इति बृ. उ. ६-६-२२॥ ३ एषोऽणुरात्मा चेतसा वेदितव्यो यस्मिन् प्राणः पंचधा। इति मुं. उ. ३-१-८॥ ४ बालाग्रशतभागस्थ शतधा कल्पितस्य च। भागो जीवः स विज्ञेयः॥ इति श्वे. उ.-५-८॥

शंका करे यदि कोउ ऐसी जीव जो अणुता लहे।
तो देहके इक देशमेंही, वह सदा स्थित ह्वै रहे॥
संपूर्ण तनमें स्थिति कदापि, नांहि आत्माकी बने।
त्यों श्रवण--जल्पन--चलन, क्यों कर्तव्य संग बने घने ॥२४९॥

ભેદવાદી કહે છે કે કોઈ એવી શંકા કરે જે-જો જીવ અણુરૂપ હોય તો તે દેહના એક દેશમાંજ રહેશે કિન્તુ એક કાળમાં સંપૂર્ણ શરીરમાં રહી શકે નહી તો સાંભળવું, બોલવું અને ચાલવું એવા અનેક વ્યવહાર એક સાથે કેમ બને? માટે આત્મા વ્યાપક છે.

चोपाइ–गंगा स्नान समय ग्रीषममें,आत्मा इकदेशीय नियममें।
शैत्यकी उपलब्धि इक संगजु, कैसें हो इक काल प्रसंगजु ॥

તેમજ અણુરૂપ આત્મા શરીરના એક દેશમાં રહી ગ્રીષ્મઋતુમાં ગંગા-સ્નાનથી સર્વાંગે એક કાળમાં શીતતાનો અનુભવ નહીં કરી શકે. માટે આત્મા વ્યાપક છે.

आत्मा व्यापक नहि सब तनमें, यातें शंका करनी न मनमें
क्योंकि बिन्दु इक हरिचन्दनका[1],भाग ग्रहत काहु इक तनका॥

અણુરૂપ આત્મા સમગ્ર શરીરમાં વ્યાપક નથી, માટે પૂર્વે કહેલ ચૈત્યોપલબ્ધિનો અનુભવ કરી શકશે નહીં એવી શંકા મનમાં કરવી નહિ, કારણ કે હરિચન્દનનું એક બિન્દુ શરીરનો કોઇએક ભાગ ગ્રહણ કરે અર્થાત્ શરીરના કોઈ એક ભાગપર હરિચન્દનનું બિન્દુ પડે

तदपि सकल तनुव्यापक आनन्द, अर्पत है अन्तरमें अनहद ।
वैसें आत्मा अणु ह्वै राजत, त्यों तनके इकदेश बिराजत॥२५२॥

તો પણ સમગ્ર શરીરમાં વ્યાપક એવો આનંદ અન્તઃકરણમાં પૂર્ણરીતે પ્રતીત થાય છે એવીજ રીતે આત્મા અણુ છે અને શરીરના એક દેશમાં રહેલો છે.

---

१ अविरोधश्चन्दनवत् इति ब्र. सू. २-३-१२-२२

**तदपि चिद्रुउपलब्धजु होई, सब अंगनमें भासत सोई।**
**भांति पूर्वउक्त प्रकरणके, उत्क्रान्ति गत्याधिकरणके ॥ २५३ ॥**

તે પણ તે આત્મા ચૈતન્યથી ઉપલબ્ધ (પ્રાપ્ત) હોઈ શરીરના સર્વ અંગોમાં ભાસે છે. પૂર્વોક્ત ઉત્ક્રાન્તિ ગત્યધિકરણના પ્રકરણ પેઠે

**दश[1] सूत्रोंतें जीवात्माको, कियो अणुत्वविभञ्जन बांको।**
**"आत्माविभु" यों किय प्रतिपादन,रबि खण्डन न करत आच्छादन**

દશ સૂત્રોથી જીવાત્માને અણુરૂપ કહી તેનું ખંડન કરી "આત્મા વિભુ વ્યાપક છે" એમ પ્રતિપાદન કર્યું. વાદળાં વગેરે સૂર્યના પ્રકાશ સ્વભાવને બાધ કરી શકતા નથી. આવરણને લઇ ઘડિભર સૂર્ય ન દેખાય, પરંતુ આવરણ દૂર થતાં સૂર્ય દેખાય છે. સૂર્ય નથી એમ ત્રણે કાળમાં કોઇ કહી શકે નહિ. તેમ અજ્ઞાનરૂપી આવરણથી આત્મા અમુક સમય ન જણાય, પરંતુ અજ્ઞાન અલગ થતાં આત્માનો પ્રકાશ એની મેળે દેખાય છે.

**आत्मा विभु यदि है नहि ऐसा, पद कण्टक शिर व्याधि कैसा?।**
**यह अनुभवतें द्रढ जानहु मन, है असिद्ध आत्माको अणुपन ॥**

આત્મા વિભુ ન હોય તો પગમાં કાંટો લાગવાથકી જે દુઃખ થાય છે તેવુંજ તેજ કાળે માથામાં તીવ્ર વેદનાજન્ય દુઃખ થાય છે. આ બન્નેનો અનુભવ નહિ થઇ શકે, કારણકે પરમાણુરૂપ આત્મા જ્યારે પગ પ્રદેશમાં હશે ત્યારે તે માથામાં તેજ કાળે ન હોવો જોઇએ અણુરૂપ હોવાથી; પરંતુ બન્ને અનુભવ એક કાળમાં થાય છે માટે આત્મા અણુરૂપ નહિ કિન્તુ વિભુ છે એમ પૂર્વાનુભવથી સિદ્ધ થાયછે.

**"वाल अग्र शतभाग" ओर पुनि, श्रुति "एषाऽणु" आदि आगें सुनि**

---

१-दश पूर्वपक्षसूत्राणि—

१ उत्क्रान्तिगत्यागतीनाम् २ स्वात्मना चोत्तरयोः ३ नाणुरतच्छ्रुतेरिति चेन्नेतराधिकारात् ४ स्वशब्दोन्मानाभ्यां च ५ अविरोधश्चन्दनवत् ६ अवस्थिति वैशेष्यादिति चेन्नाभ्युपगमाद्धृदि हि ७ गुणाद्वा लोकवत् ८ व्यतिरेको गन्धवत् ९ तथा च दर्शयति १० पृथगुपदेशात् ॥ तत्रैव चत्वारि सिध्धान्त सूत्राणि सन्ति तद्गुणसारत्वात्तु तद्व्यपदेशः प्राज्ञवत् इत्यादीनि ॥ ब्र. सू. २-३-१३-२९

वह न जीवको कहत अणुपन, किन्तु अर्थ है ओर शिष्य! सुन॥

"વાળના અગ્રનો શતભાગ" અને "આ આત્મા અણુ" એવી જે શ્રુતિઓ પૂર્વે સાંભળી તે શ્રુતિઓ જીવાત્મા અણુ કહેતી નથી. હે શિષ્ય! એનો અર્થ જુદોજ છે તે તમે શ્રવણ કરો.

दोहा—चक्षुरादि इन्द्रियनतें, परमात्मा अग्राह्य ।

अणुत्वका यह अर्थ है, व्यापक अन्तर्बाह्य ॥ २५७ ॥

અન્તર્બાહ્ય વ્યાપક એવો આત્મા ચક્ષુ આદિ ઇન્દ્રિયોથી અગ્રાહ્ય હોવાથી તેને અણુ કહેલ છે કિન્તુ વિચાર દૃષ્ટિથી આત્મા અણુ નથી. આત્મા ઇન્દ્રિયનો અવિષય હોવાથી આત્માને અણુ કહેલ છે.

बुद्ध्यादिक संसर्गतें, आत्मामें निरधार ।

सिद्ध करत है कोउ जन, अणुत्वका व्यवहार ॥ २५८ ॥

કોઇ કોઇ વિદ્વાનો બુદ્ધિ આદિના સંસર્ગથી આત્માને અણુ કહે છે,

वह प्रबन्ध नहि वास्तविक, सुनु प्यारे षट्प्रज्ञ! ।

कह्यो पूर्व आचार्यने, आत्मा विभु सर्वज्ञ ॥ २५९ ॥

પરન્તુ હે સર્વ શાસ્ત્રને જાણનાર પ્યારા શિષ્ય ષટ્પ્રજ્ઞ! અણુપણું વાસ્તવિક સિદ્ધ નથી કિન્તુ સોપાધિક આત્માને અણુ કહેલ છે. આપણા પૂર્વાચાર્ય શ્રી-શંકરસ્વામીએ આત્માને વિભુ (મહાન્) અને સર્વગત કહેલો છે.

विचार कीजें वस्तुतः, जीवात्मा यह रीत ।

ब्रह्मस्वरुप अज्ञानतें, होत सदैव प्रतीत ॥ २६० ॥

વસ્તુતઃ વિચાર કરીએ તો બ્રહ્મસ્વરૂપના અજ્ઞાનથી જીવભેદ પ્રતીત થાય છે.

शिष्य! परम सिद्धान्त यह, परम्पराको जान ।

ब्रह्ममीमांसाको अबें, सुनहु रहस्य महान ॥ २६१ ॥

હે શિષ્ય! આ પરમ સિદ્ધાન્ત અનાદિ છે અને તે પરમ્પરા પ્રાપ્ત છે. હવે બ્રહ્મ મીમાંસાનું મહાન્ રહસ્ય કહું છું તે શ્રવણ કરો.

ब्रह्मरूप भासत सदा, आत्मा विभु ओ नित्य ।

जन्म मरण आदिक सकल, दैहिक धर्म अनित्य ॥ २६२ ॥

આત્મા વિભુ અને નિત્ય બ્રહ્મસ્વરૂપ છે. જન્મ, મરણ આદિ સર્વ ધર્મ દેહના છે અને તે અનિત્ય છે,

आत्माको उत्पत्तिको, लख्यो न कबहु प्रबन्ध ।
जो पदार्थ उत्पत्तियुत, तातें मृत्यु सबन्ध ॥ २६३ ॥

આત્માની ઉત્પત્તિ કહી નથી, કારણ કે તે નિરવયવ અને અવિકારી છે અને ઉત્પત્તિવાળા પદાર્થો નાશવાન છે.

ज्यों घटादि उत्पत्तितें, निश्चय लहत विनाश ।
ज्ञानरूप आत्मा लसत, सदा अचल अविनाश ॥ २६४ ॥

જેમ ઘટ આદિ પદાર્થ જો ઉત્પત્તિવાળા છે તો તેનો વિનાશ પણ નિશ્ચય થાય છે. આત્મા જ્ઞાન સ્વરૂપ છે અને તે અચળ તથા અવિનાશી છે,

चोपाई—आत्माकों जैसें नैय्यायिक, मानत ज्ञान गुन सु समवायिक ।
वैसें अपने गुरुजन काहू, मानत नहि तुम यह चित्त चाहू ॥२६५॥

નૈય્યાયિક જેમ આત્માને જ્ઞાનનું સમવાયિ કારણ માને છે અને જ્ઞાનને ગુણ માને છે. તેમ આપણા પૂર્વાચાર્યો આત્માને જ્ઞાનરૂપ માને છે, કિન્તુ આત્માનો જ્ઞાનગુણ માનતા નથી. આ સિદ્ધાન્તને તમે પણ સત્ય જાણશો.

जबें सहायक हो अज्ञाना, तब जीवात्मा कर्ता जाना ।
पैं कर्तृत्व स्वतंत्र न उनका, महिमा बनत सकलनिर्गुनका ॥२६६॥

જ્યારે જીવાત્મા મલિન સત્વ અજ્ઞાન વિશિષ્ઠ હોય છે ત્યારે તેમાં કર્તૃત્વ આદિ ધર્મો પ્રતીત થાય છે. એ અજ્ઞાની જીવાત્મા સ્વતંત્ર કર્ત્તા હોતો નથી, કિન્તુ પોતાનાં અદ્રષ્ટ અનુસાર દુ:ખાદુ:ખને ભોગવે છે અને ઈશ્વર ઇચ્છાને આધીન રહે છે.

वह कर्तृत्व विराजत कैसा?, जपापुष्प स्फाटिकमें जैसा ।
त्योंहि वस्तुतः आत्म असंगा, तामें कल्पित कर्तृप्रसंगा ॥२६७॥

જેમ સ્ફટિક મણિમાં જપા પુષ્પનું પ્રતિબિમ્બ પડે છે તેમ કર્તૃત્વાદિ અન્તઃકરણના ધર્મો વસ્તુતઃ ચૈતન્યમાં કલ્પિત છે, પરન્તુ તે ચેતનના ધર્મો નથી, આ આત્મા અસંગ (સંગ રહિત) છે તેમાં કર્તૃત્વનો પ્રસંગ કેવળ કલ્પિત છે.

**जीवात्माको प्रेरक–पर है, अन्तर्यामीस्वरुप ईश्वर है ।**
**जीव ईश केवल आभासजु, कछु न ब्रह्म अतिरिक्त प्रकाशजु॥२६८**

જીવાત્માનો પ્રેરક (પ્રેરણા કરનાર) અન્તર્યામી છે. તે અન્તર્યામી ઇશ્વર છે અને જીવ તથા ઇશ્વર કેવળ પ્રતિબિમ્બ રૂપ છે. વિચાર દ્દષ્ટિથી બ્રહ્મરૂપ બિમ્બથી તે ભિન્ન નથી.

**दोहा–तदपि सकल यह ब्रह्मरुप, सिद्ध होत षट्प्रज्ञ ।**
**परब्रह्म अरु जीवको, भेद निहारत अज्ञ ॥ २६९ ॥**

તો પણ હે શિષ્ય ષટ્પ્રજ્ઞ! આ સર્વ બ્રહ્મસ્વરૂપ છે એમ સિદ્ધ થાય છે. પરબ્રહ્મ અને જીવાત્મામાં અજ્ઞાની હોય એજ ભેદ નિરીક્ષણ કરે છે.

**वह अभेदका होत है, महावाक्यतें ज्ञान ।**
**महावाक्य[1] पुनि "तत्त्वमसि," आदि स्पष्ट पहिचान ॥ २७० ॥**

એ જીવ ઇશ્વરનો અભેદ મહાવાકયથી નિર્ણીત થાય છે, "તત્ત્વમસિ" "તે તું છે" આદિ મહાવાકયને તમે સ્પષ્ટ રીતે સમજો.

**सामवेद सुन्दर अति, उपनिषद्जु छान्दोग्य ।**
**है षष्ठम अध्यायमें, आरुणि मुनिको योग ॥ २७१ ॥**

સામવેદ અતિ સુંદર છે અને તેમાં છાન્દોગ્ય ઉપનિષદ્‌ના છઠ્ઠા અધ્યાયમાં આરૂણિ મુનિની કથા છે.

**श्वेतकेतु निजपुत्रकों, किय वह मुनि उपदेश ।**
**महावाक्य सो "तत्त्वमसि," काटत है सब क्लेश ॥ २७२ ॥**

એ કથા પ્રસંગમાં આરૂણિ મુનિએ પોતાના પુત્ર શ્વેતકેતુને "તત્ત્વમસિ" એ મહાવાકયથી ઉપદેશ આપ્યો છે કે જે મહાવાકય સમગ્ર કલેશને નષ્ટ કરે છે.

१ तत्त्वमसीति सामवेदीयमहावाक्यम् [illegible]

"तत् त्वं असि" यह तीन पद, वाक्य महद् वह एक ।
तामें तत् पदको सुनहु, वाच्य अर्थ सविवेक ॥ २७३ ॥

તત્ (તે), ત્વં (તું) અને અસિ (છે). આ ત્રણ પદનું એક મહાવાક્ય છે તેમાં હે વિવેકી શિષ્ય ષટ્પ્રજ્ઞ! તત્પદનો અર્થ શ્રવણ કરો.

तत्पद् है सर्वज्ञ अरु, सर्वशक्तिमय ईश ।
जीवात्मा अल्पज्ञ है, त्वं पद् गत सुनु शिष्य ॥ २७४ ॥

તત્ પદ એ સર્વજ્ઞ અને સર્વશકિતમાન્ ઇશ્વરનું વાચક છે અને ત્વમ્ પદ અલ્પજ્ઞ અને અલ્પ શકિતવાળો જીવાત્માનું વાચક છે.

यों अभेद् पद् उभयको, कबहु न संभव पात ।
क्योंकि परस्पर धर्मको, विरोध जहँ दरसात ॥ २७५ ॥

આ રીતે બન્ને પદના વાચ્યાર્થનો અભેદ કોઇકાળે સંભવિત નથી, કારણ કે એ બન્નેમાં અર્થાત્ જીવ અને ઇશ્વરમાં પરસ્પર વિરોધી ધર્મો છે. ઇશ્વર સર્વજ્ઞ સર્વશકિતમાન્ છે અને જીવ અલ્પજ્ઞ તથા અલ્પશકિતમાન્ છે.

चोपाई—यातें अपने आदि गुरुजन, "तत्त्वमसि" आदि जो वाक्यन ।
वाच्य अर्थ उनको तजि देकें, राह लक्षणाको द्रुत लेकें ॥२७६॥

એટલા માટે આપણા આદિગુરૂ શ્રીશંકરાચાર્ય વગેરે મહાત્માઓએ "તત્ત્વમસિ" આદિ મહાવાકયોનો વાચ્ય અર્થ છોડી દઈ લક્ષણાથી લક્ષ્યાર્થ ગ્રહણ કરેલ છે.

लक्ष्य अर्थ केवल ग्रहि लीन्हो, जीव ब्रह्ममें भेद न चीन्हो ।
अस बिचार परिपक्क कियेतें, महाबाक्यमें लक्ष्य दियेतें ॥२७७॥

કેવળ લક્ષ્યાર્થને ગ્રહણ કરી જીવ તથા બ્રહ્મમાં ભેદ જોયો નહિ. આ રીતે વિચારને પરિપકવ બનાવી મહાવાકયમાં લક્ષ્ય આપવાથી અર્થાત્ તેનો લક્ષ્યાર્થ સમજવાથી

जीव ब्रह्मको ऐक्य द्रढावत, वही प्रानी मुक्ति धन पावत ।
अर्थात् जन्म मरणतें निवृत्ति, लहत ज्ञानी है स्वस्थ महामति॥२७८॥

મનુષ્ય જીવ અને બ્રહ્મની એકતા દ્રઢ સમજી શકે છે અને એ અભેદને જાણનાર પ્રાણી મુકિતરૂપી ધનને પામે છે. અર્થાત્ એ મહાન્ બુદ્ધિશાળી મનુષ્ય જ્ઞાની અને સ્વસ્થ (આત્મસ્વરૂપમાં સ્થિતિવાળો) બની જન્મ મરણથી મુકત થાય છે.

કારણ કે શાસ્ત્રોમાં મહાવાક્યોદ્વારા અભેદ બોધનજ કરવામાં આવેલ છે અને ભેદનું ખંડન કરેલું છે, તે નીચેના સંક્ષેપ વિચારથી મુમુક્ષુઓએ જાણવું. અદ્વૈતવાદી ભેદવાદી તરફથી આશંકા કરે છે કે:—

યદિ ભેદવાદી કહે કે अहं ब्रह्मास्मि ! એ વાક્યથી જીવ બ્રહ્મના અભેદની સિદ્ધિ થતી નથી, કારણ કે તે બ્રહ્મ તથા જીવાત્મા પરસ્પર વિરૂદ્ધ ધર્મવાળા છે અને જે પદાર્થો પરસ્પર વિરૂધ ધર્મવાળા હોય છે તે પદાર્થોનો પરસ્પર અભેદ થતો નથી જેમકે ઉષ્ણ સ્પર્શવાળા અગ્નિનો અને શીત સ્પર્શવાળાં જળનો અભેદ સિદ્ધ થતો નથી. તેમજ જીવ બ્રહ્મની એકતા સંભવતી નથી. કારણકે ઇશ્વર સર્વજ્ઞ અને સર્વ શક્તિમાન્ છે અને તેજ જગત્નું અધિષ્ઠાન છે, ઇશ્વરની સર્વરીતને "यः सर्वज्ञः स सर्ववित्" ઇત્યાદિ શ્રુતિઓ પણ કહે છે. અને "अनीशया शोचति मुह्यमानः" આ શ્રુતિથી જીવ અલ્પજ્ઞ અને અલ્પ શકિતવાળો જણાય છે. તેમજ લૌકિક પ્રત્યક્ષ સર્વાનુભવ પણ "હું બ્રહ્મ નથી કિંતુ જીવ છું" એમ થાય છે. અને આ ભેદ વિષયક અનુભવ તે પણ જીવ ઇશ્વરના ભેદને સિદ્ધ કરે છે. માટે પૂર્વ પ્રકારથી જીવ બ્રહ્મની એકતા કોઇ રીતે સ્થિર થઇ શકતી નથી, પરંતુ આ સ્થળે ભાગત્યાગ લક્ષણથી જીવ બ્રહ્મનો અભેદ સિદ્ધ કરવો. જેમ સર્વજ્ઞ, સર્વ શક્તિ-વિશિષ્ઠ ચૈતન્ય જગત્નું અધિષ્ઠાન છે તેમજ પ્રત્યગાત્મા એટલે અંતઃકરણોપલક્ષિત ચૈતન્ય પણ પ્રપંચનું અધિષ્ઠાન છે આ વિષયોમાં એક શ્રુતિ ભગવતિ છે કે "सर्वं मयि प्रकल्पितम्" સર્વ જગત એટલે પહાડ, નદી, સમુદ્ર, પૃથ્વી, જળ તેમજ વાયુ, આકાશ અને અવ્યક્ત આ સર્વ મારામાં કલ્પિત છે; અર્થાત્ એ સર્વનું હું સાક્ષી ચૈતન્ય અધિષ્ઠાન છું. આ રીતે જીવ ઇશ્વરની એકતા હોવાથી જેમ ઇશ્વર ચૈતન્ય સર્વ જગત્નું અધિષ્ઠાન ચૈતન્ય છે તેમજ સાક્ષી ચૈતન્ય પણ જગત્નું અધિષ્ઠાન ચૈતન્ય છે.

અહં શબ્દ વાચ્ય જીવ અને બ્રહ્મપદવાચ્ય ઇશ્વરનો અભેદ થઇ શકે નહિં, પરંતુ લક્ષ્યાર્થ એટલે અલ્પજ્ઞ અલ્પ શકિતમાન્ જે ચૈતન્ય માત્ર અહંપદનો લક્ષ્યાર્થ અને સર્વજ્ઞત્વ સર્વ-શકિતમાન્ ચૈતન્ય માત્ર બ્રહ્મપદનો લક્ષ્યાર્થ છે. આ બન્નેનો અભેદ થાય છે. માટે બ્રહ્મમાં જગત્નું અધિષ્ઠાનપણું છે તેમજ પ્રત્યગાત્મામાં પણ જગત્ અધિષ્ઠાન સંભવે છે. પ્રત્યગ્બ્રહ્મમાં જગત્ કલ્પિત છે તે વિષયને ભગવતિ શ્રુતિ સ્વયં કહે છે. "मय्येव सकलं जातं मयि सर्वं प्रतिष्ठितम् मयि सर्वं लयं याति तद् ब्रह्माद्वयमस्म्यहम्" સર્વ જગત્ મારામાં કલ્પનારૂપે ઉત્પન્ન થયું છે, તેની મારામાં સ્થિતિ છે—અને લય પણ મારામાંજ છે અને તે અદ્વય બ્રહ્મ હુંજ છું. આ શ્રુતિ પ્રત્યગાત્મામાં સર્વ જગત્ને અધ્યસ્તરૂપ જણાવી તેને બ્રહ્મથી અભિન્ન દેખાડે છે. માટે "अहं ब्रह्मास्मि" એ વાક્યથી જીવ બ્રહ્મનો અભેદ અનુભવ સિદ્ધ છે તેમાં કોઇ વિરોધ આવતો નથી. આવી રીતે પ્રત્યગાત્મા પ્રપંચનું અધિષ્ઠાન છે. પ્રપંચ મિથ્યા છે અને તેને અનેક શ્રુતિઓએ કલ્પિત કહેલ છે. તેમજ અનુમાનાદિ પ્રમાણોથી પણ પ્રપંચ મિથ્યારૂપજ કહેલો છે; અને તેમાં મિથ્યાત્વ અનુમાનોનો આકાર નીચે આપેલો છે;—

व्यावहारिकः प्रपंचः मिथ्या दृश्यत्वाच्छुक्तिरूप्यवत् ! વ્યાવહારિક પ્રપંચ મિથ્યા છે, દશ્યત્વરૂપ હોવાથી શુકિતરૂપ્યની માફક અર્થાત્ શુકિતરૂપ્યમાં દશ્યત્વ હેતુ હોવાથી તેમાં મિથ્યારૂપસાધ્ય છે; તેમજ પ્રપંચમાં પણ દશ્યત્વરૂપ હેતુ હોવાથી મિથ્યાત્વવાળો પ્રપંચ છે—આ અનુમિતિપૂર્વક અનુ-

માનથી સિદ્ધ થાય છે. ભેદવાદીએ પૂર્વમાં કહ્યું હતું કે હું બ્રહ્મ નથી. આ પ્રત્યક્ષ પ્રમાણથી જીવ બ્રહ્મનો ભેદ સિદ્ધ કરનાર ભેદવાદીને પૂછવું જોઇએ કે હું બ્રહ્મ નથી. આ પ્રત્યક્ષ અંતઃકરણાદિ વિશિષ્ઠ આત્માવિષે બ્રહ્મના ભેદને ગ્રહણ કરે છે અથવા શુદ્ધ આત્મામાં બ્રહ્મના ભેદને ગ્રહણ કરે છે. યદિ ભેદવાદી પ્રથમ પક્ષનો સ્વીકાર કરે તો ઠીક છે અને તે પક્ષને અમે અદ્વૈતવાદી પણ માનીએ છીએ, અંતઃકરણાદિ વિશિષ્ઠ આત્મામાં બ્રહ્મનો ભેદ છે. અને ભેદવાદી યદિ બીજા પક્ષનો સ્વીકાર કરે તો તે પક્ષ સર્વથા અયુકત છે; કારણ કે તે શુદ્ધાત્મા અતીંદ્રિય હોવાથી ચક્ષુરાદિ ઇંદ્રિયોનો વિષય નથી તો તત્પ્રતિયોગિક કિંવા અનુયોગિક ભેદનું પ્રત્યક્ષ કયાંથી થઇ શકે અર્થાત્ બ્રહ્માશ્રિત ભેદનું પ્રત્યક્ષ નહીંજ થઇ શકે, વળી પ્રતિયોગી કિંવા અનુયોગીનું જ્ઞાન જ્યાંસુધી ન હોય ત્યાંસુધી " तत् प्रतियोगिक तदनुयोगिक " ભેદનું ભાન નથી થઇ શકતું. જેવી રીતે घटो न पटः ઘટ તે પટ નથી. આ ઠેકાણે ઘટ પ્રતિયોગી છે અને પટ અનુયોગી છે અને ઘટનો જે પટમાં રહેલો ભેદ તે ઘટ પ્રતિયોગિક પટાનુયોગિક કહેવાય છે. આ ભેદના પ્રત્યક્ષ પૂર્વે ઘટ તથા પટનું પ્રત્યક્ષ હોવું જોઇએ; ત્યારેજ ઘટ પટના ભેદનું પ્રત્યક્ષ થઇ શકે છે. તેવીજ રીતે તમે શુદ્ધ આત્મા વિષે અંગીકાર કરેલો જે જીવાત્માનો ભેદ તે ભેદનો શુદ્ધ આત્મા અનુયોગી થશે અને તે જીવ પ્રતિયોગી થશે, અને તે બન્નેના જ્ઞાનવિના તે બન્નેના ભેદનું જ્ઞાન થશે નહીં. અને તે ભેદના અનુયોગી તથા પ્રતિયોગી શુદ્ધ આત્મા અને જીવ, તે બન્ને અતીંદ્રિય હોવાથી તે બન્નેનું પ્રત્યક્ષ થઇ શકતું નથી. યદિ જીવનું પ્રત્યક્ષ નૈયાયિકોએ આત્મ મન સંયોગથી કહેલું છે અને મનને નૈયાયિકોએ ઇંદ્રિય કહેલ છે તો મનથી જીવાત્માનું પ્રત્યક્ષ થવાથી જીવાત્માના ભેદનો પ્રતિયોગી જીવ થયો અને તેનું જ્ઞાન મનથી થઈ શકે છે. માટે જીવાત્મારૂપ પ્રતિયોગી અતીન્દ્રિય નથી; અને અતીંદ્રિય ન હોવાથી તત્ પ્રતિયોગિક ભેદનું પ્રત્યક્ષ મનથી થશે એમ વાદી કહે તો તે સર્વથા અયુકત છે. કારણ કે ભેદના પ્રત્યક્ષમાં અનુયોગી તથા પ્રતિયોગી પ્રત્યક્ષ જ્ઞાનને કારણતા છે, તો પ્રતિયોગીનું પ્રત્યક્ષ હોય તો પણ શુદ્ધાત્મા સર્વથા અતીન્દ્રિય છે અને તે આત્મામાં જીવ પ્રતિયોગિક ભેદનું પ્રત્યક્ષ નહીં થઇ શકે, શુદ્ધાત્મારૂપ તેનું અનુયોગી અતીંદ્રિય હોવાથી વળી પ્રતિયોગિક પ્રત્યક્ષની पिशाचो न स्थंभ; ઇત્યાદિ પ્રતીતિ સ્થલમાં અનાવશ્યકતા કહી છે, પરંતુ અનુયોગી પ્રત્યક્ષને સર્વથા ભેદ પ્રત્યક્ષમાં હેતુ કહેલ છે. માટે જીવરૂપ પ્રતિયોગીના ભેદનો અનુયોગી જે શુદ્ધ આત્મા તે અતીંદ્રિય હોવાથી અપ્રત્યક્ષ છે અને તેમાં ભેદ પ્રત્યક્ષ થઇ શકે નહીં, માટે ચક્ષુરાદિ ઇંદ્રિયોથી ભેદનું પ્રત્યક્ષ થઇ શકતું નથી.

વિચાર પૂર્વક યુકિતથી કોઇપણ ભેદની સ્થિતિ કોઇ રીતે થઇ શકતી નથી. યદિ ભેદવાદી ભેદને સર્વથા સત્યરૂપે સ્વીકારતો હોય તો તેને પૂછવું જોઇએ કે તે ભેદ અભિન્ન ધર્મીમાં રહેલો છે કે ભિન્ન ધર્મીમાં (આ ઠેકાણે અભિન્ન શબ્દનો અર્થ ભેદ રહિત કરવો અને ભિન્ન શબ્દનો અર્થ ભેદવાળો કરવો). તેમાં વાદી પ્રથમ પક્ષનો સ્વીકાર કરે તો તેમાં વ્યાઘાત દોષ આવશે. વ્યાઘાત નામ પરસ્પર વિરૂદ્ધ ધર્મોનો એક અધિકરણમાં સમુચ્ચય થવો તેનું નામ છે.

જેમકે પ્રસંગમાં ભેદથી રહિતપણું અને ભેદ આ બન્ને પરસ્પર વિરૂદ્ધ છે અર્થાત્ જ્યાં ભેદ રહે છે ત્યાં ભેદરહિતપણું નથી હોતું; તેમજ જ્યાં ભેદરહિતપણું રહે છે ત્યાં

ભેદ રહેતો નથી. આવા વિરૂધ્ધ ધર્મોનો એક અધિકરણમાં સમુચ્ચય માનવામાં વ્યાઘાત દોષ આવશે અને બીજા પક્ષમાં એટલે ભેદ રહિત ધર્મીવિષે ભેદનું પ્રત્યક્ષ કરવાવાલા પ્રત્યક્ષ જ્ઞાનમાં ભ્રમાપત્તિ થશે; અર્થાત્ ભેદ રહિત ધર્મીમાં ભેદ પ્રત્યક્ષ થવું તે અપ્રમાજ્ઞાન કહેવાશે. એટલા માટે અભિન્ન ધર્મીમાં ભેદ સંભવે નહીં. યદિ વાદી પૂર્વોક્ત દોષ દૂર કરવા સારૂ બોલે કે ભેદ ભિન્ન ધર્મીમાં રહે છે. આ બીજો પક્ષ જો સ્વીકારે તો તેને પૂછવું જોઇએ કે તે ભેદ પોતાથી ભિન્ન થયેલા ધર્મીવિષે પોતે રહે છે, અર્થાત્ તે ભેદ પોતેજ ધર્મીનો ભેદક બની ધર્મીમાં રહે છે કિંવા કોઈ બીજા ભેદથી ભિન્ન કરેલા ધર્મીમાં તે રહે છે. યદિ આ બન્ને પક્ષમાં પહેલા પક્ષનો વાદી સ્વીકાર કરે તો આત્માશ્રયદોષ આવશે. આત્માશ્રય એટલે પોતાની ઉત્પત્તિમાં કિંવા પોતાની સ્થિતિમાં કિંવા પોતાના જ્ઞાનમાં પોતાની અપેક્ષા હોવી તેને કહે છે. જેમકે આ પ્રસંગમાં તે ભેદ વિશિષ્ટ ધર્મીમાં તે ભેદની સ્થિતિ માનવામાં પોતાની ભેદક તથા અપેક્ષા પડે છે તો અહીં સ્પષ્ટ રીતે આત્માશ્રયદોષ પ્રતીત થાય છે. માટે તે ભેદ વિશિષ્ટ ધર્મીમાં તે ભેદની સ્થિતિ સંભવે નહીં.

યદિ પૂર્વોક્ત આત્માશ્રયના પરિહાર માટે વાદી બીજા કોઇ ભેદને ભેદક માને અને તેનાથી ભિન્ન જે ધર્મી તેમાં પૂર્વોક્ત પ્રથમ જે ભેદ રહે છે એમ માને તો તે વાદીને પૂછવું જોઇએ કે તે બીજો ભેદપણ ભેદ રહિત ધર્મીમાં રહે છે; અર્થાત્ અભિન્ન ધર્મીમાં રહે છે કે ભિન્ન ધર્મીમાં અર્થાત્ ભેદવાલામાં રહે છે. યદિ આ બે પક્ષોમાં વાદી પ્રથમ પક્ષ સ્વીકારે તો પૂર્વની માફકજ વ્યાઘાત દોષ આવશે. અને યદિ વાદી આ દોષ દૂર કરવા વાસ્તે દ્વિતીય પક્ષ એટલે ભિન્ન ધર્મીમાં ભેદ રહે છે તે પક્ષ સ્વીકારે તો તે ભેદવાદીથી પૂછવું જોઇએ કે તે બીજો ભેદપણ પોતાથી થયેલા ભિન્ન ધર્મીમાં રહે છે; અર્થાત્ રહેનાર ધર્મ પોતેજ તે ધર્મીનો ભેદક બની તે ધર્મીમાં રહે છે કિંવા પ્રથમ ભેદથી ભિન્ન થયેલ ધર્મીમાં દ્વિતીય ભેદ રહે છે. અર્થાત્ પ્રથમ ભેદ એજ દ્વિતીય ભેદથી ભિન્ન થયેલ ધર્મીનો ભેદક છે અથવા કોઇ ત્રીજા ભેદથી ભિન્ન થએલ ધર્મીમાં દ્વિતીય ભેદ રહે છે અર્થાત્ તૃતીય ભેદ જેનો ભેદક છે. એવા ધર્મીમાં દ્વિતીય ભેદ રહે છે. યદિ વાદી દ્વિતીય ભેદને સ્વધર્મીનો ભેદક માની ધર્મીમાં દ્વિતીય ભેદ રહે છે એમ માને તો પૂર્વની માફક આત્માશ્રયદોષ આવશે. યદિ પ્રથમ ભેદ દ્વિતીય ભેદનો ભેદક છે એમ વાદી કહે તો તેના મતમાં અન્યોન્યાશ્રય દોષ આવશે, કારણ કે અન્યો-ન્યાશ્રયનામ બે પદાર્થોને પોતપોતાની ઉત્પત્તિમાં કિંવા પોતપોતાની સ્થિતિમાં કિંવા પોત-પોતાના જ્ઞાનમાં પરસ્પર અપેક્ષા હોય તે છે. જેમ આ પ્રસંગમાં પ્રથમ ભેદને પોતાની સ્થિતિ માટે બીજા ભેદની અપેક્ષા છે અને બીજા ભેદને પોતાની સ્થિતિ માટે પ્રથમ ભેદની અપેક્ષા છે તો આ સ્થળે સ્પષ્ટ રીતે તે અન્યોન્યાશ્રય દોષ દેખાય છે. માટે પ્રથમ ભેદ વિશિષ્ટ ધર્મીમાં બીજા ભેદની સ્થિતિ માનવામાં અન્યોન્યાશ્રય દોષ હોવાથી આ પક્ષનો વાદીએ ત્યાગ કરવો જોઇએ. યદિ વાદી અન્યોન્યાશ્રય દોષ દૂર કરવા સારૂ ત્રીજો પક્ષ એટલે દ્વિતીય ભેદના ધર્મીનો ભેદક કોઈ તૃતીય ભેદ છે તેમ માને તો તે વાદીથી પૂછવું જોઇએ કે તે ત્રીજો ભેદપણ અ-ભિન્ન ધર્મીમાં એટલે કે ભેદરહિત ધર્મીમાં રહે છે કે ભિન્ન ધર્મીમાં એટલે ભેદવાલા ધર્મીમાં રહે છે, આ બન્ને પક્ષમાં યદિ વાદી પ્રથમ પક્ષ સ્વીકારે તો પૂર્વની માફક વળી પણ વ્યાઘાત

દોષ આવશે. યદિ તે દોષના પરિહાર માટે વાદી દ્વિતીય પક્ષ સ્વીકારે તો તે વાદીને પૂછવું જોઈએ કે તે ત્રીજો ભેદ પણ પોતાથી ભિન્ન થયેલ ધર્મીમાં રહે છેઃ—

અર્થાત્ તે ત્રીજો ભેદ સ્વધર્મીનો ભેદક બની તે ધર્મીમાં રહે છે કિંવા બીજા ભેદથી ભિન્ન થએલ એટલે બીજો ભેદ જે ધર્મીનો ભેદક છે તે ધર્મીમાં તૃતીય ભેદ રહે છે. કિંવા તે પ્રથમ ભેદથી ભિન્ન થએલ ધર્મીમાં એટલે પ્રથમ ભેદ જે ધર્મીનો ભેદક છે. તે ધર્મીમાં તૃતીય ભેદ રહે છે; અથવા કોઇ ચતુર્થ ભેદથી ભિન્ન થએલ ધર્મીમાં એટલે કોઇ ચતુર્થ ભેદ ભેદક છે જેનો તેવા ધર્મીમાં તૃતીય ભેદ રહે છે. યદિ વાદી પ્રથમ પક્ષનો સ્વીકાર કરે તો પહેલાંની માફક આત્માશ્રય દોષ આવશે અને બીજો પક્ષ સ્વીકારે તો પૂર્વની માફક અન્યોન્યાશ્રયદોષની પ્રાપ્તિ થશે. અને તૃતીય પક્ષ સ્વીકારે તો ચાક્રિકાદોષની પ્રાપ્તિ થશે કારણ કે પ્રથમનો અપેક્ષિત દ્વિતીય છે અને દ્વિતીયનો અપેક્ષિત તૃતીય છે અને તૃતીયાદીને પ્રથમની અપેક્ષા હોય અને પ્રથમને દ્વિતીયની, આનું નામ ચાક્રદોષ છે. જેમકે આ પ્રસંગમાં પ્રથમ ભેદને પોતાની સ્થિતિમાં બીજા ભેદની અપેક્ષા છે અને તે બીજા ભેદને પોતાની સ્થિતિ માટે તૃતીય ભેદની અપેક્ષા છે. અને તૃતીયોયાદિ ભેદને પણ પોતાની સ્થિતિ માટે પ્રથમ ભેદની અપેક્ષા છે અને પ્રથમ ભેદને દ્વિતીયાદિ ભેદની અપેક્ષા છે. આવીજ રીતે પોતપોતાની સ્થિતિ માટે ચતુર્થ પંચમાદિ ભેદોની પરંપરામાં પાછી પ્રથમ ભેદની અપેક્ષા દેખાય અને પ્રથમ ભેદને દ્વિતીયાદિ ભેદોની અપેક્ષા દેખાય ત્યારે ચાક્રિકા દોષ આ સ્થળે આવે છે એમ સમજવું. યદિ-વાદી કહે કે આ ચાક્રિકા દોષના પરિહાર માટે કોઇ ચતુર્થ ભેદથી ભિન્ન થયેલ અર્થાત્ ચતુર્થભેદ ભેદક છે જેનો એવા ધર્મીમાં તૃતીય ભેદ રહે છે તો આ ચતુર્થ પક્ષમાં તે વાદીને અનવસ્થા દોષ આવશે. કારણ કે તે ચોથો ભેદ પણ પૂર્વોક્ત વ્યાઘાત, આત્માશ્રય, અન્યોન્યાશ્રય, ચાક્રિકા આદિ દોષોની પ્રાપ્તિના ભયથી અભિન્ન ધર્મીમાં કિંવા સ્વવિશિષ્ઠ ધર્મીમાં કિંવા તૃતીય ભેદ વિશિષ્ઠ ધર્મીમાં કિંવા પ્રથમ ભેદ વિશિષ્ઠ ધર્મીમાં નહીં રહે; કિંતુ કોઈ એક પંચમભેદ વિશિ-ષ્ઠ ધર્મીમાં રહેશે. આવી રીતે તે પંચમભેદ પણ કોઇ ષષ્ઠભેદ વિશિષ્ઠ ધર્મીમાં રહેશે. આવી રીતે ભેદ પરંપરા માનવાથી અનવસ્થા નામનો દોષ આવશે. અંતરહિત જે પૂર્વપૂર્વને ઉત્તર ઉત્તરની અપેક્ષા હોવી તેનું નામ અનવસ્થા દોષ છે. આ વ્યાઘાત, આત્માશ્રય, અન્યોન્યાશ્રય, ચાક્રિકા, અનવસ્થા ઇત્યાદિ દોષો ભેદની સ્થિતિને સ્થિર થવા દેતા નથી. માટે હે યાદવ! ભેદ યુક્તિને સહન કરી શકતો નથી તો શ્રુતિ સિદ્ધાંતમાં અભેદજ પ્રતિપાદન કરવામાં આવેલ છે.



**पूज्य स्वामी यादवपुरीजीने, याबिध किय उपदेश अदीने ।**
**शिष्य उभय सुनि लहत सुतोषा, करन लगे गुरुको जय घोषा॥२७९॥**

મહાન સમર્થ એવા પૂજ્ય સ્વામી યાદવપુરીજીએ આ પ્રમાણે ઉપદેશ આપ્યો જેનું શ્રવણ કરી બન્ને શિષ્યો (ષટ્પ્રજ્ઞ સ્વામી તથા અમરપ્રસાદજી) અત્યંત સંતોષ પામ્યા અને "જય ગુરૂ," "જય ગુરૂ" એવો ઉન્નત નિનાદ કરવા લાગ્યા.

श्रीरघुवर श्रीमाधवजु, गुरुप्रसादकों पाइ ।
भई मयूख समाप्ति यह, मुदमंगलतें छाइ ॥

॥ इति श्रीमद्वेदान्ततीर्थपण्डितमायारामसंगृहीत
श्रीसत्पुरुषचरित्रप्रकाशे श्रीरामानुजादिमत
निरुपणपूर्वकाद्वैतरहस्यपरिकथनंनामा-
ष्टादशो मयूखः



॥ श्री गणेशाय नमः ॥

## अथ एकोनविंशतिमयूखः

दोहा–तदनन्तर यादवपुरी, परमपूज्य गुरुराय ।
दूधरेजमें बहुत दिन, बसे सुशिष्य सहाय ॥ १ ॥

ત્યારપછી પરમપૂજ્ય ગુરૂમહારાજ શ્રીયાદવપુરી મહારાજ પોતાના શિષ્યો સહિત ઘણા દિવસો પર્યન્ત દૂધરેજમાં નિવાસ કરી રહ્યા.

बहुरि नलेश्वर आश्रमजु, देखन भयो विचार ।
झंझावाटकी ओर किय, शिष्य समेत विहार ॥ २ ॥

તે પછી નલેશ્વરજીના દર્શનની ઇચ્છા થતાં ઝીંઝુવાડા તરફ પોતાના શિષ્યો ષટ્પ્રજ્ઞ તથા અમરપ્રસાદ સહિત પ્રયાણ કર્યું.

दूधरेजके स्थानमें, रखे शिष्य कछु ओर ।
आ पहुचे झंझापुरी, आप संत शिर मोर ॥ ३ ॥

દૂધરેજ સ્થાનમાં બીજા સાધુઓને રાખી સંતશિરોમણિ યાદવપુરી મહારાજ ઝંઝા નગરીમાં પધાર્યા.

सद्गुरु अपने शिष्य प्रति, कहन लगे दिन एक ।
साम्प्रत मेरे शरीरका, नांहि भरोसा नेक ॥ ४ ॥

અને તેઓ એક દિવસે પોતાના શિષ્ય ષટ્પ્રજ્ઞને કહેવા લાગ્યા જે હવે મારૂં શરીર રહે તેમ દેખાતું નથી.

तनमें अतिही वृद्धपन, इच्छत मन अब याहि ।
प्रभुनलेश ढिग झिल्लका, तट तनवर्जन चाहि ॥ ५ ॥

શરીરની અત્યંત વૃદ્ધ અવસ્થા છે, જેથી હવે મન એવું ઇચ્છે છે જે પ્રભુ નલેશ્વર સમીપે ઝિલ્લકા સરસ્વતીને કિનારે આ શરીરનો ત્યાગ કરવો યોગ્ય છે.

तदनन्तर वह समयके, पूर्वकाल अवरोधि ।
कहन लगे षट्प्रज्ञकों, सहसा गुरु संबोधि ॥ ६ ॥

ત્યારપછી એક સમય ગુરૂ યાદવપુરી શિષ્ય ષટ્પ્રજ્ઞને સંબોધી કહેવા લાગ્યા જે.

चोपाई—जब होवे तन निवृत्त हमारा, तब सुनु प्रिय! कर्तव्य तुम्हारा ।
पहिले कृति अन्त्येष्टि क्रियाको, करना—विधि अवशेष न जाको ॥७॥

જ્યારે મારૂં શરીર નિવૃત્ત થાય ત્યારે હે પ્રિય શિષ્ય ષટ્પ્રજ્ઞ! તમારૂં જે કર્તવ્ય છે તે શ્રવણ કરો. પ્રથમ તો મારા દેહની તમારે વિધિપૂર્વક અન્ત્યેષ્ટિ ક્રિયા કરવી.

बहुरि तुम्हे यात्राहित जाना, पुनि तुम दुग्धसराश्रम आना ।
निवसि वहां निजध्यानजु धरना, उदय उक्त आश्रमका करना ॥८॥

ત્યારપછી તમારે યાત્રા માટે તીર્થસ્થાનોમાં જવું અને યાત્રા પૂર્ણ કરી ફેરી દુગ્ધસર (દૂધરેજ) આશ્રમમાં આવવું, ત્યાં નિવાસ કરી આત્મચિન્તન કરશો અને ઉક્ત આશ્રમનો જેમ બને તેમ મહોદય કરવો.

वह आश्रममें वंश तुम्हारा, उदय लहेगा—बचन हमारा ।
अस वह जपत प्रणवको जापा, यादव गुरुवर भयउ अतापा ॥ ९ ॥

એ આશ્રમમાં તમારો વંશ અર્થાત્ શિષ્ય પરંપરા ઉદયને પ્રાપ્ત થશે એવું મારૂં વચન છે. આટલું કહી પ્રણવ (ૐકાર)નો જપ કરતા કરતા ગુરૂવર યાદવ સ્વામી સમાહિત ચિત્તવાળા બન્યા.

**ब्रह्मरन्ध्रके द्वार मुदित मन, प्राणवायुको कियउ विसर्जन।**
**शिष्यवृन्द षट्प्रज्ञ समेता, निरखि मुक्त निजगुरु निजवेत्ता ॥१०॥**

અને પ્રસન્ન મનથી બ્રહ્મરન્ધ્ર દ્વારા પ્રાણવાયુનું તેઓએ વિસર્જન કર્યું, ષટ્પ્રજ્ઞ આદિ શિષ્ય સમુદાયે-આત્મજ્ઞાની એવા પોતાના ગુરૂને મુક્ત જોઇ

**झिल्ल सरस्वती तटके निकट हि, दिय समाधि गुरु तन गुनरटहि।**
**विद्यमान अद्यापि वही है, "गुरु समाधि" संज्ञाजु यहीहै ॥११॥**

ઝિલ્લકા સરસ્વતીના પશ્ચિમ કિનારા પાસે ગુરૂશ્રીનાં ગુણગાન કરી ગુરૂશ્રીના શરીરની સમાધિ ક્રિયા કરી. આ સમાધિ આજ પર્યન્ત વિદ્યમાન છે અને તે " ગુરૂસમાધિ " એવાં નામથી ઓળખાય છે. મહારાજશ્રી યાદવ સ્વામીજી સગુણ બ્રહ્મ શ્રીરામના ભક્ત અને વૈષ્ણવોના સંગી હોવાથી એમને વૈષ્ણવો યાદવ દાસજી કિંવા યદુરામજી એવા નામથી બોલતા હતા.

**यों गुरुकी अन्त्येष्टि क्रिया कर, उभय बन्धु सद्गुनके आकर।**
**यात्राहित भयऊ द्रुत तत्पर, प्रथम सिद्धपुर आये यतीवर ॥१२॥**

આ રીતે સદ્ગુરૂની અન્ત્યેષ્ઠિ ક્રિયા કરી સદ્ગુણના ભંડારરૂપ બન્ને બન્ધુઓ ( ષટ્પ્રજ્ઞ તથા અમરપ્રસાદ ) યાત્રા માટે તુરત તત્પર થયા અને પ્રથમ સિદ્ધપુર ક્ષેત્રમાં પધાર્યા.

**वहां सरस्वतीमें किय स्नाना, बहूरि लखे माधव भगवाना।**
**पुनि कर्दमके आश्रम आये, देवहुतीके दर्शन पाये ॥ १३ ॥**

ત્યાં શ્રીસરસ્વતીમાં સ્નાન કરી ભગવાન્ માધવ પ્રભુનાં દર્શન કર્યાં. ત્યાંથી કર્દમ ઋષિને આશ્રમે આવી દેવહુતીનાં દર્શન કર્યાં.

**स्नान कियो पुनि बिन्दु सरोवर, देखे विभु अवतार कपिल सुर।**
**वह स्थल निरखि पुनित चित्तरञ्जन, कछुक दिनन किय स्वसरुपचिन्तन**

તે પછી બિન્દુ સરોવરમાં સ્નાન કર્યું અને ઇશ્વરાવતાર ભગવાન્ કપિલ-દેવનાં દર્શન કર્યાં, એ સ્થળને પરમ પવિત્ર તથા મનને આનંદ આપનારૂં જોઈ થોડા દિવસ શ્રીષટ્પ્રજ્ઞસ્વામીએ અમરપ્રસાદ સહિત ત્યાં આત્મસ્વરૂપનું ચિન્તન કર્યું.

दोहा—गये सु अर्बुद अचल प्रति, तदनन्तर दुव भ्रात ।
तद्गिरिगत सब तीर्थको, अटन कियो अवदात ॥ १५ ॥

ત્યાંથી આબુ પર્વત પ્રતિ પધાર્યા અને બન્ને ગુરૂબન્ધુઓએ એ પર્વત પર રહેલાં સમગ્ર તીર્થોનાં દર્શન કર્યાં.

योगी अरु जन सिद्धको, पुनित समागम पाइ ।
आभा अन्तर उभयके, आनन्दकी अधिकाइ ॥ १६ ॥

ત્યાં યોગી અને સિદ્ધ પુરૂષોનો પવિત્ર સમાગમ પામી બન્નેના હૃદયમાં આનંદની વૃદ્ધિ થઇ.

तदनन्तर पुष्कर प्रति, कीन्हो त्वरित प्रयान ।
श्रीपौष्कर आचार्यको, आश्रम लख्यो महान ॥ १७ ॥

ત્યારપછી પુષ્કર તરફ પ્રયાણ કર્યું અને ત્યાં પહોંચી શ્રીપૌષ્કર આચાર્યનું મહાન્ આશ્રમ જોયું.

वहां ब्रह्मगिरितें जिन्है, लियो जन्म शुभ रीत ।
वह सरवरमें स्नान किय, प्रभु पूजन सह प्रीत ॥ १८ ॥

ત્યાં બ્રહ્મગિરિથી નિકળેલ સરોવરમાં સ્નાન કરી પ્રેમપૂર્વક પ્રભુ પૂજન કર્યું.

ब्रह्मदेव भगवानके, किय दर्शन करजोरि ।
मालकेतु आदि पुनित, बिचरे तीर्थ बहोरि ॥ १९ ॥

ભગવાન્ બ્રહ્મદેવનાં દર્શન કર્યાં અને માલકેતુ આદિ ઘણાં પવિત્ર તીર્થોમાં વિચરણ કર્યું.

चोपाई—यों तीर्थाटन करत सुहाये, श्रीवृन्दावनमें दुव आये ।
जहां कृष्णने क्रीडा कीन्ही, धरा वही राजत रसभीनी ॥ २० ॥

એ રીતે સુશોભિત તીર્થોમાં ગમન કરતા કરતા બન્ને બન્ધુઓ શ્રીવૃન્દાવનમાં આવ્યા, જ્યાં શ્રીકૃષ્ણપરમાત્માએ અનેક પ્રકારની ક્રીડાઓ કરેલી છે અને જે પૃથિવી રસથી આર્દ્ર બની વિરાજે છે.

**भगवद् भक्तनकों अस भासत, वृज प्रदेश वैकुण्ठ प्रकाशत ।**
**निशदिन श्यामचरन अनुरागिनी, बहत जहा यमुना बडभागिनी॥**

વૃજભૂમિ જાણે વૈકુંઠ હોય નહિ શું? એમ ભગવદ્ ભક્તોને ભાસે છે કે જ્યાં રાત્રિ દિવસ શ્યામ ( કૃષ્ણ ) ચરણમાં અનુરાગવાળી ભાગ્યશાળી યમુના વહે છે.

**तामें स्नान रु अर्चन आदि, किय द्वयने लखि धर्म अनादि ।**
**गोकुल मथुरा अरु गोवर्धन, पुनि बलदेव प्रभुके दर्शन ॥ २२ ॥**

એ યમુનામાં સ્નાન તથા અર્ચન ક્રિયા આદિ બન્ને બન્ધુઓએ વિધિપૂર્વક કરીને ત્યાંથી ગોકુલ, મથુરા અને ગોવર્ધન આદિની યાત્રા કરી પ્રભુ બલદેવજીનાં દર્શન કર્યાં.

**परिक्रमा वृज चौराशीकी, यात्रा भइ या बिध अति नीकी ।**
**बिचरे बहुरि उभय हरिद्वारा, यति षट्प्रज्ञ्जु अनुज सहारा ॥२३॥**

વૃજચોરાશીની પરિક્રમા કરી. આ રીતે અતિ સુંદર પ્રકારે વૃજયાત્રા પૂર્ણ થતાં સ્વામી ષટ્પ્રજ્ઞ મહારાજ પોતાના ન્હાના ભાઇ સહિત હરિદ્વાર તરફ પધાર્યા.

**पतितपावनी भगवती गंगा, प्रकटत अघहर तरल तरंगा ।**
**तामें यतियुग मज्जित भयऊ, पुनि शिवदर्शनहित दुव गयऊ॥२४॥**

જ્યાં પતિત પાવની ભગવતી ગંગા પોતાના પાપહર તરલ તરંગો (મોજાંઓ) ને પ્રકટ કરે છે, તેમાં બન્ને યતીઓએ સ્નાન કર્યું અને પછી મહેશ્વરના દર્શન અર્થે ગયા.

**दक्षेश्वरके दर्शन पाये, बहुरि बिल्वकेश्वर प्रति आये ।**
**सूर्यकुण्डकों वन्दन करकें, देवी चण्डिका आदि अमरके ॥ २५ ॥**

શ્રી દક્ષેશ્વર મહાદેવનાં દર્શન કર્યાં અને ત્યાંથી બિલ્વકેશ્વર આવ્યા. સૂર્યકુંડને વંદન કરી દેવી ચંડિકા આદિ દેવતાઓનાં

**दर्शनतें लहि आनँद उरमें, निवसे कछु दिन मायापुरमें ।**
**पुनि वहाँतें हृषिकेश सिधारे, रघुवर दर्शन किय अति प्यारे॥२६॥**

દર્શનથી હૃદયમાં આનંદ મેળવી થોડા દિવસ નીલધાર તથા માયાપુરમાં નિવાસ કર્યો અને અને પાછા ત્યાંથી હૃષિકેશ સિધાવ્યા, ત્યાં પોતાને પરમ પ્રિય એવા શ્રીરઘુવર રામચંદ્રજીનાં દર્શન કર્યાં.

मन्दाकिनीको तट अति पावन, करत करत इत उत दुव बिचरन।
निज पूरव आचार्य विनिर्मित, चले ज्ञानमठ निरखनके हित॥२७॥

મન્દાકિની (ગંગા) નો કિનારો અત્યંત પવિત્ર કરનાર જાણી બન્ને બન્ધુઓ એ કિનારે ફરતા ફરતા પોતાના પૂર્વાચાર્યે બનાવેલ જ્ઞાનમઠ જોવા ગયા.

दोहा–आये उत्तर काशीमें, ह्वै इच्छा आधीन।
दर्शन कर सुमरन लगे, निज गुरुमठ प्राचीन ॥ २८ ॥

જ્ઞાનમઠ જોવાની જે ઇચ્છા તેને આધીન બની બન્ને ઉત્તર કાશીમાં આવ્યા. અને પોતાના પ્રાચીન ગુરૂવર્ય સ્થાપિત મઠનાં દર્શન કરી ગુરૂ ગુણોનું સ્મરણ કર્યું

कछुक समय वह स्थल रहे, निज चिन्तन के काज।
पुनि बिचरे जन्मोत्तरी, गंगोत्तरी यतिराज ॥ २९ ॥

અને આત્મચિન્તન અર્થે કેટલોએક સમય એ જ્ઞાનમઠમાં નિવાસ કર્યો અને પછીથી યતિરાજ ષટ્પ્રજ્ઞ પોતાના બન્ધુ સહિત જન્મોત્તરી તથા ગંગોત્તરી પધાર્યા.

कलित नाथ केदार अरु, ज्योतिर्मठ जयदाइ।
यात्रा स्थलमें किय अटन, परम शान्तिकों पाइ ॥ ३० ॥

ત્યાં પરમ રમણીય કેદારનાથ, જયદાતા જ્યોતિર્મઠ આદિ યાત્રા સ્થળોમાં પર્યટન કરી અત્યંત શાન્તિને પામ્યા.

तदनन्तर दोनों गये, बद्रिनरायन धाम।
कछुक समय लीनो वहां, यतिवरने विश्राम ॥ ३१ ॥

ત્યાર પછી બન્ને બન્ધુઓ શ્રી બદ્રિનારાયણ નામનું ધામ છે ત્યાં ગયા. યતિવર ષટ્પ્રજ્ઞ સ્વામીએ ઉક્ત ધામમાં કેટલાએક સમય પર્યન્ત વિશ્રાન્તિ લીધી.

ब्रह्मकपालादि बहुरि, तीर्थ करत यही तोर।
आये पुनि मायापुरी, गुरुपदसरसिज भौंर ॥ ३२ ॥

ત્યાંથી પ્રયાણ કરી બ્રહ્મકપાલ આદિ ઉત્તમ તીર્થોની યાત્રા કરતા કરતા ગુરૂના ચરણરૂપી કમળમાં ભ્રમર સમાન પ્રેમ રાખનારા બન્ને બન્ધુઓ ફરી માયાપુરીમાં આવ્યા.

चो.–चल निकसे पुनि गंगातट ग्रहि, गंगासागर गमन चित्तहि चहि
बहुरि वहांतें नैमिष नामा, किय तीरथ अतिशय अभिरामा॥३३॥

ત્યાંથી ગંગાસાગર જવાની ઇચ્છા થતાં ગંગાને કિનારે કિનારે ચાલતા થયા અને ગંગાથી જરા દૂર અત્યંત સુંદર નૈમિષારણ્યની યાત્રા કરી.

उभय अयोध्याप्रति पुनि आये, इष्टदेवके दर्शन पाये ।
प्रादुर्भावस्थान रघुपतिको, जानि स्वर्ग सुखप्रद संसृतिको॥३४॥

બન્ને યતિઓ અયોધ્યા નગરીમાં આવી પહોચ્યા અને ત્યાં પોતાના ઇષ્ટદેવ શ્રી રામચન્દ્ર પ્રભુનાં દર્શન પામ્યા. શ્રી રઘુપતિનું જન્મસ્થાન એ અયોધ્યાને સંસારનું સુખદાયક સ્વર્ગ જાણી

बहुत दिनन आनँद वहँ लीन्हो, मंत्रराजको जप तप कीन्हो ।
किय सरयूगंगा परिसेवन, भयउ प्रसन्न उभय यतिके मन॥३५॥

ઘણા દિવસ ત્યાં આનંદ લીધો અને મંત્રરાજનો જપ તથા તપ આદિ કર્યાં. સરયૂ ગંગાનું પરિસેવન અર્થાત્ પ્રતિદિન સરયૂના સ્નાનથી યતિઓનાં મન પ્રસન્ન થયાં.

एक समय वह पूज्य यतीवर, संत समागम हित आनँदभर ।
नगरी अयोध्या सरयूके तट, गयउ भरन ज्ञानामृततें घट॥३६॥

એક સમયે એ પૂજ્ય યતિવર પટ્પ્રજ્ઞ સ્વામી આનંદયુક્ત સંત સમાગમ અર્થે અયોધ્યા નગરીમાં સરયૂને કિનારે જ્ઞાનરૂપી અમૃતથી ઘટ (અન્તઃકરણ) ને ભરવા ગયા.

वहँ महदात्मा संग प्रसन्न हिय, रामभक्ति आनँद अनुभव किय।

**बहुरि घाट हनुमानजु नामा, रामानन्द आश्रम अभिरामा॥३७॥**

ત્યાં પ્રસન્ન હૃદયથી મહાત્માઓની સાથે રામભક્તિનો આનંદ અનુભવ્યો અને ત્યાંથી હનુમાન્ ઘાટ કે જ્યાં રામાનંદી વૈષ્ણવોનું મનોહર આશ્રમ છે

**जहँ आचार्य राम आनन्द प्रिय, सम्प्रदायके सिद्ध सरल हिय।**
**रामभक्त अघ ओघ बिनाशक, मंत्रराजके परम उपासक ॥३८॥**

ત્યાં શ્રી રામાનંદ સંપ્રદાયના સરલ હૃદયવાળા, મહાન્ સિદ્ધ, રામભક્ત અને પાપ પુંજનો નાશ કરનાર મંત્રરાજના પરમ ઉપાસક મહાત્માજી

**रामरूप जानत सब संतन, रामभक्ति उपदेश करत जन।**
**उनको पाइ यथेष्ट समागम, मुदित भये यतियुगल विगत श्रम॥३९॥**

સર્વ સંતોને રામસ્વરૂપ જાણી મનુષ્ય માત્રને રામ ભક્તિનો ઉપદેશ આપતા હતા, એમનો યથેષ્ટ સમાગમ પામી સ્વામી ષડ્પ્રજ્ઞ તથા અમરપ્રસાદ મનમાં આનંદ પામ્યા અને તીર્થાટનનો સમગ્ર શ્રમ ભૂલી ગયા

**मंत्रराज अरु रामतत्त्वमय, आपसमें अतिही चर्चा किय।**
**वह संतकी लखि अतुलित शक्ति,जानि स्वगुरु यादवसी व्यक्ति॥४०॥**

અને એ પૂજ્ય આચાર્યની સાથે મંત્રરાજ તથા રામતત્ત્વની પરસ્પર ઘણી ચર્ચા કરી. ષડ્પ્રજ્ઞ સ્વામીએ એ સંતની અતુલ શક્તિ જોઇને પોતાના ગુરૂ યાદવસ્વામી તુલ્ય એ વ્યક્તિ છે એમ જાણી

**यतिवर पाय परे द्रुत उनके, गुरु सम माने सागर गुनके।**
**यजन रामी तबतेंहि कहाये, यतियुग रामघाटपें आये ॥ ४१ ॥**

બન્ને યતીઓ તુરત એમના ચરણમાં પડયા અર્થાત્ આચાર્યને દંડવત્ પ્રણામ કર્યાં અને એમને પોતાના ગુરૂ સદૃશ ગુણના સાગર માન્યા. આ રીતે ડુંગરસરના સંતો તે સમયથી રામીય વૈષ્ણવ ગણાયા. તે પછી ષડ્પ્રજ્ઞસ્વામી અમર-પ્રસાદ સાથે રામઘાટ ઉપર આવ્યા.

**रामभक्त वैष्णव जन संतजु, महदात्मा आ मिलत अनंतजु।**
**चर्चा विध विध तत्त्व विषयकी, सुनि पावन श्रुति होत उभयकी॥४२॥**

ત્યાં રામભક્ત, વૈષ્ણવ, સંતજનો અને અનંત મહાત્માઓ આવી મલ્યા. તેઓની સાથે તત્ત્વ વિષયક ( બ્રહ્મ સબંધી ) વિવિધ પ્રકારની ચર્ચા કરી, જે સાંભળી બન્ને બન્ધુઓને બહુજ સંતોષ થયો.

**मंत्रराज जप महिमा भारी, निरखत यति प्रतिस्थल असुरारि।**

**एकसमय षट्प्रज्ञ स्वआश्रम, रामनवमीको दिन लखि उत्तम ॥४३॥**

મંત્રરાજના જપનો મહિમા એવો મહાન્ છે જેને પ્રતાપે યતિ ષટ્પ્રજ્ઞને પ્રતિ સ્થલ ( દરેક ઠેકાણે ) અસુરના અરિ શ્રી રામચન્દ્રનાં દર્શન થતાં. એક સમયે તેઓએ પોતાના આશ્રમ ( રામઘાટ )માં ઉત્તમ રામનવમીના દિવસે

**मंत्रराजद्वारा प्रमुदित मन, करन लगे श्रीरामसमर्चन ।**

**जपत जपत मुख श्रीरघुराई, रामघाटपें राजनी बिताई ॥ ४४ ॥**

આનંદયુક્ત મનથી મંત્રરાજ દ્વારા શ્રી રામચંદ્ર પ્રભુનું સમર્ચન ( સારી રીતે પૂજન ) કરી મુખથી શ્રી રામનું નામ જપતાં જપતાં આખી રાત્રિ રામઘાટ ઉપર વ્યતીત કરી.

**दोहा—इस निशिमें षट्प्रज्ञकी, निर्मल भक्ति निहारि ।**

**भये भक्तिवश विश्वपति, रामचन्द्र असुरारि ॥ ४५ ॥**

એજ રાત્રિમાં શ્રી ષટ્પ્રજ્ઞ સ્વામીની નિર્મળ ભક્તિ જોઇ વિશ્વના પતિ ખર દૂષણ આદિ અસુરોના વિનાશક શ્રી રામચંદ્ર તેઓની ભક્તિને આધીન બન્યા

**स्वप्नबिच उन संतकों, दिये स्वदर्श उदार ।**

**मंत्रराज महिमा मधुर, कहन लगे किरतार ॥ ४६ ॥**

અને આ સંતને સ્વપ્નાવસ્થામાં ઉદાર એવાં પોતાનાં દર્શન આપ્યાં તેમજ મંત્રરાજનો મધુર મહિમા પ્રભુએ સ્વયં કહ્યો.

**बहुरि वास्तविक स्वरुपको, देन लगे उपदेश ।**

**जागृतिमें यह बातकी, शंका रहे न लेश ॥ ४७ ॥**

અને વાસ્તવિક સ્વરૂપનો ઉપદેશ આપ્યો.

**या हित श्रीषट्प्रज्ञको, ऊर्ध्वपुंड्रयुत भाल ।**
**कियो श्रवण ओ कण्ठमें, तुलसीके मणि डाल ॥ ४८ ॥**

આનંદકન્દ શ્રી રામચન્દ્ર પ્રભુએ ષટ્પ્રજ્ઞ સ્વામીજીને સ્વપ્નમાં દર્શન આપી મંત્રરાજનો મહિમા તથા પોતાના વાસ્તવિક સ્વરૂપનો ઉપદેશ કર્યો અને તે વખતે ભક્તવત્સલ શ્રી રામ પ્રભુએ સાધુનું સ્વરૂપ ગ્રહણ કરી સુતેલા શ્રી ષટ્પ્રજ્ઞ સ્વામીજીના પવિત્ર ભાલમાં ઉર્ધ્વ પુંડ્ર તિલક કરી તુલસીની માળા કંઠમાં પહેરાવી જેમ બિન્દિવાળા વૈષ્ણવોના આચાર્ય શ્રી રામપ્રસાદજી મહારાજ થયા અને તેઓના કપાળમાં શ્રી જાનકીજીએ બિન્દિ કરી હતી તેમજ શ્રી રામચન્દ્ર પ્રભુએ ષટ્પ્રજ્ઞ સ્વામીજીને કૃપા કરી તિલક તુલશી બન્ને પોતેજ પ્રસાદી રૂપે આપ્યાં છે.

**योगीश्वर श्रीरामने, दियो सु आशीर्वाद ।**
**पुनि प्रभु अन्तर्ध्यान हुव, करत भक्त जयनाद ॥ ४९ ॥**

યોગીઓના ઇશ્વર શ્રીરામપ્રભુએ સંત ષટ્પ્રજ્ઞને આશીર્વાદ આપ્યો તદનન્તર તેઓ સંતનો જયનાદ કરતા અદ્રશ્ય થયા.

**चोपाई–तदनन्तर जब यतिवर जागे, स्मरन स्वप्नगत करनजु लागे**
**वैष्णव वेष स्वकीय विलोकत, यह आनँद वह किस बिध रोकत॥५०॥**

ત્યાર પછી જ્યારે યતિશ્રેષ્ઠ ષટ્પ્રજ્ઞ સ્વામી જાગૃત થયા ત્યારે સ્વપ્નમાં આવેલી વાર્તાનું સ્મરણ કરવા લાગ્યા અને પોતાનો ઉર્ધ્વ તિલક આદિ વૈષ્ણવ વેષ જોવા લાગ્યા. એ આનંદને તેઓ શી રીતે રોકી શકે?

**रामकृपाकी अकथ कहानी, माल तिलक प्रभुअर्पित जानी ।**
**आनँदभर अस निश्चय कीन्हो, भक्ति प्रसाद प्रभुने दीन्हो॥५१॥**

રામકૃપાની કથા અકથ છે અર્થાત્ કોઈ શબ્દોથી વર્ણવી શકાય તેવી નથી. ષટ્પ્રજ્ઞસ્વામીએ પોતાના કંઠમાં માળા તથા લલાટમાં તિલક પ્રભુ અર્પિત [ પ્રભુએ અર્પણ કરેલું ] જાણી આનંદપૂર્વક એવો નિશ્ચય કર્યો જે પ્રભુએ ભક્તિનો પ્રસાદ આપ્યો.

यों दीक्षित ह्वै कर रघुवरतें, हम कृतकृत्य भये अवसरतें ।
अब यह वेष सतत हितकारी, धरो समरेंगे हम असुरारि॥५२॥

આવી રીતે સાક્ષાત્ રઘુનાથના હાથથી દીક્ષા પામી આ શુભ અવસરને લઇ અમે કૃતકૃત્ય થયા. નિરંતર હિત કરનાર આ વેષને ધારણ કરી અમે શ્રી રામચન્દ્રનું સ્મરણ કરશું

परंपराके शिष्य हमारे, वह सब माल तिलक अस धारे ।
क्योंकि इष्ट प्रभु राम कहावे, प्रसाद उनको स्पष्ट सुहावे ॥ ५३ ॥

અમારી પરંપરાના સમગ્ર શિષ્યો આ પ્રમાણે માળા અને તિલક ધારણ કરે એમ અમે ઇચ્છીએ છીએ, કારણ કે અમારા ઇષ્ટ દેવ શ્રી રામચંદ્ર પ્રભુ કહેવાય છે અને આ તેમનો સ્પષ્ટ પ્રસાદ શોભે છે અને અમને શોભા આપે છે.

यों दिन कछुक वहांहि बिताये, बहुरि प्रयागराज प्रति आये ।
गंगा यमुना ओर सरस्वती, करत जहां संगम पावन अति॥५४॥

આ રીતે કેટલાએક દિવસો રામઘાટ પર વિતાવ્યા અને પછીથી બન્ને બન્ધુઓ પ્રયાગરાજ આવ્યા. જ્યાં ગંગા, યમુના અને સરસ્વતીનો અત્યંત પાવન સંગમ થાય છે.

स्नान कियो पहिले वहँ जाई, भजन सहित गुरु ध्यान लगाई ।
पुनि वेणीमाधव अक्षयवट, आश्रम भारद्वाज लखे अट ॥ ५५ ॥

પ્રથમ એ ત્રિવેણીના સંગમ પર જઇ સ્નાન કર્યું અને પ્રભુભજન સહિત સદ્‌ગુરૂનું ધ્યાન ધર્યું. ત્યારપછી વેણીમાધવ, અક્ષયવટ અને ભારદ્વાર ઋષિનું આશ્રમ ફરીને જોયું.

यों दर्शन कर देवऋषिके, उभय बन्धु अति निर्मल हीके ।
यमुनातटको पथ गहि पावन, आये राजापुर उरभावन ॥ ५६ ॥

આ રીતે દેવ તથા ઋષિનાં દર્શન કરી નિર્મળ હૃદયના બન્ને બન્ધુઓ યમુના કિનારાનો માર્ગ ગ્રહણ કરી હૃદયને રૂચે તેવા રાજાપુર નામે નગરમાં આવ્યા.

दोहा—जहां रामके भक्तवर, जनमे तुलसीदास ।
वही स्थानकों देखिकें, यतिउर बढ्यो हुलास ॥ ५७ ॥

જ્યાં રામના ભક્ત શ્રેષ્ઠ કવિવર તુલસીદાસ જન્મ્યા એ સ્થાનને જોઇ અન્ને યતીઓના હૃદયમાં આનંદની વૃદ્ધિ થઇ.

स्थापित तुलसीदासके, रामचन्द्र भगवान ।
किय दर्शन षट्प्रज्ञने, जानि मूर्तिमय ज्ञान ॥ ५८ ॥

તુલસીદાસે સ્થાપન કરેલા શ્રીરામચન્દ્ર ભગવાનનાં ષટ્પ્રજ્ઞસ્વામીએ દર્શન કર્યાં.

चोपाई—बहुरि वहांतें बन्धु सहारे, चित्रकोट षट्प्रज्ञ पधारे ।
मन्दाकिनी गंगामें न्हाये, नित्य कर्म कर निवृत्ति पाये ॥ ५९ ॥

અને ત્યાંથી પોતાના બન્ધુ સહિત ષટ્પ્રજ્ઞસ્વામી ચિત્રકોટ સિધાવ્યા. ત્યાં પહોચી મંદાકિની ગંગામાં સ્નાન કર્યું અને નિત્ય કર્મ કરી નિવૃત્ત થયા.

परिक्रमा किय कान्तानाथकी, भरत कूपके पावन पाथकी ।
गगरी भरकें शिरपें डारी, पुनित गुप्त गोदावरी वारि ॥ ६० ॥

પછી કાન્તાનાથની પરિક્રમા કરી. તેમજ ભરતકૂપનાં પવિત્રજળથી ગાગર ભરી મસ્તકપર રેડી અને ગુપ્ત ગોદાવરીનાં જળથી પણ અંગને આર્દ્ર કર્યાં.

स्नान कियो अस तीरथ क्रममें, पुनि पहुचे अनसूयाश्रममें ।
स्फाटिक नाम शिला ढिग जाई, परम शान्ति यतिवरने पाई॥६१॥

આ રીતે ક્રમપૂર્વક તીર્થસ્નાન કર્યાં. તે પછી અનસૂયા આશ્રમમાં પધાર્યા ને ત્યાંથી સ્ફટિક શિલા જઇ યતિવર ષટ્પ્રજ્ઞસ્વામીએ વિશ્રાન્તિ લીધી.

सीताकुण्ड कोटि तीर्थादि, बिचरे ले कर रामप्रसादी ।
दरस परस अरु तीर्थ निमज्जन, रामकृपातें पावत सज्जन ॥ ६२ ॥

રામની કૃપાથી સીતાકુંડ અને કોટિ તીર્થ વગેરેમાં વિચરણ કર્યું. આ રીતે પ્રભુનાં દર્શન, પ્રભુનાં ચરણનો સ્પર્શ અને તીર્થસ્નાન સત્પુરૂષોજ રામની કૃપાથી પામે છે.

चित्रकोटतें विन्ध्याचल प्रति, आये मतिके सिन्धु उभय यति ।
बिन्ध्यवासिनी अष्टभुजाख्या, माताके गुनकी सुनि व्याख्या ॥६३॥

બુદ્ધિના સાગરરૂપ બન્ને યતીઓ ચિત્રકોટથી વિન્ધ્યાચલ પ્રતિ આવ્યા અને ત્યાં વિદ્વાનોના મુખથી વિન્ધ્યવાસિની તથા અષ્ટભુજા નામનાં માતાના ગુણની વ્યાખ્યા શ્રવણ કરી.

दर्शन करकें टारि उदासी, आये पुनि यतिवर पुर काशी ।
विश्वेश्वर प्रभुको किय अर्चन, स्तवन समेत सहेत मुदित मन॥

અને એ માતાનાં દર્શનથી પ્રસન્ન થઇ બન્ને યતિવર પાછા કાશી નગરીમાં આવ્યા. ત્યાં તેઓએ સ્તુતિ સાથે પ્રેમપૂર્વક આનંદયુક્ત મનથી શ્રી વિશ્વનાથ પ્રભુનું પૂજન કર્યું.

हरिगीत–अति पुनित पुनि मणिकर्णिकाके घाटपें जा स्थित भये ।
किय स्नान पुष्करिणी-उभय यतिवर्य आनन्दित भये ॥
पुनि स्नान गंगामें सचैल कियो सुज्ञानामृत पियो ।
पूजे बहुरि परमेश-वहँ शतरुद्रि पारायण कियो ॥ ६५ ॥

ત્યાંથી અતિ પવિત્ર એવા મણિકર્ણિકાના ઘાટપર પધાર્યાં ત્યાં પુષ્કરિણી સ્નાન કરી બન્ને યતીઓએ આનંદયુક્ત ગંગામાં સચૈલ સ્નાન કર્યું અને તીર્થ જ્ઞાનરૂપ અમૃતનું પાન કર્યું. પછી શ્રી કાશીવિશ્વનાથ પરમેશ્વરનું પૂજન કરી ત્યાં શતરૂદ્રિ પારાયણ કર્યું.

पुनि पञ्चगंगा समीपवर्ती वेणिमाधव ईशके ।
दर्शन किये श्रीकालभैरव ज्येष्ठ त्यों गजशीशके ॥
मृत्युंजय रु पिशाचमोचन देव सह सिद्धेश्वरी ।
त्यों त्रिपुरभैरवीकों नमन किय जानिकें जगदीश्वरी ॥ ६६ ॥

અને પંચગંગાની સમીપે રહેલા શ્રી વેણીમાધવ તથા બડાગણેશ પ્રભુનાં દર્શન કર્યાં. શ્રી કાલભૈરવ ગણેશ, મૃત્યુંજય, પિશાચમોચન, સિદ્ધેશ્વરી અને જગદીશ્વરી ત્રિપુરભૈરવી આદિનાં દર્શનકરી નમન કર્યું.

वाराहीकों वन्दन कियो बहुरि ध्रुवेश्वरकों नमे ।
किय नमन केदारेशकों श्रीराम घट घरमें रमे ॥
लोलार्क तीर्थ रु देवीदुर्गा शक्ति वैराटी महा ।
दर्शन किये सब देवके अवशेष नहि कछुभी रहा ॥ ६७ ॥

વારાહી માતાને વંદન કર્યું, ધ્રુવેશ્વરને નમન કર્યું. શ્રી કેદારેશ પ્રભુને પ્રણામ કરી બન્ને યતીઓએ ત્યાંથી લોલાર્ક તીર્થ, દુર્ગાદેવી અને મહાશક્તિ વૈરાટીદેવી આદિ સર્વ દેવોનાં દર્શન કર્યાં.

अन्तर्ग्रही यात्रा करत मणिकर्णिकाके घाटपें ।
गांगेय प्रातःस्नान सन्ध्या किय सुतिलक ललाटपें ॥
यों पूजनादिक कार्यतें निवृत्त भये यतिके पति ।
यात्राजु पुनित प्रदक्षिणाभिध करन हिय बाढी रति ॥ ६८ ॥

મણિકર્ણિકાના ઘાટપર અન્તર્ગ્રહીની યાત્રા કરવા માટે બન્ને યતીઓએ ગંગામાં પ્રાતઃસ્નાન, સન્ધ્યા તેમજ લલાટમાં તિલક કરી પૂજન આદિ કાર્યથી નિવૃત્ત થઈ અન્તર્ગ્રહી યાત્રા કરી. તે પછી ષટ્પ્રજ્ઞસ્વામીના હૃદયમાં પંચક્રોશી નામની યાત્રા કરવા ઇચ્છા થઇ.

मणिकर्णिकेश्वर सह किये दर्शन प्रथम विश्वेशके ।
असि नाम गंगाकोजु संगम स्नान किय यति अनथके ॥
रात्रि प्रथमकी कर्दमेश्वर निकट शान्त व्यतीत की ।
रात्रि द्वितीय श्रीभीमचण्डी निकट व्यतीत अभीत की ॥ ६९ ॥

પ્રથમ મણિકર્ણિકેશ્વર અને શ્રી વિશ્વનાથનાં દર્શન કરી અસિગંગાના સંગમમાં સ્નાન કર્યું. બન્ને યતીઓએ થાક વગર પહેલી રાત્રિ શ્રી કર્દમેશ્વર પાસે શાન્ત રીતે વિતાવી અને બીજી રાત્રિ શ્રી ભીમચંડી આગળ નિર્ભયપણે વ્યતીત કરી.

रात्रि तृतीय रमणीय रामेश्वर महालयमें रहे ।
रात्रि चतुर्थ निवास यतिको कपिल तीर्थ सबैं कहे ॥
मणिकर्णिकातें जाइ विभु विश्वेशके दर्शन किये ।
वाराह क्षेत्र पशुपतीश्वर ज़नकपुर यतिवर गये ॥ ७० ॥

ત્રીજી રાત્રી રમણીય એવાં રામેશ્વરના મંદિરમાં વિતાવી અને ચોથી રાત્રી કપિલ ધારામાં નિવાસ કરી યતિ ષટ્પ્રજ્ઞે મણિકર્ણિકામાં સ્નાન કર્યું ત્યાંથી વિશ્વનાથ પ્રભુનાં દર્શન કર્યાં અને વારાહ ક્ષેત્ર, પશુપતીશ્વર આદિની યાત્રા કરી બન્ને બન્ધુઓ જનકપુર ગયા.

दोहा—गया क्षेत्रमें पुनि गये, जो है उत्तम स्थान ।
प्रेतभावकों प्राप्त जहँ, पावत मुक्ति महान ॥ ७१ ॥

ત્યાંથી ગયા ક્ષેત્રમાં પધાર્યા કે જે સ્થાન અતિ ઉત્તમ છે અને જ્યાં પ્રેતભાવને પ્રાપ્ત થએલાં પ્રાણીઓ મહાન્ મુક્તિને પામે છે.

कियो वहां षट्प्रज्ञने, फलकु गंगमें स्नान ।
पुनि किय पितृ स्मरण अरु, पूजन—यजन प्रमान ॥ ७२ ॥

ત્યાં ષટ્પ્રજ્ઞસ્વામીએ પ્રથમ ફલકુ ગંગામાં સ્નાન કર્યું અને પછી પિતૃસ્મરણ પૂર્વક પૂજન તથા યજન આદિ કર્યાં.

चोपाई—बहुरि लखे भगवान गदाधर, किय दर्शन महाविष्णुके वर
विष्णुपाद अर्चन वहँ करके, गयउ पुलस्त्य तीर्थ धृति धरकें॥७३॥

ત્યારપછી ભગવાન્ ગદાધર શ્રી મહાવિષ્ણુનાં દર્શન કર્યાં અને વિષ્ણુપાદ પૂજન કરી ધૈર્યપૂર્વક બન્ને બન્ધુઓ પુલસ્ત્ય નામના તીર્થ સ્થાનપર ગયા.

धौम्य तीर्थ आदिक जो स्थाना, विचरे वहँ यति बुद्धिनिधाना ।
किय दर्शन श्रीकश्यप पदके, पाये निधि अनहद आनँदके॥७४॥

અને ધૌમ્ય તીર્થ આદિ જે સ્થાન હતાં ત્યાં બુદ્ધિના નિધિ રૂપ યતિ ષટ્પ્રજ્ઞે વિચરણ કર્યું, શ્રી કશ્યપ પદનાં દર્શન કરી અત્યંત આનંદને પ્રાપ્ત કર્યો.

बहुरि चले फलकुतट प्यारे, बुद्धदेव भगवान निहारे।
ब्रह्मसरःस्थ आम्रतरु पावन, उनको किय जलतें परिसिंचन॥७५॥

ત્યાંથી ફલકુ ગંગાને કિનારે ગમન કરી ભગવાન બુદ્ધદેવનાં દર્શન કર્યાં અને બ્રહ્મસરોવરમાં રહેલ આમ્ર વૃક્ષને જળ સિંચન કર્યું.

कियो बहुरि फलकुमें स्नानजु, मतंग ऋषिकी वापी महानजु।
तामें स्नान कियो प्रमुदित मन, धर्मपृष्ठमें किय पितृ चिन्तन॥७६॥

પાછું ફલકુગંગામાં સ્નાન કર્યું. અને મતંગ ઋષિની જે મહાન્ વાપી (વાવ) છે તેમાં આનંદયુક્ત મનથી સ્નાન કર્યું. તથા ધર્મ પૃષ્ઠમાં પિતૃચિન્તન કર્યું.

अक्षयवटके किय पुनि दर्शन, वैजनाथ बिचरे मनु शिवगन।
तारकनाथ क्षेत्र पुनि काली, श्रीभुवनेश्वर साक्षी गुपाली॥७७॥

ત્યાંથી ચાલી વળી અક્ષયવટનાં દર્શન કર્યાં. ત્યાંથી બન્ને બન્ધુઓ જાણે શંકરના ગણુ ન હોય? તેમ વૈજનાથ પધાર્યા. તારકનાથ, કાળી ક્ષેત્ર, શ્રી ભુવનેશ્વર અને સાક્ષી ગોપાલ

इसबिध तीर्थोंकी यात्रा कर, आये श्रीजगदीश यतीश्वर।
प्रथम महोदधिमें किय स्नाना, बहुरि लखे जगदीश भगवाना॥७८॥

એ રીતનાં તીર્થ સ્થાનોની યાત્રા કરી યતિરાજ ષટ્પ્રજ્ઞસ્વામી શ્રીજગદીશ ક્ષેત્રમાં પધાર્યા ત્યાં પ્રથમ મહોદધિમાં સ્નાન કર્યું અને પછી ભગવાન્ જગદીશનાં દર્શન કર્યાં.

जो राजत नीलाद्रि शिखरपें, करत कृपा पुण्यात्मा नरपें।
वह जगदीश प्रसाद सुआदर, ग्रहिबेकों शोचत यति मन घर॥

જે જગદીશ ભગવાન્ નીલાદ્રિ (પર્વત) ના શિખરપર વિરાજે છે અને પુણ્યાત્મા પ્રાણી ઉપર કૃપા કરે છે. એમનો પ્રસાદ આદરપૂર્વક ગ્રહણ કરવા માટે યતિ ષટ્પ્રજ્ઞસ્વામી પોતાના મનરૂપી ઘરમાં વિચાર કરવા લાગ્યા.

दोहा—कहन लगे निज बन्धुकों, श्रीजगदीश प्रसाद।
दुर्लभ है देवादिकों, बन्धो! बिनहि विवाद॥८०॥

અને પોતાના બન્ધુ અમરપ્રસાદને કહેવા લાગ્યા જે હે ભાઇ! શ્રી જગદીશનો પ્રસાદ દેવઆદિને પણ દુર્લભ છે. આ વાર્તા વિવાદ વગરની છે.

यह प्रसादके ग्रहनमें, जातिभेद कछु नांहि।
ग्लानि मानसिकतें जरत, नर पातक अवगाहि ॥ ८१ ॥

આ શ્રી જગદીશના પ્રસાદનું ગ્રહણ કરવામાં કોઇ પ્રકારનો જાતિભેદ નથી. જે મનુષ્યના મનમાં આ રીતનો પ્રસાદ લેતાં ગ્લાનિ થાય છે તે પાપ કરે છે અને દુઃખી થઇ

भगवद्भक्ति रहित त्यों, ऐसे मानव होत।
यातें श्रीजगदीशको, प्रसाद सुरसरि स्रोत ॥ ८२ ॥

ભગવદ્ ભક્તિથી રહિત બને છે, એટલામાટે શ્રીજગદીશનો પ્રસાદ ગંગાના પ્રવાહ જેવો પાવન છે.

यहँ अपने आचार्यवर, श्रीशंकर भगवान।
जिन्हैं जातिके भेद विन, ग्रह्यो प्रसाद महान ॥ ८३ ॥

આ સ્થળે આપણા શ્રેષ્ઠ આચાર્ય ભગવાન્ શંકરાચાર્યે પણ પધારી જાતિભેદ વિના પ્રસાદ ગ્રહણ કરેલો છે.

यों श्रीमध्वाचार्य अरु, विदित वल्लभाचार्य।
किय जगदीश प्रसादतें, सबने भोजन कार्य ॥ ८४ ॥

એવીજ રીતે રામાનુજાચાર્ય શ્રીમધ્વાચાર્ય અને વલ્લભાચાર્ય આદિ સર્વ મહાત્માઓ જગદીશનો પ્રસાદ જમેલા છે.

वैसे पुरुष पवित्रने, की न ग्लानि कछु रीत।
अपनेकोंभी ग्राह्य है, प्रभु प्रसाद सह प्रीत ॥ ८५ ॥

એવા પવિત્ર પુરૂષોએ પણ શ્રી જગદીશનો પ્રસાદ ગ્રહણ કરવા સમયે ગ્લાનિ કરી નહોતી. તો એ પ્રભુનો પ્રસાદ પ્રેમપૂર્વક આપણે પણ ગ્રહણ કરવા યોગ્ય છે.

यों कहकें निजबन्धु प्रति, लह जगदीश प्रसाद।
किय दर्शन गुरु पीठके, कर मुदभर जयनाद ॥ ८६ ॥

આ રીતે પોતાના બન્ધુ પ્રતિ વાર્તાલાપ કરી શ્રીષટ્પ્રજ્ઞસ્વામીએ શ્રી જગદીશનો પ્રસાદ ગ્રહણ કર્યો અને આનંદયુક્ત જયનાદ કરતા બન્ને બન્ધુઓએ ગુરૂ પીઠ શ્રી શંકરાચાર્યમઠનાં દર્શન કર્યાં

**गंगासागर प्रति गमन, कियो बहुरि सह बन्धु ।**
**कपिलदेव भगवान जहँ, थे करुणाके सिन्धु ॥ ८७ ॥**

અને ત્યાંથી ગંગાસાગર પ્રતિ ગમન કર્યું જ્યાં કરૂણાસિન્ધુ ભગવાન્ કપિલદેવનું આશ્રમ હતું.

**चोपाई—कर उनके दर्शन यतिराजा, प्रभु महत्त्व सुमरत सुखसाजा ।**
**देवी ब्रह्मपुत्राके दर्शन, सह कामाक्षी किये अघमर्षन ॥ ८८ ॥**

યતિરાજ ષટ્પ્રજ્ઞસ્વામીએ પોતાના બન્ધુ સહિત ત્યાં જઇ કપિલદેવનાં દર્શન કર્યાં અને મુક્તિરૂપી સુખસાજને આપનાર પ્રભુની મહત્તાનું સ્મરણ કર્યું. તે પછી પાપને નાશ કરનાર કામાક્ષી દેવી સહિત બ્રહ્મપુત્રાનાં દર્શન કર્યાં.

**बहुरि सप्तगोदावरी आये, पन्ना नरसिंह दर्शन पाये ।**
**तीर्थ पक्षी पुनि धाम चिदम्बर, हो आये श्रीरंगम यतिवर॥८९॥**

ત્યાંથી સપ્ત ગોદાવરી થઇ પન્ના નરસિંહ પ્રભુનાં દર્શન કર્યાં અને પક્ષી તીર્થ તથા ચિદંબર આદિનાં દર્શન કરી યતિવર ષટ્પ્રજ્ઞસ્વામી શ્રી રંગમ પધાર્યા

**वहँ श्रीरंग अभिध भगवाना, किय उनके दर्शन गुन गाना ।**
**पुनि दक्षिण अरु उत्तर नामा, कावेरी तीरथ अभिरामा ॥ ९० ॥**

ત્યાં શ્રીરંગજી નામે ભગવાનનાં દર્શન અને ગુણગાન કર્યાં, ત્યાંથી દક્ષિણ કાવેરી અને ઉત્તર કાવેરી નામની સુંદર યાત્રા કરી.

**तामें किय स्नानादिक काजा, आनन्दित भयऊ यतिराजा ।**
**यहँ कावेरी पवित्र वहत है,"गंगा"अस अभिधान ग्रहत है॥९१॥**

તેમાં સ્નાન આદિ કાર્ય કરી યતિરાજ ષટ્પ્રજ્ઞસ્વામી આનંદ પામ્યા એ સ્થળે પવિત્ર કાવેરી વહે છે. અને તે "ગંગા" એવું નામ ધારણ કરે છે. અર્થાત્ કાવેરી ગંગા કહેવાય છે.

वेष्टित जो प्रभु श्रीरंगमकों, टारत दुरित सहित जगभ्रमकों ।
जहँ आचार्य पंथ रामानुज, आधिपत्य धारत है निजभुज ॥१२॥

જે કાવેરી ગંગા શ્રીરંગમ પ્રભુને વીંટાઇને રહેલી છે અને જે પાપપુંજ સહિત જગતની ભ્રાન્તિને ટાળે છે. જ્યાં રામાનુજ સમ્પ્રદાયના આચાર્યનું આધિપત્ય છે અર્થાત્ એ શ્રીરંગમ પ્રભુસ્થાનનાં કાર્ય આદિની સકલ વ્યવસ્થા ઉક્ત રામાનુજમતાનુયાયી આચાર્યને હસ્તક થાય છે.

वहां जम्बुकेश्वर प्रभु दर्शन, कर षट्प्रज्ञ लगे हिय हर्षन ।
तहँ गिरिस्थ गणपति दर्शन कर, नमन कियो लखि शंभु शिवङ्कर॥१३

ત્યાં શ્રી જંબુકેશ્વર પ્રભુનાં દર્શન કરી ષટ્પ્રજ્ઞસ્વામી આનંદ પામ્યા અને પર્વતપર રહેલા ગણપતિના દર્શન કરી ત્યાંજ શિવંકર શિવજીનાં દર્શન કર્યાં અને ત્યાંથી મદુરામાં

दोहा—श्रीमेनाक्षी देवीको, दिव्य पीठ दुःखहारी ।
यतिवरने उनके किये, दर्शन आनँदधारी ॥ १४ ॥

દુઃખને હરવાવાળી શ્રી મેનાક્ષી દેવીનાં યતિ ષટ્પ્રજ્ઞે આનંદપૂર્વક દર્શન કર્યાં.

सुन्दरेश भगवानके, किय दर्शन करजोर ।
बहुरि वहांतें दुव गये, बोलत रामकिशोर ॥ १५ ॥

ત્યાંજ ભગવાન્ સુન્દરેશ્વરનાં દર્શન કર્યાં અને તે પછી બન્ને બન્ધુઓ શ્રી રામ પ્રભુનું ભજન કરતા નવગ્રહ ગયા.

नवग्रहकों करिकें नमन, दर्भशयनको धाम ।
देख्यो श्रीषट्प्रज्ञने, समरत मुख श्रीराम ॥ १६ ॥

ત્યાં નવગ્રહોને નમન કરી ષટ્પ્રજ્ઞસ્વામીએ મુખથી શ્રી રામચન્દ્રના નામનું સ્મરણ કરતાં કરતાં દર્ભ શયન ભગવાનનાં દર્શન કર્યાં.

चलत चलत यतिवर उभय, श्रीरामेश्वर नाम ।
तीर्थ क्षेत्रमें पहुचकें, लहत भये विश्राम ॥ १७ ॥

ચાલતાં ચાલતાં બન્ને યતિઓ શ્રી રામેશ્વર ધામમાં પધાર્યાં.

तदनन्तर षट्प्रज्ञने, कियो महोदधि स्नान ।
वन्दे बहुरि विनोदयुत, गौरी सह भगवान ॥ ९८ ॥

ત્યારપછી શ્રી ષટ્પ્રજ્ઞસ્વામીએ મહોદધિમાં સ્નાન કરી ગિરિજા સહિત ભગવાન્ રામેશ્વરને પ્રેમ પૂર્વક વંદન કર્યું.

रामेश्वर प्रभुको कियो, पूजन स्नेह समेत ।
चतुर्विंशति तीर्थमें, किय मज्जन-सह हेत ॥ ९९ ॥

તે પછી સ્નેહ સહિત પ્રભુ રામેશ્વરનું પૂજન કર્યું અને ચોવીશ તીર્થોમાં સ્નાન કર્યું.

बहुरि जटायु तीर्थमें, कियो उभयने स्नान ।
दर्शन श्रीकोदण्डके, किये जानि भगवान ॥ १०० ॥

ત્યાંથી બન્ને બન્ધુઓએ જટાયુતીર્થમાં સ્નાન કર્યું અને કોદંડ ભગવાનનાં દર્શન કર્યાં.

चो.—लक्ष्मणकुण्ड लख्यो अति लोना, सीताकुण्ड अमित सुखभोना
रामकुण्ड आदिकमें स्नाना, करदेखे सेतु भगवाना ॥ १०१ ॥

અત્યન્ત સુંદર લક્ષ્મણ કુંડ, સીતાકુંડ તેમજ રામકુંડ આદિ સર્વ કુંડોમાં સ્નાન કરી ધનુષતીર્થમાં સેતુ ભગવાનનાં દર્શન કર્યાં. અર્થાત્ શ્રીરામચન્દ્ર પ્રભુએ મહોદધિપર સેતુ (પાજ) બાંધેલ તેનાં દર્શન કર્યાં.

सेतु दर्शनतें षट्प्रज्ञ जु, भये अतुल आनन्दनिमग्न जु ।
कहन लगे निज लघु बन्धु प्रति, सेतु दर्श—अर्पत मुक्तकी गति ॥१०२

સેતુ દર્શનથી ષટ્પ્રજ્ઞસ્વામી અતુલ આનંદમાં મગ્ન બન્યા અને પોતાના ન્હાના ભાઇને કહેવા લાગ્યા જે આ સેતુનાં દર્શન મુક્તિ આપે છે. અર્થાત્ સેતુ દર્શનથી મનુષ્ય મોક્ષને પામે છે.

यह वारिधि प्राचीदिग् पाकर, लही महोदधिकी संज्ञा वर ।
सोहत हम द्रग सन दधि वैसा, शान्त गुननतें ब्राह्मण जैसा ॥१०३॥

આ પૂર્વ સમુદ્ર મહોદધિ એવું નામ મેળવી શાન્ત ગુણોથી જેમ બ્રાહ્મણ શોભે તેમ શોભી રહ્યો છે.

यह पश्चिम सागर द्रग आवे, क्षत्रिय जैसा शूर सुहावे ।
यों कह उभय सिन्धुमें स्नाना, किय यतिवरने कर गुनगाना ॥१०४॥

આ પશ્ચિમ દિશામાં જે રત્નાકર સાગર દેખાય છે તે ક્ષત્રિયની પેઠે શૌર્ય ગુણવાળો શોભે છે. આમ કહી બન્ને બન્ધુઓએ સમુદ્રનાં ગુણગાનપૂર્વક તેમાં સ્નાન કર્યું.

पुनि निज इष्ट रामप्रभु नामा, स्मरन लगे यति पूजन कामा ।
तदनन्तर वर तीर्थ जनार्दन, गयउ सहोदर उभय मुदित मन॥१०५॥

તે પછી ષટ્પ્રજ્ઞસ્વામીએ પોતાના ઇષ્ટ શ્રી રામચન્દ્ર પ્રભુનું પૂજન કરી સ્મરણ કર્યું અને ત્યારપછી આનંદપૂર્વક બન્ને બન્ધુઓ જનાર્દન નામના તીર્થસ્થાનપર ગયા.

दरस जनार्दन प्रभुके कीन्हे, यति बिन को अस प्रभुपथ चीन्हे ।
सागर स्नान कियो पुनि सुन्दर, धूप जनार्दनको शुभमन्दिर॥१०६॥

શ્રી જનાર્દન (વિષ્ણુ પરમાત્મા) પ્રભુનાં દર્શન કર્યાં. યતિ વિના આ રીતે પ્રભુના માર્ગને કોણ શોધે? તે પછી બન્ને બન્ધુઓએ સમુદ્રસ્નાન કરી ભૂતપ્રેતાદિ નાશક જનાર્દનનો જે ધૂપ તેનાં દર્શન કર્યાં.

ब्रह्मदेवकृत याग कहावे, उनको हव्य पदार्थ सुहावे ।
वोही धूप जनार्दन नामा, किय दर्शन उनके अभिरामा ॥१०७॥

આ જનાર્દન ધૂપ બ્રહ્મદેવે ત્યાં યાગ કર્યો હતો તેનો જે હવ્ય પદાર્થ શેષ રહેલ તે છે, તે પુણ્યસ્વરૂપ જનાર્દન ધૂપનાં દર્શન કરી

बहुरि वहांतें करत प्रयाना, पद्मनाभ पहुचे शुभ स्थाना ।
कन्या आदि कुमारी तीरथ, कर यतिने किय सफल मनोरथ ॥१०८॥

ત્યાંથી પ્રયાણ કરી પદ્મનાભ નામના શુભ તીર્થ સ્થાનમાં પધારી યતિવર ષટ્પ્રજ્ઞસ્વામીએ પદ્મનાભ પ્રભુના દર્શન કરી ત્યાંથી કન્યાકુમારી આદિ તીર્થની યાત્રા કરી પોતાના સર્વ મનોરથ સફળ કર્યા.

दोहा–गयउ आद्यकेशव पुनि, यतियुग सह आनन्द ।
तोताद्र्यादिक तीर्थ सब, किये महा सुखकन्द ॥ १०९ ॥

ત્યાંથી આનંદપૂર્વક આદ્યકેશવનાં દર્શન કરી શ્રી રામાનુજ પીઠનાં દર્શન કર્યાં અને ત્યાંજ ભૂદેવી તથા શ્રી દેવી સહિત તોતાદ્રિ ભગવાનનાં દર્શન કર્યાં ને ત્યાંથી તૃણેવેલીમાં તામ્રપર્ણીમાં સ્નાન કર્યું અને પછી

**काञ्चीवरम गये बहुरि, शिवपुरीके शुभ स्थान ।**
**नमन सहित निरखत भये, आमलेश भगवान ॥ ११० ॥**

ત્યાંથી શિવકાંચી ગયા અને શિવપુરીના એ શુભસ્થાનમાં આમલેશ્વર ભગવાનનાં દર્શન કર્યાં.

**वरद्राज अभिधान जो, ईश धाम अभिराम ।**
**वहां अनुज सह जाइकें, यतिने किये प्रणाम ॥ १११ ॥**

ત્યાંથી વિષ્ણુ કાંચીમાં વરદરાજ નામે ભગવાનનાં યતિ ષટ્પ્રજ્ઞ મહારાજે પોતાના ન્હાના ભાઈ સહિત દર્શન કરી પ્રણામ કર્યા.

**यहां शैव वैष्णव उभय, ईर्षायुत अन्योन्य ।**
**देखि भये खेदित यती, बिनमति पंडितमन्य ॥ ११२ ॥**

એ સ્થળે શૈવ તથા વૈષ્ણવ કે જેઓ બુદ્ધિરહિત છતાં પોતાને પંડિત માનતા હતા તેઓને પરસ્પર ઇર્ષાયુક્ત જોઈ શ્રી ષટ્પ્રજ્ઞસ્વામીના મનમાં ખેદ થયો.

**उन सबके अज्ञानमय, जीवन निन्दित जानि ।**
**संतवर्य षट्प्रज्ञने, प्रभु इच्छा पहिचानि ॥ ११३ ॥**

તે સર્વનું અજ્ઞાનમય નિન્દાયોગ્ય જીવન જોઈને ષટ્પ્રજ્ઞ મહારાજે મનમાં વિચાર્યું કે પ્રભુની આવી ઇચ્છા હશે તોજ આમ બન્ને વર્તતા હશે.

**वेंकटाद्रिकी और किय, सह लघु बन्धु प्रयान ।**
**कालाहस्ति तीर्थको, महिमा लख्यो महान ॥ ११४ ॥**

ત્યાંથી વેંકટાદ્રિ તરફ પોતાના લઘુ બન્ધુ સહિત પ્રયાણ કર્યું અને ત્યાંજ વેંકટેશ ભગવાનનાં દર્શન કરી કાલાહસ્તિ તીર્થનો મહાન્ મહિમા જોયો.

**पीठ शृंगेरी अति पुनित, गुरु सुरेश्वर धाम ।**
**किष्कंधा अरु हेमपी, किये तीर्थ अभिराम ॥ ११५ ॥**

અત્યંત પવિત્ર શૃંગેરી પીઠ કે જે પોતાના સદ્ગુરૂ શ્રી સુરેશ્વરાચાર્યનું ધામ છે ત્યાં થોડા દિવસ રહી કિષ્કંધા અને હેમપી આદિ તીર્થોમાં પધારી મનોરમ યાત્રા કરી.

**चो.—गोकर्णेश्वर गयउ वहांतें, यतियुग निजरतियुत मुद्माते ।**
**बहुरि मल्लिकार्जुन प्रति आये, शंभु भीमशंकर मन भाये ॥११७॥**

ત્યાંથી ગોકર્ણેશ્વર પધાર્યા. આત્મરતિવાળા અને આનંદથી મસ્ત એવા બન્ને યતીઓ ત્યાંથી કૃષ્ણ ગંગાના તટ ઉપર મલ્લિકાર્જુનનાં દર્શન કરી ભીમશંકર,

**नागेश्वर घुष्मेश्वर योंही, त्र्यंबक नामा ईश्वर त्योंही ।**
**वन्दे विधियुत पुण्यघटीमें, पहुचे यतिवर पञ्चवटीमें ॥ ११८ ॥**

નાગેશ્વર, ઘુષ્મેશ્વર અને ત્ર્યંબકેશ્વર નામના જ્યોતિર્લિંગની યાત્રા કરી પંચવટીમાં પધાર્યા.

**जहां वहत गोदावरी गंगा, पतितपावनी सरित अभंगा ।**
**रामकुण्डपें वहँ द्रुत जाई, प्रभुपदपंकज ध्यान लगाई ॥ ११९ ॥**

જ્યાં પતિતને પાવન કરનારી ગોદાવરી ગંગા અભંગ પ્રવાહથી વહે છે ત્યાં રામકુંડ પધાર્યા અને પ્રભુપદકમળનું સ્મરણ કર્યું.

**यतिवरने किय इष्ट उपासन, कियो स्नान शिर धरी गुरु शासन ।**
**सन्ध्यावन्दन आदिक काजा, करत भये वहँ दुव यतिराजा ॥१२०॥**

યતિવર ષટ્પ્રજ્ઞમહારાજે ઇષ્ટદેવ રામની ઉપાસના કરી અને ગુરૂઆજ્ઞાને માથે ચઢાવી ગોદાવરીમાં તેમજ કુંડમાં સ્નાન કરી સન્ધ્યાવન્દન આદિ કાર્ય કર્યાં

**पुनि गोदावरी गंगाके तट, करन लगे विचरन यति उद्भट ।**
**किय निज अनुज सहित प्रमुदित मन, स्फाटिक नाम शिलाके दर्शन**

ત્યારપછી ગોદાવરી ગંગાને કિનારે કિનારે ઉત્સાહી યતિયુગ્મ વિચરણ કરવા લાગ્યા અને સ્ફાટિક નામે શિલાનાં આનંદયુક્ત મનથી દર્શન કર્યાં.

**पाण्डुतीर्थ आदिक पुनि गयऊ, कछुक समय वहँ निवसित भयऊ ।**
**मंत्रराजको जपत सुजापा, लहत भये आनंद अमापा ॥ १२२ ॥**

ત્યાંથી પાંડવતીર્થ આદિ સ્થળે ગયા અને થોડા સમય ત્યાં નિવાસ કર્યો. મંત્રરાજનો જાપ કરતા બન્ને યતીઓ અમાપ આનંદને પ્રાપ્ત થયા.

ख्यात अमरकण्टक अभिधातें, नर्मदोत्तरी गयउ वहांतें ।
ॐ कारेश्वरकी यात्रा कर, गये उभय श्रीमहाँकालेश्वर ॥ १२३ ॥

ત્યાંથી અમરકંટક નામે પ્રખ્યાત થએલ નર્મદોત્તરી કે જ્યાંથી નર્મદા ગંગા નિકળે છે. તેની યાત્રા કરી નર્મદા તટે શ્રી ૐકારેશ્વરની યાત્રા કરી બન્ને ઉજ્જેનમાં મહાંકાલેશ્વરનાં દર્શન કર્યાં.

याविध यात्रा करकें पूरन, झींझुवाट आये यति तूरन ।
वहां पूज्य निजके गुरु यादव, उनकी समाधि निकट धरी मार्दव ॥१२४

આ રીતે સમગ્ર યાત્રા પૂર્ણ કરી બન્ને બન્ધુઓ ઝીંઝુવાડા પધાર્યા ત્યાં પોતાના ગુરૂ યાદવસ્વામીની સમાધિ પાસે કોમળતાને ધારણ કરી

किय दर्शन साष्टांग प्रणति कर, कछुकसमय वहँ निवसे यतिवर ।
बहुरि वहांतें बन्धु सहारे, दुग्धरेज षट्प्रज्ञ पधारे ॥ १२५ ॥

સાષ્ટાંગ પ્રણામ પૂર્વક દર્શન કર્યાં અને થોડાસમય ત્યાં નિવાસ કર્યો. પછીથી પોતાના બન્ધુ અમરપ્રસાદ સહિત ષટ્પ્રજ્ઞસ્વામી દૂધરેજ પધાર્યા.

अनुष्टुप्--सर्वविद्यार्णवं देवं, भक्तदुःखापहारकम् ।
श्रीषट्प्रज्ञं महामान्यं, गुरुं वन्दे पुनःपुनः ॥

સર્વ વિદ્યાના સાગરરૂપ, ભક્તજનોનાં દુઃખોને હરનાર અને મહાપુરૂષોમાં માન્ય થએલા શ્રી ષટ્પ્રજ્ઞગુરૂને હું વારંવાર વંદન કરૂં છું.

श्रीरघुवर श्रीमाधवजु, गुरुप्रसादकों पाइ ।
भई मयूख समाप्ति यह, मुदमंगलतें छाइ ॥
॥ इति श्रीमद्वेदान्ततीर्थपण्डितमायारामसंगृहीत
श्रीसत्पुरुषचरित्रप्रकाशे षट्प्रज्ञस्वामियात्रा-
वर्णनं नाम एकोनविंशतितमो मयूखः

॥ श्री गणेशाय नमः ॥

# अथ विंशतितमो मयूखः

दोहा--तदनन्तर दिन एक श्री, देव मुरारि द्वार ।
उनके वैष्णव पूज्य अति, पावन चरित उदार ॥ १ ॥

ત્યારપછી એકદિવસે દેવમુરારિ દ્વારના અત્યંત ઉદાર તેમજ પાવન ચરિત્રવાળા પૂજ્ય વૈષ્ણવ,

चोपाई—जीवनदास उचित अभिधाना, संत महंत धीमंत सयाना।
सुनि षट्प्रज्ञ स्वामि यशकीर्तन, दुग्धरेज आयेजु मुदित मन ॥ २ ॥

જેમનું અતિ યોગ્ય શ્રી જીવણદાસજી મહારાજ એવું નામ હતું તે સંત શિરોમણિ, બુદ્ધિશાળી, મહંત શ્રી ષટ્પ્રજ્ઞસ્વામીની કીર્તિ શ્રવણ કરી આનંદયુક્ત મનથી દૂધરેજ પધાર્યા.

संग विरक्त पञ्चशत ज्ञानी, मिले परस्पर अति रति आनी।
प्रथम ज्ञानचर्चा कछु कीन्ही, तदनन्तर विश्रान्ति लीन्ही ॥ ३ ॥

મહંત શ્રી જીવણદાસજી મહારાજની સાથે પાંચસો વિરક્ત મહાત્માઓ હતા તે સર્વ ષટ્પ્રજ્ઞસ્વામીને અતિ પ્રેમથી પરસ્પર મળ્યા. ત્યાં સહુએ વિશ્રાન્તિ લીધી.

पुनि बोले षट्प्रज्ञ यती प्रति, सविनय जीवनदास महामति ।
पयःपाकभोजन यतिराजा, चाहत है यह संत समाजा ॥ ४ ॥

તે પછી મહાન્ બુદ્ધિમાન્ જીવણદાસજી મહારાજ વિનયપૂર્વક ષટ્પ્રજ્ઞસ્વામીજી પ્રતિ કહેવા લાગ્યા જે હે યતિરાજ! આ સંતસમાજ દૂધપાકનાં ભોજનની ઇચ્છા રાખે છે.

"देहु दुग्ध" यों बचन सुनीकें, श्रीषट्प्रज्ञजु मौलि मुनीके।
कहन लगे दादा गुरु प्यारे, नीलकण्ठ अभिधान हमारे ॥ ५ ॥

માટે "દૂધ આપો." મહંત જીવણદાસજીનાં આવાં વચન સાંભળી યતિરાજ ષટ્પ્રજ્ઞસ્વામી કહેવા લાગ્યા જે અમારા પરમ પ્રિય ગુરૂ નીલકંઠસ્વામી

जो थे महदात्मा निधि गुनके, आशीर्वाद प्रभावजु उनके।
यह सरवरका जो जल सोहे, पय समान उपयुक्तजु वो है ॥ ६ ॥

કે જેઓ મહાત્મા અને ગુણના સાગરરૂપ હતા તેઓના આશીર્વચન પ્રભાવથી આ સરોવરનું જે જળ છે તે દૂધની પેઠે ઉપયોગમાં લઈ શકાય તેવું છે.

यातें आप स्वकीय सुजनकों, आज्ञा देहु पुनित संतनकों।
यह सरपें जा पय ले आवहु, पुनि उनका पयपाक बनावहु ॥७॥

એટલામાટે આપ આપના આ સંતોને આજ્ઞા આપો જે આ સરોવરપર જઈ દૂધ ભરી લાવે અને તેનો દૂધપાક બનાવે.

दोह–स्वामी श्रीषट्प्रज्ञके, सुनी बचन अस श्रोन।
सब संतन प्रति जीवनजु, बोले मतिके भोन ॥ ८ ॥

ષટ્પ્રજ્ઞસ્વામીનાં આવાં વચન સાંભળી બુદ્ધિશાળી જીવણદાસજી મહારાજ સર્વ સંતોને કહેવા લાગ્યા જે

यह सरवरपें जाइकें, भर लाओ तुम नीर।
संत बचनतें होयगा, उनका भोजन क्षीर ॥ ९ ॥

આ સરોવર પર જઈ તમો જળ ભરી લાવો, સત્પુરૂષના વચનથી તેનું ક્ષીરભોજન થશે અર્થાત્ દૂધપાક બનશે.

सुनत चले सर और सब, लाये पय सम वारि।
किय उनतें पयपाक पुनि, लखत चकित तनुधारी ॥ १० ॥

મહંત જીવણદાસજીની આજ્ઞાથી સર્વ સંતો સરોવરપર ગયા અને દૂધ ભરી લાવ્યા તેનો દૂધપાક બનાવ્યો, તેને જોઇ વિરક્ત સંતોએ આશ્ચર્ય પામી ષટ્પ્રજ્ઞ સ્વામીની ગુરૂવચનમાં શ્રદ્ધા જોઇ તેઓને ધન્યવાદ આપ્યો.

सरस स्वादु पयपाकको, भोजन पाये संत।
देन लगे षट्प्रज्ञकों, जीवन धन्य अनंत ॥ ११ ॥

આવી રીતે સંત પુરૂષોએ રસવાળું અને સ્વાદિષ્ટ દૂધપાકનું ભોજન કર્યું જીવણદાસજી મહારાજે ષટ્પ્રજ્ઞસ્વામીને અનંત ધન્યવાદ આપ્યો.

कहन लगे षट्प्रज्ञ प्रति, पुनि वह वारंवार ।
आत्मश्रद्धा आपकी, त्यों गुरु चरित उदार ॥ १२ ॥

અને વારંવાર તેઓ પ્રતિ કહેવા લાગ્યા જે આપની આત્મશ્રદ્ધા અને ગુરૂ નીલકંઠ સ્વામીનાં ઉદાર ચરિત્ર

धन्यवादके पात्र है, भये संत संतुष्ट ।
ह्वैगो चिर यह स्मरणतें, प्रेमभाव अति पुष्ट ॥ १३ ॥

ધન્યવાદને પાત્ર છે. સંત જનો આજે બહુજ સંતુષ્ટ થયા છે. આ વાર્તાના સ્મરણથી આપણો પ્રેમભાવ અત્યંત પુષ્ટ બનશે.

चोपाई—तदनन्तर सह संतसमाजा, जीवनदास अभिध महाराजा ।
बेट द्वारिका और सिधारे, प्रभुपद कमल भ्रमर मतवारे ॥ १४ ॥

ત્યારપછી સંતસમાજની સાથે જીવણદાસજી મહારાજ શ્રી બેટદ્વારિકાની યાત્રાએ પધાર્યા. એ સર્વસંતો પ્રભુના ચરણરૂપી કમળના પ્રેમમસ્ત ભ્રમર હોય નહિ શું? તેમ જણાતા હતા.

इक दिन स्वामी श्रीषट्प्रज्ञजु, प्रातः समय सुमंगलमग्नजु ।
जब श्रीराम रटत मुख जागे, करन दंतधावन तब लागे ॥ १५ ॥

એક દિવસે પ્રાતઃકાળમાં મંગલ સમયમાં શ્રી ષટ્પ્રજ્ઞસ્વામી દંતધાવન કરતા હતા,

वही दंतधावन तरु वटको, जो वट आश्रय नागर [1]नटको ।
उसी समय आश्रम ढिगवासी, गोपतिया प्रभुपदअभि प्यासी ॥१६॥

એ દાતણ વડ વૃક્ષનું હતું કે જે વટ [વડ] શ્રી નટનાગર ( બાલમુકુન્દ કૃષ્ણ પરમાત્મા) ના આશ્રયરૂપ કહેવાય છે. સ્વામીજી દાતણ કરતા હતા એજ સમયે આશ્રમ નજીક રહેનારી અને પ્રભુનું ચરણામૃત પીવાની ઇચ્છાવાળી ગોપાંગનાઓ (ગોપની સ્ત્રીઓ)

निकसी शिरपें पयघट लेकर, उनकों पुत्रि सँबोधन देकर ।
बोले श्रीषट्प्रज्ञ यतीश्वर, यही दंतधावन सुन्दर धर ॥ १७ ॥

---

१ वटस्य पत्रे शयानं बालमुकुन्दम् ॥ इत्युक्तेः

મસ્તકપર દૂધના ઘડાઓ લઈ ત્યાંથી નીકળી ત્યારે એ સર્વને 'હે પુત્રીઓ!" એવું સંબોધન આપી યતીશ્વર ષટ્પ્રજ્ઞમહારાજ બોલ્યા કે આ દાતણ આ સુંદર પૃથ્વીમાં

आलवाल कर में रोपत हों, मृदतें कछु उनकों गोपतहों ।
करहु तुम यामें पयसिञ्चन, प्रतिदिन ह्वै प्रमदा प्रमुदित मन ॥१८॥

ક્યારો કરી હું રોપું છું અને જરા માટીથી તેને ઢાંકી દઉં છું, એમાં હે બાઈઓ! તમે આનંદયુક્ત મનથી પ્રતિદિન પયસિંચન કરો અર્થાત્ દૂધ રેડતાં રહો.

समय पाइ यह बड बट ह्वैगो, संतसमाजसु छांय लहेगो ।
सेवा व्रर्ष सपाद् तुम्हारी, याबिध चाहत बुद्धि हमारी ॥ १९॥

સમય પામી એ મહાન્ વટવૃક્ષ થશે અને સંતજનોનો સમુદાય તેની છાંયા નીચે વિશ્રાન્તિ લેશે. માટે અહિં સવા વર્ષ પર્યન્ત તમારી દૂધ રેડવાની સેવા અમારી બુદ્ધિ ચાહે છે.

यों सुन बोलि गोपकी नारी, क्यों मानें हम बात तुम्हारी।
होवे बृक्ष दंतधावनतें, तो मक्खन हो वारिमथनतें ॥ २० ॥

ષટ્પ્રજ્ઞસ્વામીનાં આવાં વચન સાંભળી ગોપની સ્ત્રીઓ બોલી જે હે મહારાજ! અમે તમારી વાત શી રીતે માની શકીએ! જો દાતણમાંથી વૃક્ષ થાય તો પાણીને મથતાં માખણ થવું જોઈએ. અર્થાત્ પાણીને મથતાં માખણ ન નીકળે તેમ દાતણમાંથી ઝાડ ન થાય.

देखी सुनी न कहांभी ऐसी, दत्तनतें तरु आशा कैसी ? ।
गोपी वचन सुनी यतिनायक, बोले वचन महा स्तुतिलायक ॥२१॥

આવી વાત અમે ક્યાંઇ જોઈ નથી અને સાંભળી પણ નથી. દાતણથી વૃક્ષની આશા તે વળી કેવી ? યતિશ્રેષ્ઠ ષટ્પ્રજ્ઞસ્વામી ગોપીઓનાં આવાં વચન સાંભળી મહાન્ સ્તુતિયોગ્ય વાણી બોલ્યા જે

दोहा–सुता! हमारे बचनपें, सकल होहु सश्रद्ध ।
सघन छांयप्रद वट तरु, ह्वैगो यहां समृद्ध ॥ २२ ॥

હે પુત્રીઓ ! તમે સર્વ અમારાં વચન ઉપર શ્રદ્ધા રાખો, આ સ્થળે ઘાટી છાંયાને દેનાર વડનું ઝાડ અવશ્ય ઉદય પામશે.

पयसिञ्चन तुम करहु यहँ, सब मिल मास सपाद ।
सुनी बचन षट्प्रज्ञके, वनिता करत विवाद ॥ २३ ॥

તમે સર્વ મળી અહીં સવા મહીના પર્યન્ત દૂધ રેડ્યા કરો. ષટ્પ્રજ્ઞસ્વામીનાં આવાં વચન સાંભળી સ્ત્રીઓ વિવાદ કરે છે જે

संतवचन है सत्य पुनि, सुनि हम होत संतुष्ट ।
पें जलसिञ्चनतें सदा, पादप होवे पुष्ट ॥ २४ ॥

સત્પુરૂષોનાં વચન સત્ય હોય છે. અર્થાત્ આપની વાર્તા સાચી હશે અને તે સાંભળી અમે સંતોષ પામ્યાં છીએ, પરંતુ વૃક્ષ તો પાણી પાવાથી વૃદ્ધિને પામે છે.

पयसिञ्चन तरुपुष्टिमें, कहुँ न सहायक होत ।
सुनि वचन षट्प्रज्ञ गुरु, प्रकटत श्रद्धा स्रोत ॥ २५ ॥

વૃક્ષની પુષ્ટિમાં દૂધનું સિંચન ક્યાંઈ સહાયભૂત થતું નથી. સ્ત્રીઓનાં આવાં વચન સાંભળી ગુરૂ ષટ્પ્રજ્ઞસ્વામી શ્રદ્ધા પ્રકટ કરે છે.

पयसिञ्चनतेंही यही, ह्वैगो वृक्ष अवश्य ।
श्रद्धामें बहलायगो, सबकों चिर यह द्रश्य ॥ २६ ॥

ઓહેનો! બીજાં વૃક્ષોની વાત છોડી દિઓ, આ મેં વાવેલું દાતણ તો દૂધના સિંચનથીજ અવશ્ય મહાન્ વૃક્ષ થશે. અને એ દ્રશ્ય (દેખાવ) દીર્ઘ (અનેક) કાલ-પર્યન્ત સર્વ પ્રાણીના હૃદયમાં શ્રદ્ધા ઉત્પન્ન કરશે.

सघन छांय प्रानी सहस, सहस वर्षतक पाइ ।
नमन करेंगे नारी नर, वटकों शीश नँवाइ ॥ २७ ॥

અને એની એવી ઘાટી છાયા થશે કે હજારો માણસો હજાર વર્ષ પર્યન્ત એના નિચે વિશ્રાન્તિ લઇ સ્ત્રીપુરૂષો વટવૃક્ષને પ્રણામ કરશે.

चोपाई–गुरु षट्प्रज्ञकी सुनि अस बानी, कहन लग्यो स्त्रीगन निर्मानी
जब लगि यह वट महद् बनेगो, तब लगि यहँ पयसिञ्चन ह्वैगो ॥२८॥

ગુરૂ ષટ્પ્રસ્વામીની આવી વાણી શ્રવણ કરી નિર્માની (માન રહિત) સ્ત્રી સમુદાય કહેવા લાગ્યો જે જ્યાં સુધી આ વડ વૃક્ષ ઉગી મોટું થશે અર્થાત્ મહાન્ બનશે ત્યાં સુધી આ સ્થળે અમે દૂધ રેડ્યા કરશું.

प्रतिदिन हम पयघट भरी डारें, सेवा यह शुभ भाग्य हमारे।
अस कही पय डार्यों धरनोपें, कछुक दिनन ऐसी करनीपें ॥२९॥

અમે દરરોજ દૂધના ઘડા ભરી અહીં રેડશું. અમારાં સદ્‌ભાગ્યને લીધે આ સેવા અમોને પ્રાપ્ત થઈ છે. આમ કહી ગોપની સ્ત્રીઓએ તે દિવસે પોતા પાસે હતું તેટલું દૂધ વડના ક્યારામાં રેડી દીધું. આમ કરતાં થોડા એક સમય થયો ત્યાં

शुक्लपक्षके शशीकी न्यांई, लहत भयो वट क्रमिक बडाई ।
यह आश्चर्य लखत जन इत तित, गोपवधू सब होगइ विस्मित॥३०॥

શુક્લપક્ષના ચન્દ્રની પેઠે એ વડ ક્રમે ક્રમે વૃદ્ધિને પામવા લાગ્યો. આ આશ્ચર્યને આજુ બાજુના નિવાસી લોકો જોવા લાગ્યા અને ગોપની સ્ત્રીઓ પણ વિસ્મય પામી.

[1]वट अंकुर दर्शन स्तुति लायक, करत भये उत्सव यतिनायक ।
फाल्गुन कृष्णपक्ष प्रतिपद्जु, सुदिन देत आनँद अनहद्जु॥३१॥

આ વંદન યોગ્ય વટાંકુર દર્શનનો ઉત્સવ સ્વામી શ્રી ષટ્‌પ્રજ્ઞમહારાજે મનાવ્યો અને તે ફાગણ વદ પ્રતિપદાનો ઉત્તમ દિવસ અનહદ આનંદ આપનારો હતો. એ દિવસે મહારાજશ્રીને પોતે રોપેલા દાતણમાં વટાંકુરનાં દર્શન થયાં.

वही सुदिन मंगल घटि पाई, धर्म वृक्षपें ध्वजा चडाई ।
अबलों गुरु षट्प्रज्ञ समुद्भव, होत दुग्धसर विच महोत्सव ॥३२॥

અને એ ઉત્તમ દિવસે મંગલ ઘડિ જોઈ ધર્મરૂપ વૃક્ષ ઉપર ધ્વજા ચઢાવી. આજ પર્યન્ત ગુરૂ ષટ્‌પ્રજ્ઞસ્વામીને હાથે ઉદ્‌ભવ (જન્મ) પામેલો ઉક્ત મહોત્સવ દૂધરેજમાં પ્રતિવર્ષ ફાગણ કૃષ્ણ [વદિ] પ્રતિપદાને રોજ થાય છે.

इक दिन बावलि ग्रामके चारन, निजसुरभिके गनकों चारन ।
सहकुटुम्ब आये यह स्थलजु, निवसे आश्रम निकट सकलजु॥३३॥

---

१ प्रयागे तिष्ठन्तं सुरनरसुपूज्यं तरुवरम् । महारम्ये शम्भोः श्रवणनिलयं नीलशिखरे ॥ सुसिक्तं षट्प्रज्ञैरमलपयसा साधुसदनम् । पुराणं त्वां वन्दे वटपतिवटं योगिसुखदम् ॥ १ ॥

એક દિવસ બાવળી ગામના ચારણ લોકો પોતાની ગાયો ચારવા માટે કુટુમ્બ સહિત એ સ્થળે [ દુધરેજ ] આવ્યા અને આશ્રમની પાસે સહુએ રહેઠાણ કર્યું.

**तामें जसुदा हीरांबाई, नामक दुव तिय पय ले आई ।**
**देन लगी आश्रममें दिनप्रति, इक दिन बोले स्वामि महामति॥२४॥**

તેમાં યશોદા અને હીરાંબાઇ નામની બે સ્ત્રીઓ આશ્રમમાં આવતી હતી. અને તેઓ આશ્રમમાં દૂધપણ આપતી હતી. તેઓને એક દિવસે મહાન્ બુદ્ધિશાળી ષટ્પ્રજ્ઞસ્વામીએ કહ્યું કે

**दुग्ध संत भोजनमें जितना, चाहे देहु भगिनि! यहँ इतना।**
**तदवशेष यह बटपें डारो, मान्य रखो तुम वचन हमारो ॥२५॥**

હે બ્હેનો! સંતભોજનમાં જેટલું દૂધ જોઇએ તેટલું તમે આશ્રમમાં આપો અને થોડું દૂધ આ વટવૃક્ષના મૂળમાં રેડો. આ મારી આજ્ઞાને માનશો.

**षट्प्रज्ञकी आज्ञा अनुसारा, आश्रममें दे बटपें डारा ।**
**पुनि आश्रम कूप प्रति गयऊ, पयभाजन पयलिप्तजु भयऊ ॥२६॥**

આ રીતની મહારાજ ષટ્પ્રજ્ઞસ્વામીની આજ્ઞા પ્રમાણે એ બન્ને સ્ત્રીઓએ પ્રથમ આશ્રમમાં દૂધ આપી બાકીનું વડ ઉપર દૂધ રેડયું અને પછી આશ્રમના કુવા ઉપર જઇ દૂધથી ખરડાએલાં જે દૂધનાં વાસણ હતાં

**उनकों जलतें स्वच्छ बनाई, जलभर घट ले चलि वह बाई ।**
**किहि दुर्जन लखि यह शुभ काजा, मानि असह्य बहुरि वह गाजा**

તેને જળથી સ્વચ્છ બનાવી જળથી એ ખાલી ઘડાઓ ભરી બન્ને બાઇઓ ઘર તરફ ચાલવા લાગી, આ શુભ કાર્ય કોઇ દુર્જને જોયું અને તે તેનાથી સહન ન થયું, જેથી એ દુષ્ટ બહુજ જેમ ફાવે તેમ બોલવા લાગ્યો.

**जो सबन्धी जन थे वह तियके, किंवार खोले जा उन हियके ।**
**करन लगा खल असहनतातें, संतनकी निन्दात्मक बातें ॥२८॥**

અને એ સ્ત્રીઓનાં જે સંબંધી મનુષ્યો હતાં તેની પાસે જઇ પેલો દુર્જન સંતોની નિન્દાત્મક વાર્તા કરવા લાગ્યો જે

तिय तुमारी आश्रममें जाकर, साधुबैठेध्यान लगाकर ।
प्रेममुग्ध पय देत उसीकों, जारत द्रश्य हमारे जीकों ॥ ३९ ॥

હે ભાઇ! તમારી સ્ત્રી આશ્રમમાં જાય છે અને ધ્યાન લગાવી બેઠેલા સાધુઓને પ્રેમ મુગ્ધ બની દૂધ આપે છે. આ દ્રશ્ય અમને ઠીક લાગતું નથી.

सुनि उनके पति कुपित भये अति, जब आई दुव तिय निवसन प्रति
तब वह कहन लगे क्रोधातुर, फूट गये कैसें यह द्रढ उर? ॥ ४० ॥

આ વાત સાંભળી યશોદા તથા હીરાંબાઇના પતિ અત્યંત કોપાયમાન થયા અને જ્યારે એ બન્ને સ્ત્રીઓ પોતાના નિવાસ પ્રતિ આવી ત્યારે એ બન્નેના પતિ ક્રોધાતુર બની કહેવા લાગ્યા જે "તમારાં હૃદય કેમ ફુટી ગયાં છે?"

दोहा–रंडी! तुम ह्वेकें सदय, पयहंडी प्रत्यक्ष ।
साधुनकों दे देत हो, अहह! मूंदीकें अक्ष ॥ ४१ ॥

હે રંડાઓ! તમે દયાવાળી બની સહુ દેખે તેમ આંખો વીંચી અર્થાત્ ઘરનું હિત જોયા વિનાં સાધુઓને દૂધના હાંડાઓ આપી દો છો.

शून्य पात्रमें नीर भरि, बिचरत हो गृह ओर ।
जाना हमने आज यही, चतुरां है बडी चोर ॥ ४२ ॥

અને ખાલી ઠામમાં પાણી ભરી ઘર ભણી ચાલી આવો છો. સ્ત્રીઓ બડી ચોર હોય છે એ અમે આજે જાણ્યું.

या बिध सुन निज जन वचन, उभय तिया अकुलाइ ।
विह्वलता आतप वदन, कमल गये कुम्हलाइ ॥ ४३ ॥

આ રીતે પોતાના સ્વામીનાં વચન સાંભળી બન્ને સ્ત્રીઓ ગભરાઇ ગઈ અને એમનાં મુખરૂપી કમળ વિહ્વળતારૂપ ગરમીને લીધે કરમાઇ ગયાં.

शुद्ध भावतें प्रभुस्तुति, करन लगी कर जोरि ।
जो हमने सद्वृत्तितें, मनकी भक्ति निचोरि ॥ ४४ ॥

એ બન્ને સ્ત્રીઓ શુદ્ધ ભાવે હાથ જોડી પ્રભુની સ્તુતિ કરવા લાગી અને કહેવા લાગી જે જો અમે સદ્વૃત્તિથી

संत महात्माकों पयः, पान करायो होय ।
तो प्रभु! लज्जा राखी हो, पय बनाइ यह तोय ॥ ४५ ॥

સંત મહાત્માઓને દૂધનું પાન કરાવ્યું હોય તો આ ઘટમાંહેના પાણીનું દૂધ બનાવી અમારી લાજ રાખશો.

क्योंकि सदा पत बिरद्की, हो तुम राखनहार ।
ज्यों विषको अमृत कियो, लखि मीरां अविकार ॥ ४६ ॥

કારણ કે આપ નિરંતર બ્હાનાંની પત રાખવાવાળા છો. જેમ મીરાંબાઇને વિકાર રહિત જોઇ આપે વિષનું અમૃત કર્યું હતું.

धना भक्तने धूलिकों, बोइ बिच केदार ।
धान्योत्पत्ति गेहुँकी, कर दीनी किरतार ॥ ४७ ॥

એવીજ રીતે ધના નામના ભક્તે ખેતરમાં ધૂળ વાવી તેમાંથી આપે હે પ્રભુ! ઘઉં નામના ધાન્યની ઉત્પત્તિ કરી આપી.

हम अबलाकी सहायपें, चढो चतुर्भुज आप ।
नां तो लज्जा जायगी, हमहें प्रभु! निष्पाप ॥ ४८ ॥

માટે હે ચતુર્ભુજ દેવ! અમો અબળાની વ્હારે આપ ચઢો, નહિ તો અમારી અને આપની બન્નેની લાજ જશે. હે પ્રભુ! અમે નિષ્પાપ (પાપરહિત) છીએ,

चोपाइ–मिथ्या शीश कलंक चढेगो, जातें ताप अमाप बढेगो ।
ह्वैगो अति विपरीत हमारो, धरनीधर! बिनति उर धारो ॥४९॥

અમારા ઉપર ફોકટનું કલંક ચઢશે અને તેથી અમાપ તાપની વૃદ્ધિ થશે. અમારૂં અત્યંત વિપરીત (ભુંડું) થવાનો સમય આવ્યો છે, માટે હે ધરણીને ધારણ કરનારા પ્રભુ! અમારી વિનતિને હૃદયમાં ધારો.

अस कही उभय तिया अन्योन्यजु, लखत भई मुख दुःख सतजन्यजु।
तब सधीर जसुदा-हीरां प्रति, बोली बहिन! न हो विह्वल अति॥५०॥

આમ કહી બન્ને સ્ત્રીઓ પરસ્પર એક બીજાનાં મુખ સામું જોવા લાગી. આ દુઃખ સત્યથી ઉત્પન્ન થયું. ત્યારે યશોદા નામની બાઈ ધીરજ ધરી હીરાં પ્રત્યે બોલી જે હે બ્હેન! તું આમ અત્યંત વિહ્વળ થા નહિ,

**श्रीहरि राम ओर वटनाथजु, अपनी लज्जा जिनके हाथजु।**
**लज्जा वोहि रखेगे सांई, पुनि कुटुम्बी जनकों दुव बाई ॥५१॥**

શ્રી હરિ અને રામસ્વરૂપ જે વટનાથ પ્રભુ છે તેમને હાથ આપણી લાજ છે. એજ પ્રભુ લાજ રાખશે. ત્યારપછી એ બન્ને બાઇઓ પોતાનાં કુટુમ્બી જનોને

**कहन लगी देखो द्रगहीतें, पय है कि जल है? वा रीते?।**
**यदि प्रत्यक्ष प्रमान बिनाही, मिथ्या बात तुम्है चित्त चाही ॥५२॥**

કહેવા લાગી જે જરા આંખ ઉઘાડી જુઓ તો ખરા? આ દૂધ છે કે જળ છે? કે એ બન્ને વસ્તુથી ખાલી ઘડા છે? જો પ્રત્યક્ષ પ્રમાણ વિના ખોટી વાતને તમે હૃદયથી સાચી માની

**काहु कथन अनुसार करोगे, तो पातकमें सकल परोगे।**
**यों कह शिरगत वारिभरित घट, धरत भई रमणी धरणीपट॥५३॥**

કોઈના કહેવા પ્રમાણે કરશો. તો સર્વ પાપમાં પડશો. એમ કહી એ સ્ત્રીઓએ પોતાના મસ્તકપર રહેલા પાણીથી ભરેલા ઘડાઓ જમીનપર મૂકયા.

**सन्मुख देखत भयउ सकलजन, पात्र उभय तियके पयपूरन।**
**पाये सब आश्चर्य अगाधा, प्रभुजनकों क्यों पहुचे बाधा? ॥५४॥**

સામે ઉભેલા સર્વ મનુષ્યો બન્ને સ્ત્રીઓના ઘડા દૂધથી ભરેલા જોવા લાગ્યા અને અત્યંત આશ્ચર્યને પામ્યા. પ્રભુના ભકતોને બાધા (દુઃખ) શી રીતે આવે? અર્થાત્ નજ આવે.

**देवीतुल्य तिया यह दोऊ, याचत भयउ क्षमा सब कोऊ।**
**करन लगे निन्दा दुर्जनकी, मूरखने कही कल्पित मनकी ॥५५॥**

આ સમયે બન્ને સ્ત્રીઓ દેવીઓ સમાન દેખાવા લાગી. જે કુટુમ્બી જનો વિપરીત વચનો બોલ્યા હતા તે એમના પાસે ક્ષમા માગવા લાગ્યા અને દુર્જન કે જેણે મનથી કલ્પી કહાડેલી વાત કહી હતી એ મૂર્ખની નિન્દા કરવા લાગ્યા.

यह बिध तिय युगकी लखि निष्ठा, ज्ञातिमें बढी बहुत प्रतिष्ठा।
तदनन्तर षट्प्रज्ञ यतीश्वर, विरचत भयउ वहां इक मन्दिर॥५६॥

આ રીતે યશોદા તથા હીરાંબાઇની પ્રભુ તરફ શ્રદ્ધા જોઇ જ્ઞાતિમાં તેમની બહુજ પ્રતિષ્ઠા વધી. ત્યારપછી શ્રીષટ્પ્રજ્ઞસ્વામીએ ડુવરેજમાં એક મન્દિર બનાવ્યું.

तामें गुरु उपदिष्ट प्रकारा, इष्टदेव निज–संत सहारा।
रामचन्द्र शिव सह पधराये, परम शान्ति महदात्मा पाये॥५७॥

તેમાં ગુરૂ યાદવસ્વામીના ઉપદેશ પ્રમાણે સંત જનોને સાથે રાખી પોતાના ઇષ્ટ દેવ શ્રી રામચંદ્ર પ્રભુને શિવ સહિત પધરાવ્યા. આ કૃત્ય સમાપ્ત થતાં અર્થાત્ પૂર્ણતાને પ્રાપ્ત થતાં મહાત્મા ષટ્પ્રજ્ઞ સ્વામીને પરમ હર્ષ થયો

नाम रख्यो उनको वटनाथजु, गावत सब अबलों गुनगाथजु।
दीर्घसमय यहँ चित्त समाहित, रखि षट्प्रज्ञ रहेजु भजनहित॥५८॥

અને એ પ્રભુ રામચન્દ્રનું "વટનાથ" એવું નામ રાખ્યું. આજ પર્યન્ત એ વટનાથ પ્રભુના ગુણની ગાથાઓ ડુવરેજમાં ગવાય છે. સ્વામીજી ષટ્પ્રજ્ઞમહારાજ દીર્ઘ સમયપયન્ત સમાહિત ચિત્તે પ્રભુભજન કરવા માટે ડુવરેજમાં બિરાજ્યા.

ईश्वर चिन्तनमें दिनरैना, व्यतीत करन लागे मधुबैना,
बडी भोरमँह जाग्रत ह्वैकें, माला कर तुलसीकी लेकें॥५९॥

અને રાત્રિ તથા દિવસને મધુર વાણી પૂર્વક ઇશ્વર સ્મરણથી વિતાવતા હતા. બ્રાહ્મ્યમુહૂર્ત્તમાં જાગૃત થઇ ઇશ્વર સ્મરણ પૂર્વક

रामभजनमें लगनी लगावे, शौच आदितें निवृत्ति पावे।
पुनि उमासु जलतें कर स्नानजु, सन्ध्यावन्दन श्रेयनिधानजु॥६०॥

રામનું ધ્યાન કરતા, તે પછી શૌચ આદિ કર્મથી નિવૃત્તિ મેળવી ઉમાગંગામાં સ્નાન કરી કલ્યાણરૂપ સન્ધ્યાવન્દન આદિ

नित्यकर्म करिकें तदनन्तर, पूजत रघुवर शंकर गुरुवर।
पूरुषसूक्त शतरुद्री ग्रन्थन, उनको करत भयउ आवर्तन॥६१॥

નિત્યકર્મ કર્યા પછી રઘુવર શ્રી રામચંન્દ્ર, શ્રી મહાદેવ અને ગુરૂવર યાદવ-સ્વામીના ચિત્રનું પૂજન કરી પૂરૂષસૂક્ત તથા શતરૂદ્રી આદિ ગ્રન્થોનું આવર્તન કરતા હતા.

शरणागत प्राणीकों दिनप्रति, देन लगे उपदेश महामति ।
लखि अधिकार ज्ञान अरु भक्ति, कर्मकाण्ड समुझनकी शक्ति ॥६३॥

તે પછીના સમયમાં શરણે આવેલ પ્રાણીઓને પ્રતિદિવસ મહાન્બુદ્ધિશાળી સ્વામીજી ઉપદેશ આપતા. શ્રોતાનો અધિકાર તેમજ જ્ઞાન, ભક્તિ, અને કર્મકાંડ સમજવાની શક્તિ શાથે

पात्रापात्र विवेक समेता, गुरु उपदेश करत सह हेता ।
बहुरि भोजनादिक करिकें कृति, निवृत्ति लहन लगे घटियुग यति

પાત્રાપાત્રના વિવેક પૂર્વક ગુરૂ ષટ્પ્રજ્ઞમહારાજ ઉપદેશ કરતા અને તે પછી ભોજન આદિ કાર્યથી મુક્ત બની બે ઘડી નિવૃત્તિ લેતા.

तदनन्तर कछु ले विश्रान्ति, हरत भये सेवककी भ्रान्ति ।
सायंसन्ध्या-पूजन आदि, करत भये लखि धर्म अनादि ॥ ६४ ॥

ત્યારપછી જરા વિશ્રાન્તિ લઇ સેવકજનોને સદુપદેશ કરતા હતા અને હમેશ પ્રમાણે સાયંસન્ધ્યા તથા પ્રભુપૂજન આદિ સત્કૃત્ય કરતા.

पुनि शुभ राजयोगतें कालजु, व्यतीत करत भयऊ सतपालजु ।
पूर्व अवस्थामें हठयोगजु, अमित कियाथा लहि शुभ योगजु ॥६५॥

સત્યનું પાલન કરનારા ષટ્પ્રજ્ઞસ્વામી રાજયોગથી પ્રાય: સમયને વિતાવતા હતા. પૂર્વ અવસ્થામાં શુભ યોગ મેળવી ઘણો હઠયોગ તેઓએ સાધ્ય કરેલો હતો.

दोहा—यातें उत्तर कालमें, राजयोगकों साध ।
आत्मस्वरुप आनन्दको, अनुभव लियो अबाध ॥ ६६ ॥

એટલામાટે ઉત્તર અવસ્થામાં રાજયોગને સાધી બાધા રહિત આત્મસ્વરૂપના આનંદનો અનુભવ લીધો.

दरस द्वारिकाधीशके, करन सहित लघुभ्रात ।
एक समय यतिराजने, किय विचार अवदात ॥ ६७ ॥

પોતાના લઘુ બન્ધુ અમરપ્રસાદ સહિત શ્રીદ્વારિકાધીશની યાત્રા કરવાનો એક સમયે યતિરાજ પટ્પ્રજ્ઞમહારાજે વિચાર કર્યો,

तदनुसार दुधरेजतें, कियोजु त्वरित प्रयान ।
प्रथम त्रिनेत्रेश्वर गये, धरत नील गुरु ध्यान ॥ ६८ ॥

તે પ્રમાણે દુધરેજથી પ્રયાણ કરી શ્રી નીલકંઠસ્વામી આદિ ગુરુનું સ્મરણ કરી પ્રથમ ત્રિનેત્રેશ્વર ગયા.

तदनन्तर पिण्डार्ककी, यात्रा कर यतिराज ।
पहुचे आई द्वारिका, कृष्ण दरसके काज ॥ ६९ ॥

ત્યારપછી પિંડાર્ક (પિંડારા) ની યાત્રા કરી બન્ને યતીઓ શ્રી કૃષ્ણચન્દ્રનાં દર્શન કરવા દ્વારિકાપુરીમાં પધાર્યા.

दरस परस कर पुनि गये, गोपीसर गुनवंत ।
यात्रा शंखोद्धारकी, कर सह बान्धव संत ॥ ७० ॥

અને શ્રી કૃષ્ણ દર્શન તથા પ્રભુનાં ચરણ સ્પર્શ કરી ગોપીતળાવ ગયા અને ત્યાંથી ગુણવાન્ પટ્પ્રજ્ઞસ્વામી પોતાના બન્ધુ સહિત શ્રી બેટ શંખોદ્ધારની યાત્રા કરી

प्राची तीर्थ प्रयान किय, सानुज पहुच गयेउ ।
सोमनाथके दरसतें, अति कृतकृत्य भयेउ ॥ ७१ ॥

પ્રાચીમાં યાત્રા માટે લઘુબન્ધુ સહિત પધાર્યા અને પ્રભાસમાં શ્રી સોમનાથ મહાદેવનાં દર્શન કરી કૃતકૃત્ય થયા.

चोपाई–बहुरि दामोदर भगवाना, दत्तात्रेय गुरु ढिग जाना ।
अस निश्चयकर गिरि गिरनारजु, आये यतिवर परम उदारजु ॥७२॥

ત્યાંથી ભગવાન્ દામોદર અને ગુરુ દત્તાત્રેય જવું એવો નિશ્ચય કરી પરમ ઉદાર યતિવર પટ્પ્રજ્ઞમહારાજ ગિરનાર પર્વત આગળ આવ્યા.

भगवद्भक्त नृसिंह महेता, उनको आश्रम देखि सहेता।
रेवताद्रिके जो अधिष्ठाता, दामोदर प्रभु मुक्तिप्रदाता ॥ ७३ ॥

ભગવાનના પરમ ભક્ત શ્રી નૃસિંહ મહેતાનું આશ્રમ પ્રેમપૂર્વક જોઇ રેવતાચલ (ગિરનાર) ના અધિષ્ઠાતા અને મુક્તિના દાતા જે દામોદર પ્રભુ

उनके दर्शन कर मनभाये, रेवति गंगामेंजु नहाये।
बहुरि भवेश्वर अरु इन्द्रेश्वर, आदि क्षेत्रके शुभ दर्शन कर ॥७४॥

તેમનાં મનગમતાં દર્શન કરી રેવતી ગંગામાં સ્નાન કર્યું અને ત્યાંથી ભવેશ્વર તથા ઇન્દ્રેશ્વર આદિ શુભ ક્ષેત્રોનાં દર્શન કરી

रेवताद्रिपें किय सुप्रयाना, देखत गिरि यतिने मुद माना।
प्रथम भर्तृहरिराय गुहाके, किय दर्शन विश्रान्ति पाकें ॥ ७५ ॥

ગિરનાર ઉપર ચઢવા પ્રયાણ કર્યું, યતિ ષટ્પ્રજ્ઞમહારાજે પર્વત જોઇ પ્રસન્નતા બતાવી. પ્રથમ મહારાજા ભર્તૃહરિની ગુફાનાં દર્શન કર્યાં અને પછી જરા વિશ્રાન્તિ મેળવી

कियो स्वरुपचिन्तन-स्तुतिलायक, स्थान चरित चिन्तत यतिनायक
भर्तृहरि वैराग्य विचारत, तदनन्तर आगें पग धारत ॥ ७६ ॥

સ્વસ્વરૂપનું ચિન્તન કર્યું અને પછી સ્તુતિયોગ્ય યાત્રા સ્થળનાં ચરિત્રનું ષટ્પ્રજ્ઞસ્વામી ચિંતવન કરવા લાગ્યા. મહારાજા ભર્તૃહરિના વૈરાગ્યનું સ્મરણ કર્યું, તે પછી આગળ જવા તૈયાર થયા.

मात कालिकाके दर्शन कर, अम्बाजी गयऊ आनँदभर।
सुन्दर स्थान जगज्जननीको, विश्ववन्द्य जिहि महिमा नीको ॥७७॥

માતા કાલિકાનાં દર્શન કરી આનંદપૂર્વક અંબાજી ગયા એ જગજ્જનનીનું સુંદર સ્થાન અને વિશ્વે વંદન કરવા યોગ્ય મહિમા જોઇ

उनके दर्शनकर लखि सानु, सानुज मुदित भये यतिभानु।
स्नानादिक सब कियजु वहांही, रहे राति स्वसरुप अवगाही ॥७८॥

એ માતાનાં દર્શન કર્યાં અને સાનુ (ટુક) જોઇ સાનુજ (અનુજ—ન્હાનાભાઇ સહિત) યતિઓમાં ભાનુ ( સૂર્ય ) સમાન તેજસ્વી શ્રી ષટ્પ્રજ્ઞસ્વામી આનંદ પામ્યા. સ્નાન આદિ બધું ત્યાંજ કર્યું અને સ્વરૂપમાં નિમગ્ન બની રાત્રિ ત્યાં વિતાવી.

प्रातःकाल भयो जब पावन, नित्यकर्म किय परम सुहावन ।
प्रभु गोरक्षनाथके दर्शन, पाये श्री षट्प्रज्ञ मुदित मन ॥७९॥

જ્યારે સત્પુરૂષોને સત્કર્મમાં પ્રવર્ત કરનાર પ્રાતઃકાલ પ્રકટ થયો ત્યારે પોતાના આશ્રમને શોભાવે તેવું નિત્યકર્મ કરી શ્રી ષટ્પ્રજ્ઞસ્વામીએ પ્રભુ ગોરખનાથનાં આનંદયુક્ત મનથી દર્શન કર્યાં.

दोहा—तृतीय शिखरपें गमन हित, सानुज कियो प्रयान ।
सानुमूलमें कुण्ड जो, तामें किय शुभ स्नान ॥ ८० ॥

અને ત્યાંથી ત્રીજા શિખરપર જવા માટે પોતાના ન્હાના ભાઈ અમરપ્રસાદ સહિત પ્રયાણ કરી શિખરના મૂળમાં જે કુંડ છે તેમાં પ્રથમ સ્નાન કર્યું.

हिरण्य नामक कुण्ड वह, है प्रसिद्ध गिरिशीश ।
गुरु दत्तात्रयकों किये, अभिवन्दन लखि ईश ॥ ८१ ॥

એ હિરણ્ય નામનો કુંડ ગિરનારને મથાળે છે, ત્યાં જઇ સ્નાન કર્યું અને ગુરૂ દત્તાત્રયનાં દર્શન કરી અભિવંદન કર્યું.

यह स्थल श्रीषट्प्रज्ञकों, भयो परम संतोष ।
यहां योगकी सिद्धितें, योगी बनत अदोष ॥ ८२ ॥

આ સ્થળે શ્રી ષટ્પ્રજ્ઞસ્વામીને પરમ સંતોષ થયો અને આ સ્થાનમાં યોગી યોગ કરી યોગની સિદ્ધિ મેળવી પાપ રહિત બની શકે છે.

शुभ भावात्मक है लखे, दत्तात्रय भगवान ।
पदपूजन भजनादितें, धर्यो इष्टको ध्यान ॥ ८३ ॥

શુભ ભાવથી શ્રી દત્તાત્રેય ભગવાનનાં દર્શન કરી તેના ચરણનું પૂજન કર્યું અને ઇષ્ટદેવનું સ્મરણ કર્યું.

उनकों वन्दन कर विमल, गये कालिका सानु, ।
रामानुज आचार्य अरु, जो धारा हनुमानु ॥ ८४ ॥

પછી દત્તાત્રેયનું વન્દન કરી કાલિકા શિખરપર ગયા. રામાનુજ આચાર્ય અને હનુમાન્ ધારા

सीतावन आदि स्तवन, योग्य क्षेत्रपें जाइ ।
स्वामीश्रीषट्प्रज्ञने, आत्मतुष्टिकों पाइ ॥ ८५ ॥

તેમજ સ્તુતિયોગ્ય સીતાવન આદિ ક્ષેત્રોનાં દર્શન કરી સ્વામી શ્રીષટ્પ્રજ્ઞ-મહારાજને પરમસંતોષ થયો.

चो.-यह बिधि बिचरन करत यतीश्वर, रेवतीगंगा स्थित दामोदर।
नामक जो है कुण्ड मनोहर, आये वहँ ले संग सहोदर ॥ ८६ ॥

આ રીતે યતીશ્વર ષટ્પ્રજ્ઞસ્વામી વિચરણ કરતા કરતા રેવતી ગંગાપર દામોદરનામનો જે મનોહર કુંડ છે ત્યાં પોતાના બન્ધુ સહિત પધાર્યા

दामोदर प्रभु दर्शन कारन, आतुर उरको करन निवारन ।
स्नान रु सन्ध्या कर गंगातट, पहुचे मन्दिर प्रज्ञायुत षट ॥८७॥

દામોદર પ્રભુનાં દર્શન માટે આતુર બનેલાં અન્તઃકરણને શાન્ત કરવા માટે રેવતી ગંગાને કિનારે સ્નાન તથા સન્ધ્યાવંદન આદિ જેમ બને તેમ તુરત કરી ષટ્પ્રજ્ઞસ્વામી શ્રી દામોદરપ્રભુના મંદિરમાં પધાર્યા

प्रभु दामोदरको किय पूजन, आइ कुण्ड पुनि बैठे आसन ।
त्वरित समाहित चित्त कर दीन्हो, नित स्वाध्याय समारँभ कीन्हो ॥

ત્યાં શ્રી દામોદર ભગવાનનું પૂજન કરી પાછા કુંડપર આવી પોતાને આસને બેઠા અને એજ વખતે ચિત્તને સમાહિત કરી નિત્ય સ્વાધ્યાયનો સમારંભ કર્યો.

इतनेमें महदात्मा मण्डल, सहित विरक्तनके आखण्डल ।
जीवनदास नाम योगीशा, आइ नँवाइ रहे निज शीशा ॥ ८९ ॥

એટલામાં મહાત્માઓના મંડલ સહિત વિરક્તોના ઇન્દ્ર શ્રી જીવનદાસજી નામે યોગી ત્યાં પધાર્યા અને તેઓએ ષટ્પ્રજ્ઞસ્વામીને મસ્તક નમાવી વંદન કર્યું.

यतिवरनेभी किय अभिवन्दन, संत दरस अघओघनिकन्दन
ऐसो समय अचिन्तित मनतें, पाये मुद अन्योन्य मिलनतें ॥९०॥

યતિવર ષટ્પ્રજ્ઞસ્વામીએ પણ એજ પ્રમાણે જીવનદાસજી મહારાજને ઉત્થાન આપી અભિવન્દન કર્યું. સત્પુરૂષોનાં દર્શન પાપપુંજનો નાશ કરનારાં હોય છે. મનમાં નહિ ધારેલો આવો ઉત્તમ સમય મળતાં બન્ને મહાત્માઓ પરસ્પર મિલનથી આનંદ પામ્યા.

लाभ अमूल्य भयो जनु कोऊ, करत विनय महदात्मा दोऊ ।
तदनन्तर जीवन महाराजा, स्नान रु सन्ध्यादिक करि काजा ॥९१॥

જાણે કોઈ અમૂલ્ય લાભ પ્રાપ્ત થયો હોય તેમ બન્ને મહાત્માઓ અન્યોન્ય વિવેક કરવા લાગ્યા. ત્યાર પછી જીવણદાસ મહારાજ સ્નાન સન્ધ્યા આદિ કાર્ય કરી

परम प्रसन्न प्रशान्त होइ चित्त, दामोदर प्रभुके दर्शन हित ।
सह मण्डल मन्दिर प्रति गयऊ, इत यति नित्य करन सज्ज भयऊ॥

પરમ પ્રસન્નતાથી પ્રશાન્ત ચિત્તે ભગવાન્ દામોદરનાં દર્શનમાટે સંત મંડલ સહિત પ્રભુમન્દિરે ગયા, અહીં યતિરાજ ષટ્પ્રજ્ઞસ્વામી નિત્ય કર્મ કરવા લાગ્યા.

नित्य ओर स्वाध्याय समाप्ति, करकें किय यतिने मुद प्राप्ति ।
इतनेमें दामोदर दर्शन, करी आये लोलंगरी जीवन ॥ ९३ ॥

નિત્ય કર્મ અને સ્વાધ્યાયની સમાપ્તિ થતાં યતિવર ષટ્પ્રજ્ઞસ્વામી આનંદયુક્ત બેઠા હતા. એટલામાં શ્રી દામોદર ભગવાન્નાં દર્શન કરી લોલંગરી જીવનદાસ મહારાજ પધાર્યા.

दोहा–स्वामीश्री षट्प्रज्ञकों, कहत सुजीवनदास ।
लाभ लेन सतसंगको, है अन्तरकी आश ॥ ९४ ॥

અને તેઓ શ્રી ષટ્પ્રજ્ઞસ્વામીને કહેવા લાગ્યા જે સત્સંગનો લાભ લેવા અમારા અન્તઃકરણની આશા છે.

यतिवरके उरभी यहो, इच्छा भइ उत्पन्न ।
संत सु जीवनदासतें, पूरण होइ प्रसन्न ॥ ९५ ॥

ષટ્પ્રજ્ઞસ્વામીના હૃદયમાં પણ એજ ઇચ્છા ઉત્પન્ન થઈ અને પ્રસન્નતાથી પૂર્ણ બની મહંત જીવનદાસ મહારાજ સાથે

कीजें कछु सत्संगति, अस बिचारि यतिराज ।
कहत सु जीवनदास प्रति, काल व्ययके काज ॥ ९६ ॥

કંઇક સત્સંગ કરીએ એવો વિચાર કરી સમય નિર્ગમન માટે મહારાજ જીવણદાસ પ્રતિ કહેવા લાગ્યા.

सविनय त्यों आदर सहित, महदात्मन् संबोधि ।
कैसा भक्तिस्वरूप है? कहिअें शास्त्रन शोधि ॥ ९७ ॥

વિનયયુક્ત, આદર સહિત ષટ્પ્રજ્ઞસ્વામીએ જીવણદાસજી મહારાજને પ્રાર્થના કરી કે હે મહાત્મન્! ભક્તિનું સ્વરૂપ કેવું છે? તે શાસ્ત્રોનાં પ્રમાણ પુરઃસર કહેવા કૃપા કરો.

जो भक्ति भगवत्प्रिया, पतित पावनी नाम ।
संसृतिमें गंगासदृश, है अतिही अभिराम ॥ ९८ ॥

જે ભક્તિ ભગવાન્‌ને પ્રિય અને સંસારમાં ભગવતી ભાગીરથી સમાન પતિતને પાવન કરનારી અત્યંત સુંદર છે

उनके अधिकारी कवन, पुरुष होत प्रिय लोक ।
प्रश्न करतहों भक्तहित, उत्तर देहु अशोक ॥ ९९ ॥

એ ભક્તિના કયા લોકપ્રિય પુરુષો અધિકારી હોય છે? આ પ્રશ્ન હું ભક્તોના હિત અર્થે કરૂં છું તો આનંદપૂર્વક ઉત્તર આપવા કૃપા કરો.

निरुपण भगवद्भक्तिको सप्रमाण प्रभु! आप ।
करहु-हरहु सन्देह सब, टरे जासु त्रयताप ॥ १०० ॥

આપ ભગવદ્‌ભક્તિનું સપ્રમાણ નિરૂપણ કરો અને ભક્તોના સર્વ સન્દેહ હરો કે જેથી ત્રય તાપ વિનાશ પામે.

आप समान विरक्तको, बिचरन जग परकाज ।
सुनि बचन षट्प्रज्ञके, श्रीजीवन महाराज ॥ १०१ ॥

સંસારમાં આપ સરખા વિરક્ત મહાત્માઓનું વિચરણ પરમાર્થ[પરોપકાર] માટેજ હોય છે. ષટ્પ્રજ્ઞસ્વામીના આવાં વચન સાંભળી જીવણદાસજી મહારાજ

**चो.—कहत भये षट्प्रज्ञ स्वामी प्रति, जानत हो तुम सकल महामति**
**तदपि भक्तिविषय यतिराजा, प्रश्न करतहो जग हित काजा॥१०२॥**

ષટ્પ્રજ્ઞસ્વામી પ્રતિ કહેવા લાગ્યા જે આપ મહાન્ બુદ્ધિશાળી હોઇ સર્વ જાણો છો, છતાંએ જગતનાં કલ્યાણ માટે ભક્તિ વિષયક પ્રશ્ન કરો છો.

**भक्ति निरूपण विषय अगाधा, मेरी अल्पमति—यह बाधा ।**
**तदपि पंगु इक मेरु चढनकी, रखत स्पृहा—यों स्थिति मो मनकी ॥**

એ ભક્તિનાં નિરૂપણનો વિષય મહાન્ અગાધ છે અને મારી મતિ અલ્પ છે. આમ હોવા છતાં જેમ એક પાંગળો માણસ મેરૂ પર્વતપર ચઢવાની સ્પૃહા રાખે તેમ આ સમયે મારા મનની સ્થિતિ છે.

**क्योंकि महर्षिवर्य शांडिल्यजु, और नारदादि ऋषि इड्यजु ।**
**महद् ग्रन्थ उनरचित अनेका, ताको आश्रय ग्रहि सविवेका ॥१०४॥**

કારણ કે હું એ ભક્તિ વિષય સ્વતઃવર્ણવી શકું તેમ નથી, પરંતુ મહર્ષિ-શ્રેષ્ઠ શાંડિલ્ય મુનિ તથા પરમપૂજ્ય નારદ આદિ ઋષિવરોના રચેલા અનેક મહાન્ ગ્રન્થો છે તેનો વિવેક પૂર્વક આશ્રય લઈ

**कहों यथामति यतिवर आगें, जासु भक्ति मेरे उर जागे ।**
**भगवद् भक्ति रहस्य मनोहर, जान सकत हैं वोहि मुनीश्वर ॥१०५॥**

આપની પાસે મારી બુદ્ધિ અનુસાર કહું છું, જેથી મારા હૃદયમાં ભક્તિ જાગૃત થાય. ભગવદ્ભક્તિનું રહસ્ય મનોહર છે અને તે રહસ્ય શાંડિલ્ય અને નારદ સરખાજ મુનીશ્વરો જાણી શકે છે.

**अल्पमति मैं कछु नहि जानों, तदपि यथामति विषय बखानों ।**
**भक्तिविषय श्री भगवन्मय है, जासों भक्त जननको जय है॥१०६॥**

હું અલ્પમતિવાળો કંઇ જાણું નહિ, તો પણ યથામતિ ભક્તિ વિષયને કહીશ. ભક્તિ સાક્ષાત્ ભગવત્સ્વરૂપ છે, જેના જાણવાથી આચરવાથી ભક્તજનોનો જય થાય છે અર્થાત્ મોક્ષ મળે છે.

**वह भक्ति द्वयविधजु विराजत, साधनरूपा प्रथमजु छाजत ।**

द्वितीय साध्यरूपा सुखकर है, भक्तहितार्थ सुधा निर्झर है॥१०७॥

એ ભક્તિ બે પ્રકારની છે. એક સાધનરૂપા અને બીજી સાધ્યરૂપા. જે સુખ કરનારી અને ભક્તનાં હિત અર્થે અમૃતના ઝરા સમાન છે.

[1]श्रवणादिकतें नवजु प्रकारा, आदि भक्तिहूके निरधारा ।
द्वितीय भक्तिमें द्रवत जबें मन, भगवद्में तल्लीन बनत जन ॥१०८॥

તેમાં આદિ ભક્તિ જે સાધનરૂપા તેના શ્રવણ, મનન આદિથી નવ પ્રકાર થાય છે અને બીજી ભક્તિ જે સાધ્યરૂપા તેમાં જ્યારે મન દ્રવીભૂત થાય છે ત્યારે ભક્તજન ભગવાનમાં તદ્રૂપ બની જાય છે.

तदाकार वृत्तिमय वोही, "परा" नामकी भक्ति सोही ।
ऐसी भक्तिके अधिकारी, प्रेम सतत प्रभुमेंजु प्रसारी ॥ १०९ ॥

તદાકારવૃત્તિમય એ ભક્તિ "પરા ભક્તિ" એવાં નામથી શોભે છે. એવી ભક્તિના અધિકારી જનો નિરન્તર પ્રભુમાં પ્રેમની વૃદ્ધિ કરી

द्रवीभूत मनवारे होवे, जो प्रभु नाम सुनतही रोवे ।
मनोवृत्ति प्रभुप्रेमपरायन, तदाकार जब होवत है जन ॥ ११० ॥

દ્રવીભૂત મનવાળા બને છે કે જેઓ પ્રભુનું નામ શ્રવણ કરતાંજ રૂદન કરવા લાગે છે અર્થાત્ તેઓની આંખમાં પ્રેમનાં આંસુ આવે છે. અને મનોવૃત્તિ પ્રભુપ્રેમ પરાયણ બને છે જ્યારે ભક્તજનનું હૃદય ભગવદાકાર થાય છે.

तत्साधनरुपक–जो भावजु, सो त्रय विध है–प्रथम विभावजु ।
द्वितीय नाम अनुभाव कहत है, तृतीय नाम व्यभिचारी लहत है ॥

---

१ श्रवणङ्कीर्तनं विष्णोः स्मरणं पादसेवनम् । अर्चनं वन्दनं दास्यं सख्यमात्मनिवेदनम् ॥ २ ॥ सकलविषयविमुखमनसो महाभागस्य कस्यचिद्भगवद्गुणगरिम-ग्रन्थनरुपग्रन्थश्रवणजनित द्रुतिरुपायां मनोवृत्तौ सर्वसाधनफल भूतायां गृहीतभगवदाकारायां विभावानुभावव्यभिचारिसंयोगेन रसरुप तया विभावानुभाव्यभिचारिसंयोगादरसनिष्पत्तिरिति । विभावो द्विविधः आलम्बनविभाव उद्दोपन विभावश्च, तत्रालम्बनविभावो भगवान् उद्दीपनविभावः तुलसीचन्दनादिः । अनुभावो नेत्रविक्रिया व्यभिचारिणो भावा निर्वेदादयः ।

તેનાં સાધનરૂપ જે ભાવ ઉપજે છે તે ભાવત્રણ પ્રકારના છે. પ્રથમ વિભાવ, બીજો અનુભાવ અને ત્રીજાનું નામ વ્યભિચારી ભાવ છે.

**पावत आदि विभाव उभयतन, इक आलम्बन–द्वितीय उद्दीपन ।**
**तामें विषय वृत्तिका जो है, सो आलम्बन बनकर सोहे ॥ ११२ ॥**

તેમાં પ્રથમનો ભાવ જે વિભાવ નામે કહ્યો તેનાબે ભેદ છે. એક આલંબન અને બીજો ઉદ્દીપન. તેમાં વૃત્તિનો વિષય જે બને તે આલંબનવિભાવ કહેવાય છે.

**यहँ अलम्बन नाम विभावा, सीतापति प्रभु राम सुहावा ।**
**उनकाही आलम्बन करना, ध्यान अवधपतिकाहो धरना ॥११३॥**

અહીં ભક્તિ વિષયમાં સીતાપતિ શ્રી રામચન્દ્ર આલંબનવિભાવરૂપે શોભે છે. એમનુંજ આલંબન કરવું અને અયોધ્યાના પતિ એવા એ રામ પ્રભુનુંજ ધ્યાન ધરવું.

**दोहा–तुलसी चन्दन आदि जो, भगवत्सेवा काज ।**
**पदार्थ उद्दीपन वही, कहत सदा कविराज ॥ ११४ ॥**

ભગવાન્ સેવા અર્થે તુલસી તથા ચન્દન આદિ જે પદાર્થો છે તે ઉદ્દીપન-વિભાવ જાણવા એમ કવીશ્વરો કહે છે.

**जो विभावतें होत है, सीतापति संतुष्ट ।**
**अब व्याख्या अनुभावकी, सुनु यतिवर! मतिपुष्ट ॥ ११५ ॥**

જે ઉદ્દિપનવિભાવથી સીતાપતિ શ્રી રામચન્દ્ર સંતુષ્ટ બને છે. હવે હે બુદ્ધિ-બળને ધારણ કરનારા યતિશ્રેષ્ઠ! અનુભાવની વ્યાખ્યા શ્રવણ કરો.

**भगवद् विषयक प्रेमत, नयन विक्रियावान् ।**
**बनत तबें "अनुभाव" यों, भाव लहत अभिधान ॥ ११६ ॥**

જ્યારે ભગવદ્ વિષયક (ભગવાન્ સમ્બંધી) પ્રેમથી નેત્રો વિક્રિયાવાળાં બને અર્થાત્ એ આંખોમાં અશ્રુ આવે ત્યારે એ ભાવ "અનુભાવ" એવું નામ ગ્રહણ કરે છે.

---

व्यक्ती भवद्भगवदाकारताख्परसाख्यः स्थायीभावः परमानन्दसाक्षात्कारात्मकः प्रादुर्भवति स एव भक्तियोग इति तं परं निरतिशयं पुरुषार्थं वदन्ति रसज्ञाः । इति मधुसूदनस्वामिना स्वकीयभक्तिरसायणग्रन्थे सूक्तम् ।

भगवद्भिन्न पदार्थ सब, अवनीमध्य असार ।
साररूप इक श्रीहरि, यों मनमें निरधार ॥ ११७ ॥

સંસારમાં જેટલા ભગવદ્ભિન્ન પદાર્થો છે તે સર્વ અસાર (સાર રહિત) છે, માત્ર એક શ્રી હરિજ સારરૂપ છે એમ મનમાં નિશ્ચય કરી

अन्तर्वृत्ति ईशमें, सदा लहत द्रढ स्थान ।
"व्यभिचारी" वह भावकों, अर्पत कवि अभिधान ॥ ११८ ॥

અન્તઃકરણની વૃત્તિ ઇશ્વર સ્વરૂપમાં દ્રઢ સ્થાન મેળવે એ ભાવને કવિજનો "વ્યભિચારીભાવ" એવું નામ આપે છે.

उनतें पुनि "रस" नामको, प्रकटत स्थायी भाव ।
जो परमानन्दस्वरुप, जगदधि तारक नाव ॥ ११९ ॥

અને એ સર્વ વિભાવોથી એક "રસ" નામનો સ્થાયીભાવ પ્રકટ થાય છે કે જે પરમાનન્દસ્વરૂપ અને સંસારસાગરથી તારનાર નાવરૂપ બને છે.

भगवत् साक्षात्कारमय, परम प्रेम अभिधान ।
पराभक्ति उनकों कहत, मुनि शाण्डिल्य[1] महान ॥ १२० ॥

ભગવાનના સાક્ષાત્કાર સ્વરૂપ જેનું પ્રેમભક્તિ એવું નામ છે તેને મહામુનિ શાંડિલ્ય પરાભક્તિ કહે છે.

उत्तम पुण्य मनुष्यके, उदय लहत जिहिं बेर ।
पराभक्ति प्रकटत तबें, अन्तरमें बिनदेर ॥ १२१ ॥

જે સમયે મનુષ્યનાં ઉત્તમ પુણ્ય ઉદય પામે છે ત્યારે તેના અન્તઃકરણમાં વિલંબવિના પરાભક્તિ પ્રકટ થાય છે.

चो.--अवधि कर्म उत्तमका तबलौं, पराभक्ति युत हो जन जबलौं ।
ग्रन्थ भागवत स्कन्ध इकादश, विंशतितम अध्याय द्रवत रस ॥१२२॥

જ્યાંસુધી મનુષ્ય પરાભક્તિવાળો બને નહી ત્યાંસુધી ઉત્તમ કર્મનો અવધિ સમજવો. શ્રીમદ્ભાગવત ગ્રન્થના એકાદશ સ્કન્ધમાં વીશમો અધ્યાય કે જે રસને દ્રવે છે.

१ सा परानुरक्तिरीश्वरे । इति शाण्डिल्यसूत्रम् ।

षष्ठम श्लोकमध्य उद्धव प्रति कहत, [1]कृष्ण प्रियभक्त महामति ।
जब लग भक्त मुमुक्षु मनमें, श्रद्धा होहु न मम प्रवचनमें ॥१२४॥

એ વીશમા અધ્યાયના છઠ્ઠા શ્લોકમાં ઉદ્ધવજી પ્રતિ જેમને ભક્તજનો પ્રિય છે એવા મહામતિ શ્રી કૃષ્ણભગવાન્ કહે છે જે "જ્યાંસુધી ભક્ત મુમુક્ષુ હોય અને તેની મ્હારાં પ્રવચનમાં શ્રદ્ધા હોય

त्यों वैराग्य न हो अन्तरमें, तब लगि कर्म उचित वह नरमें ।
होवे जब करुनामय भगवत, तब भक्ति प्रानी उर प्रकटत ॥१२५॥

તેમ એ ભક્તના હૃદયમાં વૈરાગ્ય ઉત્પન્ન ન થયો હોય ત્યાંસુધી એ મનુષ્ય આશ્રમ ઉચિત કર્મ કરે અને જ્યારે પ્રભુની કૃપા થાયછે ત્યારેજ મનુષ્ય હૃદયમાં ભક્તિ પ્રકટે છે.

वह भगवद्भक्ति यतिनायक, दुःख रहित त्यों है सुखदायक ।
वोहि परम पुरुषार्थ[2] कहावे, जातें भक्त परमपद पावे ॥१२६॥

હે યતિઓમાં અગ્રણી પદ્મબ્રહ્મમહારાજ! એ ભગવદ્ભક્તિ દુઃખરહિત તેમજ સુખ આપનારી છે. એજ પરમ પુરૂષાર્થ કહેવાય છે, જે ભગવદ્ભક્તિથી ભક્તજન પરમપદ (મોક્ષ)ને પામે છે,

धर्म अर्थ अरु काम कृतिमय, मोक्ष सहित पुरुषार्थ चतुष्टय ।
सकल औपचारिक साधन है, भक्तिजन्य आनन्द सघन है॥१२७॥

ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ પુરૂષાર્થ ચતુષ્ટય કહેવાય છે. તે સર્વ ઔપચારિક (ઉપચારરૂપ) સાધનરૂપ છે. ભક્તિથી ઉત્પન્ન થતો આનંદ પરમસાધ્યરૂપ છે.

वह आनन्द स्वरुप जो भगवत, उनको साक्षात्कारजु संतत ।
पुरुषारथको वोहि परम फल, अब नैय्यायिक[3] मत सुनु निश्चल॥

આનંદસ્વરૂપ જે ભગવાન્ તેનો સુખરૂપ જે સાક્ષાત્કાર એજ પરમપુરૂષાર્થ છે. આ વિષયમાં નૈય્યાયિક કહે છે કે

१ तावत्कर्माणि कुर्वीत न निरविद्येत यावता । मत् कथा श्रवणादौ वा श्रद्धा यावन्न जायते ॥ २ दुःखासम्भिन्नसुखं हि परमपुरुषार्थ इति सर्वतंत्रसिद्धान्तः
३ सुखं दुःखाभावश्च द्वौपुरुषार्थाविति तार्किकाः, तन्न लाघवेन सुख-

**सुख अरु दुःख अभाव उभयही, है पुरुषार्थ महद् मुदमयही।**
**युक्ति युक्त यह बात नहीं है, दुःख[1] अभाव जो सुख जु वही है ॥१२९॥**

"સુખ અને દુઃખાભાવ એબન્ને પુરૂષાર્થ છે" પરંતુ એ વાર્તા નૈય્યાયિકની યુક્તિ યુક્ત નથી, કારણકે જયાં દુઃખનો અભાવ ત્યાં સર્વત્ર સુખ હોતું નથી.

**जब सुख[2] है तब दुःख अभावा, बुध सम्मत यह व्याप्ति प्रभावा।**
**जब सब दुःखाभाव रहत है, तब सुख पूर्ण प्रकाश लहत है॥१३०॥**

જયારે સુખ હોય ત્યારે દુઃખાભાવ હોય છે. આવ્યાપ્તિને વિદ્વજ્જનોએ માન્ય કરેલ છે. પણ જયાં દુઃખાભાવ હોય ત્યારે સુખ હોય એ નિયમ નથી.

**याविध साध्य व्याप्ति प्रलयमें, है व्यभिचारवती उस वयमें।**
**क्योंकि प्रलयमें दुःख नहि भासत, त्यों सुखरूप न साध्य प्रकाशत॥**

આ રીતની વ્યાપ્તિ પ્રલય અવસ્થામાં વ્યભિચારવાળી છે, કારણ કે પ્રલયમાં દુઃખાભાવ છતાં સુખ નથી.

---

मात्रस्यैव पुरुषार्थत्वकल्पनात् । इच्छाजनकत्वे हि ज्ञानस्य सुखविषयत्वमेवावच्छेदकं न तु सुखदुःखाभावाद्यतरविषयत्वम् गौरवात्, दुःखाभावस्य तु सुख परिचायकत्वेनोपयोगः । यत्तु न्यायनिबन्धकारैः शङ्कितं दुःखाभावस्य सुखार्थत्वेनैवोपयोगेऽभिहिते सुखस्यापि दुःखाभावार्थिनोपयागो वक्तुं शक्यते विनिगमनाविरहात् तस्मादुभयं पुरुषार्थ इति तदयुक्तं व्याप्यव्यापकभावस्यैव विनिगमकत्वात्, यदा सुखं तदा दुःखाभाव इति हि व्याप्तिः सर्वसम्मता निरुपाधिसहचारदर्शनात् अतो दुःखाभावस्य सुखकालेऽवश्यम्भावित्वात् सुखपरिचायकत्वमुपपद्यते ॥ इति मधुसूदनस्वामिना स्वकीयभक्तिरसायणग्रन्थे सूक्तम् दुःखासम्भिन्नसुखं हि परमपुरुषार्थ इति सर्वतंत्र सिद्धान्तः ॥

१ यत्र सुखं तत्र दुःखाभावः इति व्याप्तिः सर्वसम्मता ।२ यत्र दुःखाभावस्तत्र सुखमिति तु न वक्तुं शक्यते सुखाभावाधिकरणप्रलयादौ दुःखाभावस्यसत् त्वात्

दोहा—यातें अन्वय संग यहँ, विदित लगत व्यतिरेक ।
अब यतिवर! यह बातका, कीजें विमल विवेक ॥ १३२ ॥

એટલામાટે આ સ્થળે પ્રસિદ્ધ રીતે અન્વય વ્યાપ્તિ વ્યભિચારથી દુઃખાભાવનું હે યતિવર્ય! સુખ વ્યાપક નથી આ વાર્તાને નિશ્ચયથી જાણશો

दुःख अभाव सुख उभय में, व्याप्य रु व्यापक भाव ।
बने नहीं बुधमत यही, जानहु बुद्धि प्रभाव ॥ १३३ ॥

દુઃખનો અભાવ અને સુખ આ બન્નેમાં વ્યાપ્ય વ્યાપક ભાવ વિદ્વાનોના મત પ્રમાણે સંભવતો નથી. તમે પણ એ વાતને સમજ્યા હશો,

यातें सुख होवे जहां, दुःख अभाव वहँ सिद्ध ।
युक्ति युक्त यह नियम है, यावत्तंत्र प्रसिद्ध ॥ १३४ ॥

માટે જ્યાં સુખ હોય છે ત્યાં દુઃખનો અભાવ સિદ્ધ છે. આ નિયમ યુક્તિ-યુક્ત છે અને સર્વ શાસ્ત્રમાં પ્રસિદ્ધ છે.

यातें दुःखाभावमें, व्यापक सुख न लखात ।
भक्तिजन्य सुखही परम, पुरुष अर्थ बुध गात ॥ १३५ ॥

માટે દુઃખાભાવનું વ્યાપક સુખ નથી. વિદ્વાનો તો ભક્તિજન્ય સુખનેજ પરમ પુરૂપાર્થ કહે છે.

है न स्वतः पुरुषार्थ जो, धर्म अर्थ अरु काम ।
किन्तु होत तज्जन्य सुख, वह पुरुषार्थ प्रकाम ॥ १३६ ॥

ધર્મ, અર્થ અને કામ એ સ્વતઃપુરૂષાર્થ નથી, પરંતુ એ ત્રણેથી ઉત્પન્ન થતું જે સુખ તે પરમ પુરૂપાર્થ ગણાય છે.

चोपाई—धर्म अर्थ अरु कामकी संगा, पावत सुख जब जन्य प्रसंगा।
अननुगत याबिध होवे जब, जन्य विशेषण त्याज्य बने तब ॥१३७॥

સુખ સ્વતઃપુરૂષાર્થ છે- પછી ધર્મ અર્થ અને કામ જન્ય સુખને માનીએ તો સુખના પ્રતિ અનુગત કારણ કોઈ થશે નહી, કિન્તુ અનનુગત ધર્માદિમાં કારણતા રહેશે, માટે અનનુગત કારણ પક્ષમાં ગૌરવદોષ આવે છે. એટલે ધર્માદિજન્ય સુખ

પુરૂષાર્થ છે એમ ન કહી સુખ સ્વતઃપુરૂષાર્થ છે એમ માનવું યુક્તિયુક્ત છે અ ધર્માદિજન્ય વિશેષણ સુખ પ્રતિ કહેવું નહી. માટે સુખસ્વતઃપુરૂષાર્થ છે.

केवल सुखरुप है पुरुषारथ, उनके अधिकारी सुनहु अथ।
भगवद्भक्ति करत जन चारि[१], संज्ञा उनकी कहौं अति प्यारी॥१३८

પુરૂષાર્થ કેવલ સુખરૂપ છે. એના અધિકારી કેટલા છે તે શ્રવણ કરે ભગવદ્ભક્તિ ચારપ્રકારના ભક્તો કરે છે એમનાં અતિ પ્રિય નામ હું કહું છું,

आर्त प्रथम जिज्ञासु द्वितीय है, अर्थार्थी अभिधान तृतीय है।
चौथा ज्ञानी सबमें उत्तम, है भगवत् प्रिय अतिहि मनोरम॥१३९

પહેલા આર્ત, બીજો જિજ્ઞાસુ, ત્રીજો અર્થાર્થી અને ચોથા જ્ઞાની. આ સર્વમાં જ્ઞાની સર્વોત્કૃષ્ટ ગણાય છે અને તે પ્રભુને અત્યંતપ્રિય હોય છે.

जाकी निरन्तर अन्तर्वृत्ति, भगवन्मय नहि और प्रवृत्ति।
कोविद् उनकों ज्ञानी कहत है, एक भक्ति जो सतत रहत है॥१४०

જેની અન્તર્વૃત્તિ નિરંતર ભગવન્મય હોય, બીજી કંઈપણ પ્રવૃત્તિ ન હોય તેને વિદ્વાન્ પુરૂષો "જ્ઞાની" કહે છે કે જે સદૈવ એક પ્રભુભક્તિપરાયણજ રહે છે.

आगें जो कही भक्ति यतीश्वर, उनकी भूमिका सुनहु अबें वर।
भगवद् भक्तकी सेवा जो है, प्रथम भूमिका भक्तिकी सो है॥१४१

હે યતીશ્વર! મેં પ્રથમ જે ભક્તિસ્વરૂપ આપને કહ્યું તેની શ્રેષ્ઠ ભૂમિકાઓ છે તે હવે શ્રવણ કરો. ભગવાનના ભક્તોની જે સેવા કરવી તે ભક્તિની પ્રથમ ભૂમિકા છે.

वह सेवा द्वारा शुभ करनी, महदात्माकी दया मनहरनी।
पात्र होइ पावे जो प्रानी, द्वितीय भूमिका सो पहिचानी॥१४२

---

चतुर्विधा भजन्ते मां जनाः सुकृतिनोऽर्जुन ॥ आर्तो जिज्ञासुरर्थार्थी ज्ञानी च भरतर्षभ ॥ १ ॥ तेषां ज्ञानी नित्ययुक्त एकभक्तिर्विशिष्यते ॥ प्रियो हि ज्ञानिनोऽत्यर्थमहं स च मम प्रियः ॥ २ ॥ उदाराः सर्व एवैते ज्ञानीत्वात्मैव मे मतम् ॥ आस्थितः स हि युक्तात्मा मामेवानुत्तमां गतिम् ॥ ३ ॥ इति गीतायाम् ॥

શુભ કરણીરૂપ એ ભક્તોની સેવાદ્વારા પાત્ર બની એવા મહાત્માઓની કૃપા જે મનુષ્ય પ્રાપ્ત કરે તે ભક્તિની બીજી ભૂમિકા ગણાય છે.

**महदात्मा चारितमें श्रद्धा, तृतीय भूमिका है वह इद्धा।**
**उन द्वारा हरि गुण कीर्तनमें, रति उपजत जो मानव मनमें॥१४३॥**

એ ભક્ત મહાત્માઓનાં ચરિત્રોમાં શ્રદ્ધા રાખવી તે પ્રશંસનીય ત્રીજી ભૂમિકા છે અને એ ભૂમિકાદ્વારા મનુષ્યના મનમાં પ્રભુ ગુણનાં કીર્તન કરવાની જે પ્રીતિ ઉપજે છે

**चौथी भूमिका है वह चारु, भक्ति अनल जारत दुःख दारु।**
**भगवतमें प्रेमांकुर उद्भव, गिनत भूमिका पञ्चमी वैष्णव॥१४४॥**

એ ભક્તિની ચોથી ભૂમિકા છે ભક્તિરૂપી અગ્નિ દુઃખરૂપી કાષ્ઠને બાળી નાખે છે. અને ભગવાન્‌માં પ્રેમાંકુર (પ્રેમનાં અંકુર) નો જે ઉદ્‌ભવ તેને વૈષ્ણવો પાંચમી ભૂમિકા ગણે છે.

**दोहा–भगवतमें स्वरुपाधिगम, सो है षष्ठम भोम।**
**प्रेमवृद्धि प्रभुमें वही, सप्तम विकसत रोम॥ १४५॥**

ભગવત્‌માં ચિત્તની સામાન્ય રૂપે જે સ્થિરતા તે છઠ્ઠી ભૂમિકા છે અને પ્રભુમાં પ્રેમની જે વૃદ્ધિ તે સાતમી ભૂમિકા કે જેનાથી રોમાંચ થાય છે.

**भगवत् स्मृति है अष्टमी, जो पुनि भगवद्धर्म।**
**तामें निष्ठा सो नवमी, भोम समर्पत शर्म॥ १४६॥**

ભગવાનનું જે વારંવાર સ્મરણ તે આઠમી ભૂમિકા છે અને ભગવાનનાં ચરિત્રોમાં નિષ્ઠા રાખવી એ કલ્યાણ આપનારી નવમી ભૂમિકા છે.

**निजमें तद्गुणशालिता, जब द्रग्गोचर होत।**
**होवे भगवद्विरहतें, शुष्क प्राणसरिस्रोत॥ १४७॥**

અને જ્યારે પોતાનામાં ભગવત્ ભક્તિનો આવિર્ભાવ નજરે આવે તેમજ ભગવાનના વિરહથી પ્રાણવ્યાકુળ બન્યા પછી

**अर्थात् प्रभुमें प्रेमको, अवधि जोन द्रग आत।**
**भक्तिभूमिका वो दशमी, गुनीजन अन्तिम गात॥ १४८॥**

પ્રભુમાં જે પરમ પ્રેમ દેખાય તેને ગુણીજનો ભક્તિની દશમી ભૂમિકા કહે છે.

**याबिध यतिवर ! अकथनीय, आनँदरूप अपार ।**
**भक्तिविषय मैंने कह्यो, आत्मबुद्धि अनुसार ॥ १४९ ॥**

હે યતિવર! આ રીતે અકથનીય (કહી ન શકાય તેવો) અપાર આનંદસ્વરૂપ ભક્તિનો વિષય મેં મારી બુદ્ધિ અનુસાર આપને કહી સંભળાવ્યો.

**चो.--जीवनदासकी सविनय बानी, सुनि षट्प्रज्ञ यतीश्वर ज्ञानी ।**
**महिमा सह सुन भक्तिनिरूपण, ह्वै संतुष्ट कहत यों तत्क्षण ॥१५०॥**

જીવણદાસ મહારાજની આવી વિવેકયુક્ત વાણી શ્રવણ કરી પરમજ્ઞાની એવા ષટ્પ્રજ્ઞસ્વામી મહિમાસમેત ભક્તિનિરૂપણના શ્રવણથી સંતુષ્ટ થયા અને એ સમયે કહેવા લાગ્યા જે

**आप सरिस महदात्मा जगमें, विचरत मंगलकारक मगमें ।**
**भेद सुनावत प्रभु भक्तिके, अहोभाग्य श्रोता व्यक्तिके ॥ १५१ ॥**

સંસારમાં આપ સરખા મહાત્માઓ મંગલકારક માર્ગમાંજ વિચરણ કરે છે અને પ્રભુભક્તિના ભેદ સંભળાવે છે. શ્રોતા મનુષ્યોનાં પણ અહોભાગ્ય છે કે જેઓને આપ જેવા મહાત્માનો સમાગમ પ્રાપ્ત થયો છે.

**श्रीरघुवर श्रीमाधवजु, गुरुप्रसादकों पाइ ।**
**भई मयूख समाप्ति यह, मुदमंगलतें छाइ ॥**

**॥ इति श्रीमद्वेदान्ततीर्थपण्डितमायारामसंग्रहीत श्रीसत्पुरुषचरित्रप्रकाशे श्रीजीवनदासजी परिकथितभक्तिस्वरूपवर्णनं नाम विंशतितमोमयूखः**



॥ श्रीगणेशाय नमः ॥

## अथ एकविंशतितमो मयूखः



दोहा—तदनन्तर महाराजश्री, जीवनदास अनल्प ।
मतियुत मनमें स्नेह सह, करत भये संकल्प ॥ १

ત્યારપછી મહાન્ મતિવાળા જીવણદાસજી મહારાજ સ્નેહસહિત પોતાના મનમાં સંકલ્પ કરવા લાગ્યા જે

चो-यतिवरने किय मो मनरञ्जक, प्रश्न यथोचित भक्तिविषयक ।
मैंने मति अनुसार सुनायो, विषय वही मेरे मन भायो ॥ २ ॥

યતિવર ષટ્પ્રજ્ઞસ્વામીએ મારાં મનને આનંદ આપે તેવો યથાયોગ્ય ભક્તિ-વિષયક પ્રશ્ન કર્યો અને એ વિષયને મેં મારી બુદ્ધિ અનુસાર કહ્યો.

अब पूछों षट्प्रज्ञ मुनीकों, जीव-ईशको तत्त्वजु नीको ।
श्रवण करों वेदान्त महत्त्वजु, जामें है सबतें बड सत्त्वजु ॥३॥

હવે હું ષટ્પ્રજ્ઞસ્વામીને જીવ તથા ઈશ્વરનું તત્ત્વ પૂછું અને જેમાં સર્વોત્કૃષ્ટ સત્ત્વ છે એવું વેદાન્તનું મહત્ત્વ શ્રવણ કરું.

अस विचारि षट्प्रज्ञ यती प्रति, बोले जीवनदास महामति ।
सविनय सादर प्रिय संबोधन—पूर्वक प्रश्न करत-हे भगवन्! ॥४

આમ વિચાર કરી મહાબુદ્ધિશાળી જીવણદાસજી મહારાજ ષટ્પ્રજ્ઞસ્વામી પ્રતિ વિનયપૂર્વક આદર સહિત હે ભગવન્! એવું પ્રિય સંબોધન આપી પૂછવા લાગ્યા જે

वेद अन्त-वेदान्त सुहावे, कोन अर्थ उनकाजु कहावे ?
कोन शास्त्रका नाम वही है, कहहु-हमारा प्रश्न यही है ॥५

વેદનો અન્ત એ વેદાન્ત તેનો શું અર્થ છે? અને વેદાન્ત એ કયા શાસ્ત્રનું નામ છે? અમારો આ પ્રશ્ન છે તેનો કૃપા કરી ઉત્તર આપો.

उनके अधिकारी पुनि कवन जु? पावे क्या प्रतिपादकपनजु?।
श्रवन करन यह चित्त चहत हों, ज्ञानी जनतें ज्ञान ग्रहत हों ६॥

વળી એ વેદાન્તના અધિકારી કોણ છે? અને એ શાસ્ત્રમાં કોનું પ્રતિપાદન કરેલું છે? આ સર્વ શ્રવણ કરવા મ્હરૂં ચિત્ત ચાહે છે. જ્ઞાની પુરૂષોથી જ્ઞાનને ગ્રહણ કરવું એવો મારો નિયમ છે.

वचन नम्रतायुत जीवनके, सुनि षट्प्रज्ञ सुखद संतनके ।
शोचत भयउ त्वरित निज मनमें, जीवन निपुण सकल शास्त्रनमें

જીવણદાસમહારાજનાં સવિનય વચનો શ્રવણ કરી સંતજનોને સુખ આપનારા ષટ્પ્રજ્ઞસ્વામી તુરત મનમાં વિચારવા લાગ્યા જે જીવણદાસજી સર્વ શાસ્ત્રોમાં નિપુણ (પ્રવીણ) છે.

तदपि आज यों प्रश्न करत है, हेतु ओर नहि-जनहितकृत है।
पुनि सत्संगकी वृद्धि जामें, आशंका अनुचित है तामें ॥ ८ ॥

તોપણ આજે આ રીતે પ્રશ્ન કરે છે તેનો બીજો હેતુ કંઇ નથી, માત્ર જનહિત અર્થે પ્રશ્ન કરે છે. વળી આ રીતના પ્રશ્નોત્તરમાં સત્સંગની વૃદ્ધિ રહેલી છે માટે તેમાં કંઈ શંકા કરવી ઉચિત નથી,

अस बिचारि बोले जीवनप्रति, शास्त्रविशारद है आपकी मति।
तदपि आप पूछत हो मोहे, सत्संगकी वृद्धिहित सो है ॥ ९ ॥

આમ વિચાર કરી ષટ્પ્રજ્ઞસ્વામી જીવણદાસજી મહારાજ પ્રતિ બોલ્યા જે આપની બુદ્ધિ શાસ્ત્રમાં પારંગત છે, છતાંએ આપ મને પ્રશ્ન કરો છો તે સત્સંગની વૃદ્ધિ અર્થે છે.

पुनि परउपकारार्थ प्रमानों, कहों आप सन जो कछु जानों ।
अतिहि कठिन वेदान्त विषय है, पारंगत शिव-व्यास उभयहै १०

વળી પરોપકારમાટે છે એમ હું સમજું છું તો હવે હું જે કંઇ જાણું છું તે આપ પાસે કહું છું. વેદાન્ત વિષય અત્યંત કઠિન છે, એનો પાર વ્યાસ ભગવાન્ અને શંકરાચાર્ય એ બેજ પામ્યા છે.

उन निर्मित है ग्रन्थ अनेका, सुने पढे मैंने सविवेका ।

**उनतें जो कछु अनुभव पायो, सद्गुरुनेजु रहस्य सुनायो ॥११॥**

એ પ્રભુ શંકર અને ભગવાન્ વ્યાસમુનિએ રચેલા અનેક ગ્રન્થો છે જે વિવેકપૂર્વક મેં શ્રવણ કર્યાં છે અને જેનો અભ્યાસ કર્યો છે અને તેનાથી જે કંઇ અનુભવ પ્રાપ્ત કર્યો છે તેમજ સદ્‌ગુરૂ યાદવસ્વામીએ મને વેદાન્તરહસ્ય સંભળાવ્યું છે

**तदनुसार मैं आज यथामति, करों विवेचन सुनु यतिके पति।**
**वेद अर्थ है ज्ञान अनन्तजु, मर्यादावाचक है अन्तजु ॥ १२ ॥**

તે પ્રમાણે આજે હું મારી બુદ્ધિઅનુસાર વિવેચન કરૂં છું તે હે યતિરાજ જીવણદાસજી મહારાજ! આપ શ્રવણ કરો. "વેદ" શબ્દનો અર્થ જ્ઞાન છે અને "અન્ત" શબ્દનો અર્થ નિશ્ચય છે અર્થાત્ વેદાન્ત એટલે જ્ઞાન નિશ્ચય.

**शब्द सरस वेदान्त सुहावे, प्रतिपादक ग्रंथ बेद कहावे ।**
**अन्त अर्थ अन्तिम निश्चय है, अन्तिम निश्चय ब्रह्म अभय है १३।**

વેદાન્ત એ રસમય શબ્દ છે, તેનું પ્રતિપાદન કરનાર જે ગ્રન્થ તે "વેદ" કહેવાય છે. "અન્ત" શબ્દનો અર્થ અન્તિમ [છેવટનો] નિશ્ચય છે અને અન્તિમ નિશ્ચય અર્થાત્ અભય બ્રહ્મ.

**उनके प्रतिपादक जो ग्रन्था, जासु लखत जन अक्षय पन्था।**
**सो उपनिषद्[1] नाम सरसावे, ब्रह्मसूत्र पुनि ओर कहावे ॥ १४ ॥**

એ બ્રહ્મનું પ્રતિપાદન કરનારા જે ગ્રન્થ છે અને જેનાવડે મનુષ્ય અક્ષય માર્ગને જોઇ શકે છે તેનું નામ ઉપનિષદ્ અને બ્રહ્મસૂત્ર કહેવાય છે.

**दोहा—भगवद्गीता आदि है, उनके ग्रन्थ अनेक ।**
**जामें है अनुबन्धको,[2] चारि प्रकार विवेक ॥ १५**

તેમજ બ્રહ્મપ્રતિપાદક "શ્રી મદ્‌ભગવદ્‌ગીતા આદિ અનેક ગ્રન્થો છે તે વેદાન્તમાં ચાર પ્રકારના અનુબન્ધો હોય છે અને તે અનુબન્ધ ચતુષ્ટય કહેવાય છે.

---

१ वेदान्तोनाम उपनिषत् प्रमाणम् । तदुपकारीणि शारीरिक सूत्रादीनि च ॥
२ तत्रानुबन्धो नाम अधिकारि विषयसम्बन्ध प्रयोजनानि ॥

तामें "अधिकारी"[1] प्रथम, द्वितीय "विषय" अनुसन्ध ।
तृतीय "प्रयोजन" नाम त्यों, भेद चतुर्थ "सबन्ध" १६॥

એક અધિકારી, બીજો વિષય, ત્રીજું પ્રયોજન અને ચોથો સંબન્ધ આ રીતે અનુબન્ધના ચાર ભેદ છે.

तामें विधियुत वेदका, जो वेदांग समेत ।
करकें गुरुमुख अध्ययन, समुझत अर्थ समेत ॥१७॥

તેમાં વેદાંગ સહિત વિધિપુરઃસર વેદોનું અધ્યયન (અભ્યાસ) શ્રી ગુરૂમુખથી કરી અર્થ સાથે વેદવાકયોને જે સમજે

उनकों अधिकारी कहत, सुनहु बहुरि यतिराज ।
जन्म रु जन्मान्तरनमें, काम्य आदि सब त्याज ॥ १८ ॥

એને અધિકારી કહે છે. વળી હે યતિરાજ જીવણદાસજી મહારાજ! શ્રવણ કરો. આ જન્મ અને પૂર્વ જન્મમાં સર્વ કામ્ય અને નિષિદ્ધ કર્મોને તજી

चो-कर्मत्यागपूर्वक जो जन नित, नैमित्तिक त्योंही प्रायश्चित ।
कर उपासनाको अनुष्टानजु, निर्मल चित्त सहित पहिचानजु॥१९

જે મનુષ્ય નિત્ય નૈમિત્તિક અને પ્રાયશ્ચિત કર્મથી મલદોષ દૂર કરી અને કષ્ટ ઉપાસનાથી વિક્ષેપદોષ દૂર કરી

विवेक ओ वैराग्य सहितजु, मुमुक्षुता युत उत्तम रीतजु ।
सम्पत्ति षट्-साधनजु चतुष्टय, युक्त होइ अधिकारी लहत जय २०

વિવેક વૈરાગ્ય, મુમુક્ષુતા અને ષટ્ સંપત્તિ એ ચાર સાધનને પ્રાપ્ત કરે તેને અધિકારી કહે છે.

---

१ अधिकारी तु विधिवदधीतवेदवेदांगत्वेनापाततोऽधिगताखिलवेदार्थोऽस्मिन् जन्मनि जन्मान्तरे वा काम्यनिषिद्धवर्जनपुरःसरं नित्यनैमित्तिकप्रायश्चित्तोपासनाऽनुष्ठानेन निर्गतनिखिलकल्मषतया नितान्तनिर्मलस्वान्तः साधनचतुष्टयसंपन्नः प्रमाता. ॥

स्वर्ग आदि साधनभूत सोहे, ज्योतिष्ठोमादिक[1] कृति जो है।
काम्य कर्म उनकों हि कहत है, जासु स्वर्ग पद मनुज लहतहै२१

જ્યોતિષ્ઠોમ આદિ જે કૃતિ સ્વર્ગપ્રાપ્તિનાં સાધનભૂત છે તેનેજ કામ્યકર્મ કહે છે જેનાથી મનુષ્ય સ્વર્ગાદિને પ્રાપ્ત કરે છે.

ब्राह्मण[2] हनन आदि द्रग आवे, वह कृति सकल निषिद्ध कहावे।
सन्ध्यावन्दन[3] आदि सुकाजा, नित्य कहत शास्त्रज्ञ समाजा २२

બ્રહ્મહત્યા આદિ કૃત્યને નિષિદ્ધ કર્મ કહે છે. સંધ્યાવંદન આદિ જે ઉત્તમ કાર્ય છે તેને શાસ્ત્રને જાણનાર વિદ્વાન્નો સમાજ નિત્યકર્મ કહે છે.

पुत्रजन्म आदि हित नाना, शुभ जातेष्ट्यादिक अभिधाना।
याग कर्मका होत विधाना, वह कृति सब नैमित्तिक[4] ठाना ॥२३॥

પુત્ર પ્રાપ્તિ આદિ મનોરથમાટે નાના પ્રકારના જાતેષ્ટ્યાદિ જે યજ્ઞકર્મ તેને નૈમિત્તિક કર્મ કહેલાં છે.

चान्द्रायण[5] आदिजु यथोचित, कर्म कहावत है प्रायश्चित।
सगुण ब्रह्मका मानसद्वारा, होत विमल भक्ति व्यापारा ॥ २४ ॥

વિધિપુરઃસર ચાન્દ્રાયણ આદિ જે વ્રત તે પ્રાયશ્ચિત કર્મ કહેવાય છે. મનથી સગુણ બ્રહ્મ (રામ–કૃષ્ણ આદિ) ની જે ભક્તિ

उपासना[6] उनकोंहि कहतहै, पुनि नित्यादि[7] नाम लहतहैं।
वह कृति जब होवे निष्कामजु, तब बुद्धिकी शुद्धि ललामजु ॥२५॥

---

१ काम्यानि स्वर्गादीष्टसाधनानि ज्योतिष्टोमादीनि ॥

२ निषिद्धानि नरकाद्यनिष्टसाधनानि ब्रह्महननादीनि।

३ नित्यान्यकरणे प्रत्यवायसाधनानि सन्ध्यावन्दनादीनि।

४ नैमित्तिकानि पुत्रजन्माद्यनुबन्धीनि जातेष्ट्यादीनि ५ प्रायश्चित्तानि पापक्षयमात्रसाधनानि चान्द्रायणादीनि. ६ उपासनानि सगुणब्रह्मविषयकमानसव्यापाररूपाणि शाण्डिल्यविद्यादीनि. ॥ ७ एतेषां नित्यादीनां बुद्धिशुद्धिः परं प्रयोजनम्.

तेने उपासना कहे छे. वळी नित्य तथा नैमित्तिक आदि जे कर्म कह्यां ते सर्व ज्यारे निष्काम वृत्तिथी कराय त्यारे मळरूप दोष दूर थाय छे.

**त्यों चित्त होत इकाग्र[1] निरन्तर, यों उपासना प्रकार सुन्दर।**

**नित्यानित्यवस्तुको ज्ञानजु, वह विवेक[3] आनन्दनिदानजु ॥२६॥**

तेमज चित्त निरन्तर एकाग्र बने छे के जेनाथी विक्षेप दोष दूर थाय छे. नित्य तथा अनित्य वस्तुनुं जे ज्ञान तेनुं नाम "विवेक" छे.

**दोहा—उभय लोंकके भोगको, तीव्र होत जो त्याग।**

**वह साधनकों[2] कहत है, विद्वज्जन वैराग ॥ २७ ॥**

आ लोक अने परलोकना भोगोनो जे अत्यंत त्याग ते साधनने विद्वज्जनो "वैराग्य" कहे छे.

**शम-दम त्यों उपरति तृतीय, चौथी तितिक्षा जान।**

**समाधान-श्रद्धा बहुरि, षट् संपद् पहिचान ॥ २८ ॥**

शम, दम, उपरति, तितिक्षा, समाधान अने श्रद्धा ए षट्संपत्ति छे.

**बिन संपद् ज्यों लहत नहि, सांसारिक सुख कोउ।**

**त्यों[4] शमादि बिन ब्रह्मसुख-भोगी मुमुक्षु न होउ ॥ २९ ॥**

जेम सांसारिक कोइपण मनुष्य संपत्ति [धन] विना सुख पामतो नथी तेम मुमुक्षु [मुक्तिनी इच्छावाळो मनुष्य] पण शमादि विना ब्रह्मसुखने मेळवी शकतो नथी.

---

१ उपासनानां तु चित्तैकाग्र्यम्। तमेतमात्मानं वेदानुवचनेन ब्राह्मणा विविदिशन्ति यज्ञेन" इत्यादि श्रुतेः "तपसा कल्मषं हन्ति" इत्यादि स्मृतेश्च ॥ नित्यनैमित्तिकयोरुपासनानाश्चावन्तरफलपितृलोकसत्यलोकप्राप्तिः ॥ "कर्म्मणा पितृलोको विद्यया देवलोकः" इत्यादि श्रुतेः ॥

२ साधनानि नित्यानित्यवस्तुविवेकेहामुत्रफलभोगविरागः शमदमादिसम्पत्ति मुमुक्षुत्वानि ॥ ३ नित्यानित्यवस्तुविवेकस्तावद्ब्रह्मैव नित्यं वस्तु ततोऽन्यदखिलमनित्यमितिविवेचनम् ॥ विरागस्तावत्कर्मजन्यतया ऐहिकामुष्मिकभोगेषु अनित्यत्वबुद्धिः ॥ ४ शमदमादयस्तु शमदमोपरतितितिक्षासमाधानश्रद्धाः ॥

शम[1]-निग्रह जो मनहुको, दम[2]-बाह्येन्द्रि निरोध।
अब उपरतिकौ अर्थ सुनु, मतिसागर यतियोध ॥ ३० ॥

મનનો જે નિગ્રહ તે "શમ" અને બાહ્ય ઇન્દ્રિયોનો નિરોધ તે "દમ" કહેવાય છે. હે મતિસિન્ધુ યતિવીર! હવે ઉપરતિનો અર્થ શ્રવણ કરો.

विषयोंतें उपराम ह्वै, विहित कर्म परित्याग।
जो विधिपूर्वक होत है, वह उपरति[3] बडभाग ॥ ३१ ॥

વિષયોથી ઉપરામ (શાન્ત) બની વિધિ વિહિત (શાસ્ત્રોમાં કહેલાં) કર્મોનો જે પરિત્યાગ તે હે જીવણદાસજીમહારાજ! "ઉપરતિ" કહેવાય છે,

शीतोष्णादि दुःखको, सहिबो धैर्य समेत।
ताहि "तितिक्षा"[4] कहत है, ह्वै शास्त्रज्ञ सचेत ॥ ३२ ॥

શીત તથા ઉષ્ણ આદિ દુઃખોને ધૈર્ય સહિત સહન કરવાં તેને શાસ્ત્રજ્ઞ [શાસ્ત્રોને જાણનાર] પુરૂષો "તિતિક્ષા" કહે છે.

श्रवणादिकमें निग्रहित, मनकी होत समाधि।
"समाधान"[5] यों देत है, उनकों विबुध उपाधि ॥ ३३ ॥

શ્રવણ આદિમાં નિગ્રહિત મનનો જે સમાધિ થાય છે તેને વિદ્વાન્ પુરૂષો "સમાધાન" એવું નામ આપે છે.

गुरुनिगदित वेदान्तमें, होत विदित विश्वास।
"श्रद्धा"[6] उनकों कहत है, जानहु जीवनदास! ॥ ३४ ॥

ગુરૂએ કહેલા વેદાન્તમાં જે વિશ્વાસ તેને "શ્રદ્ધા" કહે છે. હે જીવણદાસજી મહારાજ! આપ સર્વ જાણો છો, છતાં મ્હારા કહેવાથી પણ જાણો.

---

१ शमस्तावत् श्रवणादिव्यतिरिक्तविषयेभ्यो मनोनिग्रहः ॥ २ दमः बाह्येन्द्रियाणां तद्व्यतिरिक्तविषयेभ्यो निवर्तनम् ॥ ३ निवर्तितानामेतेषां तद्व्यतिरिक्तविषयेभ्य उपरमणमुपरतिः। अथवा विहितानां कर्म्मणां विधिना परित्यागः ॥
४ तितिक्षा शीतोष्णादिसहिष्णुता। ५ निगृहीतस्य मनसः श्रवणादौ तदनुगुणविषये च समाधिः समाधानम् ॥ ६ गुरुवेदान्तवाक्येषु विश्वासः श्रद्धा ॥

जो इच्छा है मोक्षकी, रजनीदिन अभिराम।
महदात्मा जन उनहिकों, देत "मुमुक्षा"[1] नाम ॥ ३५ ॥

"મુમુક્ષા" રાત્રીદિન જે મોક્ષ વિષયિણી ઇચ્છા તેને મહાત્માજનો મુમુક્ષુતા કહેછે.

चो.—याविध साधन उक्त चतुष्टय, उनको जोहै उच्च समुच्चय।
तिनतें जन संपन्न बने जब, अधिकारीपन[2] पावत है तब ॥३६॥

આ રીતે ઉક્ત સાધન ચતુષ્ટય ઉચ્ચ સમુચ્ચયથી મનુષ્ય જ્યારે સંપન્ન બને ત્યારે "અધિકારી" પદને પ્રાપ્ત થાય છે.

ब्रह्म[3] शुद्ध इक त्यों चिद्रूपा, विषयरूप वेदान्त अनुपा।
तामें प्रतिपाद्य रु प्रतिपादक[4] ब्रह्म रु उपनिषदादि सँवादक ॥३७॥

શુદ્ધ, એક અને ચૈતન્યસ્વરૂપ બ્રહ્મ છે એ બ્રહ્મ વિષયાત્મક વેદાન્ત શાસ્ત્ર છે. એ વેદાન્ત શાસ્ત્રનું બ્રહ્મ પ્રતિપાદ્ય અને ઉપનિષદ્ આદિ પ્રતિપાદક છે.

उक्त सबन्धकी होवे प्रवृत्ति, तब अज्ञानकी होत निवृत्ति।
प्राप्ति स्वरुपानन्दकी[5] जो है, परम प्रयोजन सो यहँ सोहै ॥३८॥

બ્રહ્મ અને ઉપનિષદનો પ્રતિપાદ્ય પ્રતિપાદક સંબંધ છે. જે સંબંધ જાણવાથી અજ્ઞાનની નિવૃત્તિ થાય છે અને કાર્ય સહિત કારણ નિવૃત્તિપૂર્વક સ્વસ્વરૂપના આનંદની જે પ્રાપ્તિ તે વેદાન્ત શાસ્ત્રમાં પરમ "પ્રયોજન"[6] ગણાય છે.

---

१ मुमुक्षुत्वं मोक्षेच्छा. ॥ २ एवंभूतः प्रमाताऽधिकारी "शान्तोदान्तः" इत्यादि श्रुतेः ॥ तथाचोक्तम्–"प्रशान्तचित्ताय जितेन्द्रियाय ॥ प्रक्षीणदोषाय यथोक्तकारिणे ॥ गुणान्वितायानुगताय सर्वदा प्रदेयमेतत्सकलं मुमुक्षवे" इति ॥
३ विषयो जीवब्रह्मैक्यं शुद्धचैतन्यं प्रमेयम् तत्रैव वेदान्तानां तात्पर्यात् ॥ ४ सम्बन्धस्तु तदैक्यप्रमेयस्य तत्प्रतिपादकोपनिषत्प्रमाणस्य च बोध्यबोधकभावलक्षणः
५ प्रयोजनन्तु तदैक्यप्रमेयगताज्ञाननिवृत्तिः तत्स्वरूपानन्दावाप्तिश्च ॥
६ "तरति शोकमात्मवित्" इत्यादि श्रुतेः॥ "ब्रह्मविद्ब्रह्मैव भवति" इत्यादि श्रुतेश्च ॥

स्वामिन्! इस विध जो अधिकारी, जन्ममरण आदि अति भारी।
सांसारिक दुःख संयुत ह्वैकें, करमें कछु उपहारजु लेकें॥ ३९ ॥

હે સ્વામી જીવણદાસજીમહારાજ! આ રીતે અધિકારી મનુષ્ય જન્મ મરણ આદિ સંસારનાં અનેક દુઃખવાળો હાથમાં કંઇક ભેટ લઇ

ब्रह्मनिष्ठ[1] त्योंहि ब्रह्मश्रोत्रिय, गुरुको शरण ग्रहे आतुर हिय।
याचे पुनि उपदेश गुरु सन, जो देवे गुरु सद्य मुदित मन ॥ ४० ॥

ગુરૂદર્શનમાટે આતુરતાયુક્ત અને શાન્ત હૃદયથી બ્રહ્મનિષ્ઠ બ્રહ્મશ્રોત્રિય ગુરૂનું શરણ ગ્રહણ કરે અને પછી ગુરૂપાસે ઉપદેશની યાચના કરે જે આનંદપૂર્વક ગુરૂ એ અધિકારીને શિષ્ય ગણી

अध्यारोप त्योंहि अपवाद जु, उनतें ब्रह्मतत्त्व अविवादजु।
गुरु शरणागतकों समुझावे, शिष्य ज्ञान स्वसरुपको पावे ॥ ४१ ॥

અધ્યારોપ અને અપવાદ ન્યાયથી નિર્વિવાદ બ્રહ્મનું તત્ત્વ ગુરૂ શરણાગતને સમજાવે અને એ ગુરૂઉપદેશથી શિષ્ય પોતાનાં સત્ય સ્વરૂપનું જ્ઞાન પ્રાપ્ત કરે.

अन्धकार आदि जो दोषन, तातें सहकृत मानव लोचन।
उनतें ज्यों होवत सत गोपन, रज्जुमध्य[2] अहिको आरोपन ॥ ४२ ॥

અન્ધકારાદિ દોષ સહકૃત નેત્રથી જેમ રજ્જુ રજ્જુ સ્વરૂપે નહિ દેખાતાં તેમાં સર્પાકારની પ્રતીતિ થાય છે.

---

१ अयमधिकारी जननमरणादिसंसारानलसन्तप्तो दीप्तशिरा जलराशिमिवोपहारपाणिः श्रोत्रियं ब्रह्मनिष्ठं गुरुमुपसृत्य तमनुसरति "तद्विज्ञानार्थं स गुरुमेवाभिगच्छेत्. समित्पाणिः श्रोत्रियं ब्रह्मनिष्ठम्" इत्यादि श्रुतेः। स गुरुः परमकृपया अध्यारोपापवादन्यायेनैनमुपदिशति "तस्मै विद्वानुपसन्नाय सम्यक्प्रशांतचित्ताय शमान्विताय येनाक्षरं पुरुषं वेदसत्यं प्रोवाच ता तत्त्वतो ब्रह्मविद्याम्" इत्यादिश्रुतेः॥

२ असर्पभूतेरज्जौ सर्पारोपाद्वस्तुन्यवस्त्वारोपः। वस्तु सच्चिदान्दमद्वयं ब्रह्म। अज्ञानादिसकलजडसमूहः अवस्तु ॥ अज्ञानं तु सदसद्भ्यामनिर्वचनीयं त्रिगुणात्मकं. ज्ञानविरोधि भावरूपं यत्किञ्चिदिति वदन्ति। अहमज्ञ इत्याद्यनुभवात्। "देवात्मशक्तिं स्वगुणैर्निगूढाम्" इत्यादि श्रुतेश्च॥

त्यों सद्वस्तु ब्रह्म यहँ लीजें, तामें जग आरोपन कीजें।
दोष यहां अज्ञान काहावे, अध्यारोपकी अभिधा पावे ॥ ॥४३॥

તેવીજ રીતે બ્રહ્મ સત્ય છે અને તેમાં જગત્ આરોપિત હોય છે અને એ આરોપનો જનક અજ્ઞાનરૂપ અને તે આરોપણ "અધ્યારોપ" નામથી ઓળખાય છે.

दोहा--चिद् अरु आनन्दरूप सत, ब्रह्म सदा निजतंत्र।
जगत अवस्तुरूप है, मान्य यही है मंत्र ॥ ४४ ॥

ચૈતન્ય અને આનન્દસ્વરૂપ બ્રહ્મ સદા સત્ય વસ્તુ છે. જગત્ અસત્ય વસ્તુ છે.

हरिगीत--सदसद्विलक्षण जो अनिर्वचनीय किंचिद् भावहै।
अज्ञान त्रिगुणात्मकविरोधि प्रकार युक्त प्रभाव है ॥
"मैं अज्ञ" याबिध अनुभवात्मक वाक्यतें निश्चय यही।
वेदान्त नामक शास्त्रमें अज्ञानकी सिद्धि कही ॥४५ ॥

સત્ય અને અસત્યથી વિલક્ષણ અનિર્વચનીય ભાવરૂપ જે અજ્ઞાન કે જે ત્રિગુણાત્મક અને જ્ઞાન વિરોધી છે અને "હું અજ્ઞ" [હું અજ્ઞાની] આ રીતના અનુભવથી નિશ્ચિત પદાર્થ છે તે વેદાન્ત શાસ્ત્રમાં અજ્ઞાન કહેવાય છે.

व्यष्टि समष्टि[1] भेदतें अज्ञानभी पुनि द्विविध है।
वह इक-अनेक स्वरूप यह संसारविच प्रसिद्ध है ॥
ज्यों सर्व वृक्ष समष्टिरूप विभाति-वन इक विश्वमें।
प्रत्येक वृक्षापेक्षतातें व्यष्टिरूप लखें हमे ॥ ४६ ॥

તે અજ્ઞાન પણ વ્યષ્ટિ અને સમષ્ટિ એવા ભેદથી બે પ્રકારનું છે. તે એક અને અનેક સ્વરૂપે આ સંસારમાં પ્રસિદ્ધ છે, જેમ વૃક્ષ સમુદાયયુક્ત વન સમષ્ટિરૂપ અને પ્રત્યેક વૃક્ષ વ્યષ્ટિરૂપછે તેમજ જીવ તથા ઇશ્વરની ઉપાધિ બે પ્રકારની છે તેમાં સમષ્ટિરૂપ અજ્ઞાન ઇશ્વરની ઉપાધિ છે અને વ્યષ્ટિરૂપ અજ્ઞાન જીવની ઉપાધિ છે.

---

१ इदमज्ञानं समष्टिव्यष्टयभिप्रायेणैकमनेकमिति च व्यवह्रियते। तथाहि यथा-वृक्षाणां समष्टयभिप्रायेण वनमित्येकत्वव्यपदेशः तथा नानात्वेन प्रतिभासमान-जीवगताज्ञानानां समष्टयभिप्रायेण तदेकत्वव्यपदेशः ॥

अज्ञान अन्वित चित्स्वरुप जो सत्त्व अति सुखधाम है।
सर्वज्ञ शक्तिमान् अन्तर्यामी ईश्वर नाम है॥
श्रुति कहत "जो सर्वज्ञ[1] है सो सर्ववित्" कहलात है।
ईश्वर उपाधिविशिष्ट जो कारण शरीरकों पात है॥ ४७॥

શુદ્ધ સત્વ પ્રધાન અજ્ઞાન અવિદ્યાવિશિષ્ટ જે ચૈતન્ય તે ઈશ્વર છે અને તેજ સર્વજ્ઞ સર્વ શક્તિમાન્ છે તેમાં "યઃ સર્વજ્ઞઃ સ સર્વવિત્" આ શ્રુતિ પ્રમાણ છે. એ ઈશ્વરનું કારણ શરીર શુદ્ધ સત્વ પ્રધાન અવિદ્યા છે.

आनन्दमय[2] जो कोश वोहि समष्टि ईश उपाधि है।
उपराम पावत सर्वतें तब ही सुषुप्ति साधि है॥
अज्ञान कारन देह सत्व मलिन व्यष्टि विशिष्ट है।
वह जीव जाकों प्राज्ञ[3] संज्ञा दान अतिही इष्ट है॥ ४८॥

સમષ્ટિ પક્ષમાં આનન્દમય કોશ ઈશ્વર "ઉપાધિ" અને એ ઈશ્વર સર્વથી ઉપરામ હોવાથી તેની સુષુપ્તિ અવસ્થા છે. અને વ્યષ્ટિ પક્ષમાં મલિનસત્વરૂપ અજ્ઞાનરૂપી કારણ દેહવાળો જીવ "પ્રાજ્ઞ" કહેવાય છે.

आनन्दमय जो कोश चिद् आभासका कारन तनु।
उपराम होनेतें अवस्था भइ सुषुप्तिकी ननु॥
वह जीव त्यों ही ब्रह्म इक ही पें उपाधि भेदतें।
द्वयविध बनत है—लिप्त करत महान जनकों खेदतें॥ ४९॥

પ્રાજ્ઞનામક જીવનો આનન્દમય કોશ અજ્ઞાનરૂપ કારણ શરીર છે અને તે ઉપરામ હોવાથી તેની સુષુપ્તિ અવસ્થા છે. સિદ્ધાંતમાં જીવ અને બ્રહ્મ વસ્તુતઃ એકજ છે, છતાં ઉપાધિથી અને ભિન્ન પણાથી જન્મ મરણનો ખેદ થાય છે.

---

१ सकलाज्ञानावभासकत्वादस्य सर्वज्ञत्वम्। "यः सर्वज्ञः सः सर्ववित् इति श्रुतेः
२ ईश्वरस्येयं समष्टिरखिलकारणत्वात् कारणशरीरमानन्दप्रचुरत्वात्कोशवदाच्छादकत्वाच्चानन्दमयकोशः सर्वोपरमत्वात् सुषुप्तिः॥ ३ इयं व्यष्टिर्निकृष्टोपाधितया मलिनसत्वप्रधाना एतदुपहितचैतन्यमल्पज्ञत्वानीश्वरत्वादिगुणकं प्राज्ञ इत्युच्यते॥

अज्ञानकी द्वय शक्ति व्यक्त हि आवरण–विक्षेप है ।
आवरणतें जु विशिष्ट आत्मा वो नहीं निर्लेप है ॥
भोक्ता वही सुखदुःखको संसारी मोहात्मक बने ।
जाके प्रभाव विटम्बना विध विध सहत मानव घने ॥ ५० ॥

આવરણ અને વિક્ષેપ એ બે અજ્ઞાનની પ્રસિદ્ધ શક્તિઓ છે. આવરણ વિક્ષેપ વિશિષ્ટ આત્મા નિર્લેપ હોતો નથી, એ તો સુખદુઃખનો ભોક્તા અને મોહાત્મક સંસારી છે, અજ્ઞાનના પ્રભાવથી મનુષ્ય વિવિધ પ્રકારની અનેક વિટમ્બનાઓને સહન કરે છે

अज्ञान आवृत रज्जुमें अज्ञान ज्यों निज शक्तितें ।
सर्पादिकी जो कल्पना वो स्फुट करावत व्यक्तितें ॥
अज्ञान आवृत आत्ममें त्यों शक्ति जो विक्षेप है ।
उनतें हि गगनादिक समस्त प्रपञ्चका प्रक्षेप है ॥ ५१ ॥

અજ્ઞાનથી આવૃત રજ્જુમાં જેમ દોષથી સર્પ આદિની કલ્પના થાય છે તેમ અજ્ઞાનથી આવૃત આત્મામાં જે વિક્ષેપ નામની શક્તિ છે તેનાથીજ આકાશાદિ સમગ્ર પ્રપંચ આત્મામાં પ્રતીત થાય છે.

चो–यों सर्वज्ञशक्ति[1] युत चेतन, स्वप्रधान त्यों निमित्तजु कारन ।
जब स्वोपाधि प्रधान बनत है, उपादान तब सुज्ञ भनत है ॥५२॥

સર્વજ્ઞ સર્વશક્તિવિશિષ્ટ ચૈતન્ય સ્વપ્રધાનતયા નિમિત્તકારણ છે. જ્યારે એ ચૈતન્ય સ્વોપાધિવિશિષ્ટ બને છે ત્યારે સુજ્ઞ પુરૂષો તેને ઉપાદાન કહે છે.

ऊर्णनाभि निज तन्तु कार्य प्रति, स्वप्रधान ज्यों करत तन्तुकृति ।
यों निमित्त कारन भी वो है, त्यों जग ब्रह्म सबन्ध जु सो है ॥५३॥

જેમ કરોળીઓ તંતુરૂપ કાર્યનું ઉપાદાન કારણ છે અને એજ જાળરૂપ તન્તુની રચના કરવામાં નિમિત્ત કારણ છે. તેવીજ રીતે ઇશ્વર સ્વપ્રધાનતયા જગતનો નિમિત્ત કારણ છે અને માયા ઉપાધિ દ્વારા ઉપાદાન કારણ છે માટે અદ્વૈત સિદ્ધાંતમાં ઇશ્વર જગતનું અભિન્નિમિત્તોપાદાન કારણ મનાય છે

---

१ शक्तिद्वयवदज्ञानोपहितं चैतन्यं स्वप्रधानतया निमित्तं स्वोपाधिप्रधानतया उपादानं च भवति॥ यथा लूता तन्तुकार्यम्प्रति स्वप्रधानतया निमित्तं स्वशरीरप्रधानतयोपादानं च भवति ॥

जगका ब्रह्म अभिन्न सहित है, उपादान कारन जु निमित्त है।
तामें शक्ति जो विक्षेप जु, उनतें उपहित चित् निर्लेप जु ॥५४॥

બ્રહ્મ છે તે જગત્નું અભિન્નિમિત્તોપાદાન કારણ છે અને તે વિક્ષેપ શક્તિથી નિર્લેપ ચૈતન્ય જગત્નું કારણ બને છે.

उनतें[1] गगन गगनतें वात हि, अनल अनिलतें उद्भव पात हि।
नीर अनलतें जलतें धरनी, या विध उद्भवकी स्थिति बरनी ॥५५॥

ઉપાધિ વિશિષ્ટ ઇશ્વર ચૈતન્યથી આકાશ, આકાશથી વાયુ, વાયુથી અગ્નિ. અગ્નિથી જળ અને જળથી પૃથિવી ઉત્પત્તિ પામે છે. આવીરીતે સૃષ્ટિ ઉત્પત્તિનો પ્રકાર શાસ્ત્રોમાં વર્ણવેલો છે.

"एतस्मात्"[2] श्रुतितें ब्रह्मद्वारा, गगनादिक उत्पत्ति पुकारा।
तम प्रधान विक्षेप शक्तितें, भूत अपंचीकृत[3] भयउ जिते ॥५६॥

"એતસ્માત્" એ શ્રુતિથી તમ પ્રધાન વિક્ષેપશક્તિ વિશિષ્ટ બ્રહ્મથી અપંચીકૃત આકાશ આદિ ભૂતોની ઉત્પત્તિ કહેલી છે.

कारण गुण कृतितें उत्तरोत्तर, बढकर पावत है उद्भव वर।
नाम अपञ्चीकृत है ताको, कारण सूक्ष्म शरीर है जाको ॥ ५७ ॥

તમાદિ કારણ ગુણ પૂર્વક આકાશાદિ અપંચીકૃત ભૂતોની જે ઉત્પત્તિ કહી છે તે અપંચીકૃત પંચભૂતો સૂક્ષ્મ શરીરનાં કારણ રૂપ છે.

इनकों–आदि सूक्ष्म पद देवे, पञ्चभूत तन्मात्रा कहेवे।
कथित अपञ्चीकृत जो भूतन, तातें उद्भव लहत सूक्ष्म तन॥५८॥

---

१ तमःप्रधानविक्षेपशक्तिमदज्ञानोपहितचैतन्यादाकाश आकाशाद्वायुर्वायोरग्निरग्नेरापः अद्भ्यः पृथिवी चोत्पद्यते तस्माद्वाएतस्मादात्मन आकाशः सम्भूतः. इत्यादि श्रुतेः ॥ ३ तेषु जाड्याधिकदर्शनात्तमः प्राधान्यं तत्कारणस्य तदानीं सत्वरजस्तमांसि कारणगुणप्रक्रमेण तेष्वाकाशादिषूत्पद्यते। इमान्येव सूक्ष्मभूतानि तन्मात्राणयपंचीकृतानि चोच्यन्ते. एतेभ्यः सूक्ष्मशरीराणि स्थूलभूतानि चोत्पद्यन्ते.
२ "एतस्मादात्मान आकाशः संभूतः"

આ અપંચીકૃત સૂક્ષ્મ ભૂતોને પંચ તન્માત્રા કહે છે અને તેનાથી સૂક્ષ્મ શરીર ઉદ્ભવ પામે છે.

**स्थूल भूतको उद्भव उनतें, यों गुन उत्पत्ति निर्गुनतें।**

**सूक्ष्म[1] शरीरके तत्त्व सप्तदश, तामें दश है ज्ञान कर्मवश ॥ ५९ ॥**

એ સૂક્ષ્મભૂતોથી સ્થૂલ ભૂતની ઉત્પત્તિ થાય છે. આ રીતે નિર્ગુણ (ગુણ રહિત બ્રહ્મ) થી સત્વ આદિ ત્રિગુણાત્મક જગતની ઉત્પત્તિ થઇ. હવે સૂક્ષ્મશરીરનાં સત્તર તત્ત્વ છે, તેમાં પાંચ જ્ઞાનેન્દ્રિય અને પાંચ કર્મેન્દ્રિય,

**पञ्च* वायु मन बुद्धि सहित है, तत्त्व सप्तदश विश्वविदित है।**

**सूक्ष्म शरीर वह तत्त्वाश्रित है, अन्तःकरण चारि निगदित है ॥६०॥**

અને પ્રાણઆદિ પાંચ વાયુ, મન અને બુદ્ધિ એ રીતે સત્તર તત્ત્વો સૂક્ષ્મ દેહના છે અને અન્તઃકરણ ચાર પ્રકારનું છે,

**निश्चयात्मिका वृत्ति नाना, जो उपजत उन "मति" अभिधाना**

**पुनि संकल्पविकल्पात्मक जो, वृत्ति अन्तःकरणकी[2] है वो ॥ ६१ ॥**

નિશ્ચયાત્મિકા જે વૃત્તિ તેનું મતિ (બુદ્ધિ) એવું નામ છે અને સંકલ્પ-વિકલ્પાત્મક જે અન્તઃકરણની વૃત્તિ છે તેનું

**"मन" अभिधान कहत सब कोऊ, अन्तर्हित चित्त अहंकृति[3] दोऊ**

**गगनादिक [4]प्रति अंश सत्त्वमय, तदुत्पन्न पञ्च हि ज्ञानेन्द्रिय ॥६२॥**

---

१ सूक्ष्मशरीराणि सप्तदशावयवानि लिंगशरीराणि । अवयवास्तु ज्ञानेन्द्रियपंचकं बुद्धिमनसी कर्मेन्द्रियपंचकं वायुपंचकं चेति ॥ ज्ञानेन्द्रियाणि श्रोत्रत्वक्चक्षुर्जिह्वाघ्राणाख्यानि । एतान्याकाशादीनां सात्विकांशेभ्यो व्यस्तेभ्यः पृथक्क्रमेणोत्पद्यन्ते बुद्धिर्नामनिश्चयात्मिकान्तःकरणवृत्तिः । मनोनाम संकल्पविकल्पात्मिकान्तःकरणवृत्तिः ॥

२ अनयोरेव चित्ताहंकारयोरन्तर्भावः । अनुसन्धानात्मिकान्तःकरणवृत्तिश्चित्तम् । ३ अभिमानात्मिकांतःकरणवृत्तिरहंकारः ॥ ४ एते पुनराकाशादिगतसात्विकांशेभ्यो मिलितेभ्य उत्पद्येते एतेषां प्रकाशात्मकत्वात् सात्विकांशकार्य्यत्वम् ॥

* प्राणापानः समानश्चोदानव्यानौ च वायवः

"મન" નામ છે. ગર્વાકાર અન્તઃકરણની જે વૃત્તિ તે "અહુંકાર" અને સ્મરણાકાર અન્તઃકરણની જે વૃત્તિ તે "ચિત્ત". ચિત્ત અને અહુંકાર એ બન્ને મન બુદ્ધિમાં અન્તર્ભૂત હોઈ સૂક્ષ્મ શરીરનાં સત્તર તત્ત્વો છે. આકાશ આદિ પ્રત્યેકના સત્વાંશથી ક્રમશઃ પાંચ જ્ઞાનેન્દ્રિયની ઉત્પત્તિ થએલી છે.

**मन–बुद्धि–चित्त रु अहँकारा, अन्तःकरण यही निरधारा।**

**गगनआदि समुदाय प्रशंस जु, उनका जो है सात्विक अंशजु॥६३॥**

મન, બુદ્ધિ, ચિત્ત અને અહુંકાર એ અન્તઃકરણ ચતુષ્ટય કહેવાય છે અને તે ગગનાદિ સમુદાયનો જે સત્વાંશ

**तदुद्भूत-पुनि बुद्धिकी संगा, ज्ञानेन्द्रिय जब लहत प्रसंगा।**

**वह षट्को समुदाय सुहावे, विज्ञानात्मक[1] कोश कहावे ॥ ६४ ॥**

તેનાથી ઉત્પન્ન થાય છે અને બુદ્ધિ સહિત પાંચ જ્ઞાનેન્દ્રિય [શ્રોત્ર, ત્વક્, ચક્ષુ, રસના અને ઘ્રાણ] તેને વિજ્ઞાનમય કોશ કહે છે.

**दोहा–कर्तृत्व[2] रु भोक्तृत्व सह, जो सुखीत्व दुःखीत्व।**

**युक्त उक्त अभिमानतें, जानहु जीवन! जीव ॥ ६५ ॥**

કર્તાપણું, ભોક્તાપણું, સુખીપણું અને દુઃખીપણું ઇત્યાદિ ધર્મોથી વિજ્ઞાનમય કોશ વિશિષ્ટ જીવાત્મા વ્યાવહારિક જીવ કહેવાય છે.

**यह लोक रु परलोकके, जो प्रसिद्ध व्यवहार।**

**गँवन करत तामें वही, जीव नाम निरधार ॥ ६६ ॥**

આ લોક અને પરલોકમાં જે ગતિ આગતિ કરે છે તે પણ વિજ્ઞાનમય કોશવાળો જીવ જાણવો.

**ज्ञानेन्द्रिय सह मन[3] वही, कोश मनोमय सिद्ध।**

**कर्मेन्द्रिय गगनादि रज, अंशोद्भूत प्रसिद्ध ॥ ६७ ॥**

---

१ इयं बुद्धिर्ज्ञानेन्द्रियैः सहिता सती विज्ञानमयकोशो भवति ॥

२ अयं कर्तृत्वभोक्तृत्वाभिमानित्वेन इह लोकपरलोकगामीव्यावहारिको जीव इत्युच्यते ॥

१ मनस्तु कर्मेन्द्रियैः सहितं सन्मनोमयकोशो भवति। कर्मेन्द्रियाणि वाक्पाणिपाद-पायूपस्थानि एतानि पुनराकाशादीनां रजोंशेभ्यो व्यस्तेभ्यः पृथक्क्रमेणोत्पद्यन्ते ॥

પાંચ જ્ઞાનેન્દ્રિય સાથે મન મળતાં મનોમય કોશ કહેવાય છે. પાંચ કર્મેન્દ્રિય [હસ્ત-પાદ-મુખ-ઉપસ્થ અને ગુદા] એ પ્રસિદ્ધ રીતે આકાશ આદિ પ્રત્યેકના રજસૂઅંશથી ક્રમશઃઉત્પન્ન થએલ છે.

**प्राण अपान उदान अरु, व्यान समान समीर[1] ।**

**प्रकार पञ्चक[2] पाइकें, सोहत सदा शरीर ॥ ६८ ॥**

પ્રાણ, અપાન, ઉદાન, વ્યાન અને સમાન એવા પાંચ પ્રકારને પ્રાપ્ત કરી વાયુ શરીરની અંદર રહે છે અને તે આકાશ આદિના સામુદાયિક રજો અંશથી ઉત્પન્ન થએલ છે.

**कर्मेन्द्रिय सह प्राणमय, कोश[3] कहावत संत! ।**

**द्वितीय कोश विज्ञानमय, भोक्तृरूप भनंत ॥ ६९ ॥**

હે સંત જીવણદાસજીમહારાજ! કર્મેન્દ્રિય સહિત પ્રાણ આદિ પંચવાયુ પ્રાણમયકોશ કહેવાય છે.અને વિજ્ઞાનમય કોશ છે તે ભોક્તારૂપ

**कर्तृरूप[4] है कोश वह, विमल नाम विज्ञान ।**

**कोश मनोमय[5] करण रुप, इच्छा शक्तिमान ॥ ७० ॥**

તેમજ કર્તારૂપ ભાસે છે. અને ઇચ્છાશક્તિવાળો મનોમય કોશ કરણરૂપ છે.

---

१ वायवः प्राणापानव्यानोदानसमानाः । प्राणो नाम प्राग्गमनवान् नासाग्रस्थान वर्त्ती । अपानो नाम अवाग् गमनवान् पाय्वादिस्थानवर्त्ती । व्यानो नाम विष्वग्गमनवानखिलशरीरवर्त्ती । उदानः कण्ठस्थानीयऊर्ध्वगमनवानुत्क्रमणवायुः । समानःशरीरमध्यगताशितपीतान्नादिसमीकरण करः । समीकरणन्तु-परिपाककरणं-रसरुधिरशुक्रपुरीषादिकरणम् ॥

२ केचित्तु नागकूर्म्मकृकलदेवदत्तधनंजयाख्याः पंचान्ये वायवः सन्तीत्याहुः । तत्र नागः उद्गिरणकरः । कूर्म्मः निमीलनादिकरः । कृकलः क्षुधाकरः । देवदत्तः जृम्भणकरः । धनञ्जयः पोषणकरः । एतेषां प्राणादिष्वन्तर्भावात् प्राणादयः पंचैवे ति केचित् ॥ इदं प्राणादिपंचकं आकाशादिगतं रजोंशेभ्यो मिलितेभ्य उत्पद्यते

३ इदं प्राणादिपंचकं कर्म्मेन्द्रियसहितं सत् प्राणमयकोशो भवति । अस्य क्रियात्मकत्वेन रजोंशकार्यत्वम् । ४ एतेषु कोशेषु मध्ये विज्ञानमयो ज्ञानशक्तिमान् कर्तृरूपः ॥ ५ मनोमयः इच्छाशक्तिमान् करणरूपः ॥

क्रिया शक्तियुत प्राणमय[1], कोश कार्यरुप है जु ।
तीनों सूक्ष्म[2] शरीरमें, आश्रय ललित लहे जु ॥ ७१ ॥

ક્રિયા શક્તિવાળો પ્રાણમય કોશ કાર્યરૂપ છે. એ ત્રણે સૂક્ષ્મ શરીરમાં રહેલા છે.

सूक्ष्म[3] शरीर समष्टिकी, जबें अपेक्षा पात ।
हिरण्यगर्भ[4] शरीर तब, सूत्रात्मा कहलात ॥ ७२ ॥

જ્યારે સૂક્ષ્મ શરીર સમષ્ટિની અપેક્ષાને પ્રાપ્ત થાય છે ત્યારે તે સૂત્રાત્મા હિરણ્યગર્ભનું સૂક્ષ્મ શરીર કહેવાય છે.

चो.–प्राणमयादि[5] कोश त्रयजु, होत वासना जाग्रतमयजु ।
तब उनकी स्वप्नावस्थिति है, जागृद्वस्था लय परिमिति है॥७३॥

પ્રાણમય, મનોમય અને વિજ્ઞાનમય એ ત્રણે કોશમાં જાગૃત વાસનાથી સ્વપ્નાવસ્થા થાય છે અને તે સ્વપ્નાવસ્થ જાગૃત અવસ્થાનું લય સ્થાન છે.

व्यष्टि[6] अपेक्षातें पुनि तैजस, अन्तःकरणोपाधिहुके वश ।
स्वप्नावस्थाको अभिमानो, तैजस संज्ञक कहत सुज्ञानी ॥७४॥

વ્યષ્ટિ પક્ષમાં અન્તઃકરણ ઉપાધિવિશિષ્ટ આત્મા સ્વપ્નાવસ્થાનો અભિમાની બનતાં જ્ઞાનીજનો તેને "તૈજસ" એવી સંજ્ઞા આપે છે.

---

१ प्राणमयः क्रियाशक्तिमान कार्य्यरूपः योग्यत्वादेवमेतेषां विभागः। इति उच्यते॥ २ एतत्कोशत्रयं मिलितं सत् सूक्ष्मशरीरमित्युच्यते ॥ ३ अत्राप्यखिलसूक्ष्मशरीर मेकबुद्धिविषयतया वनवज्जलाशयवद्वा समष्टिः। अनेकबुद्धिविषयतया वृक्षवज्जल-वद्वाव्यष्टि श्च भवति. । ४ एतत्समष्ट्युपहितं चैतन्यं सूत्रात्मा हिरण्यगर्भः प्राण-इति चोच्यते सर्वानुस्यूतत्वात्। ज्ञानेच्छा क्रियाशक्तिमदपंचीकृतपंचमहाभूताभि-भिमानित्वाच्च ॥ ५ अस्यैषा समष्टिः स्थूलप्रपञ्चापेक्षया सूक्ष्मत्वात् सूक्ष्मशरीरं वि-ज्ञानमयादि कोशत्रयं जाग्रद्वासनामयत्वात् स्वप्नः। अतएव स्थूलप्रपंचलयस्थान मितिचोच्यते ॥ ६ एतद्व्यष्ट्युपहितं चैतन्यं तैजसोभवति तेजोमयान्तःकरणोप-हितत्वात् ॥

**स्थूल[1] भूत है जो गगनादिक, वो भूतनकों करिकें प्रति इक।**
**उनके दो दो विभाग करकें, प्रधान भाग स्वकीय सह धरकें ॥७५॥**

આકાશ આદિ જે પાંચ સ્થૂલ ભૂત છે તેના બેબે ભાગ કરી પ્રધાન (મુખ્ય) ભાગ પોતાની સાથે અર્થાત્ આકાશનો આકાશની સાથે, તેજનો તેજની સાથે રાખો

**तत्त्व होत जब पञ्चविंशति, जातें स्थूल शरीर लहत स्थिति।**
**काम क्रोध अरु शोककी संगा, लहत मोह भय जबहि प्रसंगा ॥७६॥**

જ્યારે પચીશ તત્ત્વ થાય કે જે તત્ત્વોથી સ્થૂલશરીર સ્થિતિ પામે છે. કામ, ક્રોધ, શોક, મોહ અને ભય

**बनत व्योम तब पञ्च प्रकारा, उक्त भेद उनके निरधारा।**
**चलन-वलन-धावनकी जो कृति, त्यों जु प्रसारन-आकुञ्चन गति ॥७७**

એ પાંચ તત્ત્વ આકાશનાં છે. ચલન (ચાલવું), વલન [વળીજવું], ધાવન [દોડવું] પ્રસારણ [ફેલાવું] અને આકુંચન [સંકોચાવું]

**याविध जीवनदास! अखेदा, वायुतत्त्वके पञ्चहि भेदा।**
**क्षुधा-पियासा त्यों आलसजु, निद्रा-कान्ति भेद तेजसजु ॥७८॥**

એ પાંચ હે જીવણદાસજીમહારાજ ! વાયુનાં તત્ત્વ છે. ક્ષુધા, પિપાસા, આલસ્ય નિદ્રા અને કાન્તિ એ પાંચ તેજનાં તત્ત્વ છે.

**शुक्र-रक्त त्यों ही मुख लालजु, मूत्र ओर प्रस्वेद दयालजु!।**
**पञ्च तत्त्व वह जलके जानहु, पृथ्वी तत्त्व सुनु अब गुनखानहु!॥७९॥**

હે દયાળુ જીવણદાસજીમહારાજ! શુક્ર [વીર્ય], રક્ત [લોહી], લાળ, મૂત્ર અને પ્રસ્વેદ [પસીનો] એ પાંચ તત્ત્વ જળનાં જાણવાં. હવે પૃથ્વીનાં તત્ત્વ કહું છું તે હે ગુણભંડાર સંત! શ્રવણ કરો.

---

१ स्थूलभूतानि तु पंचीकृतानि । पंचीकरणं तु आकाशादि पंचस्वेकैकं द्विधासमं विभज्य तेषु दशसु भागेषु प्राथमिकान् पंचभागान् प्रत्येकं चतुर्धा समं त्रिभज्य तेषां चतुर्णां भागानां स्वस्वद्वितीयार्धभागं परित्यज्य भागान्तेषु संयोजनम्

अस्थि-मांस-त्वक् ओर शिरा है, रोम-पञ्च यों तत्त्व धरा है।
भाग प्रथम प्रति इकके तामें, रखिकें चारि अन्य गणनामें ॥८०॥

અસ્થિ [હાડકાં], માંસ, ત્વચા [ચામડી], શિરા [નાડીઓ] અને રોમ [રૂવાડાં] એ પાંચ તત્ત્વ ધરા[પૃથ્વી]નાં છે. હવે પ્રત્યેક ભૂતનો પ્રથમ ભાગ તેમાંજ રાખી બાકીના બીજા ચાર ભાગ ભૂતની ગણનામાં મૂકી

भिन्न भूतमें विभक्त संहति, होत तत्त्वकी पंचविंशति।
जाको स्थूल शरीर कहावे, "विराट्" नामा देव सुहावे ॥ ८१ ॥

ભિન્ન ભિન્ન ભૂતોમાં વિભક્ત કરેલાં [વહેંચી આપેલાં] તત્ત્વોનો સમુદાય પચીશ થાય અને તે સ્થૂલશરીર કહેવાય છે. જેનો સમષ્ટિ પક્ષમાં વૈરાટ્ અભિમાની છે.

वहां समष्टि अपेक्षा उलहे, व्यष्टि अपेक्षा देव विश्व है।
या विध चित् उपाधितें कारन, आदि शरीरके भेद उच्चारन ॥८२॥

વ્યષ્ટિ અપેક્ષામાં વિશ્વઅભિમાની કહેવાય છે. આ રીતે ચૈતન્ય ઉપાધિને લઇ કારણ આદિ શરીરને ધારણ કરે છે.

व्यष्टि समष्टि भेद छयेऊ, ईश्वर जीव विभिन्न भयेऊ।
किन्तु वस्तुतः संत विचारत, अर्थात् दूर उपाधि डारत ॥८३॥

વળી તેજ ઉપાધિવડે વ્યષ્ટિ તથા સમષ્ટિ એવા બે પક્ષ દેખાયા અને જીવ તથા ઇશ્વર જુદા દેખાયા, પરંતુ સત્પુરૂષો વસ્તુત:વિચાર કરી જીવ બ્રહ્મને એક સમજે છે.

तब इकही है जीव रु ईश्वर, यह निश्चय है हमरे घटघर।
अबतक जो मायिक जु पदार्थन, उनको किय द्वयमें आरोपन[१] ॥८४॥

અવિદ્યાભાવ પક્ષમાં જીવ તથા ઇશ્વર એકજ છે એમ મારો પણ નિશ્ચય છે. અત્યારસુધી માયિક પદાર્થોનો જીવ તથા ઇશ્વરમાં અધ્યારોપ કર્યો.

---

१ एवं वस्तुन्यवस्त्वारोपोऽध्यारोपः सामान्येन प्रदर्शितः। २ इदानीं प्रत्यगात्मनि इदमिदमयमारोपयतीति विशेष उच्यते। तथा च अतिमाकृतस्तु "आत्मा वै जायते पुत्रः इत्यादि श्रुतेः ॥

किन्तु विविध मतके अनुयायी, जीवात्मामें कैसी बनाई।
करत कल्पना सो अब कहि हों, भ्रान्ति ज्ञान अनलमें दहि हों॥८५॥

હવે વિવિધ મતના અનુયાયીઓ જીવાત્મામાં પોતાના અજ્ઞાનથી કેવી કલ્પનાઓ કરે છે તે કહીશ, જેનાથી જીવના સ્વરૂપ વિષયક ભ્રાન્તિ દૂર થશે,

दोहा—अति प्राकृत यह अवनिमें, जो है जन समुदाय।
वह मानत निज पुत्रकों, आत्मा शंक नसाय॥ ८६ ॥

આ સંસારમાં જે અતિ પ્રાકૃત મનુષ્યો છે તે પોતાના પુત્રને શંકારહિત આત્મા માને છે.

"आत्मा[1] हि निज पुत्र ह्वै, पावत जन्म प्रसिद्ध।
श्रुतिको द्रुतहि प्रमान दे, कथन करत है सिद्ध॥ ८७ ॥

" આત્માજ પોતાના પુત્રરૂપે જન્મ પામે છે " એ રીતની શ્રુતિનું પ્રમાણ આપી પોતાનાં કથનને સિદ્ધ કરે છે.

पुत्र[2] नाशतें आपको, मानत है वह नाश।
सुतके सुखतें सुख बहुरि, प्राकृत गिनत प्रकाश॥ ८८ ॥

એ પ્રાકૃત જનસમુદાય પુત્રના વિનાશથી પોતાનો વિનાશ માને છે અને પુત્રનાં સુખથી પોતાને સુખી ગણે છે.

अनुयायी चार्वाक्[3]के, निजात्म निजसुत नांहि।
स्थूल देहकों ही गिनत, आत्मामति अवगाहि॥ ८९ ॥

ચાર્વાક્ મતાનુયાયી પોતાનો પુત્ર પોતાનો આત્મા છે એમ માનતા નથી, તેઓ સ્થૂલ દેહનેજ આત્મા ગણે છે.

---

१ आत्मा वै जायते पुत्रः।

२ स्वस्मिन्निव स्वपुत्रेऽपि प्रेमदर्शनात् पुत्रे पुष्टे नष्टेऽहमेव पुष्टो नष्टश्चेत्याद्यनुभवाच्च पुत्र आत्मेति वदति॥ ३ चार्वाकस्तु " स वा एष पुरुषोऽन्नरसमयः " इत्यादि श्रुतेः प्रदीप्तगृहात् स्वपुत्रं परित्यज्यापि स्वस्य निर्गमदर्शनात्

में दुर्बल[1] में स्थूल यों, अनुभवतें सत जान ।
स्थूल देहकों देतहै, आत्माको अभिधान ॥ ९० ॥

હું દુર્બળ [દુબળો], હું સ્થૂલ [જાડો] આ રીતના અનુભવથી એ લોકો સ્થૂલ દેહનેજ આત્મા માને છે.

"अन्न ओर रसमय यही, पुरुष आत्म पहिचान" ।
इस बिध आत्मा देहमय, श्रुतिको देत प्रमान ॥ ९१ ॥

"અન્ન તથા રસમય આ પુરૂષ આત્મા છે" આ રીતની શ્રુતિનું પ્રમાણ આપી દેહને આત્મા માને છે

ओर अपर[2] चार्वाकको, सुनु मत संत सुजान! ।
"बधिर-अन्ध में" आदितें, आत्मा इन्द्रिय जान ॥ ९२ ॥

હે સુજ્ઞ સંત જીવણદાસજીમહારાજ! જે અપર ચાર્વાક કહેવાય છે તેનો મત આપ શ્રવણ કરો. "હું બધિર હું અન્ધ" આદિ જ્ઞાનથી ઇન્દ્રિયને આત્મા જાણે છે.

कोउ एक[3] चार्वाक पुनि, "मैं तृष" आदि पिछान ।
निज अनुभवतें निश्चय हि, आत्मा मानत प्रान ॥ ९३ ॥

વળી કોઇ એક ચાર્વાક "હું તરસ્યો" વગેરે જાણી પોતાના નિશ્ચયાત્મક અનુભવથી પ્રાણને આત્મા માને છે.

चो-"आत्मा प्राणमयः" श्रुति बोलत, प्राणकों हि आत्मा वह तोलत ।
अहं कर्तृ अनुभव लहते है, बौद्ध बुद्धि[4] आत्मा कहते है ॥ ९४ ॥

---

१ स्थूलोऽहं कृशोऽहमित्याद्यनुभवाच्च स्थूलशरीरमात्मेति वदति ॥

२ अपरश्चार्वाकः " ते ह प्राणाः प्रजापतिं समेत्यब्रुयुः " इत्यादि श्रुतेः इन्द्रियाणामभावे शरीरचलनाभावात्काणोऽहं बधिरोऽहं इत्याद्यनुभवाच्च इन्द्रियाण्यात्मेति वदति ३ अपरश्चार्वाकः " अन्योऽन्तर आत्माप्राणमयः " इत्यादिश्रुतेः प्राणाभावे इन्द्रियचलनायोगात् अहमशनायावानहं पिपासावान् इत्याद्यनुभवाच्च प्राण आत्मेति वदति॥ ४ बौद्धस्तु " अन्योन्तर आत्माविज्ञानमयः " इत्यादि श्रुतेः कर्तृ-

"આત્મા પ્રાણમય:" [ આત્મા પ્રાણમય છે ]આ શ્રુતિ ઉક્ત અનુભવના સમર્થનમાં બોલે છે અને પ્રાણનેજ આત્મા માને છે. બૌદ્ધ [બુદ્ધ ધર્મના અનુયાયીઓ] અહંકર્તું ( આ મેં કર્યું, આ હું કરૂં છું) ઇત્યાદિ અનુભવથી બુદ્ધિને આત્મા કહે છે

**वह "आत्मा विज्ञानमयः" इति, प्रमाणकाज सुनावत है श्रुति ।**
**इस बिध बौद्धसुमत सुनिलेवे, अपरहि चार्वाक जु पुनि कहेवे ९५**

અને એ બૌદ્ધજનો પ્રમાણ માટે "આત્મા વિજ્ઞાનમય:" (આત્મા વિજ્ઞાનમય છે) એ શ્રુતિ સંભળાવે છે. આ બૌદ્ધ સિદ્ધાંત છે. અન્ય ચાર્વાક ફરી કહે છે જે

**मनतें सब व्यवहारकी सिद्धि, आत्मा ह्वै मन लहत प्रसिद्धि ।**
**"मनोमयः[1] आत्मा" श्रुति ठानत, नैय्यायिक आत्मा जो मानत॥९६**

સર્વ વ્યવહારની સિદ્ધિ મનથી થાય છે, માટે મન એજ આત્મા છે અને તેનાં પ્રમાણઅર્થે "આત્મા મનોમય:" (આત્મા મનોમય છે) એ શ્રુતિને કહે છે. વળી નૈય્યાયિકો આત્માને બીજી રીતે કહે છે.

**जाके मतमें मिलत प्रभाकर[2], सो महदात्मा ! सुनहु कृपाकर ।**
**सुषुप्ति नाम अवस्थितिमें स्थित, जो अज्ञान अति अप्रकाशित॥९७**

જેના મતમાં પ્રભાકર પણ મળતા થાય છે. તે હે મહાત્મા જીવણદાસજી ! કૃપા કરી શ્રવણ કરો. અપ્રકાશિત જે અજ્ઞાન સુષુપ્તિ અવસ્થામાં રહેલું છે

**जामें बुद्धि आदि लय ठानत, सो अज्ञानहि आत्मा मानत ।**
**"आनन्दमयआत्मा" यह श्रुति वह, प्रमाण समय सुनावत मुद सह**

---

रभावे करणस्य शक्त्यभावात् 'अहं कर्ता अहं भोक्ता' इत्याद्यनुभवाच्च बुद्धिरात्मेति वदति १ अन्यस्तु चार्वाकः "अन्योन्तर आत्मा मनोमयः इत्यादि श्रुतेः मनसि सुप्ते प्राणादेरभावात् अहं सङ्कल्पवानहं विकल्पवानित्याद्यनुभवाच्च मन आत्मेति वदति २ प्रभाकरतार्किकौ तु "अन्योऽन्तर आत्मा आनन्दमयः इत्यादि श्रुतेः" सुषुप्तौ बुद्ध्यादीनामज्ञाने लयदर्शनात् 'अहमज्ञ' इत्याद्यनुभवाच्च अज्ञानमात्मेति वदतः ॥

જેમાં બુદ્ધિઆદિનો લય થાય છે તે અજ્ઞાનને આત્મા માને છે. વળી તેમાં પ્રમાણ માટે તેઓ "આનન્દમય આત્મા" [આત્મા આનંદમયછે] એ શ્રુતિ કહેછે.

**भट[1] नामक जो विबुध कहावत, वह कछु युक्ति ओर हि लावत ।**
**प्रकाश अरु अप्रकाश जो है, सुषुप्तिमें दोनों वह सोहै ॥ ९९ ॥**

ભટ્ટપાદ નામક વિદ્વાન્ સુષુપ્તિ અવસ્થામાં પ્રકાશાપ્રકાશના સદ્ભાવથી તેમજ

**"मैं मोकों नहि जानों" या विध, अनुभवतें वह सद्य करत सिद्ध ।**
**जो चेतन अज्ञानाच्छादित, वह आत्मा यों कहत मुदित चित्त ॥**

"હું મને જાણતો નથી" આ રીતના અનુભવથી પણ અજ્ઞાન આચ્છાદિત ચૈતન્યને આત્મા માને છે.

**"प्रज्ञानानन्दमय आत्मा" है, श्रुति प्रमाणमय सतत सराहे ।**
**बौद्ध[2] शून्यवादी कतिपयहै, वह सुषुप्तिमें सबको लयहै १०१**

અને તેના પ્રમાણમાં "પ્રજ્ઞાનાનન્દમય આત્મા" [આત્મા પ્રજ્ઞાન અને આનંદમય છે,] એ શ્રુતિને પ્રમાણરૂપે કહે છે. શૂન્યવાદી બૌદ્ધ "સુષુપ્તિમાં સર્વનો લય માને છે.

**यों कह और सुनावत बानी, जीवनदास ! सुनहु निजज्ञानी ।**
**"मैं सोया तब विनाश पाया" इसविध जब जाग्रतिमें आया॥१०२**

તે મતને હે આત્મજ્ઞાની જીવણદાસજીમહારાજ ! શ્રવણ કરો. શૂન્યવાદી બૌદ્ધ કહે છે જે હું સુષુપ્તિમાં સૂતો ત્યારે વિનાશ પામ્યો હતો અને તે મેં જાગ્રત અવસ્થામાં

**कहत तबहि वह स्वभाव आदि, परामर्शविषयानुभवादि ।**
**उनतें जो कछु शून्य रहत है, उनकों ही आत्माजु कहत है१०३**

---

१ भट्टस्तु " प्रज्ञानघन एवानन्दमय आत्मा " इत्यादि श्रुतेः सुषुप्तौ प्रकाशाप्रकाशसद्भावात् मामहं जानामीत्याद्यनुभवाच्च अज्ञानोपहितं चैतन्यमात्मेति वदति ॥
२ अपरो बौद्धः " असदेवेदमग्र आसीत् " इत्यादि श्रुतेः सुषुप्तौ सर्वाभावादहं सुप्तः सुषुप्तौ नासमित्युत्थितस्य स्वभावपरामर्शविषयानुभवाच्च शून्यमात्मेति वद[illegible]

પૂર્વ પરામર્શથી જાણ્યું અને તે અનુભવથી જે કંઈ શૂન્ય છે તેજ આત્મા છે એમ તે માને છે,

**दोहा—यह विध वाद अनेक जो, अल्पश्रुत[1] जन होत।**

**उनके अन्तरमें सदा, लहत वही उद्योत ॥ १०४ ॥**

આ રીતના અનેક જીવના સ્વરૂપ વિષયમાં મતો છે. જે અલ્પશ્રુત મનુષ્યો હોય તેઓના અન્તરમાં આ મતોમાંથી જે મત શ્રવણ કરે તે પ્રકાશે છે.

**ईश्वरमेंभी अनेक वह, करत कल्पना अज्ञ।**

**योगशास्त्र आचार्यको, मत सुनाउँ मुदमग्न ॥ १०५ ॥**

એ અલ્પશ્રુતો ઇશ્વરમાં પણ અનેક પ્રકારની કલ્પના કરે છે તેમાં હે જીવણદાસજીમહારાજ! હવે હું યોગશાસ્ત્રના આચાર્યો ઇશ્વરને કેવા માને છે તે આપને સંભળાવું છું.

**क्लेश[2] कर्म पाकादितें, विरहित पुरुष विशेष।**

**कहत उसीकों विबुध वह, परम पूज्य परमेश ॥ १०६ ॥**

પંચ ક્લેશ અને કર્મવિપાક આદિથી રહિત જે પુરૂષવિશેષ તેને યોગીઓ પરમપૂજ્ય પરમેશ્વર કહે છે.

---

१ एतासां पुत्रादीनां शून्यपर्यन्तानामनात्मत्वमुच्यते। एतैरेतिप्राकृतादिवादिभिरुक्तेषु श्रुतियुक्त्यनुभवाभासेषु पूर्वपूर्वोक्तश्रुतियुक्त्यनुभवाभासामुत्तरोत्तरश्रुतियुक्त्यनुभवाभासैरात्मत्वाबाधदर्शनात्पुत्रादीनामनात्मत्वं स्पष्टमेवेति। "किञ्च प्रत्यगस्थूलो अचक्षुरप्राणो अमना अकर्ता चैतन्यं चिन्मात्रं सत्" इत्यादिप्रबलश्रुतिविरोधात् अस्य पुत्रादिशून्यपर्यन्तस्य जडस्य चैतन्यावभासत्वेन घटादिवदनित्यत्वात् अहं ब्रह्मेति विद्वदनुभवप्राबल्याच्च तत्तच्छ्रुतियुक्त्यनुभवभासानां बाधितत्वादपि पुत्रादिशून्यपर्यन्तमखिलमनात्मैव। अतस्तत्तद्भासकं नित्यशुद्धबुद्धमुक्तसत्यस्वभावं प्रत्यक् चैतन्यमेवात्मतत्त्वमिति वेदान्तविदनुभवः ॥

२ क्लेशकर्माशयैरपरामृष्टः पुरुषविशेषः ईश्वरः। क्लेशकर्मविपाकैस्तदाशयैरप्यसंयुतः पुंविशेषो भवेदीशो जीववत्सोऽप्यसङ्गचित् ॥ इति योगसूत्रम् ॥

तार्किक[1] जन यों कहत है, नित्य ज्ञानमय जोहि ।
प्रयत्न ईच्छापूर्ण पुनि, है जगदीश्वर वोहि ॥ १०७ ॥

તાર્કિક જનો એમ કહે છે જે જ્ઞાન, પ્રયત્ન અને ઇચ્છા જેનાં નિત્ય હોય તે ઇશ્વર છે એમ જાણવું.

हिरण्य[2]गर्भउपासकजु, समष्टि लिङ्गशरीर ।
उनकोंही ईश्वर कहत, वह अभिमान प्रवोर ॥ १०८ ॥

હિરણ્યગર્ભના ઉપાસક સમષ્ટિ લિંગશરીરના અભિમાની હિરણ્યગર્ભને ઇશ્વર કહે છે.

चो.–कहत उपासक विराट्के पुनि, विराट्[3] ही ईश्वर हैं सद्गुनि ।
विष्णु[4]उपासक जो नारीनर, विष्णुकोंहि जानत जगदीश्वर ॥१०९॥

હે સદ્ગુણી સંત! વિરાટના ઉપાસક વિરાટ્નેજ ઇશ્વર કહે છે અને જે નર તથા નારી વિષ્ણુની ઉપાસના કરે છે. તેઓ વિષ્ણુનેજ જગદીશ્વર જાણે છે.

शिवकों ईश्वर कहत शैवजन,[5] गणप भक्तके ईश गजानन ।
या बिध भैरवादितें लेकर, जो पदार्थ वृक्षादिक स्थावर ॥ ११० ॥

શિવના ઉપાસકો શિવને ઇશ્વર કહે છે, ગણપતિના ઉપાસક ગજાનનને ઇશ્વર ગણે છે. આ રીતે ભૈરવ આદિથી લઈ વૃક્ષ આદિ જે સ્થાવર પદાર્થો છે તત્પર્યન્ત

---

१ नित्यज्ञानप्रयत्नेच्छागुणानीशस्य मन्वते असंगस्य नियन्तृत्वमयुक्तमिति तार्किकाः

२ नित्यज्ञानादिमत्वेऽस्य स्रष्टिरेव सदा भवेत् । हिरण्यगर्भ ईशोऽतो लिंगदेहेन संयुतः ॥ ३ स्थूलदेहं विना लिंगदेहो न क्वापि दृश्यते । वैराजो देह ईशोऽतः सर्वतो मस्तकादिमान् ॥ ४ विष्णोर्नाभेः समुद्भूतो वेधाः कमलजस्ततः । विष्णुरेवेश इत्याहुर्लोके भागवता जनाः ॥ इति चित्रदीपे ॥

५ शिवस्य पादावन्वेष्टुं शांर्ग्यशक्तस्ततः शिवः ईशो न विष्णुरित्याहुः शैवा आगममानिनः ॥ पुरत्रयं साधयितुं विघ्नेशं सोऽप्यपूजयत् । विनायकं प्राहुरीशं गाणपत्यमते रताः ॥

जिन जिनके जो होत उपासक, वह उनकों जानत जगशासक।
ईश्वरवादकी पूर्ण कथा की, बात सुनहु अब जीवात्माकी ॥ १११ ॥

જે જેમના ઉપાસક હોય છે તે તેમને જગતનું શાસન કરનાર પરમેશ્વર જાણે છે. આ રીતે ઇશ્વરવાદની કથા પૂર્ણ થઇ. હવે હે જીવણદાસજીમહારાજ! જીવાત્માની વાર્તા શ્રવણ કરો.

तार्किक ओर प्रभाकर जैसा, आत्मा कहत "अचिद्रुप" ऐसा।
मानत है अस्पष्टचित् जु पुनि, भट मतके विद्वान् महामुनि ॥११२॥

તાર્કિક અને પ્રભાકર આત્માને જેવો "અચિદ્રૂપ" કહે છે એવોજ ભટ મતના વિદ્વાન્ આત્માને "અસ્પષ્ટ ચૈતન્ય" માને છે. હે મહામુનિ જીવણદાસજી-મહારાજ!

सांख्यवादी चिद्रूप गिनत है, भिन्न भिन्न मतवादी भनत है।
आत्माके परिमाणविषयमें, वाद अनेक विबुध समुच्चयमें ॥११३॥

સાંખ્યવાદી આત્માને ચિદ્રૂપ ગણે છે. આ રીતે ભિન્ન ભિન્ન મતવાદીઓ કહે છે. આત્માના પરિમાણ વિષયમાં વિદ્વાનોના સમુદાય અનેક અભિપ્રાય પ્રકટ કરે છે.

रामानुज आत्मा अणु[1] मानत, जैनाचार्य[2] जु मध्यम जानत।
नैय्यायिक अरु अद्वयवादी, आत्माकों विभु कहत अनादि ॥११४॥

---

१ अणुं वदन्त्यान्तरालाः सूक्ष्मनाडीप्रचारतः रोम्णः सहस्रभागेन तुल्यासु प्रचरत्ययम् ॥ अणोरणीयानेषोऽणुः सूक्ष्मात्सूक्ष्मतरं त्विति अणुत्वमाहुः श्रुतयः शतशोऽथ सहस्रशः ॥ २ दिगम्बरा मध्यमत्वमाहुरापादमस्तकम् चैतन्यव्याप्तिसंदृष्टेरानखाग्र श्रुतेरपि ॥ सूक्ष्मनाडीप्रचारस्तु सूक्ष्मैरवयवैर्भवेत् । स्थूलदेहस्य हस्ताभ्यां कंचुकप्रतिमोकवत् ॥ न्यूनाधिकशरीरेषु प्रवेशोऽपि गमागमैः आत्मांशानां भवेत्तेन मध्यमत्वं विनिश्चितम् ॥ सांशस्य घटवन्नाशो भवत्येव तथा सति। कृतनाशाऽकृताभ्यागमयोः को वारको भवेत् ॥ तस्मादात्मा महानेव नैवाणुर्नापि मध्यमः । आकाशवत्सर्वगतो निरंशः श्रुतिसंमतः ॥ इति चित्रदीपे ॥

રામાનુજ સંપ્રદાયવાળા આત્માને અણુ માને છે, જૈનાચાર્ય મધ્યમ જાણે છે અને નૈય્યાયિક તથા અદ્વૈતવાદી આત્માને વિભુ તેમજ અનાદિ કહે છે.

**स्वामिन्! अब तक जो सद्रूपा, ब्रह्म नाम है वस्तु अनुपा।**
**तामें कियो प्रपञ्चारोपन, अब उनको अपवाद[1] स्वस्थ मन ॥११५**

હે સ્વામીજી! જે બ્રહ્મ નામનું સદ્રૂપ અનુપમ વસ્તુ છે તેમાં પ્રપંચનો આરોપ કર્યો, હવે એનો અપવાદ [બાધ] સ્વસ્થ મનથી

**कहों-सुनहु कर चित्त समाहित, है ब्रह्माण्ड ब्रह्ममें कल्पित।**
**कारन है अज्ञान अपारा, विचार द्रग् अज्ञान निवारा ॥ ११६ ॥**

કહું છું તે આપ સમાહિત ચિત્તથી શ્રવણ કરો. આ બ્રહ્માંડ ( જગત્ ) બ્રહ્મમાં કલ્પિત છે. તેનું કારણ પારરહિત અજ્ઞાન છે. જ્ઞાનથીજ એ અજ્ઞાનનું નિવારણ થઇ શકે છે.

**शुद्ध ब्रह्ममें अभिन्न सोहे, जीव ओर ईश्वर जग जो है।**
**उपाधितें कर बाध उभयको, लहत जबें लक्ष्यार्थ उदयकों॥११७॥**

જગત્માં જે જીવ અને ઇશ્વર છે તે શુદ્ધ બ્રહ્મથી અભિન્ન છે. તે જીવ ઇશ્વર બન્નેમાં ઉપાધિનો બાધ કરી લક્ષ્યાર્થનો અભેદ થાય છે.

**महावाक्यतें अभेदही है, "तत्त्वमसि" में सबन्ध त्रयी है।**
**पदमें जो अन्योन्य प्रबन्धजु, सामानाधिकरण्य सबन्धजु ॥११८॥**

અને તે અભેદ મહાવાકયથી સિદ્ધ થાયછે "તત્ત્વમસિ" [તે તું છે] આદિ મહાવાકય અખંડાર્થ બોધક છે. તે ત્રણ સબંધ નીચેમુજબ છે. ૧ સામાનાધિકરણ્ય સબંધ ૨-વિશેષણવિશેષ્યભાવસબન્ધ ૩-લક્ષ્યલક્ષણસબન્ધ. તેમાં પદોનો જે પરસ્પર સબન્ધ તે સામાનાધિકરણ્યસબંધ જાણવો.

**पदार्थमें जो लहत प्रभावजु, वोहि विशेषणविशेष्यभावजु।**
**प्रत्यगातममें लक्ष्य रु लक्षग, सबन्ध त्रय यों स्फुरत प्रतिक्षण ॥११९॥**

---

१ अपवादो नाम रज्जुविवर्त्तस्य सर्पस्य रज्जुमात्रत्ववत् वस्तुविवर्तस्यावस्तुनोऽज्ञानादेः प्रपञ्चस्यवस्तुमात्रत्वम् ॥ तदुक्तम् " सतत्वतोऽन्यथाप्रथाविकार इत्युदीरितः ॥ अतत्वतोऽन्यथाप्रथाविवर्तइत्युदाहृतः " ॥

પરસ્પર પદાર્થોનો જે સબંધ તે વિશેષણવિશેષ્યભાવ સબંધ જાણવો અને પદપદાર્થ બન્નેમાં લક્ષ્યલક્ષણભાવ સબંધ પણ રહેલો છે. આ રીતે ત્રણસબંધથી મહાવાકયનો અર્થ સ્પષ્ટ થાય છે.

अखण्डार्थबोधक अस जो है, "तत्त्वमसि" महावाक्यजु[1] सोहै ।
सबन्ध त्रय द्रष्टान्त यथाक्रम, श्रवण कियेतें रहत न संभ्रम ॥१२०॥

આ રીતે અખંડાર્થનું બોધક [બોધ કરનાર] "તત્ત્વમસિ" મહાવાકય છે. તેના સમન્ધ ત્રયનાં દ્રષ્ટાન્ત ક્રમપૂર્વક શ્રવણ કરવાથી સંભ્રમ રહેતો નથી.

घनाक्षरी—"वह यह देवदत्त[2]" इसबिध वाक्यहूमें । समानाधिकरण सबन्ध है प्रतीयमान ॥ तदेतद्देशकालविशिष्ट जो देवदत्त। वाचक है वह यह दोउ शब्द सुखदान ॥ यह वह मध्य है सबन्ध तात्पर्याभिध ॥ त्योंहि तत्त्वमस्यादिक वाक्यबिच पहिचान । " तत् त्वं " यह दोउको सबन्ध तात्पर्य लसें ॥ वहँ निरुपाधिक है चेतन सबन्धवान ॥ १२१ ॥

"તે આ દેવદત્ત" એ વાકયમાં પ્રતીયમાન ( જણાતો ) સબંધ સામાનાધિકરણ્ય છે. અર્થાત્ તત્કાલ તદ્દેશવિશિષ્ટ દેવદત્તવાચક "તે" [તત્] શબ્દનું અને એતત્કાલ તથા એતદ્દેશ વિશિષ્ટ દેવદત્તવાચક "આ" [અયં] શબ્દનું દેવદત્તરૂપ પિંડમાં તાત્પર્ય છે. તેવીજરીતે " તત્ત્વમસિ " આદિ મહાવાકયમાં પરોક્ષત્વાદિ વિશિષ્ટ ચૈતન્યવાચક તત્ પદનું તથા અપરોક્ષત્વાદિ વિશિષ્ઠ ચૈતન્યવાચક ત્વમ્ પદનું નિરૂપાધિક એક ચૈતન્યમાં તાત્પર્ય છે.

---

१ अथ महावाक्यार्थो वर्ण्यते ।"इदं तत्त्वमसि " वाक्यं सम्बन्धत्रयेण अखण्डार्थबोधकं भवति. ॥ सम्बन्धत्रयंनाम पदयोः सामानाधिकरण्यं, पदार्थयोर्विशेषणविशेष्यभावः, प्रत्यगात्मपदार्थयोर्लक्ष्यलक्षणभावश्चेति ॥ यदुक्तम् " सामानाधिकरण्यं च विशेषणविशेष्यता । लक्ष्यलक्षणसम्बन्धः पदार्थप्रत्यगात्मनाम् " इति॥

२ सामानाधिकरण्यसम्बन्धस्तावत् यथा सोऽयं देवदत्त इति वाक्ये तत्कालदेवदत्तवाचकशब्दस्य एतत्कालविशिष्टवाचकायं शब्दस्य च एकस्मिन्देवदत्तपिण्डे तात्पर्यसम्बन्धः, तथा च " तत्त्वमसि " वाक्येऽपि परोक्षत्वादिविशिष्टचैतन्यवाचकतच्छब्दस्यापरोक्षत्वादिविशिष्टचैतन्यवाचकत्वंपदस्य चैकस्मिन् चैतन्ये तात्पर्यसम्बन्धः ॥

वह यह दोउको सदा अन्योन्यव्यावर्तक । जो सबन्ध वोहि है विशेषण[1] विशेष्यभाव ॥ पुनि है सबन्धभाव लक्ष्य[2] अरु लक्षणको । तामें लक्षणा प्रकारके प्रसिद्ध तीन नाँव ॥ एक जहत्स्वार्था[3] ओर दूजी है अजहत्स्वार्था। जहद[4] जहज्जुस्वार्था तीसरी यहां कहाव ॥ "वह यह[5] देवदत्त" वैसें "तत्त्वमसि" आदि। वाक्यमें बतावे जाको पंडित महा प्रभाव ॥ १२२ ॥

---

१ विशेषणविशेष्यभावसम्बन्धस्तु यथा तत्रैव वाक्ये सशब्दार्थतत्कालविशिष्टदेवदत्तस्यायं शब्दार्थे तत्कालविशिष्टदेवदत्तस्य चान्योऽन्यभेदव्यावर्तकतया विशेषणविशेष्यभावः । तथाऽत्रापि वाक्येतत्पदार्थपरोक्षत्वादिविशिष्टचैतन्यस्य त्वंपदार्थापरोक्षत्वादिविशिष्टचैतन्यस्य चान्योऽन्यभेदव्यावर्तकतया विशेषणविशेष्यभावः ॥

२ लक्ष्यलक्षणभावसम्बन्धस्तु यथा तत्रैव स शब्दायं शब्दयोस्तदर्थयोर्वा विरुद्धतत्कालैतत्कालविशिष्टत्वपरित्यागेन अविरुद्धदेवदत्तेन सह लक्ष्यलक्षणभावः । तथाऽत्रापि वाक्ये तत्त्वं पदयोस्तदर्थयोर्वा विरुद्धपरोक्षत्वापरोक्षत्वादिविशिष्टत्वपरित्यागेनाविरुद्धचैतन्येन सह लक्ष्यलक्षणभावः । इयमेव भाग लक्षणेत्युच्यते ॥

३ अत्र तु गंगायां घोषः प्रतिवसतीतिवज्जहल्लक्षणा न संगच्छते । तत्र तु गंगाघोषयोराधाराधेयभावलक्षणस्य वाक्यार्थस्याशेषतो विरुद्धत्वात् वाच्यार्थमशेषतः परित्यज्य तत्सम्बन्धितीरलक्षणाया युक्तत्वाज्जहल्लक्षणा संगच्छते । अत्र तु परोक्षत्वापरोक्षत्वादिविशिष्टचैतन्यैकत्वरूपस्य वाक्यार्थस्य भागमात्रे विरोधाद्भागान्तरमपरित्याज्यान्यलक्षणाया अयुक्तत्वाज्जहल्लक्षणा न संगच्छते ॥

४ न च गंगापदं स्वार्थपरित्यागेन तीर्थपदार्थं यथा लक्षयति तथा तत्पदं त्वं पदं वा वाच्यार्थपरित्यागेन त्वं पदार्थं तत्पदार्थं वा बोधयतु तत् कुतोऽजहल्लक्षणा न संगच्छते, इति वाच्यम् ।तत्र तीरपदाश्रवणेन तदर्थाप्रतीतौ लक्षणया तत्प्रतीत्यपेक्षायामपि तत्त्वंपदयोः श्रूयमाणत्वेन तदर्थप्रतीतौ लक्षणया पुनः अन्यतरपदेनान्यतरपदार्थप्रतीत्यपेक्षाभावात् । श्रुतवाक्यस्य मुख्यार्थविरोधे मुख्यार्थसम्बधिन्यश्रुतपदार्थे लक्षणेति सर्वजनप्रसिद्धम् ॥

"તે" શબ્દ તત્કાલ વિશિષ્ટ દેવદત્તનો અને "આ" શબ્દ એતત્કાલવિશિષ્ટ દેવદત્તનો અન્યોન્ય ભેદ વ્યાવર્તક વિશેષણ વિશેષ્યભાવ સમ્બંધ છે તેવીરીતે "તત્ત્વમસિ" મહાવાકયમાં પણ તત્ પદાર્થ પરોક્ષત્વાદિવિશિષ્ટ ચૈતન્યનો અને ત્વમ્ પદાર્થ અપરોક્ષત્વાદિ વિશિષ્ટ ચૈતન્યનો અન્યોન્યભેદવ્યાવર્તક વિશેષણવિશેષ્યભાવ સમ્બંધ સમજવો. તેમજ "તે આ દેવદત્ત" એ વાકયમાં "તે" શબ્દ તદ્દેશ તથા તત્કાલવાચક છે અને "અયમ્" શબ્દ એતદ્દેશ તથા એતત્કાલવાચક છે તેમાં તદ્દેશ તત્કાલ અને એતત્ દેશ અને એતત્કાલરૂપી વિરૂદ્ધ ધર્મનો ત્યાગ કરીને કેવલ અવિરૂદ્ધ દેવદત્તની સાથે લક્ષ્ય લક્ષણભાવ સમ્બંધ છે તેવીજ રીતે "તત્ત્વમસિ" મહાવાકયમાં પણ તત્ પદાર્થ પરોક્ષત્વાદિ વિશિષ્ટ ચૈતન્ય અને ત્વં પદાર્થ અપરોક્ષત્વાદિ વિશિષ્ટ ચૈતન્ય એ તત્ત્વંનો વાચ્યાર્થ છે, તેમાં પરોક્ષત્વ અપરોક્ષત્વ આદિ વિરૂદ્ધ ધર્મનો ત્યાગ કરી અવિરૂદ્ધ ચૈતન્યનો લક્ષ્યલક્ષણભાવ સમ્બંધ છે. આ સમ્બંધને ભાગત્યાગ લક્ષણાપણ કહે છે.

**चोपाइ–प्रतिपादक अद्वय अभिरामा, शास्त्र विदित वेदान्तजु नामा**
**महावाक्य है तामें चारि, ब्रह्मज्ञान करत भयहारी ॥ १२३ ॥**

સુંદર અદ્વૈત (બ્રહ્મ)નું પ્રતિપાદન કરનાર વેદાન્ત નામે શાસ્ત્ર સુપ્રસિદ્ધ છે, તેમાં ચાર મહાવાકય ભયને હરનાર બ્રહ્મ જ્ઞાનનો ઉપદેશ કરે છે.

**इक "प्रज्ञानं ब्रह्म" कहावे, द्वितीय "अहं ब्रह्माऽस्मि" सुहावे ।**
**"अयमात्मा ब्रह्मेति" तृतीय है, "तत्त्वमसि" चौथा वन्दनीय है**

५ अत्र शोणो धावतीति वाक्यवदजहल्लक्षणापि न संगच्छते।तत्र शोणगुणगमनलक्षणस्य वाक्यार्थस्य विरुद्धत्वात्तदपरित्यागेन तदाश्रयाश्वादिलक्षणायां तद्विरोधपरिहारसम्भवादजहल्लक्षणा सम्भवति। अत्र तु परोक्षत्वापरोक्षत्वादिविशिष्टचैतन्यैकत्वस्य वाक्यार्थस्य विरुद्धत्वात्तदपरित्यागेन तत्सम्बन्धिनो यस्य कस्यचिदर्थस्य लक्षितत्वेऽपि तद्विरोधाऽपरित्यागादजहल्लक्षणापि न सम्भवत्येव ॥

६ तस्माद्यथा सोऽयं देवदत्त इति वाक्यं तदर्थो वा तत्कालैतत्कालविशिष्टदेवदत्तलक्षणस्य वाच्यार्थस्यांशविरोधात् । विरुद्धतत्कालैतत्कालविशिष्टत्वांशं परित्यज्य विरुद्धं देवदत्तांशमात्रं लक्षयति तथा तत्त्वमसीति वाक्यं तदर्थो परोक्षत्वादिपरोक्षत्वादिविशिष्टचैतन्यैकत्वलक्षणस्य वाच्यार्थस्यांशविरोधाद्विशुध्धपरोक्षत्वापरोक्षत्वादिविशिष्टाद्यंशं परित्यज्याविरुद्धमखण्डचैतन्यमात्रं लक्षयति ॥

એક 'પ્રજ્ઞાનં બ્રહ્મ" [પ્રજ્ઞાન એ બ્રહ્મ છે.] બીજું "અહં બ્રહ્માऽસ્મિ" [હું બ્રહ્મ છું.] ત્રીજું "અયમાત્મા બ્રહ્મ" (આ આત્મા બ્રહ્મ છે) અને ચોથું વન્દન કરવા યોગ્ય મહાવાક્ય "તત્ત્વમસિ" [તે બ્રહ્મ તું છે.]

वाक्य प्रथम ऋग्वेद कहत है, ज्ञान सकल ब्रह्मत्व लहत है।
ब्रह्म नाम चेतन बुध गावे, सुर नर पशुमें जो स्थिति पावे॥१२५॥

તેમાં પ્રથમનું વાકય ઋગ્વેદ કહે છે. જેમાં પ્રજ્ઞાન એટલે સર્વ જ્ઞાન અને બ્રહ્મ એટલે ચૈતન્ય અર્થાત્ જ્ઞાન રૂપ બ્રહ્મ છે. અને તે ચૈતન્ય એ કે જે બ્રહ્માદિ દેવ અને મનુષ્ય આદિમાં ભાસે છે.

जो इक ब्रह्मरूप चेतन है, गगनादिकमें व्याप्त सघन है।
इक रस है सर्वत्र सुहावे, ब्रह्म वोहि चैतन्य कहावे॥ १२६॥

જે એક બ્રહ્મરૂપ ચૈતન્ય છે તે ગગન [આકાશ] આદિ સર્વ પદાર્થોમાં વ્યાપક છે, સર્વત્ર એક રસ બની શોભે છે, એજ ચૈતન્યરૂપ બ્રહ્મ છે.

श्रीशंकर उपदेश प्रणालि, जातें होत प्रतीत गुनशाली।
मेरेमें प्रज्ञान हि जो है, वोभी ब्रह्म सदा शुभ सोहै॥ १२७॥

શ્રીમાન્ જગદ્‌ગુરૂ શંકરાચાર્યની ઉપદેશ પ્રણાલિકા છે જેનાથી હે ગુણશાળી જીવણદાસજીમહારાજ! સ્પષ્ટ સમજાય છે જે મારામાં જે પ્રજ્ઞાન છે તે પણ બ્રહ્મજ છે.

दोहा–ब्रह्म ओर प्रज्ञानमें, भेदक है नहि कोउ।
जो प्रज्ञानाभिन्न है, ब्रह्म एकही सोउ॥ १२८॥

બ્રહ્મ અને પ્રજ્ઞાનમાં કોઇ ભેદક પ્રકાર છેજ નહિ. જે પ્રજ્ઞાનથી અભિન્ન છે તે એકજ બ્રહ્મ છે અર્થાત પ્રજ્ઞાન એજ બ્રહ્મ છે.

वाक्य "अहं ब्रह्माऽस्मि" जो, यजुर्वेद सरसात।
अर्थ "अहं" पदको सुनहु, यति जीवन! अवदात॥ १२९॥

બીજું વાકય "અહં બ્રહ્માऽસ્મિ" યજુર્વેદમાં છે. તેમાંના "અહમ્" પદનો શુદ્ધ અર્થ હે યતિવર્ય જીવણદાસજીમહારાજ! શ્રવણ કરો.

जो परिपूर्ण स्वरुपतें, परिच्छेदत्रयहीन।
परमात्मा मायारचित, संसृतिमें निजलीन॥ १३०॥

જે પરમાત્મા પરિપૂર્ણસ્વરૂપથી દેશકૃત કાલકૃત અને વસ્તુકૃત એ ત્રણ પ્રકારના પરિચ્છેદ રહિત પોતે માયાથી રચેલા સંસારમાં સ્વરૂપ મગ્ન બની

**शम दमादि साधन सहित, ब्रह्मविद्याके योग ।**
**मानवतनमें बुद्धिको, साक्षी लहत सँयोग ॥ १३१ ॥**

શમ દમ આદિ સાધન સહિત બ્રહ્મવિદ્યાના યોગવાળા મનુષ્ય દેહમાં બુદ્ધિના સાક્ષીરૂપે સંયોગ પામે અર્થાત્ સાક્ષી બની રહે

**वह यह शब्द "अहं" कहत, होइ लक्षणायुक्त ।**
**सत्य--पूर्ण--परमात्म वह, परब्रह्म है उक्त ॥ १३२ ॥**

તે આ "અહમ્" [ હું ] શબ્દ લક્ષણાયુક્ત બની કહે છે. હું એટલે સત્ય, પૂર્ણ, પરમાત્મા એજ પરબ્રહ્મ છે.

**अहं–ब्रह्मको ऐक्य पुनि, करत "अस्मि" पद स्पष्ट ।**
**जीव ब्रह्मके ऐक्यतें, रहत न काहु कष्ट ॥ १३३ ॥**

હું અને બ્રહ્મ એ બન્નેનું ઐક્ય [એકતા] "અસ્મિ" [છું] એ પદ સ્પષ્ટ કરી બતાવે છે. એરીતે જીવ બ્રહ્મનાં ઐક્યથી કોઇપણ કષ્ટ રહી શકતું નથી. અર્થાત્ જીવ બ્રહ્મમાં અભેદ જાણનાર દુઃખ રહિત બને છે,

**चो.–भिन्न भिन्न अर्थान्वित जो पद, पावत एक विभक्तिकी संपद ।**
**पद युगकी एकार्थं प्रवृत्ति, सामाधिकरण्य लहत द्युति ॥१३४॥**

ભિન્ન ભિન્ન અર્થવાળાં પદ એક વિભક્તિને પ્રાપ્ત થાય અને એ પદોની એકજ અર્થમાં પ્રવૃત્તિ થાય તે સામાનાધિકરણ્ય સબંધ કહેવાય છે.

**शंका करत यहां यति जीवन, दे षट्प्रज्ञजुकों संबोधन ।**
**पूज्य स्वामी ! महावाक्य मिलाई, जो अभेदकी युक्ति बताई ॥१३५॥**

આ સ્થળે જીવણદાસજીમહારાજ ષટ્પ્રજ્ઞસ્વામીને સંબોધી શંકા કરે છે જે હે પૂજ્ય સ્વામીજી ! આપે મહાવાક્ય મેળવી જે અભેદની યુક્તિ બતાવી

**सामानाधिकरण्य सबन्धजु, मुख्य कि बाध? बताउ प्रबन्धजु ।**
**सुनि अस जीवनदासकी बानी, बोले श्रीषट्प्रज्ञ सुज्ञानी ॥१३६॥**

અને જે સામાનાધિકરણ્ય સબંધ કહ્યો તે મુખ્ય સામાનાધિકરણ્ય કે બાધ સામાનાધિકરણ્ય એનો નિર્ણય કહી બતાવો. આરીતે જીવણદાસજીમહારાજની વાણી શ્રવણ કરી શ્રેષ્ઠ જ્ઞાની એવા શ્રીષટ્પ્રજ્ઞસ્વામી બોલ્યા જે

जानत हो तुम सकल विषयकों, पूछत तदपि बढाइ विनयकों।
सत्संगतिकी वृद्धि करनकौं, सुखद संतके धर्म धरनकों ॥१३७॥

આપ સમસ્ત શાસ્ત્રોના વિષયોને જાણો છો, છતાં વિનયની વૃદ્ધિ કરી જે પ્રશ્ન પૂછોછો તે કેવળ સત્સંગની વૃદ્ધિ કરવા માટે અને સુખદાયક સત્પુરૂષનો ધર્મ ધરવા માટેજ છે.

पूर्वाचार्य हमारे भ्रमहर, भयउ महामति स्वामि सुरेश्वर।
उनने रचि नैष्कर्म्यकी सिद्धि, तामें बाधसबन्ध प्रसिद्धि ॥१३८॥

ભ્રાન્તિને હરનારા અમારા પૂર્વાચાર્ય શ્રીસુરેશ્વરસ્વામી મહાન્ બુદ્ધિશાળી થયા, તેઓએ નૈષ્કર્મ્યસિદ્ધિ નામે ગ્રન્થ રચેલ છે, તેમાં બાધ સામાનાધિકરણની પ્રસિદ્ધ પ્રણાલિકા બતાવેલી છે.

"योऽयंस्थाणु" वाक्य जो या बिध, स्फुट सबन्ध तामें बाधाभिध।
स्वीकृत श्रीआचार्य करत है, उदाहरन आगें जु धरत है॥१३९॥

"યોઽયં સ્થાણુર્વા પુરૂષ:" એ રીતનું જે વાકય છે તેમાં બાધ સામાનાધિકરણને માનેલ છે એમ શ્રી સુરેશ્વરાચાર્ય સ્વીકારે છે. અને તેનું નિમ્ન પ્રકારે ઉદાહરણ આપે છે.

घनाक्षरो–मन्द अन्धकारवारे देशमें मनुष्य कोउ। जावे वहां-कोउ इक होवे स्थित मनुजात॥ आगत मनुज मन्द अन्धकार दोषहू तें। स्थित जन स्थाणु[1] है याबिध हियमें द्रढात॥ ज्यों ज्यों वह निज मनकल्पित वो स्थाणु ढिग। जाइ निज द्रग आदि उन तनपें लगात॥ होत तब निश्चय सुद्रढ "यह स्थाणु नहि" किन्तु है पुरुष सब संशय विनाश पात। १४०।

१ योऽयंस्थाणुः पुमानेष पुन्धिया स्थाणुं धारयति ॥

મન્દ [થોડા] અન્ધકારવાળા પ્રદેશમાં કોઇ મનુષ્ય જાય અને ત્યાં કોઇ એક માણસ ઉભેલો હોય એ વખતે આવેલ મનુષ્યને મન્દ અન્ધકારના દોષને લીધે તે ઉભેલો માણસ આ સ્થાણુ છે કે પુરૂષ છે એમ પોતાના હૃદયમાં સંશયથાય અને જેમ જેમ પોતાના મનથી કલ્પેલા એ સ્થાણુ કે પુરૂષ પાસે જઇ પોતાનાં નેત્રથી દ્રષ્ટિ કરે ત્યારે તેને સંશયનિવૃત્ત થઇ એવો દ્રઢ નિશ્ચય થાય જે આ સ્થાણુ નથી પરંતુ પુરૂષ છે. આ રીતે પૂર્વે થએલ સ્થાણુ જ્ઞાનનો બાધ થયો અને સંશય વિનાશ પામ્યો.

चो.–स्थाणु बुद्धि तादात्म्यसहित ज्यों, मानवमें निवृत्त भई त्यों ।
अहं जीव तादात्म्य समेता, होत ब्रह्ममें स्थित निजवेत्ता॥१४१॥

હે આત્મજ્ઞાની સંત! ઉક્ત પ્રકારે જેમ મનુષ્યમાં તાદાત્મ્ય સહિત સ્થાણુ બુદ્ધિ નિવૃત્ત થઇ તેમ અહમ્ [હું જીવ] ભાવનો બાધ થઈ બ્રહ્મમાં અભિન્ન થાય છે. અર્થાત્ જીવ બ્રહ્મરૂપ જણાય છે.

स्थाणु नहीं पैं मानव है यह, जीव नहीं मैं ब्रह्म सुखावह ।
प्रकटत बुद्धि विवेकी जनकों, बात कहों यह यतिजीवनकों॥१४२॥

પૂર્વોક્ત રીતે જેમ જોનાર મનુષ્યને "આ સ્થાણુ નથી, પરંતુ મનુષ્ય છે" એવો નિશ્ચય થયો તેમ હું જીવ નથી પરંતુ સદા સુખરૂપ બ્રહ્મ છું એવી બુદ્ધિ વિવેકીપુરૂષના હૃદયમાં પ્રકટ થાય છે. હે જીવનસ્વામી! આ વાત મેં આપને કહી.

सामानाधिकरण बाधाभिध, ज्ञान करत अपरोक्ष जबें सिद्ध ।
तब मैं करत भुगत इत्यादि, आरोपित अहमर्थविवादि ॥१४३॥

આ રીતે બાધ સામાનાધિકરણથી જ્યારે અપરોક્ષ (પ્રત્યક્ષ) જ્ઞાન સિદ્ધ થાય છે ત્યારે "હું કરૂં છું. હું જમું છું" ઇત્યાદિ અજ્ઞાનથી આરોપિત અહમરૂપ જીવપણાની

बुद्धि लहत निवृत्ति निश्चय, पावत है भ्रममात्र पराजय ।
इसबिध बृहदारण्यक नामा, यजुर्वेद उपनिषदभिरामा ॥१४४॥

બુદ્ધિ નિવૃત્તિ પામે છે અને "હું બ્રહ્મ છું" એવી વૃત્તિ થાય છે જેનાથી ભ્રમ માત્ર નિવૃત્ત થાય છે. આરીતે યજુર્વેદનું સુંદર ઉપનિષદ્ બૃહદારણ્યક નામે છે

तामें श्रुति प्रज्ञानघनाख्या[1], जीवनदास! सुनहु उन व्याख्या।
पृथिव्यादि भूतोंतें जबही, जीव करत उत्थानजु तबही॥१४५॥

તેમાં "પ્રજ્ઞાનઘન" આવી શ્રુતિ છે તેની વ્યાખ્યા કહું છું તે હે જીવણદાસજી મહારાજ! શ્રવણ કરો. જ્યારે પૃથિવી આદિ ભૂતોથી જીવ ઉત્થાન કરે છે ત્યારે

पृथिव्यादिके नाशानन्तर, प्रारब्धादि भोग अनन्तर।
साक्षात्कार स्वरुपको भासत, जिहि छिन स्थूल सूक्ष्म तन नासत॥

પૃથિવી આદિ તત્વોના નાશ પછી પ્રારબ્ધ ભોગને અંતે જે અત્યંત સુંદર સ્વરૂપનો સાક્ષાત્કાર થાય છે. અને જે ક્ષણે સ્થૂલ તથા સૂક્ષ્મ બન્ને શરીર નાશ પામે છે.

उनके अन्यहि छिन आभासजु, चित्को जीव लहत द्रुत नाशजु।
यह स्थल जीवात्माको अन्तजु, कह्यो किन्तु चैतन्य अनन्तजु॥१४७॥

અને એને બીજેજ ક્ષણે ચિદાભાસ એવો જે જીવ તે તુરત વિનાશને પ્રાપ્ત થાય છે. આ સ્થળે જીવાત્માનો નાશ કહ્યો, પરંતુ ચૈતન્ય અનાદિ છે તેનો નાશ થતો નથી.

अहमार्थिक तादात्म्यकी बुद्धि, नाश लहतहै सहित समृद्धि।
शुद्ध ब्रह्ममें भेद विलयऊ, सामानाधिकरणतें भयऊ॥१४८॥

અહમ્ [હું] અર્થવાળી તાદાત્મ્ય બુદ્ધિ સ્વકારણ અજ્ઞાન સહિત નાશ પામે છે. આ રીતે બાધસામાનાધિકરણ સમ્બંધથી શુદ્ધ બ્રહ્મમાં ભેદનો લય થયો.

सामानाधिकरण्यजु बाधा, प्रमाण तामें निम्नजु साधा।
सो सुनु जो प्रज्ञानघनाख्या, श्रुतिमूलक स्वामीकी व्याख्या॥१४९॥

"પ્રજ્ઞાન ઘન" નામની શ્રુતિમૂળ જે સ્વામી સુરેશ્વરાચાર્યની વ્યાખ્યા છે તે

बाध सबन्धकी साधक रीति, प्रकटत सतत अभेद प्रतीति।
जीवन पुनि यहँ प्रश्न करत है, मुख्य सबन्ध क्यों भेद हरत है॥१५०

१ प्रज्ञानघनएवैतेभ्यो भूतेभ्यः समुत्थाय तान्येवानुविनश्यति॥

એ બાધ સમાનાધિકરણ સિદ્ધ કરે છે અને જેનાથી અભેદની પ્રતીતિ થાય છે. અહીં પાછા જીવણદાસજીમહારાજ પ્રશ્ન કરે છે જે મુખ્ય સમાનાધિકરણ નામનો સબન્ધ શીરીતે ભેદને હરે છે? અર્થાત્ અભેદનો સાધક બને છે?

**कहा कहत आचार्य तुम्हारे, कहियें? हो प्रिय आप हमारे।**

**जीवनदास वचन अस सुनकें, श्रीषट्प्रज्ञ वदत निधि गुनके॥१५१॥**

એ બાબતમાં આપના આચાર્ય શું કહે છે તે કહો, આપ અમારા પ્રિય-મિત્ર છો. આરીતનાં જીવણદાસજીનાં વચન સાંભળી ગુણસાગર શ્રી ષટ્પ્રજ્ઞસ્વામી પ્રત્યુત્તર આપે છે જે.

**दोहा—सामानाधिकरण्य जो, मुख्य नाम कहलात।**

**पण्डित सब उन पक्षके, मानत यों यतिभ्रात ॥ १५२ ॥**

હે યતિબન્ધુ! જે મુખ્ય સામાનાધિકરણ્ય કહેવાય છે એ પક્ષના સર્વ પંડિતો એમ માને છે જે

**" तत्त्वमसि " महावाक्यमें, तत्त्वमादि पादार्थ।**

**उनको जो तादात्म्यमय, सबन्ध हैं परमार्थ ॥ १५३ ॥**

"તત્ત્વમસિ" એ મહાવાકયમાં તત્ ત્વમ્ આદિ પદના જે અર્થ છે અર્થાત્ તે તું તેનો પરમાર્થથી જે અભેદ સબધ છે

**वह अभेद वाक्यार्थकों, किय स्वीकृत आचार्य।**

**जीववाची जो शब्द है, करत अहं सब कार्य ॥ १५४ ॥**

એ અભેદ વાકયાર્થને શ્રી શંકરાચાર્યે સ્વીકૃત કરેલ છે. જીવવાચક જે "અહં" [હું] શબ્દ છે તે બધાં કાર્ય કરે છે અર્થાત્ કર્તા છે.

**भागत्यागतें वह " अहं ", है कूटस्थ परत्व।**

**यहँ शंकर आचार्यको, वाक्य[1] दिखावत तत्त्व ॥ १५५ ॥**

તે "અહમ્" ભાગત્યાગ લક્ષણાથી કૂટસ્થ [ચૈતન્ય બ્રહ્મ] પરત્વ છે. અર્થાત્ હું જીવ નહિ, પરંતુ બ્રહ્મ છું. અહીં શ્રી શંકરાચાર્યનું વાકય તત્ત્વને સ્ફુટ કરી બતાવે છે.

---

१ तादात्म्यमात्रवाक्यार्थ स्तयोरेव पदार्थयोः

तत् अरु त्वं यह दोउ जो, है शब्दात्म पदार्थ।
जहँ तादात्म्यजु मात्रही, विलसत है वाक्यार्थ ॥ १५६ ॥

તત્ (તે) અને ત્વમ્ (તું) એ રીતના જે બે શબ્દાત્મક પદાર્થ છે જેમાં તાદાત્મ્યમાત્ર વાકયાર્થ વિલસે છે.

मुख्य समानाधिकरण, पाक्षिक वाक्य प्रमान।
श्रीविवर्ण आचार्यको, यह मत संत सुजान ॥ १५७ ॥

હે સુજ્ઞ સંત જીવણદાસજીમહારાજ! એ વાકય મુખ્ય સમાનાધિકરણ પક્ષના પ્રમાણરૂપે છે એમ શ્રી વિવર્ણ આચાર્યનો મત છે.

उनके सब अनुयायीने, बाध पक्ष निःशंक।
प्रौढवाद मात्रहि कह्यो, मुख्य पक्ष अकलंक ॥ १५८ ॥

એ વિવર્ણ આચાર્યના સર્વ અનુયાયીઓ નિઃશંક (શંકા રહિત) બાધ સમાનાધિકરણ પક્ષને માત્ર પ્રૌઢવાદ કહ્યો છે. બાકી નિષ્કલંક તો મુખ્ય સમાનાધિકરણ પક્ષજ છે.

चोपाई—वाक्य "अहं ब्रह्माऽस्मि जो है, उन विचार प्रकरण जब सोहे।
मुख्य रु बाध सबन्ध युगलतें, भेद टरत है ब्रह्म विमलतें॥१५९॥

જે "અહં બ્રહ્માઽસ્મિ" (હું બ્રહ્મ છું) વાકય છે, તેના વિચારનું પ્રકરણ જ્યારે આવે ત્યારે મુખ્ય સમાનાધિકરણ અને બાધ સમાનાધિકરણ એ બે સબન્ધથી નિર્મળ બ્રહ્મમાં અભેદ થાય છે.

साम नाम पुनि वेद कहावे, उपनिषद्जु छान्दोग्य सुहावे।
उनको जो षष्ठम अध्यायजु, तामें उद्दालक ऋषिरायजु ॥ १६० ॥

વળી "સામ" નામે વેદ છે, તેનું છાન્દોગ્યનામે ઉપનિષદ છે તેના છઠ્ઠા અધ્યાયમાં ઉદ્દાલક નામે ઋષિરાજ

निजसुत श्वेतकेतु अभिधाना, उनकों देत भये निज ज्ञाना।
"तत्त्वमसि" महावाक्य सुनायो, जीव ईशको भेद नसायो ॥१६१॥

પોતાના શ્વેતકેતુ નામના પુત્રને આત્મજ્ઞાન આપવા તત્પર થયા અને "તત્ત્વમસિ"[તે તું છે]એ મહાવાકય સંભળાવી જીવ અને ઇશ્વરનો ભેદ નષ્ટ કર્યો.

सृष्टिपूर्व जो एक अदोऊ, नाम रूप बिन था सत् कोऊ।
तत्पदतें वह ब्रह्म सुलक्षित, सिद्ध होत है सुष्ठु स्वरक्षित॥१६२॥

સૃષ્ટિના આદિ કાળમાં એક અદ્વિતીય અને નામ તથા રૂપરહિત જે કોઇ સત્ પદાર્થ હતો તે તત્ પદથી શ્રેષ્ઠ રીતે સ્વતંત્ર બ્રહ્મ લક્ષિત કરેલ છે અર્થાત્ બતાવેલ છે એમ સિદ્ધ થાય છે.

इन्द्रिय अरु देहादि विभिन्नजु, साक्षीरूप सद्वस्तु अखिन्नजु।
"त्वं"पदतें लक्षित नित अक्षय,"असि"पदतें पावत इकता द्वय॥

ઇન્દ્રિય અને દેહ આદિથી ભિન્ન, સાક્ષીરૂપ, ખેદ રહિત, નિત્ય તથા અક્ષય સદ્વસ્તુ ત્વમ્ [તું] પદથી લક્ષિત છે. અને અસિ [છે] પદથી તત્ અને ત્વમ્ બન્ને એકતા પામે છે. અર્થાત્ તે સદ્વસ્તુ [બ્રહ્મ] તુ છે.

तत् अरु त्वं द्वय पद अनुसन्धजु, सामानाधिकरण्य सबन्धजु।
उनतें स्पष्ट ब्रह्म अरु आत्मा, एक होइ प्रकटत परमात्मा॥१६४॥

તત્ અને ત્વમ્ એ બે પદનું જે અનુસંધાન તે સામાનાધિકરણ્ય સબંધ જાણવો. એ સબન્ધથી સ્પષ્ટરીતે બ્રહ્મ અને આત્મા એક બની પરમાત્મા સ્વરૂપ પ્રકટે છે.

यातें वाक्य"तत्त्वमसि"वहही, जीव ईश भेदोच्छेद कही।
अब सुनु भगवन्! वेद अथर्वजु,माण्डुक्योपनिषद् शुभ पर्वजु॥१६५॥

માટે એ તત્ત્વમસિ મહાવાક્ય જીવ અને ઇશ્વર વચ્ચેના ભેદનો ઉચ્છેદ કરનાર છે. હવે હે ભગવન્! અથર્વ વેદના ઉત્તમ પર્વવાળા માંડુક્યોપનિષદ્‌માં જે મહાવાક્ય છે તે શ્રવણ કરો.

"अयमात्मा ब्रह्मेति" गदित है, महावाक्य जो विश्वविदित है।
आत्माको अपरोक्ष प्रभावजु, स्वयं प्रकाशादिक स्वभावजु॥१६६॥

અથર્વવેદમાં "અયમાત્મા" બ્રહ્મ ( આ આત્મા બ્રહ્મ છે ) એમ કહ્યું છે કે જે વિશ્વવિદિત મહાવાક્ય છે. આત્માનો અપરોક્ષ પ્રભાવ અને સ્વયપ્રકાશ આદિ સ્વભાવ

यहां "अयं" पद्तें स्वीकृत है, चित् सर्वाधिष्ठान सुमत है।
अहंकार मन प्राणेन्द्रिय सह, जो कछु है देहादि सहित यह॥१६७॥

આ સ્થળે "અયમ્" ( આ ) પદથી સ્વીકારાએલ છે ચિત્ (ચૈતન્ય-બ્રહ્મ) સર્વનું અધિષ્ઠાન છે એમ માન્ય કરેલ છે. અહંકાર, મન, પ્રાણ, અને ઇન્દ્રિય સાથે દેહ આદિ જે કંઇ છે

अधिष्ठान उन सबको है घन,"अयं" शब्दको अर्थहि चेतन।
आत्मा उनको साक्षी रहत है, आत्म शब्द यों स्पष्ट कहत है॥१६८॥

એ સર્વનું અધિષ્ઠાન ચૈતન્ય શબ્દનો અર્થ છે અપરોક્ષ ચૈતન્યસ્વરૂપ એ આત્મા દેહ આદિ સર્વનો સાક્ષી બની રહે છે એમ આત્મા શબ્દનો સ્પષ્ટ અર્થ છે.

द्रश्यमान मिथ्या सब जग यह, अधिष्ठान उनकाजु सुखावह।
ब्रह्म पदार्थ प्रसिद्ध प्रकाशत, जो सत् चित् आनन्द ह्वै भासत॥१६९॥

દ્રશ્યમાન [ દેખાતું એવું ] આ સર્વ જગત્ મિથ્યા છે, એનું અધિષ્ઠાન સુખરૂપ બ્રહ્મ નામનો પદાર્થ પ્રસિદ્ધ રીતે પ્રકાશે છે કે જે સત્ [સત્ય] ચિત્ [ચૈતન્યસ્વરૂપ] અને આનંદરૂપ બની ભાસે છે.

"ब्रह्म" शब्दतें चित् कह डार्यो, जीव ईशको भेद निवार्यो।
वाक्य चतुष्टय वेद वहत है, जीव ब्रह्मको ऐक्य कहत है॥१७०॥

બ્રહ્મમાં સર્વનો બાધ કહ્યો અર્થાત્ બાધાવધિ બ્રહ્મ છે એમ કહી જીવ ઇશ્વરનો અભેદ સિદ્ધ કર્યો અને બ્રહ્મભિન્ન સર્વનો બાધ જણાવ્યો. ચાર વેદોનાં ચાર મહાવાક્યોથી જીવ-બ્રહ્મનું ઐક્ય પ્રતિપાદન થાય છે.

साधनकोजु चतुष्टय सोहै, उनतें युक्त मुमुक्षु जो है।
वह जन ब्रह्मनिष्ठ अरु श्रोत्रिय, गुरु आगें रहेवे प्रमुदित हिय॥१७१॥

સાધનચતુષ્ટય સંપન્ન જે મુમુક્ષુ (મુક્તિની ઇચ્છાવાળો) મનુષ્ય હોય તે બ્રહ્મનિષ્ઠ તથા બ્રહ્મશ્રોત્રિય ગુરૂ પાસે આનંદયુક્ત હૃદયથી રહે.

उक्त शास्त्र वेदान्तजु नामा, महावाक्य उनके अभिरामा।
सुने ओर वाच्य रु लक्ष्यार्थजु, शोधत मनन समेत पदार्थजु॥१७२॥

અને જેનું હમણા વિવેચન થયું તે વેદાન્ત નામે શાસ્ત્રનાં સુંદર મહાવાક્યો ગુરૂ મુખથી શ્રવણ કરે અને શ્રવણ કરેલ પદાર્થને વાચ્ય તથા લક્ષ્ય અર્થના મનનપૂર્વક શોધે.

निदध्यासतें संशय सारे, ओर विपर्यय सकल निवारे।
द्रढ अपरोक्ष ज्ञान पुनि पावे, कार्यसहित अज्ञान नसावे॥१७३॥

અને એ રીતનાં શ્રવણ મનન પછી નિદધ્યાસથી સમગ્ર સંશય અને વિપર્યયનું નિવારણ કરે નેતદનન્તર દ્રઢ એવું અપરોક્ષ જ્ઞાન પ્રાપ્ત કરે અને કાર્યસહિત અજ્ઞાનને નષ્ટ કરે અર્થાત્ અજ્ઞાન તથા એ અજ્ઞાનનું કાર્ય જગત્ એ બન્નેને મિથ્યા સમજે.

आकाशादि प्रपञ्चहि जो है, अज्ञानाश्रित कार्यजु सोहे।
उन सबकी जब होत समाप्ति, लसत तबें परमानन्द प्राप्ति॥१७४॥

આકાશ આદિ જે પ્રપંચ છે તે સર્વ અજ્ઞાનને આશ્રયે રહેલાં કાર્ય છે, એ સર્વનો જ્યારે બાધ થાય ત્યારે પરમ આનંદની પ્રાપ્તિ થાય છે.

वोहि परम पुरुषार्थ कहावे, प्रयत्नतें अधिकारी पावे।
"मैं[1] हों ब्रह्म" सदनुभव ऐसा, ज्ञानीके उर होत अनैसा॥१७५॥

એજ પરમ પુરૂષાર્થ કહેવાય છે અને તે અધિકારી મનુષ્ય પ્રયત્નથી પ્રાપ્ત કરે છે. "હું બ્રહ્મ છું" એવો સત્ય અનુભવ જ્ઞાનીના હૃદયમાં થાય છે,

त्योंहि[2] निरन्तर शुद्ध प्रबुद्धजु, मुक्त सत्य अद्वय अनिरुद्धजु।
परमानन्द स्वरुप हों याबिध, वृत्ति अखण्डाकार चित्ताभिध॥१७६॥

તેમજ "હું નિરન્તર શુદ્ધ છું, પ્રબુદ્ધ છું (જાગૃત છું), મુક્ત છું. સત્ય છું, અદ્વય છું, અનિરૂદ્ધ (કોઇ રોકી શકે નહિ તેવો વ્યાપક) છું અને પરમાનન્દસ્વરૂપ છું" આ રીતની અખંડાકાર ચિત્તવૃત્તિ

रहत ओर अज्ञात[3] परब्रह्म, अनुभवगत करि टारत संभ्रम।

१ अथाधुना अहं ब्रह्मास्मीत्यनुभववाक्यार्थो वर्ण्यते। एवमाचार्येणाध्यारोपापवादपुरःसरं तत्त्वम्पदार्थौ शोधयित्वा वाक्येनाखण्डार्थेऽवबोधितेऽधिकारिणः २ अहं नित्य-शुद्ध-बुद्ध-मुक्त-सत्यस्वभाव-परमानन्दा-नन्ताद्वयं ब्रह्मास्मीत्यखण्डाकाराकारिता चित्तवृत्तिरुदेति॥ ३ सा तु चित्प्रतिबिम्बसहिता सती प्रत्यगभिन्नमज्ञातं परं ब्रह्म विषयीकृत्य तद्गताज्ञानमेव बाधते॥

तद्गत अज्ञान रु तत्कार्यजु, होत मुमुक्षुतें हि निवार्यजु॥१७७॥

રહે છે. અને અજ્ઞાત [ પૂર્વે નહિ જાણેલા ] પર બ્રહ્મને અનુભવગત કરી સંભ્રમને ટાળે છે. બ્રહ્મમાં નહિ છતાં રહેલું અજ્ઞાન અને એ અજ્ઞાનનું કાર્ય જગત્ આદિ તેનું મુમુક્ષુ નિવારણ કરે છે.

सुनहु संत! जैसें पटकारण,[1] तंतु दाह पटभाव निवारण।
त्यों प्रपञ्च कारण अज्ञानजु, उन लयतें लय लहत जहानजु॥१७८॥

હે સંત જીવણદાસજી! શ્રવણ કરો. જેમ પટનું કારણ જે તંતુ તેનો દાહ પટભાવનો નિવારક બને છે તેમ પ્રપંચનું કારણ જે અજ્ઞાન તેના લયથી જગત્ આખું લય પામે છે.

दोहा—कारण लयतें कार्यको, होत निरन्तर बाध।
कार्य अखण्डान्त[2] र्भूता, चित्तवृत्ति न अबाध॥ १७९॥

કારણના લયથી કાર્યનો નિરન્તર બાધ થાય છે અને કાર્યમાં અખંડ અન્તર્ભૂત [ અંદર રહેલી ] ચિત્તવૃત્તિ અબાધ નથી રહેતી અર્થાત્ કાર્યાકારવૃત્તિનો પણ બાધ થાય છે.

वृत्ति अखण्डाकारभी, अन्त बाधिता होत।
प्रतिबिम्बित[3] चैतन्य ज्यों, दीपप्रभा उद्योत॥ १८०॥

કાર્યમાં અખંડાકાર રહેલી વૃત્તિ પણ બાધિત અન્તવાળી અર્થાત્ અંતે બાધવાળી થાય છે. જેમ દીપકની પ્રભા પ્રકાશે છે તેવું પ્રતિબિમ્બિત ચૈતન્ય છે.

सूर्य[4] प्रभातें होत ज्यों, दीपप्रभा अभिभूत।

---

१ तदा पटकारणतन्तुदाहे पटदाहवदखिलकार्यकारणेऽज्ञाने बाधिते सति तत्कार्यस्याखिलस्य बाधितत्वात्॥

२ तदन्तर्भूताखण्डाकाराकारिता चित्तवृत्तिरपि बाधिता भवति॥

३ तत्र वृत्तौ प्रतिबिम्बितं चैतन्यमपि यथा प्रदीपप्रभा॥

४ आदित्यप्रभावभासनसमर्था सती तयाऽभिभूता भवति॥

वैसें आत्मप्रकाशमें[1], प्रत्यगात्मभो पूत ॥ १८१ ॥

જેમ સૂર્યની પ્રભાથી દીપકની પ્રભા પરાભવ પામે છે. અર્થાત્ પ્રકાશમાં પ્રકાશ મળી જાય છે તેમ આત્માના પ્રકાશમાં પ્રત્યગાત્મા પણ તદ્રૂપ થાય છે.

परब्रह्मतें होत है, जीवात्माजु अभिन्न ।
वृत्ति व्याप्तितें[2] ब्रह्ममें, हैं अज्ञान विलीन ॥ १८२ ॥

પરબ્રહ્મથી જીવાત્મા અભિન્ન બને છે. વૃત્તિ વ્યાપ્તિથી બ્રહ્મમાં અજ્ઞાન લય પામે છે.

चित्तवृत्ति[3] जो होत है, घट आदिक आकार ।
विषय करत अज्ञात घट, वही वृत्ति निरधार ॥ १८३ ॥

જે ચિત્તવૃત્તિ ઘટ આદિના આકારવાળી થાય છે તે અજ્ઞાત ઘટને વિષય કરે છે. એજ વૃત્તિ

पुनि घटगत अज्ञानको, करत ज्ञानतें नाश ।
चिदाभास जो स्वगत है, उनतें घटजु प्रकाश ॥ १८४ ॥

ઘટગત અજ્ઞાનનો નાશ કરે છે. અને જે સ્વગત ચિદાભાસ છે તે ઘટને પ્રકાશે છે

---

१ तथा स्वयं प्रकाशमानप्रत्यगभिन्नपरब्रह्मावभासनानर्हतया तेनाभिभूतं सत् स्वोपाधिभूताखण्डवृत्तेर्बोधितत्वाद्दर्पणाभावे मुखप्रतिबिम्बस्यमुखत्वमात्रवत्प्रत्यगभिन्नपरब्रह्ममात्रं भवति ॥

२ एवं च सति "मनसैवानुद्रष्टव्यं" । "यन्मनसा न मनुते" इत्यनयोः श्रुत्योरविरोधः वृत्तिव्याप्यत्वांगीकारेण फलव्याप्यत्वप्रतिषेधप्रतिपादनात् । उक्तं च "फलव्याप्यत्वमेवास्य शास्त्रकृद्‌भिर्निराकृतं । ब्रह्मण्यज्ञाननाशाय वृत्तिव्याप्तिरपेक्षिता" इति स्वयं प्रकाशमानत्वान्नाऽभास उपयुज्यत इति ॥

३ जडपदार्थाकाराकारितचित्तवृत्तेर्विशेषोऽस्ति । तथाहि अयं घट इति घटाकाराकारितचित्तवृत्तिरज्ञातं घटं विषयीकृत्य तद्‌गताज्ञातनिरसनपुरःसरं स्वगतचिदाभासेन जडमपि घटं भासयति ॥

घटभी भासत उनहितें, कहत महाजन[1] स्पष्ट ।
"बुद्धिस्तत्स्थ" जु श्लोकतें, होत निखिल भ्रम नष्ट ॥ १८५ ॥

ઘટ પણ એ ચિદાભાસને લઇનેજ ભાસે છે એમ મહા પુરૂષો કહે છે. "બુદ્ધિસ્તત્સ્થઃ" એ પંચદશીના શ્લોકથી સર્વ ભ્રાન્તિ નષ્ટ થશે અને આ વિષય સ્પષ્ટ સમજાશે.

चोपाई–बुद्धि ओर तामें प्रतिबिम्बित, चिदाभास वह द्वय है वेष्टित
घटकों व्याप्तजु होइ रहत है, बुद्धि प्रथम अज्ञान दहत है॥१८६॥

બુદ્ધિ અને તેમાં પ્રતિબિમ્બિત જે ચિદાભાસ તે બન્ને પરસ્પર વીંટાઇ ઘટને વ્યાપી રહે છે. બુદ્ધિ પ્રથમ અજ્ઞાનને નષ્ટ કરે છે.

बुद्धिगत जो है आभासजु, करत वही घटरूप प्रकाशजु ।
साक्षात्कार[2] स्वरुपको जबलग, होवे नहि हे साधो ! तब लग॥१८७॥

બુદ્ધિમાં રહેલ જે ચિદાભાસ છે એજ ઘટનો પ્રકાશક બને છે.હે સંતજીવણ દાસજીમહારાજ! જ્યાંસુધી સ્વરૂપનો સાક્ષાત્કાર થાય નહિ ત્યાંસુધી.

श्रवण[3] मनन निद्ध्यासकी संगा, सेवन योग्य समाधि अभंगा।
तामें उपक्रम उपसंहारजु, पुनि उत्तम अभ्यास प्रकारजु॥१८८॥

શ્રવણ, મનન અને નિદધ્યાસની સાથે અભંગ સમાધિનું સેવન કરવું યોગ્યછે, તેમાં ઉપક્રમ ઉપસંહાર, ઉત્તમ પ્રકારાત્મક અભ્યાસ,

अपूर्वता फल परम सुहावे, अर्थवाद उपपत्ति कहावे ।
षड्लिङ्गात्मक[4] श्रवणविशेषा, व्याप्त जासु वेदान्त अशेषा॥१८९॥

---

१ तदुक्तम् ॥ बुद्धितत्स्थचिदाभासौ द्वावपि व्याप्नुतो घटं । 'तत्राज्ञानं धिया नश्येदाभासेन घटं स्फुरेत् ॥ १ ॥ इति यथा प्रदीपप्रभामण्डलमन्धकारगतं ॥ घटादिकं विषयीकृत्य तद्गतान्धकारनिरसनपुरःसरं स्वप्रभया तदवभासयतीति ॥

२ एवंभूतस्वस्वरूपचैतन्यसाक्षात्कारपर्यन्तं ।

३ श्रवणमनननिदध्यासनसमाध्यनुष्ठानस्याप्यपेक्षितत्वात्तेऽपि प्रदर्श्यन्ते ॥

४ श्रवणं नाम षड्विधलिंगैरशेषवेदान्तानामद्वितीयवस्तुनि तात्पर्यावधारणम् लिङ्गानि तु उपक्रमोपसंहाराभ्यासापूर्वता फलार्थवादोपपत्त्याख्यानि ॥

અપૂર્વતા, ફળ, અર્થવાદ અને ઉપપત્તિ એ ષટ્લિંગાત્મક શ્રવણ વિશેષથી સમગ્ર વેદાન્તનું તાત્પર્ય સમજાય છે.

**होवत अद्वय ब्रह्मणि जाको, तात्पर्यंअवधारण बांको ।**

**उपनिषद्जु छान्दोग्य[1] यथाक्रम, अध्यायजु उनका जो षष्ठम॥१९०**

જેનાથી શ્રવણનું અદ્વૈત બ્રહ્મમાં તાત્પર્યાવધારણ થાય છે તે છાન્દોગ્ય નામનું ઉપનિષદ છે, તેનો ક્રમ પૂર્વક જે છઠ્ઠો અધ્યાય છે તેમાં

**अनुष्टुप्–"एकमेवाद्वितीयं[2]" तें, "एतदात्म्यमिदं" तक ।**

**उपक्रमोपसंहार, वाक्य है प्रतिपादक ॥ १९१ ॥**

(ઉપક્રમ) "એક મેવાદ્વિતીયં બ્રહ્મ" ત્યાંથી શરૂ કરી [ઉપસંહાર] "એતદાત્મ્યમિદમ્સર્વં" સુધી ઉપક્રમ અને ઉપસંહારાત્મક બ્રહ્મ પ્રતિપાદક વાક્ય છે.

**दोहा–जो प्रकरण[3] प्रतिपाद्य है, वस्तु जीवनदास !**

**उनका प्रतिपादन बहुरि, करना वह अभ्यास ॥ १९२ ॥**

હે જીવણદાસજીમહારાજ! જે વસ્તુ પ્રકરણથી પ્રતિપાદ્ય છે તેનું વારંવાર પ્રતિપાદન કરવું એ "અભ્યાસ" કહેવાય છે.

**कियो "तत्त्वमसि[4]" वाक्यतें, जीव ब्रह्म अभेद ।**

**पुनि प्रकरण[5] प्रतिपाद्य जो, वस्तु अदुव निर्वेद ॥ १९३ ॥**

"તત્ત્વમસિ" એ મહાવાક્યથી જીવ બ્રહ્મનો અભેદ કર્યો અને પ્રકરણપ્રતિપાદ્ય ઉપાધિરહિત જે અદ્વૈત વસ્તુ

---

१ तत्र प्रकरणप्रतिपाद्यस्यार्थस्य तदाद्यन्तयोरुपादानं उपक्रमोपसंहारौ । यथा छान्दोग्ये षष्ठे प्रपाठके प्रकरणप्रतिपाद्यस्याद्वितीयवस्तुनः ॥

२ एकमेवाद्वितीयम् इत्यादौ "एतदात्म्यमिदं सर्वम्" इत्यन्ते च प्रतिपादनम्॥

३ प्रकरणप्रतिपाद्यस्य वस्तुनः तन्मध्ये पौनःपुन्येन प्रतिपादनमभ्यासः ॥

४ यथा तत्रैवाद्वितीयवस्तुनो मध्ये "तत्त्वमसि"इति नवकृत्वः प्रतिपादनम्॥

५ प्रकरणप्रतिपाद्यस्य वस्तुनः प्रमाणान्तरेणाविषयीकरणमपूर्वत्वम् । यथा तत्रैवाद्वितीयवस्तुनो मानान्तराविषयीकरणम् ॥

उनको अन्य प्रमाणतें, अविषयकरण सुहात ।
यही कहात अपूर्वता, उदाहरन सुनु तात ! ॥ १९४ ॥

તેનું અન્ય પ્રમાણથી જે અવિષયકરણ અર્થાત્ બ્રહ્મ કોઇપણ પ્રમાણનો વિષય નથી એમ જે સિદ્ધ કરવું તે અપૂર્વતા કહેવાય છે. હે સંત! એનું ઉદાહરણ કહું છું તે શ્રવણ કરો.

चोपाई–"तत्त्वोपनिषद्[1] पुरुषं"आदि, वाक्य विदित है ब्रह्मजुवादी ।
अपूर्वता जो स्पष्ट कहत है, याविध ब्रह्म अपूर्व रहत है ॥१९५॥

બ્રહ્મનું પ્રતિપાદન કરનાર "તત્ત્વોપનિષદં પુરૂષ" ઇત્યાદિ શ્રુતિ વાક્ય પ્રસિદ્ધ છે કે જે સ્પષ્ટરીતે બ્રહ્મની "અપૂર્વતા" ને કહી બતાવે છે, માટે એ રીતનાં શ્રુતિ પ્રમાણથી બ્રહ્મની અપૂર્વતા સિદ્ધ છે,

जो प्रकरण[2]प्रतिपाद्य सुहावे, आत्मज्ञान अनुष्ठान कहावे ।
तद्गत होत प्रतीत प्रयोजन, कह्योजात वह फल मनरञ्जन ॥१९६॥

પ્રકરણ પ્રતિપાદ્ય જે આત્મજ્ઞાન છે તે "અનુષ્ઠેય" કહેવાય છે. અને તેમાં જે પ્રયોજન પ્રતીત થાય તે મનોરંજક "ફળ" કહેવાય છે.

उदाहरन वेदान्तकी नेति, " भवति ब्रह्मविद् ब्रह्मैवेति " ।
जो प्रकरणप्रतिपाद्य वस्तु हो, उन प्रकरणमेंहि प्रशस्तु हो॥१९७॥

વેદાન્તમાં જે 'નેતિ' [આ નહિ. આ નહિ. એમ વિચારતાં જે અવશેષ રહે તે બ્રહ્મ] અને "બ્રહ્મવિદ્ બ્રહ્મૈવ ભવતિ" (બ્રહ્મને જાણનાર બ્રહ્મરૂપજ થાય છે) એ શ્રુતિ ફળને કહેનારી છે. જે વસ્તુ પ્રકરણપ્રતિપાદ્ય હોય અને એ પ્રકરણમાંજે પ્રસ્તાવ હોય

अर्थवाद वह जानहु जीवन,! पूर्व प्रकरणमें संजीवन ।
छान्दोग्ये षष्ठम अध्यायजु, तामें उद्दालक मुनिराय जु ॥१९८॥

---

१ " तत्त्वोपनिषदं पुरुषं पृच्छामि" इति ॥

२ फलं तु प्रकरणप्रतिपाद्यस्यात्मज्ञानस्य तदनुष्ठानस्य वा तत्र तत्र श्रूयमाणं प्रयोजनम् । यथा तत्रैव "आचार्यवान् पुरुषोवेद" तस्य तावदेव चिरं यावन्न विमोक्षे अथ सम्पत्स्ये इत्यद्वितीयवस्तुज्ञानस्य तत्प्राप्तिप्रयोजनं श्रूयते ॥

હે જીવણદાસજીમહારાજ! એ "અર્થવાદ" જાણવો કે જે પૂર્વ પ્રકરણમાં કહ્યો છે. છાન્દોગ્ય ઉપનિષદ્‌ના છઠ્ઠા અધ્યાયમાં મુનિરાય ઉદ્દાલક

**कहत भये आतमज! अनुरूपा, कहहु ब्रह्म आदेश स्वरूपा।**
**जिनतें अश्रुत श्रुत हो जावे, वस्तु अमान्य मान्य पद पावे॥१९९॥**

કહે છે જે હે પુત્ર! યોગ્ય એવું બ્રહ્મ આદેશનું સ્વરૂપ કહો, જેના શ્રવણથી અશ્રુત [નહિ સાંભળેલ] શ્રુત [સાંભળેલું] બની જાય છે અને નહિ મનાએલું મનાય છે.

**अविज्ञात[1] विज्ञात सुहावे, अर्थवाद जो स्पष्ट कहावे।**
**पुनि प्रकरण[2] प्रतिपाद्य श्रवणमें,प्रबल अर्थ साधन प्रकरणमें॥२००॥**

અવિજ્ઞાત વિજ્ઞાત બને છે એ સ્પષ્ટ અર્થવાદ કહેવાય છે વળી પ્રકરણ પ્રતિપાદ્ય અર્થસાધન પ્રકરણમાં

**सूर्यमाण[3] जो युक्ति सुगम है, कहत वोहि उपपत्ति क्रम है।**
**"सौम्यैकेन[4]" श्रुति जो सोहे, उदाहरन उपपत्तिको है ॥ २०१ ॥**

જે સુગમ [સરલ] સૂર્યમાણ યુક્તિ છે એજ ' ઉપપત્તિ " ક્રમ કહેવાય છે. "સૌમ્યૈકેન" એ રીતની જે શ્રુતિ છે તે ઉપપત્તિનું ઉદાહરણ છે.

**ज्यों इक पिण्ड मृत्तिकाको है, कार्य घटादिरूप सब जो है।**
**सो मृण्मय भासतजु प्रतिक्षण, घट आदिक है वाचारंभण[5]॥२०२॥**

જેમ એક મૃત્તિકાનો પિંડ છે અને ઘટ આદિરૂપ સર્વ એ મૃત્તિકાનું કાર્ય છે. એ સર્વ દરેકક્ષણે મૃત્તિકામય ભાસે છે. ઘટ આદિતો વાચારંભણ છે. અર્થાત્ વાણીના આરંભરૂપ નામ માત્ર છે.

---

१ उत्तमादेशमपेक्ष्य येनाश्रुतं श्रुतं भवत्यमतंमतम् ॥ २ प्रकरणप्रतिपाद्यस्य तत्र तत्र प्रशंसनमर्थवादः यथा तत्रैव उत्तमादेशमप्राक्षो येनाश्रुतं श्रुतं भवत्यमतं मतमविज्ञातं विज्ञातमित्यद्वितीयवस्तुप्रशंसनम् ॥ ३ प्रकरणप्रतिपाद्यार्थसाधने तत्र तत्र श्रूयमाणा युक्तिः उपपत्तिः ॥ ४ यथा तत्रैव "यथा सौम्यैकेन मृत्पिण्डेन सर्वं मृण्मयं विज्ञातं स्यात् ॥

५ " वाचारंभणं विकारो नामधेयं मृत्तिकेत्येव सत्यम् " इत्यादावद्वितीयवस्तु साधने विकारस्य वाचारम्भणमात्रत्वे युक्तिः श्रूयते ॥

सत्य एक मृद् वस्तु कहावे, त्यों सत एकहि ब्रह्म सुहावे ।
ऐसी युक्तितें कही उपपत्ति, सुनु अब संत! मनन व्युत्पत्ति॥२०३

સત્ય તો એકમૃત્તિકા-વસ્તુજ કહેવાય છે તેમ બ્રહ્મ-વસ્તુ એકજ સત્ય છે, બાકીનું બધું વાચારંભણ માત્ર છે. આ રીતની યુક્તિથી ઉપપત્તિ કહી. હે સંત જીવણદાસજી! ષડ્લિંગાત્મક શ્રવણનો વિષય પૂર્ણ થયો. હવે મનનની રીતિ કહું છું તે શ્રવણ કરો.

दोहा—अद्वितीय जो वस्तु है, उनको वारंवार ।
चिन्तन युक्ति समेत वह, मनन[1] नाम निरधार ॥ २०४ ॥

જે વસ્તુ અદ્વિતીય (બ્રહ્મ) છે તેનું વારંવાર યુક્તિ પ્રયુક્તિ સહિત ચિન્તન કરવું તેનું નામ "મનન" છે.

देह आदि प्रत्ययरहित, अद्वितीय आकार ।
प्रवाह जो चित्तवृत्तिको, निदध्यास[2] सुखसार ॥ २०५ ॥

ચિત્તવૃત્તિનો દેહઆદિ પ્રત્યય રહિત જે અદ્વિતીયાકાર અર્થાત્ બ્રહ્માકાર પ્રવાહ તે સુખના સારરૂપ "નિદધ્યાસન" કહેવાય છે.

निर्विकल्प सविकल्प यों, समाधिके[3] द्वय भेद ।
विवरण उनको सुनहु अब, जीवनदास! अखेद ॥ २०६ ॥

હે આનન્દસ્વરૂપ જીવણદાસજીમહારાજ! સમાધિના નિર્વિકલ્પ અને સવિકલ્પ એવા બે ભેદ છે તેનું વિવરણ હવે શ્રવણ કરો.

ज्ञाता[4] ज्ञानादिकनके, विकल्प लय निरपेक्ष ।
ह्वैकर अद्वयवस्तुमें, सतत होइ सापेक्ष ॥ २०७ ॥

---

१ मननं तु श्रुतस्याद्वितीयवस्तुनो वेदान्तार्थानुगुणयुक्तिभिरनवतरतमनुचिन्तनम् ।

२ विजातीयदेहादिप्रत्ययरहिताद्वितीयवस्तुसजातीयप्रत्ययप्रवाहःनिदध्यासनम्-

३ समाधिश्च द्विविधः सविकल्पको निर्विकल्पकश्चेति ॥

४ तत्र स विकल्पको नाम ज्ञातृज्ञानादिविकल्पलयानपेक्षया द्वितीयवस्तुनि तदाकाराकारितायाश्चित्तवृत्तेरवस्थानम् ॥

તેમાં જ્ઞાતા જ્ઞાન આદિના વિકલ્પલયની અપેક્ષા રહિત અદ્વિતીયવસ્તુમાં નિરન્તર સાપેક્ષ બની

तदाकार चित्तवृत्तिको, अवस्थान दिखलात ।
समाधि शुभ सविकल्प वह, योगबिच कहलात ॥ २०८ ॥

તદાકાર ચિત્તવૃત્તિનું જે અવસ્થાન બતાવે છે તે યોગમાં શુભ એવો સવિકલ્પ સમાધિ કહેવાય છે.

विद्यमान[1] जिमि मृत्तिका, हस्ति आदि द्रग आत ।
तदपि मृत्तिकाही वही, हियमें बात द्रढात ॥ २०९ ॥

જેમ માટીના હાથી વગેરે વિદ્યમાન દેખાય છે તો પણ એ મૃત્તિકાજ છે એમ સહુના હૃદયમાં દ્રઢ હોય છે.

भान द्वैतको होत तिमि, भासत अद्वय तोउ ।
विकल्प सहित समाधिमें, अनुभव ऐसा होउ ॥ २१० ॥

તેવીજ રીતે દ્વૈતનું (બે પણાનું)ભાન થયા છતાં અદ્વય ભાસે છે. આ રીતનો અનુભવ સવિકલ્પ સમાધિમાં થાય છે.

चो.–ज्ञातृ[2] ज्ञान आदिजु विकलपन, उनके बन्ध रहित जबही मन।
अद्वितीय वस्तुमें प्रीति, तदाकारकी स्वीकृत रीति ॥ २११ ॥

---

१ तदा मृन्मयगजादिभानेऽपि मृद्भानवत् द्वैतमानेऽप्यद्वैतं वस्तु भासते तदुक्तमभियुक्तैः–'दृशिस्वरूपं गमनोपमं परं सकृद्विभातं त्वजमेकमव्ययम्। तदेवचाहंसततं विमुक्तम्॥ द्रशिस्तु शुद्धोऽहमविक्रियात्मको नमेऽस्ति बद्धो न च मे विमोक्षः इत्यादौ

२ निर्विकल्पकस्तु ज्ञातृज्ञानादिभेदलयापेक्षयाद्वितीयवस्तुनि तदाकाराकारितायाबुद्धिवृत्तेरतितरामेकीभावेनावस्थानम् । तदा तु जलाकाराकारितलवणानवभासेन जलमात्रावभासवत् द्वितीयवस्त्वाकाराकारितचित्तवृत्त्यनवभासेनाद्वितीयवस्तुमात्रमेवावभासते॥ ततश्चास्य सुषुप्तेश्चाभेदशंका न भवति । उभयत्र वृत्त्यमाने समानेऽपि तत्सद्भावासद्भावमात्रेणानयोर्भेदोपपत्तेः ॥

જ્ઞાતા અને જ્ઞાન આદિ જે વિકલ્પ તેના ભય રહિત જ્યારે ચિત્ત અદ્વિતીય વસ્તુરૂપ બને અને તદાકાર રૂપ થઇ

**अवस्थान ह्वै ऐक्य करत है, निर्विकल्प तब नाम धरत है।**
**जैसें लवन परत है जलमें, जल अभिन्न व्है भासत पलमें॥२१२॥**

અવસ્થાન પામી એક રૂપ બને અર્થાત્ ધ્યેયાભિન્ન થાય એ સમાધિનું નામ નિર્વિકલ્પ છે. જેમ પાણીમાં લવણ (મીઠું) પડેછે એજ પળે લવણ જળથી અભિન્ન ભાસે છે

**वैसें ह्वै अद्वय वस्त्वाकृति, अद्वयमय होवत चेतोवृत्ति।**
**तातें अद्वयही भासत हैं, ब्रह्मभावतें भ्रम नासत है॥ २१३ ॥**

એવીજરીતે ચિત્તવૃત્તિ અદ્વય વસ્તુનો આકાર અર્થાત્ બ્રહ્માકાર બની બ્રહ્મ-મય થાય છે અને તેથી સર્વસ્થળે તેને બ્રહ્મજ ભાસે છે. આ રીતે બ્રહ્મભાવથી ભ્રાન્તિમાત્ર નાશ પામે છે.

**द्विविध समाधि पूर्व उक्त है, अष्ट[1] अंग उनके प्रयुक्त है।**
**'यम[2]'रु'नियम[3]'आसन[4]'अभिधाना,'प्राणायाम[5]'सुपुण्यनिधाना॥**

પૂર્વોક્ત સમાધિ સવિકલ્પ અને નિર્વિકલ્પ એરીતે બે પ્રકારનો છે. અને તેનાં આઠ અંગ છે કે જે યોગાંગ કહેવાય છે. યમ, નિયમ, આસન, પ્રાણાયામ,

**'प्रत्याहार[6]''धारणा[7]''ध्यानजु[8]' अष्टम अंग'समाधि[9]' निदानजु।**
**तामें यम है पञ्च प्रकारा, प्रथम अहिंसाने पद धारा ॥ २१५ ॥**

---

१ अस्यांगानि यमनियमासनप्राणायामप्रत्याहारधारणाध्यानसमाधयः ॥

२ तत्राहिंसासत्यास्तेयब्रह्मचर्यापरिग्रहा यमाः ॥

३ शौचसन्तोषतपःस्वाध्यायेश्वरप्रणिधाना नियमाः ॥

४ करचरणादिसंस्थानविशेषलक्षणानि पद्मस्वस्तिकादीनि आसनानि ॥

५ रेचकपूरककुम्भकलक्षणाः प्राणनिग्रहोपायाः प्राणायामाः ॥

६ इन्द्रियाणां स्वस्वविषयेभ्यः प्रत्याहरणं प्रत्याहारः ॥

७ अद्वितीयवस्तुन्यन्तरिन्द्रियधारणं धारणा ॥

८ तत्र द्वितीयवस्तुनि विच्छिद्य विच्छिद्य अन्तरिन्द्रियवृत्तिप्रवाहः ध्यानम्॥

९ समाधिस्तु उक्तः सविकल्पक एव ॥

પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને આઠમું અંગ સમાધિ છે. તેમાં યમના પાંચ પ્રકાર છે પ્રથમ અહિંસા,

सत्य ओर अस्तेयजु त्योंही, ब्रह्मचर्य अपरिग्रह योंही ।
पञ्च नियमके भेद प्रमानजु, निम्नलिखित जीवन! तुम जानहु ॥

સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ. હે જીવણદાસજી મહારાજ! નિયમના નીચે પ્રમાણે પાંચ ભેદ છે જે આપ જાણો છો.

'शौच'ओर 'संतोष' समर्थजु, 'तप'तृतीय 'स्वाध्याय' चतुर्थजु ।
पञ्चम है 'ईश्वर प्रणिधान'जु, नियमभेद अस संत सुजानजु॥२१७॥

શૌચ, સંતોષ, તપ, સ્વાધ્યાય અને ઇશ્વરપ્રણિધાન એરીતે હે સુજ્ઞ સંત! નિયમના પાંચ ભેદ છે.

दोहा–लय विक्षेप कषाय त्यों, रसास्वाद सुखहारि ।
संत शिरोमनि! विघ्न[1] है, समाधिके वह चारि ॥ २१८ ॥

હે સંતશિરોમણિ! સુખને હરનાર લય, વિક્ષેપ, કષાય અને રસાસ્વાદ એરીતે સમાધિનાં ચાર વિઘ્નો છે.

अखण्डवस्तु ब्रह्मके, आलम्बन बिन जोहि ।
चित्तवृत्ति निद्रामयी, लय[2] नामक है वोहि ॥ २१९ ॥

અખંડ વસ્તુ જે બ્રહ્મ તેના આલંબન વિના જે ચિત્તવૃત્તિ નિદ્રામયી હોય તે લય નામનું વિઘ્ન કહેવાય છે.

वही वृत्तिको अन्यमें, अवलम्बन जब होत ।
विक्षेपाभिध[3] विघ्न तब, लहत त्वरित उद्योत ॥ २२० ॥

એજ વૃત્તિનું અન્ય વસ્તુમાં જ્યારે અવલંબન થાય છે અર્થાત્ એ ચિત્તવૃત્તિ જ્યારે અન્યનું અવલંબન કરે છે ત્યારે વિક્ષેપ નામનું વિઘ્ન તુરત ઉદય પામે છે.

---

१ एवं भस्माङ्गिनो निर्विकल्पकस्य लयविक्षेपकषायरसास्वादलक्षणाश्चत्वारो विघ्नाः सम्भवन्ति २ लयस्तावत् अखण्डवस्त्वनवलम्बनेन चित्तवृत्तिर्निद्रा ॥
३ अखण्डवस्त्वनवलम्बनेन चित्तवृत्तेरन्यवलम्बनेन विक्षेपः ॥

अखण्डवस्तु ब्रह्मके, अनवलम्ब यतिराव! ।
वासनाजु रागादितें, जो चित्त स्तब्धीभाव ॥ २२१ ॥

હે યતિરાજ! અખંડ વસ્તુ બ્રહ્મના અવલંબન વિના રાગ આદિ વાસનાથી જે ચિત્તનો સ્તબ્ધીભાવ [સ્તબ્ધ બની જવું] થાય.

सह विकल्प उनके बहुरि, आनँदको आस्वाद ।
रसास्वाद[1] अभिधान वह, विघ्नजु बिनहि विवाद ॥ २२२ ॥

અને પછી એ સ્તબ્ધીભાવના આનંદનો વિકલ્પસહિત જે આસ્વાદ તે રસાસ્વાદ નામનું વિઘ્ન નિર્વિવાદ કહેવાય છે

जो केवल रागादितें, स्तब्धीभाव सुहात ।
वो कषायअभिधान[2] यहँ, विघ्नविशेष कहात ॥ २२३ ॥

જે કેવળ રાગ આદિથી સ્તબ્ધીભાવ થાય છે તે કષાયનામનું વિઘ્ન કહેવાય છે.

विघ्नचतुष्टयतें रहित, अखण्ड इक चिन्मात्र ।
चित्त बनत है जबहि तब, होत समाधि[3] पात्र ॥ २२४ ॥

ચિત્ત જ્યારે વિઘ્નચતુષ્ટયથી રહિત એક અખંડ ચિન્માત્ર બને છે ત્યારે તે સમાધિનું પાત્ર થાય છે.

---

१ अखण्डवस्त्वनवलम्बनेनापि चित्तवृत्तेः सविकल्पानन्दास्वादनं रसास्वादः समाध्यारम्भसमये सविकल्पानन्दास्वादनं वा ॥

२ लयविक्षेपाभावेऽपि चित्तवृत्तेरागादिवासनया स्तब्धीभावात् अखण्ड वस्त्वनवलम्बनं कषायः ॥

३ अनेन विघ्नचतुष्टयेन रहितं चित्तं निर्वातदीपवदचलं सदखण्डचैतन्यमात्र मवशिष्यते यदा तदा निर्विकल्पकः समाधिरित्युच्यते । तदुक्तम् "लये सम्बोधयेच्चित्तं विक्षिप्तं शमयेत्पुनः। स कषायं बिजानीयाच्छम प्राप्तं न चालयेत्।नास्वादयेद्रसं तत्र निःसङ्गः प्रज्ञया भवेत्" । इत्यादि " यथादीपो निवातस्थो नेङ्गते सोपमा स्मृता इत्यादि च ॥

अचल रहत दीपक शिखा, जैसें वायुविहीन ।
वैसें चित्त अखण्ड सत, चित्में होवत लीन ॥ २२५ ॥

જેમ વાયુરહિત પ્રદેશમાં દીપકની શિખા અચલ રહે છે તેમ ચિત્ત અખંડ સત્ ચિત્ સ્વરૂપમાં લીન થાય છે.

चो.–या बिध करें उपाय अनल्पजु,होत समाधि सिद्ध अविकल्पजु।
पञ्च भूमिका है यह चित्तकी, अन्तिम द्वय योगीके हितकी॥२२६॥

આ રીતે જ્યારે મહાન્ ઉપાય ( પ્રયત્ન ) કરીએ ત્યારે નિર્વિકલ્પ સમાધિ સિદ્ધ થાય છે. ચિત્તની પાંચ ભૂમિકામાં છેલ્લી બે અર્થાત્ એકાગ્ર અને નિરૂદ્ધ યોગીનું હિત કરનારી છે.

क्षिप्त मूढ विक्षिप्त इकाग्रह, ओर निरुद्ध सहित पञ्चहि यह ।
तामें आसुरी संपद्द संगा, योगशास्त्र देहादि प्रसंगा ॥ २२७ ॥

ક્ષિપ્ત, મૂઢ, વિક્ષિપ્ત, એકાગ્ર અને નિરૂદ્ધ એ રીતે ચિત્તની પાંચ ભૂમિકા છે. તેમાં આસુરી સંપત્તિ સહિત યોગ શાસ્ત્ર અને દેહ આદિનો પ્રસંગ પામી

विदित वासनात्मकजु अवस्थिति, चित्तभूमिका वहो'क्षिप्त'इति ।
निद्रा तन्द्रा आदि ग्रस्त जिहि, चित्त कहावत'मूढ'नाम तिहि॥२२८॥

પ્રસિદ્ધ રીતે વાસનાત્મક જે અવસ્થા તે " ક્ષિપ્ત " નામની ચિત્તભૂમિકા જાણવી અને ચિત્ત નિદ્રા તન્દ્રા આદિથી ગ્રસ્ત રહે તે ભૂમિકાનું નામ " મૂઢ " કહેવાય છે.

कबहु बहिर्मुख सुखदुःख पावत, कबहुक अन्तर्मुख सरसावत ।
चित्त वही विक्षिप्त कहावे, छिन छिनमें जो स्थिति इति पावे॥२२९॥

કોઇ સમયે બહિર્મુખ બની સુખદુઃખને પ્રાપ્ત થાય અને કોઇ વખત અન્તર્મુખ બની રહે. આ રીતે ક્ષણે ક્ષણે જેની સ્થિતિ બદલાય તે "વિક્ષિપ્ત" નામની ચિત્તભૂમિકા કહેવાય છે.

भूमि इकाग्र निरुद्धजु जो है, उभय समाधि बिच वह सोहै ।
स्वस्वरूप आकार अखण्डजु, उनतें अज्ञानादि बिखण्डजु ॥२३०॥

જે એકાગ્ર અને નિરૂદ્ધ નામની ચિત્ત ભૂમિકા છે તે અન્તે સમાધિમાં અર્થાત્ સવિકલ્પ અને નિર્વિકલ્પમાં હોય છે. અખંડ સ્વસ્વરૂપાકાર વૃત્તિથી અજ્ઞાન આદિનો નાશ કરી

**होत स्वरुप साक्षात्कृति जबही, जीवन्मुक्त[1] बनत जन तबही ।**
**यही अवस्था परम विमल है, अमित पुण्यको प्रसिद्ध फल है॥२३१॥**

જ્યારે સ્વરૂપ સાક્ષાત્કાર થાય છે ત્યારેજ મનુષ્ય જીવનમુક્ત બને છે. એ જીવન્મુક્ત અવસ્થા પરમ નિર્મળ છે અને અમિત પુણ્યોનાં ફળ રૂપ છે.

**जीवन्मुक्तहुके प्रारब्धकी, परिसमाप्ति होवत जब सबकी ।**
**तब विदेह मुक्ति वह पावत, यही सार वेदान्त सुनावत ॥२३२॥**

જીવન્મુક્તનાં સર્વ પ્રારબ્ધની જ્યારે પરિસમાપ્તિ થાય છે ત્યારે તે વિદેહ-મુક્તિને પામે છે. આ રીતનો સાર વેદાન્ત શાસ્ત્ર કહે છે.

**मैंने मम मेधा अनुसारजु, कह्यो कछुक वेदान्त विचारजु ।**
**स्वामीश्री जीवन ! प्रिय जनके, ज्ञाता हो तुम सब विषयनके॥२३३॥**

હે સ્વામી શ્રી જીવણદાસજીમહારાજ ! મેં મારી મતિ અનુસાર સંક્ષેપથી વેદાન્ત વિચાર કહી સંભળાવ્યો. આપ લોકપ્રિય તેમજ સર્વ શાસ્ત્ર વિષયોના જ્ઞાતા (જાણનાર) છો.

**तदपि प्रश्न सत्संगति कारन, कियो तुम्हे निजजन उद्धारन ।**
**प्रवचन किय मैंने तुम आगें, आत्मस्वरुपमें अब अनुरागें॥२३४॥**

તો પણ આપે સત્સંગ અર્થે તથા આત્મિક જનનો ઉદ્ધાર કરવા માટે પ્રશ્ન કર્યો અને મેં આપશ્રી સમક્ષ પ્રવચન કર્યું. હવે આપણે સર્વ આત્મસ્વરૂપમાં અનુરાગવાળા બનીયે.

---

१ अथ जीवन्मुक्तलक्षणमुच्यते । जीवन्मुक्तो नाम स्वस्वरूपाखण्डे ब्रह्मणि साक्षात्कृते सति अज्ञाततत्कार्य्यसञ्चितकर्म्मसंशयविपर्य्ययादीनामपि बाधितत्वादखिलबन्धरहितो ब्रह्मनिष्ठः ॥ भिद्यते हृदयग्रन्थिश्छिद्यन्ते सर्वसंशयाः । क्षीयन्ते चास्य कर्म्माणि तस्मिन्दृष्टे परावरे" इत्यादि श्रुतेः ॥

दोहा–स्वामीश्री षट्प्रज्ञके, मधुर बचन सुनि श्रोन।
बाले जीवनदासजी, हो यतिवर! मतिभोन ॥ २३५ ॥

શ્રી ષટ્પ્રજ્ઞસ્વામીનાં મધુર વચન શ્રવણ કરી જીવણદાસજીમહારાજ બોલ્યા જે હે યતિશ્રેષ્ઠ! આપ બુદ્ધિના ભવન [ગૃહ] રૂપ છો.

अपूर्व यह सत्संगको, लाभ आपतें पाइ।
स्नेह सबन्ध भयो सुद्रढ, हम तुम बिच यतिराइ ॥ २३६ ॥

હે યતિરાજ! આપથી અપૂર્વ સત્સંગનો લાભ પ્રાપ્ત કરી અમારા અને આપના વચ્ચે સ્નેહ સમ્બન્ધ અત્યંત દ્રઢ થયો છે.

मेरी शिष्य परंपरा, ह्वैगी जो वह सर्व।
मत्स्वरूपही आपकों, समुझेगी बिन गर्व ॥ २३७ ॥

અમારી જે શિષ્ય પરંપરા થશે તે સર્વ ગર્વ રહિત બની આપને મારૂં સ્વરૂપ સમજશે અને પૂજ્ય ગણશે.

बहुरि आपके शिष्यप्रति, मदीयजन सद्भाव।
वृद्धि लहेगा विश्वमें, मतिसागर यतिराव ॥ २३८ ॥

સંસારમાં બુદ્ધિના સાગરરૂપ હે યતિવર ષટ્પ્રજ્ઞમહારાજ! વળી આપના શિષ્યો પ્રતિ અમારા શિષ્યનો સદ્ભાવ વૃદ્ધિને પામશે.

इष्ट एक है उभयके, श्रीराघव प्रभु राम।
ह्वैगो स्नेह सबन्ध यह, निश्चल अरु निष्काम ॥ २३९ ॥

આપણા બેઉના ઇષ્ટદેવ એકજ શ્રી રઘુકુલોત્પન્ન પ્રભુ રામચન્દ્રજી છે. આપણો આ નિઃસ્વાર્થ સ્નેહ સમ્બન્ધ અચળ રહેશે.

चोपाई–इस बिध ऋत प्रेमामृतसानी, सुनि मुनिवर जीवनकी बानी।
श्रीषट्प्रज्ञ परम मुद पाये, गुन उनके चुनचुनकें गाये ॥ २४० ॥

આ રીતે સત્ય અને પ્રેમરૂપી અમૃતથી ભરેલી મુનિવર્ય જીવણદાસજીમહારાજની વાણી શ્રવણ કરી શ્રી ષટ્પ્રજ્ઞસ્વામી પરમ આનંદને પ્રાપ્ત થયા અને તેઓએ જીવણદાસજીમહારાજના સમગ્ર ગુણો ગાઇ સંભળાવ્યા.

अपने शिष्यभी उन शिष्योंप्रति, सतत रखेंगे बन्धु सदृश मति।
ऐसी प्रतिज्ञा सुभग सुनाई, स्नेहभावकी ग्रन्थि द्रढाई ॥२४१॥

અને મારા શિષ્યો પણ આપના શિષ્યો પ્રતિ બન્ધુ સમાન બુદ્ધિ રાખશે અને આપને મારા સમાન પૂજ્ય ગણશે એવી પ્રતિજ્ઞા સંભળાવી સ્નેહ ભાવની ગ્રન્થિને અર્થાત્ સ્નેહગાંઠને દ્રઢ કરી.

किय पूजन अन्योन्य उदारा, मानत भयउ उभय उपकारा।
उदित भाग्य हो तो अस होऊ, भये महात्मा प्रमुदित दोऊ॥२४२॥

ઉદાર એવા બન્ને સંતોએ પરસ્પર એકબીજાનું પૂજન કર્યું અને એકે એક બીજાનો ઉપકાર માનવા લાગ્યા, ભાગ્યોદય હોય તો આવો હોય.

श्रीरघुवर श्रीमाधवजु, गुरुप्रसादकों पाइ।
भई मयूख समाप्ति यह, मुदमंगलतें छाइ ॥

॥ इति श्रीमद्वेदान्ततीर्थपण्डितमायारामसंगृहीत श्रीसत्पुरुषचरित्रप्रकाशे वेदान्तशास्त्रविचार वर्णनपूर्वकश्रीषट्प्रज्ञजीवनस्वामि परस्परप्रेमवर्णनं नाम एकविंशतितमोमयूखः



श्री गणेशाय नमः

## अथ द्वाविंशतितमो मयूखः

**दोहा–तदनन्तर षट्प्रज्ञकी, ले आज्ञा सहुलास ।**
**विचरे निजमण्डल सहित, गोण्डल जीवनदास ॥ १ ॥**

ત્યારપછી સ્વામી શ્રી ષટ્પ્રજ્ઞમહારાજની આજ્ઞા લઇ જીવણદાસજીમહારાજ પોતાનાં મંડલ (વિરક્ત સમુદાય) સહિત આનંદપૂર્વક ગોંડલ પધાર્યા.

**चोपाई–गोंडलमें ह्वै नृप आग्रहवश, पान करनकों भजन सुधारस।**
**विरचाथा इक आश्रम सुन्दर, जहां रम्य रघुवरको मन्दिर॥२॥**

ગોંડલ શહેરમાં ત્યાંના મહારાજાના આગ્રહથી ભજનરૂપી સુધારસનું પાન કરવા મહારાજ જીવણદાસજીએ એક સુંદર આશ્રમ બનાવ્યું, જ્યાં શ્રી રામચન્દ્રજી પ્રભુનું મનોહર મન્દિર છે.

**पहुंच वहां जीवन स्वामीने, अमित जीवकों उध्धृत कीन्हे ।**
**षट्प्रज्ञभी निज बन्धु सहारे, स्वकीय आश्रम गँवन विचारे॥३॥**

૧ગોંડલ ગામમાં પધારી પૂજ્યપાદ મહારાજ શ્રી જીવણદાસજીમહારાજે ત્યાંના રાજા તથા પ્રજાને ઉપદેશ આપી અગણિત જીવોનો ઉદ્ધાર કર્યો અને ષટ્પ્રજ્ઞસ્વામીએ પણ પોતાના બન્ધુ સહિત જીવણદાસજીમહારાજની આજ્ઞાલઇ દુધરેજ પધારવાનો સંકલ્પ કર્યો.

---

૧ ગોંડલમાં પવિત્ર નદિના પૂર્વતટમાં શ્રી સ્વામીજી જીવણદાસજીમહારાજે આશ્રમ બાંધેલું છે. અત્યારે તે આશ્રમમાં પૂજ્યશ્રી જીવણદાસજીમહારાજશ્રીની સમાધિ છે તે સમાધિના સમીપમાં એક દિવ્ય વટવૃક્ષ છે. અહિંના અત્યારે મહંત શ્રી ભાણુદાસજીમહારાજ છે તે બહુજ પવિત્ર અને સદાચારી છે. પૂજ્ય જીવણદાસજીમહારાજની પરંપરામાં અનેક મહાન પુરૂષો થયા છે. ધોળેરામાં પુજ્ય જીવણદાસજીમહારાજની પરંપરાના મહાત્માઓએ એક મોટી જગ્યા બાંધેલી છે જેમાં પૂજ્ય મહંત શ્રી પીતામ્બરદાસજી મહારાજ વિગેરે અનેક સત્પુરૂષો થયા છે અને હાલમાં પણ મહંત શ્રી કૌશલ્યાદાસ મહારાજ બીરાજે છે. અમરેલીમાં પૂજ્ય બ્રહ્મનિષ્ઠ સ્વામી શ્રી મૂળદાસજીમહારાજશ્રીએ મોટી જગ્યા બાંધેલી છે આ જગ્યાના હાલમાં મહંત મહારાજ શ્રી ઓધવદાસજી બીરાજે છે. તેમજ જુનાગઢમાં પણ મહારાજ શ્રી હીરાદાસજીનું એક દિવ્ય-મન્દિર છે જેના હાલમાં મહંત મહારાજ શ્રી ત્રિકમદાસજીમહારાજ બિરાજે છે. તેમજ ભોળાદ નામના ગામમાં ધોળેરાથી શ્રી દાદાસ્વામીજીએ બહુ દિવ્ય મન્દિર બાંધેલું છે. આ સર્વ સ્થાનો પૂજ્ય મહારાજ શ્રી જીવણદાસજીમહારાજની પરંપરાના છે.

रेवताद्रि यात्रा कर पूरन, मांडव्याद्रि गँवनको किय मन ।
दिखत दिखत वह तीरथस्थाना, कीजें पुनि दुधरेज प्रयाना॥४॥

ગિરનારની યાત્રા પૂર્ણ થઇ છે હવે આપણે અહિંથી માંડવ્યાદ્રિ [ માંડવ-પર્વત)ના તીર્થોનાં દર્શન કરતા કરતા ત્યાંથી દુધરેજ પ્રયાણ કરશું એમ વિચાર કરી ગિરનાર ક્ષેત્રથી પ્રયાણ કર્યું.

चलत बन्धुयुग अति अभिरामा, आया पुर भेंसाणजु नामा ।
वहां विश्वकर्माके अंशज, भक्त ज्ञातिगुर्जरके वंशज ॥ ५ ॥

બન્ને બન્ધુઓ ચાલ્યા જતા હતા ત્યારે માર્ગમાં એક ભેંસાણ નામે ગામ આવ્યું, ત્યાં વિશ્વકર્માના વંશમાં ઉત્પન્ન થએલ જ્ઞાતિના ગુર્જર સુતાર ભક્ત

पिता सरल सुखराम कहावे, रामदास पुनि पुत्र सुहावे ।
उन द्वयके आग्रहवश यतिवर, रहे वहां कछुदिन आनन्दभर॥६

સરલ સ્વભાવવાળા પિતાનું નામ સુખરામ અને પુત્રનું નામ રામદાસ એ બન્નેના આગ્રહને વશ થઇ યતિવર ષટ્પ્રજ્ઞમહારાજ થોડા દિવસ આનંદપૂર્વક ત્યાં રહ્યા.

सत्संगतिको लाभ महानजु, यतिने दीनो मुक्तिनिदानजु ।
प्रयान हित जब सज्ज भयेऊ, रामदास तब निकट गयेऊ॥७॥

અને મુક્તિનાં કારણરૂપ સત્સંગનો મહાન્ લાભ દીધો. જ્યારે ષટ્પ્રજ્ઞસ્વામી પ્રયાણ માટે સજ્જ થયા ત્યારે રામદાસ તેઓશ્રી પાસે ગયા.

श्रीषट्प्रज्ञस्वामीपदरक्तजु, कहन लगे सविनय वह भक्तजु ।
भगवन्! ब्रह्मनिष्ठ मनभाये, आप ब्रह्मश्रोत्रिय यहँ आये ॥८॥

શ્રી ષટ્પ્રજ્ઞસ્વામીના ચરણમાં અનુરક્ત [ પ્રીતિવાળા ] એ ભક્ત રામદાસ વિનયપૂર્વક કહેવા લાગ્યા જે હે ભગવાન્! અમારા મનને રૂચતા બ્રહ્મનિષ્ઠ બ્રહ્મ-શ્રોત્રિય એવા આપ અહીં પધાર્યા છો.

आप सरिस महदात्म समागम, अतिही दुर्लभ मानतहैं हम ।
क्योंकि विपुलतर पुण्य अभावजु, प्रकटत नहि सत्संग प्रभावजु॥९॥

આપ સરખા મહાત્માનો સમાગમ અમે અત્યંત દુર્લભ માનીએ છીએ, કારણ કે અગણિત પુણ્ય વિના સત્સંગનો પ્રભાવ પ્રકટ થતો નથી.

दोहा–जब महदात्मा जनक घर, आये नव योगीश।
तब उनकों सविनय[1] कहत, क्षितिप नँवाई शीश ॥ १० ॥

જ્યારે મહાત્મા જનકરાયને ઘેર નવ યોગીશ્વરો પધાર્યા ત્યારે ક્ષિતિપ [ પૃથ્વીનું પાલન કરનાર એ જનકરાજા ] મસ્તક નમાવી વિનયપૂર્વક એ યોગીશ્વરોને કહેવા લાગ્યા જે

अयि योगीजन! जगतमें, जो है भगवद्भक्त।
तीनलोक पावन करन, विचरत वह दिन नक्त ॥ ११ ॥

"હે યોગીજનો! જગતમાં જે ભગવાનના ભક્તો છે તે ત્રણ લોકને પાવન કરવા માટે રાત્રિદિવસ વિચરણ કર્યા કરે છે.

तनुधारीमें नरतनु, दुर्लभ अतिहि कहात।
विष्णुभक्त दर्शन बहुरि, तामें दुर्लभ तात! ॥ १२ ॥

દેહધારીઓમાં મનુષ્ય દેહ અત્યંત દુર્લભ ગણાય છે અને તેમાં પણ વિષ્ણુભક્તનાં દર્શન હે પૂજ્ય યોગીશ્વરો! અત્યંત દુર્લભ હોય છે.

यह असार संसारमें, क्षणार्धभी सत्संग।
महान फलकों देत है, यों कर विनय अभंग ॥ १३ ॥

આ અસાર સંસારમાં અર્ધક્ષણ પણ જો સત્સંગ થાય તો તે મહાન્ ફળને આપે છે આ રીતે અભંગ વિનય કરી.

रामदास यतिकों कहत, अन्तिम काल प्रयान।
होवे जब मेरो तबहि, रह सन्मुख भगवान ॥ १४ ॥

---

१ मन्ये भगवतः साक्षात्, पार्षदान् वो मधुद्विषः। विष्णोर्भूतानिलोकानां, पावनार्थं चरन्ति हि॥दुर्लभो मानुषो देहो, देहिनां क्षणभंगुरः। तत्रापिदुर्लभंमन्ये, वैकुंठ प्रियदर्शनम्॥ इति आत्यंतिकः क्षेमं, पृच्छामो भवतोऽनघान्। संसारेऽस्मिन्क्षणार्धोऽपि सत्संगेशेवधिर्नृणाम्॥

ભક્ત રામદાસ શ્રી ષટ્પ્રજ્ઞસ્વામીને પ્રાર્થના કરવા લાગ્યા જે હે ભગવન્! મારો અન્તિમ દેહોત્સર્ગ કાળ પ્રાપ્ત થાય ત્યારે સન્મુખ રહી

देना दर्शन दासकों, परम प्रार्थना जान।
तुम नवनिधि हो ज्ञानके, पट्प्रज्ञजु अभिधान ॥ १५ ॥

આ દાસ જનને દર્શન આપવા આ મ્હારી પ્રાર્થનાને સ્વીકારશો. આપનું નામ ષટ્પ્રજ્ઞ છે, પરંતુ આપ જ્ઞાનના નવનિધિ સમાન છો.

रामदासके वचन अस, सुनत स्वामी षट्प्रज्ञ।
बोले गद्गद् कण्ठतें, ह्वैकर प्रभुपदमग्न ॥ १६ ॥

આ રીતે ભક્ત રામદાસનાં વચન સાંભળતાં પ્રભુપદમાં મગ્ન બની અર્થાત્ પ્રભુનું ધ્યાન ધરી શ્રી ષટ્પ્રજ્ઞસ્વામી ગદ્ગદ કંઠે બોલ્યા જે

चो.-रामदास अयि भक्त शिरोमनि!, महिमा भक्तिहुको तुमतें सुनि
मुदित भयो अतिही मन मेरो, धन्यवाद अरपों बहुतेरो॥१७॥

હે ભક્તશિરોમણિ રામદાસ! તમારા મુખથી ભક્તિનો મહિમા સાંભળી મને અત્યંત સંતોષ થયો છે માટે તમોને હું ઘણાજ ધન્યવાદ આપું છું.

जामें तुमसी नवधा भक्ति, होत रामकों प्रिय वह व्यक्ति।
जो कही निजपितुसन प्रह्लादजु, वन्दनीय हैं वह बिन वादजु॥१८॥

જેનામાં તમારા જેવી નવધા (નવ પ્રકારની) ભક્તિ હોય તે વ્યક્તિ [પ્રાણી] શ્રી રામચન્દ્ર પ્રભુને પ્રિય બને છે. જે ભક્તિ ભક્ત પ્રહ્લાદે પોતાના પિતા પાસે કહી છે તે નિર્વિવાદ વંદનને યોગ્ય છે.

ग्रन्थ भागवत सप्तम स्कन्धजु, पुनि पञ्चम[1] अध्याय प्रबन्धजु।
श्रवण रु कीर्तन स्मरण सुहावे, बहुरि पादसेवनजु कहावे॥१९॥

શ્રીમદ્ભાગવત નામે ગ્રન્થના સાતમા સ્કન્ધમાં પાંચમો અધ્યાય છે તેમાં શ્રવણ, કીર્તન, સ્મરણ, પાદસેવન,

---

१ श्रवणंकीर्तनं विष्णोः स्मरणम्पादसेवनम् ॥ अर्चनं वन्दनं दास्यं सख्यमात्मनिवेदनम् । इति पुंसाऽर्पिता विष्णोर्भक्तिश्चेन्नवलक्षणा ॥

अर्चन वन्दन दास्य ललामा, सख्य रु आत्मनिवेदन नामा ।

नवधा भक्तिजु साधनरूपा, कर्त्ताकों फल देत अनुपा ॥ २० ॥

અર્ચન, વન્દન, દાસ્ય, સખ્ય અને આત્મનિવેદન. એ રીતે નવધાભક્તિ સાધનરૂપા કહી છે. તે ભક્તિ કરનારને અનુપમ ફળ મળે છે.

भगवद् अरु भगवद्के भक्तन, उनकी भक्ति करत जो शुद्ध मन ।

फल महान वह जन पावत है, व्यास भक्तिके गुन गावत है ॥२१॥

ભગવાન્ અને ભગવાનના ભક્તોની જે મનુષ્ય શુદ્ધ મનથી ભક્તિ કરે છે તે મહાન્ ફળને પામે છે એમ સ્વયં વ્યાસ ભગવાન્ ભક્તિનો મહિમા કહે છે.

ग्रन्थ भागवत है अति उत्तम, स्कन्धाध्याय उभय उन पञ्चम[1] ।

कहत व्यास मुनि गतसन्देहा, भक्ति महज्जनकी गुनगेहा ॥ २२ ॥

ભાગવત ગ્રન્થ પુરાણોમાં અતિ ઉત્તમ છે, તેના પાંચમા સ્કંધના પાંચમા અધ્યાયમાં વ્યાસમુનિ સન્દેહ રહિત કહે છે જે મહાત્માઓની ભક્તિ ગુણના ગૃહરૂપ છે

द्वार मुक्तिको सदा सुहावे, सेवाको फल सेवक पावे ।

भगवद् भक्ति सहित तिय संगी, बनत संगतें नर्क प्रसंगी ॥२३॥

અને તે મુક્તિનું દ્વાર છે. સેવાનું ફળ સેવકને મળ્યા વિના રહેતું નથી, ભગવાનની ભક્તિ વિના જે સ્ત્રીઓના સંગીના સંગમાં રહેનારા હોય તે નર્કને પ્રાપ્ત થાય છે.

दोहा—प्रशान्त ओ समचित्त पुनि, क्रोधरहित गुनवंत ।

मित्र सकल संसारके, महापुरुष जो संत ॥ २४ ॥

પ્રશાન્ત, સમાહિત ચિત્તવાળા, ક્રોધરહિત, ગુણવાન અને સંસારના મિત્ર જે મહાન્ સંત પુરૂષો છે

उनको वृत्त है शुद्धता, युक्त भजे भगवान ।

जाके मनमें है नहीं, तनका कछु अभिमान ॥ २५ ॥

१ महत्सेवां द्वारमाहुर्विमुक्तेस्तमोद्वारं योषितां सङ्गिसङ्गम् महान्तस्ते समचित्ताः प्रशान्ता विमन्यवः सुहृदः साधवो ये । इति श्रीमद्भागवते ॥

તેનું વૃત્ત શુદ્ધતા યુક્ત બની ભગવાનને ભજવાનું છે અને જેના મનમાં લેશમાત્ર દેહ આદિનું અભિમાન નથી

सेवा ऐसे संतकी, है दुर्लभ अत्यन्त ।
रामदास! तुममें लखी, नवधाभक्ति अनन्त ॥ २६ ॥

એવા સંતની સેવા અત્યન્ત દુર્લભ છે. હે રામદાસ! તમારામાં અનન્ત એવી નવધા ભક્તિ જોઇ

चित्त हमारा तुमप्रति, भया अतिहि संतुष्ट ।
रामकृपातें होयगी, इच्छा सब परिपुष्ट ॥ २७ ॥

અમારૂં ચિત્ત તમારા પ્રતિ બહુજ સંતુષ્ટ થયું છે, શ્રી રામ પ્રભુની કૃપાથી તમારી સર્વ ઇચ્છાઓ પરિપૂર્ણ થશે

अन्तिम समयजु दर्शनकी, जो इच्छा बतलाइ ।
दुर्लभ नहि कछु भक्तकों, जो सेवत रघुराइ ॥ २८ ॥

અન્તિમ સમયે અમારાં દર્શનની જે ઇચ્છા તમોએ બતાવી તે દુર્લભ નથી, કેમકે જેઓ શ્રી રઘુરાજ રામચન્દ્રની સેવા કરે છે એવા ભક્તોને કંઈ દુર્લભ છેજ નહિ.

रामदास सुखरामकों, याबिध दे संतोष ।
करत करत उपदेश पथ, मानवकों निर्दोष ॥ २९ ॥

ભક્ત રામદાસ તથા તેમના પિતા સુખરામને આ રીતે સંતુષ્ટ કરી માર્ગમાં મનુષ્યોને ઉપદેશ આપતા આપતા નિર્દોષ એવા

यतिवर मांडव्याद्रिमें, पहुचे प्रमुदित चित्त ।
देवी चण्डिकाके किये, दर्शन परम पुनित ॥ ३० ॥

યતિવર પટ્પ્રજ્ઞમહારાજ આનંદયુક્ત ચિત્તથી માંડવ્યાદ્રિમાં આવી પહોચ્યા અને ચંડી દેવીનાં પરમ પવિત્ર એવાં દર્શન કર્યાં.

हरिगीत–आदित्यमन्दिरके दरस कर धाम झरणेश्वर गये ।
सुरनाग अरु अघनाशिनी गंगा अनघ निरखत भये ॥

सब तीर्थमें स्नानादि कर बिचरे त्रिनेत्रेश्वर प्रति ।
बहुरि वहांतें निकसि आये दुग्धरेज महामति ॥ ३१ ॥

ત્યાંથી સૂર્યમન્દિરનાં દર્શન કરી ઝરીયા મહાદેવ પધાર્યા અનઘ શ્રી ષટ્પ્રજ્ઞ-સ્વામી બાંડીયાબેલી અને પાપનાશિની આદિ સમગ્ર તીર્થોમાં સ્નાન કરી ત્રિનેત્રેશ્વર પ્રતિ પધાર્યા અને તરણેતરની યાત્રા કરી શ્રી દુધરેજ પધાર્યા.

श्रीरघुवर श्रीमाधवजु, गुरुप्रसादकों पाइ ।
भई मयूख समाप्ति यह, मुदमंगलतें छाइ ॥
॥ इति श्रीमद्वेदान्ततीर्थपण्डितमायारामसंगृहीत
श्रीसत्पुरुषचरित्रप्रकाशे श्रीरेवताद्रियात्रा
वर्णनंनाम द्वाविंशतितमो मयूखः

॥ श्री गणेशाय नमः ॥

## अथ त्रयोविंशतितमो मयूखः

दोहा–कछुक समय षट्प्रज्ञने, किय निज आश्रम वास ।
झंझावाट गये बहुरि, आयो कार्तिक मास ॥ १ ॥

શ્રી ષટ્પ્રજ્ઞસ્વામીએ થોડા દિવસ દુધરેજ આશ્રમમાં નિવાસ કર્યો અને પછીથી કાર્તિક માસમાં ઝંઝાવાટ પધાર્યા.

चो.-गुरु समाधिके पुनित दरस कर, अल्प दिनन वहँ निवसे यतिवर
गये सिद्धपुर वह तदनन्तर, संत समाज समेत सहोदर ॥२॥

ત્યાં પરમ પાવન ગુરૂ યાદવસ્વામીની સમાધિનાં દર્શન કરી થોડા દિવસ ત્યાં રહ્યા અને પછી યતિવર ષટ્પ્રજ્ઞમહારાજ સંતસમાજ તથા પોતાના બન્ધુ અમર પ્રસાદ સહિત સિદ્ધપુર પધાર્યા.

सरस्वती गंगायें जाई, पूर्णिमासीको स्नानजु पाई ।
अर्बुद गिरि प्रति सकल सिधारे, कछुक दिनन वहँ रह प्रभु प्यारे ॥

ત્યાં સરસ્વતીગંગામાં કાર્તિકપૂર્ણિમાનું સ્નાન કરી પ્રભુના પ્યારા એવા સર્વ સંતો સહિત આબુ પર્વત પ્રતિ પધારી કેટલાએક દિવસ ત્યાં રહ્યા.

क्षेत्र सिद्धपुर हो मनभाये, चाणसमामें यतिवर आये ।
यह पुरमें थे उत्तम राइक, लाधा नामक भक्त सुभाविक ॥ ४ ॥

પાછા સિદ્ધપુર ક્ષેત્રમાં થઇ યતિવર ષટ્પ્રજ્ઞમહારાજ ચાણસમા નામે ગામમાં આવ્યા. એ ગામમાં પોતાના ભક્ત એક લાધા નામના રાઇકાજાતિના દેશાઇ રહેતા હતા.

संतनके सेवक बडभागी, पुनित चरितयुत प्रभुपदरागी ।
उनके घर इक सुत अरु नारी, महद् कुटुम्ब स्थिति सुखकारी॥५॥

એ ભાગ્યશાળી રાઇકાદેશાઇ સંતના સેવક હતા, પવિત્રચરિત્રવાળા અને પ્રભુચરણમાં પ્રેમ રાખનારા હતા, એમને ઘેર એક પુત્ર તથા પુત્રવધૂ તેમજ મ્હોટું કુટુમ્બ હતું તેનાથી તેમની સુખદાયક સ્થિતિ હતી,

जब जब श्रीषट्प्रज्ञ वही स्थल, चरनकमल धरते थे निर्मल ।
तब उन सेवाको शुभ आनन्द, लाधा भक्त लहतभे अनहद॥६॥

એમને ત્યાં આબુ જતાં આવતાં જ્યારે જ્યારે શ્રી ષટ્પ્રજ્ઞસ્વામી પધારતા હતા ત્યારે ત્યારે લાધા ભક્ત એ મહાત્માની સેવાનો અનહદ આનન્દ લેતા હતા.

उनके उर इच्छा अस भयऊ, पुत्र पौत्र संपद् गृह छयऊ ।
यह गुरु ब्रह्मनिष्ठ मनभाये, मेरे घर स्वामीजी आये ॥ ७ ॥

આ વખતે એ લાધા ભક્તના મનમાં એવી ઇચ્છા થઇ જે મારે ઘેર પુત્ર, પૌત્ર અને સંપત્તિ વગેરે સર્વ કંઇ છે અને આ બ્રહ્મનિષ્ઠ-બ્રહ્મશ્રોત્રિય શ્રી ષટ્પ્રજ્ઞસ્વામીજી મારે ત્યાં પધાર્યા છે

उनको शरन शिष्य बन पाओं, सुखमय जीवन विदित बिताओं ।
अस करकें मनमें द्रढ निश्चय, विनति करत गुरुकों वह सविनय॥८॥

તો શિષ્ય બની એમનું શરણ પ્રાપ્ત કરૂં અને પ્રસિદ્ધ રીતે ઉપાધિ રહિત સુખમય જીવન વીતાવું. આ રીતે મનમાં દ્રઢ નિશ્ચય કરી તેઓ ગુરૂ ષટ્પ્રજ્ઞમહારાજને સવિનય વિનતિ કરવા લાગ્યા જે

दोहा–बहुत समयतें आपकी, सत्संगति सुखधाम ।
करिकें वृत्ति चित्तकी, अब चाहत उपराम ॥ ९ ॥

ઘણા સમય થયાં આપનો સુખરૂપ સત્સંગ કરીને મારી ચિત્તવૃત્તિ હવે ઉપરામતાને ચાહે છે.

पुत्र आदि प्रभुने दिये, वंशवृद्धिके काज ।
दीक्षा मोकों दीजियें, अब द्रुतही यतिराज ॥ १० ॥

પ્રભુએ વંશવૃદ્ધિને માટે મ્હને પુત્ર આપેલ છે. તો હવે કૃપા કરી હે યતિરાજ! મને દીક્ષા આપો.

गुरुके पावन चरनमें, निवसनको सुविचार ।
ओर न इच्छा हृदयमें, करहु कृपा किरतार ॥ ११ ॥

આપ સદ્‌ગુરૂના ચરણોમાં નિવાસ કરવાનો મ્હારો વિચાર છે. હૃદયમાં બીજી કાંઇ સંસારના પદાર્થોની ઇચ્છા નથી, માટે હે ભગવન્ મારા ઉપર કૃપા કરો.

भक्तियुक्त सुनि बचन अस, पुनि शुभ विनय समेत ।
पूज्य स्वामी षट्प्रज्ञ गुरु, उनकों उत्तर देत ॥ १२ ॥

આ રીતે લાધા ભક્તનાં સવિનય અને ભક્તિયુક્ત વચન સાંભળી પૂજ્ય ગુરૂ ષટ્પ્રજ્ઞસ્વામી ઉત્તર આપે છે જે

भक्त शिरोमणि! जो कही, तुमने हम सन बात ।
जन्मान्तरके पुण्यको, महिमा वह सरसात ॥ १३ ॥

હે ભક્તશિરોમણિ! તમે જે અમારી પાસે વાર્તા કહી તે તમારા જન્માન્તરનાં પુણ્યનો પ્રભાવ છે.

इच्छा भगवत् शरणकी, होवे तो सह हर्ष ।
दुग्धरेज आई करह, गुरुद्वारके दर्श ॥ १४ ॥

જો પ્રભુને શરણે રહેવાની ઇચ્છા હોય તો આનન્દપૂર્વક દુધરેજ આવી ગુરૂદ્વારનાં દર્શન કરો.

**वहँ दीक्षा मिल जायगी, तुमकों हमरे हाथ।**
**भक्त चित्त संतुष्ट अस, करन लगे यतिनाथ ॥ १५ ॥**

ત્યાં તમોને અમારે હાથે દીક્ષા મળી જશે. આ રીતે શ્રી ષટ્પ્રજ્ઞસ્વામી ભક્તના ચિત્તને સંતુષ્ટ કરી

**चो.-कछुक दिनन वहँ रह मुदमग्नजु, दुग्धरेज आये षट्प्रज्ञजु।**
**तदनन्तर यहँ भक्तजु लाधा, तजन लगे संसारकी बाधा॥१६॥**

થોડા એક દિવસ ત્યાં [ચાણસમા ગામમાં] આનંદનિમગ્ન રહી દુધરેજ પધાર્યા. ત્યારપછી અહીં ચાણસમામાં ભક્ત લાધાએ સાંસારિક ઉપાધિઓ તજવા માંડી અર્થાત્ ઘર સંપત્તિ આદિ સર્વની વ્યવસ્થા કરવા માંડી.

**निज गृहस्थ आश्रमको भारा, सुतकों सुप्रीत किय व्यवहारा।**
**उनकों देन लगे उपदेशा, अयि प्रिय पुत्र! सुनहु हित जैसा ॥१७॥**

પોતાના ગૃહસ્થાશ્રમનો ભાર–ગૃહવ્યવહાર પોતાના પ્રિયપુત્રને સોંપી આપ્યો અને તેને ઉપદેશ કર્યો કે હે પ્રિયપુત્ર! તારા હિતની વાત કહું છું તે સાંભળ.

**पहिले जो है जननी तिहारी, उनकी सेवा अति हितकारी।**
**करना कृषि गोरक्षा दिन प्रति, वैश्यकी जो वाणिज्यरूप वृत्ति ॥१८॥**

પ્રથમ તો જે આ ત્હારાં માતા છે તેની સેવા કરજે, એ તારૂં હિત કરનાર થશે. તેની સાથે ખેતી તથા ગાયોની રક્ષા અને વાણિજ્ય (વેપાર) કે જે નિરન્તર વૈશ્યની વૃત્તિ છે

**उनतें करना व्यतीत सुजीवन, आवे घर जो साधु ब्राह्मन।**
**उनकी सेवा करना प्यारे, अरपों सब धन-भाग्य तिहारे ॥१९॥**

એ વૈશ્યવૃત્તિથી ત્હારૂં જીવન શ્રેષ્ઠ પ્રકારે વ્યતીત કરજે અને ઘેર કોઇ સાધુ બ્રાહ્મણ આવે તેની હે પ્રિયપુત્ર! સેવા કરજે. મેં મેળવેલું આ સમગ્ર ધન હું તને આપું છું. બાકી તારાં ભાગ્ય પ્રમાણે સંસારમાં સુખ મળશે.

किन्तु धेनु यह उभय हमारी, कामधेनु जैसी पयवारी ।
रंगमती अरु रूपवती जिहि, सार्थक नामवती है घर-तिहि ॥२०॥

પરંતુ કામધેનુ સમાન દૂધવાળી આપણી બે ગાયો કે જેનાં રંગમતી અને રૂપવતી એવાં સાર્થક નામ છે તે

लेकें संग रमा जु मनोरम, गँवन करत हों श्रीगुरु आश्रम ।
झालावाड़ प्रदेशान्तर्गत, उमागंगके तटपें संगत ॥ २१ ॥

ધેનુરૂપી સુંદર લક્ષ્મી સાથે લઇ હું શ્રી ગુરૂને આશ્રમે ગમન કરૂં છું. ઝાલાવાડ પ્રદેશમાં ઉમા નામની ગંગાને કિનારે આવેલું

दुग्धरेज नामक है ग्रामा, सरवर दुग्ध आदि अभिरामा ।
ताके पूरब तट अति पावन, आश्रम जो है परम सुहावन ॥२२॥

દૂધરેજ નામનું ગામ છે ત્યાં દુગ્ધસરના પૂર્વ કિનારા ઉપર અત્યંત પાવન અને પરમ સુશોભિત ગુરૂઆશ્રમ છે

दोहा—वहां जाइ षट्प्रज्ञ गुरु, कर्णधार निरधार ।
सागर सम संसारको, पाओं अब मैं पार ॥ २३ ॥

ત્યાં ગુરૂ ષટ્પ્રજ્ઞમહારાજને કર્ણધાર [પારઉતાનાર] નિરધારી સાગર સમાન આ સંસારનો હવે હું પાર પામીશ

सद्गुरुको ह्वै शिष्य पुनि, भजों अवधके भूप ।
करों व्यतीत जीवन पुनित, सदा अमित सुखरूप ॥२४॥

અને સદ્ગુરૂનો શિષ્ય બની શ્રી રામચન્દ્ર પ્રભુનું ભજન કરીશ અને પવિત્ર તથા અપાર સુખરૂપ જીવનને વ્યતીત કરીશ.

यों कह सुतकों हृदयगत, उरमें बढा उमंग ।
दुग्धरेज जानन लगे, उभय धेनु ले संग ॥ २५ ॥

આ રીતે પોતાના હૃદયની વાત પુત્રને કહી ઉમંગથી દૂધરેજ જવા માટે બન્ને ધેનુને સાથે લઇ લાધા ભક્ત ચાણસમાથી ચાલ્યા.

वहां जाइ गुरु चरनमें, निज तन अर्पण कीय ।
आश्रम सेवा काज पुनि, धेनु उभय दे दीय ॥ २६ ॥

ત્યાં જઇ ગુરૂ ષટ્પ્રજ્ઞસ્વામીના ચરણમાં પોતાનું શરીર અર્પણ કર્યું અને આશ્રમની સેવા અર્થે બન્ને ધેનુઓ આપી દીધી.

स्वामीश्री षट्प्रज्ञने, दिवस आदि शुभ देख।
पुनित पञ्च संस्कार युत, उचित भक्ति अवरेख ॥ २७ ॥

સ્વામી શ્રી ષટ્પ્રજ્ઞમહારાજે દિવસ, તિથિ આદિ શુભ યોગ જોઇ પવિત્ર એવા પંચસંસ્કાર સહિત લાધા ભક્તની યોગ્ય ભક્તિ જોઇ

मंत्रराज उपदेश किय, जो निजकों गुरुप्राप्त।
पुनि उत्तम वह शिष्यकों, वचन सुनाया आप्त ॥ २८ ॥

મંત્રરાજનો ઉપદેશ કર્યો. જે મંત્ર પોતાને ગુરૂ યાદવસ્વામીથી પ્રાપ્ત થયો હતો. ત્યારપછી ઉત્તમ એવા એ શિષ્યને આપ્ત (સત્ય) વચન સંભળાવ્યાં.

नाम तुम्हारा रखत हों, लब्धराम सुखधाम।
अब उपास्य तुम्हरे सदा, सगुण ब्रह्म श्रीराम ॥ २९ ॥

અને કહ્યું જે તમારૂં નામ સુખના ધામરૂપ "લબ્ધરામ" એવું રાખું છું. હવે તમારા નિરન્તર ઉપાસ્ય દેવ સગુણ બ્રહ્મ શ્રી રામચન્દ્ર છે.

चो–मन्त्रराज महिमाजु अपारा, उन जपतें कल्याण तुम्हारा।
अपने पूर्वाचार्य कथित जो, उपदेशामृत विश्वविदित जो ॥३०॥

મંત્રરાજનો અપાર મહિમા છે, એ મંત્રરાજના જપથી તમારૂં કલ્યાણ થશે. આપણા પૂર્વાચાર્યે કહેલું જે વિશ્વવિદિત ઉપદેશામૃત છે.

ज्ञानवादमें है अभ्रान्तजु, केवल अद्वयका सिद्धान्तजु।
अवस्थिति परमार्थमयी है, तामें जो अतिही विजयी है ३१ ॥

જ્ઞાનરૂપ ભ્રાન્તિરહિત કેવલાદ્વૈત સિદ્ધાન્ત છે. જે પારમાર્થિક અવસ્થા છે તેમાં એ સિદ્ધાન્ત અત્યન્ત વિજયી ગણાય છે.

रीति वास्तविकतेंजु अखेदा, जीव ब्रह्मको लसत अभेदा।
मिथ्या जग है यह सिद्धान्तजु, अत्युत्तम जानहु है शान्तजु ॥

વાસ્તવિક રીતે આનંદસ્વરૂપ એવો જીવ-બ્રહ્મનો અભેદ વિલસે છે અને જગત્ મિથ્યા છે. આ સિદ્ધાન્તને શાન્તરીતે વિચારી અત્યુત્તમ જાણવો.

**मोक्षकाज उनकों अनुसरना, अब सुनु सम्प्रदाय गुरु चरना ।**
**श्रीरामीय आदि वैष्णवजु, उपास्य है विष्णु माधवजु ॥ ३३ ॥**

મુક્તિને અર્થે ઉક્ત સિદ્ધાન્તને અનુસરજો. હવે આપણા ગુરૂચરણ સમ્પ્રદાય સમ્બંધી કંઇક કહું છું તે શ્રવણ કરો. આપણો સંપ્રદાય શ્રીરામીય વૈષ્ણવ છે અને ઉપાસ્ય દેવ શ્રી માયા [લક્ષ્મી] ના પતિ વિષ્ણુ ભગવાન્ છે.

**सुपूर्वके आचार्यकी न्यांई, सगुण ब्रह्मकी भक्ति द्रढाई ।**
**ज्ञानवादमें अंगीकृत है, पैं मुक्तिप्रद शंकर मत है ॥ ३४ ॥**

પૂર્વાચાર્યની પેઠે સગુણ બ્રહ્મની ભક્તિ કરવી અને જ્ઞાનવાદમાં મુક્તિ આપનાર શ્રી શંકરાચાર્યનો મત આપણે માન્ય છે.

**आज्ञा अपने पूर्वाचार्यकी, सुनु अपने वंशजके कार्यकी ।**
**"होना नांही काहु व्यसन वश," तुम आज्ञा पालक होहु अस ॥३५॥**

આપણી શિષ્ય પરંપરાએ જે કાર્ય કરવાનાં છે તેને માટે આપણા પૂર્વાચાર્ય શ્રી નીલકંઠસ્વામીએ જે આજ્ઞા કરેલી છે તે શ્રવણ કરો. "કોઈ પણ વ્યસનને વશ થવું નહિ" આ રીતની ગુરૂઆજ્ઞાનું તમે પાલન કરનારા થજો.

**शिष्यनकों उपदेश जु करना, इक काषायाम्बर तन धरना ।**
**जो है अपनी रीति अनादि, पूर्वाचार्यकी पुनित प्रसादी ॥ ३६ ॥**

અને એ રીતનો તમે તમારા શિષ્યોને ઉપદેશ કરજો. શરીર ઉપર એક કાષાય [ભગવું] વસ્ત્ર ધારણ કરજો. જે આપણી અનાદિ રીતિ છે. અને એ ભગવું વસ્ત્ર આપણા પૂર્વાચાર્ય શ્રી શંકરસ્વામીની બ્રહ્મચર્ય માટે પવિત્ર પ્રસાદીરૂપ છે.

**यह आश्रमकी सेवा कारन, योजतहों तुमकों उद्धारन ।**
**अस आज्ञा उपदेश सहितजु, सुनि षट्प्रज्ञगुरु निगदितजु ॥३७॥**

આ આશ્રમની સેવામાટે અને તેનો ઉદ્ધાર કરવા માટે હું તમોને યોજું છું. આ રીતે ગુરૂષટ્પ્રજ્ઞસ્વામીએ કહેલ ઉપદેશ સહિત આજ્ઞાને શ્રવણ કરી

लब्धरामने सद्य ग्रहन की, गुरुसेवा जो इच्छित मनकी ।
करन लगे अति प्रेमसमेता, पाइ संत सद्गुरु निजवेत्ता ॥३८॥

લબ્ધરામજીએ ગુરૂઆજ્ઞા મસ્તકે ચઢાવી અને જેને પોતાનું મન ચાહતું હતું એવી ગુરૂ સેવા આત્મજ્ઞાની સંત સદ્ગુરૂને પામી પ્રેમ સહિત કરવા લાગ્યા.

दोहा–[1]एक समय जतवाडमें, वाराही अभिधान ।
तामें श्रीहरिके परम, भक्त लवाना भान ॥ ३९ ॥

એક સમયે જતવાડમાં વારાહી નામે ગામમાં શ્રીહરિના પરમભક્ત ભાણા નામે લુવાણા ભક્ત હતા.

सुयश स्वामी षट्प्रज्ञको, सुनत भयउ सुखदेन ।
मनमें उनकों मिलनकी, लगो लगन दिनरेन ॥ ४० ॥

તેમણે સ્વામી શ્રી ષટ્પ્રજ્ઞમહારાજનો સુખદાયક સુયશ શ્રવણ કર્યો અને તેમના મનમાં રાત્રિદિવસ મહારાજશ્રીને મળવાની ઉત્કંઠા જાગૃત થઈ

भगवत्प्रेमी भाण वह, गृहसें चले असंग ।
आ पहुंचे दुधरेज ढिग, उरमें बढा उमंग ॥ ४१ ॥

અને ભગવત્પ્રેમી શ્રી ભાણુ એકલા ઘેરથી નીકળી આનંદપૂર્વક દુધરેજ પાસે આવી પહોંચ્યા.

वटपतिको आश्रम विमल, तामें करन प्रवेश ।
इच्छा होनेतें वहां, भेज्यो शुभ संदेश ॥ ४२ ॥

---

१ श्रीरविरामस्वामीकृत श्रीभाणपरचरीमां विश्राम प्रथम चोपाइ ५६ थी एकषष्ठसुधी तथा भा-वि-३-चो-१थी ६ सुधी तथा भा. वि. ३ चो २० था ४८ सुधी तथा भा. वि. ८ चो. १८ थी २८ सुधी तथा भा. वि. ८ चो ७० थी ७६ सुधीमां श्रीभाणसाहेब तथा श्रीषट्प्रज्ञस्वामीजीना परस्पर मेलापनी कथा लखेली छे अने भा. वि. १३ चो· २ मां संवत १८११ मां भाणसाहेब छेल्लो वखत दुधरेज पधारेला छे.

અને શ્રી વટપતિના નિર્મળ આશ્રમમાં પ્રવેશ કરવાની ઇચ્છા થતાં ત્યાં એક માણસ સાથે સંદેશો મોકલ્યો.

**देश गाँव अरु भक्तके, नाम सहित जन एक ।**

**कहत भयो षट्प्रज्ञकों, सरस वचन सविवेक ॥ ४३ ॥**

તે માણસ દેશ, ગ્રામ અને ભક્તના નામ સહિત વિવેક પૂર્વક ષટ્પ્રજ્ઞસ્વામીને રસમય વચન કહેવા લાગ્યો જે

**स्वामि! आपके दरसहित, आये भाणा भक्त ।**

**आनेकी यहँ दीजिये, आज्ञा है अनुरक्त ॥ ४४ ॥**

હે સ્વામીજી! ભાણો ભક્ત આપનાં દર્શન અર્થે આવ્યા છે, તેમને આશ્રમમાં આવવાની પ્રેમપૂર્વક આજ્ઞા આપો.

**यों सुन स्वामीजी कहत, जन जतवाड निवासि ।**

**उग्र होत अति याहितें, उनतें भली उदासि ॥ ४५ ॥**

આગન્તુક જનનાં આવાં વચન સાંભળી સ્વામીજી કહેવા લાગ્યા જે જતવાડદેશના રહેવાશી મનુષ્યો અત્યંત ઉગ્ર પ્રકૃતિના હોય છે. એટલા માટે એમનાથી ઉદાસ રહેવું એજ સારૂં છે.

**चो.–आज्ञा उन ढिग जाइ सुनाना, आश्रममें तुम नांही आना।**

**उन्है भक्त सन जाइ सुनाई, सोचत भानु भक्त मुसकाई ॥ ४६ ॥**

એમના પાસે જઇ કહેશોકે તમે જતવાડના રહેવાશી હોવાથી આશ્રમમાં આવશો નહિ. આવીરીતે આવનાર માણસે ભક્તની પાસે જઇ સ્વામીજીએ કહેલ વાત કહી સંભળાવી ત્યારે શ્રી ભાણા ભક્તજીએ જરા હસી મનમાં વિચાર્યું કે

**जो कछु करन चहत रघुराई, तामें हम मानेंजु भलाई ।**

**अस मनही मन द्रढ निश्चयकर, देखि दुग्धसरको तट सुन्दर ॥४७॥**

શ્રી રામચન્દ્રજી જે કંઇ કરે છે તેમાં ભલું માનવું જોઇએ. આ રીતે મનમાંને મનમાં દ્રઢ નિશ્ચય કરી દુગ્ધસરનો સુન્દર કિનારો જોઇ

दिनत्रयो रह वहँ सह साधन, करत भयउ ईश्वर आराधन ।
तब रजनीमें स्वामीजीकों, स्वप्न भयो इक जो अति नीको॥४८॥

ત્યાં ત્રણ દિવસ પર્યન્ત રહી ઇશ્વરનું આરાધન કર્યું ત્યારે ત્રીજાદિવસની રાત્રિમાં સ્વામીજી ષટ્પ્રજ્ઞમહારાજને એક સ્વપ્ન થયું કે જે અતિ સુંદર હતું અને તેમાં શ્રી રામચંદ્રજીએ કહ્યું કે

भानु भक्त है पुरुष महानजु, उनकों दे अतिही सन्मानजु ।
आश्रममें बिनदेर बुलाई, शान्त करहु प्रीति अधिकाई ॥ ४९ ॥

શ્રી ભાણા ભક્તજી મહાપુરૂષ છે. એને અત્યંત સન્માન આપી તુરત આશ્રમમાં બોલાવી અધિક પ્રેમથી શાન્ત કરો.

या बिधके शुभ स्वप्न अनन्तर, प्रातःकाल जगेजु यतीश्वर ।
लब्धरामकों निकट बुलाई, आज्ञा गुरुने सद्य सुनाई ॥ ५० ॥

આ રીતનાં સ્વપ્ન પછી પ્રાતઃકાળ થતાં સ્વામીષટ્પ્રજ્ઞમહારાજ જાગૃત થયા અને તેઓએ પોતાના શિષ્ય લબ્ધરામને બોલાવી એજ વખતે આજ્ઞા કરી કે

विनति करनकों तुम वहँ जाओ, भक्त भानुकों यहँ ले आओ ।
आज्ञा गुरुकी शीश चढाई, भक्तराज भानु ढिग आई ॥ ५१ ॥

તમે વિનતિ કરવા ત્યાં જાઓ અને શ્રી ભાણા ભક્તજીને અહીં તેડી લાવો. આ રીતે ગુરૂની આજ્ઞાને માની ભક્તરાજ પાસે આવી

कहन लगे वह अति प्रेमान्वित, स्वामीजी तुम मिलन चहत चित्त ।
आश्रममें चलहु सब यातें, सुनि अस लब्धरामकी बातें ॥ ५२ ॥

લબ્ધરામ અતિ પ્રેમપૂર્વક કહેવા લાગ્યા જે સ્વામીજી આપનો મિલાપ સ્નેહયુક્ત ચિત્તથી ચાહે છે. માટે સર્વ મંડલી સહિત તમે આશ્રમે પધારો. આ રીતની લબ્ધરામની વાત સાંભળી

भानु भक्त आश्रममें आये, पुनित दरस यतिवरके पाये ।
कछुक समय सत्संगति रूपा, लाभ प्राप्त किय अतिहि अनुपा ॥५३॥

શ્રી ભાણો ભક્તજી આશ્રમમાં આવ્યા અને યતિવર ષટ્પ્રજ્ઞ મહારાજનાં દર્શન કર્યાં. થોડા સમય અનુપમ પરસ્પર સત્સંગનો લાભ લીધો.

दोहा—करन लगे पुनि प्रार्थना, स्वामीजी प्रति भक्त ।

गुरु चरनमें नित रहों, राम जपी अनुरक्त ॥ ५४ ॥

તે પછી શ્રીભાણો ભક્તજી સ્વામીજી પ્રતિ પ્રાર્થના કરવા લાગ્યા કે જે હું પ્રેમથી રામ જપી સદ્‌ગુરૂનાં ચરણમાં સદા રહેવા ચાહું છું.

विरक्त मन मेरा भया, जगतहुतें यतिवर्य ।

है नहि कछु मेरे लिये, सांसारिक कर्तव्य ॥ ५५ ॥

હે યતિશ્રેષ્ઠ! મારૂં મન જગત્‌થી વિરક્ત (વૈરાગ્યવાન્) થયું છે. મારા માટે સાંસારિક કર્તવ્ય [કરવાનું કાર્ય] કંઇ છેજ નહિ.

सदुपदेश ले आपतें, करकें ज्ञान विकास ।

चाहों श्रीहरि चरनमें, निशदिन अबें निवास ॥ ५६ ॥

આપના મુખથી સદુપદેશ મેળવી જ્ઞાનનો વિકાસ કરી હવે હું રાત્રિદિવસ શ્રીહરિના ચરણમાં નિવાસ ચાહું છું.

यातें यतिवर! दीजियें, सदुपदेश सुखधाम ।

भानुभक्तके वचन अस, सुनि मुनिवर निष्काम ॥ ५७ ॥

માટે હે યતિવર! મને સુખરૂપ સદુપદેશ આપો. આ રીતે શ્રીભાણા ભક્તજીનાં વચન શ્રવણ કરી નિષ્કામ [કામના રહિત] એવા મુનિવર ષટ્પ્રજ્ઞ મહારાજશ્રીએ

देत भये आनन्द युत, मन्त्रराज उपदेश ।

ब्रह्म सगुण निर्गुण कही, कह्यो स्वकीय उद्देश ॥ ५८ ॥

આનન્દપૂર્વક શ્રીમન્ત્રરાજનો સદુપદેશ આપ્યો અને સગુણ નિર્ગુણ બ્રહ્મ વિષયક ઉપાસના કહી પોતાનો કેવલાદ્વૈત સિદ્ધાન્તનો સર્વ ઉદ્દેશ કહ્યો અને ત્યારપછી શ્રીભાણસ્વામીને શ્રીષટ્પ્રજ્ઞ સ્વામીજીએ સાહેબ કહી બોલાવ્યા.

चो. साहिबकी करुणाकों पाई, अबतें तुम साहिब कहलाई ।

परंपरा युत पूर्ण प्रतिष्ठित, होगे आत्मज्ञान समन्वित ॥ ५९ ॥

તમે પરમાત્માની કૃપા મેળવી છે માટે આજથી તમે સાહેબ કહેવાશો અને તમારી શિષ્ય પરંપરા પણ આત્મજ્ઞાન યુક્ત બની સાહેબ કહેવાશે અને પૂર્ણ પ્રતિષ્ઠાને પ્રાપ્ત થશે અને હું પણ આજથી તમોને સાહેબ કહીશ. જેમ ભટ્ટપાદ પ્રભાકરજીને ગુરૂ કહેતા હતા તેમ

**भानुराम यों हृदयमें, हित वचनामृत धार।**
**गमन कि वाराहीमें, अमित लोक उपकार ॥ ६० ॥**

શ્રીષટ્પ્રજ્ઞ મહારાજના વચનામૃતને હૃદયમાં ધારણ કરી શ્રીભાણ સાહેબ મહારાજ અનેક સંસારના જીવોનું કલ્યાણ કરવા માટે વારાહી પધાર્યા.

**तदनन्तर अर्बुद गयउ, यात्राहित यतिराज।**
**पुनि प्रयान जबही कियो, निज गृह आवन काज ॥ ६१ ॥**

ત્યારપછી સ્વામી ષટ્પ્રજ્ઞ મહારાજ આબુની યાત્રા અર્થે પધાર્યા અને યાત્રા પૂર્ણ કરી જ્યારે પોતાના આશ્રમ તરફ પધારતા હતા

**चो.—तब पथमें इक ग्राम नराली, वहां जपत जो जन वनमाली।**
**"मेरा" नामक भक्त महा वह, निज नारीतें दुःखितजु दुःसह ॥६२॥**

ત્યારે માર્ગમાં નરાળી નામનું ગામ આવ્યું ત્યાં એક શ્રીકૃષ્ણના "મેરા" નામના ભક્ત હતા અને તે પોતાની સ્ત્રીથી દુઃખી હતા, કારણ કે

**अबलाको अति उग्र स्वभाऊ, मूषक भक्त रु आप बिलाऊ।**
**क्लेश उभयकों अतिहि परस्पर, भक्त स्वामी सेवामें तत्पर ॥६३॥**

પોતાની સ્ત્રીનો સ્વભાવ અતિ ઉગ્ર હતો. મેરા ભક્તરૂપી ઉંદર અને તેમની સ્ત્રી બિલાડી જેવી હતી અર્થાત્ બિલાડી જેમ ઉંદરને દુઃખ આપે તેમ તે ભક્તને દુઃખ આપતી હતી જેથી બન્નેને પરસ્પર અત્યંત કલેશ થતો હતો. મેરો ભકત ઘેર આવેલા સ્વામી ષટ્પ્રજ્ઞ મહારાજની સેવામાં તત્પર હતા.

**इक दिन मेरु भक्त सविनयजु, पाइ सुखद एकान्त समयजु।**
**कहत भये गुरुकों करजोरी, उग्र स्वभावको है तिय मोरी ॥ ६४ ॥**

એક દિવસે સુખદાયક એકાન્ત સમય પ્રાપ્ત થતાં વિવેકી મેરો ભક્ત હાથ જોડી ગુરૂ ષટ્પ્રજ્ઞ સ્વામીને કહેવા લાગ્યા જે મારી સ્ત્રી અત્યંત ઉગ્ર સ્વભાવની છે.

सुख गृहस्थआश्रमको नांही, पावतहों प्रभु! क्लेश सदाही।
वृथा भयो संसृतिमें मोहित, स्थान शान्तिको है नहि मो हित ॥६५॥

ગૃહસ્થાશ્રમનું સુખ મારા નશીબમાં લખેલું નથી. હે ભગવન્! હું સ્ત્રીથી ક્લેશ પામું છું, આ સંસારમાં વૃથા મોહિત થયો છું, મારા માટે સંસારમાં શાન્તિનું સ્થાન છે નહિ.

यातें क्लेशप्रिया वह नारी, माने आज्ञा सतत हमारी।
होवे त्यों पतिधर्मपरायन, ऐसा दें उपदेश नरायन! ॥ ६६ ॥

માટે ક્લેશ જેને પ્રિય છે એવી એ સ્ત્રી નિરન્તર મારી આજ્ઞા માને અને પતિધર્મપરાયણ બને એવો હે નારાયણ! એને ઉપદેશ આપો.

सविनय विनति मेरुकी सुनकें, गुरु षट्प्रज्ञ महोदधि गुनके।
वृत्ति कृपातें आर्द्र बनाई, भक्ततियाकों निकट बुलाई ॥ ६७ ॥

આ રીતે મેરા ભક્તની સવિનય વિનતિ શ્રવણ કરી સદ્ગુણના મહાસાગર ગુરૂ ષટ્પ્રજ્ઞસ્વામીએ પરમકૃપાલુ હોઇ ભક્તની સ્ત્રીને પોતા પાસે બોલાવ્યાં.

निज महिमातें हर भ्रम हीको, चित्त शान्त किय वह रमनीको।
पुनि उनकों समयोचित सुन्दर, देन लगे उपदेश यतीश्वर ॥ ६८ ॥

પોતાના યોગ મહિમાથી એ સ્ત્રીના હૃદયનો ભ્રમ હરી તેનાં ચિત્તને શાન્ત કર્યું અને પછી તેને સમયોચિત ઉપદેશ આપવા લાગ્યા.

दोहा–भगिनि! भामिनीके लिये, पति सेवा बिन ओर।
सुखसाधन कछु है नहि, कहत सुज्ञ इस तोर ॥ ६९ ॥

હે બ્હેન! સ્ત્રીઓને માટે પતિની સેવા સિવાય બીજું સુખસાધન કંઇજ નહિ એમ વિદ્વાન્ પુરૂષો કહે છે.

बहुरि पुकारत आपकी, स्मृतिमें मनु महाराज।
"स्त्रीणां पतिरेव प्रभुः," जो अर्पत सुखसाज ॥ ७० ॥

વળી મનુભગવાન્ પોતાની મનુસ્મૃતિમાં કહે છે જે "સ્ત્રીણાંપતિરેવ પ્રભુઃ" સ્ત્રીઓના પતિ એજ પ્રભુ છે. કે જે સ્ત્રીને સર્વ સુખ આપે છે.

**पतिपद सेवाको पुनित, है प्रताप त्रयलोक ।**
**यमतें भय पावे नहीं, अबला रहत अशोक ॥ ७१ ॥**

પતિનાં ચરણની સેવાનો પવિત્ર પ્રતાપ ત્રણે લોકમાં સુપ્રસિદ્ધ છે. પતિની સેવા કરનાર સ્ત્રી યમરાજાથી ભય પામતી નથી અને નિરંતર શોકરહિત રહે છે.

**अनसूया–कुन्ती अरु, सावित्री–सीताजु ॥ ।**
**उमा–रमा आदि सती, है जग गुन गीताजु ॥ ७२ ॥**

અનસૂયા, કુંતી, સાવિત્રી, સીતા, ઉમા અને રમા આદિ સતીઓ પતિભક્તિના ઉત્તમ ગુણથી જગતમાં ગવાય છે અર્થાત્ સર્વજનો એ સતીઓનાં ગુણગાન કરે છે.

**पूज्य स्थानकों प्राप्त भइ, सब तिय पतिपद सेव ।**
**माता ह्वै रही विश्वकी, यातें तजि अहमेव ॥ ७३ ॥**

અનસૂયા આદિ સર્વ સ્ત્રીઓ પતિનાં ચરણોનું સેવન કરી પૂજ્યપદને પ્રાપ્ત થયાં અને જગજ્જનનીની સંજ્ઞા ધારણ કરી, માટે તમે પણ અહંકારનો ત્યાગ કરી

**निज पतिपद रति राखिकें, उन बिन सब संसार ।**
**शून्यरूप मन समुझिकें, पावहु भवदधि पार ॥ ७४ ॥**

તમારા પતિના ચરણમાં પ્રીતિ રાખીને અને એ પતિ વિના સંસારને શૂન્યરૂપ સમજી અર્થાત્ પતિથીજ સંસાર છે એમ સમજી ભવસાગરનો પાર પામો.

**भगिनि! तुम्हारा होयगा, मंगल पतिपदतें हि ।**
**उन तुष्टितें होयगे, तुष्ट इष्ट सुरदेहि ॥ ७५ ॥**

હે બ્હેન! તમારૂં મંગલ પતિના ચરણની સેવાથીજ થશે અને એ પતિની પ્રસન્નતાથી તમારા ઇષ્ટદેવતા તમારા ઉપર પ્રસન્ન થશે.

**चो–यातें भाव अनन्यजु धरना, उपासना निजपतिकी करना ।**
**ब्रह्मनिष्ठस्वामी वचनामृत, सुनिकें भक्त तिया भइ उध्धृत ॥७६**

માટે તમારે તમારા પતિની અનન્યભાવે ઉપાસના કરવી. આ રીતે બ્રહ્મ-

નિષ્ઠ સ્વામી ષટ્પ્રજ્ઞ મહારાજનાં વચનામૃત શ્રવણ કરી મેરા ભક્તની સ્ત્રીનો ઉદ્ધાર થયો.

**कहन लगी कर विनय बहोरी, गुरु षट्प्रज्ञजुकों कर जोरी ।**

**पूज्य स्वामीजी! मेरे पापजु, पूर्वजन्मके कोउ अमापजु ॥ ७७ ॥**

તે ઘણાજ વિનયપૂર્વક બે હાથ જોડી ગુરૂ ષટ્પ્રજ્ઞસ્વામીને કહેવા લાગી જે હે પૂજ્ય સ્વામીજી! મારાં પૂર્વજન્મના કોઇ અમાપ પાપ હશે

**जिनतें भइ ना पतिपद प्रीति, भवदधिमें डूबनकी भीति ।**

**किन्तु आप नाविक बन आये, तारनहार महा मनभाये ॥७८॥**

જેથી પતિચરણમાં પ્રીતિ ન થઈ. અને સંસારસમુદ્રમાં ડુબવાનો ભય હતો, પરંતુ આપ તારણહાર મહાન્ મનગમતા નાવિકરૂપે પધાર્યા.

**हितकर गुरु उपदेशजु हेरा, भया सत्यमय अन्तर मेरा ।**

**यह मेरे पतिकों प्रभु जानी, सेवा नित्य करोंगी सुहानी ॥७९॥**

આપ સદ્ગુરૂનો ઉપદેશ હિત કરનાર જોઇ મારૂં અન્તઃકરણ સત્યપરાયણ બન્યું. આ મારા પતિને પ્રભુ જાણી હું તેમની ઉત્તમ પ્રકારે નિત્ય સેવા કરીશ.

**यों कह परम प्रसन्न बना हिय, गुरु समक्ष पतिको पूजन किय ।**

**कहन लगी पुनि हे प्रभु! मेरे, मैंने किय अपराध घनेरे ॥८०॥**

આમ કહી પ્રસન્ન હૃદયથી સ્વામીજીની સમક્ષ પોતાના પતિનું તેણે પૂજન કર્યું અને કહેવા લાગી જે હે મારા પ્રભુ! મેં ઘણાએ અપરાધો કર્યા છે,

**पें अब आई शरन तुम्हारे, अधिक प्राणतें हो तुम प्यारे ।**

**द्रष्टि अमीमय मोपें डारहु, कृपापात्र कर व्याधि विदारहु ॥८१॥**

પરંતુ હવે હું આપને શરણે આવી છું. હે પતિ! આપ મને પ્રાણથી પણ અધિક પ્યારા છો. મ્હારા ઉપર આપ અમીપૂર્ણ દ્રષ્ટિ રાખો અને મને આપનું કૃપાપાત્ર બનાવી સંસાર દુઃખનો નાશ કરો.

**अस गद्गद निजतियकी बानी, सुनि संतुष्ट भयउ पति ज्ञानी ।**

**मेरु भक्त वह पुनित प्रकारा, गिनन लगे गुरुको उपकारा ॥८२॥**

આ રીતે પોતાની સ્ત્રીની ગદ્ગદ્ વાણી શ્રવણ કરી તેના જ્ઞાની પતિ તોષ પામ્યા. મેરો ભક્ત પવિત્ર પ્રકારે ગુરૂ ષટ્પ્રજ્ઞ સ્વામીનો ઉપકાર માની

कहन लगे पुनि मोकों गुरुवर! सदुपदेश देहु करुना कर ।
तब यतिवरने अतिहि मुदित हिय, मन्त्रराज उपदेश उन्हैदिय ॥

કહેવા લાગ્યા જે હે ગુરૂવર! કૃપા કરી મને સદુપદેશ આપો. ત્યારે ષટ્પ્રજ્ઞ સ્વામીએ તેને મંત્રરાજનો ઉપદેશ આપ્યો.

दोहा—बहुरि स्वामी षटप्रज्ञने, वहँतें कियो प्रयान ।
अर्धकोश चलि पश्चिमजु, शमीतरुतल किय स्थान ॥ ८४ ॥

તે પછી સ્વામી ષટ્પ્રજ્ઞ મહારાજ ત્યાંથી પ્રયાણ કરી અને પશ્ચિમ દિશામાં ગાઉ ચાલી શમી વૃક્ષનીચે બીરાજ્યા.

उसी समय दिशि पूर्वगत, ग्रामनिवासि अनेक ।
क्षत्रियजन महाराजके, चरन परे सविवेक ॥ ८५ ॥

આ સમયમાં નજીક ગામનાં અનેક ક્ષત્રિયજનો [ગરાસીઆઓ] એ ત્યાં આવી વિવેક પૂર્વક મહારાજ ષટ્પ્રજ્ઞ સ્વામીના ચરણોને પ્રણામ કર્યાં.

उन सबकों स्वामीजिने, सदुपदेश सुखदाइ ।
दे कें पुनि निज हृदयगत, सुन्दर बात सुनाइ ॥ ८६ ॥

એ સહુને સ્વામીજીએ સુખદાયક સદુપદેશ આપ્યો અને પછીથી પોતાના હૃદયમાં રહેલી સુંદર વાર્તા તેઓને સંભળાવી જે

यहां अनादि स्वयंभु जो, श्रीशंकर भगवान ।
ललित उसीको लिंग है, खनन करहु सत जान ॥ ८७ ॥

આ સ્થળે સ્વયંભુ શ્રીશંકરભગવાનનું સુંદર લિંગ છે. આ મારી વાતને સાચી સમજી આ સ્થળને ખોદો.

सुनि या बिध यतीको वचन, है सबने एकत्र ।
खनन कियो वह भूमिको, तेजस्विनी इक तत्र ॥ ८८ ॥

આ રીતે સ્વામીજીનાં વચન સાંભળી સર્વ ક્ષત્રિઓએ એકત્ર [એકઠા] થઇ પૃથ્વીને ખોદી ત્યાં એક તેજસ્વિની (તેજોમય-તેજવાળી)

**पिन्डोको दर्शन भयो, उन शिवको अभिधान ।**
**श्रीक्षारेश्वर जानि सब, गात शंभु गुनगान ॥ ८९ ॥**

પિણ્ડીનાં દર્શન થયાં, એ શિવનું નામ ખારેશ્વર એવું અત્યારસુધી પ્રસિદ્ધ છે અને સર્વ ક્ષત્રિ આદિ જનો તે શંભુનું સ્તવન કરે છે.

**स्थान अनादि अद्रश्य यह, भयऊ काल प्रभाव,**
**प्रकट भये प्रभु आज पुनि, उचरत यों यतिराज ॥ ९० ॥**

આ સ્થાન અનાદિ છતાં કાળના પ્રભાવને લઇ અદ્રશ્ય થયું હતું તે પાછું આજે દૃષ્ટિગોચર થયું છે અને શ્રીશંકર પ્રભુ પ્રગટ થયા, વળી શ્રીષટ્પ્રજ્ઞ મહારાજ કહેવા લાગ્યા જે

**चो–यातें अब इनको सेवक जन!, यजन भजन करना प्रमुदितमन ।**
**श्रद्धा भइ तुम्हरे उर जैसी, करहु अन्य उर जागृति वैसी ॥९१॥**

હે સેવકજનો! હવે આ ખારેશ્વર પ્રભુની સેવા તથા ભજન તમે આનંદયુક્ત મનથી કરજો અને તમારા હૃદયમાં જે રીતની શ્રદ્ધા ઉત્પન્ન થઇ છે એવી જાગૃતિ બીજાઓના હૃદયમાં થાય તેમ કરજો.

**तदनन्तर अति भक्ति समेता, कर प्रणाम शिवकों सह हेता।**
**यतिवर आनंद मंगल पाई, कंकावटीमें ठहरे आई ॥ ९२ ॥**

ત્યારપછી અત્યંત ભક્તિ અને પ્રેમ સહિત એ ખારેશ્વર મહાદેવને પ્રણામ કરી આનંદ પૂર્વક યતિવર ષટ્પ્રજ્ઞ મહારાજ કંકાવટી ગામમાં પધાર્યા.

**रुडाराम त्योंही रणधीरजु, उभय भक्त सेवत रघुवीरजु,**
**वही ग्राममें निवसत भयऊ, उनके गृह स्वामीजी गयऊ ॥९३॥**

રૂડારામ તથા રણધીર નામના બે ભક્તો કે જેઓ શ્રીરઘુવર રામચન્દ્રના પરમભક્ત હતા તેઓ કંકાવટી ગામમાં રહેતા હતા તેમને ઘેર સ્વામીજી પધાર્યા.

**क्षात्रजातिके वह द्वय भक्तजु, भये स्वामीपें अति अनुरक्तजु ।**
**करन लगे सेवा यतिवरकी, जो रीतिथी उनके घरकी ॥ ९४ ॥**

ઝાલા ક્ષત્રિય જાતિના એ બન્ને ભક્ત સ્વામીજી ઉપર પ્રીતિવાળા થયા અને યતિવર ષટ્પ્રજ્ઞ મહારાજની સેવા કરવા લાગ્યા. જે રીતિ એમના ઘરની હતી. અર્થાત્ એ બન્ને ભક્તોને ઘેર જે કોઇ સંત મહાત્મા આવે તેની ઉત્તમ પ્રકારે સેવા થતી.

**एक समय षट्प्रज्ञ अनल्पजु, साधि समाधि नाम अविकल्पजु ।**
**बैठे थे वहँ जा द्वय भक्तन, करत भयउ मुनिवरके दर्शन ॥९५॥**

એક સમયે મહાત્મા ષટ્પ્રજ્ઞ સ્વામી નિર્વિકલ્પ સમાધિ સાધી બેઠા હતા ત્યાં એ બન્ને ભક્તોએ આવી મુનિવરનાં દર્શન કર્યાં.

**पुनि वह दुव मन शोचन लागे, ऐसी आत्मज्योति कब जागे ।**
**असार यह संसारकी माया, तामें जीवन व्यर्थ बिताया ॥९६॥**

અને એ બેઉ ભક્તો વિચારવા લાગ્યા જે આવી આત્મજ્યોતિ આપણા હૃદયમાં ક્યારે જાગૃત થાય? આ સંસારની માયા અસાર [સારરહિત] છે તેમાં આપણે વ્યર્થ જીવન વિતાવ્યું.

**अब यह ब्रह्मनिष्ठ गुरु आगें, दिक्षाकी भिक्षा हम मागें ।**
**अस बिचार किय द्रढ—तदनन्तर, समाधितें ऊठे जब यतिवर ॥९७॥**

હવે આ બ્રહ્મનિષ્ઠ ગુરુ પાસે આપણે દિક્ષાની ભિક્ષા માગીએ, આવો દૃઢ વિચાર કર્યો. ત્યારપછી જ્યારે ષટ્પ્રજ્ઞસ્વામીજી સમાધિથી ઉત્થિત થયા

**तब प्रशान्त चित्त स्वामीजीने, लखे युगल सेवारस भीने ।**
**उनकों कहन लगे यतिराया, तुमने बहुतहि प्रेम दिखाया ॥९८॥**

ત્યારે સ્વામીજીએ પ્રશાંત ચિત્તે બન્ને ભક્તોને સેવાના રસથી આર્દ્ર જોયા, એઓને ષટ્પ્રજ્ઞસ્વામી કહેવા લાગ્યા જે હે ભક્તો! તમોએ અમારા તરફ બહુજ પ્રેમ બતાવેલ છે.

**सेवा उत्तम कीन्ही हमारी, इच्छा क्या है? कहहु तुम्हारी ।**
**जो कछु हो इच्छा याचनकी, त्वरित सुना देहु निज मनकी ॥९९॥**

તમે ઉત્તમ પ્રકારે અમારી સેવા કરી છે, હવે કહો તમારી શી ઇચ્છા છે? જે કંઇ માગવાની ઇચ્છા હોય તે સંભળાવો.

दोहा–सुनि अस बोले भक्तयुग, पुत्र आदि हम पाइ ।
मुक्त पितृ ऋणतें भये, यातें अब यतिराइ ! ॥ १०० ॥

સ્વામીજીનાં આવાં વચન સાંભળી બન્ને ભક્ત બોલ્યા જે પુત્રઆદિને પ્રાપ્ત થઇ અમો પિતૃના ઋણ (કરજ)થી મુક્ત થયા છીએ, માટે હવે હે યતિરાજ!

असार जीवनतें करहु, आप त्वरित उद्धार ।
पवित्र जीवन प्रातिकी, इच्छा होत अपार ॥ १०१ ॥

આ અસાર સાંસારિક જીવનથી આપ અમારો ઉદ્ધાર કરો. અમારા હૃદયમાં પવિત્ર જીવન વિતાવવાની અપાર ઇચ્છા છે.

विनति करें हम आपकों, दीक्षित करहु दयाल ।
संत आपसे होत है, सदा भक्त प्रतिपाल ॥ १०२ ॥

અમે આપને વિનતિ કરીએ છીએ જે હે દયાળુ ! અમોને દીક્ષા આપો. આપ સરખા સંત નિરન્તર ભક્તોનું પરિપાલન કરનારા હોય છે.

भक्तनके अस भक्तियुत, सुनी वचन सुखदेन ।
स्वामीजी संतुष्ट है, बोले उन प्रति बेन ॥ १०३ ॥

ભક્તોનાં આવાં ભક્તિયુક્ત સુખદાયક વચન સાંભળી સ્વામીજી એમના પ્રતિ બોલ્યા જે—

भक्त तुम्हारे हृदयकी, इच्छा शुभ पहिचान ।
देंगे हम तुम उभयकों, दीक्षाको प्रिय दान ॥ १०४ ॥

હે ભક્તો ! તમારાં હૃદયની શુભ ઇચ્છા અમે જાણી, તમો બન્નેને હું દીક્ષા દાન આપીશ.

पुनि यतिने द्वयकों दियो, मंत्रराज उपदेश ।
अति आनन्द समेत उन, कियो नाम व्यपदेश ॥ १०५ ॥

તે પછી પટ્પ્રજ્ઞસ્વામીએ બન્નેને મંત્રરાજનો ઉપદેશ આપ્યો અને અતિ આનંદપૂર્વક એમના નામ પ્રસિદ્ધ કર્યાં.

उचित नाम है अग्रको, रुडाराम सुखरास ।

दिय अभिधान द्वितीयकों, निज मुख रणधीरदास ॥ १०६ ॥

તેમાં મ્હોટા ભક્તનું નામ રૂડારામ અને બીજા ભક્તનું નામ રણધીરદાસજી એમ બન્નેનાં નામ રાખ્યા

चौं-कहत भये पुनि यतिवर उनप्रति, यहँ हि रहहु तुम उभय महामति
बेर बेर सत्संगतिके हित, दुग्धरेज आना प्रभु आश्रित ॥१०७॥

તે પછી ષટ્પ્રજ્ઞસ્વામીએ બન્ને સંતોને કહ્યું કે હવે તમે બેઉ અહીંજ રહેજો અને સત્સંગને માટે દૂધરેજમાં અમારૂં આશ્રમ છે ત્યાં વારંવાર આવતા જજો.

यों कर तुष्ट उभय संतनकों, देन बोध पुनि सेवक जनकों।
चुली ग्राम स्वामीजी गयऊ, जहँ चंपकबा निवसत भयऊ ॥१०८॥

આ રીતે બન્ને સંતોને સંતુષ્ટ કરી અન્ય સેવકજનોને બોધ આપવા માટે સ્વામીજી ચુલી નામના ગામમાં પધાર્યા, જ્યાં ચંપાબા નામે ક્ષત્રિયાણી રહેતાં હતાં.

चम्पा-अम्बा नामक बाई, महदात्माके निकट जु आई ।
कहन लगी जानी अति शिष्टजु, भगवन्! हो तुम ब्रह्मनिष्ठजु ॥

એ અંબાસ્વરૂપ ચંપાબાઇ મહાત્મા પાસે જઇ તેઓને અત્યંત પૂજ્ય ગણી કહેવા લાગ્યાં જે હે ભગવન્ આપ બ્રહ્મનિષ્ઠ છો.

त्योंजु ब्रह्मश्रोत्रिय जग भैया, बेर बेर हम लेत बलैया ।
तप्त हमें संसारिक दुःखतें, रहन चहें तुम शरनजु सुखतें ॥११०

તેમજ હે જગતબન્ધુ! તમે બ્રહ્મશ્રોત્રીય છો, અમે વારંવાર તમારાં વારણા લઇએ છીએ. આ સંસારનાં દુઃખોથી અમો તપાયમાન થયા છીએ અને આપના શરણમાં સુખે રહેવા ચાહીયે છીએ.

सदुपदेश हमकों प्रभु! दीजें, त्रिविध तापतें विरहित कीजें ।
भक्तियुक्त चम्पाकी बानी, सुनि शोचत भयऊ गुरु ज्ञानी १११॥

હે ભગવન્! અમને સદુપદેશ આપો અને ત્રિવિધ તાપથી રહિત કરો. આ રીતે ચંપાબાઇની ભક્તિયુક્ત વાણી શ્રવણ કરી જ્ઞાની એવા ગુરૂ ષટ્પ્રજ્ઞમહારાજ વિચારવા લાગ્યા જે

इनको देना उचित अभय पद, अस विचारी बोले यति निर्मद।
भगिनि! अनित्य यही संसारा, तामें कहुँ सुख स्थल न निहारा॥

આમને અભયપદ આપવું યોગ્ય છે. આ રીતને વિચાર કરી નિરભિમાની સ્વામીજી બોલ્યા જે હે બ્હેન! આ સંસાર અનિત્ય છે તેમાં સુખનું સ્થાન કોઇ સ્થળે અમોએ જોયું નહિ.

ज्यों ग्रीषममें मृगजल बाई, तृप्ति किसीने उनतें पाई?।
त्यों असार सुख सांसारिक है, उनतें सुख अस्वाभाविक है॥११३

હે બ્હેન! જેમ ઉનાળામાં ઝાંઝવાનું પાણી નજરે દેખાય છે તે મૃગજળથી તૃપ્તિ કોણે મેળવી? અર્થાત્ કોઇએ નહિ. તેમ સાંસારિક સર્વ સુખો સારરહિત મિથ્યા છે. સંસારમાં રહી સુખ પ્રાપ્ત કરવું એ વાતજ અસ્વાભાવિક છે.

यातें तुमने तजि जगमाया, रामचरनमें चित्त लगाया।
वह अति उत्तम करनी तुम्हारी, जातें कीर्ति होत हमारी॥११४

અને એટલાજ માટે તમે જગતની પ્રીતિ છોડી શ્રીરામ પ્રભુના ચરણમાં ચિત્ત લગાવ્યું તે તમારી ઉત્તમ કરણી છે. જેના લીધે અમારી પણ કીર્તિ થાય છે, અર્થાત્ શિષ્યની કીર્તિમાં ગુરૂની કીર્તિ રહેલી છે,

अब तुमरा भ्रममात्र हरत हों, मंत्रराज उपदेश करत हों।
सुनि अस शान्ति बढाई मनमें, देवी बैठी षट्प्रज्ञ शरनमें॥

હું તમોને ભ્રાન્તિરૂપ પાપોને હરનાર મંત્રરાજનો ઉપદેશ કરૂં છું, આવાં વચનો શ્રવણ કરી શાન્ત થઇ ચંપાબાઇ ષટ્પ્રજ્ઞ મહારાજના શરણમાં બેઠાં.

प्रथम मंत्र उपदेश सुनाई, पुनि बोले उनप्रति यतिराई।
जहँ लगि हो प्रारब्ध तुम्हारा, तहँ लगि यहँ भज राम उदारा॥

પ્રથમ મંત્રોપદેશ સંભળાવી પછીથી સ્વામીજી ચમ્પાબાઇ પ્રતિ બોલ્યા જે જ્યાંસુધી તમારાં પ્રારબ્ધ હોય ત્યાંસુધી અહીંજ રહી રામભજન કરો,

मंत्रराजका जप दिनरैना, करना बहिन सदा सुखदेना।
अस कहो यतिवर बावली ग्रामा, विचरत भयउ महा मतिधामा

અને હે દેવી! સુખદાયક મંત્રરાજનો જપ તમારે કરવો. આટલું કહી મહાન્ બુદ્ધિના નિવાસરૂપ સ્વામીજી બાવળી નામના ગામે પધાર્યા.

दोहा—तदनन्तर वह चूलिको, क्षात्र जाति समुदाय ।
चंपा अम्बा स्वरुपकों, कहन लग्यो इतराय ॥ ११८ ॥

સ્વામીજીના સિધાવ્યા પછી ચુલીના ઝાલા તથા જાડેજા ક્ષત્રીઓનો સમુદાય અંબાસ્વરૂપ ચંપાબાઈને ક્રોધ યુક્ત કહેવા લાગ્યો જે

तुममें ऐसी योग्यता, कहु कोनसी सुहाय ।
साधु भये तुम किस लिये?, ज्ञाति हसी हो जाय ॥११९॥

કહો, તમારામાં એવી કઇ યોગ્યતા છે? તમે સાધુ શામાટે થયાં? આ તો ક્ષત્રિયજ્ઞાતિની હાંસી [મશ્કરી] થયા જેવું છે.

तब वह बोली विनय युत, हममें कछुभी है न ।
शक्ति सकल श्रीराम अरु, सद्गुरुमें सुखदेन ॥ १२० ॥

ત્યારે તે બાઈ બોલ્યાં જે અમારામાં કંઇ યોગ્યતા નથી. સુખને દેવાવાળી સર્વ શક્તિ શ્રીરામ પ્રભુમાં તથા સદ્ગુરૂ ષડ્પ્રજ્ઞસ્વામીમાં છે.

जाके पुनित प्रतापतें, पावत हम आनन्द ।
सकल शक्ति संपन्न है, समर्थ श्रीरघुनन्द ॥ १२१ ॥

જેમના પવિત્ર પ્રતાપે અમે આનંદ પામીએ છીએ એ શ્રીરઘુનન્દન રામચન્દ્ર પ્રભુ સર્વ શક્તિસંપન્ન સમર્થ છે.

जो देखनकों चक्षु है, चर्ममयी असमर्थ ।
राम दिखावन सर्वकों, शक्ति स्वकीय समर्थ ॥ १२२ ॥

જે શક્તિ જોવાને માટે આ ચર્મમય ચક્ષુ અસમર્થ છે. પ્રભુ રામચન્દ્ર પોતાની શક્તિ બતાવવા સમર્થ છે.

अस कह निजमन्दिर स्थित, रथपें बैठी जाइ ।
विना वृषभ अरु अश्व वह, दीन्हो रथ जु चलाइ ॥१२३॥

આમ કહી ચાંપાબાઇ પોતાને ઘેર રહેલા રથમાં બેઠાં અને બળદ તથા ઘોડા વગર એ રથને ચલાવ્યો.

**चो.—याहि समय सब क्षत्रियके मन, चंपा अम्बाको शुभ निरखन ।**
**सन्देहात्मक भयउ क्षमापें, तर्क वितर्क बढे अति जापें ॥ १२४ ॥**

આ સમયે સર્વ ક્ષત્રીઓના મનમાં અંબાસ્વરૂપ ચંપાઈનું શુભનિરીક્ષણ પૃથ્વીઉપર એક મહાન્ સંદેહાત્મક થયું અને બળદ વિના રથની ગતિ થતાં અનેક તર્ક વિતર્ક થવા લાગ્યા.

**कोउ कहत है यह महाकाली, कोउ कहत दुर्गा सुकराली।**
**कोउ लखत लक्ष्मी छबि लोनी, रथगत ऐसी साध्वी सलोनी ॥१२५॥**

કોઇ કહે કે આ મહાકાળી છે, કોઈ કહે જે કરાલી માતા દુર્ગા છે. કોઇએ રથમાં બેઠેલાં એવાં સાધ્વીને સુન્દર લક્ષ્મીસ્વરૂપ જોયાં

**उनके तेज दबन सब लागे, कहत भये पुनि देवी आगें ।**
**करहु क्षमा-हम बाल तुम्हारे, अस करुनामय बचन पुकारे ॥१२६॥**

એ બાઈના તેજથી સર્વ દબાઇ ગયા અને એ દેવી પ્રતિ કહેવા લાગ્યા જે અમે તમારાં બાળક છીએ. અમારો અપરાધ ક્ષમા કરો, આ રીતે કરૂણા ઉપજે એવાં બચન ઉચ્ચારવા લાગ્યા.

**सुनि देवीने किय अति रोषा, पुनि संबोधन लगि उद्घोषा ।**
**दुष्टमति ! तुम होहु सयाना, जोहै पूज्य अनादि जहाना ॥१२७॥**

જે સાંભળી દેવીએ અત્યન્ત રોષ કરી ઉંચે સ્વરે સર્વને 'હે દુષ્ટ બુદ્ધિવાળાઓ' એવું સંબોધન આપી કહ્યું જે હવે તમે જરા સમજુ થઇ જેઓ અનાદિ કાળથી જગતમાં પૂજ્ય ગણાય છે

**वह साधु ब्राह्मण गुण गाना, करना नहि कबहु अपमाना ।**
**सेवा उनकी है सुखदायक, जातें बनत श्रीराम सहायक ॥१२८॥**

એ સાધુ બ્રાહ્મણના ગુણ ગાઓ, એનું કદીપણ અપમાન કરશો નહિ, એ સાધુ બ્રાહ્મણની સેવા સુખને દેવાવાળી છે, અને જે સેવાથી શ્રી રામચન્દ્ર પ્રભુ સહાયક બને છે.

**अस कह वह निज प्रिय रघुराया, जपन लगी तजकर जग माया ।**
**आस्तिक क्षत्रिय जन सब बांके, हुवे शिष्य चम्पा-अम्बाके ॥१२९॥**

આમ કહી ચમ્પાબાઇ જગતની માયાને તજી પોતાને પ્રિય એવા શ્રી રામચન્દ્રના નામનું પોતાનાગામમાં ભજન કર્યું અને ત્યાંના સર્વ ક્ષત્રિયો તેઓના શિષ્ય થઇ આસ્તિક થયા. આ શ્રી ભગવત્ પ્રિય ચમ્પાબાઇ મહા સમર્થ થયાં અને એ મુની વંશપરંપરાના અનેક સાધુઓ અત્યારે પણ છે કે જેઓ ચંપાબાઇના સાધુ તરીકે ઓળખાય છે. આ સાધુઓનું પોતાનું ગુરૂ સ્થાન ચુલ્લીગામમાં માનવું જોઇએ, આ સંસ્થા અત્યારે બહુજ પ્રખ્યાત છે માટે શ્રી ચમ્પા બાઇના સાધુ મહાત્માઓએ આ સંસ્થાનો જીર્ણોદ્ધાર કરવો જોઇએ.

**यतिवर बावली ग्राममें आई, जनताकों उपदेश सुनाई ।**
**सत्संगतितें युक्तिपुरःसर, मोक्ष ओर दोरत भयऊ नर ॥ १३० ॥**

હુવે સ્વામીજી ષટ્પ્રજ્ઞમહારાજ બાવલી ગામમાં જનસમૂહને સદુપદેશ સંભળાવી યુક્તિપુરઃસર સત્સંગથી મોક્ષ તરફ દોરવા લાગ્યા.

**यह पुरमें अति सुगुन समृद्धा, चारन ज्ञातिकी दुव वृद्धा ।**
**जसुदा अरु हीरां अभिधाना, निवसत भयऊ सुभक्तिनिधाना॥१३१॥**

આ બાવળી ગામમાં સદ્ગુણથી અત્યંત સમૃદ્ધ બનેલાં ચારણ જ્ઞાતિનાં બે વૃદ્ધ બાઈઓ જેનાં નામ યશોદા તથા હીરાં હતાં તે ભગવદ્ ભક્તિથી યુક્ત હતાં.

**गंगा यमुना सम जो पावनी, सरल सुभाव स्ववंश सुहावनी ।**
**आगें दुग्धरेजके आश्रम, लखि जल घट पयपूर्ण मनोरम ॥१३२॥**

અને જેઓ ગંગા યમુનાસમાન પાવન ચરિત્રવાળાં તેમજ સરલ સ્વભાવથી પોતાના વંશને શોભાવનારાં હતાં, વળી જેઓ પૂર્વે દુગ્ધરેજ આશ્રમમાં જળથી ભરેલા ઘડાને મનોહર દૂધથી ભરેલા જોઇ

**प्रकट स्वामी षट्प्रज्ञ प्रतापा, ज्ञाति समक्ष भई निष्पापा ।**
**वह सत्संगतिमें प्रतिवासर, आइ मोद पावत भक्ति भर ॥१३३॥**

પ્રસિદ્ધ એવા સ્વામીજી ષટ્પ્રજ્ઞમહારાજને પ્રતાપે પોતાના જ્ઞાતિજનોમાં નિષ્પાપ નિર્દોષ ઠર્યાં હતાં તેઓ હમેશાં સત્સંગમાં આવી ભક્તિપૂર્ણ આનન્દથી પામવાં લાગ્યાં.

कीर्तन प्रभुको करत भई जब, गद् गद् कण्ठ जु होन लग्यो तब ।
मन उनको श्रीराम भजनमें, तल्लीन लखि अस श्रोता गनमें ॥१३४॥

જ્યારે એ બાઈઓ પ્રભુકીર્તન કરતાં ત્યારે તેમનો કંઠ ગદ્ ગદ્ થઇ જતો. શ્રોતાઓના સમુદાયમાં એ બન્ને બાઇઓનું મન શ્રીરામચન્દ્રજીના ભજનમાં આ રીતે તલ્લીન ( તદાકાર )જોઇ

पातेथे मुद अति यतिराया, तारन निजकों चारन जाया ।
एक समय यतिवर सन विनति, करन लगी कर आर्त मुखाकृति॥१३५

સ્વામીજી ષટ્પ્રજ્ઞમહારાજ બહુજ આનંદ પામતા હતા. એક સમયે એ ચારણની પુત્રીઓ પોતાનો ઉદ્ધાર કરવામાટે આર્તમુખાકૃતિ કરી સ્વામીજી પાસે વિનતિ કરવા લાગ્યાં કે

दोहा–यह संसार समुद्रमें, डूबत हम दुःख पाय ।
भगवन्! तरिबेके लिये, होहू आप सहाय ॥ १३६ ॥

આ સંસારરૂપી સમુદ્રમાં અમે દુ:ખ પામી ડુબીએ છીએ હે ભગવન્! તેમને તારવા માટે આપ સહાયક થાઓ.

शरन ओर नहि आप बिन, स्वामी ! हमारे काज ।
हमें पतित–पावन तुम्है, करहु कृपा महाराज ! ॥ १३७ ॥

હે સ્વામીજી ! આપ સિવાય અમારા માટે બીજું કોઇ શરણરૂપ છેજ નહિં, અમે પતિત છીએ અને આપ પતિતપાવન છો, તો હે મહારાજ ! પતિતને પાવન કરવાની કૃપા કરો.

स्वामी तुम-हम दास है, जामें असत न लेश ।
गुरुवर ! निज जन जानिकें, दीजें सत उपदेश ॥ १३८ ॥

આપ પ્રભુ છો, અમે આપનાં દાસ છીએ આમાં જરાએ અસત્ય નથી. હે ગુરૂવર ! અમને પોતાનાં જાણી સત્ય વસ્તુ મંત્રરાજનો ઉપદેશ આપો.

भक्तियुक्त अस बचन सुनि, बोले श्री यतिराज ।
बन्धु सदा तत्पर रहत, भगिनीके हित काज ॥ १३९ ॥

યશોદા તથા હીરાંબાઇનાં આવાં ભક્તિયુક્ત વચન સાંભળી શ્રી ષટ્પ્રજ્ઞમહારાજ બોલ્યા જે બ્હેનનાં હિત માટે બન્ધુ [ભાઇ] સદા તત્પર રહે છે.

कहत भई जसुदा तबहि, महदाशय महाराज ।
पुण्य हमारे पूर्वके, उदय भयेहै आज ॥ १४० ॥

સ્વામીજીએ એ રીતે કહ્યું ત્યારે યશોદાબાઇ કહેવા લાગ્યાં જે હે મહાન આશયવાળા ગુરૂમહારાજ ! આજે અમારાં પૂર્વજન્મનાં પુણ્યો ઉદય પામ્યાં છે.

जिनतें सद्गुरु आपसे, मिले बावली आइ ।
जसुदाको अस विनय सुनि, हरखत हीरांबाइ ॥ १४१ ॥

જેને પ્રતાપે આપ સરખા સદ્ગુરૂ બાવળીમાં આવી મળ્યા. યશોદાનો આવો વિનય શ્રવણ કરી હીરાંબાઇને હર્ષ થયો.

चो.–मीरांबाइ समान भजनमें, प्रभुपद्प्रेम उभयके मनमें ।
भक्तिपूर्ण लखि यतिवरने ऋत, मंत्रराज उपदेश दियो द्रुत ॥१४२॥

સ્વામીજી ષટ્પ્રજ્ઞમહારાજે બન્ને બાઇઓનો પ્રભુચરણમાં મીરાંબાઇ સમાન ભક્તિપૂર્ણ સત્ય ભાવ જોઇ તેઓને તુરતજ મંત્રરાજ ઉપદેશ આપ્યો.

कहन लगे पुनि इच्छित अपना, मंत्रराज भगिनी! यह जपना ।
उनतें मोक्ष अशंक तुम्हारा, निश्चितहै सिद्धान्त हमारा ॥१४३॥

અને કહેવા લાગ્યા જે આપણો ઇષ્ટ જે મંત્રરાજ છે તેનો હે બ્હેનો ! જપ કર્યા કરજો, તેનાથી નિઃશંક તમારૂં કલ્યાણ થશે એવો અમારો નિશ્ચય છે.

बावलीमें अस सेवक जनकों, सत्संगतिमय लाभ भजनको ।
दे यतिवर निजसंत सहारे, दुग्धरेज प्रति त्वरित सिधारे ॥१४४॥

આ રીતે બાવળી ગામમાં સેવકજનોને સત્સંગમય ભજનનો લાભ આપી ષટ્પ્રજ્ઞસ્વામી પોતાના સંતજનો સહિત તુરત દુધરેજ પધાર્યા.

श्रीरघुवर श्रीमाधवजु, गुरुप्रसादकों पाइ ।
भई मयूख समाप्ति यह, मुदमंगलतें छाइ ॥

॥ इति श्रीमद्वेदान्ततीर्थपण्डितमायारामसंगृहीत
श्रीसत्पुरुषचरित्रप्रकाशे सेवकोपदेश
वर्णनंनाम त्रयोविंशतितमो मयूखः



श्री गणेशाय नमः

## अथ चतुर्विंशतितमो मयूखः



दोहा—दुग्धरेजमें एकदिन, स्वामी शरन सुखधाम ।
भक्त लुहाना आ गये, धनजी—कानजी नाम ॥ १ ॥

એક દિવસે દુધરેજમાં ધનજી અને કાનજી નામના લુહાણા જ્ઞાતિના ભક્તો સુખના ધામરૂપ સ્વામી શ્રી ષટ્પ્રજ્ઞમહારાજને શરણે આવ્યા.

उभय लाभ सत्संगको, लेन लगे दिनरेन ।
करन लगे पुनि प्रार्थना, यतिवर प्रति गति लेन ॥ २ ॥

બન્ને ભક્તોએ નિરન્તર સત્સંગનો લાભ લેવા અને સદ્ગતિ (મોક્ષ) મેળવવા સ્વામીજીપ્રતિ પ્રાર્થના કરી કે

भगवन्! यह संसारमें, दुःखपीडित हम दास ।
शरणागत हैं आपके, चरननमें विश्वास ॥ ३ ॥

હે ભગવન્! આ સંસારમાં દુઃખથી પીડાએલા અમે આપના દાસ છીએ, આપના ચરણોમાં અમારો વિશ્વાસ હોઇ અમે આપને શરણે આવ્યા છીએ.

ग्रहि अनाथको हाथ अब, गुरुवर! करहु सनाथ ।
विनययुक्त बोलन लगे, उभय भक्त इक साथ ॥ ४ ॥

હે ગુરૂવર! હવે અમો અનાથોનો હાથ પકડી સનાથ કરો. આ રીતે બન્ને ભક્ત વિનયપૂર્વક એક સાથે બોલ્યા

सुनत स्वामी षट्प्रज्ञके, उर करुना अधिकाइ ।
दीन्ही दीक्षा उभयकों, मोक्षद मंत्र सुनाइ ॥ ५ ॥

તે સાંભળી ષટ્પ્રજ્ઞસ્વામીના હૃદયમાં કરૂણા આવી અને તેઓએ એ બન્ને ભક્તોને મોક્ષદાયક મંત્રરાજનું શ્રવણ કરાવી દીક્ષા આપી

एक कन्हैयादास अरु, ध्यानदास धीमंत ।
रखे नाम उन उभयके, कहन लगे यतिकंत ॥ ६ ॥

એ બન્નેનાં અનુક્રમે કન્હૈયાદાસ તથા ધ્યાનદાસ એવાં નામ રાખી તેઓને સ્વામીજી કહેવા લાગ્યા જે

चो.—भगवत् स्मरण करहु भयहारी, जातें सद्गति शिष्य! तुम्हारी ।
अस गुरुआज्ञा शीश चढाई, रटन लगे दोऊ रघुराई ॥ ७ ॥

ભયને હરનાર ભગવત્ સ્મરણ કરો કે જેથી હે શિષ્યો! તમારી સદ્‌ગતિ થશે, આ રીતની ગુરૂશ્રીની આજ્ઞાને મસ્તકે ચઢાવી બન્ને ભક્ત શ્રી રઘુરાજ રામ-ચન્દ્ર પ્રભુનું ભજન કરવા લાગ્યા.

पुनि यात्रा संकल्पित दोऊ, यात्रा हित निकसे अब जोऊ ।
आगें पुर भेंसाण निवासी, गुजर सुथारजु रामविलासी ॥ ८ ॥

તે પછી એ બન્ને (ધ્યાનદાસજી અને કનૈયાદાસજી) યાત્રાનો સંકલ્પ કરી યાત્રાઅર્થે ડુંગરેજથી રવાના થયા. હવે જુઓ, પ્રથમ જે ભેંસાણનામના ગામમાં રામનામના વિલાસી ગુર્જર સુથાર

रामदास सुत पितु सुखरामजु, उनने यतिवर प्रति निष्कामजु ।

अन्तिम समय स्पृहा दर्शनकी, प्रकट की हुईथी निज जनकी ॥ ९ ॥

પિતા સુખરામ અને તેના પુત્ર રામદાસ એ બન્નેએ નિષ્કામવૃત્તિથી અન્તિમસમયે જે દર્શનની ઇચ્છા સ્વામીજી આગળ પ્રકટ કરી હતી તે મુજબ પોતાના સેવકની

अभिलाषा वह पूर्न करनकों, सत्य दिखावन स्वकीय वचनकों।
शोचत श्रीषट्प्रज्ञ यहांजु, दस्यो भक्तकों सर्प वहांजु ॥ १० ॥

એ અભિલાષા પૂર્ણ કરવા માટે અને પોતે આપેલું વચન પાળવા માટે અહીં [ડુંગરેજમાં] શ્રી ષટ્પ્રજ્ઞસ્વામી ભેંસાણ જવાનો વિચાર કરવા લાગ્યા અને ત્યાં (ભેંસાણમાં) ભક્ત રામદાસને સર્પ કરડ્યો.

दोहा—गुरु दर्शनकी आशतें, उर अतिशय अकुलात।
रामदास निज तातकों, कहत दुःखमय बात ॥ ११ ॥

સદ્‌ગુરૂ ષટ્પ્રજ્ઞસ્વામીનાં દર્શનની આશાએ હૃદયમાં અત્યંત અકળાતા રામદાસ પોતાના પિતાને દુઃખયુક્ત વાત કહેવા લાગ્યા જે હે પિતા!

सर्पदंश यह दुःखद भयोहै, तदपि शान्तितें हृदय छयोहै।
यह संसार अनित्य सुहावे, पुनि छिनभंगुर देह कहावे ॥ १२ ॥

આ જે મ્હને સર્પદંશ થયો છે તે મહાન્ દુઃખદાયક છે, છતાંએ મ્હારા હૃદયમાં ગુરૂ કૃપાથી શાન્તિ છે. આ સંસાર અનિત્ય (ખોટો) છે અને દેહ ક્ષણભંગુર કહેવાય છે.

कीथी विनति जो गुरुवरकों, पाये अपने वह अवसरकों।
महदात्मा वो है बहु मानित, त्यों सेवक है उनके अगणित ॥१३॥

ગુરૂવર્ય ષટ્પ્રજ્ઞસ્વામીને જે વિનતિ કરી હતી એ સમયને આપણે પ્રાપ્ત થયા. એ મહાત્મા બહુમાનિત (જેને ઘણાં મનુષ્યો માને એવા) છે અને એમના સેવક પણ અગણિત છે.

अपने पापी पामर प्रानी, उन पावन हिय बात भुलानी।
किस बिध हम गुरु स्मरनजु आवें, प्रिय दर्शनतें सद्गति पावें ॥१४॥

આપણે પાપી એવાં પામર પ્રાણી છીએ. એમના પાવન હૃદયમાં આપણી વાત ભુલાઇ ગઈ જણાય છે, અમે ગુરૂના સ્મરણમાં શી રીતે આવીએ ? જો ગુરૂદર્શન થાય તો સદ્ગતિ પામીએ.

दोहा--सत्य प्रेम गुरु चरनमें, है नहि अपना तात ।
यदि होवे तो क्यों बने, ऐसी विपरीत बात ॥ १५ ॥

હે પિતાજી ! ગુરૂચરણમાં આપણો સાચો પ્રેમ નથી, જો સાચો પ્રેમ હોય તો આવી વિપરીત વાત કેમ બને ? અર્થાત્ ગુરૂના સ્મરણમાં આપણે કેમ ન આવીએ ?

केवल निज दुर्भाग्यका, यही बडा अपराध ।
निश्चय मेरे शरीरका, नाशक है अहि बाध ॥ १६ ॥

કેવળ આપણાં પોતાનાંજ દુર્ભાગ્યનો આ અપરાધ છે. સર્પ દંશનું દુઃખ નક્કી મ્હારા શરીરનું નાશક [નાશ કરનાર] છે.

जगत् प्रलयकारक प्रबल, कालवदनतें जाइ ।
सदन करौं में बात जो, स्वाभाविक ठहराइ ॥ १७ ॥

જગતનો પ્રલય કરનાર પ્રબળ કાળના મુખમાં જઈ હું નિવાસ કરૂં કે જે વાત સત્પુરૂષોએ સ્વાભાવિક ઠેરાવી છે. અર્થાત્ નામ તેનો નાશ છે, જન્મ તેનું મરણ છે. ઇત્યાદિ

क्यों कि युवक अभिमन्युसे, महावीर कहलाइ ।
वदन काल विकालके, छिनमें गये समाइ ॥ १८ ॥

કારણ કે અભિમન્યુ જેવા યુવાન મહાન્ પરાક્રમી કહેવાઈ વિકાળ કાળના મુખની અંદર એક ક્ષણમાત્રમાં સમાઈ ગયા,

धीरवीर उनके पिता, थे अर्जुन बलधाम ।
मातुल प्रभु श्रीकृष्णसे, काहु न आये काम ॥ १९ ॥

એમના પિતા ધીરવીર બળવાન્ બાણાવળી અર્જુન હતા અને મામા શ્રી કૃષ્ણ પ્રભુ સ્વયં હતા, છતાં કોઈએ કામ ન આવ્યા. અર્થાત્ કોઇ અભિમન્યુને કાળના મુખમાંથી છોડાવી ન શકયા.

देख द्रश्य यह खेद सह, कहों तात! इतना हि।
मेरे जैसे दीनका, कोउ सहायक नांहि ॥ २० ॥

આ દ્રશ્ય જોઇ હે પિતા! હું ખેદ સાથે માત્ર એટલુંજ કહું છું જે મારા જેવા દીનનો કોઈ સહાયક નથી

महाकालवश होउँ में, तामें अचरज कोन?।
पें करुनाकर गुरु यदि, आवे अपने भोन ॥ २१ ॥

તો પછી હું મહાકાળને આધીન બનું એમાં કયું આશ્ચર્ય છે? પરંતુ કરૂણાનિધાન ગુરૂ પદ્મપ્રભમહારાજ જો આપણે ઘેર પધારે

तो उनके पदकमलमें, मेरी नति साष्टांग।
कह कर–कहना गत भयो, रामदासको स्वांग ॥ २२ ॥

તો એમના ચરણકમળમાં મારા સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી કહેવું જે રામદાસનું શરીર ગત થયું.

चो–गुरुकों यह सन्देश हमारा, कहिओ सेवक दीन तुम्हारा।
निज अघबल अहिदंशित ह्वेकें, नाम पुनित गुरुका मुख लेकें ॥२३॥

હે પિતા! ગુરૂજીને અમારો આટલો સંદેશો કહેજો જે તમારો દીન સેવક પોતાનાં પાપને બળે સર્પના દંશવાળો બની અર્થાત્ સર્પથી ડંસાએલો બની આપ સદ્‌ગુરૂનું નામ મુખથી જપતો જપતો

भया मृत्युवश पुण्यविहीना, तुमने उनकी विनति सुनी ना।
अंत समय लों दरस न दीन्हा, हमने कछु अपराध जु कीन्हा ॥२४॥

પુણ્ય વિનાનો એ પ્રાણી મૃત્યુવશ થયો, તમે એની વિનતિ ન સાંભળી, અન્તસમય સુધી દર્શન ન આપ્યાં જેથી અમે કંઇ અપરાધ કર્યો હશે.

भाग्य भोग जानी अहिदंशा, समरा नहि उनका दुःखअंशा।
केवल सद्गुरु स्मरण करतही, सेवक अन्तिम श्वास भरतही ॥२५॥

સર્પદંશને ભાગ્યનો ભોગ જાણી એના દુઃખને અંશમાત્ર સંભાર્યું નથી, કેવળ સદ્‌ગુરૂનું સ્મરણ કરતાં કરતાં સેવકે અન્તિમશ્વાસ નિર્ગમ કર્યો.

इतनी मेरी अन्तिम विनति, कहना तात! पुनित गुरुवर प्रति ।
यदि वह सुनि करुनाजु करेंगे, तोभी मेरे दुरित जरेंगे ॥ २६ ॥

હે પિતા! પવિત્ર ગુરૂવર પ્રતિ મારી આટલી અન્તિમ વિનતિ અવશ્ય નિવેદન કરજો. જો એ સદ્ગુરૂ કૃપા કરશે તો પણ મ્હારાં સમગ્ર પાપ બળી જશે.

होगा श्रेय हमारा आगें, जननी जनक सन कहनजु लागे ।
में हतभागी काल कलेवा, कर न सक्यो कछु आपकी सेवा ॥२७॥

અને ભવિષ્યમાં મ્હારૂં કલ્યાણ થશે. વળી રામદાસ પોતાના માતાપિતા પાસે કહેવા લાગ્યા જે હું હતભાગ્ય કાળના કોળીઆરૂપ બન્યો, આપની કાંઇપણ સેવા કરી શકયો નથી.

यातें तात! क्षमा द्रुत दीजें, मो सम ऋणीपें करुना कीजें ।
क्योंकि तुम्हारी करुनाके बल, में ऋणमुक्त बनोंगा यही पल ॥२८॥

માટે હે પિતા! મને ક્ષમા આપો અને મારા જેવા ઋણી [કરજદાર] ઉપર કૃપા કરો, કારણ કે આપની કૃપાના પ્રાબલ્યથી હું એજ પળે ઋણમુક્ત બની જઇશ.

अब गुरुवर पद पंकज ध्याई, मूर्ति मनोहर द्रग पधराई ।
जो है दुर्लभ भक्तजनोंकों, गुरु षट्प्रज्ञ परम प्रिय मोकों ॥ २९ ॥

હવે ગુરૂવરના ચરણકમળનું ધ્યાન ધરી, એમની મનોહર મૂર્તિ મેં આંખમાં પધરાવી છે કે જે ભક્તજનોને અતિ દુર્લભ છે એ ગુરૂ ષટ્પ્રજ્ઞસ્વામી મને પરમ પ્રિય છે.

ओतप्रोत मन उनमें मेरा, वह स्वामी में उनका चेरा ।
अब मोहे नहि काहु बुलाना, त्यों हियमें नहि शोक बढाना ॥३०॥

એમનામાં મારૂં મન ઓતપ્રોત બની ગયું છે, એ સ્વામી [ મારા પ્રભુ ] છે અને હું એમનો દાસ છું, હવે મને કોઈ બોલાવશો નહિ, તેમ હૃદયમાં શોક કરશો નહિ.

दो.—अस कहि निज पितु मातकों, रामदास अभिराम ।
तारक सद्गुरु चरनमें, लहत भयउ विश्राम ॥ ३१ ॥

પોતાનાં માબાપને એ પ્રમાણે કહી રામ તરફ વૃત્તિવાળા રામદાસ તારક [તારનાર] એવા સદ્ગુરૂના ચરણમાં ધ્યાનદ્વારા વિશ્રાન્તિ લેવા લાગ્યા.

रजनीके प्रारंभको, समय यही सुखमूल ।
दुग्धरेजमें स्वामीकों, भयो स्वप्न प्रतिकूल ॥ ३२ ॥

એ સમય રાત્રિના પ્રારંભનો હતો અને તે સુખમૂળ છતાં દુગ્ધરેજમાં સ્વામી ષટ્પ્રજ્ઞમહારાજને પ્રતિકૂલ (વિપરીત) સ્વપ્ન થયું.

रामदासके वदनको, आर्तनाद सुनि आप ।
दयासिन्धु जागृत भये, देखि दास संताप ॥ ३३ ॥

તેમાં રામદાસના મુખનો આર્તનાદ [દીન અવાજ] સાંભળી દયાનાસાગર સમાન પોતે જાગી ઉઠયા અને સેવકને સંતાપ થતો જોઇ.

त्वरित जगाये बन्धुकों, लब्धरामके संग ।
कहत भये वह उभयकों, यति निज स्वप्न प्रसंग ॥ ३४ ॥

તુરત શિષ્ય લબ્ધરામ સહિત પોતાના બન્ધુ અમરપ્રસાદજીને જગાડ્યા એ બન્નેને સ્વામીજી પોતાના સ્વપ્નનો પ્રસંગ કહેવા લાગ્યા,

संबोधी पुनि शिष्यकों, बोले श्रीयतिराइ ।
सेवा आश्रमकी सुभग, करना ध्यान लगाइ ॥ ३५ ॥

અને પછી પોતાના શિષ્યને સંબોધી સ્વામીજી બોલ્યા જે હે લબ્ધરામ! આ આશ્રમની સારી રીતે ધ્યાન દઇ સેવા કરજો.

आर्त भक्त इक प्रिय अति, उनके रक्षण काज ।
बिचरत हों भेंसाण प्रति, अमरदास सह आज ॥ ३६ ॥

મ્હારો એક પ્રિય ભક્ત અત્યંત દુઃખી છે તેની રક્ષા કરવા માટે હું અમરદાસજીને સાથે લઇ આજેજ ભેંસાણ જાઉં છું.

यों कह कर भेंसाण प्रति, सत्वर कियो प्रयान ।
दिन त्रयमें वहँ पहुचकें, धरन लगे गुरु ध्यान ॥ ३७ ॥

આટલું કહી તુરત ભેંસાણ ગામ પ્રતિ પ્રયાણ કર્યું અને પ્રભુસ્મરણ કરતા કરતા ત્રિજા દિવસના સવારમાં ત્યાં પહોંચ્યા.

**चौ.–रामदासको स्वरुप सुचिन्तन, करत करत शोचत यतिवर मन।**
**दो दिन याबिध बीत गयेऊ, दिन तृतीयको प्रात भयेऊ ॥ ३८ ॥**

અહીં રામદાસે સ્વરૂપનું ચિન્તન અને ગુરૂ ષટ્પ્રજ્ઞસ્વામી સબંધી મનમાં વિચાર કરતાં બે દિવસ વિતાવ્યા, ત્રીજા દિવસનું પ્રભાત થયું ત્યાં

**पञ्च भूत आत्मक तनु त्यागा, रामदास बहुरि नहि जागा।**
**मातपिता उनके थे ज्ञानी, भगवद्भक्ति जिन्हे उर ठानी ॥ ३९ ॥**

પંચભૂતાત્મક દેહનો ત્યાગ કર્યો, રામદાસ ફરી જાગ્યા નહિ. શાશ્વત નિદ્રાને પ્રાપ્ત થયા. એમનાં માતપિતા જ્ઞાની હતાં, જેઓએ હૃદયમાં ભગવદ્ભક્તિને સ્થાન આપ્યું હતું.

**मनमें शोचत है वह दोऊ, भुगत भावि जगमें सब कोऊ।**
**श्रीहरिकी यह माया सोहै, पुत्र धनादि पदारथ जो है ॥ ४० ॥**

એ બન્ને મનમાં વિચારવા લાગ્યાં જે જગત્માં સર્વ કોઇ ભાવિ ભોગવે છે. પુત્ર ધન આદિ જે પદાર્થો છે તે સર્વ શ્રી હરિની માયા છે.

**जो कछु सुखके साधन पावें, वो सब श्रीहरिके हि कहावे।**
**उनकी इच्छातें सब प्रानी, भोग भुगतहे आत्मिक जानी ॥ ४१ ॥**

જગત્માં જે કાંઇ સુખનાં સાધન છે તે સર્વ શ્રીહરિનાં કહેવાય છે. એમની ઇચ્છાથી પ્રાણીમાત્ર એ સુખસાધન–ભોગને ભોગવે છે.

**यह सुतभी श्रीहरिने दीना, पुनि उनने निज सन ले लीना।**
**काहे शोच करें हम तामें, प्रभु सामर्थ्य प्रकट है जामें ॥ ४२ ॥**

આ પુત્ર પણ શ્રી હરિએ આપ્યો હતો, પાછો એમણે પોતાપાસે ખેંચી લીધો તેમાં અમે શામાટે શોક કરીએ? જે કાર્યમાં પ્રભુનું સામર્થ્ય પ્રસિદ્ધ છે તેમાં આપણો કાંઇ ઉપાય નથી.

**जो वस्तु प्रभुकी ठहरानी, उनकों निज सुखसाधन जानी।**
**जो मनुजात ममत्व करत है, वो केवल पापी ठहरत है ॥ ४३ ॥**

જે વસ્તુ પ્રભુની ઠરી છે તેને પોતાનાં સુખનું સાધન જાણી જે મનુષ્ય મમત્વ [મારાપણું] સમજે છે તે કેવળ પાપી ઠરે છે.

**यातें अब तजि सकल विचारा, करन योग्य अन्तिम आचारा ।**
**उचित न शोच भाविके आगें, स्नेही कुटुम्ब बुलावन लागे ॥ ४४ ॥**

એટલા માટે હવે સર્વ વિચારોને તજી અન્તિમ ક્રિયા કરવી ઘટે છે. ભાવિ આગળ શોક કરવો યોગ્ય નથી. એમ કહી સ્નેહી તથા કુટુમ્બીઓને બોલાવવા એક જણ રવાના થયો.

**आये सब–शबकोंजु उठाई, राम नाम धुन गहन लगाई ।**
**चले स्मशान प्रति सब भैया, पहुचे निकट रटत रघुरैया ॥ ४५ ॥**

સર્વ કુટુમ્બીજનો તથા સ્નેહીઓ આવ્યા અને રામદાસના શબને ઉપાડી રામનામની ગંભીર ધુન લગાવી સ્મશાન પ્રતિ ચાલ્યા. આ રીતે સર્વ જનો રામનું રટણ કરતા સ્મશાન નજીક આવી પહોંચ્યા ત્યાં

**यतियुग आन लगे पुर औरा, देखत भयउ मृतक उस ठोरा ।**
**पूछन लागे यह शब किनका ?, नाम कोनसा है प्रिय इनका ? ॥४६॥**

ષટ્પ્રજ્ઞસ્વામી તથા અમરદાસજી મહારાજ ગામ તરફ આવતા હતા તેઓએ એ સ્થળે મડદાંને જોયું અને સ્વામીજી ત્યાં હાજર રહેલા માણસોને પૂછવા લાગ્યા જે આ શબ કોનું છે ? અને એનું નામ શું છે ?

**रामदासका तन यदि होवे, धरहु धरनी तो मुख हम जोवें ।**
**अस दयार्द्र बानी सुनतेही, धरत भये धरनी शब–देही ॥ ४७ ॥**

જો કદિ આ રામદાસનું શરીર હોય તો તેને પૃથ્વી ઉપર મૂકો એટલે અમે એમનું મુખ જોઇએ. આ રીતની દયાથી ભીંજાએલી વાણી શ્રવણ કરતાંજ ઉપાડનાર મનુષ્યોએ શબને પૃથ્વીપર મૂકયું.

**दोहा–रामदासके तात वहँ, आये झटपट दोरि ।**
**ज्यों निर्धन–तरु काम सन, दोरत जोर निचोरि ॥ ४८ ॥**

રામદાસના પિતા સુખરામ તુરત ત્યાં દોડી આવ્યા, જેમ નિર્ધન મનુષ્ય કલ્પવૃક્ષ પાસે પોતાનામાં જેટલું જોર હોય તેટલા જોરથી દોડી જાય

त्यों सुखराम यतीशके, चरन परे द्रुत आइ ।
सुतने जो गुरुप्रति कही, सो सब दीन्ही सुनाइ ॥ ४९ ॥

તેમ સુખરામ સ્વામીજીના ચરણમાં એકદમ આવી પડ્યા અને પોતાના પુત્રે ગુરૂને કહેવાની જે વાત કહી તે સર્વ તેમણે સ્વામીજી પાસે નિવેદન કરી.

सुनत स्वामी षट्प्रज्ञके, उर करुना अधिकाइ ।
कहन लगे निज बन्धुकों, दिव्य स्वरुप दरसाइ ॥ ५० ॥

જે સાંભળીતાંજ સ્વામી ષટ્પજ્ઞમહારાજના હૃદયમાં કરૂણા વૃદ્ધિ પામી, તેઓ પોતાના બન્ધુ અમરદાસજીને પોતાનું દિવ્ય સ્વરૂપ દેખાડી કહેવા લાગ્યા જે

अमरदास! तुम करहु द्रुत, दुग्धरेज प्रति गोन ।
मेरे आशीर्वाद वहँ, डारहु सबके श्रोन ॥ ५१ ॥

હે અમરપ્રસાદ! તમે તુરત દૂધરેજ તરફ પ્રયાણ કરો અને ત્યાં જઇ સર્વને મારા આશીર્વાદ કહો.

अपने यादव सद्गुरु, स्थापित संस्था जान ।
लब्धराम आदिकनकों, कहेमा–रखेजु ध्यान ॥ ५२ ॥

આપણા સદ્ગુરૂ યાદવસ્વામીએ સ્થાપેલી સંસ્થા જાણી લબ્ધરામ આદિ સહુને કહેજો જે એ સંસ્થાની બરાબર સંભાળ રાખે.

उनके सह तुम भी सदा, भजिकें श्रीभगवान ।
व्यतीत करोगे आयुकों, जग असार यह जान ॥ ५३ ॥

લબ્ધરામની સાથે તમે પણ શ્રી રામ-પ્રભુનું ભજન કરી આ સંસારને અસાર સમજી અવશેષ આયુષ્ય વિતાવજો.

कर निवास गुरुपीठमें, सदा विरचि सत्संग ।
जीवन अतिही शान्तिमय, उचित बिताना अंग! ॥ ५४ ॥

હે બન્ધુ! યાવજ્જીવન ગુરૂપીઠમાં નિવાસ કરી નિરન્તર સત્સંગમાં અત્યંત શાન્તિમય યોગ્ય રીતે તમારે જીવનને વ્યતીત કરવાનું છે.

चो.–में मेरा आयुष इन काजा, अर्पत हों सुमिरी रघुराजा ।
रामदासने तजि जग सारा, स्मरण किया प्राणान्त हमारा ॥ ५५ ॥

શ્રીરામચન્દ્ર ભગવાનનું સ્મરણ કરી હું આ ભક્તને અર્થે મારૂં આયુષ્ય અર્પણ કરૂં છું. રામદાસે જગતના સમગ્ર પદાર્થોને છોડી પ્રાણ વિસર્જન પર્યન્ત અમારૂં સ્મરણ કર્યું છે,

भक्तकी इच्छा पूर्ण करनकों, गोप्य पदार्थ न कछु संतनकों ।
यातें अब आयुष मम जो है, रामदास हित अर्पित सो है ॥५६॥

ભક્તની ઇચ્છા પૂર્ણ કરવા માટે સત્પુરૂષોને કંઇ ગોપ્ય [છુપાવી રાખવા યોગ્ય] છેજ નહિ. માટે હવે મારૂં જે આયુષ્ય છે તે રામદાસ અર્થે અર્પણ કરાએલું છે.

अस परमार्थपरायण ज्ञानी, दयामूर्ति यतिकी सुनि बानी ।
पाये सब आश्चर्य महद्जु, कहत परस्पर ह्वै गद्गद्जु ॥ ५७ ॥

આ રીતે પરમાર્થ પરાયણ, જ્ઞાની અને ધ્યાનની સાક્ષાત્ મૂર્તિ સ્વામીષટ્પ્રજ્ઞ-મહારાજનાં વચન સાંભળી સર્વ જનો મહાન્ આશ્ચર્ય પામ્યાં અને ગદ્ગદ્ કંઠે એક બીજાને (પરસ્પર) કહેવા લાગ્યા જે

ऐसे सज्जन भक्त सहायक, सबकों है गुरु करिबे लायक ।
जातें लोक उभयतें प्रानी, पावे शुभ कल्याणकी खानी ॥ ५८ ॥

ભક્તને સહાયતા આપનાર આવા સત્પુરૂષ સહુએ ગુરૂ કરવા યોગ્ય છે. જો આવા સદ્ગુરૂ હોય તો મનુષ્ય આ લોક અને પરલોક બન્નેમાં કલ્યાણને પ્રાપ્ત કરે છે.

या बिध आपसमें जन बोलत, अमरदास अब निज हिय खोलत ।
वह षट्प्रज्ञस्वामीकों सविनय, कहत भयउ-होहु प्रभुको जय ॥५९॥

આ રીતે મનુષ્યો પરસ્પર બોલતા હતા. હવે અમરદાસજી મહારાજ પોતાનું હૃદય ખોલે છે અર્થાત્ હૃદયમાં રહેલી વાત પ્રકાશે છે. તેઓ ષટ્પ્રજ્ઞસ્વામીને વિનયપૂર્વક કહેવા લાગ્યા જે આપનો જય હો.

यह अवनीमें अधम अमित है, आप जीवन उन तारन हित है ।
यातें तुम इच्छा अनुसारा, करहु शिष्यको प्रभु ! उद्धारा ॥ ६० ॥

આ દુનિયામાં માપી ન શકાય તેટલા અધમ મનુષ્યો છે તેનો ઉદ્ધાર કરવા માટે આપનું જીવન છે, માટે હે પ્રભુ ! આપ આપની ઇચ્છાનુસાર શિષ્યોનો ઉદ્ધાર કરો.

भोगहु आयुष आप अशेषा, विचरहु–चिन्ता धरहु न लेशा ।
अस कही स्वामीकी आज्ञा लीन्ही, देर तिनक यह बेर न कीन्ही ॥६१॥

આપ સંપૂર્ણ આયુષ્ય ભોગવો, પધારો, લેશ પણ ચિન્તા ન કરો. આમ કહી જરા પણ વિલંબ કર્યા વિના સ્વામીજીની આજ્ઞા મેળવી

तुलसीदल सह जल कर लीन्हो, शुद्ध हृदय संकल्पजु कीन्हो ।
मैं मेरा जो आयुष है सब, रामदासहित अर्पत हौं अब ॥ ६२ ॥

તુલસીદલ [ તુલસીપત્ર ] સહિત પાણી હાથમાં લીધું અને શુદ્ધ હૃદયથી સંકલ્પ કર્યો જે હું મારું સમગ્ર આયુષ્ય અત્યારે રામદાસ અર્થે અર્પણ કરું છું.

दोहा–भक्तिवश अस बोलिकैं, रामदास मुख फारि ।
अमरदासने आपको, आयुर्जल दिय डारि ॥ ६३ ॥

ભક્તની ભક્તિને આધીન બની અમરદાસમહારાજે ઉપર પ્રમાણે વચનો ઉચ્ચારી રામદાસના મુખમાં પોતાનું આયુષ્યપૂર્ણ જલ રેડી દીધું.

मुखमें जल गिरतेहि वह, है सजीव रट राम ।
पूज्य यतीयुग चरनमें, पर्यो जानि सुखधाम ॥ ६४ ॥

મુખમાં જલ પડતાંજ એ રામદાસ સજીવન થયા અને રામનું રટણ કરતા પૂજ્ય અને સુખના ધામરૂપ બન્ને યતીઓના ચરણમાં પડ્યા.

मृतकसजीवनको महा, दृश्य अनुपम देखि ।
जनताने आश्चर्यमय, धन्य घटि पल लेखि ॥ ६५ ॥

મૃતક [મરેલ] સજીવન થયાનું આ મહાન્ અને અનુપમ દૃશ્ય (દેખાવ) જોઇ આશ્ચર્યમય જનસમૂહે ઘડી તથા પલ વગેરે ધન્ય લેખ્યાં.

सकल स्वामी षट्प्रज्ञके, चरन परे सानन्द ।
रामदास सह ग्राममें, विचरे पुनि जनवृन्द ॥ ६६ ॥

સર્વ મનુષ્યો આનન્દપૂર્વક ષટ્પ્રજ્ઞસ્વામીના ચરણમાં પડ્યા અને રામદાસ સહિત મનુષ્યનો સમુદાય ગામ તરફ ચાલી નિકળ્યો.

मात पिता अरु आप्त जन, रामदासके मित्र ।
आनन्द उत्सव करत अरु, पूजत सुगुरु पवित्र ॥ ६७ ॥

રામદાસનાં માતા પિતા હિતેચ્છુ તથા મિત્રવર્ગ આનંદ ઉત્સવ કરવા લાગ્યા અને પવિત્ર એવા સદ્ગુરૂ ષટ્પ્રજ્ઞમહારાજનું પૂજન કરવા લાગ્યા.

यही समय षट्प्रज्ञने, आमंत्रित जन संत ।
पावन गिरि गिरनारतैं, आई चढे अनंत ॥ ६८ ॥

આ સમયે ષટ્પ્રજ્ઞસ્વામીએ આમંત્રણ કરી બોલાવેલા અનંત સંતજનો પવિત્ર ગિરનાર પર્વત આદિથી અહીં પધાર્યા.

चो.-करत भयउ वह सब प्रभुकीर्तन, हरिचर्चा अतिही प्रभुदितमन ।
यह समाजके मध्य यतीश्वर, जिमि तारागन बिच सुधाकर ॥ ६९ ॥

એ સર્વ અત્યંત આનંદયુક્ત મનથી હરિચર્ચા તથા પ્રભુકીર્તન કરવા લાગ્યા. આ સંત સમાજની મધ્યે ષટ્પ્રજ્ઞસ્વામી જેમ તારાગણમાં ચન્દ્ર શોભે તેમ શોભતા હતા.

उनप्रति करकें विनय बहोरी, अमरदास बोले कर जोरी ।
सदुपदेश करहु अब मो हित, है मेरो प्रभु चरननमें चित्त ॥ ७० ॥

એમના પ્રતિ બહુજ વિનયપૂર્વક હાથ જોડી અમરદાસજી બોલ્યા જે હવે મને સદુપદેશ આપો. મારૂં ચિત્ત આપના ચરણમાં છે.

याबिध प्रिय परमारथ सानी, अमरदासकी सुनिकें बानी ।
बोले श्रीषट्प्रज्ञ यतीश्वर, हो स्वरूपमें मग्न सहोदर ! ॥ ७१ ॥

આ રીતે પ્રિય લાગે એવી અને પરમાર્થથી પરિપૂર્ણ અમરદાસજીની વાણી સાંભળી શ્રી ષટ્પ્રજ્ઞસ્વામી બોલ્યા જે હે બન્ધુ ! તમે સ્વરૂપમાં નિમગ્ન બનો

तुम ज्ञानी–नहि कछु अनजाना, प्रश्न अन्य प्राणीहित ठाना ।
सत्संगको वृद्धि हित उत्तर, देन चहों सुनु अयि तापसवर ॥७२॥

તમે જ્ઞાની છો, તમારાથી કંઇ અજાણ્યું નથી, તમોએ અન્ય પ્રાણીઓનાં
હિત માટે પ્રશ્ન કરેલ છે. હે તપસ્વીઓમાં શ્રેષ્ઠ બન્ધુ અમરદાસ! સત્સંગની વૃદ્ધિ
માટે હું તમારાં પ્રશ્નનો ઉત્તર આપવા ઇચ્છું છું,

नांही तुम यह स्थूलशरीरा, नांही तुम इन्द्रिय मतिधीरा ।
अन्न प्राण मन अरु विज्ञाना, कोश बहुरि आनन्दमय जाना ॥७३॥

આ સ્થૂલ શરીર તમે નથી, તેમ હે ધૈર્યશાળી મતિવાળા બન્ધુ! પંચ જ્ઞાનેન્દ્રિય
અને પંચ કર્મેન્દ્રિય પણ તમે નથી. અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય અને
આનન્દમય એ રીતે પાંચ કોશ પણ તમે નથી,

तुम्ही कोश पञ्चकतें पर हो, शुद्ध बुद्ध अरु मुक्त प्रवर हो ।
यह प्रपञ्च सब तुममें कल्पित, अधिष्ठान तुम हो उनके नित ॥७४॥

એ પાંચે કોશથી તમે પર [ જુદા ] છો, તમે શુદ્ધ છો, બુદ્ધ [ જ્ઞાનસ્વરૂપ ]
, મુક્ત છો અને પ્રવર [ સર્વોત્કૃષ્ટ ] છો, આ જગત્ આદિ સર્વ પ્રપંચ તમારા
સ્વરૂપમાં કલ્પિત છે, એ સર્વના તમે અધિષ્ઠાન છો.

कछु कर्तव्य न शेष तुम्हारा, है निश्चय यह बन्धु हमारा ।
बाल्यावस्थातें बहुतेरी, सेवा तुम्हने कीन्ही मेरी ॥ ७५ ॥

તમારે કાંઇ કર્તવ્ય બાકી નથી, હે બન્ધુ! એવો અમારો નિશ્ચય છે. તમે
બાલ્યાવસ્થાથી આજ પર્યન્ત મારી ઘણીજ સેવા કરી છે.

उपकृत हों लखि प्रेम अनुप मैं, लीन होहु अब आत्मस्वरुपमें ।
सुनि अस श्रीषट्प्रज्ञकी बानी, अमरदास पाये मुदखानी ॥७६॥

તમારો એ અનુપમ પ્રેમ જોઇ હું ઉપકૃત થયો છું અર્થાત્ તમારો મ્હારા
પર ઉપકાર છે. હવે તમે આત્મસ્વરૂપ [ સ્વસ્વરૂપ ] માં લીન થાઓ. આ રીતે
, ષટ્પ્રજ્ઞમહારાજની વાણી શ્રવણ કરી અમરદાસજી આનન્દને પ્રાપ્ત થયા.

दोहा—अमरदास महाराज प्रति, अतिशय भक्तिमान ।
करत भये कछु प्रार्थना, द्वय जन बुद्धिनिधान ॥ ७७ ॥

આ સમયે અમરદાસ મહારાજ પ્રતિ અતિશય ભક્તિભાવવાળા બુદ્ધિશાળી
મનુષ્યો પ્રાર્થના કરવા લાગ્યા જે—

आये हम तुम शरनमें, जन्ममरन भयहारि,
दीक्षा देहु दयानिधि!, भक्तनके हितकारि ॥ ७८ ॥

અમે આપને શરણે આવ્યા છીએ. તો ભક્તોનું હિત કરનાર હે દયાસિન્ધુ! જન્મ મરણનો ભય હરનારી દીક્ષા અમોને આપો.

अमरदासने उभयके, सुने बचन सुखकार।
स्वामीश्रीषट्प्रज्ञकी, आज्ञाके अनुसार ॥ ७९ ॥

અમરદાસ મહારાજે એ બન્નેનાં સુખકારક વચન શ્રવણ કરી શ્રી ષટ્પ્રજ્ઞ-સ્વામીની આજ્ઞાનુસાર

दीन्ही दिक्षा दोउकों, विरद संतको जान।
लक्ष्मीदास–वेलुजिवी, उनकों दिय अभिधान ॥ ८० ॥

સંતનું બિરદ જાણી બેઉને દિક્ષા આપી અને એ બન્નેને લક્ષ્મીદાસ તથા વેલુજીવીરામ એવાં નામ આપ્યાં.

कहा बहुरि उन उभयकों, सेवहु तुम श्रीराम।
आश्रमकी सेवा करहु, धरहु अनुपम धाम ॥ ८१ ॥

વળી એ બન્નેને કહ્યું જે શ્રી રામચન્દ્ર પ્રભુની સેવા કરજો અને આશ્રમની પણ સેવા કરજો.

अस कही सबके द्रग निकट, प्राणायाम चढाइ।
प्राणवायुकों वश कियो, विदेह मुक्ति पाइ ॥ ८२ ॥

અમરદાસજી મહારાજે એ પ્રમાણે કહી સહુની નજર આગળ પ્રાણાયામ ચઢાવી પ્રાણવાયુને વશ કર્યો અને વિદેહ મુક્તિને પ્રાપ્ત કરી.

अन्त देह प्रारब्धको, भयो आत्म अनुराग।
स्थूल ओर सूक्ष्मादि वह, तनको कीन्हो त्याग ॥ ८३ ॥

પોતાની ઇચ્છા પ્રમાણે દેહનાં પ્રારબ્ધનો અંત થયો અને સ્થૂલ તથા સૂક્ષ્મ આદિ શરીરનો અમરદાસ મહારાજે ત્યાગ કર્યો.

चो.–यही समय संतनको वृन्दजु, लहत भयउ प्रिय भजनानन्दजु ।
यातें यतिवरने वह मुदभर, अमरदासकों दिय नामान्तर ॥८४॥

આ સમયે સંતોનો સમુદાય પ્રિય એવો ભજનનો આનંદ લેવા લાગ્યા, જેથી સ્વામી ષટ્પ્રજ્ઞમહારાજે આનંદપૂર્વક અમરદાસજીને "ભજનાનન્દ" એવું નામાન્તર [બીજું નામ] આપ્યું.

भगवन्नामस्मरण तदन्तर, धून प्रणवकी लगाइ प्लुत स्वर ।
सर्व महात्मा मिल दे करकों, समाधिस्थ किय संत अमरकों ॥८५॥

ત્યારપછી પ્રભુના નામનું સ્મરણ કરી પ્લુત [ઉંચા] સ્વરથી પ્રણવ [ૐકાર] ની ધુન કરી સર્વ મહાત્માઓએ સ્વહસ્તે સંત અમરદાસજીને સમાધિસ્થ કર્યા.

द्वादश दिन किय वहँ प्रभुकीर्तन, भोजन आदि क्रियाञ्जलि अर्पन ।
कर समाप्त षट्प्रज्ञ यतीश्वर, संत समूह सह आये निज घर ॥८६॥

એ સમાધિ પાસે બારદિવસ પર્યન્ત પ્રભુકીર્તન કર્યાં અને ભોજન આદિ ક્રિયા નિમિત્ત જે કાંઇ પુણ્ય થયું તે હાથમાં જળ લઇ ભજનાનન્દજીને અર્પણ કર્યું. આ રીતે સર્વ કાર્યનો સમાપ્ત કરી ભેંસાણથી શ્રી ષટ્પ્રજ્ઞસ્વામી સંત સમુદાય સાથે દૂધરેજ પધાર્યા. આ ભેંસાણને મેસવાણ પણ કહેવામાં આવે છે અને મેસવાણીયા સાધુઓનું આ ગુરૂસ્થાન છે અર્થાત્ મેસવાણીયા સાધુઓના પૂજ્ય આચાર્ય શ્રી અમરદાસજીમહારાજ છે. અમરદાસજીમહારાજના પ્રધાન શિષ્ય શ્રી લક્ષ્મીદાસજીમહારાજ થયા અને બીજાશિષ્ય શ્રી વેલુજીવીરામ નામનાં હતાં એમણે અનેક ભજન ધોળ વિગેરે પદો બનાવ્યાં છે કે જેના નામાચરણમાં વિલુજીવી-ભજનાનન્દની ચેલી એમ છાપ છે. માટે મેસવાણીયા સાધુઓએ ભેસવાણ [મેસવાણ] માં જઇ અમરસ્વામીની સમાધિનાં દર્શન કરવાં જોઇએ અને પોતાનીશક્તિ પ્રમાણે જીર્ણોદ્ધાર પણ એ સંસ્થાનો કરવો જોઇએ. કાલધર્મને પામી અત્યારે એ સંસ્થા બહુજ પશ્ચાત્ પડી ગયેલી છે. માટે મેસવાણીયામહાત્માઓએ તેનો જીર્ણોદ્ધાર જરૂર કરવો જોઇએ.

श्रीरघुवर श्रीमाधवजु, गुरुप्रसादकों पाइ ।
भई मयूख समाप्ति यह, मुदमंगलतें छाइ ॥

॥ इति श्रीमद्वेदान्ततीर्थपण्डितमायारामसंगृहीत
श्रीसत्पुरुषचरित्रप्रकाशे सेवकोपदेश
वर्णनंनाम चतुर्विंशतितमो मयूखः

॥ श्री गणेशाय नमः ॥

## अथ पञ्चविंशतितमो मयूखः



**दोहा–सत्संगतिको लाभ वहँ, लेत देत सब संत ।**
**यतिवर अति आनंदतें, भजत सदा भगवंत ॥ १ ॥**

દૂધરેજમાં સર્વ સંતજનો ષટ્પ્રજ્ઞમહારાજના સત્સંગનો લાભ લેતા હતા. સ્વામીષટ્પ્રજ્ઞમહારાજ પણ બહુજ આનંદથી ભગવાનનું ભજન કરતા હતા.

**चो.–एक समय श्रीकच्छनरेश्वर, राओश्री देशळके अन्तर ।**
**हुव संकल्प करें इक मण्डप, पुनि द्रढ निश्चयतें यादव नृप ॥२॥**

એક સમયે શ્રીકચ્છદેશના મહારાજા રાઓશ્રી દેશળજીના અન્તઃકરણમાં "એક મંડપ કરીએ" એવો સંકલ્પ થયો. તે પછી એ નિશ્ચય જ્યારે દ્રઢ થયો ત્યારે યાદવકુળમાં ઉત્પન્ન થયેલ એ મહારાજાએ

**सकल प्रतापी महात्मा जनकों, लिखत भयउ कुंकुमपत्रनकों ।**
**पत्री ऐसी इक कुंकुम छाई, दुग्धरेज स्वामीपें आई ॥ ३ ॥**

પ્રતાપશાળી સર્વ મહાત્મા પુરૂષોને કુંકુમપત્રિકા લખી મોકલાવી. એવી એક કુંકુમપત્રિકા દૂધરેજ સ્વામીજી ઉપર પણ આવી.

**स्वामीजोने कियजु विचारा, जर्जरीभूत शरीर हमारा ।**
**लब्धराम सेवामें रहैवे, भाणसावकों भिजवा देवें ॥ ४ ॥**

સ્વામીજીએ વિચાર કર્યો જે મારૂં શરીર હવે વૃદ્ધાવસ્થાને લીધે જર્જરીભૂત બની ગયું છે અને શિષ્ય લબ્ધરામ અમારી સેવામાં રહે છે. માટે ભાણસાહેબને કચ્છમાં મોકલીએ.

**क्योंकि हम जा सकते नांही, समाचार भेजें वाराही ।**
**अस विचारि इक संत बुलाया, उनकों निज आदेश सुनाया ॥५॥**

કારણકે હું તો જઇ શકું તેમ નથી. માટે વારાહી ગામે સમાચાર મોકલીએ. આ રીતનો વિચાર કરી સ્વામીજીએ એક સાધુને બોલાવ્યા અને તેને પોતાની આજ્ઞા સંભળાવી.

दोहा—वेगि जाहु वाराही तुम, भाणसाबकी पास ।
कहहु स्वामीके हृदय है, आप मिलनकी आश ॥ ६ ॥

તમે તુરત વારાહી ભાણુસાહેબ પાસે જાઓ અને કહો કે સ્વામીજીના હૃદયમાં આપને મળવાની ઇચ્છા છે.

आज्ञा श्रीषट्प्रज्ञकी, सुनी चल्यो वह संत ।
वाराहीपुर पहुचकें, भजि मुख श्रीभगवंत ॥ ७ ॥

શ્રીષટ્પ્રજ્ઞમહારાજની આજ્ઞા શ્રવણુ કરી એ સંત ચાલી નીકળ્યા અને વારાહી ગામે પહોંચ્યા,

मिल्यो भाणसाहेबकों, दिय सन्देश सुनाइ ।
गुरुदर्शन हित भाण उर, आतुरता अधिकाइ ॥ ८ ॥

ભાણુસાહેબને મળ્યા અને તેમને સ્વામીજીનો સન્દેશ સંભળાવ્યો. ભાણુ-સાહેબજીના હૃદયમાં સ્વામિજીના દર્શન માટે આતુરતા થઇ.

दुग्धरेज प्रति गँवनको, किय हिय द्रढ संकल्प ।
बन्धुकोंभी सह गमनकी, इच्छा भई अनल्प ॥ ९ ॥

અને તેઓએ દુધરેજ જવા દ્રઢ સંકલ્પ કર્યો, એમના ભાઇ કાનદાસની પણ સાથે આવવા મહાન્ ઇચ્છા થઇ.

कहन लगे वह भ्रातकों, मैंभी चलौं तुम संग ।
स्वामीश्री षट्प्रज्ञको, पाऔं दर्श प्रसंग ॥ १० ॥

તેઓ પોતાના ભાઇને કહેવા લાગ્યા જે હું પણ તમારી સાથે ચાલું અને સ્વામીશ્રી ષટ્પ્રજ્ઞમહારાજનાં દર્શનનો પ્રસંગ પામું.

इतनी मेरी याचना, आप होहु अनुकूल ।
क्योंकि भक्तहित है सदा, संत दरस सुखमूल ॥ ११ ॥

મારી આટલી યાચના ( માગણી ) છે માટે આપ અનુકૂલ થાઓ, કારણકે સંતપુરૂષનાં દર્શન મનુષ્યને માટે સુખનાં મૂળરૂપ છે.

सविनय बन्धुके बचन, सुनि शुभ आज्ञा दीन्ह ।
शकट सँवारी संत सह, त्वरित प्रयान जु कीन्ह ॥ १२ ॥

બન્ધુનાં આવાં સવિનય વચન શ્રવણ કરી ભાણસાહેબે તેઓને સાથે આવવાની આજ્ઞા આપી. ગાડી તૈયાર કરી. સર્વ આવેલ સાધુની સાથે તુરત દૂધરેજ તરફ પધાર્યા.

**चो.–कानदास अरु कुंवरबाई, अन्य संतमण्डली सुखदाई ।**
**भाण लेइ निज संग सिधारे, प्रेम सहित दुधरेज पधारे ॥ १३ ॥**

મહારાજશ્રી કાનદાસજી, કુંવરબાઇ (કાનદાસજીનાં ધર્મપત્ની) તથા સુખદાયક સંતમંડલી સાથે લઇ ભાણસાહેબ રવાના થયા અને પ્રેમપૂર્વક દૂધરેજ પધાર્યા.

**गुरु षट्प्रज्ञस्वामी सुखदाता, लब्धरामजी जो गुरु भ्राता ।**
**भाणदासजी मिले उभयकों, को बरने अन्योन्य विनयकों ॥१४॥**

સુખને આપવાવાળા ગુરૂ પટ્પ્રજ્ઞસ્વામી તથા ગુરૂભાઈ લબ્ધરામજી એ બન્નેને ભાણસાહેબ મળ્યા. આ વખતે એકબીજાએ પરસ્પર દર્શાવેલ વિનયનું કોણ વર્ણન કરી શકે?

**दो दिन सब आनँदमें डोले, तदनन्तर स्वामीजी बोले ।**
**भाणसाब! यह राओश्रीकी, कुंकुमपत्री आई नीकी ॥ १५ ॥**

બે દિવસ સર્વ સંતો ભાણસાહેબના આગમનથી આનન્દમાં રહ્યા. ત્યારપછી સ્વામીષટ્પ્રજ્ઞમહારાજ બોલ્યા જે હે ભાણસાહેબ! આ રાઓશ્રીની સુંદર કુંકુમપત્રિકા આવી છે.

**भुजनगरीमें भूप सयाना, श्रीराममण्डप रचत सुहाना ।**
**वृद्ध शरीर भया है मेरा, लब्धराम सेवामें ठेरा ॥ १६ ॥**

ભુજનગરીમાં ત્યાંના મહારાજા સુશોભિત શ્રી રામમંડપ કરે છે. મારૂં શરીર વૃદ્ધ થયું છે અને લબ્ધરામ મારી સેવામાં રોકાયા છે.

**यातें तुम भुज करहु पयाना, निर्गुन ब्रह्मका करहु ध्याना ।**
**क्योंकि कृपा उनकी तुमपें है, वोहि विजय सब स्थलपें दे है ॥१७॥**

માટે તમે કચ્છભુજ પ્રયાણ કરો અને નિર્ગુણ બ્રહ્મનું ધ્યાન કરજો, કારણ કે એ નિર્ગુણ બ્રહ્મની તમારા ઉપર કૃપા છે, એજ સર્વ સ્થળે તમોને વિજય આપશે.

**अस गुरु वचन अमीय छयेऊ, भाणसाब सुनी कहत भयेऊ ।**
**जे हों में गुरु आज्ञा पाई, संतमंडली संग सुहाई ॥ १८ ॥**

આ રીતે અમૃત ભરેલાં ગુરૂનાં વચનો શ્રવણ કરી ભાણુસાહેબ કહેવા લાગ્યા જે આપની આજ્ઞા છે તો હું સંતમંડલી સહિત સુખેથી ત્યાં જઉં છું.

अर्धशतककी संख्या जाकी, सेवत सब रघुवर छबि बांकी।
चलत चलत पहुचे भुज ग्रामा, किय सत्कृति नृपने अभिरामा ॥१९॥

ભાણુસાહેબે જે સંતમંડલી સાથે લીધી તેની સંખ્યા અર્ધશતક [પચાશ] ની હતી અને એ સર્વ શ્રી રઘુવર રામની મૂર્ત્તિનું સેવન કરતા હતા. ચાલતાં ચાલતાં ભુજ નગરમાં પહોચી ગયા ત્યાં રાઓશ્રી દેશળજીએ સહુનો સારી રીતે સત્કાર કર્યો.

अन्य घने महदात्मा आये, वहभी यथोचित सत्कृति पाये।
नृप देशळजी अमित उदार जु, उनके लखपतसिंह कुमार जु ॥२०॥

બીજા ઘણા મહાત્માઓ ત્યાં આવ્યા હતા અને તેઓ પણ રાજ્યતરફથી યથાયોગ્ય સત્કાર પૂર્વક ઉતર્યા હતા, મહારાઓશ્રી દેશળજી બહુજ ઉદાર હતા અને લખપતસિંહનામે એમના કુમાર હતા.

दोहा–भाणसाहेब महाराजके, दुवने दर्शन कीन्ह।
वन्दन किय पुनि अन्यकों, भोजन आदि दीन्ह ॥ २१ ॥

એ બન્નેએ ભાણુસાહેબનાં દર્શન કર્યાં અને બીજા મહાત્માઓને પણ વંદનાપૂર્વક ભોજનાદિનો સત્કાર કર્યો.

मण्डपमें जाकें बहुरि, गाये हरि गुन गान।
रात बीति यों भजनमें, किय प्रभातमें स्नान ॥ २२ ॥

અને પછી મંડપમાં જઇ સહુએ પ્રભુનાં ગુણુગાન કર્યાં, એ રીતે ભજનમાં રાત્રિવ્યતીત થઇ અને પ્રભાત થતાં સ્નાન કર્યું તેમજ

करिकें ध्यानादिक कृति, भानुसाहब महाराज।
बेठे आइ–जहां मिल्यो, सुखकर संत समाज ॥ २३ ॥

અને ધ્યાન આદિ કાર્યથી નિવૃત્ત થઇ ભાણુસાહેબ જ્યાં સુખદાયક સંત-સમાજ એકત્ર થયો હતો ત્યાં આવી બેઠા.

सरस लाभ सत्संगको, लियो दियो शुभ रीत ।
पुनि सब संतसमाज सह, किय भोजन प्रभुप्रीत ॥ २४ ॥

ત્યાં સત્સંગનો રસભર્યો લાભ સારીરીતે લીધો તેમજ દીધો. પછીથી સર્વ સંતસમાજ સાથે પ્રભુ સ્મરણ કરી ભોજન કર્યું.

मिले परस्पर संत जन, चलन लगे निज धाम ।
पहुँचे भुज सीमान्त तब, कुमार लखपत नाम ॥ २५ ॥

સંતજનો પરસ્પર મળ્યા અને પોત પોતાને ધામ [ગૃહ] તરફ ચાલ્યા જ્યારે ભુજને સીમાડે પહોંચ્યા ત્યારે લખપતસિંહ નામે કુમાર

भाणसाहेब सन्मुख महा, क्रोधातुर कर आस्य ।
करन लगे सब संतको, निन्दात्मक कछु हास्य ॥ २६ ॥

ભાણસાહેબ સન્મુખ અત્યંત ક્રોધાતુર મુખ કરી સર્વ સંતોની નિન્દાત્મક મશ્કરી કરવા લાગ્યા.

चो.–क्षिप्रचटीके खानेवाले, साधु हमने ऐसे निहाले ।
परचा देवे कोउ न ऐसा, वचन सुनी निन्दात्मक वैसा ॥ २७ ॥

અને કહેવા લાગ્યા જે ખીચડીના ખાનારા સાધુઓને અમે જોયા અને તે સર્વ ભાગીનીકળ્યા કોઇ પરચો આપે એવો ન જોયો. આવાં નિન્દાત્મક વચનો કુમારના મુખથી સાંભળી

साहिब भाण होइ उत्साहित, बोले सुनु नृपसुत! श्रद्धान्वित ।
में जतवाड प्रदेश निवासी, जहँ पुर वाराही लघु काशी ॥ २८ ॥

ભાણસાહેબ ઉત્સાહપૂર્વક બોલ્યા જે હે રાજકુમાર! શ્રદ્ધાયુક્ત બની તમે મારી વાત સાંભળો હું જતદેશનો નિવાસી છું, જે દેશમાં વારાહી નામનું ગામ લઘુ (ન્હાની) કાશી સમાન છે.

गुरु मेरे षट्प्रज्ञजु सो हे, ज्ञानी संतशिरोमनि जो है ।
दुग्धरेजमें जाको आश्रम, झालावाड प्रदेश मनोरम ॥ २९ ॥

મારા ગુરૂ ષટ્પ્રજ્ઞસ્વામી છે કે જેઓ મહાન્ જ્ઞાની અને સંતશિરોમણિ છે, ઢુંવરેજ નામના ગામમાં એમનું આશ્રમ છે અને એ મનોરમ પ્રદેશ ઝાલાવાડ એવાં નામથી સુપ્રસિદ્ધ છે.

**उनकी आज्ञातें में आयो, निन्दा संतकी सुनि अकुलायो ।**
**देखन चाहतहो तुम चरचा, तो तजहु निन्दात्मक चरचा ॥३०॥**

એમની આજ્ઞાથી હું અહીં આવ્યો છું, પરંતુ અહીં આપના મુખથી સંતની નિન્દા શ્રવણ કરી મને દુઃખ થયું છે જો તમારે પરચો જોવાની ઇચ્છા હોય તો નિન્દા છોડો.

**ओर तुम्हारे सब सीमान्तजु, अश्ववार भेजो ह्वै शान्तजु ।**
**सुनि अस लखपत राजकुमारा, भेजे सीमान्तजु असवारा ॥३१॥**

અને શાન્ત બની તમારાં શહેરને દરેક સીમાડે ઘોડેસ્વાર મોકલો રાજકુમાર લખપતસિંહે મહાત્મા ભાણસાહેબની આવી વાણી શ્રવણ કરી સીમાડે સીમાડે ઘોડેસ્વાર મોકલી આપ્યા.

**नृपसुत सन्मुख भानु संतवर, ठाढे भगुवा झंडा ले कर ।**
**राम राम मुख बोलन लागे, अविच्छिन्न ध्वनि जो जग जागे॥३२॥**

અને સંતશ્રેષ્ઠ ભાણસાહેબ રાજકુમાર સામે હાથમાં ભગવો ઝંડો લઈ ઉભા તેમજ મુખથી રામ રામ બોલવા લાગ્યા, અવિચ્છિન્ન (જેમાં અંતરાય ન પડે અર્થાત્ એક શ્વાસે) ધ્વનિથી જગત આખું જાગૃત બની ગયું અથવા એ સતત ધ્વનિ (અવાજ) જગત્માં ફેલાયો.

**अश्ववार महदात्मा ओर जु, मिले भानु सबकों इसतोरजु ।**
**राम राम किय इकहि स्वरूपा, होइ अनेक लसेजु अनुपा ॥३३॥**

ઘોડેસ્વાર અને સીમાડે પહોંચેલા અન્ય મહાત્માઓને ભાણસાહેબ એજ રીતે અર્થાત્ હાથમાં ભગવો ઝંડો લઇ રામરામ બોલતા મળ્યા. સહુને રામરામ કર્યાં મહાત્મા એકજ છતાં અનેક બની ઉપમા ન આપી શકાય એવા રામ ભક્તિથી શોભવા લાગ્યા.

**अश्ववार अरु साधुसमाजा, आये सब जहँ थे युवराजा ।**
**उनके निकट भानुकों पाई, चकित भये सब चित्रकी न्याई ॥३४॥**

અસવાર અને સાધુસમાજ સર્વ જ્યાં યુવરાજ લખપતસિંહ હતા ત્યાં આવ્યા અને એમના પાસે ઉક્તસ્વરૂપે ઉભેલા ભાણસાહેબને જોઇ સહુ ચિત્રની માફક ચકિત બની ગયા.

भाण कुंवरकों कहत भये तब, क्या देखा? पूछो इनकों अब ।
पूछानृपसुतने निजजनकों, किया प्रश्न पुनि सब संतनकों ॥३५॥

તે સમયે ભાણસાહેબ કુમારને કહેવા લાગ્યા જે હવે આ સર્વને પૂછો જે શું જોયું ? ત્યારે કુમારે પ્રથમ પોતાના અસવારોને અને પછી સર્વસંતોને એ સબંધી પૂછવા માંડ્યું,

सबने एकहि उत्तर दीन्हा, भाण दरस अस हमने कीन्हा ।
द्रष्टाजन सीमान्तजु जितने, स्वरुप भाणके देखे तितने ॥ ३६ ॥

સહુએ એકજ ઉત્તર આપ્યો જેમ આપની પાસે ઉભા છે એજ રીતે અમે ભાણસાહેબનાં દર્શન કર્યાં સીમાડે જેટલાં જોનાર મનુષ્યો હતાં તેટલાં સ્વરૂપ ભાણસાહેબમાં જોવામાં આવ્યાં.

दोहा—यह आश्चर्यकी बात सुनि, लखपतसिंह कुमार ।
भाणसाहिब चरनमें, परे सहित असवार ॥ ३७ ॥

આ આશ્ચર્યની વાત સાંભળી કુમાર લખપતસિંહ અસવારોઃ સહિત શ્રી ભાણસાહેબના પગમાં પડ્યા.

भाणसाहेबकों भेटकी, बहुविध विनति कीन्ह ।
तब भानु महाराजने, लखपतकों कह दीन्ह ॥ ३८ ॥

અને પાછા ભુજ પધારી ભેટ સ્વીકારવાની અનેક પ્રકારે ભાણસાહેબ પાસે વિનતિ કરી. ત્યારે ભાણ મહારાજે કુમાર લખપતસિંહને કહ્યું જે

निष्फल नगरीतें गये, संत महात्मा लोक ।
उनकों बहुरि बुलायकें, करहु प्रदर्शित शोक ॥ ३९ ॥

તમારા શહેરમાંથી ભેટ લીધા વિના સંત મહાત્માજનો ચાલી નિકળ્યા છે, એ સહુને ફરી બોલાવી તેમના પાસે તમારો શોક પ્રદર્શિત કરો.

क्षमा याचि वह सकलतें, मनके मल सब मेट ।
पुरस्कार दीजें उन्है, तो में लइहों भेट ॥ ४० ॥

અને મનના દોષ દૂર કરી એ સહુ પાસે અપરાધની માફી માગી સર્વને પોશાક આપો તો હું તમારા તરફની ભેટ સ્વીકારીશ.

भानुराम महाराजके, सुनि अस बचन उदार ।
लगे बुलावन संतकों, लखपतसिंह कुमार ॥ ४१ ॥

ભાણસાહેબ મહારાજનાં આવાં ઉદાર વચનો શ્રવણ કરી કુમાર લખપતસિંહજીએ સંત મહાત્માઓને વિનયપૂર્વક બોલાવ્યા

राजनगर पधराइकें, सबको किय सन्मान ।
दियो भूपने संतकों, द्रव्य आदिको दान ॥ ४२ ॥

અને તેઓને રાજનગર-ભુજમાં પાછા પધરાવી સર્વનું બહુ પ્રેમથી સન્માન કર્યું. રાઓશ્રી દેશળજીએ

दीनी भेट श्री भानुकों, गुरु षट्प्रज्ञसमेत ।
भुजपतिकों आशिष दे, संत चले सह हेत ॥ ४३ ॥

ગુરુ ષટ્પ્રજ્ઞસ્વામીજી સહિત ભાણસાહેબને ભેટ આપી. સંતજનો કચ્છભુજના મહારાઓશ્રીને આશીર્વાદ આપી પ્રેમપૂર્વક ચાલતા થયા.

भाणसाब महाराजश्री, आये पुर अंजार ।
जेसल तोरलके दरस, सत्संगति सुखसार ॥ ४४ ॥

ભાણસાહેબ ત્યાંથી ચાલી અંજાર નામના ગામમાં આવ્યા, ત્યાં જેસલ તોરલની સમાધિનાં દર્શન તથા સુખના સારરૂપ સત્સંગ

करकें वरसामेडीमें, आइ लियो विश्राम ।
दीक्षा दी शिवदासकों, रटिकें मुख श्रीराम ॥ ४५ ॥

કરી વરસામેડી નામના ગામમાં પધાર્યા અને ત્યાં શિવદાસ નામના ભક્તને દીક્ષા દીધી.

चो.—आनन्दोत्सव किय वहँ नाना, करत भये पुनि भाण प्रयाना।
काज सफल करकें प्रभु प्यारे, गुरुस्थान दुधरेज पधारे ॥ ४६ ॥

અને ત્યાં સર્વ સેવકોને સદ્‌ઉપદેશ કરી શ્રી ભાણસાહેબ પ્રભુના પરમ પ્રિય હોવાથી સર્વ કાર્યને સફળ કરી ગુરૂસ્થાન દુધરેજ પધાર્યા.

मिले स्वामीजी अरु संतनकों, भुजकी बात कही गुरुजनकों।
आगत भेट धरी गुरुपद्में, रहे स्वल्पदिन मुद् अनहद्में ॥ ४७ ॥

ત્યાં ષટ્પ્રજ્ઞસ્વામી તથા અન્ય સંતજનોને મળી ભુજની સર્વ વાર્તા કહી અને ત્યાંથી મળેલી ભેટ ગુરૂચરણે ધરી થોડા દિવસ બહુજ આનંદપૂર્વક ત્યાં નિવાસ કર્યો.

इच्छा भइ वाराही गमनकी, आज्ञा लेत भये गुरुजमकी।
तब स्वामीने संतनद्वारा, सुना भाणका चरित उदारा ॥४८॥

અને પછી વારાહી જવાની ઇચ્છા થતાં ષટ્પ્રજ્ઞસ્વામીજીની આજ્ઞા માગી ત્યારે સ્વામીજીએ સંતજનોના મુખથી ભાણસાહેબનાં ભુજમાં બનેલ ઉદાર ચરિત્રો શ્રવણ કરવાથી

यातें उनको संतसमागम, करन भयो मन समयजु अन्तिम।
शोचन लागे बहुरि यतीश्वर, निर्गुन ब्रह्म कृपाहै उनपर ॥ ४९ ॥

એમનો સત્સંગ કરવા પોતાની ઇચ્છા થઇ. વળી સ્વામીજી ષટ્પ્રજ્ઞમહારાજ જાણતા હતા જે ભાણસાહેબ ઉપર બ્રહ્મની પૂર્ણ કૃપા છે

रामकी पूर्ण दयाहै उनपें, मेंभी मुग्ध हों उनके गुनपें।
प्रभु साक्षात्कृति भइ है जाकों, अलग करों अब किसबिध वाकों॥५०॥

અને શ્રીરામ પ્રભુની પણ સંપૂર્ણ કૃપા છે. હું પણ એમના ગુણપર મોહિત થયો છું, જેમને પ્રભુનો સાક્ષાત્કાર થયો છે તેમને હું શીરીતે મારાથી અળગા કરી શકું ?

मनही मन अस शोचत है मुनि, कहत भाणसाहबकों वह पुनि।
पूर्ण ब्रह्म तुम हमकों भासत, तुम्हरे मिलन प्रमोद प्रकाशत ॥५१ ॥

આ રીતે સ્વામીજી મનમાં ને મનમાં વિચાર કરતા ભાણુસાહેબને કહેવા લાગ્યા જે તમે પૂર્ણબ્રહ્મ છો એમ અમોને ભાસે છે અને તમારાં મિલનથી સર્વને આનંદ થાય છે.

**ऐसी प्रशंसा निजकी सुनकें, भाणसाब बोले निधि गुनके ।**
**अपनी बात अन्यत्र न करना, प्रभुकी आज्ञाकों अनुसरना ॥ ५२ ॥**

ગુરૂ ષટ્પ્રજ્ઞસ્વામીના મુખથી આ રીતની પોતાની પ્રશંસા સાંભળી ગુણુનિધિ ભાણુસાહેબ બોલ્યા જે આપણી વાત બીજે કયાંઇ કરવી નહિ એવી પ્રભુની આજ્ઞા છે તેને આપણે અનુસરવું,

**क्योंकि बाल्यवय था जब मेरा, निर्गुण ब्रह्म तबें में हेरा ।**
**उनने आज्ञा दी पुनि मोकों, तत्त्व कहतहों जो कछु तोकों ॥ ५३ ॥**

કારણકે જ્યારે મારી બાળક અવસ્થા હતી ત્યારે મને પ્રભુનાં દર્શન થયાં હતાં, એમણે મને આજ્ઞા આપી જે હું તને જે કાંઇ તત્ત્વ કહું છું

**वह षट्प्रज्ञस्वामीकों कहना, रखना गुप्त–प्रसन्नजु रहना ।**
**प्रानी अवर जानन नहि पावे, आज्ञा ऐसी ब्रह्म सुनावे ॥ ५४ ॥**

તે માત્ર એક ષટ્પ્રજ્ઞસ્વામીને કહેવું, ગુપ્ત રાખવું અને સર્વદા પ્રસન્ન રહેવું, બીજાં કોઇ પ્રાણી એ તત્ત્વ જાણુવા ન પામે એવી પ્રભુએ આજ્ઞા કરેલી છે.

**यातें हम आप हि यह जानें, ओर न कोउ रहस्य पिछाने ।**
**साहिब भानुकी सुनि अस बानी, भये तुष्ट स्वामी निज ज्ञानी ॥५५**

જેથી એ તત્ત્વ હું અને આપજ જાણીએ. એ રહસ્ય બીજા કોઈ જાણુવા ન પામે તેની સંભાળ રાખવી. ભાણુસાહેબની આવી વાણી શ્રવણ કરી આત્મજ્ઞાની ષટ્પ્રજ્ઞસ્વામી સંતોષ પામ્યા

**भाणमहत्त्व रख्यो सब मनमें, बोले पुनि देखो मम तनमें ।**
**छई जीर्णता स्थिर न रहेगा, तन प्रारब्ध समाप्ति लहेगा ॥ ५६ ॥**

અને ભાણુસાહેબની સર્વ મહત્તા પોતાના મનમાં રાખી બોલ્યા જે જુઓ મારા શરીરમાં હવે જીર્ણતા વ્યાપી છે, એ હવે સ્થિર રહેશે નહિ, શરીરનાં પ્રારબ્ધ સમાપ્તિને પામશે.

स्वल्प दिनन सहवास तुम्हारा, चाहतहै अब हृदय हमारा ।
सत्संगतिको आनँद लेंगे, अपने बहुरि न कबहु मिलेंगे ॥ ५७ ॥

માટે હવે અમારૂં હૃદય થોડા દિવસ સત્સંગ ચાહે છે. સત્સંગનો આનંદ લેશું. ફરી કોઈપણ વખતે આ દેહે આપણે મળવાના નથી.

दोहा–गुरु आज्ञा शिरपें धरी, रहे भानु महाराज ।
यह औसरपें आ मिल्यो, सबही शिष्य समाज ॥ ५८ ॥

સદ્‌ગુરૂની આજ્ઞા માથે ચઢાવી ભાણુસાહેબ મહારાજ દૂધરેજમાં બીરાજ્યા. આ અવસર ઉપર સમગ્ર શિષ્ય સમાજ આવી મળ્યો.

नलपुरतें आये प्रथम, मेरुराम महाराज ।
चांपबाइ पुनि चूलितें, गुरुदर्शनके काज ॥ ५९ ॥

ગુરૂનાં દર્શન માટે પ્રથમ નલપુર (નરાળી)થી મેરૂરામ મહારાજ આવ્યા અને પછી ચૂલીથી ચાંપબાઇ પધાર્યાં.

आये रूडारामजी, संग दास रणधीर ।
कंकावटीतें स्नेह सह, सेवन स्वामी शरीर ॥ ६० ॥

સ્વામીજીનાં શરીરની સેવા કરવા માટે કંકાવટી [કુવા] ગામથી રણધીરદાસ સાથે રૂડારામજી સ્નેહપૂર્વક આવી પહોચ્યા.

आये बावलितें बहुरि, जसुदा–हीरांबाइ ।
ध्यानदास सह कानजु, उभय हि पहुचे आइ ॥ ६१ ॥

બાવળીથી જસોદાબાઇ તથા હીરાંબાઇ તેમજ વીરમગામથી ધ્યાનદાસજી તથા કાનદાસજી આદિ સર્વ દર્શન માટે પધાર્યાં.

मेंसवाणसें निकसि यहँ, पहुच्यो शिष्य समाज ।
गोंडलतेंभी संत सब, आये दर्शन काज ॥ ६२ ॥

ભેંસવાણ [મેસવાણ] થી અમરદાસજી મહારાજના શિષ્ય સુખરામદાસજી, રામદાસજી, શ્રીલક્ષ્મીદાસજી અને વેલુજીવીજી વિગેરે સૌ શિષ્ય સમાજ મહારાજશ્રીનાં દર્શન માટે આવ્યા તેમજ શ્રી ગોંડલથી પૂજ્ય મહારાજશ્રી જીવણસ્વામીના પ્રધાન શિષ્ય અને બીજા સ્થાનના મહાત્માઓ પણ દુધરેજ શ્રી ષટ્‌પ્રજ્ઞસ્વામીના દર્શન માટે પધાર્યાં.

लाभ उठायो सर्वने, गुरुसेवाको इष्ट ।
एक समय षट्प्रज्ञ गुरु, निर्मल चित्त ब्रह्मनिष्ठ ॥ ६३ ॥

સર્વ શિષ્યોએ ગુરૂસેવાનો ઇષ્ટ [ઇચ્છિત] લાભ મેળવ્યો. એક સમયે નિર્મળ ચિત્તવાળા બ્રહ્મનિષ્ઠ ગુરૂ ષટ્પ્રજ્ઞસ્વામી

नित्यकर्म करि प्रातको, परम शान्तिकों पाइ ।
वटतरुतल आसन लगा, बैठे श्रीयतिराइ ॥ ६४ ॥

પ્રાતઃકાળનું નિત્યકર્મ કરી પરમ શાન્તિયુક્ત વટ વૃક્ષ નીચે આસન ઉપર બિરાજમાન હતા એ સમયે

स्वामीके पूर्वाभिमुख, विलसत श्रीवटनाथ ।
मोहक मूर्तिकों नमे, शिष्य जोरि जुग हाथ ॥ ६५ ॥

સ્વામીજી સન્મુખ પૂર્વાભિમુખે શ્રી વટનાથ પ્રભુ શોભતા હતા એ મોહક મૂર્તિને તથા ગુરૂને સર્વ શિષ્યોએ બે હાથ જોડી વંદન કર્યું.

गुरु मुखतें कछु श्रवणकी, द्रढ इच्छा दरसाइ ।
बैठे शिष्य समस्त वहँ, रविमंण्डलकी न्यांइ ॥ ६६ ॥

અને ગુરૂ મુખથી ઉપદેશ શ્રવણ કરવાની દ્રઢ ઇચ્છાવાળા સર્વ શિષ્યો ચોફેર સૂર્યમંડલની પેડે ત્યાં બેઠા

चो.–लब्धरामकी इच्छा वैसी, स्पृहा अन्य शिष्यनकी जैसी ।
तामें निज इच्छा अधिकाई, गुरु चरननमें द्रष्टि लगाई ॥ ६७ ॥

ત્યારે લબ્ધરામજી તથા અન્ય શિષ્યોની ઇચ્છાથી અને પોતાની ઇચ્છાથી પણ ગુરૂ ચરણોમાં દ્રષ્ટિ લગાવી

भाणसाब यों बोले सविनय, ज्ञानभूमिमें प्राप्त कियो जय ।
गुरु! नाविक भवजलनिधि तारक, भगवन्! तुम हो दीन उद्धारक॥६८

ભાણસાહેબ વિનયપૂર્વક બોલ્યા જે હે ગુરૂ! જ્ઞાનભૂમિમાં આપે વિજય પ્રાપ્ત કર્યો છે, હે ભગવન્! આપ સંસારસાગરથી સેવકજનોને તારનારા નાવિક (નાવ ચલાવનાર) સમાન છો અને દીનજનોનો ઉદ્ધાર કરનારા છો.

**ज्ञानभूमिका सुनन चहें हम, करुनाकर सद्गुरु? लीजें श्रम।**
**सुनि अस भाणकी सविनय बानी, शिष्यनकी इच्छा पहिचानी ॥६९॥**

અમે આપશ્રીના મુખથી જ્ઞાનભૂમિકાઓનું શ્રવણ કરવા ઇચ્છીએ છીએ. હે કરૂણાનિધાન સદ્‌ગુરૂ! આપ એ ભૂમિકાઓ અમને સંભળાવવાની કૃપા કરશો. ભાણસાહેબની આવી સવિનય વાણી શ્રવણ કરી અન્ય શિષ્યોની પણ એજ રીતની ઇચ્છા જાણી

**सतत स्वरुप चिन्तनमें तत्पर, बोले सत्संकल्प यतीश्वर।**
**लब्धराम! अरु शिष्य समाजा, जो तुम पूछत हो हित काजा ॥७०॥**

નિરન્તર સ્વસ્વરૂનું ચિન્તન કરવામાં તત્પર અને સત્ય સંકલ્પવાળા શ્રી પદ્મપ્રસાદસ્વામી બોલ્યા જે હે ભાણસાહેબ! લબ્ધરામ તથા અન્ય શિષ્યોની ઇચ્છાથી તમે જે લોકહિતાર્થ પ્રશ્ન કરો છો.

**सप्त[1] भूमिका ज्ञानकी सो अब, कहों यथामति संत! सुनहु सब।**
**जो कही प्रथम वशिष्ठ मुनीने, सुनत भये रघुवर रसभीने ॥ ७१ ॥**

---

१ शास्त्रसज्जनसंपर्कैः प्रज्ञामादौ विवर्धयेत् । प्रथमाभूमिकैषोक्ता योगस्यैव च योगिनः ॥ १ ॥ विचारणा द्वितीया स्यात्तृतीयासंगभावना । विलापनी चतुर्थी स्याद्वासना विलयात्मिका ॥ २ ॥ शुद्धसंविन्मयानन्दरुपा भवति पंचमी । अर्धसुप्तप्रबुद्धाभोजीवन्मुक्तोऽत्रतिष्ठति ॥ स्वसंवेदनरुपा च षष्ठी भवति भूमिका । आनन्दैकघनाकारा सुषुप्तसदृशस्थितिः ॥ ४ ॥ तुर्यावस्थोपशान्ताथ मुक्तिरेवेहकेवलम् समता स्वच्छता सौम्या, सप्तमी भूमिका भवेत् ॥ ५ ॥ तुर्यातीतातु यावस्था परा निर्वाणरूपिणी । सप्तमी सा परिप्रौढा विषयः स्यान्न जीवताम् ॥ ६ ॥ पूर्वावस्थात्रयंत्वत्र जाग्रदित्येवसंस्थितम् । चतुर्थी स्वप्न इत्युक्ता स्वप्नाभं यत्रवैजगत् ॥ ७ ॥ आनन्दैकघनीभावात्सुषुप्ताख्यातु पंचमी । असंवेदनरुपाथ षष्टीतुर्यपदाभिधा ॥ ८ ॥ तुर्यातीतपदावस्था सप्तमीभूमिकोत्तमा । मनोवचोभिरग्राह्या स्वप्रकाशपदात्मिका ॥ ९ ॥ अन्तः प्रत्याहृतिवासच्चेत्यंचेन्नविभावितम् । मुक्त एवास्य सन्देहो महासमतया तया ॥ १० ॥ यद्भोगसुखदुखांशैरपरामृष्ट पूर्णधीः । सशरीरोऽशरीरो वा भवत्येवंमतिः पुमान ॥ ११ ॥

તે જ્ઞાનની સપ્ત [સાત] ભૂમિકાઓ હવે હું તમોને મારી મતિ અનુસાર કહું છું તે હે સંતો! સર્વ સાંભળો. જે ભૂમિકાઓને શ્રી વશિષ્ઠ મુનીના મુખથી બ્રહ્મરસથી આર્દ્ર બનેલા શ્રી રઘુવર રામચન્દ્રજીએ શ્રવણ કરી હતી.

**सगुण ब्रह्म जो इष्ट हमारे, पूर्वाचार्य राम प्रभु प्यारे।**
**उसने जा बिध सुना–सुनाया, वोहि विषय तुम सुनु मनभाया ॥७२**

જે અમારા ઇષ્ટ સગુણ બ્રહ્મ પરમપ્રિય પૂર્વાચાર્ય પૂજ્ય પ્રભુ રામચન્દ્ર એમણે જે રીતે ગુરૂ વશિષ્ઠના મુખથી જ્ઞાનભૂમિકા શ્રવણ કરી અને પોતે અન્ય જનોને પણ ઉપદેશ કર્યો એજ જ્ઞાન ભૂમિકાનો વિષય તમે શ્રવણ કરો.

**सप्तभूमिका ज्ञानकी जो है, तामें आदि "शुभेच्छा" सोहे।**
**"सुविचारन" अभिधाना द्वितीया, "तनुमानस" नामा है तृतीया ७३**

જે જ્ઞાનની સપ્ત ભૂમિકાઓ છે તેમાં પ્રથમ "શુભેચ્છા" બીજી "સુવિચારણા" ત્રીજી "તનુમાનસા",

**"सत्त्वापत्ति" चतुर्थ सु जाना, पंच "पदार्थाभावनी" ठाना।**
**भूमि "असंगशक्ति" है षष्ठमी, बहुरि "तुर्यगा" भूमि सप्तमी ॥७४॥**

ચોથી "સત્ત્વાપત્તિ" પાંચમી "પદાર્થાભાવની", છઠ્ઠી "અસંગશક્તિ" અને સાતમી ભૂમિકા "તુર્યા" કહેવાય છે.

**पूज्यभावतें पुरुष प्रथमजु, हृदय विचार करे तजि मलजु।**
**कब में मूढ स्वरूप पिछानों, गुरु शास्त्रज्ञकी सेवा ठानों ॥ ७५ ॥**

પ્રથમ મનુષ્ય નમૃતા પૂર્વક મલનો ત્યાગ કરી હૃદયમાં વિચાર કરે જે હું મૂઢ કયારે સ્વરૂપને જાણી શકું? અને એ જાણવા માટે શાસ્ત્રજ્ઞ [શાસ્ત્રોને જાણનાર] ગુરૂની સેવા કરૂં.

**यों वैराग–कर्म निष्कामजु, परिपक्वावस्थिति सुखधामजु।**
**उनतें उद्भव जो इच्छाका, आदि भूमि भंडार सुधाका ॥ ७६ ॥**

એવા વિચારની સાથે વૈરાગ્ય તેમજ નિષ્કામ કર્મ સુખના ધામરૂપ પરિપકવ અવસ્થાને પ્રાપ્ત થાય અને તેનાથી જે ઇચ્છા ઉદ્ભવે એ અમૃતના ભંડારરૂપ આદિ ભૂમિ "શુભેચ્છા" કહેવાય છે.

दोहा–शास्त्र ओर सत्संगतें, उपजत जो वैराग ।
पुनि करना अभ्यासयुत, सद्विचार जो जाग ॥ ७७ ॥

શાસ્ત્ર અને સત્સંગથી જે વૈરાગ્ય ઉત્પન્ન થાય તેનાથી જાગૃત બની અભ્યાસયુક્ત જે સદ્‌વિચારાત્મક

वह दूजी "सुविचारणा", भूमि लहत उद्योत ।
उन द्वयके परिपाककी, जबें अवस्था होत ॥ ७८ ॥

તે બીજી "સુવિચારણા" નામની ભૂમિકા જાણવી. જ્યારે શુભેચ્છા અને સુવિચારણા એ બેઉ ભૂમિકાની પરિપકવાવસ્થા (પરિપાકકાળ) થાય છે

तब विषयोंमें इन्द्रियकी, अनासक्ति अधिकात ।
तृतीय भूमि "तनुमानसा", कोविदमत कहलात ॥ ७९ ॥

ત્યારે ઇન્દ્રિયોની વિષયોમાં અનાસક્તિ વધે છે અર્થાત્ વિષયોથી ઇન્દ્રિયો ઉપશમ પામે છે અને તે વિદ્વાન્ જનોના મત પ્રમાણે "તનુમાનસા" નામની ત્રીજી ભૂમિકા કહેવાય છે.

तीन भूमिकाको जबें, पूर्ण होत अभ्यास ।
पुनि उनके परिपाकतें, हृदय मध्य सहुलास ॥ ८० ॥

એ ત્રણે ભૂમિકાનો અભ્યાસ જ્યારે પૂર્ણ થાય અને પછી એના પરિપાકથી હૃદયમાં આનંદ પૂર્વક

सकल विषय संसारके, उपजे जो उन ओर ।
विरक्तता–ताके बहुरि, प्रभावतें लहि जोर ॥ ८१ ॥

સંસારના જે સમગ્ર વિષયો તેના તરફ જે વૈરાગ્ય ઉપજે અને એ વૈરાગ્યના પ્રભાવથી પ્રબળ બની

स्वात्मक शुद्ध स्वरूपमें, होवे स्थिति अभिराम ।
चौथी भूमिका है वही, "सत्त्वापत्ति" नाम ॥ ८२ ॥

સ્વઆત્મક શુદ્ધસ્વરૂપમાં જે સુંદર સ્થિતિ થાય તે "સત્ત્વાપત્તિ" નામની ચોથી ભૂમિકા ગણાય છે.

**चारि भूमि अभ्यासको, होवे जब परिपाक ।**
**असंसर्ग फल उनहितें, पावत चित्त चिराक ॥ ८३ ॥**

એ ચારે ભૂમિકાના અભ્યાસનો જ્યારે પરિપાક થાય ત્યારે તેનાથી ચિત્તરૂપી દીપક અસંસર્ગતાને (ઉપરામતાને) પામે છે.

**रूढ सत्यमिश्रित बहुरि, चमत्कारयुत भोम ।**
**"असंगशक्ति" पञ्चमी, पाये विकसत रोम ॥ ८४ ॥**

મહાવાક્યાર્થ નિર્ણયથી બાહ્ય પદાર્થના સંસર્ગ રહિત ચમત્કારવાળી જે ચિત્તની સત્યારૂઢ અવસ્થા તે પાંચમી "અસંગશક્તિ ભૂમિકા" કહેવાય છે અને જેની પ્રાપ્તિથી રોમ હર્ષને પામે છે.

**चो.–उक्त पञ्च भूमि अभ्यासजु, पावे जब परिपाक प्रकाशजु ।**
**उनतें अन्तर्बाह्य पदार्थन, ताको होवे प्रकट अभासन ॥ ८५ ॥**

ઉક્ત પાંચે ભૂમિકાનો અભ્યાસ જ્યારે પ્રસિદ્ધ રીતે પરિપાક પામે ત્યારે તેનાથી અન્તર્બાહ્ય [અંદરના રાગાદિ તથા બાહેરના ઘટાદિ] જે વિષયો તેનું અભાસન [નહિ ભાસવું] પ્રકટ થાય છે. અર્થાત્ એ અવસ્થામાં અન્તર્બાહ્ય વિષયોનો ભાસ થતો નથી.

**परब्रह्मतें आत्मारामजु, चित् स्वरूपको भेद विरामजु ।**
**ज्ञानाधिक्य सहित कृति जो है, भूमि "पदार्थाभावनी" सो है ॥८६॥**

કેવળ પરબ્રહ્મથી ચૈતન્ય સ્વરૂપ આત્માનો અભેદ થવાથી જ્ઞાનના આધિક્ય (અધિકતા) વાળી જે ભૂમિ તે "પદાર્થાભાવની" નામે છઠ્ઠી ભૂમિકા જાણવી.

**षट् भूमि अभ्यास सुहावे, वह सब जब परिपाकजु पावे ।**
**जीव ब्रह्मको जासु अभेदा, भासत अनुभवतें बिन खेदा ॥ ८७ ॥**

ઉક્ત છએ ભૂમિકાઓનો અભ્યાસ જ્યારે પરિપાક અવસ્થાને પામે ત્યારે ખેદરહિત સ્વાનુભવથી જીવ બ્રહ્મનો અભેદ ભાસે છે.

स्वाभाविक आत्मैकजु निष्ठा, भूमि "तुर्यगा" लहत प्रतिष्ठा ।
आदि भूमिका तीनजु तामें, साधनभूता ब्रह्मविद्यामें ॥ ८८ ॥

અને સ્વાભાવિક આત્મામાંજ નિષ્ઠાવાળી "તુર્યગા" નામની સાતમી ભૂમિકા પ્રાપ્ત થાય છે. આદિની ત્રણ ભૂમિકા અર્થાત્ શુભેચ્છા, સુવિચારણા અને તનુમાનસા બ્રહ્મવિદ્યામાં સાધનભૂત ગણાય છે.

क्योंकि भेद बुद्धि है वामें, बुध न गिनत विद्यागणनामें ।
चौथी भूमिमें वाक्यजु वैदिक, उनतें जो सविकल्प सु आत्मिक ॥८९॥

કારણ કે એ ત્રણે ભૂમિકામાં ભેદ બુદ્ધિ રહેલી છે, એટલા માટે વિદ્વાન્ પુરૂષો તેને વિદ્યાની ગણનામાં ગણતા નથી. સત્વાપત્તિ નામની ચોથી ભૂમિકામાં વૈદિક વાકયનાં મનનથી સવિકલ્પાત્મક સમાધિ સ્વભાવથી સિદ્ધ થાય છે.

ब्रह्मात्मैक सुभग साक्षात्कृति, प्रकटत भूमि चतुर्थ अनाकृति ।
जामें सब जग उपादानजु, भासत अद्वय ब्रह्मनिदानजु ॥ ९० ॥

બ્રહ્માત્મૈકસાક્ષાત્કાર સ્વરૂપ ચતુર્થભૂમિકામાં અનુભવ ગત થાય છે અને જેમાં સર્વ જગતનું અભિન્ન નિમિત્ત ઉપાદાનકારણ અદ્વૈત બ્રહ્મ ભાસે છે.

उनको सत्तास्वभाव निश्चित, करकें जो जग ब्रह्मारोपित ।
वह शाब्दिक वाच्यार्थजु जो है, नाम रूप आत्मक वह सोहे ॥९१॥

એ બ્રહ્મની સત્તા અને સ્વભાવનો નિશ્ચય કરી જે જગત્ બ્રહ્મમાં આરોપણ કરાએલું છે તે શબ્દાત્મક અને વાચ્યાર્થરૂપ કે જે નામરૂપાત્મક પ્રતીત થાય છે.

तामें मति मिथ्यात्वकी उपजत, सुनु इस समय महात्माके मत ।
उनमें चित्त अवस्था वैसी, होत अवस्था स्वप्नकी जैसी ॥ ९२ ॥

એ નામરૂપાત્મક જગત્માં મિથ્યાત્વ બુદ્ધિ ઉપજે છે એ વિષયમાં મહાત્માઓ કહે છે કે એ વખતે જેવી સ્વપ્નની અવસ્થા હોય તેવી ચિત્તની અવસ્થા થાય છે. જો કે સ્વપ્નમાં પ્રાતિભાસિક પદાર્થો અવિદ્યા દોષથી પ્રતીત થાય છે, પરન્તુ આ ભૂમિકામાં તેમ થતું નથી, કિન્તુ સ્વપ્નના પદાર્થોની સ્થિતિ અલ્પકાલિક હોય છે તેમજ જ્ઞાનીને વહેવાર અવસ્થાના પદાર્થો સ્વપ્નતુલ્ય અલ્પકાલમાંજ ભાસે છે.

अद्वय स्थिर होवत चित्तमें जब, शान्ति लहत है द्वैत सकल तब ।
स्वप्न सरिस जग देखत है जन, ज्यों रवि आगें चलत शरद् घन ॥९३॥

જ્યારે ચિત્તમાં અદ્વૈતાવસ્થા અચળ બને છે ત્યારે દ્વૈત શાન્તિ પામે છે. જેમ સૂર્યની આગળ શરદ્‌ઋતુનાં વાદળ ગતિ કરતાં હોય છે અને તે નહિ જેવાં જણાય છે તેમ ઉક્ત અવસ્થામાં મનુષ્ય જગત્‌ને સ્વપ્ન સમાન દેખે છે.

रविकी न्यांइ प्रकाशत सत्ता, चौथी भूमिकी याहि महत्ता ।
भूमि पञ्चमीमें ज्ञानीकी, सुषुप्ति जैसी अवस्था नीकी ॥ ९४ ॥

રવિની પેઠે કેવળ આત્મ-બ્રહ્મસત્તા પ્રકાશે છે. અર્થાત્ શરદ્‌ઋતુનાં વાદળ તેની આગળ ફરતાં હોય છતાં પ્રકાશમાન એક સૂર્યજ દૃગ્ગોચર થાય છે તેમ જગત્ વિદ્યમાન્ છતાં પ્રકાશરૂપ બ્રહ્મસત્તાજ ભાસે છે. આ ચોથી ભૂમિકાની મહત્તા છે. હવે પાંચમી "અસંગશક્તિ" ભૂમિકામાં જ્ઞાનીની સુષુપ્તિ જેવી અવસ્થા હોય છે.

अन्तर्मुख होवे अद्वयमें, शान्त रहत वह बाह्य विषयमें ।
बाह्य विषयकों देखत ज्ञानी, तदपि परम विश्रान्ति ठानी ॥९५॥

એવી અવસ્થાવાળો અદ્વૈતમાં અન્તર્મુખ હોય છે અને બાહ્ય વિષય ( જગત્ આદિ )માં શાન્ત રહે છે. જ્ઞાની બાહ્ય વિષયને જુએ છે તો પણ પરમ વિશ્રાન્તિ પામેલો હોય છે.

असंगशक्तिमें वह वैसा, रहत सदा निद्रालु जैसा ।
यह भूमि परिपाक लहत जब, ज्ञानी वासना रहित बनत तब ॥९६॥

એ રીતનો જ્ઞાની "અસંગશક્તિ" ભૂમિકામાં સુષુપ્તિ [ નિદ્રા ] વાળા મનુષ્યની અક્રિય અવસ્થા જેમ હોય છે તેમ પંચમી ભૂમિકાવાળો જ્ઞાની અક્રિય અને વાસના રહિત હોય છે.

दोहा—चित्तवृत्ति वह ज्ञानीकी, गाढ सुषुप्ति समान ।
प्रतीत होत न उस समय, सदसद्रूप जहान ॥ ९७ ॥

એ જ્ઞાનીની ચિત્તવૃત્તિ ગાઢ સુષુપ્તિ જેવી હોય છે. એ સમયે તેને સત્ અથવા અસત્ રૂપ આ જગત્ પ્રતીત થતું નથી. અર્થાત્ તેને જગત્ સત્ય લાગતું નથી તેમ અસત્ય પણ જણાતું નથી.

पञ्चम भू गत ज्ञानीकी, होत अहंकृति लीन ।
ऐसी अवस्थामें बनत, द्वैत रहित मन छीन ॥ ९८ ॥

પાંચમી ભૂમિકાએ પહોચેલ જ્ઞાનીનો અહંકાર લય પામે છે અને એવી અવસ્થામાં દ્વૈતરહિત બનેલું મન ક્ષીણ અર્થાત્ નાશ પામેલું જણાય છે.

ज्यों इक घट आकाशमें, शून्य रखे जन कोउ ।
अन्तर्बाह्य पदार्थ कछु, घटमें धर्यो न होउ ॥ ९९ ॥

જેમ કોઇ મનુષ્ય આકાશમાં એક શૂન્ય (ખાલી) ઘડો રાખે અને એ ઘડામાં અંદર કે બાહેર કાંઇ પદાર્થ ન રાખ્યો હોય

तदपि भर्यो आकाशतें, बहिरन्तर घट है जु ।
त्यों सत् चित् आनंदतें, पूर्ण ज्ञानी घट है जु ॥ १०० ॥

તોપણ એ ઘડો અંદર તથા બાહેર આકાશથી ભરપૂર હોય છે, તેવીજ રીતે જ્ઞાનીનું ઘટ (અન્તઃકરણ) સત્ ચિત આનંદથી પૂર્ણ હોય છે.

होत समाधि अकल्पमें, चित्त संस्कृति मात्र ।
बाह्यविषयमें गमनकों, बनत नहीं वह पात्र ॥ १०१ ॥

નિર્વિકલ્પ સમાધિમાં ચિત્ત માત્ર સંસ્કારશેષ હોય છે, જેથી તે બાહ્ય વિષયો તરફ જઇ શકતું નથી.

हरिगीत—ज्यों गगनगत घट शून्य, अन्तर्बाह्य शून्य दिखात है ।
आकाशतें परिपूर्ण—वैसी, ज्ञानी घटकी बात है ॥
चित्त ज्ञानीका अन्तर्बहिर्, अति शून्य है सब विषयतें ।
पें सच्चिदानन्द एक रसतें, पूर्ण है इक उभयतें ॥ १०२ ॥

જેમ આકાશમાં રહેલો ઘટ અંદર તથા બાહેર શૂન્ય દેખાય છે છતાં આકાશથી પરિપૂર્ણ છે એવી રીતે જ્ઞાનીનું ચિત્ત સર્વ વિષયોથી અન્તરૂબાહિર શૂન્ય છે, પરંતુ સચ્ચિદાનન્દરૂપી એક રસથી પરિપૂર્ણ હોય છે.

अरु बाह्यविषयोंको लखत सर्वत्र ब्रह्म द्रष्टितें ।
अन्तर्बहिर् ज्यों अम्बुगत घट पूर्ण है जल स्रष्टितें ॥
यह भूमिके परिपाकतें तुर्याकी प्राप्ति होत है ।
इस समय योगीका स्वतः व्युत्थान कृतिमें को कहे ॥ १०३ ॥

જેમ જળમાં રહેલો ઘટ અંદર બાહેર જળથી પરિપૂર્ણ છે તેમ જ્ઞાનીનું ઘટ બ્રહ્મથી ભરપૂર હોય છે આ પદાર્થાભાવની ભૂમિકાના પરિપાકથી તુર્યગાની પ્રાપ્તિ થાય છે, આ સમયે કોઈપણ કૃતિમાં યોગીનું સ્વતઃ ( પોતાની મેળે ) વ્યુત્થાન થાય એમ કોણ કહે ? અર્થાત્ સ્વતઃ વ્યુત્થાન થતું જ નથી.

जो भूमिका अन्तिम अचल जन ज्ञानीकी प्रख्यात है ।
अयि लब्धराम ! चतुर्थ भू प्रारंभतें जन ज्ञात है ॥
वह पुरुषके चित्तकी अवस्था जो अति हि अवदात है ।
सो कोविदोंके मत निरन्तर ब्रह्मवित् कहलात है ॥ १०४ ॥

જે અચળ એવા જ્ઞાની જનની છેલ્લી ભૂમિકા પ્રસિદ્ધ છે. હે ભાણુસાહેબ તથા લબ્ધરામ ! ચતુર્થ ભૂમિકાના પ્રારંભથી મનુષ્ય જ્ઞાત [ જ્ઞાની ] બને છે, એ પુરૂષનાં ચિત્તની અવસ્થા અત્યંત વિશુદ્ધ હોય છે અને તે પુરૂષ વિદ્વાનોના મત પ્રમાણે નિરન્તર "બ્રહ્મવિત્" (બ્રહ્મને જાણનાર) કહેવાય છે.

पुनि भूमिका जो पञ्चमी तद्गत पुरुष जो ज्ञानी है ।
संज्ञा महात्माने उनकी शुभ "ब्रह्मविद्वर" ठानी है ॥
भूषष्ठमीगत "ब्रह्मविद् युत वरीयान्" विख्यात है ।
त्यों सप्तभूगत "ब्रह्मविद् सह वरिष्ठ" जु कहलात है ॥ १०५ ॥

વળી જે પાંચમી "અસંગશક્તિ" નામની ભૂમિકા છે. તદ્ગત અર્થાત્ એ ભૂમિકાએ પહોંચેલ જે જ્ઞાની છે તેનું નામ મહાત્માઓએ "બ્રહ્મવિદ્ વર" નિશ્ચિત કરેલું છે "પદાર્થાભાવની" નામની છઠ્ઠી ભૂમિકાએ પહોંચેલાનું નામ "બ્રહ્મવિદ્ વરીયાન્" છે અને સાતમી તુર્યગા નામની ભૂમિકાએ પહોંચેલ જ્ઞાનીનું નામ "બ્રહ્મવિદ્ વરિષ્ઠ" કહેવાય છે.

जब समाधि सविकल्पके अभ्यासकी विश्रान्ति हो ।
विश्रान्तिके तार्तम्यतें भूमिचतुष्टय शान्ति हो ॥
पुनि पञ्चमी आदिक भूमित्रय ज्ञानी जन जब पात है ।
तब चित्तकी विधविध अवस्था योगतें दरसात है ॥ १०६ ॥

જ્યારે સવિકલ્પ સમાધિના અભ્યાસની વિશ્રાન્તિ અર્થાત્ પરિપૂર્ણતા થાય ત્યારે એ વિશ્રાન્તિના તાર્તમ્યથી શુભેચ્છા આદિ ચાર ભૂમિકાઓની શાન્તિ થાય છે અને પછી પાંચમી, છઠ્ઠી તથા સાતમી એ ત્રણ ભૂમિકાને જ્યારે જ્ઞાની પ્રાપ્ત થાય છે ત્યારે રાજયોગથી જ્ઞાનીના ચિત્તની જુદી જુદી અનેક પ્રકારની અવસ્થા જણાય છે.

भू पञ्चमीमें ज्ञानी जन शुभ निर्विकल्पक योगतें ।
पावत स्वतः उत्थान यौगिक चित्तके विनियोगतें ॥
भू षष्ठमीमें निकट गत जनतें जु बोधित होत है ।
तब जानिअें जन ज्ञानीमें व्युत्थानको उद्योत है ॥ १०७ ॥

પાંચમી ભૂમિકામાં જ્ઞાની પુરૂષ નિર્વિકલ્પ યોગ [સમાધિ] થી યૌગિક ચિત્તના વિનિયોગને લીધે સ્વતઃ ઉત્થાન પામે છે, છઠ્ઠી ભૂમિકામાં પાસે આવેલ મનુષ્યથી બોધિત થઇ ઉત્થાન પામે છે અર્થાત્ આગળ આવેલ મનુષ્ય તેને ઉત્થાન અવસ્થામાં લાવી શકે છે.

चो.–सप्तम भूमें शान्त अचित्तजु, योगीके व्युत्थान निमित्तजु ।
यत्न करत जो मनुज निकट गत, सिद्ध पुरुष उनकों नहि निरखत

સાતમી ભૂમિકાએ પહોંચેલ જ્ઞાનીજન શાન્ત અને ચિત્ત રહિત બની જાય છે, એ યોગીના વ્યુત્થાન માટે જે મનુષ્ય તેના પાસે જઇ પ્રયત્ન કરે છે તેને તે સિદ્ધ પુરૂષ જોતો નથી.

अन्तिम भूप्रविशत जब ज्ञानी, क्या कहना तब उनकी कहानी ।

**शास्त्रकार[1] स्तुति अतिहि करत है, जिनकों संत सदैव स्मरत है॥१०९**

જ્યારે જ્ઞાનીજન એ અન્તિમ ભૂમિકામાં પ્રવેશ કરે છે ત્યારે તેની શી વાત કહેવી? શાસ્ત્રકારો એમની અપાર સ્તુતિ કરે છે, જે સ્તુતિનું સંતજનો નિરન્તર સ્મરણ કર્યા કરે છે.

**जन्म लहत जिस कुलमें ज्ञानी, वह कुल पावनपनकी खानी ।**
**पुण्यवती है उनकी माता, वोहि सकल पृथिवीको दाता ॥ ११० ॥**

જે કુળમાં જ્ઞાની મનુષ્ય જન્મ લેછે એ કુળ પવિત્રતાની ખાણરૂપ છે. એ જ્ઞાનીની માતા પરમ પુણ્યવતી છે અને એ જ્ઞાનીજ સકલ પૃથિવીનો દાતા [દાન આપનાર] ગણાય છે.

**जाके हलन चलनतें धरनी, पावन–ऐसी महत्ता बरनी ।**
**सुखसागर परब्रह्म प्रवीना, तामें जिनका चित्त विलीना ॥१११॥**

જેમના હાલવા ચાલવાથી પૃથિવી પાવન બને છે એવી જ્ઞાનીની મહત્તા વર્ણવેલી છે. સુખના સાગરરૂપ જે પરબ્રહ્મ તેમાં જેનુ ચિત્ત વિશેષતઃ લીન થયું છે

**वह महदात्माने किय स्नाना, सब तीर्थोंमें अस बुध माना ।**
**इष्ट याग अगनित उन याजा, किय पूजन सुरका निष्काजा ॥११२॥**

એ મહાત્માએ સમગ્ર તીર્થોમાં સ્નાનનું ફળ મેળવ્યું એમ વિદ્વજ્જનો માને છે, એમણે ઇષ્ટ એવા અગણિત યજ્ઞો યજ્યા અને દેવતાઓનું નિષ્કામ પૂજન કર્યું ગણાય છે

**यह संसार उदधितें सारा, पितृगन उननेहि उद्धारा ।**
**जिसने किय छिन ब्रह्मविचारा, उनका मन स्थिर भयउ अपारा ॥११३**

એ જ્ઞાનીએ આ સંસારરૂપી સમુદ્રથી પિતૃગણનો ઉદ્ધાર કર્યો. જે મનુષ્યે ક્ષણ માત્ર પણ બ્રહ્મવિચાર કર્યો તેનું મન સ્થિરતાને પ્રાપ્ત થયેલું જાણવું.

---

१ कुलं पवित्रं जननी कृतार्था, विश्वंभरा पुण्यवती च तेन ।
अपारसंवित्सुखसागरेऽस्मि–ल्लीनं परे ब्रह्मणि यस्य चेतः ॥

उस ज्ञानीके द्रग जो आवे, वह सब अघतें मुक्ति पावे ।
यह ज्ञानीके स्तुति प्रकरनमें, तैत्तरीय शाखा वेदनमें ॥ ११४ ॥

એ જ્ઞાનીની દ્રષ્ટિએ જે પ્રાણી ચઢે છે તે સર્વ પાપોથી મુક્ત થાય છે. આ જ્ઞાનીની સ્તુતિના પ્રકરણમાં વેદમાં તૈત્તરીય શાખા છે

तामें अवयव ज्ञानी जनके, कहे अंगरुप महद् यगनके ।
ज्ञानीका आत्मा यजमानजु, श्रद्धा उनकी स्त्री सुखदानजु ॥११५॥

તેમાં જ્ઞાનીજનના અવયવો મહાન્ યજ્ઞના અંગરૂપ કહ્યા છે. જેમકે જ્ઞાનીનો આત્મા યજમાન અને શ્રદ્ધા તેની સુખદેવાવાળી સ્ત્રી છે.

इध्म शरीर–वेदी उरु जानहु, लोम दर्भरूपक पहिचानहु ।
वेद शिखा–यूपदारु हृदय है, काम आज्य-पशु क्रोध प्रलय है ॥११६॥

જ્ઞાનીનું શરીર લાકડાં છે, પેટ વેદી છે, રૂવાંડાં દર્ભ છે, શિખા વેદ છે, માણેક સ્થંભ હૃદય છે, કામ ઘી છે અને ક્રોધ પશુ છે કે જેનો યજ્ઞમાં હોમ થાય છે.

तप अग्नि–शम दमजु चिता है, वाणी दक्षिणारूप हिता है ।
होता प्राण–चक्षु उद्गाता, मन अध्वर्यु–श्रोत्र है धाता ॥ ११७ ॥

તપ શમદમાદિ રૂપ અગ્નિ છે, પ્રિય અને હિતકારિણી વાણી દક્ષિણા છે, પ્રાણ હોતા છે, ચક્ષુ ઉદ્ગાતા છે, મન અધ્વર્યુ છે અને શ્રોત્ર બ્રહ્મા છે.

याबिध अंग सकल ज्ञानीके, होत यज्ञके साधक नीके ।
है अन्तिम त्रय भूमिमें वर, जीवन्मुक्ति भेद अवान्तर ॥ ११८ ॥

આ રીતે જ્ઞાનીનાં સર્વ અંગો યજ્ઞનાં સુંદર સાધક છે. છેલ્લી ત્રણ ભૂમિકા અર્થાત્ પાંચમી, છઠ્ઠી અને સાતમી ભૂમિકામાં શ્રેષ્ઠ એવા જીવન્મુક્તિના અવાન્તર ભેદ રહેલા છે.

दोहा–इस बिध गुरु षट्प्रज्ञके, सुनी बचन सुखदेन
लब्धराम बोले बहुरि, लाभ ज्ञानको लेन ॥ ११९ ॥

આ રીતે ગુરૂષટ્પ્રજ્ઞમહારાજનાં સુખદાયક વચન શ્રવણ કરી જ્ઞાનનો અધિક લાભ લેવા માટે પુનઃ લબ્ધરામ બોલ્યા જે

भगवन्! हमकों आपतें, भयो भूमिका ज्ञान ।
साधन जीवन्मुक्तिके, कहिअें कृपानिधान ॥ १२० ॥

હે ભગવન્! આપનાથી અમે જ્ઞાન ભૂમિકાઓને જાણી છે હવે હે કૃપાસદન સદ્ગુરૂ! જીવન્મુક્તિનાં સાધન કહેવા કૃપા કરો.

त्योंही जीवन्मुक्तिमें, प्रभु! है कोन प्रमान ।
विदेहमुक्ति रु सप्तमी, भू तुर्या अभिधान ॥ १२१ ॥

તેમજ હે પ્રભુ! જીવન્મુક્તિમાં કયું પ્રમાણ છે? વિદેહમુક્તિ અને સાતમી ભૂમિકા જે તુર્યા

भेद कवन वह उभयमें, कहहु आप गुरुराय! ।
लब्धरामकी विनति अस, सहित संत समुदाय ॥ १२२ ॥

તે બન્નેમાં શો ભેદ છે? હે ગુરૂરાજ! એ આપ કહો. ભાણસાહેબ આદિ સંત સમુદાયસહિત લબ્ધરામજીની આવી વિનતિ

सुनि बोले षट्प्रज्ञ गुरु, शिष्यनकों संबोधि ।
प्रश्न तुम्हारा श्रेष्ठ है, कहों शास्त्रमत शोधि ॥ १२३ ॥

શ્રવણ કરી ગુરૂષટ્પ્રજ્ઞમહારાજ શિષ્યોને સંબોધી બોલ્યા જે તમારો પ્રશ્ન શ્રેષ્ઠ છે, હું શાસ્ત્રોના મતને શોધી કહું છું.

शुभ फलदायक संतकों, जीवन्मुक्ति विचार ।
जो भगवान वशिष्ठने, कहा राम प्रति सार ॥ १२४ ॥

સંતજનોને જીવન્મુક્તિનો વિચાર શુભ ફળ આપનાર છે. જે જીવનમુક્તિનો ભગવાન્ વશિષ્ઠ મુનીએ શ્રીરામચન્દ્રજી પ્રતિ સાર કહ્યો છે

सुनहु वासनाक्षय प्रथम, द्वितीय आत्मविज्ञान ।
साधन जीवन्मुक्तिका, मनोनाश तिय जान ॥ १२५ ॥

તે શ્રવણ કરે. પ્રથમ વાસના ક્ષય, બીજું આત્મવિજ્ઞાન અને ત્રીજું મનોનાશ એ ત્રણ જીવન્મુક્તિનાં સાધન જાણવાં.

**समकालीन अभ्यास वह, तीनोंका चिरकाल ।**

**उत्तम फलकों देत है, कर्त्ता होत निहाल ॥ १२६ ॥**

એ ત્રણે સાધનનો દીર્ઘસમય પર્યન્ત એક કાલાવચ્છિન્ન અભ્યાસ ઉત્તમ ફળને આપે છે અને અભ્યાસ કરનાર મોક્ષને પામે છે.

**चो.–इन तीनोंकों एक कालहू, बेर बेर अभ्यसित बिनाहू ।**

**सिद्ध भया होवे नहि साधन, जन्म शतावधि तो साधक जन ॥१२७**

એક કાળમાં એ ત્રણે સાધનો વારંવાર અભ્યાસથી સિદ્ધ થઇ શકે છે. જો અભ્યાસ કર્યા વિના સાધનો સિદ્ધ થયાં ન હોય તો સોજન્મ પર્યન્ત પણ સાધક મનુષ્ય

**उत्तम पदकों पावत नांही, वात सत्य बुधनेजु सराही ।**

**यों इक इकके परिसेवनतें, सिद्धि अलग है साधक जनतें ॥१२८॥**

ઉત્તમ પદને (મોક્ષને) પામતા નથી એમ વિદ્વાનો સત્ય વાત કહે છે. આ રીતે એક એક સાધનનાં પરિસેવનને લઇ સાધકજનોથી મોક્ષરૂપી સિદ્ધિ અળગી રહે છે, અર્થાત્ અમુક વખત વાસનાક્ષય કરે, અમુક સમય આત્મવિજ્ઞાન મેળવે અને અમુક સમય મનોનાશ કરે, આ એક એકથી મોક્ષની પ્રાપ્તિ થતી નથી; પરંતુ એ ત્રણે સાધનનું એક સાથે દીર્ઘકાલ સેવન કરવાથી મોક્ષરૂપી સિદ્ધિ મળી શકે છે.

**ज्यों संकिलित मंत्र अनुष्ठाना, उनतें सिद्धि मिलन नहि जाना ।**

**पूर्व उक्त साधन त्रय बिन जु, नाश अविद्याको किय किन जु ॥१२९**

જેમ સંકિલિત મંત્રના અનુષ્ઠાનથી સિદ્ધિ મળતી નથી તેમ પૂર્વોક્ત ત્રણ સાધન વિના અવિદ્યાનો નાશ થતો નથી.

**मनका नाश न होवे जब लग, न हो वासनाको क्षय तब लग ।**

**क्षीण वासना होत न जब लों, मनमें शान्ति म उपजत तब लों ॥१३०**

જ્યાંસુધી મનનો નાશ ન થાય ત્યાંસુધી વાસનાનો ક્ષય થતો નથી અને જ્યાંસુધી વાસનાનો ક્ષય થતો નથી ત્યાંસુધી મન શાન્ત થતું નથી અર્થાત મનોનાશ થતો નથી.

जब लगि तत्त्वज्ञान नहीं है, तब लगि चित्तमें शान्ति कहीं है?।
बिन हि वासनाक्षय जग जाना, होत कहांतें तात्त्विक ज्ञाना ॥१३१

જ્યાંસુધી તત્ત્વજ્ઞાન નથી ત્યાંસુધી ચિત્તમાં શાન્તિ કયે સ્થળે છે? અર્થાત કયાંઇ નથી અને જગત્ આખું જાણી શકે તેવી વાત છે જે વાસનાના ક્ષય વિના તત્ત્વજ્ઞાન કયાંથી થઇ શકે ? અર્થાત્ નજ થાય,

यातें मन जब विनाश पावत, बाह्य विषय तब द्रग नहि आवत ।
बाह्य विषय जब द्रग ना आवे, तबहि वासना क्षयकों पावे ॥१३२॥

માટે જ્યારે મન વિનાશને પામે ત્યારે જગત્ આદિ બાહ્ય વિષય નજરે ન આવે અને જ્યારે બાહ્ય વિષય નજરે ન આવે ત્યારેજ વાસના ક્ષયને પામે અર્થાત પ્રથમ મનોનાશ થાય ત્યારે વાસનાનો ક્ષય બની શકે.

जीवन्मुक्तिके साधन त्रय, उनकेभी साधन सुनहु द्वय ।
यत्न–विवेक उभय अभिधाना, करों विवेचन संत सुजाना ! ॥१३३॥

આ રીતે જીવન્મુક્તિનાં જે ત્રણ સાધન કહ્યાં તેનાં પણ બે સાધન છે તે શ્રવણ કરો એ બે સાધનનાં નામ યત્ન અને વિવેક છે. હે સુજ્ઞ સંતજનો ! યત્ન તથા વિવેકનું હવે વિવેચન કરૂં છું.

"काहु उपाय लगाइ अबाधन, प्राप्त करोंगा मैं त्रय साधन", ।
ऐसा जो उत्साह सुहावे, वह साधन इक "यत्न" कहावे ॥ १३४ ॥

કોઇ બાધાવગરનો ઉપાય યોજી હું વાસના ક્ષય, આત્મવિજ્ઞાન તથા મનોનાશ એ ત્રણ સાધન જીવન્મુક્તિમાટે પ્રાપ્ત કરીશ એવો જે ઉત્સાહ તે "યત્ન" નામનું એક સાધન કહેવાય છે.

दोहा–भिन्न भिन्न पनतेंजु है, पदार्थको जो ज्ञान ।
उनका जीवन्मुक्तिमें, है " विवेक " अभिधान ॥ १३५ ॥

આત્મ ભિન્ન વસ્તુને મિથ્યા જાણવી તેને "વિવેક" કહે છે.

शुभ साधन है ज्ञानके, "श्रवण" आदि शुभ तीन ।
मनोनाश साधन कहत, पंडित "योग" प्रवीन ॥ १३६ ॥

જ્ઞાનનાં શ્રવણ આદિ ત્રણ સાધન છે મનોનાશનું સાધન પ્રવીણ પંડિતો "યોગને" કહે છે.

त्योंहि वासना नाशका, साधन तत्प्रतिकूल ।
होत वासनोत्पत्ति वह, सदा बतन सुखमूल ॥ १३७ ॥

એવીજ રીતે વાસના ક્ષયનું સાધન સ્વરૂપાકારવૃત્તિ વિશેષ વાસના છે.

विषय वासनाको बहुरि, नाशक होत विरोधि ।
सत् चित् पर जो चित्त है, उनकों सतत प्रबोधि ॥ १३८ ॥

વળી વિષયવાસનાનો નાશ કરનારી વિષયની આસક્તિ રહિત જે વૃત્તિ તે વિરોધી વાસના કહેવાય છે. સત્ ચિત્ પરમાત્મ પરાયણ જે ચિત્ત છે તેને નિરન્તર જાગૃત કરી

तामें चिन्तन तत्कथन, त्यों बोधन अन्योन्य ।
ऐसे चित्तकों कहत है, ज्ञानाभ्यास सुधन्य ॥ १३९ ॥

તેનાવડે આત્મચિન્તન, આત્મકથન અને પરસ્પર આત્મબોધન કરવું તેને જ્ઞાનાભ્યાસ કહે છે.

ब्रह्म भ्रमाधिष्ठानमें, अनुत्पन्न यह दृश्य ।
ऐसा जो अभ्यास वह, ज्ञानाभ्यास अवश्य ॥ १४० ॥

ભ્રમાધિષ્ઠાન બ્રહ્મમાં આ દ્રશ્ય જગત્ ઉત્પન્ન નથી થયું એવો જે અભ્યાસ તેને જ્ઞાનાભ્યાસ કહે છે.

युक्तितें अरु योगतें, होवे मनका नाश ।
वह द्वय कारणका बहुरि, बेर बेर अभ्यास ॥ १४१ ॥

યુક્તિથી અને યોગથી મનોનાશ થાય છે અને તે યુક્તિ તથા યોગનો વારંવાર જે અભ્યાસ

मनोनाश कारण वही, शुभ अभ्यास कहात ।
जिनके उक्त प्रकार त्रय, लब्धराम! प्रख्यात ॥ १४२ ॥

તે મનોનાશનાં કારણનો અભ્યાસ કહેવાય છે. અને હે લક્ષ્મીરામ! જેના ઉક્ત ત્રણ પ્રકાર [વાસના ક્ષય, આત્મવિજ્ઞાન અને મનોનાશ] પ્રખ્યાત છે,

**चोपाई–वोही यह जीवन्मुक्तिका, साक्षात् साधन है अति नीका।**
**उक्त वासनाक्षय मननाशजु, उनको उत्पादक प्रकाशजु ॥१४३॥**

એજ આ જીવન્મુક્તિનાં સાક્ષાત્ સાધન છે અને ઉક્ત વાસનાક્ષય અને મનોનાશનું ઉત્પાદક જે સ્વયં પ્રકાશ જ્ઞાન

**सोई तत्त्वज्ञान सुहावे, कारण योजकरूप कहावे।**
**सावधान ह्वै शिष्य समूह! सब, जीवन्मुक्ति प्रमाण सुनहु अब॥१४४॥**

તે મનોનાશ અને વાસનાક્ષયનું પરમપ્રયોજક છે. હે સર્વ શિષ્યો અને સંત-સમાજ! હવે સાવધાન બની જીવન્મુક્તિનાં પ્રમાણ શ્રવણ કરો.

**बृहदारण्यक[1] कहत पुकारी, नसत अविद्या जब दुःखकारी।**
**तब हृद्गत कामादिक दोषन, होत निवृत न पावत पोषन ॥१४५॥**

બૃહદારણ્યક નામક ઉપનિષદ્ પુકારી કહે છે કે જ્યારે જન્મ મરણ દુઃખને ઉપજાવનારી અવિદ્યા નાશ પામે ત્યારે હૃદયમાં રહેલા કામ ક્રોધ આદિ દોષો નિવૃત્ત થાય છે, એ દોષો કોઇ રીતે પોષણને પામી શકતા નથી.

**अमर होत तदनन्तर मानव, करत स्वस्वरुप ब्रह्म अनुभव।**
**चक्षुरादि[2] इन्द्रियजु समेता, भासत बिन इन्द्रिय निजवेत्ता ॥१४६॥**

ત્યારપછી જ્ઞાની મનુષ્ય અમર [મૃત્યુ રહિત] બને છે અને સ્વસ્વરૂપ જે બ્રહ્મ તેનો અનુભવ કરે છે. એ બ્રહ્મજ્ઞાની ચક્ષુઆદિ ઇન્દ્રિયોના વ્યાપારવાળો છતાં નિર્વિકાર ભાસે છે.

**जहँ पहुचत नहि मन[3] सह बानी, वह आनँद घन ब्रह्म पिछानी।**

---

१ यदा सर्वे प्रमुच्यन्ते कामा यस्य हृदि श्रिताः। अथ मर्त्योऽमृतो भवत्यत्र ब्रह्म समश्नुते। इति बृहदारण्यश्रुतेः ॥

२ स चक्षुरचक्षुरिव सकर्णोऽकर्ण इव समना अमना इव सप्राणोऽप्राण इव। यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह ॥

जीवन्मुक्त न भयकों पावत, तैत्तरीय[1] उपनिषद् सुनावत ॥१४७॥

જ્યાં મન સહિત વાણી પહોચી શકતી નથી એ આનંદઘન બ્રહ્મને જાણી જીવનન્મુક્ત કોઇથી ભય પામતો નથી એમ તૈત્તરીય ઉપનિષદ્ કહે છે.

शुक्ल यजुर्वेदान्तर्गत जो, इसावास्य[2] याबिध नामक वो ।
परमपुनित जो है उपनिषद्जु, तामें लसत प्रमाण विशद् जु ॥१४८॥

શુક્લ યજુર્વેદના પરમપવિત્ર ઇષાવાષ્યા નામની ઉપનિષદ્‌ની અંદર વિશુદ્ધ પ્રમાણ છે.

वह उपनिषद् कहत सब ज्ञानी, जीवन्मुक्त स्वरुप निज जानी ।
शोक मोहतें रहित रहत है, ऐसेंही छान्दोग्य[3] कहत है ॥ १४९ ॥

એ જીવન્મુક્ત સમગ્ર જ્ઞાનીજનો પોતાનાં સ્વરૂપને જાણી શોક મોહથી રહિત રહે છે. એવીજરીતે છાન્દોગ્ય ઉપનિષદ્ પણ કહે છે જે

ज्ञानी आत्माकों परखत है, आत्मामेंही प्रेम रखत है ।
क्रीडा आत्मामेंहि करत है, आत्ममिथुनतें मोद भरत है ॥१५०॥

જીવન્મુક્ત મહાત્મા આત્માને જાણે છે, આત્મામાંજ પ્રેમ રાખે છે, આત્મામાંજ ક્રીડા કરે છે અને આત્મમિથુનથી અર્થાત્ આત્મારૂપ બની આનંદ મેળવે છે

जीवन्मुक्त मनुजके लक्षण, आत्मानन्दी करत नहि रक्षण ।
उक्त अवस्था होवे जाकी, संज्ञा जीवन्मुक्तजु ताकी ॥ १५१ ॥

એ જીવન્મુક્ત મહાત્માનાં લક્ષણ છે. આત્મામાંજ સંતોષ માનનાર એ પુરૂષ સંસારના પદાર્થોનું રક્ષણ કરતો નથી. જેની ઉક્ત અવસ્થા હોય તેનું નામ "જીવન્મુક્ત" છે.

---

१ आनन्दं ब्रह्मणो विद्वान् न बिभेति कुतश्चन इति ॥ तै. उ.

२ यस्मिन्सर्वाणि भूतान्यात्मैवाभूत्तद्विजानतः । तत्र को मोहः कः शोक एकत्वमनुपश्यतः । इ. उ.

३ एवं विजानन्नात्मरतिरात्मक्रीड आत्ममिथुन आत्मानन्द सस्वराड् भवति ॥ इ. छा. उ.

दोहा—विदेहमुक्ति लक्षणजु, जीवन्मुक्ति संग ।
कहौं शिष्य! सुनहु सकल, पावन कथा प्रसंग ॥ १५२ ॥

હવે જીવન્મુક્તિની સાથે વિદેહ મુક્તિનાં લક્ષણ કહું છું તે પવિત્ર કરનાર કથા પ્રસંગને હે સર્વ શિષ્યો! શ્રવણ કરો.

महानजन अरु ज्ञानके, विचारशील विशिष्ठ ।
जाकी अवस्था होत है, ज्ञान आत्म इक निष्ठ ॥ १५३ ॥

મહાત્માઓ અને જ્ઞાનના વિચાર યુક્ત પુરૂષો કે જેમની આત્મજ્ઞાનમાં એક નિષ્ઠાવાળી અવસ્થા હોય છે

जीवन्मुक्ति जानहु, या बिध लक्षण युक्त ।
मृतक तुल्य जीवे वही, जन है जीवनमुक्त ॥ १५४ ॥

એ રીતનાં લક્ષણવાળી જીવન્મુક્તિ જાણવી. જે મનુષ્ય મૃતક (મડદાં)સમાન જીવે અર્થાત્ મૃતકને જેમ હર્ષ શોક, રાગ દ્વેષ આદિ હોતાં નથી તેમ રાગ આદિથી રહિત જે જીવે તે જીવન્મુક્ત કહેવાય છે.

गुरु वशिष्ठमुनिकों[1] कहत, रामचन्द्र भगवान ।
विदेह[2] जीवन्मुक्तिकों, कहिअें कृपानिधान ॥ १५५ ॥

શ્રી રામચન્દ્ર ભગવાને ગુરૂ વશિષ્ઠ મુનિને કહ્યું કે હે કૃપાનિધાન! વિદેહ મુક્તિ અને જીવન્મુક્તિ કહેવા કૃપા કરો.

रामचन्द्रके बचन सुनि, बोले श्रीऋषिराय ।
सांसारिक[3] व्यवहारमें, पर्वतभी द्रग आय ॥ १५६ ॥

---

१ नृणां ज्ञानैकनिष्ठानामात्मज्ञानविचारिणाम् । जीवन्मुक्तिरवस्था सा प्रकीर्तिता महाजनैः ॥

२ ब्रह्मन् विदेहमुक्तस्य जीवन्मुक्तस्य लक्षणम् । ब्रूहि तत् यदहं श्रुत्वा वाच्यं शास्त्रदृशा त्वया ॥

३ यथास्थितमिदं यस्य व्यवहारवतोऽपि च । अस्तं गतं स्थितधिया जीवन्मुक्तः स उच्यते ॥

ભગવાન્ રામચન્દ્રજીનાં આવાં વચન સાંભળી ઋષિરાજ વશિષ્ઠગુરૂ બોલ્યા જે સાંસારિક વ્યહુારમાં કદિ પર્વતાદિ નજરે આવે

तदपि जीवन्मुक्तके, मन यह सर्व प्रपञ्च।
अस्तभाव पाये हुवे, उदय[1] लहत नहि रञ्च ॥ १५७ ॥

તોપણ જીવન્મુક્તના હૃદયમાં એ સર્વ પ્રપંચ અસ્ત પામેલા હોવાથી લેશ પણ ઉદયને પામતા નથી.

क्योंकि प्रपञ्च अभावतें, उदय अस्त हैं व्यर्थ।
सुखदुःखमें मुखकान्ति इक, सदा दिखात समर्थ ॥ १५८ ॥

કારણ કે પ્રપંચના અભાવથી પ્રપંચનો ઉદય તથા અસ્ત હોતો નથી. આ સમર્થ જીવન્મુક્તની સુખ તેમજ દુઃખમાં મુખની કાન્તિ એક સરખી દેખાય છે.

पदार्थ सांसारिक मिले, बिन इच्छित जिसभांति।
तामें रह संतुष्ट वह, रखत एक मुखकान्ति ॥ १५९ ॥

પોતાની ઇચ્છાવગર સાંસારિક પદાર્થો જે રીતના પ્રાપ્ત થાય તેમાં સંતુષ્ટ રહી મુખની કાન્તિ એક સરખી રાખે.

जागृत[2] ओर सुषुप्तिमें, जाको एकहि भाव।
जगत वासना रहित वह, जीवन्मुक्त स्वभाव ॥ १६० ॥

જાગૃત અને સુષુપ્તિમાં જેનો એકજ સ્વભાવ છે તેમજ જગત્ વાસના રહિત જીવનમુક્ત હોય છે.

---

१ नोदेति नास्तमायाति सुखे दुःखे मुखप्रभा। यथाप्राप्ते स्थितिर्यस्य स जीवन्मुक्त उच्यते

२ यो जागर्तिसुषुप्तिस्थो, यस्य जाग्रन्नविद्यते। यस्य निर्वासनो बोधः स जीवन्मुक्त उच्यते ॥

राग[1] द्वेष भय आदि उन, उरमें होत प्रतीत ।
तदपि व्योम सम विश्वमें, अलिप्त रहत अजीत ॥ १६१ ॥

કદાચ દ્વેષ અને ભય આદિ અજ્ઞાનીજનના તુલ્ય તેના હૃદયમાં જણાય, છતાં એ અજીત જીવન્મુક્ત વિશ્વમાં આકાશની પેઠે અલિપ્ત રહે છે અર્થાત્ લેપાયમાન થતો નથી.

होत[2] नही जो जन कबहु, अहंकारकों प्राप्त ।
अलिप्त ऐहिक वस्तुमें, बुद्धि जाकी अति आप्त ॥ १६२ ॥

જે મહાત્મા કોઈપણ કાળે અહંકારને પ્રાપ્ત થતો નથી અને આ લોકના સમગ્ર પદાર્થોથી અલિપ્ત રહે છે. જેની બુદ્ધિ લોક કલ્યાણ કરનારી હોય છે.

निजतें लोक रु लोकतें, आप न हो उद्विग्न[3] ।
हर्ष अमर्ष भयादितें, मुक्त स्वरूप अभिज्ञ ॥ १६३ ॥

તેમજ પોતાથી લોક કે લોકથી પોતે ઉદ્વેગને પ્રાપ્ત ન થાય અને હર્ષ, અમર્ષ[ક્રોધ]તથા ભય આદિથી મુક્ત હોય અને સ્વસ્વરૂપને જાણનાર હોય

चो.–शान्त[4] कलन सांसारिकनिश्चल, कलावान हो तोभी निष्कल ।
होत चित्त पें चित्त विनाको, जीवन्मुक्त शृंगार क्षमाको॥ १६४ ॥

જેની સાંસારિક સમગ્ર કલના [ વાસના ] ઓ શાન્ત થઈ ગઈ હોય, જે નિશ્ચલ હોય, કલાવાન છતાં કલા રહિત હોય અને ચિત્તવાળો છતાં ચિત્ત રહિત હોય એવો જીવન્મુક્ત પૃથ્વીના આભૂષણ રૂપ છે.

करत सबें जगका व्यवहारजु, शीतल होत तथापि अपारजु ।

---

१ रागद्वेषभयादीनामनुरूपं चरन्नपि । योऽन्तर्व्योमवत्स्वच्छः, स जीवन्मुक्त उच्यते ॥

२ यस्य नाहंकृतो भावो, बुद्धिर्यस्यनलिप्यते । कुरुतोऽकुरुतोवापि, स जीवन्मुक्त उच्यते ॥

३ यस्मान्नोद्विजते लोको, लोकान्नोद्विजते च यः । हर्षामर्षभयान् मुक्तः सजीवन्मुक्त उच्यते ॥

४ यः समस्तेषु जातेषु,व्यवहार्येपिशीतलः। परार्थेष्वेव पूर्णात्मा,स जीवन्मुक्त उच्यते ॥

अमित परार्थ पूर्ण जिहि आत्मा, वोही जीवन्मुक्त महात्मा॥१६५॥

જગતનાં સર્વ વ્યવહારોનું આચરણ કરે તો પણ અપાર શાન્ત હોય છે અને પરહિતમાં પ્રેમવાળો હોય એજ મહાત્મા જીવન્મુક્ત કહેવાય છે.

गुरु वशिष्टने रामचन्द्र प्रति, कहा जाहि बिधि कर करुणा अति।
लब्धराम! अरु प्रिय श्रोतागन, कहा सोइ लक्षण मैं तुम सन॥१६६॥

ગુરૂ વશિષ્ઠ મુનિએ ભગવાન્ રામચન્દ્ર પ્રતિ જીવન્મુક્તનાં જે લક્ષણ જેવી રીતે કૃપા કરી કહ્યાં એવીજ રીતે હે લબ્ધરામ! તથા પ્રિય શ્રોતાજનો! એજ લક્ષણ મેં તમારી પાસે કહી સંભળાવ્યાં છે.

जीवन्मुक्त अवस्था कहनी, अतिहि कठिन है आनँदवहनी।
अब विदेहमुक्तिका लक्षण, सुनहु कहत हों सुखद प्रतिक्षण॥१६७॥

જીવન્મુક્તની અવસ્થા કહેવી એ અત્યંત કઠિન છતાં આનંદ આપનારી છે એમ જાણી મેં તમને કહી. હવે પ્રતિ ક્ષણ સુખઆપનાર વિદેહમુક્તિનાં લક્ષણ કહું છું તે શ્રવણ કરો.

तन[1] प्रारब्ध समाप्ति लहे जब, काल देहकों वदन ग्रहे तब।
तजिकें जीवन्मुक्तात्मा पद, विदेहमुक्त बनत जन अनहद॥१६८॥

શરીરનાં પ્રારબ્ધ જ્યારે સમાપ્તિને પામે છે ત્યારે કાળ પોતાના મુખમાં દેહને ગ્રહણ કરે છે. એ સમયે જીવન્મુક્તાત્મક પદ તજી મહાત્મા વિદેહમુક્તિને પામે છે અર્થાત્ દેહમુક્ત બને છે.

ज्यों स्पन्दन कृतिको करि त्यागा, शान्त बनत वायु बडभागा।
त्यों तजिकें तन विदेहमुक्तजु, निजस्वरूपमें विरमत युक्तजु॥१६९॥

હે ભાગ્યશાળી શિષ્ય! જેમ સ્પન્દન કૃતિનો ત્યાગ કરી વાયુ શાન્ત બને છે તેમ દેહનો ત્યાગ કરી વિદેહમુક્ત યોગ્ય રીતે સ્વસ્વરૂપમાં વિરામ પામે છે.

मुक्त[1] वही रस एक रहत है, उदय अस्त वृत्ति न लहत है।

---

१ जीवन्मुक्तपदं त्यक्त्वा, स्वदेहे कालसात्कृते। विशत्यदेहमुक्तत्वं, पवनोऽस्पंदनादिव॥ इति जीवन्मुक्तिविवेके॥

२ विदेहमुक्तो नोदेति नास्तमेति न शाम्यति। नसन्नासन्नदूरस्थो, नचाहं न च नेतरः॥ इति जीवन्मुक्तिविवेके

अर्थात् कृत्रिम उदयादितें, रहत विदेहमुक्तजन रीतें ॥ १७० ॥

આ વિદેહમુક્ત એક રસ હોય છે. ઉદય અસ્તવાળી વૃત્તિને પ્રાપ્ત થતો નથી. અર્થાત્ કૃત્રિમ ઉદય અસ્ત આદિથી રહિત બની રહે છે.

ऐसी अवस्था पावत है जब, सत्यासत्य न ज्ञानी लखत तब ।
काहु पदार्थ मनुज सृष्टिके, विषय होत नहि उन द्रष्टिके॥१७१॥

જ્યારે જ્ઞાની પુરૂષ એવી અવસ્થાને પામે છે ત્યારે તે સત્ય કે અસત્ય કાંઇ જોતો નથી. માનવલોકના કોઇપણ પદાર્થ એની દ્રષ્ટિના વિષયરૂપ બનતા નથી.

दोहा—ज्ञानी जीवन कालमें, पावत है यह मुक्ति ।
जो कैवल्यस्वरूप है, जहां न युक्ति प्रयुक्ति ॥ १७२ ॥

જ્ઞાની પોતાના જીવનકાળમાંજ આ વિદેહમુક્તિને પામે છે, જે વિદેહમુક્તિ કૈવલ્યસ્વરૂપ છે અને જેમાં કંઇ પણ યુક્તિ પ્રયુક્તિ નથી.

जो अभिधान समाधिमें, लहत असंप्रज्ञात ।
चर्मावस्था उनकी यह, विदेहमुक्ति कहात ॥ १७३ ॥

જે સમાધિનું નામ "અસંપ્રજ્ઞાત" છે તે સમાધિની જે છેલ્લી અવસ્થા તે વિદેહમુક્તિ કહેવાય છે.

भये अविद्यातें विविध, जो बन्धन उत्पन्न ।
निज विद्यातें उनहिकों, करिकें अनआसन्न ॥ १७४ ॥

અવિદ્યાને લઇ જે વિવિધ પ્રકારનાં બંધનો ઉત્પન્ન થયાં છે તે સર્વને આત્મવિદ્યાના પ્રભાવથી અલગ કરી

रहना स्थिर स्वस्वरुपमें, विदेहमुक्ति वोहि ।
ब्रह्मतत्त्वसाक्षात्कृति, समकालीन जो होहि ॥ १७५ ॥

સ્વસ્વરૂપમાં સ્થિર રહેવું એજ વિદેહમુક્તિ કહેવાય છે. જે મુક્તિ બ્રહ્મતત્ત્વ સાક્ષાત્કાર સમકાલીન થાય છે.

लब्धराम गुरुकों यहां, करत प्रश्न कर जोरि ।
सुन्यो पूर्वमें आपतें, मेंने तत्त्व बहोरि ॥ १७६ ॥

આ સ્થળે લબ્ધરામજી હાથ જોડી ગુરૂને પ્રશ્ન કરે છે જે પૂર્વમાં આપનાથી મેં વિદેહમુક્તિ શ્રવણ કરી છે

उनके मत यह देहके, नाशानन्तर एव ।
विदेहमुक्ति ज्ञानीकों, प्राप्त होत गुरुदेव ॥ १७७ ॥

હે ગુરૂદેવ! એ સર્વના મતમાં આ દેહના નાશ પછીજ જ્ઞાનીને વિદેહમુક્તિ પ્રાપ્ત થાય છે.

लब्धरामके वचन सुनि, बोले श्रीगुरुवर्य ।
श्रवण किया तुमने वही, योग्य तत्त्व सौन्दर्य ॥ १७८ ॥

પોતાના શિષ્ય લબ્ધરામજીનાં આવાં વચન શ્રવણ કરી ગુરૂવર્ય ષટ્પ્રજ્ઞસ્વામી બોલ્યા કે તમે જે શ્રવણ કર્યું છે એ યોગ્ય છે.

विदेहमुक्तिकी यहां, अवस्थिति बडभाग! ।
तामें देह समस्तको, सुन्यो तुम्हे जो त्याग ॥ १७९ ॥

હે મહાન્ ભાગ્યશાળી શિષ્ય! વિદેહમુક્તિ અવસ્થામાં તમે જે સમસ્ત દેહનો ત્યાગ સાંભળ્યો છે

स्थूल सूक्ष्म तन आदिको, त्याग वही है तात!
तत्त्यागान्तर ज्ञीनीकी, विदेहमुक्ति कहात ॥ १८० ॥

તે ત્યાગ સ્થૂલ તથા સૂક્ષ્મ શરીર આદિનો છે. હે શિષ્ય! એ ત્યાગ પછી જ્ઞાનીની વિદેહમુક્તિ કહેવાય છે.

चोपाई—भाविदेहका आरंभ नांहि, वर्तमान आरंभजु याही ।
होइ चुका है वहभी आगें, ज्ञानान्तर आरंभ न जागे ॥ १८१ ॥

આ વખતે ભાવિદેહનો આરંભ હોતો નથી, વર્તમાન દેહ છે તેનો આરંભ પ્રથમ થઇ ચુક્યો છે. જ્ઞાનપછી દેહનો આરંભ થાય નહિ.

ऐसी अवस्थामें ज्ञानीजन, विदेहमुक्त कहावे संतन! ।
यह स्थल पक्ष विदित है दोऊ, सावधान ह्वै सुनु सब कोऊ॥१८२॥

હે સંતજનો! એવી અવસ્થાવાળો જ્ઞાની પુરૂષ પણ વિદેહમુક્ત કહેવાય છે. આ ઠેકાણે બે પક્ષ પ્રસિદ્ધ છે તે સહુ કોઈ સાવધાન બની શ્રવણ કરો.

ज्ञान समयमें कहत किते जन, अनारंभमय है भावि तन।
तत्कालावच्छिन्न तथापि, विदेहमुक्ति कहत निष्पापी ॥१८३॥

કેટલાએક વિદ્વાન્ કહે છે જે જ્ઞાનસમયમાં ભાવિદેહનો અનારંભ છે અર્થાત્ ભાવિ દેહનો આરંભ થતો નથી, માટે જ્ઞાની દેહાવસ્થામાં પણ વિદેહમુક્ત છે

वर्तमान तन ज्ञान सहित हो, तदपि जबें वह श्वास रहित हो।
होत विदेहमुक्ति तब जनकों, मत ऐसो आचारज गनको॥१८४॥

વર્તમાન કાળમાં જ્ઞાન સહિત જ્ઞાની હોય તો પણ તેનો દેહ ત્યાગ થાય ત્યારેજ તેને વિદેહમુક્તિ પ્રાપ્ત થાય છે એવો પૂર્વાચાર્યોનો મત છે.

यह मतमें श्रुति देत प्रमानजु, "तस्य तावदेवेति" बखानजु।
जब प्रारब्धकी होत समाप्ति, तबें सिद्ध कैवल्यकी प्राप्ति ॥१८५॥

આ મતમાં શ્રુતિ પ્રમાણ આપે છે જે "તસ્ય તાવત એવ ઇતિ" [તેનું ત્યાં સુધીજ] અર્થાત્ જ્યારે પ્રારબ્ધની સમાપ્તિ થાય ત્યારેજ વિદેહમુક્તિ પ્રાપ્ત થઇ શકે છે.

भाष्यकार अनुसार जगत् हित, ग्रन्थ वाक्यवृत्ति जो सुरचित।
जीवन्मुक्ति देहका जबही, क्षय प्रारब्ध लहत है तबही ॥ १८६ ॥

ભાષ્યકારના અનુસાર જગતના હિત માટે વાક્યવૃત્તિ નામના ગ્રન્થમાં કહે છે જે જીવન્મુક્તના દેહનાં પ્રારબ્ધ ક્ષય પામે છે અને ત્યારેજ

विदेहमुक्ति[२] ग्रहत जन ज्ञानी, कथा यही है परम पुरानी।
पुनि प्रारब्ध कर्मके भोगजु, उनवश जीवन्मुक्त सुयोगजु॥१८७॥

જ્ઞાની મહાત્મા વિદેહમુક્તિ મેળવે છે. એ પરમ શાસ્ત્ર આજ્ઞા છે. વળી પ્રારબ્ધ કર્મના જે ભોગ તેને ભોગવતો છતાં જીવન્મુક્ત

---

१ " तस्यतावदेव चिरं यावन्न विमोक्ष्येदथ संपत्स्ये "

२ प्रारब्धकर्मवेगेन, जीवन्मुक्तोयदाभवेत् । कंचित्कालमथाऽऽरब्ध, कर्मबन्धस्यसुक्षये ॥

ज्ञान प्रबलतातें जन सोही, रहेवे संसृतिमें निर्मोही।
तनु नाशान्तर मुक्ति पावे, शास्त्रकार यह बात सुनावे ॥ १८८ ॥

જ્ઞાનનાં આધિક્યથી સંસારમાં નિર્મોહી ( મોહ રહિત ) રહે છે અને દેહ નાશાન્તર વિદેહમુક્તિને પામે છે એમ શાસ્ત્રકારો કહે છે.

दोहा–वर्तमान तनकी निवृत्ति, है न ज्ञान फल तात!।
अज्ञानीभी ज्ञान बिन, देहविलयकों पात ॥ १८९ ॥

હે શિષ્ય! વર્તમાન સ્થૂલ દેહની નિવૃત્તિ જ્ઞાનથી થતી નથી, કેમકે અજ્ઞાની જનોનો પણ જ્ઞાનવિના સ્થૂલ દેહ નાશ પામે છે, કિન્તુ

भोग जबहि प्रारब्धके, भुगत लहत है अंत।
वर्तमान तनकी निवृत्ति, पावत संत असंत ॥ १९० ॥

જ્યારે પ્રારબ્ધના ભોગ ભોગવવાથી પ્રારબ્ધનો અંત થાય છે ત્યારે સત્પુરૂષ કે અસત્પુરૂનો વર્તમાન સ્થૂલ દેહ નિવૃત્ત થાય છે અર્થાત્ જ્ઞાનીના સ્થૂલ દેહનું નિવર્તક જ્ઞાન નથી કિન્તુ પ્રારબ્ધનો અંત છે.

यदि कोऊ ऐसा कहे, लिङ्गदेह निवृत्ति।
वोहि ज्ञानफल होत है, यहभी इक आपत्ति ॥ १९१ ॥

જો કોઈ એમ કહે કે જ્ઞાન જ્ઞાનીના લિંગદેહ (સૂક્ષ્મ શરીર) નું નિવર્તક છે તો એ પણ યોગ્ય નથી.

नाशक लिङ्ग शरीरका, होत न साक्षात् ज्ञान।
युक्तियुक्त सिद्धान्त यह, जानहु शिष्य सुजान ॥ १९२ ॥

જ્ઞાનીના સૂક્ષ્મદેહ (લિંગદેહ)ની નિવૃત્તિ કેવળ જ્ઞાનથી થતી નથી. જો એમ હોય તો જ્ઞાન થયા પછી જ્ઞાનીનો વર્તમાન સ્થૂલ દેહ નિવૃત્ત થવો જોઈએ, પણ તેમ થતું નથી માટે જ્ઞાનોત્તર કાળમાં પ્રારબ્ધનો અંત આવે ત્યારેજ પ્રારબ્ધાન્ત પૂર્વક જ્ઞાનીના સૂક્ષ્મ દેહનો નાશ થાય છે. આ વિષયને નિચેના દોહાથી શ્રી ષટ્પ્રજ્ઞસ્વામીજી કહે છે

कारन जीवन्मुक्तकों, भयो ज्ञान उद्योत।

तदपि लिङ्ग शरीरकी, निवृत्ति कबहु न होत ॥ १९३ ॥

જીવન્મુક્તને જ્ઞાન થયું ત્યારે લિંગશરીરની નિવૃત્તિ થવી જોઇએ, પણ દેહ નિવૃત્તિ થતી નથી.

यातें निवृत्ति लिङ्गकी, है न ज्ञानफलरूप ।

निश्चय ऐसो कर गये, इस जगमें मतिभूप ॥ १९४ ॥

એટલામાટે લિંગદેહની નિવૃત્તિ જ્ઞાનથી નથી થતી એમ જગત્માં મહાન્ પુરૂષો કહી ગયા છે.

नाशक है द्वय कार्यके, तामें प्रकट प्रभाव ।

एक विरोधी पदार्थको, जो होवे सद्भाव ॥ १९५ ॥

કાર્યનાં નાશ કરનાર બે પદાર્થો ગણાય છે. તેમાં એક વિરોધી પદાર્થનો જે સદ્ભાવ તે અને

साधनकी निवृत्ति वह, द्वितीय भेद दरसात ।

उदाहरन उन दोउके, सुनहु शान्त ह्वै तात ! ॥ १९६ ॥

સાધનાભાવ તે બીજો ભેદ છે. હે શિષ્ય ! શાન્ત બની એ બન્નેનાં ઉદાહરણ શ્રવણ કરો.

चोपाई–ज्यों दीपकमें सतैल वर्ती, होनेपरभी विरोधवर्ती ।

समीरको सद्भावजु पाई, दीपक शान्ति लहत सकुचाई ॥१९७॥

જેમ દીપકમાં તેલ અને વાટ હોવા છતાં પણ વિરોધી વાયુનો સદ્ભાવ પ્રાપ્ત થતાં સંકોચાઇ દીપક શાન્ત બને છે.

कबहुक वर्ती तैल अभावा, शान्त होत उन ज्योतिप्रभावा ।

लिंग देहका साक्षात् योंही, है न वस्तुतः कोऊ द्रोही॥ १९८ ॥

કોઇ સમયે વાટ અને તેલ રૂપી સાધનના અભાવથી દીપક શાન્ત થાય છે. અહિં લિંગ દેહનો નાશક કોઇ વિરોધી પદાર્થ નથી પણ

किन्तु अन्त प्रारब्धजु पावे, अनारब्ध निज अंत दिखावे ।

लिंग देहका विनाश तबही, कहत संत अद्वयमति सबही॥१९९॥

પ્રારબ્ધ કર્મનો અંત અને અનારબ્ધ [ સંચિત ] કર્મનો નાશ તે બન્નેથી લિંગદેહનો નાશ થાય છે એમ અદ્વૈત મતિવાળા સંતો કહે છે.

**लिंगदेह ज्ञानीका स्पष्ट हि, अनारब्धतें होत विनष्ट हि ।**

**ओर भोग प्रारब्ध कहावे, उनके अंत निवृत्ति पावे ॥ २०० ॥**

જ્ઞાનીનો લિંગદેહ સ્પષ્ટ રીતે સંચિત કર્મના અંતથી અને પ્રારબ્ધ કર્મના અંતથી નિવૃત્ત થાય છે,

**लिंगदेहका मात्र निवर्तक, संसृतिमें प्रारब्धहि है इक ।**

**ज्ञान समयमेंभी शुभ युक्ति, सिद्ध होत है विदेहमुक्ति ॥२०१॥**

લિંગદેહનો નિવર્તક સંસારમાં માત્ર અનારબ્ધ કર્માન્ત સહિત પ્રારબ્ધાન્ત છે, જ્ઞાન સમયે પણ વિદેહમુક્તિ સિદ્ધ થાય છે.

**अपने पूर्वाचार्य कहत यों, विद्यारण्य नाम स्वामी त्यों ।**

**बृहदारण्य नाम उपनिषद्जु, तामें याज्ञवल्क्य[1] निर्मदजु॥२०२॥**

એમ આપણા પૂર્વાચાર્ય વિદ્યારણ્યસ્વામી જીવનમુક્તિવિવેકમાં કહે છે. વળી બૃહદારણ્ય ઉપનિષદ્‌માં નિરભિમાની યાજ્ઞવલ્કયમુનિ—કહે છે જે

**"अभयं वै जनकादि" कहत है, जो प्रमाणरुप यहँ ठहरत है ।**

**तजत ज्ञानसमकालीन काया, उन विदेह कैवल्यहि पाया ॥२०३॥**

"અભયં વૈ જનક! પ્રાપ્તોઽસિ" હે જનકરાજન્! તમે નિશ્ચયપૂર્વક અભયને અર્થાત્ વિદેહમુક્તિને પ્રાપ્ત થયા છો.)" આ યાજ્ઞવલ્કય મુનિનું વાકય જ્ઞાન સમયમાં વિદેહ કૈવલ્યને કહેનારૂં છે. જ્ઞાનસમયે દેહ હોય તોપણ તેને દેહાભિમાન ન હોવાથી વિદેહમુક્ત કહે છે.

**शोकरहित ऐसा जन ज्ञानी, मृत्युसमय निज स्मृति अनजानी ।**

**तीर्थ स्थान श्वपचके गेहा, तजत यदि रुजवश निजदेहा॥२०४॥**

શોકરહિત બનેલ એવો જ્ઞાની પુરૂષ મૃત્યુસમયે પોતાનું ભાન ભૂલી તીર્થ-સ્થાને અથવા ચાંડાલના ઘરમાં રોગવશ બની કદાચ પોતાનો દેહ તજે

---

१ 'अभयं वै जनक प्राप्तोऽसि'

**तदपि लहत कैवल्य परमजु, मुक्ति उभयको सुनु अब क्रमजु।**
**जीवन्मुक्तिमें साधारण, ज्ञान होत है निशदिन कारण॥ २०५॥**

તોપણ કૈવલ્ય [મુક્તિ]ને પામે છે. હવે હે શિષ્ય! જીવન્મુક્તિ તથા વિદેહમુક્તિ એ બન્નેના પરમ સાધનોને શ્રવણ કરો. જીવન્મુક્તિમાં જ્ઞાન સાધારણ કારણ છે અને

**मनोनाश तृष्णाको मारण, दोउ असाधारण है कारण।**
**विदेहमुक्ति आनँदरूपा, सकल सराहत है यतिभूपा ॥ २०६ ॥**

મનોનાશ તથા વાસનાક્ષય એ બે અસાધારણ કારણ છે અને વિદેહમુક્તિ આનંદસ્વરૂપા છે એમ યતીવર્યો કહે છે

**वहां असाधारण अभिधाना, कारण केवल ज्ञान महाना।**
**लब्धराम! जब हो निःसंशय, मनोनाश अरु तृष्णाका क्षय ॥२०७॥**

વિદેહમુક્તિનું અસાધારણ કારણ કેવલ જ્ઞાનજ છે. હે લબ્ધરામ! જ્યારે સંશય વિના મનોનાશ અને વાસનાક્ષય થાય

**तब जीवन्मुक्ति स्वाभाविक, प्राप्त होत है यह निश्चय इक।**
**विदित वासना द्वयविध तामें, शुद्ध-मलिन अभिधा वसुधामें॥२०८**

ત્યારે જીવન્મુક્તિ સ્વાભાવિક પ્રાપ્ત થાય છે આ નિશ્ચય સત્ય છે. પૃથ્વીમાં વાસના બે પ્રકારની છે. એક શુદ્ધ અને બીજી મલિન.

**केवल तननिर्वाहलिये जिहि, साधन प्रभुने प्रकट किये तिहि।**
**इच्छत-ओर न उर अनुरागा, सांसारिक भोगनको त्यागा॥२०९॥**

માત્ર શરીરના નિર્વાહમાટે પ્રભુએ જે સાધન પ્રકટ કરેલાં છે તેથી નિર્વાહની ઇચ્છા રાખે, હૃદયમાં બીજી કંઇપણ ઇચ્છા ન હોય અને સાંસારિક ભોગોનો ત્યાગ કરવો

**शुद्ध वासना सोइ कहावे, मलिन–वोहि त्रयविधपन पावे।**
**लोक-शास्त्र अरु देह सबन्धजु, मलिन वासना त्रिविध प्रबन्धजु ॥२१०**

એ શુદ્ધ વાસના કહેવાય છે. મલિન વાસના ત્રણ પ્રકારની છે. એક લોકવાસના બીજી શાસ્ત્ર વાસના અને ત્રીજી દેહ વાસના એમ મલિન વાસનાના ત્રણ ભેદ છે.

"निन्दा कोउ करे न हमारी, स्तवन करे जग जनता सारी"।
ऐसी वासना जो स्थिति पावे, "लोकवासना" वोहि कहावे ॥२११॥

"મારી કોઇ નિન્દા ન કરે અને સમગ્ર જનસમૂહ મારી સ્તુતિ કરે" એવી જે વાસના જણાય તે "લોકવાસના" કહેવાય છે,

जाको प्रबल बतावन काजा, रामचन्द्र प्रभु रघुकुल राजा।
तजत भये पतिवृत प्रिय जाकों, ऐसी रमणी मणि सीताकों ॥२१२

જે લોકવાસનાની પ્રબળતા બતાવવા માટે રઘુકુલરાજ પ્રભુ શ્રી રામચન્દ્રજીએ જેમને પતિવ્રત પ્રિય હતું એવાં સ્ત્રીરત્ન સીતાજીનો ત્યાગ કર્યો.

त्योंही द्विज उत्तर दिग्वासी, वैदिक विद्याके जु विलासी।
उनकों दक्षिण देशीय ब्राह्मन, कहत मांसभक्षक अप्रशँसन॥२१३॥

એવીજ રીતે ઉત્તર દિશામાં નિવાસ કરનારા બ્રાહ્મણો વેદવિદ્યાના વિલાસી છે, તેઓને દક્ષિણ દેશમાં રહેવાવાળા બ્રાહ્મણો માંસભક્ષક [માંસખાનારા] કહે છે તે ઉત્તર દિગ્વાસીની નિન્દા કરનારૂં વચન છે.

वह दक्षिणके द्विज तजिकें नय, मातुल कन्या सह निज परिणय।
रचत-कहत अस दक्षिणवासी, लोकवासना दुःखद जु भासी ॥२१४॥

એ દક્ષિણના બ્રાહ્મણો નીતિનો ત્યાગ કરી મામાની પુત્રી સાથે પરણે છે એમ ઉત્તર દિશાના બ્રાહ્મણો કહે છે. આ રીતે લોકવાસના દુઃખદેનારી ભાસે છે.

शास्त्रवासना तीन प्रकारा, पाठ व्यसन प्रथम निर्धारा।
पुनि बहु शास्त्र व्यसनजु द्वितीय है, अनुष्ठानका व्यसन तृतीय है२१५

શાસ્ત્રવાસના ત્રણ પ્રકારની છે. પ્રથમ પાઠવાસના, દ્વિતીય બહુશાસ્ત્રવાસના અર્થાત્ વિશેષ પુસ્તકોનો સંગ્રહ અને તૃતીય અનુષ્ઠાનવાસના છે.

दोहा—भरद्वाजकों दुःख भयो, अतिहि पठनकी आश।
पुरुषायुष त्रयतें कियो, जिन्हे वेद अभ्यास ॥ २१६ ॥

અતિ પઠનની આશાથી મુનિ ભરદ્વાજને દુઃખ થયું. પુરૂષનું જે પરમ આયુષ છે તેનાથી ત્રણગણા આયુષ પર્યન્ત તેઓએ વેદનો અભ્યાસ કર્યો

तदपि ओर स्वाध्यायकी, इच्छा उर अधिकाइ।
बोले सुरपति उस समय, हे ऋषिओंके राइ ॥ २१७ ॥

તોપણ વધારે સ્વાધ્યાય કરવાની તેમના હૃદયમાં ઇચ્છા વધી તેમના પ્રતિ એક સમયે ઇન્દ્ર બોલ્યા જે હે ઋષિઓના રાજન્!

मानव आयु चतुर्थ में, तुम्है देतहों आज।
सुनतेही संतुष्ट ह्वै, कहत भये ऋषिराज ॥ २१८ ॥

મનુષ્યનાં પરમ આયુષ્ય જેટલાં ત્રણ આયુષ તમે ભોગવ્યાં અને ચોથું આયુષ્ય હું આજે તમોને આપું છું. આ સાંભળતાંજ ઋષિરાજ ભરદ્વાજ સંતુષ્ટ બની કહેવા લાગ્યા જે

चतुर्थ आयुषतें अबें, मैं करिहों स्वाध्याय।
यह स्थल सुरपतिके हृदय, छई दयाकी छांय ॥ २१९ ॥

ચતુર્થ આયુષ્યથી હવે હું સ્વાધ્યાય કરીશ.આ સમયે ઇન્દ્રના હૃદયમાં કરૂણાની છાયા છવાઇ

मनही मन शोचत वही, शास्त्र पठनमें मस्त।
भरद्वाज देखे अहा, मलिन वासना ग्रस्त ॥ २२०

અને તેઓ મનમાં શોચ કરવા લાગ્યા જે શાસ્ત્રપઠનમાં મસ્ત આ ભરદ્વાજ ઋષિ મલિનવાસના યુક્ત દેખાય છે

हरिगीत–यह द्विज महा तृष्णातरंगिणीके प्रवाह पतित है।
यातें अहा उनको सदाही होनहारजु अहित है ॥
अस शोच सुरपतिने सुखद शुभ ब्रह्मविद्याको वहां।
उपदेश किय ऋषिराजकों वृत्तान्त यह जिसमें रहा ॥ २२१ ॥

આ બ્રાહ્મણ મહાન્ તૃષ્ણારૂપી નદીના પ્રવાહમાં પડ્યા છે, જેને લઇ એમનું નિરન્તર અહિત [અશુભ] થવાનું છે. આમ વિચારી ઇન્દ્રે ત્યાંજ એમને સુખદાયક બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કર્યો. આ વૃત્તાન્ત જે ગ્રન્થમાં છે

वह तैत्तरीय समन्वितजु ब्राह्मण सदा द्रष्टव्य है ।
द्रष्टान्त दुर्वासा मुनिका ओरभी श्रोतव्य है ॥
इक समय वह ऋषिराय अगणित ग्रन्थभार उठाइकें ।
साष्टांग वन्दन करत भयऊ शंभु सन्निध आइकें ॥ २२२ ॥

તેનું નામ તૈત્તરીય બ્રાહ્મણછે.હવે બહુ શાસ્ત્રસંગ્રહ વ્યસનમાં દુર્વાસા મુનિનું દ્રષ્ટાન્ત પણ સાંભળવા યોગ્ય છે. એક સમયે એ ઋષિરાજ દુર્વાસાએ ગણી ન શકાય તેટલા ગ્રન્થોનો ભાર ઉપાડીને કૈલાસમાં શ્રી શંકર સમીપે આવી સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા.

उस समय नारदमुनि सभामें जो उपस्थित थे वही ।
उपहासमें कछु कहन लागे भार क्यों ऋषिवर! यही ॥
गर्दभकी न्यांई शास्त्रका तुम शिर उठा लाये यहां ।
देवाधिदेव समक्ष अस मुनिवर्य नारदने कहा ॥ २२३ ॥

એ સમયે નારદમુનિ મહાદેવની સભામાં હાજર હતા તેઓ ઉપહાસ [મશ્કરી] માં કહેવા લાગ્યા જે હે ઋષિવર ! આ ગર્દભ (ગધેડા) ની માફક શાસ્ત્રનો ભાર અહીં દેવાધિદેવ મહાદેવજી સમક્ષ શામાટે ઉપાડી લાવ્યા? આ રીતે મુનિવર્ય નારદજીએ કહ્યું

वह मानकें अपमान निज ऋषिराज कुपित भये अति ।
सब शास्त्र फेंक दिये सलिलमें जाइकें सागर प्रति ॥
तब आइ वह ऋषिपें दया श्रीनीलकँठके हृदयमें ।
दिय आत्मविद्याको उन्है उपदेश हिममय निलयमें ॥ २२४ ॥

તેને પોતાના અપમાનરૂપ માની ઋષિરાજ દુર્વાસા અત્યંત કોપાયમાન થયા અને સમુદ્ર પ્રત્યે જઈ બધાં શાસ્ત્રોને ફેંકી દીધાં. તે સમયે મહાદેવના હૃદયમાં એ ઋષિઉપર દયા આવી અને તેમને કૈલાસમાં આત્મવિદ્યાનો ઉપદેશ આપ્યો.

यह आत्मविद्या मात्र शास्त्राध्ययनतें अप्राप्त है।
है प्राप्त अन्तर्मुख गुरुउर अतुल करुणा व्याप्त है॥
प्रवचन कियेतें प्राप्त होत न श्रवणतें अप्राप्य है।
पावे न बुद्धि कुशाग्र केवल त्यागतेंहि प्राप्य है॥ २२५॥

આ આત્મવિદ્યા કેવળ શાસ્ત્રોનાં અધ્યયનથી પ્રાપ્ત થતી નથી, કિન્તુ અન્તર્મુખી ગુરૂની અતુલ કરૂણા શિષ્ય ઉપર થાય ત્યારેજ પ્રાપ્ત થઇ શકે છે. પ્રવચન માત્રથી આત્મવિદ્યા પ્રાપ્ત થતી નથી, કુશાગ્રભાગ જેવી તીક્ષ્ણ બુદ્ધિ પણ તેને પ્રાપ્ત કરી શકતી નથી, માત્ર જ્ઞાનપૂર્વક ત્યાગથીજ એ વિદ્યા મેળવી શકાય છે.

दोहा–नारदकीभी वही दशा, चौसठ कला निधान।
थे परंतु पाये नहीं, आत्मविराम सुजान॥ २२६॥

મુનિવર્ય નારદજીની પણ એજ દશા થઇ હતી, તેઓ ચોસઠકળાના ભંડાર હતા, છતાં આત્મવિરામ પામ્યા નહિ.

प्राप्त भये जब आप्त मुनि, कोविद सनत्कुमार।
शरण ग्रह्यो उन चरणको, तब जान्यो निजसार॥ २२७॥

જ્યારે મહાન્ વિદ્વાન્ સનત્કુમાર જેવા આપ્ત (હિતેચ્છુ) મુનિ પ્રાપ્ત થયા અને એમના ચરણનું શરણ ગ્રહણ કર્યું ત્યારે તેઓએ આત્મતત્ત્વને જાણ્યું. આ દ્રષ્ટાન્ત નૂતન ગ્રન્થ અધ્યયન વ્યસસનનું છે.

अनुष्ठान वह शास्त्रको, व्यसनरूप जो होत।
जातें दुःख दरियावको, सतत बहत है स्रोत॥ २२८॥

હવે અનુષ્ઠાન રૂપ જે વ્યસન છે તેને કહું છું. અનુષ્ઠાન વ્યસનથી વ્યસનીનું દુઃખરૂપી સમુદ્ર પ્રવાહમાં પતન થાય છે.

करतेथे बहु कर्म पुनि, निदाघ जाको नाम।
रिभुने उन उपदेश दिय, अमित रीत अभिराम॥ २२९॥

નિદાઘ નામના સત્પુરૂષ અનુષ્ઠાનરૂપી કર્મ અધિકાધિક કરતા હતા, મહાત્મા રિભુએ તેમને અમિત પ્રકારે સુન્દર ઉપદેશ આપ્યો.

तदपि कियो न निदाघने, कर्मजाड्यको त्याग ।
दासुर नामक पुरुषकों, शुभ कृतिहित बडभाग ! ॥ २३० ॥

તોપણ નિદાઘે કર્મરૂપી જડતાનો ત્યાગ કર્યો નહિ. હે શિષ્ય! તેમજ દાસુર નામના પુરૂષને શુભ કૃતિ કરવામાટે

मिली न पावन मेदिनी, यातें सुनु सब संत ! ।
शास्त्रवासना सुज्ञकों, अर्पत दुःख अनंत ॥ २३१ ॥

પવિત્ર પૃથિવી પ્રાપ્ત ન થઈ. એટલામાટે હે સર્વ સંતજનો! શ્રવણ કરો. શાસ્ત્રવાસના સુજ્ઞ પુરૂષોને પણ અનંત દુઃખ આપે છે.

देहवासनाभी दुःखद, जिनके तीन प्रकार ।
गुणाधान इक त्योंहि दुव, दोषापनयन द्वार ॥ २३२ ॥

દેહવાસના પણ દુઃખ દેનારીછે, જેના ત્રણ પ્રકાર છે. એક ગુણાધાન, બીજી દોષાપનયન અને

भ्रान्ति नाम है तीसरा, देहवासना भेद ।
गुणाधान तामें द्विविध, सुनु जन संत ! अखेद ॥ २३३ ॥

ભ્રાન્તિ નામે દેહવાસનાનો ત્રીજો ભેદ છે. તેમાં ગુણાધાનના બે પ્રકાર છે તે હે સર્વ સંતજનો! શ્રવણ કરો.

लौकिक अरु शास्त्रीय यों, उभय भेद अभिधान ।
गुणाधान लौकिक प्रथम, सुनु सब शिष्य सुजान! ॥ २३४ ॥

લૌકિક અને શાસ્ત્રીય એ રીતે ગુણાધાન દેહવાસના બે પ્રકારની છે. હે સુજ્ઞ શિષ્યો! તેમાં પ્રથમ લૌકિકગુણાધાન વાસનાને તમે સહુ શ્રવણ કરો.

चोपाई—तामें उत्तम शब्द द्वारा, गानादिक कोमल ध्वनिसारा।
करना मधुर स्वरतें त्योंही, स्वाध्यायकी रीति जो सोही ॥२३५॥

એ લૌકિક ગુણાધાનમાં ઉત્તમ શબ્દદ્વારા સંગીતરીતિ પ્રમાણે કોમલ ધ્વનિથી ગાન કરવું,

**भोग्य पदार्थ किहिबिध पाना, भोगी शरीरकों स्थूल बनाना ।**
**सुगन्धयुक्त पदार्थन पाई, उनकों तनपें अतिहि लगाई ॥२३६॥**

વળી કોઇપણ પ્રકારે ભોગ્ય પદાર્થોને પ્રાપ્ત કરી ભોગી શરીરને સ્થૂલ બનાવવું અને સુગન્ધયુક્ત પદાર્થો શરીર પર ખૂબ લગાડવા અને તેથી

**सुगन्धयुक्त शरीर बनाना, गुणाधान लौकिक यह जाना ।**
**गंगास्नान रु शालिग्रामा, तीर्थादिकका गमन सकामा ॥२३७॥**

શરીરને સુગન્ધયુક્ત બનાવવું આ લૌકિક ગુણાધાન વાસના છે. ગંગાસ્નાન, શાલિગ્રામ અને તીર્થ આદિનું સકામવૃત્તિથી સેવન કરવું આ સર્વ

**गुणाधान शास्त्रीय कहावे, देहवासना यों दरसावे ।**
**दूजा दोषापनयन जो है, वोभी द्विविध होकर मन मोहे॥ २३८॥**

શાસ્ત્રીય ગુણાધાન કહેવાય છે. આવી રીતે ગુણાધાન વાસનાને વિદ્વાન્ પુરૂષો સ્પષ્ટરીતે બતાવે છે. વળી બીજી દોષાપનયન નામની દેહવાસના છે તે પણ લૌકિક અને વૈદિક ભેદથી બે પ્રકારની છે.

**लौकिक वैदिक उन अभिधाना, सुनहु विवेचन संत सुजाना ! ।**
**मुखस्थ दुर्गन्धादिक जो नित, प्रक्षालनतें दूर करनहित॥२३९॥**

હે સુજ્ઞ સંતજનો ! એનું વિવેચન શ્રવણ કરો. નિરન્તર મુખમાં રહેલ જે દુર્ગન્ધ તેને દૂર કરવામાટે કોગળાઆદિ

**क्रिया होत वह लौकिक जानहु, वैदिक आचमनादि प्रमानहु ।**
**"सूर्यश्चादि[1]" मंत्र उपदिष्टजु, आचमनादि सुहावत इष्टजु॥२४०॥**

જે ક્રિયા કરવામાં આવે છે તેને લૌકિક દોષાપનયન દેહવાસના જાણવી અને આચમન આદિથી વૈદિક દોષાપનયન દેહવાસના સમજવી "સૂર્યશ્ચ મામન્યુશ્ચ" ઇત્યાદિ મંત્રથી ઉપદિષ્ટ આચમનથી વૈદિક દોષાપનયન વાસના જાણવી.

---

सूर्यश्च मामन्युश्च मन्युपतयश्च मन्युकृतेभ्यो पापेभ्यो रक्षन्ताम् यद्रात्र्यापाप मकार्षं मनसा वाचा हस्ताभ्यां पद्भ्यामुदरेण शिश्ना रात्रीस्तदवलुम्पन्तु यत्किंचित् दूरितमिदमहमामृतयोनौ सूर्ये ज्योतिषि जुहोमि स्वाहा ॥

नित्यबुद्धि जो अनित्य तनमें, पावनपन मति अनपावनमें ।
रमणीयपन अरमणीयतामें, भ्रान्ति वासना अति दुःख जामें॥२४१॥

અને અનિત્ય એવા દેહમાં નિત્યબુદ્ધિ, અપવિત્રમાં પવિત્રપણાની બુદ્ધિ, અને કુરૂપમાં રમણીયતાની મતિ એ ભ્રાન્તિ નામની દેહવાસના કહેવાય છે, જેનાથી અત્યન્ત દુઃખ થાય છે.

जो अध्यासहिका पर्याया, भ्रान्ति वासना भेद कहाया ।
देहवासना मलिन कहाई, गुणाधान आदिकतें छाई ॥ २४२ ॥

આ વાસના અધ્યાસરૂપા છે એને ભ્રાન્તિ વાસના કહે છે. ગુણાધાન આદિથી યુક્ત દેહવાસના મલિન કહેવાય છે

ज्यों सामान्य सुरीले गायक, निज स्वरकों सुमधुरता लायक।
करिबेकों अति यत्न करत है, बिन परिपाक न मोद भरत है॥२४३॥

જેમ સામાન્ય સુરવાળા ગાયક [ ગવૈયા ] પોતાના સુરને માધુર્યયુક્ત બનાવવા માટે અત્યન્ત યત્ન કરે છે, પરંતુ સ્વરના પરિપાક વિના તેઓ શ્રોતાને આનંદ આપી શકતા નથી.

मनुज घने विद्वान् बननकों, यत्न करत अति कर द्रढ मनकों।
शास्त्रपरिश्रमद्वारा पूरन, व्यतीत करत है आत्मिक जीवन॥२४४॥

તેમજ ઘણા મનુષ્યો વિદ્વાન્ બનવા માટે મનને દ્રઢ કરી અત્યંત પ્રયત્ન કરે છે અને શાસ્ત્રના પરિશ્રમ દ્વારા પોતાનું જીવન પૂર્ણપણે વ્યતીત કરે છે

दोहा–वह जनकी प्रतिभा तदपि, लहत न लव उद्योत ।
कालत्रयमें कल्पना, शक्तिशाली नहि होत ॥ २४५ ॥

તોપણ તે મનુષ્યની પ્રતિભા લેશ પણ ઉદયને પામતી નથી, તેમજ તેની કલ્પનાશક્તિ પણ વધતી નથી.

या बिध अतिदुःखरूप है, सकल वासना संत ! ।
यातें करिबो उचित है, उनको सत्वर अंत ॥ २४६ ॥

હે સંતજનો! આ રીતે સર્વ વાસનાઓ બહુજ દુઃખરૂપ છે, માટે તેનો અંત કરવો યોગ્ય છે.

होत न तन यह काहु बिध, गुणाधानके योग्य ।
क्योंकि बना जननी जनक, रेतरूप जो भोग्य ॥ २४७ ॥

આ શરીર કોઇપ્રકારે ગુણાધાનને યોગ્ય નથી. કારણ કે એ માતપિતાનાં રેત [વીર્ય]થી બનેલું છે અને ભોગનું સાધન છે

मूत्रद्वार अपवित्रतें, भया देह निष्क्रान्त ।
जो वेष्ठित है चर्मतें, कान्त मोहके ध्वान्त ॥ २४८ ॥

આ દેહ અપવિત્ર એવા મૂત્રદ્વારથી નિકળેલો છે અને ચામડાથી ઢંકાએલ એ શરીર મોહરૂપ અજ્ઞાનને લીધે કાન્તિયુક્ત જણાય છે.

विष्टा अरु मल मूत्रतें, भासत जो भरपूर ।
त्योंहि अमित रोगायतन, चिन्तामें चकचूर ॥ २४९ ॥

વિષ્ટા તથા મળમૂત્રથી ભરપૂર છે અને ઘણા રોગનું ઘર છે તેમજ પ્રતિરોજ ચિન્તાનો વિષય છે.

वही देहकी वासना, अर्थात् उनमें प्रेम ।
हेतु दुःख अत्यन्तको, सर्वमान्य यह नेम ॥ २५० ॥

એ દેહ વાસના અર્થાત્ દેહમાં પ્રેમ તે અત્યન્ત દુઃખના હેતુરૂપ છે. આ સર્વ નિશ્ચય અનુભવ સિદ્ધ છે

प्राणनिरोधाधीन है, देहवासना दुष्ट ।
क्योंकि प्राणके चलनतें, बनत पापिनी पुष्ट ॥ २५१ ॥

એ દુષ્ટ એવી દેહવાસના મનોનાશપૂર્વક પ્રાણનિરોધથી નષ્ટ થાય છે અર્થાત્ પ્રાણના નિરોધથી એ વાસનાનો તથા મનનો ક્ષય થાય છે, કારણ કે પ્રાણની ગતિથી એ પાપિણી વાસનાઓ પુષ્ટ બને છે.

चोपाई—प्राण प्रचलन शरीरमें जब, तृष्णा काहु विषयकी उर तब ।
उद्‌भव लहत करन उन रोधजु, इक उपाय है प्राननिरोधजु॥२५२॥

જ્યારે શરીરમાં પ્રાણનું પ્રચલન હોય છે ત્યારે હૃદયમાં કોઇએક વિષયની વાસના તેમજ મનના સંકલ્પ વિકલ્પ ઉદ્ભવ પાયે છે તેને અટકાવવા માટે પ્રાણનિરોધ એક સિદ્ધ ઉપાય છે.

**अरु हार्दिक कुंभक आदिनतें, प्राण स्तंभन करना जिनतें ।**
**निःसंकल्प बनत मन यातें, बहुरि वासना जन्म कहांतें? ॥२५३॥**

અને તે હાર્દિકકુંભક આદિથી પ્રાણ નિરોધ કરવો, જેથી મનને સંકલ્પ-રહિત કરવાથી વાસનાક્ષય સ્વભાવથી થાય છે

**प्राणनिरोधनिमित्त अनादि, आवश्यक है योग हठादि ।**
**यदपि उत्तम अधिकारी हित, योग हठादि है अति अनुचित॥२५४॥**

પ્રાણનિરોધ માટે હઠ આદિ યોગનું અનુષ્ઠાન કેટલાક પુરુષો કરે છે, પણ તે ઉત્તમ અધિકારી માટે અત્યન્ત અયોગ્ય ગણાય છે. વળી

**मनके निग्रहमें हठ योगा, चिरःस्थायी हेतु नहि होगा ।**
**यातें राजयोगके द्वारा, स्वभाववशीभूत श्रेष्ठ प्रकारा ॥ २५५ ॥**

મનોનિગ્રહમાં [મનને વશ કરવામાં] હઠયોગ દીર્ઘ કાળ પર્યન્ત થતો નથી માટે રાજયોગથી સ્વાભાવિક રીતે મનને વશ બનાવવું એ શ્રેષ્ઠ પ્રકાર છે.

**प्राणनिरोधहुतें बिन संभ्रम, मनशून्यत्व अति है उत्तम ।**
**हृदय कमल श्रद्धाका धरना, राजयोगका पूजन करना ॥२५६॥**

પ્રાણના નિરોધથી મનને ક્રિયા રહિત બનાવવું એ ઉત્તમ પ્રકાર છે. માટે હૃદય કમલમાં શ્રદ્ધાથી રાજયોગનું સેવન કરવું.

**राज्ञयोगकी विचाररूपा, जो भूमि है अतिहि अनुपा ।**
**शोचहु पहिले इतना तामें, अस्ति भाति प्रिय रूप सु जामें॥२५७॥**

રાજયોગની વિચારરૂપ જે અનુપમ ભૂમિકા છે તેમાં પ્રથમ એટલો વિચાર કરવો કે જેમાં અસ્તિ [છે,] ભાતિ (જણાય છે) અને પ્રિય [આનંદ] સ્વરૂપ

**नामसहित पंचहु अंशात्मक, जो द्रय चेतन अचेतनात्मक ।**
**ब्रह्मरूपहै अस्ति भाति प्रिय, नामरूप आत्मक जग गिनलिय॥२५८**

તેમજ રૂપ અને નામ સહિત પાંચ અંશાત્મક ચેતન અને અચેતન એ પદાર્થ છે. તેમાં અસ્તિ, ભાતિ અને પ્રિય રૂપ બ્રહ્મ છે અને નામ રૂપાત્મક ગત્ છે.

ह्मरूप आदित्रय भासत, सत् चित् आनँद स्वरुप प्रकाशत ।
चभूत गगनादिक सोहे, पुनि ब्रह्मादिक प्रानी जो है ॥२५९॥

પાંચ અંશમાં આદિના ત્રણ અર્થાત્ અસ્તિ ભાતિ અને પ્રિય તે સત્ ચિત્ । આનંદ સ્વરૂપ એ બ્રહ્મનુ સ્વરૂપ છે. આકાશ આદિ પંચ ભૂત અને બ્રહ્મા દિ જે દેવો છે

में ब्रह्मस्वरुपको लक्षण, अभिन्नवर्ती लसत प्रतिक्षण ।
मरूप द्वय भिन्न रहत है, विबुध उसीकों ब्रह्म कहत है ॥२६०॥

તેમાં બ્રહ્મસ્વરૂપનું લક્ષણ સચ્ચિદાનંદ સ્વરૂપ પ્રતિક્ષણ અભિન્ન રૂપે પ્રતીત । છે તે નામ રૂપથી ભિન્ન બ્રહ્મ છે.

तें उन द्वयको करि त्यागा, सच्चित् आनँदमें अनुरागा ।
ह्यान्तर कर चित्तनिरोधा, राजयोगमें आत्मप्रबोधा ॥ १६१ ॥

માટે નામ-રૂપ બન્નેનો બાધ કરી, સત્ ચિત્ આનંદરૂપ બ્રહ્મને અતંરબાહ્ય રસ જાણી તેમાં ચિત્તનો નિરોધ કરવો. આ રીતે રાજયોગનો અભ્યાસ કરવાથી ત્મસાક્ષાત્કાર થાય છે.

हा—समाधिका वह रूप है, राजयोग रमणीय ।
पने पूर्वाचार्यने, भेद उभय कर दीय ॥ २६२ ॥

આ રાજયોગ સુખરૂપ છે અને જ્ઞાનીને નિરન્તર અભ્યસ્ત હોય છે. રાજયોગ ાધિથી સત્પુરૂષો મોક્ષને પામે છે. પૂર્વાચાર્યોએ રાજયોગના બે ભેદ કહ્યા છે.

विकल्प रु अविकल्प यों, समाधि उभय प्रकार ।
नुष्ठानको स्थान जिहि, है हृदेश उदार ॥ २६३ ॥

સવિકલ્પ અને નિર્વિકલ્પ એ રીતે આ રાજયોગસમાધિ બે પ્રકારનો છે । જેના અનુષ્ઠાનનું સ્થાન હૃદય પ્રદેશ છે.

ने सविकल्प समाधिके, भेद उभय है संत ! ।

तामें इक द्रश्यानुविध, जानहु अभिधावंत ॥ २६४ ॥

વળી હે સંતજનો! સવિકલ્પ સમાધિના બે ભેદ છે. તેમાં એકનું નામ દ્રશ્યાનુવિધ છે.

द्वितीय भेद् शब्दानुविध, समाधि काटत कष्ट ।
लब्धराम! वह दोउकी, सुनु व्याख्या अब स्पष्ट ॥ २६५ ॥

અને બીજાનું નામ શબ્દાનુવિધ છે. આ બન્ને સમાધિ સમગ્ર કષ્ટોને દૂર કરનાર છે. હે લબ્ધરામ! હવે એ બન્ને ભેદની સ્પષ્ટ વ્યાખ્યા શ્રવણ કરો.

कामादिक जो द्रश्य है, देनहार अति त्रास ।
चित्तबिच चित् साक्षी है, उनका करत प्रकाश ॥ २६६ ॥

અત્યંત ત્રાસ આપનાર જે કામક્રોધ આદિ દ્રશ્ય ચિત્તમાં છે તેનો સાક્ષીરૂપ ચૈતન્ય પ્રકાશક છે.

योगीके मन यह समय, होवे विषय प्रतीत ।
कामादिक तब हृदयमें, शोचे वह यह रीत ॥ २६७ ॥

યોગીના મનમાં કામ આદિ વિષયો પ્રતીત થાય એ સમયે એ યોગી પુરૂષ આ રીતે વિચાર કરે જે

कामादिक सब द्रश्य है, मैं हों द्रष्टा बुद्ध ।
अप्रकाश्य कामादि अरु, मैंहि प्रकाशक शुद्ध ॥ २६८ ॥

કામ આદિ સર્વ દ્રશ્ય છે અને હું એનો માત્ર દ્રષ્ટા છું. કામ આદિ સર્વ પ્રકાશ રહિત છે. હું એ સર્વનો સાક્ષી રૂપે પ્રકાશક છું.

मेरी सत्तातें सकल, विषयजु सत्तावान ।
यातें मयि अध्यस्त सब, रागादि विषय भान ॥ २६९ ॥

મારી સત્તાથી સમગ્ર વિષયો સત્તાવાન્ છે અને મારામાં તે અધ્યસ્ત છે

मैं स्वतंत्र अरु ज्ञानमय, ऐसा योगी जान ।
कामादिककों तुच्छ अति, जानत बुद्धिनिधान ॥ २७० ॥

હું સ્વતંત્ર અને જ્ઞાનરૂપ છું એવું જાણી યોગી પુરૂષ હૃદયગત કામાદિને અત્યંત તુચ્છ ગણે છે.

ज्ञानरुपहि साक्षी वह, रहत यहो सविकल्प ।
समाधि युत द्रश्यानुविध, योगी गिनहु अनल्प ॥ २७१ ॥

અને તે રાજયોગી જ્ઞાન સ્વરૂપ સાક્ષીરૂપે હોય છે. આ યોગીને દ્રશ્યાનુવિધ સવિકલ્પ સમાધિવાળો જાણવો.

चोपाई–शब्दानुविध समाधिवंता, जो है जगमें संत अनंता ।
उनतें कक्षा कनिष्टके वो, द्रश्यानुविध समाधियुत जो ॥ २७२ ॥

જગતમાં શબ્દાનુવિધ સમાધિવાળા જે અનંત સંતજનો છે તેના કરતાં દ્રશ્યાનુવિધ સમાધિવાળા યોગી નીચી કક્ષાના ગણાય છે.

द्रश्यानुविध समाधि है वर, पैं उनके परिपाकानन्तर ।
शब्दानुविधको अधिकारजु, प्राप्त होत है उचित प्रकारजु॥२७३॥

દ્રશ્યાનુવિધ સમાધિ જો કે શ્રેષ્ઠ છે, પરંતુ એના પરિપાક પછી શબ્દાનુવિધ સમાધિનો અધિકાર પ્રાપ્ત થાય છે.

कामादिकी जब होत निवृत्ति, तब योगीकी अन्तर्वृत्ति ।
में अखण्ड सच्चित् आनँदजु, स्वप्रकाश हों एक अमंदजु ॥ २७४ ॥

જ્યારે કામ આદિ દોષો નિવૃત્ત થાય છે ત્યારે યોગીનાં અન્તઃકરણની વૃત્તિ "હું અખંડ છું, સચ્ચિદાનંદ છું, સ્વપ્રકાશરૂપ છું,"

असंग त्योंही द्वैत विवर्जित, निर्विकार आकार रहित नित ।
यही सुदृढ निश्चयकों पावे, शब्दानुविध समाधि कहावे ॥२७५॥

એક છું, અસંગ છું, દ્વૈતરહિત છું, નિર્વિકાર છું, નિરાકાર છું અને નિત્ય છું એ રીતના દૃઢ નિશ્ચયને પ્રાપ્ત થાય તે શબ્દાનુવિધસવિકલ્પસમાધિ કહેવાય છે.

समाधि जो सविकल्प कहावे, भेद उभय उनके जु सुहावे ।
बाह्य–आन्तरिक अस अभिधानजु, उनको सुनु अब स्पष्ट विधानजु

હે સંતજનો! જે સવિકલ્પ નામનો સમાધિ છે તેના બે ભેદ છે. એક બાહ્ય અને બીજો આન્તરિક. હવે એનું સ્પષ્ટરીતે વિધાન કહું છું તે શ્રવણ કરો.

**विषय विकासक साक्षीपनतें, असंगादिपनतें–निर्जनतें ।**
**होत हृदयमें जब शुभ रीति, प्रत्यय आत्माकार प्रतीति ॥२७७॥**

વિષયોનો પ્રકાશ કરનાર સાક્ષીની અસંગાદિપણાથી જ્યારે હૃદયમાં સારી રીતે આત્માકાર પ્રત્યયની પ્રતીતિ થાય

**भेद आन्तरिक तब पहिचानहु, बाह्यभी उसबिध कृतितें जानहु ।**
**लब्धराम! यों चारि प्रकारा, समाधिमें सविकल्प उदारा ॥२७८॥**

ત્યારે આન્તરિક દ્રશ્યાનુવિધસમાધિ જાણવો અર્થાત્ ચિત્તગત રાગાદિનો બાધ કરી સાક્ષીમાત્રનું નિરભાસનપણું જે વૃત્તિમાં થાય છે તે વૃત્તિને આન્તરિક દ્રશ્યાનુવિધસમાધિ કહેવામાં આવે છે. તેમજ બાહ્ય પ્રદેશમાં ઘટપટાદિ આકારાતા રૂપે વૃત્તિ પરિણામને પામે છે ત્યારે દ્રશ્યાનુવિધ યોગી ઘટાદિ વિષયોનો બાધ કરી કેવલ અધિષ્ઠાન ચેતનને દેખે છે. આવીરીતે આન્તરિક તથા બાહ્ય ભેદથી દ્રશ્યાનુવિધસમાધિ બે પ્રકારનો છે તેમજ "અસંગોઽહમ્" હું અસંગ છું, "નિર્વિકલ્પોઽહમ્" હું નિર્વિકલ્પ છું "ચિદ્રૂપોઽહમ્" હું ચૈતન્ય સ્વરૂપ છું; "શુદ્ધોઽહમ્" હું શુદ્ધ છું ઈત્યાદિ આકારવાળી અન્તઃકરણની જે અખંડ વૃત્તિ તેને આન્તરિક શબ્દાનુવિધ સમાધિ જાણવો. તેમજ બાહ્ય વિષય દેશમાં અસંગાદિઆકારા અન્તઃકરણની જે વૃત્તિ તેને બાહ્યશબ્દાનુવિધસમાધિ જાણવો. હે લબ્ધરામ! આરીતે સવિકલ્પ સમાધિ ચાર પ્રકારનો છે

**कह्यो–सुन्यो तुमने बहुरि अब, निर्विकल्प तात्पर्य सुनहु सब ।**
**वह भी द्विविध है बाह्य रु आन्तर, व्याख्या उनकी स्पष्ट कहों वर २७९**

જે મેં તમોને કહ્યો. હવે નિર્વિકલ્પ સમાધિનું સર્વ તાત્પર્ય કહું છું તે શ્રવણ કરો. એ નિર્વિકલ્પ સમાધિ પણ બે પ્રકારનો છે. એક બાહ્ય અને બીજો આન્તરિક. એ બન્નેની શ્રેષ્ઠ એવી સ્પષ્ટ વ્યાખ્યા કહું છું.

**वृत्ति काहु भी प्रतीयमानजु, ध्येयभिन्न होवे नहि ज्ञानजु ।**
**ध्याता ध्यान रहित जो केवल, ध्येयाकार चित्त हो निर्मल ॥२८०॥**

આત્મરૂપધ્યેયભિન્ન કોઇપણ વૃત્તિમાં વિષયપ્રતીત ન થાય અને જે ચિત્તવૃત્તિ ધ્યાતા અને ધ્યાન રહિત નિર્મળ કેવલ ધ્યેયાકાર હોય

प्रकाश उन चित्तको जो नीको, निर्विकल्प है नाम उसीको ।
ज्यों प्रदेश होवे बिन वाता, तद्गत सुन्दर प्रकाशदाता ॥२८१॥

એ ચિત્તવૃત્તિનું નામ નિર્વિકલ્પ નામનો સમાધિ કહેવાય છે. જેમ વાયુ રહિત પ્રદેશમાં સુંદર પ્રકાશ આપનાર

दीपशिखा इक रस उलहत है, अन्तराय बिन अचल रहत है ।
त्यों योगीको चित्तवृत्ति चिर, निर्विकल्पमें भासत है स्थिर ॥२८२॥

દીપકની શિખા એકરસ બની રહે છે અને તે કોઇપણ પ્રકારના અન્તરાય વિના અચલ હોય છે. તેમ યોગીની ચિત્તવૃત્તિ દીર્ઘકાલ પર્યન્ત સ્વરૂપાકાર બની નિર્વિકલ્પ સમાધિમાં સ્થિર ભાસે છે.

ज्यों निर्जल घट बाह्य रु अन्तर, भासत शून्य त्योंहि यति घट घर ।
निर्विकल्पमें निर्विषयात्मक, शून्य होइकें प्रकटत रस इक ॥२८३॥

જેમ જળ રહિત ઘટ અંદર અને બાહેર શૂન્ય હોય છે તેમ યોગીની ચિત્તવૃત્તિ નિર્વિકલ્પ સમાધિમાં નિર્વિષયાત્મક [વિષયથી શૂન્ય] બની એક રસ [બ્રહ્માકાર] હોય છે.

दोहा—स्वरुपभिन्न उनकों कछु, भासत नहि उस काल ।
जलगत घट अन्तर् बहिर्, ज्यों परिपूर्ण रसाल ॥२८४॥

ઉક્ત યોગીને એ સમયે સ્વરૂપથી ભિન્ન કંઇપણ ભાસ થતો નથી. જેમ જળની અંદર રહેલો ઘટ અંદર તથા બાહેર જળરૂપી રસથી પરિપૂર્ણ હોય છે.

त्यों योगीके चित्तकी, वृत्ति ब्रह्माकार ।
निर्विकल्पमें होत है, अरु इस समयमँझार ॥ २८५ ॥

તેવીજ રીતે નિર્વિકલ્પ સમાધિમાં યોગીની ચિત્તવૃત્તિ બ્રહ્માકાર હોય છે. આ સમયમાં

योग उभय—द्रश्यानुविध, शब्दानुविध नाम ।

निम्न रहत यह भूमितें, पुनि वह स्थल अभिराम ॥ २८६ ॥

દ્રશ્યાનુવિદ્ધ અને શબ્દાનુવિદ્ધરૂપ જે સવિકલ્પસમાધિ છે તે નિર્વિકલ્પ સમાધિની પૂર્વાવસ્થા છે. નિર્વિકલ્પસમાધિકાળમાં

इक रस ओर अखण्ड पुनि, स्वरुप सच्चिदानन्द ।

अविच्छिन्न उनको रहत, चिन्तन अति सुखकन्द ॥ २८७ ॥

એક રસ અને અખંડ એવું જે સચ્ચિદાનન્દ સ્વરૂપ તેનું સુખદાયક અવચ્છિન્ન ચિન્તન રહે છે.

यह समाधि रसको जबें, योगी लेत आस्वाद ।

स्तब्धीभावकों प्राप्त तब, होत वही अविवाद ॥ २८८ ॥

આ સમાધિરસનો જ્યારે યોગી આસ્વાદ ( અનુભવ ) કરે છે ત્યારે તે નિર્વિવાદ સ્તબ્ધીભાવને પ્રાપ્ત થાય છે.

सकल विश्व यह योगीकों, भासत आत्मस्वरूप ।

उत्थानावस्थिति जबें, उनकों मिलत अनुप ॥ २८९ ॥

એ યોગીને આ સમગ્ર જગત્ આત્મસ્વરૂપ ભાસે છે. જ્યારે એને અનુપમ એવી ઉત્થાન અવસ્થા પ્રાપ્ત થાય છે ત્યારે

तामें भी वह योगीकों, देह आदि अभिमान ।

गलित होत–मन याहितें, जहँ जहँ करत प्रयान ॥ २९० ॥

તેમાં પણ તે યોગીનું દેહાભિમાન નષ્ટ થએલું હોય છે અને તેનું મન જ્યાં જ્યાં પ્રયાણ કરે છે

तहँ तहँ चिन्तन स्वरुपको, समाधिरुप सरसात ।

ग्रन्थि अखिल तब हृदयकी, छिन्न भिन्न हो जात ॥ २९१ ॥

ત્યાંપણ તેને સ્વરૂપચિન્તનરૂપ સમાધિ થાય છે. અને એ સમયે તેના હૃદયની સમગ્ર અજ્ઞાનગ્રન્થિ નષ્ટ થાય છે.

चो.–असंभावना आदि अगणित, विघ्न ज्ञानबाधक है जो नित ।

उनका होत बहुरि उच्छेदन, कर्म शुभाशुभ नसत क्षीण बन ॥२९२॥

અને તે કાળમાં જ્ઞાનનો સદા બાધ કરનાર અસંભાવના આદિ જે અગણિત વિઘ્નો છે તેનો ઉચ્છેદ થાય છે અને જેનાથી શુભાશુભ કાર્યો ક્ષીણ બની વિનાશને પામે છે.

**जब योगी अति विशुद्ध चेतन, ब्रह्महितें जानत निज भेद न ।**

**तब उनकों भासत तुच्छ अनहद, मानव अज आदिकको आनँद ॥**

જ્યારે યોગી અત્યન્ત વિશુદ્ધ ચૈતન્ય સ્વરૂપ બ્રહ્મથી પોતાને અભિન્ન જાણે છે ત્યારે તેને મનુષ્યાનંદથી લઈ બ્રહ્માઆદિ દેવોનો આનંદ તુચ્છ ભાસે છે

**अर्थात् वह मानत है लघुतर, जो आनँद भोगत है सुरनर ।**

**लब्धराम! अध्यातम विषय यह, कहा जानि प्रिय संत सुखावह ॥२९४**

અર્થાત્ જે આનંદ દેવો તથા મનુષ્યો ભોગવે છે તે આનંદને પોતાના આનંદથી અત્યંત કનિષ્ઠ માને છે. હે લબ્ધરામ! આ અધ્યાત્મ વિષય સંતજનોને સુખ આપનાર તેમજ પ્રિય જાણી મેં કહ્યો.

**उपजे यदि उनमें सन्देहा, तो जीवन्मुक्त सुगुनगेहा ।**

**शोधि सेवि उन पद दिन रेना, शंकाका निर्णय कर लेना ॥२९५॥**

જો કદાચ એમાં તમોને સંદેહ ઉપજે તો સદ્ગુણના ગૃહરૂપ જીવનમુક્ત મહાત્માને શરણે જઈ એમનાં ચરણનું સેવન કરી શંકાનું સમાધાન કરશો.

**अपने पूर्वाचार्य दयामय, नीलकण्ठ स्वामी महदाशय ।**

**उन स्थापित यह आश्रम उत्तम, रक्षा करना उनकी यथाक्रम ॥२९६**

આપણા પૂર્વાચાર્ય દયાળુ મહાશય નીલકંઠસ્વામીએ સ્થાપેલ આ ઉત્તમ આશ્રમની યથાક્રમ તમારે તથા તમારી શિષ્ય પરંપરાએ રક્ષા કરવી.

**मंत्रराजका जप करना पुनि, शास्त्र मोक्ष प्रतिपादक त्यों सुनि ।**

**रखना उनका नित स्वाध्यायजु, जासों टरिहै जन्म अपायजु ॥२९७॥**

અને મંત્રરાજનો જપ કરવો તેમજ મોક્ષનું પ્રતિપાદન કરનાર શાસ્ત્રોનું શ્રવણ કરી એનો નિરન્તર સ્વાધ્યાય [અભ્યાસ] રાખવો, જેથી જન્મ મરણ ઉભયનો અંત આવશે અર્થાત્ મોક્ષ પ્રાપ્તિ થતાં જન્મ લેવો નહિ પડે અને જન્મને અભાવે મરણનો અભાવ સ્વાભાવિક થઇ જશે.

ब्रह्मनिष्ठ तुम सद्गुरु जानहु, साहिब सीताराम प्रमानहु।
यों हरि गुरुको अभेदरूपा, सद्गुरु साहिब वाक्य अनुपा ॥२९८॥

હે લબ્ધરામ! જે બ્રહ્મનિષ્ઠ અને બ્રહ્મશ્રોત્રિય હોય તેને સદ્ગુરૂ જાણશો અને આપણા સાહેબ (સ્વામી) સીતારામ છે. આ રીતે સદ્ગુરૂ અને સ્વામીના અભેદરૂપને કહેનારૂં "સદ્ગુરૂ સાહેબ" એ વાક્ય છે,

आवे संत कोउ यह स्थाना, सद्गुरु साहिब शब्द सुहाना।
सीताराम सहित उच्चारन, करि पद परना प्रेम प्रचारन ॥२९९॥

માટે આપણા સ્થાનમાં જે કોઈ સંત પધારે તેમજ આપણા મંડલમાં પરસ્પર પ્રણામ કરતી વખતે પ્રેમની વૃદ્ધિ અર્થે સીતારામ સહિત સદ્ગુરૂ સાહિબનો ઉચ્ચાર કરી પરસ્પર પ્રણામ કરવા.

सगुण ब्रह्म यह श्रीवटनाथजु, रामचन्द्र प्रभु है रति साथजु।
अर्चन उनका करना विधियुत, सुनु अर्चनविधि कहों गुरुश्रुत ॥३००

આ સગુણ બ્રહ્મ શ્રી વટનાથ-રામચન્દ્ર પ્રભુ છે એમનું પ્રીતિપુરઃસર વિધિ પ્રમાણે તમે પૂજન કરશો. હે લબ્ધરામ! મેં ગુરૂ યાદવસ્વામીજીના મુખથી જે રીતે શ્રવણ કરેલ છે તે રીતે અર્ચનવિધિ તમોને કહું છું તે શ્રવણ કરો.

प्रथम प्रातका नित्यकर्म करि, इष्ट नाम प्रिय रसनापें धरि।
प्रवेश प्रभुमन्दिरमें करना, देह दण्ड सम प्रभुपद धरना ॥३०१॥

પ્રથમ પ્રાતઃકાળનું સન્ધ્યાવન્દન આદિ નિત્ય કર્મ કરી પ્રિય એવું ઇષ્ટદેવનું નામ જીહ્વાપર ધારણ કરી પ્રભુમન્દિરમાં પ્રવેશ કરવો અને પ્રભુના ચરણમાં સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરવા.

दोहा–यों साष्टांग प्रणाम कर, बहुरि उभय कर जोर।
प्रभुप्रबोधन स्तोत्रकों, पढना यावत् शोर ॥ ३०२ ॥

આ રીતે સાષ્ટાંગ પ્રણામ કર્યા પછી બે હાથ જોડી પ્રભુ પ્રબોધન (પ્રભુને જાગૃત કરવાનું) સ્તોત્ર ઉચ્ચસ્વરથી બોલવું.

मन्दिर मार्जन आदितें, करकें परम पवित्र।
पूजोपस्कर प्रेमयुत, करना शिष्य! इकत्र ॥ ३०३ ॥

માર્જન આદિથી મન્દિરને પરમ પવિત્ર કરી હે શિષ્ય! પ્રેમપૂર્વક પૂજાની સામગ્રી એકત્ર [એકઠી] કરવી.

जल-चन्दन-तुलसी अरु, कुंकुम-बिल्व-अबीर।
गुलाल-अक्षत द्रव्य त्यों, सुगन्धमय कर स्थिर ॥ ३०४ ॥

જળ, ચન્દન, તુલસી, કુંકુમ, બીલીપત્ર, અબીર, ગુલાલ અને અક્ષત આદિ સુગન્ધમય પદાર્થો રાખી

वह पूजन संभारकों, ले अञ्जलिमें वारि।
प्रोक्षण करना मंत्र शुभ, मुख "भूरादि[1]" उच्चारि ॥ ३०५ ॥

અંજલિમાં જળ લઈએ પૂજા ઉપસ્કરનું મુખથી "ભૂરાદિ" મંત્રનો ઉચ્ચાર કરી પ્રોક્ષણ કરવું.

दीप उभय प्रकटाइकें, धरना दक्षिण वाम।
दक्षिणमें घृत दीप अरु, वाम तैलको धाम ॥ ३०६ ॥

અને પછીથી નિજમંદિરમાં બે દીવા પ્રકટાવી જમણી તથા ડાબી બાજુએ રાખવા, તેમાં જમણી બાજુએ ઘીનો અને ડાબી બાજુએ તેલનો દીવો રાખવો.

करना प्राणायाम पुनि, गुरु अरु देव सु इष्ट।
प्रणाम पूर्वक उनहिकों, स्मरिकें गुरु उपदिष्ट ॥ ३०७ ॥

તેપછી પ્રાણાયામ કરી ગુરૂ તથા ઇષ્ટદેવને પ્રણામ કરવા અને તેઓનું સ્મરણ કરી ગુરૂએ ઉપદેશેલ

देश काल कीर्तन सहित, पूजाको संकल्प[2]।

---

१ ॐ भूः पुनातु ॐ भुवः पुनातु ॐ स्वः पुनातु ॥

२ ॐ विष्णुः ॐ विष्णुः ॐ विष्णुः ॐ श्रीमहाविष्णोराज्ञयाऽद्य ब्रह्मणो द्वितीय परार्धे श्रीवैवस्वतमन्वन्तरेऽष्टाविंशतितमे कलियुगे तस्य च प्रथमचरणे श्वेतवाराहकल्पे

करिबो अतिही उचित है, जो है पुनित अनल्प ॥ ३०८ ॥

દેશ કાળનાં કીર્તન સહિત અર્થાત્ અમુક દેશે, અમુક માસે, અમુક તિથૌ, અમુક દિને આદિ બોલી પૂજાનો સંકલ્પ કરવો કે જે કર્મારંભમાં યોગ્ય અને મહાન્ પવિત્ર ગણાય છે.

भूतशुद्धिहित हस्तमें, ले अक्षत निजतंत्र ।

पढना "अपसर्पन्तु ते, भूता" नामक मंत्र ॥ ३०९ ॥

ભૂતશુદ્ધિ માટે હાથમાં અક્ષત [ચોખા] લઈ "અપસર્પન્તુ તે ભૂતાઃ" આ મંત્ર બોલવો.

चो.–तदनन्तर धरपें त्रयबारा, वाम चरनका करिजु प्रहारा ।

कलश-शंख-साधन निर्मलकों, अर्घ्यपात्र-घंटादि सकलकों ॥३१०॥

ત્યાર પછી પૃથ્વીપર ત્રણવાર ડાબા પગથી પ્રહાર કરવો અને વિશુદ્ધ કળશ, શંખ, અર્ધ્યપાત્ર તથા ઘંટા આદિ સમગ્ર સાધનનું

पूजि सविध गंगादिक द्वारा, सह प्रणाम शास्त्रोक्त प्रकारा ।

"ॐ असूनि ते" "द्यो जातादि", पञ्च मंत्रका पाठ अनादि ॥३११॥

ગંગા આદિનાં જળ દ્વારા વિધિપૂર્વક પૂજન કરી પ્રણામપૂર્વક શાસ્ત્રોક્ત રીતે અનાદિ એવા "ॐ અસૂનિ તે" તેમજ "દ્યો જાતાદિ" આદિ પાંચ મંત્રનો પાઠ

करिकें प्राणप्रतिष्ठा सुरकी, करना रखि उर्मी शुद्ध उरकी ।

यदि होवे प्रतिमा प्रतिष्ठापित, है नहि आवश्यक कछु उन हित ॥३१२

---

जम्बूद्वीपे भरतखण्डे आर्यावर्त्ते कुमारिकानाम्नि क्षेत्रे आनर्तदिव्यदेशे तत्तत् राशिनक्षत्रादिस्थितेषु तत्तत् ग्रहेषु मासानां मासोत्तमे महामंगलप्रदे अमुक मासे अमुक वारान्वितायां तिथौ अमुक गोत्रोत्पन्नो अमुक नामाहमनाद्यनन्तैश्वर्यकल्याणकृपाद्भुतावात्सल्यादिगुणगणविशिष्टमहाविष्णोः श्रीवटपतेः षोडशोपचारपूर्वकं पुरुषसूक्तमन्त्रैर्वा पौराणिकमन्त्रैः परमभक्त्या पूजनं करिष्ये ॥ इति संकल्पः ॥

કરી હૃદયમાં શુદ્ધ ભાવ રાખી દેવની પ્રાણપ્રતિષ્ઠા કરવી. જો વિધિપુરઃસર સ્થાપિત દેવ હોય તો તેને માટે ઉક્ત પ્રાણપ્રતિષ્ઠાની આવશ્યકતા નથી.

**बहुरि स्वकीय कर-पद अरु जानु, कटि-नाभि-हृद-न्यासनिदानु।**
**कण्ठ-बाहु-मुख-द्रग रु शिरः स्थल, पूरुष सूक्ततें न्यसित कर भल॥**

તે પછી પોતાનાં હાથ પગ, જાનુ, કટિ, નાભિ, હૃદય, કંઠ, બાહુ, મુખ, અને મસ્તક આદિ જે ન્યાસનાં સ્થલ છે તે પુરૂષસુક્તથી ન્યાસિત કરી

**निज निजके आराध्यजु देवा, न्यासविधियुत उनकी सेवा।**
**करना मंत्र सहित हितकारन "सहस्रशीर्षा"[1] आदि उच्चारन ३१४**

પોતપોતાના જે આરાધ્ય દેવો છે તેમની ન્યાસવિધિયુક્ત મંત્ર સહિત સેવા કરવી અને એ પૂજામાં સ્વકીય હિત અર્થે "સહસ્રશીર્ષા" આદિ મંત્રનો ઉચ્ચાર કરવો.

---

१ अथ वैदिकाधिकारीणां तथा च पुराणाधिकारीणां वैदिक पौराणिक क्रमेण श्री वटपतिषोडशोपचारपूजन प्रयोगः ॥ आचम्य प्राणानायम्य ॥ सुशान्तिर्भवतु ॥ अथ मंगलोच्चारणं कुर्यात् ॥ तद्यथा—ॐ भद्रं कर्णेभिः शृणुयामदेवाभद्रं पश्येमाक्षभिर्यजत्राः ॥ स्थिरैरंगैस्तुष्टुवाᳬसस्तनूभिर्व्यशेमहि देवहितं यदायुः ॥ इति वैदिकमंत्रोच्चारणं ॥ अथ पौराणिकमंगलमन्त्रोच्चारणं तद्यथा—यं ब्रह्मा वरुणेन्द्र० इति ॥ अथ नमस्कारः ॥ श्रीमन्महागणाधिपतये नमः । इष्ट देवताभ्यो नमः ॥ ( श्रीवटपतिदेवताभ्यो नमः ) कुलदेवताभ्यो नमः ॥ ग्रामदेवताभ्यो नमः ॥ स्थानदेवताभ्यो नमः ॥ वास्तुदेवताभ्यो नमः ॥ वाणीहिरण्यगर्भाभ्यां नमः श्रीलक्ष्मीनारायणाभ्यां नमः ॥ श्रीउमामहेश्वराभ्यां नमः ॥ शचीपुरंदराभ्यां नमः ॥ सर्वेभ्यो देवेभ्यो नमः ॥ सर्वेभ्यो ब्राह्मणेभ्यो नमः ॥ श्रीगुरुभ्यो नमः ॥ श्रीपरमगुरुभ्यो नमः श्रीपरात्परगुरुभ्यो नमः ॥ निर्विघ्नमस्तु ॥ ॐ शान्तिः शान्तिः शान्तिः ॥ सुमुखश्चैकदन्तश्च कपिलोगजकर्णकः ॥ लम्बोदरश्च विकटो विघ्ननाशो गणाधिपः ॥१॥ धूम्रकेतुर्गणाध्यक्षो भालचन्द्रो गजाननः ॥ द्वादशैतानि नामानि यः पठेच्छृणुया-

दपि ॥ विद्यारंभे विवाहे च प्रवेशेनिर्गमे तथा ॥ संग्रामे संकटे चैव विघ्नस्तस्य न जायते ॥ शुक्लांबरधरं देवं शशिवर्णं चतुर्भुजम् ॥ प्रसन्नवदनं ध्यायेत्सर्वविघ्नोपशान्तये ॥ अभीप्सितार्थ सिध्ध्यर्थं पूजितो यः सुरासुरैः ॥ सर्वविघ्नहरस्तस्मै गणाधिपतये नमः ॥ सर्वमंगलमांगल्ये शिवे सर्वार्थसाधिके ॥ शरण्ये त्र्यंबके गौरि नारायणि नमोस्तुते ॥ सर्वदासर्वकार्येषु नास्तितेषाममंगलम् ॥ येषां हृदिस्थो भगवान् मंगलायतनो हरिः ॥ तदेव लग्नं सुदिनं तदेव ताराबलं चन्द्रबलं तदेव ॥ विद्याबलं दैवबलं तदेव लक्ष्मीपते तेङ्घ्रियुगं स्मरामि ॥ लाभस्तेषां जयस्तेषां कुतस्तेषां पराजयः ॥ येषामिन्दीवरश्यामो हृदयस्थो जनार्दनः ॥ यत्र योगेश्वरः कृष्णो यत्र पार्थोधनुर्धरः ॥ तत्र श्रीर्विजयोभूतिर्ध्रुवानितिर्मतिर्मम ॥ सर्वेष्वारंभकार्येषु त्रयस्त्रिभुवनेश्वराः ॥ देवा दिशंतु नः सिद्धिं ब्रह्मेशानजनार्दनाः विनायकं गुरुं भानुं ब्रह्मविष्णुमहेश्वरान् ॥ सरस्वतीं प्रणम्यादौ सर्वकार्यर्थसिद्धये ॥ विष्णुर्विष्णुर्विष्णुः ॥ हस्तेजलमादाय संकल्पं कुर्यात् ॥ तद्यथा—श्रीमद्भगवतो महापुरुषस्य विष्णोराज्ञया प्रवर्तमानस्य अद्य ब्रह्मणोद्वितीये परार्धे श्रीश्वेतवाराहकल्पे वैवस्वतमन्वंतरे ॥ अष्टाविंशतितमे कलियुगे ॥ कलिप्रथमचरणे॥ भारतवर्षे ॥ भरतखण्डे ॥ जम्बूद्वीपे ॥ (कुमारिकाक्षेत्रे ॥ आनर्तदेशे ॥ उमागंगानदीतटस्थ पयः सरःपुरे ( दुग्धरेज ) श्रीगोदावर्य्याः पश्चिमदिग्भागे ॥ श्रीगोमत्याः पूर्वदिग्भागे श्रीशालिवाहनशाके ॥ श्रीविष्णोर्बुद्धावतारे ॥ अस्मिन् वर्तमाने अमुक संवत्सरे ॥ अमुकायने ॥ अमुकऋतौ ॥ अमुक मासे ॥ अमुक पक्षे अमुक तिथौ ॥ अमुक वासरे ॥ अमुक नक्षत्रे ॥ अमुक राशिस्थितेचन्द्रे ॥ अमुक राशिस्थिते श्रीसूर्ये ॥ अमुक राशिस्थिते देवगुरौ ॥ शेषेषु ग्रहेषु यथा यथा राशिस्थानस्थितेषु सत्सु ॥ एवं गुण विशेषेणविशिष्टायां शुभपुण्य तिथौ ॥

ममात्मनः ॥ श्रुतिस्मृति पुराणोक्तफलप्राप्त्यर्थं ॥ प्राप्तलक्ष्म्याश्चिरकालसंरक्षणार्थं ॥ ममैश्वर्य्याभिवृध्ध्यर्थं ॥ अप्राप्तलक्ष्मीप्राप्त्यर्थं ॥ सकलमनईप्सितकामनासंसिध्यर्थं ॥ लोके वा सभायां राजद्वारे वा सर्वत्र यशोविजयलाभादिप्राप्त्यर्थं ॥ इह जन्मनि जन्मान्तरे वा सकलदुरितोपशमनार्थं तथा च मम सभार्यस्य सपुत्रस्य

सबांधवस्य ॥ अखिलकुटुंबसहितस्य सपशोश्च समस्तभय व्याधिजरापीडामृत्युपरिहारद्वारा ॥ आयुरारोग्यैश्वर्याभिवृध्यर्थं ॥ तथा च मम विरुद्धस्थानस्थितक्रूरग्रहैः सूचितं सूचयिष्यमाणं च यत्सर्वारिष्टं तद्विनाशद्वारा सर्वदा लाभस्थानस्थितवच्छुभफलप्राप्त्यर्थं ॥ पुत्रपपौत्रादिसंततेरविच्छिन्नवृध्यर्थं ॥ सूर्यादिनवग्रहानुकूलता सिध्यर्थं ॥ दशदिक्पालप्रसन्नता सिध्यर्थं ॥ आधिदैविकाधिभौतिकाध्यात्मिकत्रिविधतापोपशमनार्थं ॥ धर्मअर्थकाममोक्षफलावाप्त्यर्थं च ॥ श्रीवटपति परमेश्वर प्रीत्यर्थं ॥ यथा ज्ञानेन यथामिलितोपचारद्रव्यैः पुरुषसूतेन तथा च पौराणिक श्लोकेन च ध्यानावाहनादि षोडशोपचारैः श्रीवटपतेः पूजनमहं करिष्ये ॥ इति प्रधानसंकल्पः ॥

तत्रादौकलशपूजनं ॥ स्ववामे कलशे जलं प्रपूर्य तत्र देवान् आवाहयेत् ॥ सर्वे समुद्राःसरितस्तीर्थानिजलदानदाः ॥ आयान्तुदेवपूजार्थं दुरितक्षयकारकाः ॥ कलशस्यमुखेविष्णुःकंठेरुद्रसमाश्रितः ॥ मूले तत्र स्थितो ब्रह्मामध्येमातृगणाः स्मृताः कुक्षौ तु सागराः सर्वे सप्तद्वीपावसुन्धरा ॥ ऋग्वेदोऽथयजुर्वेदः सामवेदोह्यथर्वणः अंगैश्चसहिताः सर्वे कलशं तु समाश्रिताः ॥ इत्यावाह्य ततो वरुणमावाहयेत् ॥ कलशेवरुणं सांगं सपरिवारं आवाहयामि इत्यावाह्य ॥ प्रार्थयेत् ॥ देवदानवसंवादेमथ्यमाने महोदधौ ॥ उत्पन्नोसि तदा कुम्भ विधृतोविश्नुना । स्वयम् त्वत्तोये सर्वतीर्थानि देवाः सर्वे त्वयिस्थिताः ॥ त्वयितिष्ठन्तिभूतानि त्वयि प्राणाः प्रतिष्ठिताः ॥ शिवः स्वयं त्वमेवासिविष्णुस्त्वं च प्रजापतिः॥ आदित्यावसवोरूद्राविश्वेदेवाः सपैतृकाः ॥ त्वयितिष्ठन्ति सर्वेऽपि यतः कामफलप्रदाः त्वत्प्रसादादिमं पूजां कर्तुमीहेजलोद्भव ॥ सांनिध्यंकुरुमेदेवप्रसंनो भव सर्वदा ॥ प्रसन्नो भव ॥ वरदोभव ॥ क्रों इत्यंकु शमुद्रयातीर्थान्यावाह्य ॥ ॐ ह्रीं गंगे च० ॥

इति तीर्थान्यावाह्य संपूज्य॥ ॐ ह्रीं कलशदेवताभ्यो नमः॥ सर्वोपचारार्थे गंधाक्षतपुष्पाणि समर्पयामि नमस्करोमि॥ कलशेधेनुमुद्राप्रदर्शनम् ॥ अष्टवारमभिमंत्रणं च ॥ अनंतरंकलशोदकेन पूज्यद्रव्याणि तथा च आत्मानं च संप्रोक्ष्य ॥ इति कल-

